શ્રીમંત સકલગુણાલંકૃત અખંડિતલક્ષ્મી રાજમાન્ય

રાજશ્રિયા વિરાજીત "સર પ્રભાશંકર દલપતરામ

પટણી કે. સી. આઈ. ઈ." ભાવનગર

કાઉન્સીલ ઑફ ઍડમિનિસ્ટ્રેશનના પ્રમુખ

સાહેબ એમને, તેમની ધર્મશીલતા તથા

ભક્તિજ્ઞાનાદિ સદ્વિદ્યાભિરૂચી જોઇને,

ગ્રંથકર્તાએ આ પુસ્તક પરમ

આદરપૂર્વક પ્રીતિયુક્ત

અંતઃકરણથી અર્પણ

કર્યું છે!

ગ્રંથકર્તા.

દત્તાત્રય બુવા.

सर प्रभाशंकर दलपतराम पट्टणी,
के. सी. आइ इ.



भावनगर काउन्सील ऑफ ऍडमिनिस्ट्रेशन के
प्रमुख साहेब.

A 3745-Lakshmi Art, Bombay, 8.

"કીર્તનાચાર્ય મહારાજ શ્રી દત્તાત્રેયબુવા વિરચિત"

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ



## પ્રથમ અને દ્વિતીયસ્કંધ.



-: પ્રકાશક :-

રામચંદ્રરાવ દત્તાત્રેય તાંબે,

ટ્રેઝરી ઑફિસર-ખંભાતસ્ટેટ.



( સર્વ પ્રકારના હક્ક પ્રકાશકે સ્વાધીન રાખ્યા છે. )



સુરત.

મિતી ચૈત્ર શુકલ ૯ સંવત્ ૧૯૭૮ સન ૧૯૨૨.



કિંમત રૂ. ૪ ચાર.

( ટપાલ વ્હી. પી. ખર્ચ જુદો.)

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
૯૯૨૪
૫૨ : ૪૨



પ્રથમ સ્કંધ સુરત "જૈન વિજય" પ્રીંટીંગ પ્રેસમાં શા૦ મુળચંદ કરશનદાસે છાપ્યો.

દ્વિતીય સ્કંધ તથા પ્રસ્તાવના, અનુક્રમણિકા ચઉટાના પુલપર ટાંકી પાસે આવેલા "શંકર" પ્રીન્ટીંગ પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યો.



# પ્રકાશકના બે બોલ.

ઘણાં વર્ષોથી મહારાજશ્રીના રસિક, પ્રેમી, જીજ્ઞાસુ શ્રોતૃવર્ગની એવી ઈચ્છા હતી કે આપ જેમ નિરંતર વિવિધ વિષયોનાં વ્યાખ્યાન કરો છો તે પ્રકારનો ગ્રંથ તૈયાર કરીને પ્રકટ કરો તો ઘણું ઉત્તમ થાય. એટલુંજ નહિ પણ હરેક શહેરમાં તેમના ચાતુર્માસિક વ્યાખ્યાન પ્રસંગે કેટલાક લોકો લખીને પણ સંગ્રહ કર્યા કરતા હતા. એ પ્રમાણે ઘણા લોકોની ઉત્સુકતા જોઈને મહારાજશ્રીએ વખતો વખત સંભળાવેલા અનેક વિષયોનોજ સાર સંગૃહિત કરીને, સામાન્ય જનતા પણ સમજી શકે એવી શૈલી રાખીને એમણે આ ગ્રન્થ લખેલ છે. એમાં એકજ વિષય ભિન્નભિન્ન રીતિથી અને ભિન્નભિન્ન ગ્રન્થોનાં પ્રમાણભૂત શ્લોકોથી તથા દૃષ્ટાંતોથી વિસ્તાર પૂર્વક અનેકવાર ચર્ચવામાં આવ્યો છે. તેનું કારણ તે વિષયની દૃઢતા અને સુલભતા થાય એજ છે. જે પ્રમાણે ગણિતનું એકજ ઉદાહરણ ભિન્નભિન્ન રીતિથી છોડાવાય છે તો કદી પછી તેની કઠીણતા રહેતી નથી. સમગ્ર ગ્રન્થ (દ્વાદશ સ્કન્ધ) પ્રકટ થશે, ત્યારેજ લોકોની ખાતરી થશે કે કેટલા પ્રકારના વિષયો એમાં ચર્ચ્યા છે? કેવી સુલભતાથી વર્ણન કરેલું છે? તથા સર્વ સામાન્ય જનતાને ઉત્કૃષ્ટ રહસ્યાત્મક અનેક શાસ્ત્રોક્તજ્ઞાન કેવી ખુબીથી મહારાજશ્રીએ સમજાવેલું છે? પ્રસંગોપાત્ત કહેવામાં આવે છે કે આ "શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ" ગ્રન્થ કેવળ બોધાત્મક છે. પરન્તુ એના સકળ ભાગ પ્રકટ થયા બાદ (અગર જનતાની ઇચ્છા હશે તો વચમાંજ) રામાયણ, ભારત, ભાગવતનાં આખ્યાન તાત્વિક રહસ્યાર્થસમેત પ્રકટ કરવા વિચાર છે. જેથી તેમના વાંચનવડે સ્ત્રીવર્ગ તથા બાલકોને આપણા અખિલ પુરાણદિકોનું તથા ધર્મનું પણ સાથે સાથે જ્ઞાન થઇ શકે અને આનંદ પણ ઉપજે. પરન્તુ એ વાત લોકોના આશ્રય ઉપરજ અવલંબન કરે છે.

**सर्वेषामेव दानानां विद्यादानं परं स्मृतम् ।**
**विद्यया प्राणिनां मुक्तिस्तस्मात्तद्दानमुत्तमम् ॥ सू० सं० ॥**

સર્વ દાનોમાં વિદ્યા (બ્રહ્મજ્ઞાન)નું દાન શ્રેષ્ઠ કહ્યું છે. વિદ્યા શબ્દના અર્થનો વિચાર કરો! **'विविधं वासनाजालं [illegible] अज्ञानं यति खंडय-तीति विद्या.'** નાનાવિધ વાસનાઓનું મૂળ જે અજ્ઞાન તેનો નાશ જે કરી દે છે, તે વિદ્યા. જેનાથી પ્રાણીઓનો આ દુઃખદ સંસારમાંથી છુટકો થાય છે, તો તે પરમ શ્રેષ્ઠ કેમ નહિ હોવી જોઇએ? તોપણ, ધર્મને ખાતર

ભક્તિને માટે, ધન પ્રાપ્તિને અર્થે પણ વિદ્યાની આવશ્યકતા નથી શું ? છેજ. વિદ્યા વગર કર્માનુષ્ઠાનનું જ્ઞાન, તથા ભક્તિમાર્ગમાં ભગવદ્રૂપ ગુણાદિકોનું જ્ઞાન શી રીતે થાય ? સારાંશ, વિદ્યા સકલ પ્રાણીઓની હિતકારિણી હોઈ આવશ્યક છે. એ વિદ્યાનું મૂળ પુસ્તક છે. પુસ્તક વગર કોણ કઇ વિદ્યા સંપાદન કરી શકે તેમ છે ? કોઈ પણ નહિ. પરંતુ એ પુસ્તકદ્વારા વિદ્યાનું દાન (પ્રસાર) થવા માટે આજકાલ ધનની કેટલી આવશ્યકતા અને સહાયતાની જરૂર છે તે સઘળાજ પુસ્તકકાર જાણે છે, અને સહાય પણ માંગે છે. તો પછી આજ પુસ્તક શું અપવાદાત્મક રહેશે ? નહિજ. એને પણ સહાયતાની જરૂર છે, તે ધર્માભિમાની, પ્રેમી, વિદ્યાભિલાષી જન ધ્યાનમાં રાખીને (પુસ્તકોની નકલ એકથી અધિક ખરીદ કરીને એ રીતે અગર પ્રત્યક્ષ દ્રવ્ય પ્રદાન કરીને) શક્યનુસાર આ ધાર્મિક વિદ્યાના કામમાં સહાય કરશે તોજ ઉદ્દિષ્ટ કાર્ય, પ્રસિદ્ધ કર્યા પ્રમાણે ત્વરિત સિદ્ધ થશે એવી અમોને ઉમેદ છે. અસ્તુ ! આ ગ્રંથમાં સ્વાભાવિક તથા આગંતુક (ભાષાન્તર કર્તાથી ભાષાન્તરમાં અને પ્રેસના છાપવામાં) 'કાનામાત્ર, અનુસ્વાર વિસર્ગ, રેફ, હ્રસ્વદીર્ઘ, વિરામચિન્હ, લિંગવચનવિભક્તિ, પ્રયોગ, કાળ ઈત્યાદિ અનેક દોષ નજર ભૂલથી રહ્યા હશે અને છે પણ ખરા, તોપણ **'गच्छतःस्खलनं क्वापि'** એ ન્યાયે મનુષ્યમાત્ર ભૂલનેપાત્ર છે એમ સમજીને તેના પ્રત્યે ધ્યાન નહિ આપતાંઃ—

**परगुणपरमाणून्पर्वतीकृत्य नित्यं ।**

**निजहृदि विकसन्तः सन्ति सन्तः कियन्तः ॥**

એ વચનાનુસાર સજ્જન પોતાનું સુજ્ઞત્વ દેખાડશે અને ભ્રમરતુલ્ય સારગ્રહી બનશે એવી આશા છે. તથા આ કૃતિમાં જે કાંઇ વધતો ઓછો ફેરફાર કરવો યોગ્ય લાગે તે સુજ્ઞજન વિદિત કરશે, તો અગ્રિમ ભાગમાં અને આની દ્વિતીયાવૃત્તિના સમયે બરાબર તેની સૂચના અમલમાં મૂકવામાં આવશે. કેટલાક લોકોએ આમાં ભગવાન્ 'શ્રીદત્તાત્રયનું વિસ્તૃતચરિત્ર, ઉપાસના, સ્તોત્રપાઠ વગેરે પ્રગટ કરો' એવી સૂચના કરી હતી, પરંતુ તે પ્રમાણે કરવાનો અવસર નહિ હોવાથી, કર્યું નથી. હવે પછી પ્રસંગોપાત્ત એકાદ ગુચ્છમાં ચરિત્રાદિનું નિરૂપણ કરવામાં આવશે. ઉપાસના, સ્તોત્રપાઠ વગેરે લખવાં એ 'અન્યવિષય' હોવાથી અને સર્વ લોકોની પ્રિયાપ્રિયતા કેવી હોય, તે વાતની આશંકા રહેતી હોવાથી, વાંચકવર્ગ ઉપરજ એ વાત સોંપી દેવી હમે ઉચિત સમજીએ છીએ. અસ્તુ !

પહેલાં આ પુસ્તક હિન્દી ભાષામાં એક એક સ્કન્ધના રૂપમાં પ્રગટ કરવા વિચાર હતો. પરન્તુ સર્વ સાધારણ જનતા સમજી ન શકે, તેથી ગુજરાતીમાં પ્રગટ કરો, એવી કેટલાક લોકોની સૂચના થએલી હોવાથી આ પુસ્તક ગુજરાતીમાં ભાષાન્તર કરાવીને પ્રસિદ્ધ કર્યું છે. તથા (૫૦૦) પાંચસો સુધી પૃષ્ઠ સંખ્યા થાય તો કાંઇ હરકત નહિ. કેમકે સારી પેઠે વાંચવા સારૂ એટલું મોટું તો જોઇએજ. એ શિવાય, દરેકવાર લોકોને જાહેર ખબર આપવામાં અને બાઇન્ડિંગ વગેરે જૂદા જૂદા કરવામાં ખર્ચ પણ વધુ થાય, તેમજ લાયબ્રેરીઓને માટે નાનું પુસ્તક શોભે નહિ, મોટુંજ હોવું જોઇએ, એવી કેટલાક સદ્‌ગૃહસ્થોની સંમતિ મળી, તેથી બબ્બે સ્કન્ધ એકત્રિત કરીને, એક એક પુસ્તક ૫૦૦ પૃષ્ઠ સંખ્યા સુધી છાપવાનો વિચાર કાયમ રાખ્યો. પરન્તુ એમાં કદાચિત્ સામાન્ય લોકોને ખરીદ કરવામાં કિમ્મત ભારે લાગવાનો સંભવ છે, પરંતુ તેનો ઇલાજ નથી. અગ્રિમ પુસ્તક છપાતાં પહેલાં, લોકોને જો આ વખતના અનુભવથી કેવળ કિમ્મતની અલ્પતાને ખાતર નાનું પુસ્તકજ પ્રગટ થાય એમ પસંદ હોય, તો તેઓ સૂચના કરશે તો તેપર ધ્યાન આપવામાં આવશે; અને એકલો તૃતીય સ્કન્ધજ ૨૫૦ પૃષ્ઠ સંખ્યા સુધીનો છપાવીશું, કે જે લોકોને અલ્પ કિમ્મતમાં મળી શકશે.

આ પુસ્તકને, કેટલાક પ્રેમી ગૃહસ્થોએ વધુ નકલ ખરીદ કરવાના રૂપથી તથા કેટલાક ગૃહસ્થોએ દ્રવ્યદ્વારા પણ સહાયતા કરી છે, તેમજ કેટલાક તરફથી આશ્વાસન પણ મળ્યું છે, એટલા માટે એ સઘળાંઓનું અભિનન્દન કરીએ છીએ. અને હાલના આવા મોંઘવારીના સમયમાં પણ આ પુસ્તકની કીમ્મત થોડી રાખવામાં આવી છે, તેનું કારણ પણ એજ છે. એ વાતની ખાતરી આ પુસ્તકને બીજા કેટલાક પુસ્તકોની સાથે સર્વ પ્રકારે સરખાવી જોતાં થયા વિના રહેશે નહિ. રસિક પ્રેમીભક્તોદ્વારા જેમ જેમ મદદ મળતી જશે, તેમ તેમ કિમ્મત કમી કરવામાં આવશે. કેમકે આવા પુસ્તકોનો સર્વત્ર વાંચનને સારૂ ખૂબ ફેલાવો થાય, એજ હેતુ છે, બીજો કોઇ નથી.

એજ પ્રમાણે જેમણે એના ભાષાન્તર તથા બીજી જાતના કામોમાં પણ સહાય કરી છે, તેઓનું ઘણા પ્રેમ અને આદરની સાથે અભિનંદન કરીએ છીએ. એજ.

રામચંદ્રરાવ દત્તાત્રેય તાંબે.
ટ્રેઝરી ઓફીસર ખંભાત સ્ટેટ.

# ગ્રંથકારનો હેતુ.

પ્રારંભમાંજ કહેવામાં આવે છે કે ભાઇઓ ! આ પુસ્તકમાં આધુનિક પ્રચલિત પુસ્તકોની પદ્ધતિ પ્રમાણે હુન્નર ધંધાનું શિક્ષણ વગેરે વ્યાવહારિક, અર્થપ્રાપ્તિના સાધનભૂત, વિષયોનું જ્ઞાન નથી. તેમજ મન્ત્ર, તન્ત્ર, યન્ત્ર, જડીબુટ્ટી વગેરે વિષયક વર્ણન પણ એમાં નથી કે જેનાથી જગતમાં લાભ પૂજા, ખ્યાતિ વગેરે થઈ શકે છે. તો અનર્થાવહ સંસારમાં નાનાપ્રકારનો ઉદ્યમ કરવા છતાંય જેમને સ્વાસ્થ્યની પ્રાપ્તિ થએલી નથી, અને થતી નથી, એવા લોકોને પારમાર્થિક જ્ઞાન સુલભતાથી શી રીતે થઈ શકે ? તે એમાં, 'શાંતિ પર્વ, યોગવાસિષ્ઠ, પંચતન્ત્ર, કથા સરિત્ સાગર ઇત્યાદિ' ગ્રન્થોની ઢબ પ્રમાણે કથન કરેલું છે. નથી કેવળ વાર્તા, કે નથી કેવળ જ્ઞાનનો ઉપદેશ એમાં; કિન્તુ ઉભયવિધ છે. **પરમાર્થ** (શબ્દ) માંથી **અર્થ** (શબ્દ) નીકળે છે, યાને પરમાર્થમાં અર્થ અંતર્ભૂત થયો છે. પરંતુ અર્થમાં ક્યાં પરમાર્થ દેખાય છે કે હમે તે માંહેથી તેને કાઢીને બતાવીએ **પરમ+અર્થ =પરમાર્થ**. પરમાર્થ (મોક્ષ)માં અર્થ (દ્રવ્ય) સમાએલો હોવામાં શાસ્ત્ર તથા મહાત્માઓની સંમતિ છે; અને આપણે પણ ક્યાં જોઇ શકતા નથી ? કે જે પુરૂષે પરમાર્થની પ્રાપ્તિ કરી લીધી છે તેની પાસે મોટા મોટા શ્રીમન્ત અને રાજા લોક પણ શિર ઝુકાવે છે તથા તેનું વચન માન્ય કરે છે. રાજા શિવાજીએ તો પોતાના ગુરૂ 'શ્રી સમર્થ રામદાસને' સકલ રાજ્ય સુધ્ધાં અર્પણ કરી દીધું હતું. પરંતુ અર્થમાં ક્યાં પરમાર્થનો સમાવેશ થાય છે ? શબ્દમાંજ તેનો પ્રવેશ થતો નથી તો પછી યથાર્થત્વમાં ક્યાંથી થવાનો હતો ? એથી કરીને જીજ્ઞાસુ પ્રેમી ભકતજનોને ખાતર આ કૃતિ બનાવવામાં આવેલી છે, એમ સમજવું. તોજ અનધિકારીઓને એના પ્રત્યે કોઇપણ પ્રકારની શંકા, કુશંકા, લઘુ (અલ્પ) શંકા, દીર્ઘ (મોટી) શંકા વગેરે કરવાનો અવકાશ રહેશે નહિ. નાનાપ્રકારના ઉદ્યમ ધંધા કરતાં કરતાં (ચોર્યાશી લક્ષ યોનીને વિષે ફરતાં ફરતાં) આપણને જે આ નર દેહનો લાભ (નફો) થયો છે, તેમાં કોઈપણ પ્રકારે નુકસાન નહિ નડતાં, અધિક સંપન્નતા (બ્રહ્મધનાઢયતા) શી રીતે થઇ શકે ? એ વિષયસંબંધી જ્ઞાનનું આ પુસ્તકમાં કથન કરેલું છે. અસ્તુ !

હે ભાઇઓ ! મનુષ્ય જન્મમાં કેવળ સાંસારિક વિષયો (પદાર્થો)નીજ શોધ, વિચાર અને તેની પ્રાપ્તિ કરીનેજ કૃતાર્થતા માની લેવાની નથી. પરન્તુ પારમાર્થિક વસ્તુ વિષયક શોધ તથા વિચાર કરવો એ આવશ્યકીય

તેમજ પરમ શ્રેષ્ઠ કર્તવ્ય છે, એ પ્રમાણે શાસ્ત્રને તથા મહાત્માઓને પણ સંમત છે. મહાનુભાવ નરહરિનાથ કવિએ સાંખ્ય વૈશેષિક (એમાંજ આજ કાલના આપણા નૂતન પદાર્થવિજ્ઞાનવેત્તા વગેરેનો અન્તર્ભાવ સમજવો) વગેરે શાસ્ત્રવેત્તાઓને માટે એક સ્થાનપર જે વર્ણન કરેલું છે, તે મૂળ શ્લોકજ બતાવવામાં આવે છે, જે ઉપરથી ઉપર વર્ણવેલો સિદ્ધાન્ત પ્રમાણભૂત કરીને તેની પ્રતિતી પણ થઈ શકશે.

नहि नहि चतुरास्ते यैर्नबुद्धं विशुद्धम ।
नहि नहि कृतिनस्ते ये न पारं प्रयाताः ।
नहि नहि तु कुलीना यैर्न तत्त्वं विविक्तं ।
नहि नहि ... नयस्ते यैर्धृता लोभवार्ता ॥

તેઓ (પદાર્થ વિજ્ઞાનવેત્તાઓ વગેરે) ચતુર નથી, કે જેઓએ નિર્વિકાર ચિન્માત્ર સ્વરૂપ (બ્રહ્મ)ને યથાવત્ ઓળખ્યા નથી. તેઓને જોકે બુદ્ધિમાન (જ્ઞાની) કહેવામાં આવે છે, તોપણ ત્હેમનું એ જ્ઞાન ભ્રાન્તજ્ઞાનજ સમજવું. એમ હોવા છતાં તેઓ કેમ પોતાને કૃતકૃત્ય સમજે છે? એવી શંકાના સમાધાનમાં જાણવું જોઇએ કે એ પણ ત્હેમની મૂઢતાનોજ એક વિલાસ છે. કેમકે, તેઓ ઓછાજ સંસારસમુદ્રના અન્તને (બ્રહ્મને) પ્રાપ્ત થયા છે? વેદાન્ત શ્રવણાદિકર્મ તેઓને અવશિષ્ટ રહેલું હોવાથી, તેઓ કૃતકૃત્ય શી રીતે થઈ શકવાના હતા? જુઓ ગીતા પંચદશાધ્યાય! '**एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत.**' સર્વાન્તર્યામી બ્રહ્મરૂપ આત્માને ઓળખનારાનેજ કાંઇપણ કૃત્ય (કર્મ) કરવાનું બાકી રહેતું નથી. અસ્તુ! એનાપર એમ કહેવામાં આવે કે, ત્હેમને સંસાર સમુદ્રપાર (બ્રહ્મ)ની પ્રાપ્તિના પ્રયાસની શી ગરજ હોય? કુલીનતાથી ઉપજ઼ા થનારા સુખવડેજ કૃતાર્થતા થઈ જશે. તો તેમ પણ નથી, એમ સમજવું. કુ યાને પૃથ્વી જે પ્રમાણે બીજ ઉગવાનું સ્થાન છે તેજ પ્રમાણે બ્રહ્મ સંસારબીજભૂત અજ્ઞાનનું સ્થાન છે. એટલા માટે, કુ શબ્દનો લક્ષણાવૃત્તિથી બ્રહ્મ અર્થ ગ્રહણ કરવો. તેમાં લીન નહિ થવાથી તજ્જન્ય સુખ પણ શી રીતે મળી શકવાનું હતું? માટે 'હમે કુલીન છીએ' એવું એ લોકોનું અભિમાન પણ વ્યર્થ છે. તોપછી ત્હેમને કેટલાક 'એ મોટા મુની (મનનશીલ, વિચારશીલ) છે' એમ કેમ કહે છે? ભાઈ! એ પણ એક અજ્ઞાનનો ખેલ છે, બીજું શું! શી રીતે! તો ખ્યાલ કરો! એમણે લોભની કથા ક્યાં છોડી દીધી છે? વિષય ભોગેચ્છાનો તો અંગિકાર કર્યો છે. વાસ્તવિક મનન કરનારાઓમાં યથાર્થ બ્રહ્મજ્ઞાન હોવાથી વિષય-

સુખેચ્છાનો અભાવ હોય છે. કેમકે, ત્હેમને પરિપૂર્ણ (અપરિચ્છિન્ન) બ્રહ્મસુખ પ્રાપ્ત થએલું હોય છે. સારાંશ કે, જ્યાંસુધી મનુષ્ય જન્મમાં આત્માખ્ય વસ્તુની શોધ તથા તેની પ્રાપ્તિ નથી થઇ, ત્યાંસુધી 'ચતુર, કૃતકૃત્ય, કુલીન, મુની, (વિચારશીલ) એમ નહિ કહી શકાય. જો એની ઇચ્છા હોય તો નીચે લખેલા મહાત્માઓના વચનાનુસાર પોતાની કૃતિ રાખવી જોઇએઃ—

**सर्वज्ञतां यदि समिच्छसि सर्वमान्याम् ।**

**सद्ग्रन्थवाचनपरो भव मित्र नित्यम् ॥**

હે ભાઇ! યથાર્થ અને સર્વને સંમત એવી સર્વજ્ઞતા પ્રાપ્ત કરવાની જો ત્હમારી ઇચ્છા હોય તો, સર્વજ્ઞ સત્પુરૂષોના સદ્ગ્રન્થો (સદ્રૂપ પરમાત્માના રૂપગુણવર્ણનસહિત રચાએલાં પુસ્તકો)નાં વાંચનને વિષે નિરન્તર તત્પર થાઓ; તોજ ક્રમે સર્વજ્ઞતાનો લાભ થઈ શકશે. વ્યાવહારિક સર્વજ્ઞતા પણ તે વિષય સંબંધી ગ્રન્થોનો અભ્યાસ કરનારાઓમાંજ જે પ્રમાણે જણાઈ આવે છે, તેજ પ્રમાણે ત્હમે પણ જો પારમાર્થિક સદ્ગ્રન્થોનું વાંચન ના રાખો તો, તાત્ત્વિક સર્વજ્ઞતા પણ શીરીતે પ્રાપ્ત થઇ શકવાની હતી? નહિજ. એટલા માટે, પરમાનંદની પ્રાપ્તિને અર્થે સદ્બોધગ્રથિત ગ્રંથોનું વાંચન રાખવું.

સ્વધર્મ અને સદાચાર ઉપર જેમની પ્રીતિ છે એવા ઘણા લોકો આજ-કાલ અધ્યાત્મશાસ્ત્રનું જ્ઞાન થવા સારૂ પ્રયાસ કરે છે. કેટલાક વર્ષ ઉપર અગાઉ, આર્યધર્મના પ્રત્યે લોકોને જેવી ઉદાસીનતા હતી તેવી સાંપ્રત સમ-યમાં નથી, એ સમાધાનની વાત છે. આપણા ધર્મમાં અત્યન્ત મૂઢથી આરંભીને અતીવ જ્ઞાનસંપન્ન મનુષ્ય પર્યન્ત, સર્વ કોઇને પોતપોતાના અધિ-કારને અનુસરીને સુખ સમાધાન પ્રાપ્ત થવા સારૂ, જે પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી છે, તેવી વ્યવસ્થા ભાગ્યેજ અન્ય કોઇ ધર્મને વિષે જોવામાં આવશે. એ સઘળું ઉપનિષદ્ગ્રન્થ, તથા ભારત, ભાગવત, રામાયણ, યોગ-વાસિષ્ઠ ઈત્યાદિકોના પરિશીલનથી સમજી શકાશે. પરન્તુ એ ગ્રન્થો જોવાની પ્રવૃત્તિ ત્યારેજ થશે અને થાય છે, કે જ્યારે આ જગતની તેમજ તદન્તર્ગત (તેને વિષે રહેલા) વિષયસુખની નશ્વરતા દૃષ્ટિગોચર થાય છે. તથાપિ તેમાં (દૃગ્ગોચર જેમને થાય છે એવાઓમાં) પણ વિવેકી પુરૂષનુંજ મન 'નિત્યસુખ શાથી થશે? આ દૃશ્ય વિશ્વનો કર્તા કોણ છે? મનુષ્ય મરી ગયા બાદ ત્હેનું શું થતું હશે? જગત જેવું જણાય છે તેવુંજ છે કે કાંઇ જુદાજ પ્રકારનું છે?' ઈત્યાદિ વાર્તાનો વિચાર કરવામાં પ્રવૃત્ત થાય છે.



कीर्तनाचार्य महाराज

श्री दत्तात्रयबुवा तांबे सातारकर

Lakshmi Art, Bombay, 8

વિચાર કરો ! મનુષ્યમાત્રની પ્રવૃત્તિ સ્વાભાવિક સુખને સારૂ થાય છે; અને દરેક મનુષ્ય પોતાને સુખની પ્રાપ્તિ શી રીતે થશે તેનાજ વિચારમાં રાતદિવસ પડેલો રહે છે. દુઃખની કોઇ ઇચ્છા કરતું નથી, તેમ છતાં સંસારમાં સુખના કરતાં દુઃખજ વિશેષ પ્રાપ્ત થાય છે, અને તેનો અનુભવ પણ ઘણા લોકોને થાય છે. તો હવે, સત્ય સુખ કયો ઉપાય યોજવાથી પ્રાપ્ત થઈ શકે તેમ છે, એ પ્રશ્ન અંહી સહજ ઉપસ્થિત થાય છે. એનો ઉત્તર એ છે કે વેદાંતશાસ્ત્રમાં કહેલા ઉપાયોથીજ નિરતિશય (અત્યંત) સુખનો લાભ થાય છે, પરંતુ તેને માટે સાધન ચતુષ્ટય અધિકારીની આવશ્યકતા છે, તોજ ત્હેને તેમાં કહેલા ફલની પ્રાપ્તિ થશે. એટલા માટે, પ્રથમ મનુષ્યે નિત્યાનિત્યવસ્તુવિવેક, ઇહામુત્રાર્થફલભોગવિરાગ, શમદમાદિસાધનસંપત્ અને મુમુક્ષુત્વ એ ચારે ગુણોવડે યુક્ત થવું. આપણને જો સત્ય સુખની ઇચ્છા હોય તો, જે નિત્ય છે તેનુંજ જ્ઞાન થવું જોઇએ; અને સર્વ જગતનું આદિ કારણ જે બ્રહ્મ તેના શિવાય બીજું કાંઇ પણ નિત્ય નથી; એને જે જાણે છે તેજ જન્મમરણના ફેરામાંથી છૂટીને સુખી થાય છે. બ્રહ્મ વગરની બીજી સર્વ વસ્તુ અનિત્ય છે, તેમની પ્રાપ્તિથી શાશ્વત સુખ મળશે નહિ, એ પ્રમાણે નિત્ય વસ્તુ જે બ્રહ્મ તેનાથી અનિત્ય વસ્તુઓનું જે વિવેચન, તેનેજ નિત્યાનિત્યવસ્તુવિવેક કહ્યો છે. '**नित्यवस्त्वेकं ब्रह्म तद्व्यतिरिक्तं सर्वमनित्यं अयमेव नित्यानित्यवस्तुविवेकः**' છાંદોગ્યોપનિષદ્‌માં સનત્કુમારે પણ નારદને આ પ્રમાણે ઉપદેશ કર્યો છે કે '**यो वै भूमा तदमृतं ततोन्यदार्तम.**' જે ભૂમા (બ્રહ્મ) તેજ નિત્ય, તેના શિવાયની બીજી સર્વ વસ્તુ અનિત્ય હોવાથી તુચ્છ છે.

આ લોક અને પરલોકનું અખિલ ઐશ્વર્ય નશ્વર હોવાથી, તેના લાભથી અક્ષય્ય સુખ થવાનું નથી, એટલા માટે તે વ્યર્થ છે; એમ સમજીને તેનાથી વિરક્ત થઈ જવું, તેનું નામ, 'ઈહામુત્રાર્થફલભોગવિરામ' છે. '**इह स्वर्गभोगेषु च इच्छाराहित्यम.**' શ્રુતિમાં પણ આ પ્રમાણે વર્ણવ્યું છે કે, '**तद्यथे कर्मचितो लोकः क्षीयते एवमेवामुत्र पुण्यचितो लोकः क्षीयते.**' જે પ્રમાણે કૃષિ (ખેતી) વગેરે કર્મોથી મેળવેલી ધાન્યાદિક ઐહિક સંપત્તિ નાશ પામે છે, તેજ પ્રમાણે યજ્ઞયાગાદિ પુણ્યકર્મોવડે સંપાદન કરેલા સ્વર્ગભોગ પણ નષ્ટ થઇ જાય છે. સારાંશ કે, બન્ને અનિત્ય છે.

શમ,[1] દમ,[2] ઉપરતિ,[3] તિતિક્ષા,[4] સમાધાન,[5] શ્રદ્ધા,[6] એ છ સાધનોનું શમદમાદિસાધનસંપત્ એવું નામ છે. મુક્ત થવાની ઈચ્છાનું નામ મુમુક્ષુત્વ. અધિકારીનામાં ઉપર કહેલા ગુણો હોવા જોઇએ, એ પ્રમાણે અનેક સ્થળે કહેવામાં આવ્યું છે; તોજ કારણ સહિત સંસારનિવૃત્તિ અને પરમાનંદપ્રાપ્તિ થશે.

આનાપર કોઇ એવી શંકા કરશે કે એ પ્રકારના અધિકારી જગત્માંથી મળી આવવા મુશ્કેલ છે. કેમકે બધા મનુષ્યો એવું ઇચ્છે છે કે હમારા [7]ત્રિવિધ દુઃખ નાશ પામે, અને તેઓ તો ઔષધિઓવડે નિવૃત્ત થઈ જાય છે; એ કારણને લીધે, કારણસહિત સંસારનિવૃત્તિની ઇચ્છા કોઇને પણ થતી નથી. તેજ પ્રમાણે મનુષ્યને અનુભવેલા વિષયોનીજ ઇચ્છા થાય છે; નહિકે નહિ અનુભવેલા વિષયોની. વેદાન્તમતાનુસાર જેને બ્રહ્મનો અનુભવ થયો છે, તેને ઇચ્છાદિકોનો અભાવજ રહે છે; કેમકે, તે બ્રહ્મજ્ઞાનથીજ કૃતાર્થ હોય છે. હવે, જો અનુભવ નથી તેને પણ ઇચ્છાનો અસંભવ રહેવાનો; દૂરદેશમાં અજ્ઞાત પદાર્થ અનંત હોય છે, પરન્તુ તેમની ઇચ્છા કોઇને થતી નથી. એથી કરીને કારણસહિત જગન્નિવૃત્તિ અને પરમાનંદરૂપ મોક્ષની ઇચ્છા કોઈ પુરુષને હોતી નથી. પરંતુ કોઇને ઘર, કોઇને સ્ત્રી, કોઇને પુત્ર, દ્રવ્ય ઇત્યાદિ અનેક વિષય પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે; કેમકે તેમનાથી પ્રત્યક્ષ સુખ થાય છે. એ અનુભવ ઉપરથી સર્વો વિષયસુખની

---

૧ વેદાન્ત શ્રવણ શિવાય બીજા વિષયોમાંથી મનને હઠાવવું તે. ૨ આત્મજ્ઞાનના સાધનભૂત શ્રવણાદિકથી અન્ય એવા જે બાહ્યેન્દ્રિયોને ગોચર થનારા શબ્દાદિ વિષયો છે, તે માંહેથી બાહ્ય ઇન્દ્રિયોને નિવૃત્ત કરવી તે. ૩ આત્મજ્ઞાનની પ્રાપ્તિની અર્થે વેદવિહિત નિત્ય કર્મોનો ત્યાગ. ૪ શીતોષ્ણ સુખદુઃખાદિકોને સહન કરવાં તે. ૫ નિદ્રા, આળસ છોડીને શ્રવણના તરફ મનને સ્થિરીભૂત કરવું તે. ૬ ગુરૂ તથા વેદાન્તવાક્યોપર વિશ્વાસ.

૭. આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક. (૧) આધ્યાત્મિક દુઃખ બે પ્રકારનાં છે, એક શારીરિક અને બીજું માનસિક. વાત પિત્તાદિકોના ક્ષોભથી થનારા જ્વરાદિક શારીરિક કહેવાય છે; અને ઇષ્ટ વસ્તુઓના વિરહવડે થનારાં ચિંતાદિક માનસિક છે. (૨) પંચમહાભૂતોના ક્ષોભથી થનારાં ધરણિકંપાદિ અથવા ચતુર્વિધ પ્રાણીઓવડે થનારાં જે દુઃખ તે આધિભૌતિક. (૩) દેવતાઓના ક્ષોભથી થનારાં વિદ્યુત્પતનાદિ તથા રોગોની પરંપરા વગેરે આધિદૈવિક.

ઇચ્છા છે, અને તે સૌખ્ય મોક્ષમાં નથી; તો પછી તે મોક્ષની ઇચ્છા શીરીતે થવાની હતી ! કદીયે કોઇને થશે નહિ." તો, એનું સમાધાન આ પ્રમાણે સમજવું.

"સર્વ પુરૂષોને ત્રિવિધ દુઃખનાશની ઇચ્છા છે, અને તેમનો નાશ ઔષધિઓવડે થાય છે; તેથીજ કોઇ કારણસહિત સંસારનિવૃત્તિની ઇચ્છા કરતું નથી" એમ કહેવું અયુક્ત છે. કેમકે અવિદ્યા અને તેનું કાર્ય જે સંસાર તેમના નાશ વગર ત્રિવિધ દુઃખોની શાંતિ અસંભવનીય છે. મૂલભૂત જે અવિદ્યા તેના નાશવડે સર્વ દુઃખો અને તેમનાં કારણ રોગાદિક તથા રોગાદિકોનાં આશ્રય શરીરાદિ, એ સઘળાનો નાશ થાય છે. એટલામાટે ત્રિવિધ દુઃખ નાશાર્થ (કારણ સહિત જગન્નિવૃત્તિ રૂપ) મોક્ષની ઇચ્છા સર્વને છે. એ સિદ્ધ થયું. વિચાર કરો, કે જે પુરૂપ સર્વ ઔષધાદિ ઉપાય કરવાને સમર્થ છે, ત્હેનું પણ દુઃખ નિશ્ચયાત્મક નિવૃત્ત થતું નથી, યાને કદિ નિવૃત્ત થાય છે, અને કદી નથીયે થતું. તેમજ જેમને એ ઔષધિઓનો ગુણ થયાનો અનુભવ છે, ત્હેમને પણ ફરી રોગાદિક ઉત્પન્ન થાય છેજ. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ઔષધિઓથી રોગાદિકોની અત્યંત [1]નિવૃત્તિ થતી નથી. તે અત્યંત નિવૃત્તિ તેના કારણનો નાશ થયા વિના થતી નથી, એ વાતનુ કથન યોગવાસિષ્ઠાદિ અનેક ગ્રંથોમાં કરેલું છે, તે ત્યાંજ જોઇ લેવું.

હવે પરમાનંદરૂપ બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા થતી નથી, એમ જે કહ્યું તેને માટે પણ ખ્યાલ કરો. કે સર્વ પુરૂષોએ સુખનો અનુભવ લીધો છે, અને 'બ્રહ્મ સુખરૂપ છે' એવું શાસ્ત્રમાં સાંભળ્યું પણ છે; એ ઉપરથી એની ઇચ્છા થતી નથી, એવું નથી. આના ઉપર એમ કહેવામાં આવે કે 'બ્રહ્મનો અનુભવ જેને પ્રત્યક્ષ છે ત્હેને ઇચ્છા થશે નહિ એ સત્ય છે, તોપણ બીજા લોકોને પ્રત્યક્ષ અનુભવ નહિ હોવાથી, ત્હેમને ઇચ્છા નહિ થાય', એમપણ નહિ સમજવું. સ્વર્ગનો પ્રત્યક્ષ અનુભવ નહિ હોવા છતાં શાબ્દિક અનુભવથી સ્વર્ગની ઇચ્છા થાય છે તેજ પ્રમાણે આ લોકમાં પણ દૂર પ્રદેશના રમણીય સ્થળો તેમજ પદાર્થોના દર્શનની, આપ્તપુરૂષોના વાક્ય ઉપરથી મનુષ્યને જ્ઞાન ઉત્પન્ન થવા છતાં, ઇચ્છા થાય છે, એ અનુભવ સિદ્ધ છે. સર્વ પુરૂષોદ્વારા બ્રહ્મરૂપ આત્મસુખાનુભવ લેવાય છે, અને 'બ્રહ્મ સુખરૂપ છે' એવું

---

૧. એક વખત નિવૃત્તિ થયા બાદ, ફરી ઉત્પન્ન થાય નહિ, તેનું નામ અત્યન્ત નિવૃત્તિ.

શાસ્ત્રમાં સાંભળ્યું છે પણ ખરૂં; એ ઉપરથી જીવને બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા હોવા છતાંય તેને 'વિષય સુખની ઇચ્છા છે' એવું કહેવું યુક્ત ઠરતું નથી. જીવ સુખની ઇચ્છા કરે છે, પછી તે વિષયોવાળું હોય અથવા તેમના વગરનું હોય. વિષયસુખનીજ એકલાની ઇચ્છા થતી હોય તો, નિદ્રાસુખની ઇચ્છા કોઇ કરે નહિ; અને સુષુપ્તિકાળમાં સર્વ વિષયોનો અભાવ હોવાથી, તે સુખ વિષયજન્ય નથી. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે, 'સુખની ઇચ્છા સર્વને છે,' વિષય સુખનીજ નથી. એથી ઉલટું બ્રહ્મદેવથી મશકાવધિ કોઇને ઓછા વધતાં પ્રમાણમાં વિષયસુખ પ્રાપ્ત થએલું હોવા છતાં, તેઓ ઇચ્છે છે કે "હમને એવું સૌખ્ય પ્રાપ્ત થવું જોઇએ કે જેનો નાશ કદિપણુ થઇ શકે નહિ." અને એવું સુખતો બ્રહ્મરૂપ મોક્ષજ છે. એટલા માટે, સર્વ પ્રાણીઓ કારણસહિત સંસારનિવૃત્તિ તથા પરમાનંદ બ્રહ્મપ્રાપ્તિરૂપ મોક્ષનીજ ઇચ્છા કરે છે, એમ સિદ્ધ થયું. પરન્તુ ત્હેમને એ જ્ઞાન નથી (અને જગતમાં એવાજ પુરૂષોની સંખ્યા વિશેષ છે ) તેથીજ, કારણસહિત સંસારનિવૃત્તિ તથા પરમાનંદ બ્રહ્મપ્રાપ્તિ' એ વાક્ય તેઓને ચમત્કારિક લાગે છે એટલુંજ. ઠીક !

હવે પૂર્વોક્ત સાધનસંપન્ન થવા સારૂ શું કરવું ઉચિત છે ? તો, વર્ણધર્મ આશ્રમધર્મસહિત નિષ્કામબુદ્ધિથી આચરણ રાખીને પરમેશ્વરને સમર્પણ કરવાં. તેમ કર્યાથી ત્હેમની પ્રસન્નતા થતાં સદ્‌ગુરૂનો લાભ અને ત્હેમની પાસે વેદાન્તાદિકોનું શ્રવણ થઇને મનનનિદિધ્યાસનદ્વારા પરમાનંદ-રૂપ મોક્ષ પ્રાપ્ત થશે. ગુરૂ વિના શાસ્ત્રરહસ્ય સમજાય નહિ અને ઇચ્છિત સિદ્ધિ થાય પણ નહિ. તેમજ ઇશકૃપા વિના સદ્‌ગુરૂ અલભ્ય હોવાથી પ્રથમતઃ પરમાત્માની, વિશેષતઃ સગુણરૂપની વૈધી ભકિત કરવી ઉચિત છે. યથાર્થભકિત ત્યારેજ થઇ શકે છે કે જ્યારે ત્હેમના રૂપગુણાદિકોનું યથાર્થ જ્ઞાન થાય છે. અને તે જ્ઞાન સત્‌સમાગમ તથા તેના અભાવમાં એવા મહાત્માઓએ રચેલાં પુસ્તકોનું પઠન, શ્રવણ કર્યાથીજ થાય છે. એટલા માટે ઈશચરિત્ર વર્ણિત ભારત, ભાગવત, રામાયણાદિ સદ્‌ગ્રન્થોના પઠન શ્રવણનો રીવાજ આ ભારતવર્ષમાં અનાદિ કાળથી ચાલ્યો આવ્યો છે. બીજાં જો કે અનેક પુરાણો છે, તો પણ એ ત્રણેની બરાબરી કોઇથી થઇ શકે તેમ નથી. તેમાં પણ ભાગવત મહાપુરાણ સત્વગુણ પ્રધાન હોઈ સત્વપ્રિય-જનોને અવશ્ય શ્રવણ કરવા યોગ્ય છે. એ ગ્રન્થની રચના કરીનેજ મહર્ષિ વ્યાસનું મન પરમશાન્ત થયું હતું. તો પછી તેનું રહસ્યાત્મક પઠન શ્રવણ કરીને આપણે કેમ અશાંત રહી શકીએ ? સારાંશ કે, મનુષ્યે ઘણાં તપ, યજ્ઞયાગાદિ ક્રિયા, અધ્યયન, જ્ઞાનસંપાદન, દાન ઇત્યાદિ કર્મ કરો, પરન્તુ

ઉત્તમ શ્લોક (શ્રવણ કરનારાઓને ઉત્તમગતિ દેનારી છે કીર્તિ જેની એવા) પરમાત્માને માટે નિરતિશયપ્રીતિરૂપ ભક્તિ ઉત્પન્ન નહિ થઈ હોય તો, તેનાથી પરમશાન્તિ થોડીજ મળવાની હતી? તેને માટે તો તદ્યશવર્ણિત ગ્રન્થોનું નિરન્તર પરિશીલન કરવું જોઇએ.

આનાપર એવી શંકા થશે કે, ભારત ભાગવતાદિ સદ્ગ્રન્થ જો પઠન-શ્રવણને માટે વિદ્યમાન છે, તો પછી આ ગ્રન્થની શી જરૂરીઆત હતી? કે આટલા પરિશ્રમ અને સમયનો અપવ્યય કરીને એને પ્રકાશિત કર્યો. એના કરતાં એકાદ સ્વદેશહિતનું કાંઇક કાર્ય કર્યું હત અગર ગ્રન્થ પણ લખ્યો હત તો કેટલો બધો ઉપકાર થાત અને તે કૃતિ લોકપ્રિય થાત? એમાંની પ્રથમ શંકાના સમાધાનમાં સમજવું યુક્ત છે કે:—

**गंगाजलैर्भुवि भगीरथयत्नलब्धै. ।**
**किं तर्पणं न विदधाति नरः पितॄणाम् ॥**

રાજા ભગીરથે પ્રયત્ન કરીને આ ભૂમિ ઉપર પોતાના પિતરોના ઉદ્ધારને ખાતર હેમને સ્વર્ગલોકની પ્રાપ્તિ કરાવવા સારૂ આકાશમાર્ગમાંથી આણેલી ગંગાના જલથી, મનુષ્ય પોતાના પિતરોને જલાંજલિ (તિલાંજલિ) આપીને શું તૃપ્ત કરતા નથી? કરેજ છે. તેજ પ્રમાણે અમો પણ વ્યાસ, વાલ્મીકિ, વસિષ્ઠ, નારદ, શુક ઇત્યાદિકોએ આ ભૂમિના ઉપર આણેલી જ્ઞાનગંગાના જલકણથી સ્વાન્તઃકરણને, તથા પિતરોને તેમજ રસિક પ્રેમીજનોને સંતુષ્ટ કરવા ઇચ્છીએ છીએ. એમાં આશ્ચર્ય અગર અસંભાવનાને કયાં અવસર છે? જરા વિશેષ જુઓ? ભારત, ભાગવત, રામાયણાદિ, સદ્ગ્રન્થ સર્વને વાંચવા શું સુલભ છે? તથા જેઓ વાંચે છે તેમાં પણ ઘણા એવા નીકળશે કે તે પુસ્તકોની વચ્ચે કેટલાક વિષયો વિસ્તૃત અને ગહન હોવાથી વાંચતાં કંટાળો ખાય છે. આ ગ્રન્થમાં, અનેક ગ્રન્થોનું મથન કરીને, તેમના સારભૂત વિષયોને એવી શૈલીથી વર્ણવ્યા છે કે વાંચતી વખતે મનને આનંદજ ઉપજે.

હવે દ્વિતીય પક્ષની શંકાને સારૂ કહેવામાં આવે છે કે, આ પણ એક સ્વદેશ હિતનુંજ કાર્ય છે. અખિલજનોમાં ભ્રાતૃભાવ ઉત્પન્ન થવા સારૂ આજકાલ ઘણાખરા લોકો જે પ્રયાસ કરી રહ્યા છે, તેટલા ખાતર આવા ગ્રન્થના વાંચનની કેટલી આવશ્યકતા છે, તે સુજ્ઞજ જાણે છે. ભાઈ ભાઇનો પ્રેમ કેટલો અને કેવો હોય છે, તે શું કોઇને અજ્ઞાત છે? નહિજ. આપણો ધર્મ અખિલ પ્રાણીઓને વિષે ભ્રાતૃભાવજ નહિ, પરન્તુ ભગવદ્ભાવ જોવાનું શીખવે છે. અર્થાત્ પૂજ્યભાવ રાખવાનો ઉપદેશ કરે છે. જ્યાં પૂજ્યભાવ

હોય છે. ત્યાં રાગદ્વેષ ઈર્ષ્યા આદિ મલિનવૃત્તિઓ ઉત્પન્ન થતી નથી. પરન્તુ જ્યાં એવી વૃત્તિઓની સ્થિતિ છે, ત્યાં આગળ પૂજ્યતા, પ્રેમભાવનો અભાવ હોય છે, તે પણ પ્રસિદ્ધ છે. આપણને સુખદુઃખ જે પ્રમાણે પ્રિય અપ્રિય હોય છે, તેજ પ્રમાણે સકલ પ્રાણીઓને પણ હોય છે, એ પ્રકારના જ્ઞાન લાભને ખાતર અધ્યાત્મગ્રન્થોનું નિરન્તર પઠન, શ્રવણ કર્યાં કરવું જોઇએ. જેમ કર્યાથી આપણે કોણ છીએ ? આપણું સ્વરૂપ કેવું છે ? ઇત્યાદિ સમજવામાં આવે છે. વ્યવહારમાં પણ જે મનુષ્ય પોતાને જાણતો નથી, યાને પાગલ ભ્રમિષ્ટ થએલો હોય છે, તે કયાં બીજાને યથાર્થ પીછાણી શકે છે? તેજ પ્રમાણે પરમાર્થમાં પણ સમજી લેવું કે, જેણે પોતાની જાતને ઓળખી નથી, પોતાના દેશને ઓળખ્યો નથી, પોતાના રીતરીવાજને સમજી લીધા નથી, તે બીજાને શી રીતે ઓળખવાનો હતો અથવા જ્ઞાન આપી શકવાનો હતો ? અંદરથી તો છિન્ન ભિન્ન ( પ્રેમથી ફુટાતુટા ) છે. પરંતુ બહારથી કેવળ એક છે, એ પ્રમાણે બતાવવું જેટલું સુલભ અને સ્વાધીન છે, તેટલું સત્યપ્રેમ ઉદ્‌ભૂત થવાનું અને કરવાનું કામ સુલભ અને સ્વાધીન નથી. એથી કરીને આ પ્રકારના ગ્રન્થોનું પરિશીલન કર્યા વિના મનુષ્યમાં પોતાનું તેમજ પોતાના દેશસંબંધી યથાર્થજ્ઞાન અને પ્રેમ શી રીતે થઈ શકે તેમ હતું ? તે વિચાર કરીને સર્વ કોઇએ જોઇ લેવું. અને એવા સ્વ (આત્મરૂપ) દેશને જેણે જાણ્યો છે, તેજ બીજાને સ્વદેશનું યથાર્થ જ્ઞાન કરી દઇને, તેનામાં તત્સંબંધી પ્રેમ ઉત્પન્ન કરી શકે છે, એ વાતની પ્રતીતિ ઇતિહાસનું અવલોકન કર્યાથી પણ થઇ શકે તેમ છે. એને માટે પ્રસિદ્ધ ઉદાહરણ જોવું હોય તો, 'શ્રી સમર્થ રામદાસ સ્વામી અને રાજા શિવાજી'જ છે. અસ્તુ ! કહેવાનો આશય એ છે કે, આ પ્રકારના અધ્યાત્મગ્રન્થના પઠન, પાઠન, શ્રવણવડે મનુષ્યની અંતરમલિન વાસના નષ્ટ થઇને, સર્વત્ર નિર્મલ પ્રેમ આપોઆપજ આવિર્ભૂત થાય છે. એ દૃષ્ટિથી જોતાં આ ગ્રન્થ માટેનો પરિશ્રમ સફલ છે તથા લોકોને પણ એ પ્રિય થઈ પડશે, એમ હમે માનીએ છીએ.

ઈશકૃપાથી આપણને આ ભારતવર્ષમાં, આર્યભૂમિમાં જન્મ પ્રાપ્ત થયો છે, પરંતુ જ્યારે આપણે **'भा-रत'** થઈશું તથા આર્યલક્ષણાનુસાર વર્તીશું ત્યારેજ સત્ય ભારત તેમજ આર્ય થઈશું, તે વગર નહિ. કવિ કહે છે કેઃ—

**'सभारतो यः पुरुषः स पवेकृष्ण न चान्यथा ।'**

જે પુરૂષ ભારત સહિત થયો છે, યાને ભારતાદિ ગ્રન્થોનું પરિશીલન કરે છે અને **'भा'**-બ્રહ્મવિદ્યા તેમાંજ **'रत'** થાય છે, તેજ **'भारत'**-ભરત

વર્ષમાં થએલો-એ પ્રમાણે કહી શકાય; નહિ તો નહિ. જે ભરતરાજાના નામ ઉપરથી એનું નામ પડયું છે, તેજ પોતે જાતે કદાચ भा—रत (બ્રહ્મવિદ્યાનિરત) નહિ હત, તો આ ભૂમિની ત્હેના નામથી આટલી પ્રસિદ્ધિ થાત કે નહિ એજ શક ભરેલું છે. આજ પૃથ્વીપર મોટા મોટા મહર્ષિ, સન્ત મહાત્માઓ ઉત્પન્ન થઇને તેમણે भा–रत થઇને, તે બોધામૃતનો વરસાદ ઘણા મનુષ્યોપર વરસાવીને પોતાનું 'भारतवर्षीयत्व' સાર્થ કર્યું છે. આજ ભૂમિ આર્યોનું નિવાસ સ્થાન હતી, એથીજ એને આર્યતા (શ્રેષ્ઠતા) પ્રાપ્ત થઈ છે. આર્યનું લક્ષણ કેવું હોય છે તે ભગવાન્ વસિષ્ઠજીએ નીચે પ્રમાણે વર્ણવેલું છે.

कर्तव्यमाचरन्काममकर्तव्यमनाचरन् ।
तिष्ठति प्राकृताचारो यः स आर्य इति स्मृतः ॥
यथाचारं यथाशास्त्रं यथाचित्तं यथास्थितम् ।
व्यवहारमुपादत्ते यः स आर्य इति स्मृतः ॥

જે પુરૂષ અખિલ વેદોકત નિત્ય નૈમિત્તિક કર્મોનું આચરણ કરે છે તથા નિષેધનું પાલન કરીને લૌકિકાચારમાં સ્થિત થાય છે, ત્હેને આર્ય કહે છે. તેમજ જે વૃદ્ધપુરૂષોના આચારને અનુસરે છે અને યથાશાસ્ત્ર વર્તે છે, તથા જે કર્મ કર્યાથી ચિત્તને પરિતાપ થાય નહિ એવો જેનો વ્યવહાર નિઃસંદેહ થાય છે, તે આર્ય કહેવાય છે. એવી આર્યતાને જોઇને મૂઢબુદ્ધિ પુરૂષોને મુમુક્ષુતા ઉપજે છે અને અભ્યુદય નિઃશ્રેયસ પ્રાપ્તિને સારૂ સમીપ ગમન કરવા તે યોગ્ય બને છે. 'अर्तु योग्यः आर्यः' એ પ્રકારની આપણી આર્યતા અને ભારતતા નષ્ટ થઇ રહી છે, તેથી બીજા લોકોનું આપણી પાસે આવવું તો દૂર રહ્યું, પરન્તુ આપણે જો બીજાઓની પાસે જઇએ છીએ તો, તેઓ આપણો ધીક્કાર કરીને પાસે આવવા પણ દેતા નથી, એવી હીન દીન સ્થિતિ ઉપસ્થિતિ થઈ છે; અને જ્યાંસુધી યથાર્થ આર્યત્વ, ભારતત્વ આપણામાં આવશે નહિ ત્યાંસુધી આપણી આવીજ દુઃખદ સ્થિતિ બની રહેશે. મીમાંસામાં આર્યજાતિનું લક્ષણ કહ્યું છે કેઃ—

"उभयोपेता आर्यजातिः । तद्विपरीता अनार्याः"

જે જાતિ ચારે વર્ણધર્મ તેમજ ચારે આશ્રમધર્મવડે યુક્ત હોય છે, તે આર્ય જાતિ સમજવી; અને તેનાથી વિપરીત (ચતુર્વર્ણાશ્રમધર્મ શૂન્ય) તે અનાર્ય જાણવી. તો હવે આપણે વિધ્યુક્ત નિષ્કામ કર્મ કરીને, દૈવીસંપત્,

યુક્ત થઈ, સદ્‌ગુરૂને શરણે જઇને જ્યાં સુધી બ્રહ્મવિદ્યાસંપન્ન થઇશું નહિ, ત્યાંસુધી આપણા અંતરર્બાહ્ય શત્રુ (કામાદિ અને નાસ્તિક અનાર્યાદિ) આપણને હસશે અને કષ્ટજ આપતા રહેશે; તથા આપણો આર્યભૂમિમાં, ભારતવર્ષમાં જન્મ ધારણ કરેલો વૃથાજ નીવડશે. એટલા માટે, પુણ્યકારક અને જ્ઞાન પરિપૂર્ણ ગ્રંન્થોનું નિરંતર પરિશીલન કરવું. જેથી મનુષ્ય વ્યવહારકાર્યક્ષમ તેમજ તત્ત્વજ્ઞાન, પરમાત્મભક્તિસંપન્ન થઇને, પોતાના તેજથી અંતર્બાહ્ય શત્રુઓને જીતીને આનંદ સામ્રાજ્ય કરશે.

આજકાલ લોકોની વાચનાભિરૂચિ વૃદ્ધિંગત થઇ હોય એમ જણાય છે, પરન્તુ જેના વાંચનથી ધર્મવૃત્તિ ઉત્પન્ન થાય અને પરમાત્મભક્તિ પણ અન્તઃકરણને વિષે અંકુરિત થઇને, સંસારમાં શાન્તિનો લાભ મળે એવા ગ્રંથોનું વાંચન ઘણું ઓછું થાય છે. કાવ્ય, નાટક, કાદંબરી વગેરે ગ્રંથોનાં વાંચનથી જો કે ચિત્તરંજન થતું હશે, તોપણ તેમનાથી સ્વાભાવિક વિષયાસક્તિજ ઉત્તેજીત થાય છે. એથી કરીને નાનપણથી સુલભ સુલભ ધાર્મિક અને ભગવદ્‌ભક્તિપ્રતિપાદક ગ્રન્થોનું વાંચન અતીવ યુક્ત છે. જેમ કર્યાથી મનુષ્ય સંસારમાં નાનાપ્રકારના દુઃખદાયી સંકટ પ્રસંગ આવી પડે, તોપણ ધીરતાથી તેમાંથી પાર ઉતરે છે, અને મનને શાંતિ પણ મળે છે. આજકાલ જ્યાં જુઓ ત્યાં અશાંતતાજ ફેલાઈ રહેલી જણાય છે, અને લોકોની મનોવૃત્તિ ચિન્તાગ્રસ્ત થઈ રહેલી છે. એનું કારણ પૂછતાં જ્ઞાની તો એમજ કહેશે કે, ભાઈ! ધર્મનો અભાવ અને પરમાત્મભક્તિનો લોપજ એનું મૂળ છે. સંસારને જેણે ધારણ કર્યો છે તે ધર્મ પરમાત્માની સાત્વિક મૂર્ત્તિજ છે, એમ કહેલું છે. તેની ઉપાસના નિરન્તર કરવામાં આવે તો અન્તર્બાહ્ય ઉન્નતિ થયા વગર રહે નહિ. જ્ઞાનમૂલક પરમાત્મભક્તિ અને નિષ્કામ કર્માનુષ્ઠાનવડે અભ્યુદય નિઃશ્રેયસની પ્રાપ્તિ થાય છે. કેવળ શુષ્કજ્ઞાન અહંકારનું કારણ અને જ્ઞાનશૂન્યભક્તિ આલસ્યનું મૂળ તથા કેવળ કર્મોનું આચરણ દંભનો હેતુ થાય છે. જ્ઞાનીને કેટલો અહંકાર હોય છે, ઉપાસકોમાં આલસ્ય કેટલું ફેલાયું છે તથા કર્મકાંડી કેટલા દાંભિક હોય છે તે આજકાલના કલિયુગમાં જ્યાં ત્યાં જોવામાં આવશે. એથી કરીને નિષ્કામ કર્માનુષ્ઠાન કરવામાં આવે તો દંભ ભાગ જતો રહે અને તેની સાથે ઉપાસના હોય તો, આલસ્યને શી રીતે આશ્રય મળી શકે? અને જ્ઞાન સંપાદન કર્યું હોય તો અહંકાર મ્હોં બતાવે નહિ. તાત્પર્ય કે, આ પ્રકારનાં ગ્રંથોનું નિરન્તર પરિશીલન કરવાથી મનુષ્ય નિર્મલશીલ બને છે. ઉપદેશ, વ્યાખ્યાન વગેરે શ્રવણ કરીને પુસ્તક

વાંચવાથી પણ વિશેષ જ્ઞાન થાય છે, એ વાત સત્ય છે; પરન્તુ ઉપદેશક વ્યાખ્યાતાએ કરેલો ઉપદેશ નિરન્તર ચિત્તમાં જાગૃત રહે, તો મનનને માટે યોગ્યતા થાય છે. એવી યોગ્યતા સર્વને સુલભતાથી પ્રાપ્ત થાય એ હેતુથી તેવાજ ઉપદેશગ્રથિત ગ્રંથોનું વાંચન એ ઉત્તમ સાધન છે. જેની સહાયતાથી મનુષ્ય મનન કરે તો નિદિધ્યાસનદ્વારા અંતમાં સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર કરવાને સમર્થ થાય છે. આ '**શ્રીવૃત્તપ્રબોધકલ્પદ્રુમ**' નિખિલ ગ્રંથમાં કર્મ, ભકિત, જ્ઞાન, વૈરાગ્ય વગેરેનો ઉપદેશ વિવિધ રીતિથી દૃષ્ટાન્ત સિદ્ધાન્ત સહિત કરેલો છે. વેદાન્ત જો કે શુષ્ક લાગે છે, તોપણ તેનેજ અલંકારિક ભાષા અને દૃષ્ટાન્તાદિથી જો શણગારવામાં આવે તો સર્વને સમજવામાં સુલભતા થાય છે, અને મનોરંજનની સાથે સાથે જ્ઞાન લાભ પણ થાય છે. આ પુસ્તકની રચના એવી ઢબથી કરેલી છે.

આજકાલ ગુરૂ અને શિષ્ય, એમના સંવાદરૂપેજ ઘણાં ખરાં પુસ્તકો પ્રકટ થાય છે તથા કેવળ ગદ્યાત્મક લખાણુજ રાખવામાં આવેલું હોય છે. તે પ્રમાણે આ ગ્રંથની પદ્ધતિ રાખી નથી, અને તે તે ગ્રંથોના પ્રમાણભૂત શ્લોકો પણ આપવામાં આવ્યા છે. ગદ્યાત્મક પુસ્તક લખનારા આધુનિક સુશિક્ષિત પણ 'મોક્ષમુલર' આ પ્રમાણે કહે છે, 'સ્ટોન' સાહેબનું એવું કહેવું છે, 'વુડ' સાહેબની આવી સંમતિ છે, એ પ્રમાણે જો તેઓના ગ્રંથના પ્રમાણભૂત વાકયો લખી દે છે, તો હમારા પુસ્તકમાં પણ 'મનુ' આમ કહે છે, 'વ્યાસ'નું આ પ્રમાણે વચન છે, 'નારદ' શુક, વસિષ્ઠ, 'પરાશર' 'તુકારામ' રામદાસ, 'તુલસીદાસ' આ પ્રમાણે કહે છે, એ પ્રમાણે લખીને જો તેઓનાં પ્રમાણ આપવામાં આવ્યાં હશે, તો તેનાથી શી હાનિ થવાની હતી? કાંઇપણ નહિ; તેનાથી તો ઉલટું અંતરનું સંશયિત પણું દૂર થઇને દૃઢ શ્રદ્ધા થશે. અસ્તુ! ગ્રન્થની રચના સર્વ સામાન્ય જનતાને માટે છે, વિદ્વાનોને માટે નથી. કેમકે તેઓ તો અનેક ગ્રન્થોનું અવલોકન કરી શકે છે. કીર્તનકાર, વ્યાખ્યાનકાર, સર્વપ્રકારના ઉપદેશક, પુરાણિક વગેરે લોકોને તો, સમજો કે એ પોતાના નામ પ્રમાણે કલ્પિત વિષયની કામના પૂર્ણ કરીને આનંદ આપશે. આટલા વિષય એકત્રિત કરીને છપાએલો આ ગ્રન્થ પ્રથમ સીડીનો થશે. ગૃહસ્થ લોકોના ઘરમાં, બાળક તથા સ્ત્રી વર્ગને વાંચવા સારૂ આ ગ્રંન્થ ઉત્તમ સંગ્રહ થશે. આ 'વૃત્તપ્રબોધકલ્પદ્રુમ' ગ્રન્થના પ્રથમ અને દ્વિતીય સ્કન્ધના બબ્બે ગુચ્છ, અને દરેક ગુચ્છમાં આઠ આઠ પુષ્પ પ્રફુલ્લિત થયાં છે. એ પ્રમાણે એકંદર દ્વાદશ સ્કન્ધ પ્રગટ થઇને

તેમાં બધું મળીને બસો પુષ્પો ખીલશે અને લગભગ ત્રણ હજાર પૃષ્ઠ થશે ત્યારે ગ્રંથપૂર્ણ થશે, એવો હાલ અંદાજ થાય છે. એના વાંચનથી ચિત્ત સુપ્રસન્ન થઇને બહુશ્રુતપણું પ્રાપ્ત થશે, કેટલાક સ્થાનોપર જોકે કઠણતા લાગે તોપણ કંટાળો ખાઇને છોડી ન દેવું. વિચારપૂર્વક એકાદ બે વખત વાંચવાથી સમજવામાં આવશે. નવિન કયો વિષય કોનાથી એકાએક સમજી શકાય છે ? આનું નામ જોકે 'કલ્પદ્રુમ' (કલ્પિતવૃક્ષ) છે, તોપણ અત્યંત આદરપૂર્વક તેમજ મનનયુક્ત વાંચનારાઓને એ 'નિર્વિકલ્પ' (બ્રહ્મ) ફલ પ્રાપ્ત કરી દેવાને સમર્થ છે, એમ સમજવું.

કોઇપણ ભાષાના ગ્રંથનું ભાષાંન્તર થાય, તો મૂલ ગ્રંથનું સ્વરૂપ કાંઇક કમીજ થાય છે, એવું વિદ્વાનોનું માનવું છે; પછી તે ગમે તેટલા ઉત્તમ પ્રકારે કયાં ન કર્યો હોય. તેજ પ્રમાણે આનું પણ થવું સ્વભાવિક છે. તથાપિ બની શકયું છે ત્યાંલગી મૂળના ભાવને જવા દીધો નથી. ગ્રંન્થ તૈયાર થયો ન હતો ત્યારથીજ ઘણા લોકની પૂછપરછ ચાલી રહી હતી, પરન્તુ ભાષાન્તરમાં અને છાપવામાં ઘણો વખત લાગવાથી કેટલાક નિરાશા ભરિત પણ થયા હતા. પરંતુ ગુરૂ તેમજ ઈશકૃપાથી એ સર્વ કાર્ય નિર્વિઘ્ન પાર પડયું અને રસિક પ્રેમી જનોના હાથમાં આ કૃતિ, પછી તે વિલંબથી ક્યાં ન હોય ? પણ આપવાનો સમય આવી પહોંચ્યો, તે ખાતર ત્હેમનો અનંત ઉપકાર માનીએ છીએ. આખરે આટલુંજ કહી વિરામ પામું છું કેઃ—

यदत्र सौष्ठवं किंचित्तद्गुरोरेव मे न हि ।
यदत्रासौष्ठवं किंचित्तन्ममैव गुरोर्न हि ॥

આ ગ્રન્થમાં જે કાંઈ અને જેટલું ઉત્તમત્વ હશે તે અને તેટલું સદ્ગુરૂનું છે, મ્હારૂં નથી, એમ સમજી લેવું. તથા જે કાંઈ અને જેટલી બુરાઈ હશે તે અને તેટલી મ્હારીજ છે, સદ્ગુરૂની નથી, એમ માનવું.

"इत्यलं पल्लवितेन."

મુકામ—સુરત.
મિતિ ચૈત્રશુદ્દ ૮ ગુરૂવાર
શકે ૧૮૪૪ દુંદુભિનામ
સંવત્સરે સંવત્ ૧૯૭૮.

શ્રી ગુરૂદત્તાત્રયપાદપદ્મમિલિન્દ
દત્તબુવા.

આ 'શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમ'ના દ્વાદશ સ્કન્ધોમાં જે જે ગ્રન્થોના પ્રમાણો લખવામાં આવ્યા છે, તે માંહેના મુખ્ય ગ્રન્થોના નામનો નિર્દેશ નીચે કરવામાં આવે છે; જે ઉપરથી વાંચકવર્ગ બરાબર સમજી શકશે.

| | |
|---|---|
| ૧ ઇશકેનકઠમુંડકાદિ ઉપનિષદ્ | ૨૭ શંકર દિગ્વિજય |
| ૨ બ્રહ્મસૂત્ર | ૨૮ પ્રબોધ ચન્દ્રોદય |
| ૩ મનુસ્મૃતિ | ૨૯ શતશ્લોકી |
| ૪ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ | ૩૦ વિવેકચૂડામણિ |
| ૫ યોગવાસિષ્ઠ | ૩૧ ભક્તિરસાયન |
| ૬ આત્મપુરાણ | ૩૨ વિષ્ણુભક્તિકલ્પલતા |
| ૭ ગીતા | ૩૩ ગીતગોવિન્દ |
| ૮ પંચદશી | ૩૪ ભક્તિતત્વામૃત |
| ૯ સાંખ્યકારિકા | ૩૫ વિશ્વગુણાદર્શ |
| ૧૦ પાતંજલ યોગસૂત્ર | ૩૬ સુશ્લોકલાઘવ |
| ૧૧ સૂતસંહિતા | ૩૭ રામાયણચંપૂ |
| ૧૨ બોધસાર | ૩૮ ભારતચંપૂ |
| ૧૩ ભારત | ૩૯ ભાગવતચંપૂ |
| ૧૪ ભાવાર્થ રામાયણ | ૪૦ નૈષધીય |
| ૧૫ અધ્યાત્મ રામાયણ | ૪૧ માઘ |
| ૧૬ વિષ્ણુભાગવત | ૪૨ પંચતંત્ર |
| ૧૭ દેવીભાગવત | ૪૩ કથાસરિત્સાગર |
| ૧૮ વિષ્ણુપુરાણ | ૪૪ કથાકલ્પતરૂ |
| ૧૯ માર્કંડેયપુરાણ | ૪૫ ભક્તવિજય |
| ૨૦ બૃહન્નારદીય | ૪૬ હરિવિજય |
| ૨૧ કાશીખંડ | ૪૭ ભક્તિલીલામૃત |
| ૨૨ જીવન્મુક્તિ | ૪૮ સ્વાનુભૂતિ |
| ૨૩ સપ્તશતી | ૪૯ દાસબોધ |
| ૨૪ લલિતાસહસ્રનામ | ૫૦ યથાર્થદીપિકા |
| ૨૫ મહિમ્ન | ૫૧ એકનાથી ભાગવત |
| ૨૬ ભર્તૃહરીત્રિશતી | ૫૨ જ્ઞાનેશ્વરી |

ઇત્યાદિ ગ્રન્થોના શિવાય પણ બીજા ઘણા છે. તેમનાં નામ પ્રસંગોપાત્ત તેતે સ્થળે નિર્દિષ્ટ કરવામાં આવશે.

# અનુક્રમણિકા.

## પ્રથમ સ્કંધ—પ્રથમ ગુચ્છ.



## પ્ર૦ સ્કં૦ દ્વિતીય ગુચ્છ.

# શુદ્ધિપત્ર.

**સૂચના:—**છાપવામાં કોઇ ઠેકાણે કાના, માત્રા, અનુસ્વાર તથા કેટલેક ઠેકાણે અક્ષરો ભાંગી ગયા છે અગર બીજે ગમે ત્યાં ઠેકાણે જઈ પડેલાં છે તે અશુધ્ધો સહજ સમજી શકાય માટે તેમનો સમાવેશ નીચે કરેલ નથી; મુખ્ય મુખ્ય આપેલાં છે. તથા અશુદ્ધ ન લખતાં કેવળ શુદ્ધ શબ્દોજ લખ્યા છે તો તેને પૃષ્ઠ અને પંક્તિમાં શુદ્ધ કરીને વાંચવું.

# પ્રથમ સ્કંધ.

| પૃષ્ઠ. | પંક્તિ | શુદ્ધ. | પૃષ્ઠ | પંક્તિ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| ૧ | ૧૭ | **देकाग्रमानसः** | ૧૬ | ૧૪ | બાદ |
| ૧ | ૨૦ | **वदाम्यहम्** | ૧૬ | ૧૫ | શુકે |
| ૧ | ૨૨ | પરમ | ૧૭ | ૧ | શીખવવાનો |
| ૨ | ૨ | અભિન્ન | ૨૪ | ૪ | પ્રણિપાત |
| ૨ | ૧૦ | દ્વંદ્વોનો | ૨૮ | ૩ | તેમના |
| ૪ | ૨૫ | **यत्पदमामनंति** | ૩૦ | ૪ | પડવાનું |
| ૭ | ૧૮ | તિર્યક્ | ૩૨ | ૩ | શુક |
| ૭ | ૨૨ | હોવાથી | ૩૭ | ૧૬ | **प्रतिमार्** |
| ૧૨ | ૨૦ | વિસ્મરણ | ૩૮ | ૨ | તને |
| ૧૨ | ૨૧ | **स्वाच्छुकः** | ૩૯ | ૧૯ | ત્હારો |
| ૧૩ | ૩ | દૈત્યોને | ૪૦ | ૧૬ | **प्रयत्नेन** |
| ૧૪ | ૧૭ | શુકાચાર્યનામાં | ૪૨ | ૬ | પ્રારબ્ધ |
| ૧૪ | ૨૯ | વિચારથી | ૫૧ | ૩૧ | કહ્યું |
| ૧૫ | ૨ | સાધી | ૫૪ | ૧૬ | દ્વંદ્વોને |
| ૧૫ | ૩૦ | સાધી | ૫૪ | ૨૧ | સામર્થ્ય |
| ૧૫ | ૩૧ | ભસ્મ | ૫૭ | ૬ | **यो** |
| ૧૫ | ૩૩ | આનંદિત | ૫૮ | ૧૨ | પ્રમહ |
| ૧૬ | ૧૨ | અગ્નિતુલ્ય | ,, | ૧૮ | પુણ્ય |

| પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ. | પૃષ્ઠ. | પંક્તિ. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| ૬૪ | ૨ | **એકવા** | ૧૦૯ | ૯ | નિરીક્ષણમાં |
| ૬૪ | ૧૩ | પરંબ્રહ્મ | ૧૦૯ | ૨૦ | અગાધ |
| ૬૪ | ૧૮ | અંતબર્હિ | ૧૧૨ | ૧૭ | ડસાત |
| ૬૪ | ૨૯ | સમીપ | ૧૧૬ | ૧૪ | અમૃત |
| ૬૬ | ૧ | મૃત્યુના | ૧૧૬ | ૨૪ | મ્હારા |
| ૭૦ | ૧ | ભાઇઓએ | ૧૨૮ | ૧૧ | વાસનાશુન્ય |
| ૭૧ | ૧ | પંચમ | ૧૨૮ | ૧૬ | કહેલી |
| ૭૧ | ૨૬ | શ્લિષ્ટાર્થ | ૧૨૯ | ૧૨ | **રાઘવ** |
| ૭૫ | ૧૬ | ત્રિતાલા | ૧૨૯ | ૨૭ | આત્માનાત્મ |
| ૭૭ | ૩ | છોડીને | ૧૩૪ | ૧૨ | સમજવું |
| ૭૯ | ૯ | સલોકતા | ૧૫૩ | ૫ | **વન્હ્ય** |
| ૭૯ | ૧૦ | સાયુજ્ય | ૧૬૮ | ૨૩ | વિષયાદિકોના |
| ૭૯ | ૧૭ | થાય | ૧૭૫ | ૨૯ | જીહાસા |
| ૮૦ | ૭ | આત્મઘાતી | ૧૯૪ | ૯ | મુમુક્ષુએ |
| ૮૭ | ૨ | ધ્યાનગ્રસ્ત | ૧૯૫ | ૧૦ | જગત્માં |
| ૮૮ | ૩ | હૃત્પ્રદેશના | ૨૦૫ | ૨૨ | અંતરના |
| ૮૮ | ૪ | અનુકૂલતા | ૨૦૮ | ૧૭ | થયો |
| ૮૯ | ૧૨ | જાણીને | ૨૧૧ | ૩૦ | તેમને |
| ૮૯ | ૧૫ | જ્ઞાનેશ્વર | ૨૧૧ | ૩૧ | દક્ષિણા |
| ૯૦ | ૧૩ | ગુરૂનો | ૨૧૭ | ૧૭ | સ્વાભાવિક |
| ૯૪ | ૩ | ફરી | ૨૧૮ | ૨૬ | ત્હેમના |
| ૯૪ | ૨૬ | કાપીને | ૨૨૨ | ૬ | પિશાચીને |
| ૯૭ | ૫ | વિસોબાખેચર | ૨૨૫ | ૧૫ | પ્રાપ્તિ |
| ૯૮ | ૨૪ | એવો | ૨૨૫ | ૧૬ | વિરક્તતા |
| ૧૦૦ | ૬ | ત્હેને | ૨૩૦ | ૨૭ | છતાં |
| ૧૦૨ | ૧૭ | આત્મજ્ઞાનજ | ૨૩૧ | ૧૮ | વિસ્તૃત |
| ૧૦૩ | ૨૧ | હૃત્પ્ર | | | |



## दत्तात्रेय पंचक.

जगदुत्पत्तिकर्त्रेच स्थितिसंहारहेतवे ।
भवपाशविमुक्ताय दत्तात्रेय नमोस्तु ते ॥ १ ॥
जराजन्मविनाशाय देहशुद्धिकराय च ।
दिगंबर दयामूर्ते दत्तात्रेय नमोस्तु ते ॥ २ ॥
आदौ ब्रम्हा मध्ये विष्णुरंते देवः सदाशिवः ।
मूर्तित्रयस्वरूपाय दत्तात्रेय नमोस्तु ते ॥ ३ ॥
अवधूत सदानंद परब्रम्हस्वरूपिणे ।
विदेहदेहरूपाय दत्तात्रेय नमोस्तु ते ॥ ४ ॥
सत्यरूप सदाचार सत्यधर्मपरायण ।
सत्याश्रय परोक्षाय दत्तात्रेय नमोस्तु ते ॥ ५ ॥

# श्री दत्तात्रय



। कर्पूरकांतिदेहाय ब्रह्ममूर्तिधराय च ।
। वेदशास्त्रपरिज्ञाय दत्तात्रेय नमोस्तु ऽ ते ॥

A 2745–Lakshmi Art, Bombay, 8

। ॐ तत्सत्परमात्मने नमः ।

# श्रीदत्त प्रबोध कल्पद्रुम.



## પ્રથમ સ્કંધ--પ્રથમ ગુચ્છ.

### મંગલાચરણમ્

શ્રી ગણેશાય નમ: શ્રી સરસ્વત્યૈ નમ:

શ્રી કુલદેવતાયૈ નમ: શ્રી ગુરૂભ્યો નમ:

दिगंबरं भस्मविलेपितांगं बोधात्मकं युक्तमंप्रसन्नम् ।

निर्वाणसंश्यामतनुं भजेऽहं दत्तात्रयं ब्रह्मसमाधियुक्तम् ॥

પદ રાગ-કામોદ, તાલ ઝંપા.

ગુરૂદત્ત આત્રેય ત્રૈમૂર્તિ અવતાર, અવધૂત સુખકાર ત્રૈગુણ્ય આધાર, ટેક. આનંદવન[1] સ્નાન, કરવીર[2] ભિક્ષાન્ન, માહુરકર[3] શયન, સ્થિતિ જાકિ ગિરનાર, (૧) ષડ્ બાહુત્રય વદન, ભસ્મ ચર્ચિત સુતન, યજ્ઞોપવીત ઉર, સિરપેં જટાભાર, (૨) જો મન તુ સબ ભાંતિ, સુખ ચાહે નિતહી, તો ધ્યાય દિન રાતિ યતિ પતિ મનહાર. (૩)

गुरुस्तवमधीयानो विजयी सर्वदा भवेत् ।

गुरुसायुज्यमाप्नोति गुरुनाम पठेद्बुधः ॥

कलिदोषविनाशार्थं जपेदेकाग्रमानसः ।

श्रीगुरुं परमानंदं दत्त इत्यक्षरद्वयम् ॥

गुरुस्तवं न जानाति गुरुनाम मुखे न हि ।

पशुतुल्यं विजानीयात्सत्यं सत्यं वदाम्यहम् ॥

જેની કૃપા આધ્યાત્મિકાદિ ત્રિવિધ તાપોનું નિવારણ કરનારી છે, તેમજ અપરિચ્છિન્ન[4] ભૂમાનંદરૂપી[5] જલપાન કરવા સારૂ પ્રપા અર્થાત્ પરબ-

---

૧ કાશી. ૨ કોલ્હાપુર. ૩ એક ક્ષેત્રનું નામ. ૪ સર્વવ્યાપી. ૫ બ્રહ્માનંદ.

રૂપ છે, અને જે સર્વને હિતોપદેશ કરે છે એવા પરમાનન્દરૂપ પરમાત્માથી અભિન્ન ( જૂદા નથી ) સદ્ગુરૂનું હું પ્રણામ પૂર્વક સ્તવન કરૂં છું મધુ-કૈટભ દૈત્યના જેવા અત્યન્ત ક્રૂર જે અહંકાર તથા મોહ પ્રાણી માત્રને પોતાને વશ કરી અત્યન્ત પીડી રહ્યા છે, તેનો વિષ્ણુ સમાન નાશ કરનારા તથા મોક્ષ લક્ષ્મીનું નિવાસ સ્થાન, એવા સર્વવ્યાપી વિષ્ણુરૂપ ગુરૂ-દત્તાત્રય-ને હું વારંવાર નમન કરૂં છું. ત્રિપુરાસુર અને અન્તકનો નાશ શંકરે કર્યો હતો, કંસ તથા કેશિદૈત્યનો નાશ વિષ્ણુએ કર્યો હતો ચંડિ-કાએ ચંડ અને મુંડનો નાશ કર્યો હતો, પરન્તુ સદ્ગુરૂ તો અખિલ દ્વંદ્વનો અર્થાત્ સુખ દુ:ખ, માન અપમાન ઇત્યાદિકોનો પણ નાશ કરવાને સમર્થ છે. કાશ્યાદિ પુણ્ય ક્ષેત્ર ભૂમી સિવાય અન્યત્ર કુગ્રામ, કુત્સિત સ્થળ, કીક-ટાદિ પુણ્ય રહિત પ્રદેશમાં પણ કેવળ ગુરૂ કૃપાથી મોક્ષ મળી શકે છે આવું ઉત્તમ જેનું માહાત્મ્ય છે, એવા સદ્ગુરૂનું ધ્યાન તથા સ્મરણ કરીને હું મનુષ્યત્વ સાર્થક કરીશ. કેમકે ગુરૂ નામ જેના મુખમાં નથી, ગુરૂ સ્તવન જે કદી કરી જાણતો નથી, તેવાને પશુતુલ્ય સમજવાનું ઉપનિષદોમાં પણ કહ્યું છે. એથી કરીને, ચિત્તની એકાગ્રતા કરીને, પરમાનન્દ રૂપ સદ્-ગુરૂનું 'દત્ત' એવા બે અક્ષર વડે રટણ કરીશ, જેથી અદ્વય અક્ષર (બ્રહ્મ) પદની પ્રાપ્તિ થશે. અનંત શક્તિ સંપન્ન મૂલ શક્તિ વડે પૂર્ણ, કાર્ય કારણા-તીત એવી પરમાત્માની સકલ વિઘ્ન નાશક, જે ગણપતિ રૂપ શક્તિ છે, તે શક્તિનું 'દત્ત પ્રબોધ કલ્પદ્રુમ' ગ્રંથની નિર્વિઘ્ન પરિ સમાપ્તિને અર્થે અન્તરમાં ધ્યાન કરી, સચ્ચિદાનંદ ઘનના વિષે અભિન્નતાથી સ્થિત થઇ રહેલી, સર્વ જ્ઞાન પ્રકાશક સામર્થ્ય વતી સરસ્વતિ નામક જ્ઞાન શક્તિનું સ્મરણ કરીને આ ગ્રન્થનો પ્રારંભ કરૂં છું.

॥ ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

ૐ આધ્યાત્મિક, આધિદૈવિક તેમજ આધિભૌતિક તાપોની શાન્તિ થાઓ !



## પ્રથમ પુષ્પ.

### ॐ नमो भगवते दत्तात्रेयाय.

### સદ્ગુરૂ દ્વારા સચ્છાસ્ત્ર લાભ તથા ભેદ ભ્રમ નિરાસ.

यावन्नानुग्रहः साक्षाज्जायते परमेश्वरात् ।
तावन्न सद्गुरुं कश्चित्सच्छास्त्रं वापि नो लभेत् ॥ यो. वा. ॥

પરમેશ્વરે પોતાની શક્તિ જન્મ રહિત માયાવડે પ્રથમ વૃક્ષ, સર્પ,

પશુ-પક્ષી, મચ્છરાદિ નાનાં પ્રકારનાં શરીર નિર્માણ કર્યાં. પરન્તુ એ અનેક જાતિઓનાં શરીર જોઇને હેમને સંતોષ ન ઉપજ્યો. કેમકે, તેમના વિષે આત્મપ્રાપ્તિ કરી શકે, તેવું અધિકારી પ્રાણી કોઇ જોવામાં આવ્યું નહિ. આખરે, હેમણે "જેનામાં બ્રહ્મસાક્ષાત્કાર પ્રાપ્ત કરવાની ઉચિત બુદ્ધિ છે, એવો" પુરૂષ (મનુષ્ય) દેહ નિર્માણ કર્યો, ત્યારે હેમને આનંદ થયો. આ પ્રમાણે પરમાત્માએ પુરૂષને આત્મદર્શનને સારૂ ઊચિત એવું અંતર (બુદ્ધિ) આપ્યું; પરંતુ એ પુરૂષ પોતાનાં અંતરને 'ઇચ્છિત' કરે છે. પુરૂષ શબ્દનું અંતર ( મધ્ય ) જે ઉકારયુક્ત છે, અર્થાત્ 'ર'માં ઉ મળીને 'રૂ' થાય છે. ) તે ( 'ર' અક્ષર ) જો, 'ઇ'કાર યુકાર થાય તો, 'પુરીષ' એવો શબ્દ થાય છે, અને તેનો અર્થ 'મેલ' 'વિષ્ટા' એ પ્રમાણે થાય છે. તથા, બીજા અર્થમાં ( 'ઇ' યાને કામ, તથા 'ઈ' એટલે, લક્ષ્મી. ) પોતાનું અંતર 'ઇચ્છિત,' યાને નાના પ્રકારના કામયુક્ત તથા, લક્ષ્મીયુક્ત કરે છે. તેજ પ્રમાણે પુરૂષ જો, સ્વરૂપ નિરીક્ષણ યોગ્ય અંતર ( બુદ્ધિ ) નો પરિત્યાગ કરી અનેક કામનાયુક્ત અંતર કરશે તો, પરમાત્માની અપ્રીતિનો વિષય થયા વગર કેમ રહેશે ? કેમકે, જે ખાતર એને નિર્માણ કર્યો છે, તે કાર્ય તો તે કરતો નથી, પછી ઇશકૃપા શીરીતે થઇ શકે ? કેમકે, ખ્યાલ કરો ! કોઇ રાજાએ કોઇ મનુષ્યને અધિકારી બનાવી કાંઇ એકાદ ખાસ કાર્ય કરવા સારૂ તેની નીમણુંક કરી છે; પણ તે જો, હવે પોતાનું નિયુક્ત (સોપેલું) કાર્ય ન કરે તો, હેનાપર રાજકૃપાને બદલે રોષજ થાય; વ્યવહારમાં એજ પ્રમાણે અનુભવવામાં આવે છે. તેજ પ્રમાણે પુરૂષ ઊચિતાંતરનો ( યોગ્ય બુદ્ધિનો ) ઉપયોગ વિષય-સેવનમાંજ કરે, તથા ધર્માનુષ્ઠાન, અને શ્રવણમનનાદિ કરી પોતાના સ્વ (આત્મ)પદપર સ્થિત ન થાય તો, હેના ઉપર આનંદરૂપ-પરમાત્માની અવકૃપા થયા વગર કેમ રહે ? હેની યોગ્યતા કેવી થાય છે ? તે આપણે જોઇએ.

ઉપર દર્શાવ્યા પ્રમાણે 'પુરૂષ' શબ્દનું અંતર 'ઇ' યુક્ત થતાં 'પુરીષ' થાય છે. હેની યોગ્યતા એ 'પુરીષ' અર્થાત્ વિષ્ટા જેવીજ થઇ એમ સમજવું. વ્યવહાર વિષે પણ જોવામાં આવે છે કે, નિરંતર આમોદ ( સુગંધ ) યુક્ત તેલ વગેરે શરીરપર લગાડી સ્નાન કરનાર શ્રીમાન્ ગૃહસ્થ પુરીષ ( વિષ્ટા )ને પ્રેમવડે નીહાળતો નથી, તે સંબંધી વાત પણ હેને સાંભળવી ગમતી નથી, એટલુંજ નહિ પણ તેનું સ્મરણ પણ હેને અપ્રિય છે. તેજ પ્રમાણે પરમાત્મા નિરંતર આમોદ (સુવાસ તથા આનંદ) યુક્ત હોવાથી, 'અખિલ પ્રાણીઓના વિષે અંતર્યામીરૂપવડે જેની

સુ-વાસ-ઉત્તમસ્થિત છે, અને આનંદ તો, જેનું રૂપજ એવું શ્રુત્યાદિમાં વર્ણન છે, તે કારણને લીધે ' જે પુરૂષનું અંતર અનેક પ્રકારના કામ રૂપી મલ વડે યુક્ત છે, તેવા પુરૂષના તરફ કદી પ્રેમ દૃષ્ટિ કરતા નથી, તેવાનું સ્મરણ તેમને થતું નથી અને તદ્વિષયક સ્તવનાદિ પણ સાંભળતા નથી એમ સમજવું. એટલા માટે, એ 'ઉચિત' કામ યુક્ત અંતરનો સર્વથા ત્યાગ કરીને, પુરૂષે સ્વરૂપાવલોકને માટે યોગ્ય અંતર કાયમ રાખવું. કહેવાનું તાત્પર્ય એ છે કે પુરૂષે શુદ્ધ અંતઃકરણ વડે વેદાન્તાદિકનું મનન યુક્ત શ્રવણ કરી, ઇશ સાક્ષાત્કાર સંપાદન કરવો તેમજ સ્વરાજ્ય પદમાં સ્થિત થઇ, પરમાનંદનો ઉપભોગ કરવો; વિષય સેવનાદિકથી તેનો (અંતરનો) અધઃપાત ન થવા દેવો. પુરૂષત્વની સફલતા પણ ત્યારેજ થવાની. સ્વારાજ્ય પર આરૂઢ થવાને માટે વેદાન્તાદિકનું જે શ્રવણ કરવાનું કહ્યું છે, તે સદ્ગુરૂ વિના થતું નથી; કેમકેઃ —

શ્રુતિ અર્થાત્ વેદોમાં નાના પ્રકારના કર્મો તથા તેમના ફલનું વર્ણન કરીને કર્મનું મહત્વ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. કોઇ કોઇ સ્થળો પર ઉપાસના તથા તેના ફલનું કથન છે. કેટલેક સ્થળે જીવ તથા ઇશ્વરનો ભેદ વર્ણવેલો છે. કોઇ કોઇ જગ્યાએ બ્રહ્મ સગુણ છે, એમ કહી સગુણ બ્રહ્મનું માહાત્મ્ય પ્રતિપાદન કરેલું છે. તો કોઇ કોઇ સ્થાન પર નિર્ગુણ બ્રહ્મનું કથન કરી તદ્વિષયક ( નિર્ગુણ બ્રહ્મ સંબંધી ) જ્ઞાનની પ્રશંસા કરેલી છે. આ પ્રકારે કોઇ સ્થાન પર વિધિ તો કોઇ સ્થળે અર્થવાદ, કોઇ જગ્યાએ ઉપાસના તો અન્યત્ર આત્મ સ્વરૂપનું વર્ણન આવી રહ્યું છે. આવા પરસ્પર વિરોધના શ્રવણથી મનુષ્યોના મનમાં સંશય ઉપજે છે કે આ બધાંને પ્રધાન સમજવાં, અથવા સગુણ કે નિર્ગુણને ? કિંવા એ બન્નેને ? કર્મ કરવું કે નહિ ? આત્મા કર્તા છે કે અસંગ ચિદાત્મક અકર્ત્તા ? દ્વૈત સાચું કે અદ્વૈત સાચું ? આ પ્રકારે અનેક સંશયોથી ગ્રસ્ત થએલી બુદ્ધિને જ્યારે શ્રુતિ સ્મૃતિ યુક્ત ગુરૂના ઉપદેશથી, ' सर्वे वेदा यत्पदमामनंति ' અર્થાત્ ઋગાદિ સર્વ વેદ જે પરબ્રહ્મ રૂપ પદનું કથન કરે છે તે પ્રમાણે, સકલ શાસ્ત્રોનું તાત્પર્ય એક અદ્વિતીય નિર્વિશેષ પર બ્રહ્મમાંજ પર્યવસિત થાય છે, એ પ્રકારે જ્ઞાન થશે ત્યારે તે નિશ્ચલ થશે તથા પરબ્રહ્મ સ્વરૂપમાં નિશ્ચલ થઇ, જીવ પરમાત્માના ઐક્ય ભાવની પ્રતીતિ ( સ્વાનુભવ ) કરશે. શાસ્ત્રમાં એટલા માટેજ કહ્યું છે કેઃ—

शास्त्राणां च ह्यनंतत्वात्संशयानां बहुत्वतः ।
उपास्तीनामनेकत्वात्सन्मार्गो न गुरुं विना ॥

અપૂર્વ અર્થનો બોધ કરનારા ઋગાદિ વેદ તેમજ તેમના આધારે ઉપર રચાએલાં સ્મૃતિ પુરાણાદિ અનંત હોવાથી તથા તે સઘળામાં પ્રતિપાદન કરેલી કર્મોપાસના અનેક પ્રકારની હોવાથી, સંશય પણ પુષ્કળ થયાંજ કરે છે. આવી પરિસ્થિતિમાં અમુકજ સન્માર્ગ છે એમ ગુરૂ વિના કોણ કહી શકે અગર સિદ્ધ કરી આપી શકે?

મહાત્મા કબીરજીએ પણ એજ આશયથી કહ્યું છે કે, હે ભાઇ હો!

## પદ-રાગ-હમીર તાલત્રિતાલા.

ગુરૂ બિન કૌન બતાવે બાટ; બડા બિકટ યમઘાટ ધ્રુવ.
ભ્રાન્તિકી પહાડી નદિયાં બીચમો અહંકારકી લાટ[1] (૨)
મદ મત્સરકા મેહુ બરસત માયા પવન વહે દાટ.[2] (૨)
કહત કબીરા સુનો ભાઇ સાધો કયોં તરના યહ ઘાટ. (૩)

આ સંસાર સમુદ્રને પેલે પાર જવાનો માર્ગ ગુરૂ વિના અન્ય કોણ બતાવી શકે તેમ છે? કુપ યંત્ર ઘટિકા ન્યાય પ્રમાણે સદ્ગુરૂજ અમૃત રસ (જન્મ મરણ શૂન્ય આનન્દ રસ રૂપ બ્રહ્મ)ની પ્રાપ્તિ કરાવનારા છે. અને એ અમૃત રસના પાનથી પૂર્ણ વૈતૃષ્ણ્ય અર્થાત્ વૈરાગ્યની પ્રાપ્તિ થશે. જેવી રીતે ગરગડી (રેહેટ) ની સાથે દોરી વળગાડીને તે દોરી સહિત ઘડાને ગંભીર કુવાની અંદર ઉતારવાથી, તેમાંહેનો રસ-ઉદક તે ઘડામાં સમાય છે એટલે તેને બ્હાર કાઢીને પીવાથી જેમ તૃપ્તિ થાય છે તેજ પ્રમાણે વેદ શાસ્ત્ર પુરાણાદિ ગંભીર કુવા સમાનજ છે; અને તેમાંહે જે રસ-બ્રહ્મ છે (શ્રુતિમાં બ્રહ્મને રસ રૂપ વર્ણવ્યો છે; 'रसोवैसः' તે પરમાત્મા આનંદ રસ રૂપજ છે) તે આપણને પ્રાપ્ત કરાવી સર્વ પ્રકારે તૃપ્તિ થાય તેટલા ખાતર રેહેટ અર્થાત્ ગુરૂ રૂપી ગરગડી સાથે સંયુક્ત થએલા ઉપદેશ રજ્જુથી અન્તઃકરણ રૂપી ઘડાને બાંધી, ઉપરોક્ત (વેદ શાસ્ત્ર રૂપી) કુવામાં ઉતારીશું એટલે તે અન્તઃકરણ રૂપી ઘડામાં બ્રહ્મ રૂપી રસ છલોછલ ભરાઇ જશે, અને તેના પાનથી તૃપ્તિ થતાં કોઇવાર પછી વૈષયિક પિપાસા-વિષય સંબંધી ઝંખના થશે નહિ. નહિતર તે રસ કદી દૃષ્ટિગોચર થશેજ નહિ. તો પછી તેની પ્રાપ્તિ, તેનું પાન અને તેમ કર્યાથી થતી તૃપ્તિ તો દૂરજ રહ્યાં! સહજ ખ્યાલ કરો. નેત્રમાં સૂક્ષ્મ પદાર્થ જોવાની શક્તિ રહેલી છે, તથા પદાર્થ પણ સિદ્ધ છે, તેમ છતાંય સૂર્યની સહાય વગર અંધકારમાં તે શક્તિ કુંઠિત થઈ જાય છે; તેજ પ્રમાણે બુદ્ધિ કુશલ છે, અને

૧ તરંગ. ૨ અવિરલ પુષ્કળ.

બ્રહ્મ રૂપ વસ્તુ જે આત્મા તે પણ સિદ્ધ છે, તોપણ અવિદ્યા રૂપી અન્ધકારમાં તેની શક્તિ કુંઠિત થઈ જાય છે તેનું કૌશલ્ય કાંઇ કામમાં આવતું નથી. પરંતુ સૂર્યના પ્રકાશ સમાન ગુરૂના ઉપદેશ વડે અવિદ્યા રૂપી અન્ધકારનો નાશ થયા બાદ, અત્યન્ત નિકટ વર્તી આત્મ વસ્તુ પ્રતીત થાય છે. અથવા નૌકા (હોડી) ખરીદ કરી તે માંહે કોઈ ધનાઢ્ય સમર્થ પુરૂષ બેઠેલો હોવા છતાં તે જેમ નાવિક ( ખલાસી ) ની સહાયતા વિના સામો કીનારો દેખી શકતો નથી; સાહસ કરવા જાય છે તો વિપરિત પરીણામ આવે છે. તેજ પ્રમાણે બ્રહ્મવિદ્યા સંસાર સમુદ્ર તરી જવાને માટે નૌકાના જેવીજ સમર્થ છે, અને સ્વ બુદ્ધિવડે પોતાની મેળે બેસી ગએલો મનુષ્ય પણ સમર્થ હશે (એ બ્રહ્મવિદ્યાનો વ્યાસંગ કરનારો હશે ) તેમ છતાંય કર્ણધાર ગુરૂની સહાયતા વગર તેનાથી સંસારને પેલેપાર સ્થિત એવું જે બ્રહ્મ છે, તેની પ્રાપ્તિ થઇ શકશે નહિ. એટલુંજ નહિ પણ આઘેથીએ પેલેપાર તેની દૃષ્ટિ પ્હોંચશે નહિ. સાહસ કરવા જશે તો વિપરીત થવાનું. અર્થાત્ આ સમુદ્રમાં ડૂબી જશે. કિંવા વરસાદથી ખેતરની જમીન ગમે તેટલી પલળીને ગોચી પડી હશે; તેમજ વાવવાને બીજ પણ પાસે પુષ્કળ હશે, પરંતુ વાવણી કરનારો જ્ઞાતા પુરૂષ નહિ હોય તો અનાજનો પાક ધૂળ ધાણી થઇ જશે, તેજ પ્રમાણે આ શરીર ક્ષેત્રની જમીન–અન્તઃકરણ–દૈવી સંપત્તિના ગુણ વર્ષાવથી આર્દ્ર વ કોમલ થઇ હશે, તથા બ્રહ્મ જ્ઞાનનાં બીજ પાસે ઘણાં હશે, તોપણ સદ્‌ગુરૂ રૂપી હાથ તેમાં બીજ વાવવા સારૂ હાથ લાગશે નહિ તો બ્રહ્મફલનો પરિપાક તથા બ્રહ્મ રસ પાનની વાતો પણ તેવીજ વ્યર્થ જાણવી. ખેતરમાં અનાજ વાવવા સારૂ કુશલતાની ખાસ અપેક્ષા રહે છે. ઉંચે જોયાં ના કરવું જોઇએ તેમજ છેક ઉંડા પણ ન ઉતરી જવાવું જોઇએ. અને એ વિષયનો જ્ઞાતા, સદ્‌ગુરૂજ તેવી કુશલતા વાપરી શકે, એ દેખીતું છે. જો કદાપિ દૈવયોગથી રત્ન હાથમાં આવતાં તેના ખરા ખોટાપણા વિષે સંશય ઉપજવાથી, ઝવેરી પાસે પરીક્ષા કરાવતાં, તે એની કીમ્મતની ખરી માહીતી આપી શકે છે અને લોકો પણ તેવી માહીતીવાળા મતને વજનદાર ગણી તે રત્નને ખરીદે છે તો વાસ્તવિક કીમ્મત મળી એમ જાણી, મનુષ્યને કેટલો બધો આનંદ થાય છે; અરે તે કૃતકૃત્ય થઇ જાય છે કે હું તો આ રત્નને ખોટું સમજતો હતો, પરંતુ પરીક્ષા કરાવી તો આટલું મૂલ્ય ઉપજ્યું. મ્હેં જો એને ફેંકી દીધું હત તો ખરેખર હું દુઃખીજ થાત. તેજ પ્રમાણે આત્મારૂપી–રત્ન આપણી પાસે છે. પરંતુ તે ખરૂં છે યા

ખોટું છે ? અર્થાત્ બ્રહ્મત્વરૂપી સત્યતા એમાં છે કે અનાત્મરૂપી-મિથ્યાત્વ છે, એવો સંશય ઉત્પન્ન થાય છે. પરંતુ, સદ્રત્ન-પરીક્ષક ઝવેરી જે સદ્ગુરૂ છે તેને આપણે જો એ રત્ન બતાવીશું, અને તેની પાસે પરીક્ષા કરાવીશું તો તે આપણને એ આત્મરત્નના બ્રહ્મરૂપ સત્યત્વની યથાર્થ પ્રતીતિ કરાવશે. જેમ થવાથી આનંદરૂપ ધનની સંપત્તિ આપણને પ્રાપ્ત થશે અને દુઃખ દરિદ્રતા પછી કદીપણ નજરે પડશે નહિ. આપણી સાંપ્રતસ્થિતિ એવી છે કે, આપણે આત્મારૂપી-રત્ન કુંભને કાચના કકડાતુલ્ય સમજી તેનો અનાદર કરીએ છીએ. ટુંકમાં બ્રહ્મ આત્મરૂપત્વેજ સ્થિત હોઇ સિદ્ધ છે. તથાપિ શ્રદ્ધાયુક્ત અન્તઃકરણવડે સદ્ગુરૂના શરણમાં જઇને અનેક લોકો ગુરૂકૃપાદ્વારા એ આત્મરત્નની સત્યતા અનુભવીને કૃત-કૃત્ય થઇ ગયા છે. આપણે પણ તેટલા માટે એવા સદ્ગુરૂનું શરણ લઇ આત્માનાં આત્મત્વનું જ્ઞાન પ્રાપ્ત કરીને ચરિતાર્થની સફળતા સંપાદન કરવી જોઇએ. મુંડકોપનિષદમાં કહ્યું છે કેઃ—

परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥

કર્મ તથા ઊપાસનાનાં અનુષ્ઠાનથી મળનારા દક્ષિણ તથા ઉત્તરમાર્ગરૂપલોક, તેમજ વિહિતકર્મોના પરિત્યાગ તથા નિષિદ્ધકર્મોનાં અનુષ્ઠાનથી ઉત્પન્ન થતા દોષોને લઇને સહ્ય એવા નરક, તિર્યક્ પ્રેત ઇત્યાદિ રૂપલોક એ સઘળા અસાર છે એ પ્રમાણે પ્રત્યક્ષ, અનુમાન, ઊપમાન, અને આગમ એ પ્રમાણોદ્વારા સારીપેઠે સમજી, બ્રાહ્મણો તેના તરફ વૈરાગ્યવૃત્તિજ ધારણ કરવી ઘટે છે. આ સંસારમાં અકૃતપદાર્થ એક પણ નથી. નિખિલલોક કર્મચિત યાને કર્મકૃત હોવાથી અનિત્ય છે; અને હું તો નિત્ય, અમૃત, અભય એવા પદાર્થની લાલસા ધરાવનારો છું. જે કર્મો અનર્થોનુંજ સાધન છે, અને જેમાં આયાસ પણ ઘણો વેઠવો પડે છે, એવા કર્મોનું મ્હારે શું પ્રયોજન હોવું જોઇએ ? મનુષ્યે એ પ્રમાણે વિચાર કરી, નિત્યપદનું વિશેષ જ્ઞાન સંપાદન કરવા સારૂ, હાથમાં સમિધ અર્થાત્ ઉપાયન ગ્રહણ કરીને શમ, દમ, દયાદિ સંપન્ન એવા શ્રોત્રિય વેદ શાસ્ત્ર પારંગત તથા બ્રહ્મનિષ્ઠ ગુરૂના શરણમાં જવું જોઇએ. 'शास्त्रज्ञोऽपि स्वातन्त्र्येण ब्रह्मज्ञानान्वेषणं न कुर्यात्' મુમુક્ષુ બ્રાહ્મણ શાસ્ત્રને જાણનારો હોય તોપણ તેણે સ્વતન્ત્રતાથી ( ગુરૂની સહાયતા વગર ) બ્રહ્મજ્ઞાનની શોધ કરવાની પ્રવૃત્તિ ન આદરવી. આ ઉપરથી એ સિદ્ધાન્ત પ્રતિપાદન થાય છે કે, જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તેવાને પ્રત્યગાત્મ વિષયક વિજ્ઞાન અવશ્ય

કરવાનો અધિકાર છે. કેમકે તેવા મનુષ્યનામાં શ્રવણ કરેલા વિજ્ઞાનનું મનન કરી તેનું રહસ્ય સવિશેષ સમજવાનું સામર્થ્ય આવે છે. ગુરૂની પાસે જઇ પ્રત્યગાત્મા બ્રહ્મ રૂપજ છે, એવું વિજ્ઞાન થવાથી સંસારનું બીજ ભૂત અજ્ઞાન નષ્ટ થાય છે. 'तरति शोकमात्मवित्.' આત્મ જ્ઞાન સંપન્ન પુરૂષ શોક સમુદ્રને તરી જાય છે. 'तत्र कोमोहः कः शोक एकत्वमनुपश्यतः' આત્મૈક્ય જોનારાને મોહ કેવો ? શોક પણ તેવાને શી રીતે પ્રાપ્ત થવાનો હતો ? એ પ્રમાણે શ્રુતિમાં કહ્યું છે. એથી કરીને આચાર્યને શરણ જઇ, તેની પાસે ઉપદેશ શ્રવણ કરી આત્મ વિજ્ઞાન સંપન્ન થવું તથા નિત્ય આનંદ રૂપ બ્રહ્મમાંજ એક નિષ્ઠા રાખવી. એના પર એક દૃષ્ટાન્ત આપીશું.

એક રાજાનો સેવક માળી દરરોજ બગીચામાંથી ફુલ લઇ આવીને તેનો એક હાર તથા બે ગજરા બનાવી રાજાના ગળામાં પહેરાવી જતો. એક દિવસ તે માળીને કાંઇક ઘરકામને વાસ્તે બહારગામ જવાનો પ્રસંગ આવ્યો. જતી વખતે તેણે પોતાના છોકરાને રોજના નિયમ મુજબ રોજ મંદિર જઇને રાજાને હાર ગજરા આપી આવવા કહ્યું. બીજે દિવસે જે વખતે હાર લઇ માળીનો છોકરો આવ્યો, તે વખતે રાજા પોતાના કાચ મહેલમાં બેઠો હતો. જેથી તેનાં સ્વરૂપનાં આરસામાં અનેક પ્રતિબિંબ પડેલાં હતાં. માળીનો છોકરો એકની જગ્યાએ અનેક રૂપો જોઇ મહા વિમાસણમાં પડી વિચારવા લાગ્યોઃ—હાર તો મારી પાસે ફક્ત એકજ છે, અને અહીં તો ઘણા રાજાઓ દેખાય છે તો મારે હાર કોના ગળામાં પહેરાવવો ? એકના ગળામાં પહેરાવવો ? એકના ગળામાં પહેરાવવાથી, બીજાને સ્વાભાવિક અપમાન જન્ય ક્રોધ ઉત્પન્ન થશે. હવે મ્હારે શું કરવું ? આવા વિચારમાં ગરક થઇ જવાથી શું કરવું તે તેને સૂઝ્યું નહિ. માળીનો છોકરો હાર લઇને આવેલો હોવા છતાં, આગળ આવી મ્હને પહેરાવવાને બદલે સ્તબ્ધ થઇને ઉભો થઇ રહ્યો છે, તે જોઇ ચતુર રાજા તેનો અંતરગત ભાવ જાણી ગયો. પોતે બેઠો હતો ત્યાંથી ઉભો થઇ તે માળીના છોકરાની પાસે ગયો. રાજા પોતાની જગ્યાથી ઉઠતાં સઘળાં પ્રતિબિંબ માંહેના રાજાઓ પણ ઉઠયા; રાજાએ ચાલવા માંડતાં તેઓ પણ ચાલતા હોય એમ જણાયું. રાજાનો હાથ ઉપર નીચે થતાં તેમના પણ હાથ તે મુજબ થવા લાગ્યા. સારાંશ, રાજાની સર્વ ચેષ્ટાની આબેહુબ તેમની પણ ચેષ્ટા થવા લાગી. એ જોઇ માળીના છોકરાને બહુ આશ્ચર્ય લાગ્યું. એવામાં રાજાએ એકાએક તેને પૂછ્યું:—" કેમરે ! તું હાર ગજરા લાવ્યો છે કે ? ત્હારો બાપ કયાં ગયો છે ? " છોકરાએ જવાબ આપ્યોઃ—" હજૂર ! એ તો કાંઇક ઘરના કામને

વાસ્તે બહારગામ ગયા છે. કાલે પાછા આવશે. રાજાએ કહ્યું:—ઠીક પણ તું હાર ગજરા લાવ્યો છે તે મને પહેરાવવાને બદલે આશ્ચર્યચકિત થઇ, આમ તેમ શું જોયાં કરે છે?" છોકરાએ જવાબ દીધોઃ—ગામ જતી વખતે મારા બાપાએ કહ્યું છે કે રોજના નિયમ પ્રમાણે સારાં સુગંધીદાર ફુલોના હાર ગજરા લઇ, રાજાને પહેરાવી આવજે. તેમની આજ્ઞા પ્રમાણે એ સઘળું લઇને હું અંહી આવ્યો છું, પરન્તુ અંહી તો ઘણા રાજાઓ દેખાય છે, તેથી હું ભ્રમિત થઇ ગયો છું અને મહા વિચારમાં પડ્યો છું કે મ્હારે હાર ગજરા કોને પહેરાવવા? એકને પહેરાવવાથી બીજા સઘળા મ્હારા ઉપર કોપાયમાન થઇ જશે, એ ડરથી હું ચૂપચાપ થઇ રહ્યો છું. માળીના છોકરાનું આવું કથન સાંભળીને રાજાને ખાતરી થઇ કે મ્હેં જે કલ્પના કરી હતી તે ખરી છે. તેથી તેનું અજ્ઞાન અને તેનાથી ઉપજેલો ભ્રમ દૂર કરવાના ઇરાદાથી રાજાએ તે છોકરાને કહ્યું—"અરે! છોકરા! તારે આવા સંભ્રમમાં ન પડવું જોઇએ. મારાજ ગળામાં હાર અને હાથ પર ગજરા બાંધી દે, જેથી કરીને એ સઘળા પ્રતિબિંબભૂત રાજાઓના ગળામાં તથા હાથમાં આપો આપ અનાયાસે આવી જશે. રાજાનું વચન સાંભળીને છોકરાએ તેના ગળામાં હાર તથા હાથ પર ગજરાં પહેરાવી દીધાં ત્યાર બાદ રાજા ત્યાંથી ચાલીને પોતાની અસલ જગાએ જઇ બેઠે અને તે માળીના છોકરાને પાસે બોલાવી કહેવા લાગ્યોઃ—"જો, હવે આ સઘળા પ્રતિબિંબમાંહેના રાજાઓના ગળામાં હાર આવી ગયા છે કે નહિ? અરે, હું તો અંહિયાં એકલોજ બેઠો છું, છતાં તને અનેકત્વનો ભ્રમ પડ્યો છે. તેનું કારણ આ આરસાની ઉપાધિ સમજવી. એ આરસાના બિંબભૂત મ્હારા ગળામાં હાર અને હાથમાં ગજરા મળતાં પ્રતિબિંબ ભૂત થઇ સ્વાભાવિક રીતેજ તને એ પ્રમાણે દેખાયાં. એ ઉપાધિનો ત્યાગ કરીને જો તું જોઇશ તો તને જણાશે કે હું એકજ છું. જ્યાં સુધી હું આ કાચ મહેલમાં છું, ત્યાંસુધી મ્હારાં અનેક રૂપ ત્હારી નજરે પડશે. પરન્તુ હું બહાર આવતો રહીશ એટલે મ્હારામાં અનેકત્વનો ભાસ અને ભ્રમ ત્હને રહેશે નહિ. રાજાનું આવું વચન સાંભળીને તે માળીના છોકરાએ વિચાર કરી જોતાં તેના પ્રત્યક્ષ અનુભવમાં આવ્યું કે આરસાને લીધેજ એક રાજામાં અનેકત્વનો ભ્રમ ઉત્પન્ન થયો હતો. ઉપાધિનું યથાર્થ જ્ઞાન થતાં એ ભ્રમ-દૃષ્ટિનું નિરસન થઇ ગયું. અહીં તાત્પર્ય એ સમજવાનું છે કે એકજ પરમાત્મા માયોપાધિને લીધે આપણને અનેક રૂપો વડે ભાસી રહ્યા છે. તેટલા માટેજ આપણને અનેકત્વનો ભ્રમ ઉત્પન્ન થાય છે. ઉપાધિનિર્મુક્ત સદ્-

ગુરૂના શરણમાં જઇ, તેના શ્રીમુખે શ્રુત્યાદિકોનું યથાર્થ શ્રવણ મનન થાય તો ઉપાધિનું જ્ઞાન થતાં તેના પરિત્યાગની સાથે, એક અદ્વિતીય નિરંજન પરમાત્માનું વિજ્ઞાન થઇને નિત્ય સુખાનુભવમાં સ્થિતિ રહેશે. આ આત્મસ્થિતિનો માર્ગ સદ્‌ગુરૂ વિના બીજો કોણ બતાવી શકે તેમ છે? કારણ કે બીજા સઘળા ઉપાધિઓથી ગ્રસિત છે, પરન્તુ સદ્‌ગુરૂજ એકલા ઉપાધિ નિર્મુક્ત હોઇ સર્વદા નિરંજનપદમાં સ્થિત રહી શકે છે. એટલા માટે માર્ગદર્શક ભોમીયાની ગરજ સારવાને તેઓજ યોગ્ય છે. જેણે જે ગામનો રસ્તો કદી દીઠો નથી, તે મનુષ્ય બીજાને શી રીતે તે ગામનો માર્ગ બતાવી શકશે? સંસારનો માર્ગ બતાવનારા તો ઘણા મળી આવે છે પરન્તુ મોક્ષમાર્ગના યથાર્થ દર્શક ખરા ભોમીયા તો પરમ દુર્લભજ સમજવા. વસંત ઋતુમાં વૃક્ષોને નવિન પલ્લવ ફૂટે છે તથા ફુલ ફલાદિકોની વૃદ્ધિ થઇ રહે છે અને બગીચાની સુંદરતા પૂર બ્હારમાં જણાઇ આવે છે. તેજ પ્રમાણે મુક્તિને માટે જણાવવામાં આવેલા સાધનરૂપ બગીચામાં સદ્‌ગુરૂ રૂપી વસન્તનો પ્રાદુર્ભાવ થાય તો તેની શોભાની વૃદ્ધિ થતાં મોક્ષ ફલની પ્રાપ્તિ થશે. નહિં તો વસન્ત વિના માળીનો શ્રમ જેમ વ્યર્થ જાય છે, તેજ પ્રમાણે સદ્‌ગુરૂ વગર મોક્ષાર્થીનાં સાધન તેમજ શ્રમ વ્યર્થજ નીવડવાનાં. પૌર્ણિમા (પૂનેમ)ના સંયોગથી ચંદ્રને સકલ કલાઓની પ્રાપ્તિ થતાં તે જેમ પૂર્ણ બને છે, તેજ પ્રકારે સદ્‌ગુરૂરૂપી પૌર્ણિમાનો જો યોગ થાય તો સાધક ચિત્કલા પૂર્ણ બનીને આનંદમાં નિરંતર સ્થિત રહી શકે. જ્યાં સુધી સમુદ્રનો સમાગમ નથી થયો ત્યાં સુધી ગંગાનો વેગ ખૂબ હોય છે, તેજ પ્રમાણે જ્યાં સુધી સદ્‌ગુરૂનો સમાગમ નથી થયો ત્યાં સુધી સાધક નાના પ્રકારની સાધનાઓની ચેષ્ટામાં પ્રવૃત્ત રહે છે, પરન્તુ દૈવયોગથી સદ્‌ગુરૂનો સમાગમ થતાં તેની સઘળી પ્રવૃત્તિઓ કુંઠિત થઇ જાય છે. એથી કરીને સદ્‌ગુરૂની પ્રાપ્તિને માટે પ્રયત્ન શીલ થવાની આવશ્યક્તા છે. બોધસારમાં કહ્યું છે કે:—

तत्तद्विवेकवैराग्ययुक्तवेदान्तयुक्तिभिः ।
श्रीगुरुः प्रापयत्येव नपद्ममपि पद्मताम् ॥
प्रापय्य पद्मतामेनं प्रबोधयति तत्क्षणात् ।
तस्मात्सर्वप्रयत्नेन सेव्यः श्रीगुरुभास्करः ।

સાધક પુરૂષ મુક્તિને માટે, ભલે ગમે તેટલો અયોગ્ય હશે, પણ તે જો સદ્‌ગુરૂનો આશ્રય લેશે તો તેને તેના અધિકારાનુરૂપ યથાયોગ્ય વૈરાગ્ય યુક્ત વેદાન્તાદિક યુક્તિઓના કથનદ્વારા સદ્‌ગુરૂ અધિકાર સંપન્ન બનાવશે; અને તત્વ-

જ્ઞાનના ઉપદેશવડે પદ્મની પેઠે તેને પ્રફુલ્લિત કરશે. એવી કરીને શ્રી ગુરૂરૂપી સૂર્યની પ્રયત્ન પૂર્વક સાધ કે આરાધના કરવી ઉચિત છે. લૌકિક સૂર્ય તો પદ્મનેજ પ્રફુલ્લિત કરે છે, નહિ કે બીજા બધાં પુષ્પો ને. પરન્તુ શ્રીગુરૂસૂર્ય તો અલૌકિક હોવાથી જે પદ્મ નથી તેને પણ પદ્મ જેવો બનાવીને પ્રફુલ્લિત કરે છે. સારાંશ એ છે કે—અશુદ્ધ અંતર હોવાથી, આનંદપૂર્ણ બનવાને માટે જે ( પુરૂષ ) અયોગ્ય અનાધિકારી છે, તેવાને પણ યોગ્ય બનાવી પદ્મની પેઠે આનંદથી પ્રફુલ્લિત કરી દે છે. મનુષ્યે અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યું હશે તો તેથી શાસ્ત્રોના સિદ્ધાન્ત સમજવાની શક્તિ તેનામાં આવશે ખરી; પરન્તુ એ સઘળા સિદ્ધાન્તોની એકવાક્યતા થતાં જે આનંદ લ્હાણુ થાય છે, તે આનંદની પ્રાપ્તિ તેને થશે નહિ. શાબ્દિક જ્ઞાનથી તો ઉલટું જ્ઞાનાભિમાન થઇ, મનુષ્ય બીજાં બધાંની સાથે વિવાદ-વિખવાદના ઝઘડા કર્યા કરે છે. તેમાં જય મળે તો તે પોતાને કૃત કૃત્ય થયલો માને છે, અને પરાજય મળે છે તો હતાશ થઇ મહા શોકગ્રસ્ત બની જાય છે. પરન્તુ દૈવયોગથી સદ્‌ગુરૂનો સમાગમ તેવાને થાય છે તો, તે ત્હેનું સઘળું અભિમાન ઉતારીદઇ, નિખિલશાસ્ત્રોનું રહસ્ય બરાબર સમજાવી અપરોક્ષઅનુભવીની આનંદપૂર્ણસ્થિતિ પ્રાપ્ત કરાવીદે છે. કવિ કહે છે કેઃ—

सर्वदानवचिन्तायां रतस्य महतः कवेः ।

अन्तर्गतं विजानाति गुरुपुत्रस्तु केवलम् ॥

મહાકવિને હમેશાં નવી નવી ચિંતા થયાં કરે છે. કવિતામાં કેવાં કેવાં પદ ને અર્થ આણવા જોઇએ વળી ક્યાં સ્થાનમાં કેમ રસાવિર્ભાવ કરવો જોઇએ, આવા વિચારમાંજ તે હરહમેશ મશગુલ રહે છે. તેની બનાવેલી કવિતાનો અન્તર્ગત અભિપ્રાય જે એનો શિષ્ય હશે તેજ જાણશે બીજો કોઇ નહિ. કિંવા સર્વ દાનવોની ઊનતિ કેવા પ્રકારે થાય ? એવી ચિન્તામાં રત એવો જે કવિ શુક્રાચાર્ય, તેનાં "અન્તઃકરણમાં અર્થાત્ ઉદરમાં જે કાંઇ હતું તે ગુરૂબૃહસ્પતિના પુત્ર કચ વિના બીજું કોણ જાણતું હતું ? અર્થાત્ એકમો કચજ. દૈત્યોએ મારીમારીને કચનાં શરીરને ભસ્મીભૂત બનાવી દીધા પછી તે ભસ્મ મદ્યમાં મેળવીને જ્યારે શુક્રાચાર્યને ખવડાવી દીધી ત્યારે કચ શુક્રનાં શરીરમાં ભરાવવાથી તેના ઉદરમાં જે કાંઇ હતું તે એનાથી દેખી શકાયું. એજ પ્રકારે સર્વદા નર એવો જે આત્મા તેનાજ ચિન્તન ધ્યાનમાં નિમગ્ન એવો જે કવિ-જ્ઞાની ત્રિકાળદર્શી સદ્‌ગુરૂ-તેમના બુદ્ધિગતઃ સ્થિત-આત્માને તથા પોતાનાં તેમજ પ્રાણીમાત્રના આત્માને આત્મત્વવડે એક-

રૂપતામાં ઘટાવવા માટે તેવા સદ્‌ગુરૂનો જે પુત્ર અર્થાત્ શિષ્ય હશે તેજ સમર્થ થશે. શિષ્ય ગુરૂને પુત્ર તુલ્યજ હોય છે. ( આ શ્લોકમાં શ્લિષ્ટાર્થથી ત્રણ પ્રકારે અર્થ કર્યો છે. ) શુક્રનાં ઉદરમાં કચ કેવા પ્રકારે જવા પામ્યો તેનું વૃત્તાન્ત ભારતનાં આદિપર્વમાં વિસ્તારપૂર્વક આપવામાં આવ્યું છે. અહીં તેપર થોડુંક દિગ્દર્શન કરવામાં આવશે.

સંજીવિની વિદ્યાના પ્રભાવવડે દૈત્યોએ દેવોને જ્યારે પરાજય પમાડી પમાડી જર્જરીભૂત કર્યા ત્યારે તેઓ સઘળા મહાદેવની પાસે જઇ તેમનું સ્તવન અને પ્રાર્થના કરતા કહેવા લાગ્યા કેઃ—"હે પ્રભો! શુક્રાચાર્યની સંજીવિની વિદ્યાના પ્રભાવથી દૈત્યો નિરન્તર અમારી સાથે સંગ્રામ કરીને અમારો પરાભવ કરી રહ્યા છે. અમે તેટલા માટેજ આપને શરણ આવ્યા છીએ. અમારૂં તેમનાથી રક્ષણ કરો. દેવોની આ પ્રમાણે પ્રાર્થના સાંભળી મહાદેવે સંતપ્ત થઇ, પોતાના નન્દીને આજ્ઞા કરી કે તું જઇને શુક્રને મારી પાસે જીવતો પકડી આણ. ત્યારબાદ નન્દી પોતાના માલીકની આજ્ઞા શિરસાવન્ઘ ગણી, પૂર વેગમાં નીકળી પડયો અને શુક્રાચાર્ય જ્યાં આગળ તપ ધ્યાનમાં નિમગ્ન થઇને બેઠા રહ્યા હતા તે સ્થળ આગળ આવી પહોંચ્યો. ધ્યાનસ્થ શુક્રને મ્હોમાં પકડીને નન્દી મહાદેવની પાસે લઇ આવ્યો. અગસ્ત્ય ઋષિએ જે પ્રકારે સમુદ્રનું પાન કર્યું હતું તે પ્રમાણે મહાદેવે તેને પકડીને મ્હોંમાં નાંખી દીધો, અને દેવતાઓને અભયવર આપી માર્ગસ્થ કરી દીધા. શુક્ર મહાદેવના પેટમાં ઘણા વરસ સુધી રહ્યા બાદ મહાદેવને તેનું વિસ્મણ થતાં, તે મહાદેવના શુક્રદ્વારથી બ્હાર નીકળીને ભાગી ગયો તે દિવસથી તેનું 'શુક્ર' એવું નામ પડયું. 'माहेश्वर शुक्रद्वारा निर्गत त्वाच्छुक्रः' એ પ્રમાણે શુક્રની વ્યુત્પત્તિ છે. બહાર આવ્યા બાદ એણે પહેલાંની માફક દૈત્યોને સહાય કરવા માંડી અને ઇન્દ્રાદિક દેવોની સાથે દૈત્યો પહેલાંના જેવાજ જુસ્સાથી લડવા લાગ્યા. યુદ્ધમાં મરણ પામેલા દૈત્યોને પોતાની સંજીવિની વિદ્યાના પ્રભાવથી ફરીથી જીવતા કરી, શુક્ર રણસંગ્રામમાં ફરી ફરી મોકલ્યાં કરતો. સર્વ દેવોને મન ફરીથી ચિન્તા ઉત્પન્ન થઇ, પરન્તુ શું કરવું તેની કોઇને સૂઝ ન પડી. કોઇ કહેવા લાગ્યા કે આપણે એવો એકાદ ચતુર પુરૂષ મોકલી આપવો જોઇએ કે જે ત્યાં જઇ શુક્રના હૃદયમાં રહેલા વિદ્યારૂપી દુર્ગ (કિલ્લા)ને ભેદી દેવોને બંધ કઈમમાંથી બહાર કાઢે. આવો ઉપાય યોજીશું તો દૈત્યો જરૂર મર્યા વગર રહેશે નહિ. એ વખતે કેટલાક બ્રહસ્પતિ ઉપાધ્યાયના પુત્ર કચનું નામ એ કાર્યને સારૂ સૂચવ્યું. કચને જો ત્યાં આગળ મોકલવામાં આવે તો ગમે તે યુક્તિ પ્રયુક્તિથી એ તેની વિદ્યા

અવશ્ય સંપાદન કરશે, અને તેથી આપણો પક્ષ પ્રબલ થશે અને આપણે દૈત્યોનું બલ હરણ કરી તેમનો સહજ પરાજ્ય કરી શકીશું. જ્યાં સુધી શુક્રના હૃદયમાં રહેલી સંજીવિની વિદ્યારૂપી દુર્ગનો દૈત્યોને આશ્રય છે, ત્યાં સુધી તેમને પરાસ્ત કરવાનું કામ કઠણ છે. સર્વની સંમતિ મળતાં, ગુરૂપુત્ર કચને વિદ્યાર્થી બનાવીને શુક્રની પાસે મોકલવાનું નિશ્ચિત થવાથી ઇન્દ્રે તેને પોતાની પાસે બોલાવી પ્રાર્થના પૂર્વક કહ્યું:–"હે ગુરૂપુત્ર કચ! અમારા ઇન્દ્ર પદના રક્ષણને અર્થે તથા તમારી પુરોહિત વૃત્તિની રક્ષાને સારૂ તમને એક નીચ કામ મારે સોંપવું પડે છે. શુક્રની પાસે સંજીવિની વિદ્યા છે, તેથી કરીને જે જે દૈત્યોનો સંગ્રામમાં અમે સંહાર કરીએ છીએ તેમને સર્વને પોતાની એ સંજીવિની વિદ્યાના પ્રભાવથી ફરીથી જીવતા કરી દે છે અને એથી તેમનો પક્ષ પ્રબલ થઇ અમારો પરાભવ કરે છે. એટલા માટે અમે તમને શુક્રની પાસે વિદ્યાર્થી બનીને જવા સારૂ વીનવીએ છીએ. તમે તેમની સેવા કરી તેમને પ્રસન્ન કરશો તો તે તમને નિઃસંદેહ પોતાની વિદ્યા શીખવ્યા વગર રહેશે નહિ. બીજાની પાસેથી વિદ્યા ગ્રહણ કરવાને સારૂ ત્રણ સાધન ગણાવેલાં છે. એક તો દ્રવ્ય આપીને વિદ્યા સંપાદન કરી શકાય છે; બીજો ઉપાય પોતાની વિદ્યા કોઇને આપી, તેના બદલામાં તેની પાસેથી વિદ્યા શીખવાનો છે. અને સેવા શુશ્રુષા કરી વિદ્યા સંપાદન કરવી એ ત્રીજો ઉપાય છે. અગર જો કે દ્રવ્ય આપીને તેમજ વિદ્યાદાનના બદલામાં બીજા પાસેથી વિદ્યા ગ્રહણ કરી શકાય છે તો પણ સેવા કરી ગુરૂ પ્રસન્ન થવાથી જે વિદ્યાની પ્રાપ્તિ થાય છે તેનો ચમત્કાર કાંઇક અલૌકિકજ છે. મનુસ્મૃતિમાં એટલા માટે કહ્યું છે કેઃ—

यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥

મનુષ્ય જે પ્રમાણે હાથમાં કોદાળી વગેરે લઈ જમીન ખોદે છે તો તેને તેમાંથી પાણી મળે છે' તેજ પ્રમાણે ગુરૂ હૃદયસ્થ વિદ્યાની પ્રાપ્તિ શિષ્ય સેવા શુશ્રુષા દ્વારા કરી શકે છે. હે કચ! તેટલા માટે તમારે આ બાબતમાં અમારે માટે પરિશ્રમ વેઠતાં પાછીપાની કરવી જોઇતી નથી. નીચ વ્યવસાય વેઠીને જે મહાન્ કાર્યની સિદ્ધિ થાય છે તેથી સાધકની કોઇપણ પ્રકારે અપ્રતિષ્ઠા થતી નથી. પૃથ્વીનો ઉદ્ધાર કરવા સારૂ સાક્ષાત્ વિષ્ણુ જેવાને પણ શુકર અર્થાત્ વરાહનો અવતાર ધારણ કરવો પડયો હતો. એમ કર્યાથી શું એમની પ્રતિષ્ઠા કોઇપણ અંશે ઓછી થઇ હતી? નહિજ. કૃપા કરી તેટલા માટે ત્યાં જઇને સંજીવિની વિદ્યા સંપાદન કરો. ગુરૂ પુત્રમાં કોઇ પ્રકા-

રનો દુરાગ્રહ ન હતો. ઇન્દ્રના વચનાનુસાર શુક્રની પાસે જઇ, સંજીવિની વિદ્યા સંપાદન કરી આવવાનું તેણે કબૂલ્યું. ઇન્દ્રે વસ્ત્રાલંકારથી કચનું પૂજન કર્યાબાદ, તે પોતાના પિતાની આજ્ઞા અને આશીર્વાદ લઇ અમરાવતીથી નીકળ્યો. વૃષપર્વા રાજાની રાજધાની હતી ત્યાં આગળ પૃથ્વીપર આવી પહોંચ્યો. શુક્રાચાર્યના આશ્રમમાં જઇને જુએ છે તો, સર્પાદિકોથી વીંટલાએલા ચન્દનવૃક્ષની પેઠે દૈત્યોથી ઘેરીવળાએલા શુક્રાચાર્ય તેની નજરે પડયા. તેની શંકરસમાન ભવ્યમૂર્તિ જોઇને કચે તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા. શુક્રે તેને પુછયું:—"તું કોણ છે?" કચે કહ્યું:— "હું બૃહસ્પતિનો પુત્ર છું. હે ગુરો! મારા પિતાની સાથે તમારે ગમે એટલો વિરોધ હશે પરન્તુ એમને મારો જોડે કોઇપણ પ્રકારનો સંબંધ હવે રહ્યો નથી. આપને શરણાગત થઇ સહસ્ત્ર વર્ષપર્યંત આપની સેવા કરવા આપની પાસે આવ્યો છું. કૃપાકરી આપ મને આશ્રય આપો." બૃહસ્પતિનો પુત્ર મ્હારો શિષ્ય થવાથી તથા પિતા અને પુત્ર એકરૂપ હોવાથી, બૃહસ્પતિ પણ મ્હારો શિષ્ય થયા જેવુંજ થાય છે. શુક્રે એવો વિચાર કરી તેને પોતાની સેવામાં રાખી લીધો. ચન્દનને જો કે સર્પાદિક નિરંતર વીંટળાએલા રહેતા હોવા છતાં, તેમના સંસર્ગથી ચન્દનનામાં કોઇપણ પ્રકારની વિકૃતિ-મારકત્વ-નો લેપ પ્રવેશતો નથી. શુક્રચાર્યનામાં પણ એજ ન્યાયે કોઇપણ પ્રકારની વિકૃતિ આવી નહતી. તેથીજ કચ શત્રુપક્ષીય છે એમ કરી તેની ઉપેક્ષા કરી નહિ. કચ જ્યારથી ત્યાં રહ્યો ત્યારથી વહેલો સવારમાં ઉઠી, ગુરૂનાં નિત્યકર્મ—સ્નાન-સન્ધ્યાદિકની સર્વ સામગ્રી—સાહિત્ય તૈયાર કરીને ત્યારબાદ તેની કન્યા—દેવયાનીને ગૃહકાર્યમાં સહાય કરતો. કચની વિનય નમ્રતા, તેનું સૌન્દર્ય વિગેરે સદ્‌ગુણોવડે આકર્ષઇ, દેવયાનીનો તેનાપર સવિશેષ સ્નેહ બંધાયો. તેણે મનમાં નિશ્ચિત કર્યું કે, એની વિદ્યાની કામના પૂર્ણ થયાબાદ, એની સાથે લગ્નસંબંધથી જોડાઇ નિત્ય રહીશ. દેવયાનીનો એનાપર પ્રેમ બંધાયલો જોઇ વૃષપર્વાદિક દૈત્યો ખળભળી ઉઠયા. દેવોએ એને સંજીવિની વિદ્યા પ્રાપ્ત કરવા સારૂ ગુરૂની કપટ સેવા કરવા મોકલ્યો હશે, એ વિચારથી તેઓ સઘળા સળગી ઉઠયા. દેવયાનીના ઉપર શુક્રાચાર્યની પ્રીતિ છે, તથા દેવયાનીની કચ ઉપર પ્રીતિ છે, તે અમારા નાશનો હેતુ નીવડશે, એમ તેઓ ચેતીગયા. દેવયાનીની ખાતર આ કપટી કચને ગુરૂ નક્કી સંજીવની વિદ્યા આપ્યા વગર રહેશે નહિ. તો હવે તેના પ્રતિકારને સારૂ શો ઉપાય યોજવો? તેના વિચારમાં સર્વ દૈત્યો પડયા.

એક દિવસ ગુરૂએ કચને પોતાની ગાયો ચરાવવા સારૂ વનમાં જવાની

આજ્ઞા કરી. તે ઉપરથી ગોરક્ષણ કરવા સારૂ કચ બધી ગાયોને લઇને આશ્રમથી ઘણે દૂર વનમાં ચ લ્યો ગયો- દૈત્યોએ એ તક સાધી, અરણ્યમાં જઇ તેનો વધ કર્યો અને તેના શરીરના ટુકડે ટુકડા કરી, માંસાદિકના ટુકડા અરણ્યના પશુઓને ભક્ષણ કરવા સારૂ નાંખી દીધા. સૂર્ય અસ્ત થતાં બધી ગાયો ઘેર ચાલી ગઇ, પરન્તુ કચ ન આવવાથી દેવયાની ઘબરાઇ. જમણી આંખ ફરકવાના વગેરે અપશુકન પણ તેને થયા. તેથી તેની ખાતરી થઇ કે કચ જો જીવતો હત તો અત્યાર લગી આવ્યા વગર ન રહેતો હત. દેવયાનીએ આ વૃત્તાન્ત પોતાના પિતાને નિવેદન કરતાં, જ્ઞાન દૃષ્ટિથી તેની અવસ્થાનું પામી જઈ, દૈત્યોએ એને મારી નાંખ્યો છે એ પ્રમાણે શુક્રાચાર્યે કહ્યું. "મ્હારા પ્રાણ એના વગર વ્યાકુળ છે, માટે આપ એને આપની સંજીવિની વિદ્યાના પ્રભાવ વડે જલ્દી જીવતો કરો." એ પ્રમાણે પિતાની આગળ દેવયાની હઠ લઇ બેઠી. શુક્ર વાત્સલ્ય ભાવથી વશ થઈ, બીજ ન્યાસ સહિત મન્ત્રનો જપ કરી કચને બોલાવ્યો "હે કચ, આવો!" એમ કહેતાં વારને કચના શરીરનાં માંસના ટુકડા જે જે પશુઓએ ખાધા હતા તે સર્વના પેટ ફાટી જઇને કચની પહેલાના જેવી દેદીપ્યમાન મૂર્તિ બની ગઇ. પછી તે ઝટ પોતાના ગુરૂજીની પાસે આવીને ઉભો અને તેમના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કર્યા ગુરૂએ વિલંબનું કારણ પૂછતાં દૈત્યોએ તેને વનમાં મારી નાંખ્યાની સર્વ હકીકત તેણે કહી. ત્યારબાદ વળી પાછો એક દિવસ ગોરક્ષણને સારૂ અરણ્યમાં કચ ગયો હશે, તે તકપણ દૈત્યોએ ગુમાવી નહિ. તે વખતે પણ તેઓ તેની પાછળ પાછળ વનમાં ગયા અને તેને મારી નાંખીને તેના શરીરના ટુકડા સમુદ્રમાં ફેંકી દીધા. સાયંકાળે ગાયો ઘેર આવેલી હોવા છતાં કચ નહિ જોવાથી દેવયાનીનું ધૈર્ય ગલિત થયું. રોતી કકળતી તે પોતાના પિતા શુક્રની પાસે આવી, અને કચ નથી આવ્યો તો તેની શી સ્થિતિ થઇ હશે તે જોવા કહ્યું. તેને મરી ગએલો જાણી શુક્રે કન્યા પ્રત્યેના મમતને ખાતર તેને ફરીથી જીવતો કર્યો. દૈત્યો વિચાર કરવા લાગ્યા કે આમ તો કંઈ નહિ પત્તો ખાય. આપણે એને જેટલી જેટલી વાર મારીશું તેટલી વખત ગુરૂ પોતાની વિદ્યાના પ્રભાવથી એને જીવતોજ કર્યા કરશે. માટે આ વખત તો કોઇ એવી યુક્તિ લગાડવી કે જેથી કરીને એને ફરીથી જીવતો કરવાનું ગુરૂજીને કઠણ થઇ પડે. એક વખત દેવયાનીએ કચને પુષ્પ વગેરે લાવવા સારૂ મોકલ્યો હશે, તે તક સાધી દૈત્યોએ તેને મારી નાંખ્યો અને તેનાં શરીરને ફુંકી મુકી તેની ભસ્મ થવાબાદ, ગુરૂજીને મદ્યમાં મેળવીને તે પાઇ દીધી. હવે એ દુષ્ટ ફરીથી જીવતો પામશે નહિ એ વિચારથી તેઓ આનંદિત થયા.

રોજના નિયમ પ્રમાણે કચ જ્યારે આવ્યો નહિ, ત્યારે દેવયાનીને તેને માટે બહુજ ચિન્તા થઇ અને તે પિતાની પ્રાર્થના કરવા લાગી:— "હે પિતા ! મ્હને કચ વગર આ દુનિયા ઝેર જેવી તેમજ શૂન્યકાર લાગે છે. એની સ્થિતિ શી થઇ હશે ? તે આપ જલદી જુઓ." પિતાએ કહ્યું:—"હે કન્યા ! હું એને વારંવાર સજીવન કર્યાકરૂં છું તે છતાં એ મરે છે; માટે તું એનો મોહ છોડી દે." દેવયાની બોલી:—"જો આપને પુત્રીનો ખપ હોય તો કચને જીવતો કરો અને મારી સમક્ષ આણી આપો; નહિતર મારી પણ એના જેવીજ સ્થિતિ થયા વગર રહેવાની નથી." શુક્રાચાર્યે જ્ઞાનદૃષ્ટિથી જોઇને કહ્યું:—"હે કન્યા ! કચ તો મારા ઉદર (પેટ) માં છે; માટે એની આશા તું છોડીદે, નહિતો મારી આશા છોડી દે. કેમકે જો હું અને સજીવન કરૂં છું તો મારા પ્રાણ જાય છે. કન્યાએ કહ્યું :—"બન્નેનો વિયોગ મ્હને અગ્નિતુલ્ય દહન કરશે, માટે એક કામ કરો. જે સંજીવની વિદ્યા આપની પાસે છે તે મ્હને શીખવો; જેથી કચને જીવતો કર્યા પછી આપનું મરણ થશે તો તે વખતે હું આપને ફરી જીવતા કરી શકું." શુકે કહ્યું:—"એમ કર્યાથી તો વિદ્યાભ્રષ્ટકર્ણી થઇ, આપણા ઘરમાંથી જતી રહે. આવી જાતની વિદ્યા ચાર કાન પર ન પડવી જોઇએ. અર્થાત્ બે મનુષ્યના જાણવામાં ન આવવી જોઇએ; તો પછી ત્રણ માણસની તો શી વાત ? હું તને શીખવું તો ઉદરગત (પેટમાં રહેલ) કચના જાણવામાં તે આવ્યા વિના રહે નહિ. વળી તું સ્ત્રી છે તેથી આવી જાતનો મહામન્ત્ર તને ન શીખવી શકાય. શાસ્ત્રની આવી આજ્ઞા છે. તેટલા માટેજ હું તને કહું છું કે તું એનો મોહ છોડી દે.' પિતાએ બહુ બહુ કહ્યું, પણ દેવયાનીને ગળે તે કાંઇ ઉતર્યું નહિ. માત્ર તેણે છાતી ફાટ રૂદન કરવા માંડયું. પિતાને આખરે વીનવવા લાગી:—"હે તાત ! કચ કુલીન છે, તથા ગુરૂ ભક્ત છે. જેણે પોતાના પ્રાણની પણ પરવા રાખ્યા વગર આપની પાસે આટલોબધો વખત રહી આપની સેવા કરી છે, તેવા ગુરૂભક્ત-શિષ્યની ઇચ્છા આ વિદ્યાદાન કરી પૂર્ણ નહિ કરશો તો આપની અપકીર્તિ થશે. સચ્છિષ્યને સદ્વિદ્યાનું દાન કર્યાથી વિદ્યા તેમજ ગુરૂ ઉભયનું શ્રેય-સાફલ્ય-થાય છે. હું સ્ત્રી હોવાથી જો આપના ઉપદેશને માટે અયોગ્ય હોઉં, તો આપ પ્રથમ કચને જીવતો કરો, અને એને સંજીવની વિદ્યા શીખવો. આપના ઉદરમાંથી બહાર આવ્યા બાદ, એ આપને સજીવન કરશે." દેવયાનીનું આ પ્રમાણે કથન સાંભળીને શુક્રનું હૃદય દયાથી આર્દ્ર થયું. કન્યા પ્રત્યેના સ્નેહ-વાત્સલ્યભાવ-ને લઇને તેમજ એક હજાર વર્ષ પર્યન્તની નિષ્કપટ સેવાને ખાતર

તેને સજીવન કરવાનો તેમજ સંજીવિની વિદ્યા શીખવાનો નિશ્ચય કર્યો. ત્યાર બાદ શુક્રાચાર્ય હસ્તપાદ પ્રક્ષાલન કરી, આસન પર બેઠા અને બીજન્યાસ સહિત સંજીવિની મન્ત્રના જપ વડે કચને સજીવન કર્યો. અને તેને પૂછ્યું:- "હે કચ! હમણાં તું ક્યાં છે?" કચ બોલ્યો:-"હે ગુરો! આપના ઉદરમાં નિર્ભયપણે હું સ્થિત થઇ રહ્યો છું. જોકે દૈત્યોએ તો મ્હને મારી નાંખ્યો હતો, તો પણ મ્હારૂં પ્રારબ્ધ અનુકૂલ હોવાથીજ એ લોકોને એવી બુદ્ધિ સૂઝી હશે જેથી આપની સાથે મ્હારો એકયભાવ થયો છે. મ્હારી કરેલી સર્વ સેવાઓ હવે સફલ થઇ છે. હવે હું અહીંજ રહીશ." ગુરૂ શુક્રાચાર્યે કહ્યું "હે વત્સ! ત્હને દુષ્ટ દૈત્યો મારતા હતા, તે છતાં પણ ત્હેં ત્હારા પ્રાણની પણ પરવા રાખ્યા વગર નિષ્કપટ ભાવથી મ્હારી સેવા કરી છે, તેનું ફલ ત્હને મળવુંજ જોઇએ. એટલા માટે હું ત્હને પ્રથમ સંજીવિની મન્ત્ર આપું છું તે તું ગ્રહણ કર; અને મ્હારા શરીરમાંથી બહાર નીકળ્યા બાદ એજ મન્ત્ર વડે મ્હને સજીવન કરજે." એટલું કહીને ગુરૂએ તેને એ મન્ત્રનો ઉપદેશ કર્યો, અને કચ તેના ઉદરમાંથી બહાર નીકળ્યો. ગુરૂની મૃત સ્થિતિ જોઇને કચ બહુ વ્યાકુલ થયો. તેણે ઝટ શુચિ સ્નાત થઇ, એજ સંજીવિની મન્ત્રના જપ વડે ગુરૂને સજીવન કર્યા. ત્યાર પછી આનંદ ભેર તેણે ગુરૂનું સ્તવન કરવા માંડયું અને પિતા પાસે જવાની આજ્ઞા માંગી. ગુરૂને ઘેર એક હજાર વર્ષ પર્યન્ત શુદ્ધ મનોભાવથી કચે જ્યારે ગુરૂની સેવા કરી ત્યારેજ ગુરૂએ તેના પર પ્રસન્ન થઇ સંજીવિની મન્ત્રનો તેને ઉપદેશ કર્યો હતો. શુક્રાચાર્યે સઘળા દૈત્યોને બોલાવ્યા અને તેમને કહ્યું:—"હે દુષ્ટ લોકો! જે પ્રકારે હું વિપ્ર તમારો ગુરૂ તથા પૂજ્ય છું તેજ પ્રકારે આ કચ પણ બ્રાહ્મણ છે તથા મ્હારો શિષ્ય હોવાથી તમને પૂજ્ય હોવો જોઇએ. તે છતાં ત્હમે તેનો વારંવાર ઘાત કર્યો, આખરે એના શરીરની ભસ્મ કરીને ત્હમે મ્હને મદ્યમાં પીવડાવી. ત્હમે મ્હને બ્રાહ્મણત્વમાંથી ભ્રષ્ટ કરતાં પણ ડર્યા નહિ. એથી હું ત્હમને સઘળાને શાપ આપું છું કે બ્રહ્મ દ્વેષ કરનારા ત્હમે સઘળા અસુરો શ્રીવિષ્ણુના હાથે યુદ્ધમાં નાશ પામશો. ત્યાર બાદ શુક્રના મનમાં એ વિચાર સ્ફુર્યો કે સુરાપાનથી મ્હારી સંજ્ઞા નષ્ટ થઇ ગઇ અને હું ફસાઇ ગયો છું તેથી હું એવી મર્યાદા સ્થાપન કરૂં છું કે, "જે વિપ્ર મદ્યપાન કરશે તે ધર્મથી ચ્યુત (ભ્રષ્ટ) થશે અને તેને બ્રહ્મહત્યાસમાન પાપ લાગશે." મ્હારૂં આ કથન સન્ત, વિપ્ર, ગુરૂસેવાપરાયણશિષ્ય, દેવ તથા બીજા બધા લોકો પણ લક્ષમાં લેશે.

પિતાને ઘેર જવાને કચ જ્યારે નીકળ્યો ત્યારે દેવયાનીએ તેને પ્રાર્થના

કરી કેઃ—" હે કચ ! તું મ્હારી એક વાત સાંભળ. આજદિન સુધી ત્હારે બ્રહ્મચર્ય પાળી ગુરૂસેવામાં રોકાયલા રહેવું પડતું હતું તેથી મ્હેં તને મ્હારો મનોગત અભિપ્રાય દર્શાવ્યો ન હતો; પરન્તુ હવે તું કૃતાર્થ થયો છે, તેથી મ્હારી સાથે પાણી ગ્રહણના સંબંધથી જોડાઇ જા. આપણે બન્ને આનંદપૂર્વક ગૃહસ્થાશ્રમ ચલાવીશું. આટલું સાંભળતાંવારને કચના તો હોંસ કોસજ ઊડીગયાં અને તે કહેવા લાગ્યો કેઃ—" હે દેવયાની ! ત્હારૂં વચન માન્ય કરવામાં ધર્મહાનિ આડે આવે છે. ત્હારા પિતા મ્હારા ગુરૂ થાય છે તેથી તેમની કન્યા તું તે મ્હારેમન તેમના જેવીજ પૂજ્ય તથા વન્દ્ય છે તેથી તું આ ત્હારી વિપરીત ઇચ્છા છોડીદે. " દેવયાનીએ કહ્યુંઃ—" હે કચ ! મ્હારા જેવું ઉત્તમ સ્ત્રીરત્ન ત્હારાં સદ્ભાગ્યને લઇને ત્હને સહજ પ્રાપ્ત થાય છે, તેનો પરિત્યાગ જો તું કરશે તો ત્હારા જેવો મૂઢ બીજો કોણ કહેવાશે ? અરે ! જરા વિચાર તો કર ! દૈત્યો ત્હને વારંવાર મારી નાંખતા હતા અને હું પિતાને પ્રાર્થના કરી ત્હને વારંવાર સજીવન કરાવ્યાંકરતી હતી. તેથી મ્હારા ઉપકારની ત્હારે કદર કરવી જોઇએ અને મ્હારો અંગિકાર કરવો જોઇએ. તું આગળ મ્હારો પતિ થશે તેથીજ મ્હેં ત્હને જીવતો કરાવ્યો. તું તો અંગિરાના પુત્ર બૃહસ્પતિનો પુત્ર છે મારા પિતાનો કાંઇ તું પુત્ર નથી થતો. તેથી મ્હને વરવામાં ત્હને શી અડચણ છે ? " કચે કહ્યું: "જે ઉદરમાં ત્હારો નિવાસ હતો તેજ ઊદરમાં મ્હારો પણ નિવાસ થયલો હોવાથી તું તો મ્હારી મોટી બ્હેન થાય. ત્હારો સ્વીકાર કરવો એ ધર્મ તેમજ શિષ્ટસંપ્રદાયની આડે આવે તેમ છે. તેથી હું ચાલ્યોજાઉં છું. " દેવયાની કોપાયમાન થઈ બોલીઃ—તું આવો કૃતઘ્ની થાય છે તો હું ત્હને શ્રાપ દઉં છું કે, "આજતક સેવા કરી ત્હેં જે સંજીવની વિદ્યા પ્રાપ્ત કરી છે તે ત્હને ફળદ્રુપ નહિ થાય; વન્ધ્યાસ્ત્રીવત્ નિષ્ફળ જશે. આટલા આટલા હું ત્હને કાલાવાલા કરૂં છું પરન્તુ ત્હારાં મનમાં જરાપણ આર્દ્રભાવ ઉત્પન્ન થતો નથી તેથી મને સમજાય છે કે જેવું ત્હારૂં નામ છે તેવાજ ત્હારામાં ગુણ છે. જે પ્રમાણે કચ (વાળ) કાળા હોય છે, વાંકા હોય છે, તથા નીરસ (શુષ્ક) તથા જડ હોવાથી વારંવાર કાઢી નાંખવા છતાં ફરી ફરી ઉગ્યાં કરે છે, તેજ પ્રમાણે તું કચ પણ તેની માફક મલિન (અન્તરમાં કાળો-કપટી) કુટિલ (વક્ર), નીરસ (પ્રેમ શૂન્ય ), જડ ( મૂઢ ) તથા પુનર્ભવ ( વારંવાર જન્મ ) યુક્ત છે. એ કચ ( વાળ ) ને શિરપર ધારણ કરવામાં આવે છે તથા સ્નેહ ( તેલ ) થી વર્ધિત કરવામાં આવે છે તો પણ તેની પૂર્વોક્ત પ્રકૃતિ (સ્વભાવ) કયાં છૂટે છે ? તે પ્રમાણે મ્હેં પણ સ્નેહ ( પ્રીતિ ) વડે

ત્હારૂં પાલન કર્યું, ત્હને શિર ઉપર ચઢાવ્યો, પરન્તુ ત્હેં ત્હારા નામ પ્રમાણેનો પ્રકૃતિ ધર્મ છોડયો નહિ. જા! હવે ત્હારી સંપાદન કરેલી વિદ્યા કેમ સફલ થાય છે તે પણ હું જોઉં છું." કચે કહ્યું:—"હે ગુરૂ પુત્રી! અવિવેકથી તમોગુણને વશીભૂત થઇ ત્હેં મ્હને નાહક શ્રાપ દીધો છે. ત્હારા ઉપર મ્હારો નિષ્કામ પુજ્યત્વનો પ્રેમ હતો, પરન્તુ મ્હારા પ્રત્યેનો ત્હારો પ્રેમ કપટી તથા ઉપભોગ ક્ષમ પ્રેમ હતો. મ્હેં ધર્મ તથા નીતિના કારણને લઇને ત્હારો અંગીકાર કર્યો નથી. એમ હોવા છતાં પણ ત્હેં મ્હને શ્રાપ દીધો છે તે અન્યાય થયો છે. એ વિદ્યા મ્હને સફલ ન થઇ તો ભલે પણ હું જેને આપીશ તેને અવસ્ય ફલ આપ્યા વગર રહેશે નહિ. હું પણ ત્હને શ્રાપ આપું છું કે ત્હને કોઇ ઋષિ પુત્ર પતિ તરીકે મળશે નહિ. એ પ્રકારે ત્હારૂં પાપ પણ ત્હને ફળો." એમ કહી તે સ્વર્ગમાં ચાલ્યો ગયો. દેવતાઓને ખબર થતાંવારને તેઓ ઉત્સાહ ભર્યા કચને વધાવવા ગયા. તેને સભામાં લઇ આવ્યા અને સર્વ હકીકત પૂછી. કચે સર્વ આદ્યોપાન્ત ( આગલી પાછલી ) હકીકત કહી સંભળાવી. ત્યારે કેટલાક દેવયાની, તો કેટલાક દૈત્યોના વિષે તો કેટલાક ગુરૂ શુક્રાચાર્ય વિષે ચર્ચા કરવા લાગ્યા. દેવયાનીનો જો કચ પ્રત્યે આટલો પ્રેમ ન હત તથા દૈત્યો એને મારી નાંખીને મદ્યમાં ગુરૂને પીવડાવી ન દેત તો આ કામ (સંજીવિની વિદ્યા પ્રાપ્તિનું) ન બનત. તથા શુક્રે પણ સચ્ચિષ્ય જાણી, પિતા સાથેના વેરનો ખ્યાલ ન કરી, કચને વિદ્યાદાન કર્યું ખરૂં. એ પ્રમાણે એ સર્વે વર્ણન કરવા યોગ્ય જણાયા. ત્યારબાદ કચે તે મન્ત્ર પોતાના પિતા બૃહસ્પતિને આપી દીધો, અને તેને લીધે દેવોની જીત થઇ.

તાત્પર્ય, એ કે કચની પેઠે સાધકે અમૃત સંજીવિની—જેની પ્રાપ્તિથી જન્મ મરણ યુક્ત સંસારની નિવૃત્તિ થઇ સદા અમરત્વ રહે છે તે—આત્મ વિદ્યાની પ્રાપ્તિને માટે સદ્ગુરૂના આશ્રમમાં રહેવું જોઇએ; તથા વિષયારણ્યમાં પશુ તુલ્ય વિચરનારી ઇન્દ્રિયોનો નિગ્રહ (સંયમ) કરવો જોઇએ. એ પ્રમાણે ગો-ઈન્દ્રિય-ના રક્ષણપૂર્વક ગુરૂ સેવા કરનારાને અસુર-કામ ક્રોધાદિ વિકાર-વચ્ચે વિઘ્ન રૂપ થઈ પડે છે. કારણ કે આત્મવિદ્યાની પ્રાપ્તિ થવાથી અસુરકુલ-આસુરી સંપત્તિઓનો સમૂલ-નષ્ટ થઈ જાય છે તેથી કરીને તે દુઃખ અવશ્ય દે છે. પરન્તુ આણુ ધૈર્ય રાખી, તેનો વેગ સહન કરી નિશ્ચય પૂર્વક નિષ્કપટ ગુરૂસેવા કરવી આવશ્યક હોઇ સર્વથા ઉચિત છે. આ પ્રમાણેની સાધકની સેવા જ્યારે પરિપૂર્ણ થશે ત્યારે સદ્ગુરૂ તેના ઉપર પ્રસન્ન થઇ, તેને આત્મવિદ્યાનું દાન કરશે, અને અભયપદમાં તેની સ્થિતિ થાય એવી

યોજના કરશે. કચે જો શુદ્ધ નિષ્ઠાથી શુક્રાચાર્યની સેવા ન કરી હત, તો દેવયાનીનો તથા ગુરૂનો તેના ઉપર આટલો પ્રેમ ન બંધાત. દૈત્યો એને મારી નાંખત નહિ અને મદ્યમાં નાંખીને ગુરૂને પીવડાવી દેત નહિ તો કચ એના ઉદરમાં શી રીતે જઇ શકત અને ગુરૂ પાસેથી વિદ્યા પણ એને શી રીતે પ્રાપ્ત થઇ શકત ? એની નિષ્કપટ સેવા તેમજ દેવયાનીનો એના પ્રત્યેનો અપૂર્વ પ્રેમ જોઇને દૈત્યો ચેતી ગયા કે, આપણું ઘરની વિદ્યા એ નિઃસંશય લઇ જશે અને હમારા શત્રુ જે દેવો છે તેમને પ્રબલ બનાવી દેશે. એજ કારણને લઇને તેઓ કચનો વધ કરવાને પ્રવૃત્ત થયા હતા. એથી કરીને આગળ જે કહ્યું છે કે, કવિ-શુક્ર-ના ઉદરમાં જે કાંઇ હતું તે જાણવાવાળો એક પુત્ર તુલ્ય શિષ્ય કચજ થઈ ગયો; તેજ પ્રમાણે કવિ-કાન્તદર્શી સદ્દગુરૂ-નું અન્તર્ગત યાને વેદાન્તાદિ ગ્રન્થોનું રહસ્ય-અભિપ્રાય-ને જે તેનો પુત્રતુલ્ય શિષ્ય હોય તેજ જાણી શકે છે. એવું રહસ્ય જાણવાથી ગુરૂના અન્તર્ગત-બુદ્ધયન્તર્વર્તી-આત્માનો, તેમજ પોતાના તથા સમસ્તજગતના આત્માનો ઐક્યભાવ સાધી શકાય છે, અનુભવમાં આણી શકાય છે અને સાધકની એ પ્રમાણે અદ્વિતીયતાથી સ્થિતિ થાય છે એ યથાર્થ લક્ષમાં રાખવું ઘટે છે. પરન્તુ એ પ્રમાણે સદ્દગુરૂનાં દર્શન, તેમની પાસેથી આત્મબોધની પ્રાપ્તિ અને નિરતિશય આનંદનો સાક્ષાત્ અનુભવ થવો એ વાત પરમાત્માની કૃપા વિના સુલભ નથી. ભગવાન્ કહે છે કેઃ-

यदा मम शिवस्यापि ब्रह्मणो ब्राह्मणस्य च ।
अनुग्रहो भवेन्नृणा सेव्यते सद्गुरुस्तदा ॥

જ્યારે મ્હારો કિંવા શિવનો અથવા બ્રહ્મદેવ, અગર બ્રહ્મજ્ઞાન સંપન્ન બ્રહ્મણનો અનુગ્રહ ( કૃપા ) થાય છે ત્યારેજ સદ્દગુરૂની ઉપલબ્ધિ (પ્રાપ્તિ) તથા સેવા મનુષ્યના હાથથી થાય છે. વળી શ્રુતિમાં આ પ્રમાણે કહ્યું છે કેઃ-

यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः॥

જે મનુષ્યની દેવનામાં અને જેવી દેવમાં તેવીજ ગુરૂના પ્રત્યે અત્યન્ત અનુરક્તિ રૂપ ભક્તિ હશે, તેજ મનુષ્યને ગુરૂ વગેરેએ કહેલા અર્થ પ્રકાશિત થાય છે, અર્થાત્ સ્પષ્ટ સમજાય છે તેમજ તેની સિદ્ધિ પણ મળે છે. એટલા માટે નિઃશોક ( શોક રહિત ) અવસ્થા પ્રાપ્ત કરવા સારૂ પરમાત્માની અખંડ ભક્તિ કરવી જોઇએ. પરમાત્માનો પ્રસાદ અર્થાત્ અનુગ્રહ જ્યાં સુધી થશે નહિ ત્યાં સુધી સદ્દગુરૂ તેમજ સચ્છાસ્ત્ર નું રહસ્ય કોઇથી પણ સમજી શકાય તેમ નથી.

। इतिशिवम् ।

# દ્વિતીય પુષ્પ.

## સદ્ગુરૂનું લક્ષણ તથા શરણાગત રીતિ.

गुरुमूलं जगत्सर्वं गुरुमूलं परंतपः ।

गुरोः प्रसादमात्रेण मोक्षमाप्नोति सद्दशी ॥ रु. या.

જે જ્ઞાનની પ્રાપ્તિ થયાબાદ મનુષ્યને શ્રૌત, સ્માર્ત, લૌકિક વિગેરે કોઇપણ પ્રકારનાં કર્મ અવશિષ્ટ રહેતાં નથી, અને સૂર્યની પ્રભાથી અન્ધકારનો જેમ નાશ થાય છે, તે પ્રમાણે અનન્ત જન્મનાં ભેગાં થએલાં સંચિત તથા આગામિકર્મ સુદ્ધાં નાશ પામે છે, તે અત્યુત્તમ જ્ઞાનની પ્રાપ્તિ કયા સાધનવડે ત્વરિત થાય છે, તે આપ કહો. અર્જુનની એવી જીજ્ઞાસા સાંભળી ભગવાન્ કહેવા લાગ્યાઃ—

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।

उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्वदर्शिनः ॥

હે અર્જુન ! મોક્ષફળપ્રદ જ્ઞાન ગુરૂને શરણુ જવાથી તેની કૃપાથી મળી શકે છે. એમની પાસે જવાથી તે તમને જ્ઞાનનો ઉપદેશ કરશે. સન્ત મહાત્માઓ તમને જ્ઞાનનો ઉપદેશ કરશે. એ પ્રમાણે પરમાત્માએ કહ્યું છે, પરન્તુ ' હું કહું છું. ' એ પ્રમાણે નથી કહ્યું. એમાં ગુરૂનું લક્ષણ સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે. જ્યાંસુધી શિષ્ય ગુરૂને શરણુ જઇ, નમ્રતાપૂર્વક તેનાં ચરણુમાં શિર નમાવતો નથી, ત્યાં સુધી ગુરૂના મનમાં કૃપા ગમે તેટલી થઇ હોય તો પણ ત્હેણે શિષ્યને ' હું તને જ્ઞાનોપદેશ આપું છું ' એ પ્રમાણે કદી કહેવું નહિ. કેમકે સહજ ઉપદેશ આપી દેવાથી તો ગુરૂના ગુરૂત્વ તેમજ જ્ઞાનના મહત્વમાં ન્યુનતા આવે છે. એટલુંજ નહિ પણ શિષ્યના વિષે અહંકારનો આવિર્ભાવ થઇ જાય છે. જેની પાસે જે કાંઇ ચીજ હોય છે તેના વિષે તેના મનમાં એક પ્રકારનું અભિમાન રહે છે. બુદ્ધિશાળીને જ્ઞાનનું, ધનવાનને ધનનું, રૂપવાનને રૂપનું તથા બલવાન મનુષ્યને બલનું અભિમાન રહે છે. ધનાઢયની સાથે કોઇને સ્વાભાવિક મૈત્રી તથા પ્રીતિ બંધાઇ હશે, તો પણ તેના મનમાં એમ આવ્યા વગર રહેશે નહિ કે મ્હારી પાસે ધન છે તેની આશાથીજ એ મ્હારા પ્રત્યે સ્નેહભાવ રાખે છે. બુદ્ધિવાનોના મનમાં એવો ગર્વ રહે છે કે મ્હારી બુદ્ધિ—જ્ઞાન—જોઇને મ્હારા પ્રત્યે આકર્ષાઇને લોકો પ્રેમ રાખે છે. રૂપવાન કહેશે કે મ્હારૂં સુંદર રૂપ જોઇને લોકો મ્હારા પર પ્રીતિ રાખે છે. પરન્તુ તેજ શિષ્ય જો જાતે

પોતાના સ્વાર્થને સારૂ શરણુ આવે તો પછી તેના (શિષ્યના) અન્તઃકરણમાં અહંકારના સ્પર્શમાત્રને પણુ અવકાશ રહેશે નહિ. સન્ત મહાત્માઓએ પોતે જાતે કદી એમ કહેવું નહિ કે "મ્હારે શરણે આવો, હું ત્હમને જ્ઞાનનો ઉપદેશ કરીશ." કેમકે એમ જો કરે તો શિષ્ય જો ધનવાન હશે તો કહેશે કે મારી દ્રવ્ય સંપત્તિથી લોભાઇને તેની લાલસાથી એ ગુરૂજીએ પોતાની મેળેજ, જેમ મેઘ વૃષ્ટિ કરે છે તેમ, જ્ઞાનની વૃષ્ટિ કરી છે. શિષ્ય જો બુદ્ધિમાન હશે તો કહેશે કે મ્હારી બુદ્ધિ જોઇને પોતાના ગુરૂત્વની પ્રસિદ્ધિને ખાતર (આવા બુદ્ધિશાળીનો હું ગુરૂ થયો) મ્હારા ઉપર જ્ઞાનોપદેશ કરવાની કૃપા કરવા ઇચ્છે છે; મ્હારાવડે એની પ્રખ્યાતિ થશે. તાત્પર્ય એ છે કે શિષ્ય પોતાની મેળે શરણુ આવીને જ્ઞાનની ભિક્ષા માંગે નહિ, ત્યાં સુધી જ્ઞાનોપદેશ ન કરવો જોઇએ. કેમકે તેમ કર્યાથી ઉલટી અશ્રદ્ધા જન્મે છે. ભગવાન વસિષ્ઠજીએ એ હેતુથી કહ્યું છે કેઃ—

अशिष्यायाविरक्ताय यत्किंचिदुपदिश्यते ।
तत्प्रयात्यपवित्रत्वं गोक्षीरं श्वदृताविव ॥

મનુષ્ય જન્મ પ્રાપ્ત થયે સંસાર તરવા સારૂ ગુરૂભક્તિ ખાસ આવશ્યક છે, એવો ભાવ જે શિષ્યના ચિત્તમાં ઉત્પન્ન થતો નથી તે અશિષ્ય છે. જેના ચિત્તના વિષે વૈષયિક વાસના, સંસાર પ્રત્યે આસક્તિ, લોકૈષણા પર અત્યંત પ્રીતિ હશે તેને અવિરક્ત (માયામાં લુબ્ધ) જાણવો. એવાને ઉપદેશ કરવો, એ કૂતરાના ચામડાની મસકમાં ગાયનું પરમ પવિત્ર દૂધ ભરી રાખવા બરાબરજ છે. સચ્છિષ્યને (ઉત્તમ કોટીના શિષ્યને) તેના સદ્‌ગુણુની પરીક્ષા કરીને પરમ પાવન તથા ગુહ્ય જ્ઞાન કથન કરનાર ગુરૂનું ગુરૂપદ ધન્ય તેમજ પરમ પવિત્ર છે, એમજ સમજવું. મનુષ્યને કૂતરાની ઉપમા કેમ આપવામાં આવી? કૃમિ કીટકાદિથી જેનું શરીર વ્યાપ્ત થયું છે, જેનું પૂછડું તથા કાન તૂટી ગયા છે, તથા નાના પ્રકારના વ્યાધિઓથી પીડિત થઇ રહ્યો છે, એવો કૂતરો પણુ મલિન પદાર્થથી ખરડાએલું સુકું હાડકું મ્હોંમાં રાખીને, તેની રક્ષાને ખાતર બીજા બલવાન કુતરાઓની સાથે વેર કરે છે, અને તેમ કરતાં પ્રાણાન્ત વ્યથા પામે છે. તેજ પ્રમાણે મનુષ્ય પણુ અસ્થિ તથા મલ મૂત્રાદિકથી લિપ્ત તથા દુર્ગન્ધ યુક્ત આ માનવ દેહના વિષે અહંબુદ્ધિ ધારણુ કરીને તેના રક્ષણુને ખાતર બીજા પુરુષોની સાથે વેર વિરોધ ધારણુ કરી સર્વ કાલને માટે દુઃખી થાય છે. એવા પુરૂષને વિષે જ્ઞાન, તે કૂતરાના ચામડાની મસકમાં ભરેલા ગાયના દૂધના જેવું કેમ ના ગણાય? 'ગો' નામ વેદનું તથા ગાયનું છે. ગાયને વિષે જેમ દૂધ તેજ

પ્રમાણે વેદના વિષે દૂધ સમાન શુદ્ધ પવિત્ર આત્મ સંબંધી જ્ઞાન સમજવું. એ જ્ઞાન અમાનિત્વ ( માન રહિતત્વ ) વગેરે દૈવી સંપત્તિવડે નિર્મલ અન્તઃકરણવાળા સચ્છિષ્યના વિષે રહે તો વિકારને પામતું નથી, શુદ્ધજ રહે છે. મનુ સ્મૃતિમાં પણ કહ્યું છે કેઃ—

> नापृष्टः कस्यचिद्ब्रूयान्नचान्यायेन पृच्छतः
> जानन्नपि हि मेघावी जडवल्लोक आचरेत् ॥
> अधर्मेण च यः प्राह यश्चाधर्मेण पृच्छति ।
> तयोरन्यतरः प्रैति विद्वेषं वाधिगच्छति ॥

શાસ્ત્રવેત્તા બુદ્ધિમાન પુરૂષે કોઇપણ પુરૂષને તેના પૂછ્યા કહ્યા વગર શાસ્ત્રની વાતોનું કથન ન કરવું. તેમજ જે પુરૂષ શ્રદ્ધા ભક્તિ શૂન્ય છે તથા કેવળ પરીક્ષા ને ખાતર અગર પોતાનું બુદ્ધિ ચાતુર્ય બતાવવાના હેતુથી પૂછે તો તેવાને પણ નહિ કહેવું. પોત ને કશું આવડતું નથી એ પ્રમાણે જડ મૂઢ તથા મૂક (મુંગા) ની પેઠે ત્હેમણે વ્યવહાર રાખવો. આ નિયમનું જો ઉલ્લંઘન (અતિક્રમણ) કરીને અધર્મથી પુછનારાને કહેવામાં આવે તથા જે અન્યાયથી પૂછે તો તેમાંથી એક પણ મર્યા વગર રહેશે નહિ અગર તેની સાથે વિદ્વેષ (વૈરભાવ) ને પ્રાપ્ત થયા વગર રહેશે નહિ એના પરથી આ સિદ્ધાન્ત પ્રતિપાદન થાય છે કે શ્રદ્ધા ભક્તિ યુક્ત ભાવથી જ્યાં સુધી કોઇ પોતાની પાસે આવીને પૂછે નહિ ત્યાં સુધી જ્ઞાની પુરૂષે કોઇને કાંઇપણ કહેવું નહિ. ભગવાનની શક્તિ હતી, પણ અર્જુને ખુલ્લા શબ્દોમાં "આપ તે જ્ઞાન કહો." એ પ્રમાણે કહ્યું નહતું તેથી ત્હેના પ્રશ્નને અનુરૂપ અર્થાત્ બંધ બેસતો (તે જ્ઞાન મ્હને કયાંથી અને કેવી રીતે મળે એ પ્રશ્નને યોગ્ય) ઉત્તર આપ્યો કે સન્તોની પાસે જવાથી તે તમને એ જ્ઞાનનો ઉપદેશ કરશે. અધિકારી પુરૂષ હોય પણ તેના મનમાં મોક્ષની ઇચ્છા ઉત્પન્ન ન થઇ હોય અને તેમ છતાં સન્ત ( ઉપદેશ આપનાર મહાત્મા ) ને જો એમ લાગે કે એના પર જ્ઞાનોપદેશની કૃપા કરવી જોઇએ તો સન્તે આત્મજ્ઞાનની પ્રશંસા કરવી. જેમ કર્યાથી તેનું ચિત્ત મોક્ષ માર્ગ તરફ વળશે. સન્તોને શરણ જવાનો રસ્તો પણ બતાવવો તેમજ કેવી રીતે તે રસ્તે જવું તે પણ તેવા અધિકારી પુરૂષને સમજાવવું. અને એમ કર્યાથી જો પોતાને શરણ આવી, નમ્રભાવથી પૂછતો હોય–જ્ઞાનો–પદેશની યાચના કરતો હોય–તો તેનો સદ્ભાવ જોઇને બ્રહ્માત્માના અનુભવનું તેને કથન કરવું. એજ કારણને લીધે ' किं तद्ब्रह्म ' ઇત્યાદિ અર્જુને સ્પષ્ટ શબ્દોમાં પૂછ્યા પછીજ ભગવાને અષ્ટમાધ્યાયમાં ઉપદેશ કથન કરી રહસ્ય

સમજાવ્યું છે. તે અગાઉ તો સામાન્ય ઢબથીજ ઉપદેશ કર્યો છે. હવે શરણ કેવી રીતે જવાય તેને માટે શરણે જવાની રીત પણ વર્ણવામાં આવે છે. પહેલું લક્ષણ પ્રણિપાત. શિષ્યે પોતાના મન સંગાથે એવી ભાવના ધારણ કરવી કે હું જડ તથા મૂઢ છું અને ગુરૂદેવ સર્વજ્ઞ છે. એમ સમજીને તેમને દંડવત્ પ્રાણિપાત (પ્રણામ) કરવા; અર્થાત્ ગુરૂદેવના ચરણમાં લાંબા છટ થઇને નમસ્કાર કરવા. અચેતન દંડ (લાકડી) જમીન પર પડ્યો હશે તો જ્યાંસુધી સચેતન પુરૂષ તેને હાથમાં પકડીને ઉંચો કરશે નહિ ત્યાં સુધી પડી રહેશે. તેજ પ્રમાણેનો શરણાગત, કેમકે તે પણ જડ અચેતન શરીરના વિષે મોહ રાખી તેનેજ આત્મા સમજે છે એથી કરીને, આત્માને તેના યથાર્થ સ્વરૂપમાં જાણવાવાળો સદ્દગુરૂ સચેતન છે, તેવા સદ્દગુરૂના ચરણમાં જ્યાં સુધી તે કૃપા મસ્તક પર મૂકી ઉઠાવે નહિ ત્યાં સુધી શિષ્યે દંડવત્ (લાંબા છટ થઇને) જમીન પર પડી રહેવું. એવો ભક્તિ ભાવ જોઈ મહાત્મા ગુરૂ કૃપા દૃષ્ટિથી અભય હસ્ત ઉંચો કરશે. પરન્તુ પૂછશે નહિ ત્યાં સુધી બ્રહ્મજ્ઞાનનું કથન કરશે નહિ. એટલા માટે વિનય પૂર્વક નમ્રતાથી પ્રશ્ન પુછવો જોઇએ. એ પ્રમાણે બીજું લક્ષણ છે. પ્રશ્ન શું પૂછવો જોઇએ ? તો તે આ પ્રમાણેઃ—

कथं बन्धः कथं मोक्षो विद्याविद्ये उभे च के ।
क आत्मा कः परात्मा च तयोरैक्यं कथं वद ॥

મહારાજ ! આ સંસાર બંધનમાં હું કેવી રીતે ફસાયો ? તેમાંથી કેમ અને ક્યારે મોક્ષ થાય ? વિદ્યા તથા અવિદ્યાનું લક્ષણ શું ? આત્મા તથા પરમાત્માનો પરસ્પર સંબંધ શો છે ? ઇત્યાદિ આત્મ વિષયક પ્રશ્ન કરવા જોઇએ. તથા કહેવું જોઇએ કે આપના ચરણની નૌકા બનાવીને સંસાર સમુદ્ર ( ભવાર્ણવ ) તરી જવાની ઇચ્છા છે, માટે જે કાંઇ આ શિષ્યને ફરમાવવું હોય તે માટે આજ્ઞા કરો. તમારો આવો પ્રશ્ન જોઈ સન્ત મહાત્મા કરૂણા કરીને ઉત્તર આપશે તોપણ તેજ વખતે મુખ્યોપદેશ-રહસ્ય કથન-નહિ કરે. સેવામાં સંપૂર્ણ આદર દેખશે ત્યારેજ તે પ્રમાણે કરશે. કાર્યાર્થી પુરૂષ જેનાથી કાર્યની સિદ્ધિ થતી હોય તે પુરૂષને અનન્ય-ભાવથી સેવે છે એ પ્રમાણે વ્યવહારમાં જોવામાં આવે છે. જેના મનમાં કાર્યની આતુર ઇચ્છા-ઉત્કંઠા-નહિ હોય તે એ નીતિનું અવલંબન નહિ કરે. જેને અજીર્ણ થયું છે તથા પેટમાં ભૂખપણ નથી તેનો રસોઇ માટેનો ઉત્સાહ મંદ તથા શિથિલજ હોય છે. પરન્તુ જે પુરૂષના પેટમાં કકડીને ભૂખલાગી હશે તે પુરૂષ પાકકર્ત્તા (રાંધનાર) જેજે કામ સોંપશે-કે 'ભાઇ લાકડાં લાવો,

ભાઇ પાણી લાવો, ભાઇ ફલાણું લઇ આવો ' તે બધું ઝટ લઇને ત્વરિત ગતિથી કરશે. તેજ પ્રમાણે જેને વિષયરસનું પાન કરીને અજીર્ણ થયું છે તથા પરમાર્થની ક્ષુધા લાગી નથી, તે સ્વયંપાકને માટે, અર્થાત્ પોતાની જાત સહિત અખિલ ચરાચર પરમાત્મરૂપ છે, એ પ્રમાણે અન્તઃકરણનો પરિપાક થવાને માટે મન્દ ઉત્સાહ વાળોજ હોયછે. પરન્તુ જેને વિષયરસના પાનને માટે તિરસ્કાર, વૈરાગ્ય ઉત્પન્ન થઇ, પરમાર્થની ભૂખ લાગી રહી છે, તે પાક કર્તા ગુરૂ ( કેમકે તેમની મારફતજ ' વાસુદેવઃ સર્વમિતિ ' એ પ્રમાણે અન્તઃકરણનો પરિપાક થવાનો છે, માટે તેમને સ્વયંપાકી કહ્યા છે ) જે જે સેવા કામકાજ ફરમાવશે તે તે ઝટ કરતું કે કરશે; જરાપણ ઢીલ કરશે નહિ. ધનાર્થી મનુષ્ય ધનવાનના પગ દાબે છે, કોઇ ઠેકાણે જવાનું હોય તો તેના જોડા હાથમાં લઇને ઉભો રહેશે તથા પગમાં પહેરાવી આપશે. લૌકિક ક્ષુદ્ર કામના પરિપૂર્ણ કરવા માટે જ્યારે સકામ પુરૂષ આટલો બધો સાદર રહે છે, તો જે જ્ઞાનના પ્રભાવવડે પૂર્ણ કામ થવાય છે તે સંપાદન કરવા માટે ગુરૂ સેવામાં કેટલો અને કેવો આદર રાખવો જોઇએ તે સહજ સમજી શકાય તેમ છે. એથી કરીને સંત મહાત્માની સેવા શુશ્રુષા કરવામાં નહિ આવે ત્યાં સુધી તે તત્વજ્ઞાનનો ઉપદેશ કરશે નહિ. સેવા એ શરણાગતને માટે ત્રીજું લક્ષણ છે. શ્રમસાધ્ય કાર્યમાં આલસ્ય ( પ્રમાદ ) અને ધન ખર્ચતી વખતે મનને કલેશ ન થવા દેવો જોઇએ. સંપન્ન ન હોય તોપણ પોતાની જાતને સેવામાં સર્વદા તત્પર રાખવી જોઇએ. હવે ઉપદેશક ગુરૂ કેવા હોય છે તથા હોવા જોઇએ, જેથી કરીને પુનર્ભવ ( વારંવાર જન્મ મરણની પ્રાપ્તિ ) ની ભીતિ ન રહે તેને માટે કહ્યું છે કે, ગુરૂ અર્થાત્ ઉપદેશક જ્ઞાની-શાસ્ત્ર જ્ઞાન સંપન્ન તથા તત્વદર્શી-બ્રહ્મસાક્ષાત્કાર સંપન્ન એ બે ગુણોથી યુકત હોવો જોઇએ. કેવળ શાસ્ત્રજ્ઞાન ધારણ કરનારો ગુરૂપદ ધારણ કરવાને યોગ્ય નથી. કેમકે વેદ શાસ્ત્રના પરિશીલનથી તે જો કે અદ્વૈત તો બોલે છે, ઉહાપોહ ( ચર્ચા ) કરવામાં કુશળ છે, તોપણ તેનામાં જરાપણ અનુભવ નથી. તેથી કરીને આત્મસાક્ષાત્કારવાન્ હોવો જોઇએ. કેવળ આત્માનુભવી હશે તો તેવાથી શિષ્યના મનનો સંદેહ દૂર થઇ શકશે નહિ, માટે શાસ્ત્રજ્ઞ પણ હોવો જોઇએ. તેથી કરીને શાસ્ત્રજ્ઞ તથા અનુભવી જે હોય તેનેજ ગુરૂત્વ પદવી શોભે છે. ઉપદેશક પદને માટે તેજ સર્વથા યોગ્ય છે. રાજા જનક ઉભય ગુણ સંપન્ન હોવાથી વ્યાસજીએ પોતાના પુત્રને તેની પાસે મોકલી સંશય મુકત કર્યો હતો. વ્યાસ પુત્ર શુકદેવ જન્મથીજ સ્વાભાવિક મુક્ત હતા, તેમ છતાં વિકલ્પથી જે કાંઇ ત્હેમના જ્ઞાનનો નાશ થયો

હતો, તે ગુરૂ વાક્યથી નીકળી જતાં તેને પરમાર્થની પ્રાપ્તિ તથા પરમ વિશ્રાન્તિ શી રીતે મળી તેનું દ્રષ્ટાંત અત્રે કથન કરવામાં આવે છે.

શુકાચાર્ય વિવેક તથા વૈરાગ્ય વડે પરિપૂર્ણ હતા. પિતાશ્રીને પૂછ્યા વગર તથા ઉપનયન સંસ્કાર તેમજ પાણિગ્રહણ વિધિ કર્યા વગર અને સંન્યાસ લીધા વગર સર્વ ત્યાગ કરી સ્વેચ્છાથી વનમાં ચાલ્યા ગયા. પુત્ર લાભના સુખને ખાતર વ્યાસજી તેની પાછળ પાછળ "હે શુક! હે શુક"! એમ કહેતા કહેતા દોડવા લાગ્યા. એવું જોઇને 'હું એકજ સ્થળના વિશે નથી, પરંતુ અખિલ ભૂતોને વિષે મારો નિવાસ છે' એ પ્રકારે તેમને અનુભવ દર્શાવવાને સારૂ વૃક્ષ પાષાણાદિક પાસેથી 'ઓ ઓ' એ પ્રમાણે ઉત્તર અપાવવા લાગ્યા. શુકનું નામ લેતાંવારને વૃક્ષો પણ 'ઓ ઓ' કરીને જવાબ આપે છે એવું જોઇને વ્યાસજીના મનમાં પોતાના પુત્રના પૂર્ણત્વનો બરાબર ખ્યાલ થયો. આ પ્રકારે અધિકાર સંપન્ન હતા, તે છતાં સ્ત્રી વાક્યના શ્રવણથી તેમના (શુકદેવના) પૂર્ણત્વમાં વિકલ્પ ઉત્પન્ન થયો. શુકાચાર્યે સ્ત્રીનું કદી મુખ પણ જોયું નહતું, મુલાકાત પણ લીધી ન હતી, પરન્તુ તેમના વાર્તાલાપથીજ તેના મનમાં વિકલ્પ ઉત્પન્ન થયો હતો. એટલા માટેજ કવિઓએ કહ્યું છે કે પ્રમદા–ઉન્મત સ્ત્રી–પોતાના ભાષણથી વિકલ્પ ઉત્પન્ન કરી પુરૂષોને પ્રમાદમાં નાંખી દે છે. સિદ્ધ સરોવર આગળથી શુકદેવજી જઇ રહ્યા હતા. ત્યાં આગળ અપ્સરાઓ નિર્લજ્જતાથી નગ્ન થઇને જલ ક્રીડા કરી રહી હતી. પહેલાં ત્યાં આગળથી શુકદેવ ગયા. પછી વ્યાસ ત્યાં આગળ આવ્યા ત્યારે તેમને જોઇને બધી સ્ત્રીઓ લજ્જીત થઇ ગઇ. એકે વસ્ત્ર આડું કર્યું તો બીજી પાણીમાં જઇને બેઠી તો કેટલીએક પોતાનાં વસ્ત્ર ઓઢવા મંડી ગઇ. આવો પ્રકાર જોઇને વ્યાસજી મનમાં વિચાર કરવા લાગ્યા કે મ્હારો પુત્ર શુક નગ્ન તથા તરૂણ અહીં આગળથી ગયો તેને જોઇને આ સ્ત્રીસમૂહ લજ્જીત નહિ થયો. પણ હું તો વૃદ્ધ તથા વસ્ત્ર સહિત આવ્યો હતો તે છતાં આ સ્ત્રીઓને લજ્જા કેમ ઉપજી હશે વારૂ? એનું રહસ્ય એમને પૂછ્યા વગર સમજાશે નહિ એમ જાણી વ્યાસ તેમની પાસે ગયા અને પૂછવા લાગ્યા કે "હે અપ્સરાઓ! નગ્ન શુકને જોઇને તમને શરમ ન આવી ત્યારે હું તો નગ્ન ન હતો છતાં મને જોતાં વારને કેમ તમે વસ્ત્ર પરિધાન કરી દીધું? અપ્સરાઓએ ઉત્તર આપ્યો:—" હે મુનિ! તમારાં જ્ઞાન તથા દૃષ્ટિ ભેદ ભાવના યુક્ત છે અને શુકની અભેદ સ્થિતિ છે; અભેદ ભાવમાં લજ્જા હોતી નથી, ભેદ ભાવમાં હોય છેજ. જેમની જેવી અંતર વૃત્તિ હોય છે

તેમની સાથે અમારો તેવોજ વ્યવહાર હોય છે. એ સાંભળી વ્યાસજી ફરી પૂછવા લાગ્યા "હે સ્ત્રીઓ! શુકનો અભેદ તથા મ્હારો ભેદ ભાવ તમે ક્યારે અને કેવી રીતે જોઇ શક્યાં?" અપ્સરાઓ હસતી હસતી કહેવા લાગી:–"એને માટે વળી પ્રમાણુની અપેક્ષા હોય ખરી કે"? તમારા મનમાં ભેદ ભાવ હતો અર્થાત્ આ સ્ત્રીઓ અને હું પુરૂષ એવી ભેદ દૃષ્ટિ હતી તેથીજ તમે લજ્જાના સંબંધમાં અમને પ્રશ્ન કર્યો. પરન્તુ શુકને તો સૂક્ષ્મ અભેદ જ્ઞાન હોવાથી સ્ત્રી પુરૂષ ઇત્યાદિ વ્યક્તિ ભેદ તેને જણાતોજ નથી અને તેથીજ તેણે અમને કાંઇપણ પ્રશ્ન કર્યો નહિ. આ ઉપરથી આપની બુદ્ધિના વિષે ભેદ જ્ઞાન છે તે સિદ્ધ થયું કે નહિ? અપ્સરાઓનું આ મતલબના ભાષણની ખબર શુકદેવને કાને પડી, અને તેથી આ પ્રકારે એને જ્ઞાનાભિમાન થયું કે હું જ્ઞાતા છું અને વ્યાસ અજ્ઞાની છે. સ્ત્રી વચનનો કેટલો બધો ચમત્કાર! જેનાથી બ્રહ્મજ્ઞાનની શાન્તિ થવાની સાથે વિકલ્પની વૃદ્ધિ થઇ તથા 'હું જ્ઞાની છું અને વ્યાસ અજ્ઞાન છે," એવી સમજ ઉત્પન્ન થઇ. જ્યાં આગળ 'હું જ્ઞાતા અને એ અજ્ઞાની' એવું સ્ફુરણુ સ્ફુરે છે ત્યાં આગળથી બ્રહ્મજ્ઞાન નાશી જાય છે, તથા કેવળ જ્ઞાનાભિમાન અવશિષ્ટ રહે છે. મોટી કોઠી અગર ઘડો મીઠા પાણીથી ભર્યો છે, તેમાં જો હિંગનો એકાદ ગાંગડો પડયો તો તે પાણીની મીઠાશ જતી રહી, તે જેમ હિંગ રૂપ બની જાય છે; અથવા તો દુધમાં જેમ લીંબુનું એકાદ ટીપું પડતાં તે જેમ બગડી જાય છે; અથવા તો કોઈ સાવધ મનુષ્યે પણુ ધંતુરાનું બી જો ખાધું હશે તો ક્ષણુ માત્રમાં તે જેમ ભ્રમિષ્ટ થઇ જાય છે; તેજ પ્રમાણે વિકલ્પ પેઠો કે નિર્મલ જ્ઞાન નષ્ટ થઇ, જ્ઞાનાભિમાનજ ફક્ત બાકી શિલક રહે છે. દીવો બુઝાયા બાદ પાછળથી જે પ્રમાણે દુર્ગન્ધ છુટે છે, તેજ પ્રમાણે જ્ઞાન લુપ્ત થતાં અભિમાનની દુર્ગન્ધ છુટે છે. સ્વબુદ્ધિથી વિચારપૂર્વક પ્રાપ્ત થએલું જ્ઞાન વિકલ્પ માત્રથી ક્ષીણ થઇ જાય છે, પરન્તુ ગુરૂમુખદ્વારા થએલું જ્ઞાન પૂર્ણજ હોય છે, અને રહે છે. ક્ષય રોગી મનુષ્ય જેમ ઉત્તરોત્તર ક્ષીણુ થતો જાય છે, તેજ પ્રમાણે ગુરૂના ઉપદેશથી રહિત એવું જે જ્ઞાન હશે તે વિકલ્પ રૂપ ક્ષય રોગ વડે ક્ષીણુ થઇ થઇને આખરે પ્રાણુ છોડી દે છે. "आचार्यवान् पुरुषो वेद" એ શ્રુતિ વાક્ય પ્રસિદ્ધ છે. શુકનું બ્રહ્મજ્ઞાન સ્ત્રી વાક્યના વિકલ્પથી ક્ષીણુ થયું છે, એ વ્યાસના જાણુવામાં આવ્યું. અગર જો કે વ્યાસને ભેદ જ્ઞાન છે, તો પણુ ભેદમાં પણુ તેઓ સર્વત્ર અભેદને જોઇ રહ્યા છે, એ એમની ખાસ વિલક્ષણુતા શુકના સમજવામાં ન આવી, અને તેથીજ એણે

વિકલ્પ (સંદેહ) ધારણ કર્યો. વ્યાસ શુકની પાછળ "હે શુક! હે શુક!" એ પ્રમાણે બુમ પાડતા પાડતા તેની પાછળ જઈ રહ્યા હતા, પરન્તુ જ્યારે મ્હારો પુત્ર વિકલ્પ યુક્ત થયો છે એવું તેના જાણવામાં આવ્યું ત્યારે તેમણે 'પાછો ચાલ' વગેરે કાંઇ પણ ન કહ્યું. તો પણ સંપૂર્ણ તથા નિશ્ચયાત્મક જ્ઞાન એને થાય એ હેતુથી આ પ્રમાણે સુચના કરવા લાગ્યા. હે શુક! તું સ્વેચ્છાથી જાય છે તો ભલે જા, પરન્તુઃ—

जनको नाम भूपालो विद्यते वसुधातले ।
यथावद्वेत्त्यसौ वेद्यं तस्मात्सर्वमवाप्स्यसि ॥

આ પૃથ્વી ઉપર જનક નામે રાજા રાજ્ય કરે છે, અને તે રાજ્ય કરતો હોવા છતાં વિદેહી છે, એની પાસે તું જા. જ્ઞાનવિજ્ઞાનસંપન્ન હોવાથી, તેની પાસે જે કોઇ મનુષ્ય જાય છે તેના મનનો સંદેહ તે દૂર કરે છે. એની મુલાકાત લેવાથી, તું નિઃસંદેહ થઇશ તથા ત્હારા મનનું યોગ્ય સમાધાન થશે. વ્યાસે વિચાર કર્યો કે હું જો એનો સંદેહ દૂર કરવા સારૂ એને જ્ઞાનોપદેશ કરીશ, તો એ તો મ્હને અજ્ઞાની સમજે છે, માટે એને જનક રાજાની પાસે મોકલવો એજ ઉત્તમ માર્ગ છે. એમ ધારી એ પ્રમાણે સલાહ આપી, અને પોતે પાછળ ચાલ્યા ગયા. પિતાનું વચન સાંભળીને શુકાચાર્ય મન સંગાથે વિચાર કરવા લાગ્યા કે પિતા વ્યાસજીની જ્ઞાનસ્થિતિ જોઇ, હવે વિદેહી જનક રાજાની પરિક્ષા કરીશું. ચાલતાં ચાલતાં આખરે જનક રાજાની નગરી આવી પહોંચી. એવામાં મનમાં વિચાર સ્ફુર્યો કે શહેરમાં નગ્ન જવાથી લોકો હાસી કરશે. આમ તેમ નજર ફેરવતાં લોકોનાં ફેંકી દીધેલાં કપડાંના ટુકડા ( ચીથરાં ) જોવામાં આવ્યા, તેમાંથી એક ટુકડો લઇ, તેની લંગોટી બનાવીને પ્હેરી દીધી. વળી પાછો બીજો વિચાર મનમાં આવ્યો કે " रिक्तहस्तेन नोपेयाद्राजानं देवतां गुरुम । " અર્થાત્ રાજાના મંદિરમાં દેવગૃહમાં તેમજ ગુરૂની પાસે કદી કોઇએ ભેટ લીધા વગર ખાલી હાથે જવું નહિ. એ પ્રમાણે શિષ્ટસંપ્રદાય છે, અને ધર્મ શાસ્ત્રમાં પણ એજ પ્રમાણે કહ્યું છે. જનક રાજા છે તથા જગદ્ગુરૂ પણ છે, તો એની પાસે ખાલી હાથે કેમ જઇ શકાય? એ પ્રમાણે ખાલી હાથે જનારો સ્વધર્મ મુકજ ગણાય. હવે જનકની દૃષ્ટિ દ્રવ્યના વિષયમાં લોભ રહિત છે તો હાથમાં શું લઇને જવું? આમ તેમ નજર કરતાં રાખોડી પડેલી રસ્તા ઉપર જોવામાં આવી તે ઉંચકી લીધી. રાજમહેલના દરવાજા પાસે આવી પહોંચતાં દ્વારપાલ તેને જોઇને વિસ્મય પામ્યો.

કારણ કે બ્રહ્મસૂત્ર (જનોઇ) વિના બ્રાહ્મણ કહેવાય નહિ, દંડ વગર સંન્યાસી પણ કેમ ગણાય? લંગોટી છે તેથી દિગંબર પણ નથી, તો આવો વિચિત્ર વેષધારી કોણ છે? એ પ્રમાણે આશ્ચર્યમાં પડયો. શુકાચાર્ય આગળ વધવા જતાં તેણે તેમને અટકાવ કર્યો. શુક ઉભા થઇ રહ્યા અને કહેવા લાગ્યા કે "રાજા પાસે જઇને કહો કે હું શુક તમારી મુલાકાત લેવાને માટે આવ્યો છું." શુકાચાર્યનો આશય એવો હતો કે હું બ્રાહ્મણ પુત્ર છું તેથી રાજા જાતે અંહી આવીને મને સન્માન પૂર્વક અંદર લઇ જશે; પછી દ્વારપાલ અંહિયાં ભલે મને રોકે. ત્યાં આગળ જનક રાજાને આપોઆપ ખબર પડી કે શુકના મનમાં જ્ઞાનાભિમાને જબરૂં ઘર ઘાલ્યું છે. તેથી રાજા જનકે પોતાના મન સંગાથે એવો વિચાર કર્યો કે મ્હારે ત્યાં આગળ એની પાસે નહિ જતાં અંહિ રહ્યા રહ્યા એવી યોજના કરવી કે જેથી એના મનને કોરી ખાનારો વિકલ્પ (સંશય) રૂપી કીડો દૂર થઇ જાય તથા પૂર્ણ વિશ્રાંતિ તેમજ પરિપૂર્ણ જ્ઞાનાનુભવ પ્રાપ્ત થાય. એટલામાં દ્વારપાલ ત્યાં આગળ આવીને કહેવા લાગ્યો કે, "હે રાજન્! આપની મુલાકાતને વાસ્તે શુક નામનો કોઇ મનુષ્ય આવ્યો છે તો આપની જેવી આજ્ઞા." રાજાએ તે સાંભળીને કહ્યું:—

દોહા—ખડા દ્વારપર શુકદેવ હૈ જો મહાનુભાવ

"संगं त्यक्त्वा सुखी भव" કહો જાય મમ ભાવ.

અરે! દ્વારપાળ, જે મહાનુભાવ દરવાજા આગળ ઉભા થઇ રહ્યા છે, તેમને મારો આ પ્રમાણે સંદેશો કહેજે કે "संगं त्यक्त्वा सुखी भव." રાજાનું આ પ્રમાણે વચન સાંભળીને, દ્વારપાળ શુકની પાસે આવીને કહેવા લાગ્યો કે, રાજાએ આપને કહાવ્યું છે કે, "સંગનો ત્યાગ કરો અને સુખી થાઓ." આ શબ્દો સાંભળીને શુકાચાર્ય મનમાં ક્ષોભ પામીને કહેવા લાગ્યા કે, "હું કાંઇ રાજ્યનો બોજો વહન કરૂં છુ? અથવા તો, મ્હને કાંઇ સ્ત્રી વગેરે વિષયનો સંગ થયો છે? જા, જઇ રાજાને કહે કે હું તો નિઃસંગ આવ્યો છું તમારી ઇચ્છા હોય તો આવીને જોઇ જાઓ." આટલા શબ્દો કહી હાથમાંહેની રાખોડી ફેંકી દીધી તથા લંગોટી પણ કાઢી નાંખી. દ્વારપાળ ફરીથી રાજાની પાસે આવીને કહેવા લાગ્યો કે, "હે રાજન્! એ તો કહે છે કે હું નિઃસંગ છું. આપ ચાહે તો આવીને જોઇ જાઓ." રાજા ફરીથી પાછો દ્વારપાળને 'संगं त्यक्त्वासुखी भव.' એ પ્રમાણે એના એજ શબ્દોમાં સંદેશો લઇ જવા કહ્યું. દ્વારપાળ શુકદેવની પાસે આવી રાજાના એના એજ શબ્દો ફરીથી બોલવા લાગ્યો.

શુક્રાચાર્ય ત્યારે વિચાર કરવા લાગ્યા કે, રાજા વારંવાર " મને સંગનો ત્યાગ કરો અને સુખી થાઓ " એ પ્રમાણે કહ્યાં કરે છે તો મને કોનો સંગ છે ? તે મ્હારે સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરીને નિશ્ચિત કરવું જોઇએ. હું શુક તે કોણ ? મ્હારૂં નામ ' શુક. ' એવું પાડવાનું શું કારણ ? વસ્તુ[1] નામરૂપાતીત ( નામ તથા રૂપરહિત ) તથા પૂર્ણ છે. પરન્તુ દેહને લીધે શુકમાં શુકપણું આવ્યું છે. જે દેહના સંબંધના લીધે શુકત્વ પ્રાપ્ત થયું છે, તેનું સ્વરૂપ કેવું છે ? તથા તેમાં હું કેવા પ્રકારનાં લક્ષણવાળો છું ? તેની શોધ કરવી જોઇએ. દેહ પંચમહાભૂતોનો આભાસ છે. તેમાં જડતા હોવાથી હું પૃથ્વી નથી. અધોગમનત્વ ( નીચે જવાની ખાસીયત ) હોવાથી હું પાણી પણ નથી; દાહકપણું ( બાળીનાંખવાની શક્તિ ) હોવાથી તેજ પણ નથી; તેમજ ચંચળતા હોવાને લીધે વાયુ પણ નથી. આકાશનું સ્વરૂપ શૂન્ય છે, માટે હું તે પણ નથી. સારાંશ, એ પંચભૂતોથી વ્યતિરિક્ત હું છું. તેમની સાથે મારે કાંઇ લેવાદેવા નથી. દેહના મમત્વને લીધે ' હું 'પણું એ મારૂં રૂપ નથી. માયિકપણું હોવાથી ' તેજ હું છું. ' એમ પણ મારાથી ન કહી શકાય. તો ' હું ' અને ' તે હું છું. ' એ બન્નેથી ભિન્ન એવું મ્હારૂં સ્વરૂપ છે. એ પ્રમાણે વિચાર કરતાં કરતાં સ્વરૂપમાં વૃત્તિ ઠરવા લાગી અને ઇંદ્રિયો નિશ્ચેષ્ટ ( ચેષ્ટારહિત ) થઇ જવાથી શુકદેવ જ્યાં આગળ ઉભા હતા ત્યાંજ આગળ હાલ્યા ચાલ્યા વગર ઉભા થઇ રહ્યા. એ પ્રમાણે રાજાના દરવાજા આગળ સાત દિવસ સુધી એની એજ સ્થિતિમાં પૂતળાની પેઠે ઉભા થઇ રહ્યા. મચ્છર, માકણ વિગેરે ચુંટી ખાવા છતાં પણ તેમને કશી અસર થએલી જણાઇ નહિ. શુકની અહંબુદ્ધિ ગલિત થઇ, સમાધી લાગી ગયાના સમાચાર દ્વારપાળે રાજાને કહ્યા ત્યારે તેને બહુ આનંદ થયો, અને તે તેજ ક્ષણે ઉભો થયો અને શુકદેવની પાસે જઇ, તેને અન્તર્ગૃહમાં લઇ આવ્યો. ત્યાં પણ તેને સાત દિવસ સુધી નાના પ્રકારના ભોગ વિલાસની વચ્ચે રાખવામાં આવ્યો. સ્ત્રિયાદિકોની વચ્ચે રહેવા છતાં તેની નિર્દ્વંદ્વ સ્થિતિ તેમજ વિદેહ ભાવનો નાશ ન થયો. સ્ત્રિયાદિકોને મ્હોડેથી જ્યારે રાજાને શુકાચાર્યની આ સ્થિતિનું પ્રમાણપત્ર મળ્યું ત્યારે તેને સહર્ષ સંતોષ થયો અને તેને સભાને વિષે આણી સિંહાસન પર બેસાડયો, અને બ્રહ્મ ભાવથી રાજાએ તેની પુજા કરી. રાજા બોલ્યો, " હું જનક તમારા દર્શનને સારૂ આવ્યો છું." એ સાંભળી શુકને આનંદ થયો, અને તેણે સર્વ ભાવથી

[1] બ્રહ્મરૂપ આત્મા.

રાજાને પ્રણામ કર્યા. ફરી પાછા તટસ્થ વૃત્તિમાં રહ્યા. રાજાને તેના આ લક્ષણ પરથી જ્ઞાનની તેનામાં અપૂર્ણતા છે એમ લાગ્યું. નિત્યમુક્ત એવું જે જ્ઞાન તે જો બધી ઇન્દ્રિયોના વિષે નિરત ન થાય તો તે જ્ઞાન સાશંકિત (સંદેહ યુક્ત) છે એમ સમજવું. આંબા ઉપર કેરીઓને સાખ આવી ગઇ હોય, તો પણ જ્યાં સુધી તેને ઘાસમાં રાખવામાં નહિ આવે ત્યાં સુધી તેનામાં પરિપક્વતા બરાબર નહિ આવે, તેમજ યેગ્ય મીઠાસ પણ નહિ પકડે. તેજ પ્રમાણે નિઃશંકજ્ઞાનની પ્રાપ્તિ થયા વગર તટસ્થતા, એ અપક્વતા સમજવી. દહી વલોવીને માખણ કર્યું હશે તો પણ તેને જો એમને એમ રહેવા દેવામાં આવે તો તેમાં દુર્ગન્ધ આવશે; પરન્તુ અગ્નિ સંયોગ વડે એને જો તપાવીને રાખવામાં આવશે તો તેમાં એક પ્રકારની સુગંધ આવી ઘણા દીવસ સુધી રહી શકશે. તેજ પ્રમાણે સંપૂર્ણ તટસ્થતા, અર્થાત્ દૃશ્ય દ્રષ્ટા તથા દર્શન એ ત્રણેની ત્રિપુટી જેમાં હોય છે તે દશાને સંપ્રજ્ઞાત સમાધિ કહી છે, અને તે અપક્વતાજ છે. સર્વ ઇન્દ્રિયોના વિષે ચિત્તનું સમાધાન એવું અત્યન્ત નિર્મલ જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે. પ્રચંડ આઘાતમાંથી તાત્કાલિક તટસ્થતા ઉત્પન્ન થાય છે; પરન્તુ તેને શું સત્ય નિર્વિકલ્પ સમાધિ કહી શકાય ખરી? દ્રવ્યની આશાથી બહુ રૂપી—અનેક પ્રકારના ઢોંગ કરનારા—પણ વાયુનો નિરોધ કરે છે અને તેમ કરવાથી પણ તટસ્થતા આવી જાય છે. પરન્તુ તેમના અંતરના વિષે વાસના રહેલી હોવાથી, તેમની એવી સ્થિતિને સમાધિ કોણ કહેશે? કેમ કે સાવધ થતાં વારંત તે કહે છે કે હે રાજા! તું બહુ ઉદાર છે, માટે આપના નામ પ્રમાણે કાંઇ દાન કરો. એજ પ્રકારે સર્પ પાસે આવતાં બકરીની પણ સકળવૃત્તિ તટસ્થ થઇજાય છે, પરન્તુ તે કાંઇ સમાધિ નથી. મનુષ્ય જો એકાએક કોઇ દિવ્યરૂપ જુએ છે તો આશ્ચર્ય પામી તે પણ સ્થિર થઇ જાય છે. પરન્તુ એ દશામાં વૃત્તિઓ જાગૃત હોય છે, તેથી તે કાંઇ સમાધિ ન કહેવાય. તટસ્થતાને જો સમાધિ કહેવામાં આવે તો અજ્ઞાનવશાત્ જે સ્વપ્ન આવે છે તથા મૂર્છા પણ આવી જાય છે, તેને પણ સમાધિ કહેવી પડશે. પરંતુ તે પુરૂષ સ્વ—સ્વરૂપના બોધ વડે કાંઇ જાગૃત થયો હોતો નથી, તેથી તટસ્થતા એ સમાધિ નથી સિદ્ધ થઇ સકતી તો સમાધિ કોને કહેવી? એમ જો પુછવામાં આવે તો પ્રથમ સ્વ—સ્વરૂપનો સાક્ષાત્કાર થતાં જે અનાવર વિસ્મય ઉત્પન્ન થાય છે, પરંતુ તે પણ નિઃશેષ થતાં જે દશા અવશિષ્ટ રહે છે તે સમાધિ છે. નિઃશેષ કલ્પના જ્યાં નષ્ટ થઇ જાય છે ત્યાં વિસ્મય શી રીતે સંભવે અને સ્ફુરે પણ કેવી રીતે? જ્યાં સત્ય બ્રહ્મની પ્રાપ્તિ થઇ છે ત્યાં આગળ

દેહનું સ્ફુરણ હોતું નથી. રાજા જનકે શુકાચાર્યને તટસ્થતાના ત્યાગ પૂર્વક શુદ્ધ જ્ઞાન સંપાદન કરાવવાના હેતુથી નીચે પ્રમાણે કહેવા માંડયું:— "હે શુક! તટસ્થ સ્થિતિમાં તમારી વૃત્તિ ક્યાં છે?" શુક બોલ્યાઃ—આત્મ પ્રતીતિના સંયોગવડે મ્હારી વૃત્તિ સુખ–આનંદ–માં સ્થિત છે. રાજાએ કહ્યું:– એ પ્રમાણેની સુખ–આનંદ–રૂપ આત્મસ્થિતિની પણ સ્થિતિ ક્યાં છે તે વિચાર કરીને જુઓ. એમ કરવાથી દૃશ્ય, દ્રષ્ટા તથા દર્શન ઇત્યાદિ સર્વ ચિન્માત્ર છે એ પ્રમાણે ત્હમને આત્મૈક્યત્વનો અનુભવ થશે. અર્થાત્ એ આનંદરૂપ આત્મા એકજ દેહના વિષે સ્થિત નથી, પરન્તુ અખિલ વિશ્વના અંતર્બાહ્યના વિષે સ્થિત છે એવી પ્રતીતિ થઇને, જ્યાં જ્યાં મન દોડશે ત્યાં ત્યાં ચિત્તની એકાગ્રતાજ થશે. રાજાનું એ પ્રમાણે વચન સાંભળીને શુકાચાર્ય આનંદરૂપ આત્માની સ્થિતિ નીહાળતાં વિસ્મયથી ચકિત થઇ ગયા, અને સ્વદેહના નિરાસ પૂર્વક પૂર્ણ બ્રહ્મત્વના વિષે સ્થિત થઇ રહ્યા. દૃષ્ટિ વડે જોતાં સઘળુંજ આત્મત્વ વડે પ્રતિત થવા લાગ્યું. ગુરૂવાક્યનું સામર્થ્ય કેવું છે તે જોયું? સોનાને કસોટીપર ઘસવાથી તેનો અન્તર્ગત સુશોભન વર્ણ પ્રતીત થાય છે, તેજ પ્રમાણે ગુરૂના ઉપદેશ વાક્યરૂપી કસોટી પર આ દૃશ્યરૂપ સુવર્ણનું સંઘર્ષણ થતાંજ તેમાં પરબ્રહ્મની પ્રતીતિ થાય છે. સ્ત્રીપુરૂષ, પશુપક્ષી, ઇત્યાદિ સમસ્ત વિશ્વના પદાર્થ માત્ર આત્મત્વવડે પ્રતીત થવાથી તેને પરમઆનંદ થયો અને તેણે સદ્ભાવથી રાજાને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. રાજાએ પણ તે વખતે એને ઝટ ઉઠાડીને દૃઢ આલિંગન કર્યું. શુકાચાર્ય કહેવા લાગ્યાઃ—"હે રાજા! આ સહજસ્થિતિ મ્હને ન સમજાવવાથી મ્હેં ચિત્તના વિષે વિકલ્પ ધારણ કર્યો અને મુખ્ય પૂજ્ય મૂર્તિ શ્રીવ્યાસને પણ અજ્ઞાની માન્યા. વ્યાસનામાં સ્ત્રી પુરૂષના વિષે ભેદ દૃષ્ટિ છે. એ પ્રમાણે અપ્સરાઓનું ભાષણ સાંભળીને જે ચિત્તના વિષે ભ્રાંતિ (વિકલ્પ) ઉત્પન્ન થઇ હતી તેનો આપના વચનથી સમૂળ નાશ થઈ જઇ હવે હું નિઃસંદેહ બન્યો છું. આપે વચનરૂપી તીક્ષ્ણ બાણવડે પ્રહાર કર્યા વગર પ્રાણચ્છેદ કરી, જીવપણું મારીને પૂર્ણત્વના વિષે મ્હને પૂર્ણ બનાવી દીધો છે. શુકનું આ પ્રમાણે કથન સાંભળીને રાજાએ કહ્યું:—"હે શુક! આ પ્રમાણે ત્હમને જે સમાધાન પ્રાપ્ત થયું છે તેજ ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન કિંવા બ્રહ્મસમાધાન સમજવું. પહેલાં ત્હમે જ્ઞાની તો હતાજ અને સ્વબુદ્ધિવડે વસ્તુનું આકલન કર્યું હતું. હવે ગુરૂ વાક્યવડે નિશ્ચિત એવી નિજાત્મસિદ્ધિ ત્હમે સંપાદન કરી છે. એ સિવાય બીજી કોઇ જ્ઞાનની સિદ્ધિ નથી. ત્હમને જે

પ્રમાણે આત્મપ્રાપ્તિ થઇ છે, તેવીજ દશા નારદની, કૃષ્ણની, યાજ્ઞવલ્કયની, જડ ભરતની, વ્યાસની તથા મ્હારી પણ સમજવી. દીવા જો કે તેલ બત્તી વગેરે વડે ભિન્ન ભિન્ન જણાય છે, તો પણ તેથી શું પ્રભા ( તેજ ) માં કાંઇ ફરક પડે છે ? તે તો એકત્વથી અભિન્નજ રહે છે. તેજ પ્રમાણે જ્ઞાની પુરૂષના વિષે કર્મનું વૈચિત્ર્ય જોવામાં આવશે તો પણ જ્ઞેય જે જ્ઞાન છે તે તો એકજ હોય છે. નારદ લંગોટી વાળે છે ત્યારે કૃષ્ણ વૈભવસંપન્ન હોઇ સોળ હજાર સ્ત્રીઓના સંગમાં રહે છે તો પણ બન્નેનો જ્ઞાનાનુભવ પણ એકજ છે તથા તુષ્ટિ પુષ્ટિ પણ એક સરખીજ છે. જડ ભરતને જડ કહે છે અને યાજ્ઞવલ્કયને જ્ઞાની કહે છે, પરન્તુ બન્નેનું જ્ઞાન એકયત્વની દૃષ્ટિએ સમાનજ છે. જ્ઞાનના વિષે ન્યૂનાધિક ભાવ નથી. દેહ બુદ્ધિથી જોતાં ક્ષડઆવધિ દોષો નજરે પડે છે, પરન્તુ આત્મત્વથી જોવામાં આવે તો સકલ સૃષ્ટિ નિર્દોષજ ભાસશે. એથી કરીને દેહના પ્રત્યે દૃષ્ટિ રાખવી નહિ. જનકરાજાનું એ પ્રમાણે કથન સાંભળીને શુકને ઘણોજ આનંદ થયો અને તે કહેવા લાગ્યાઃ—હે રાજા ! હવે મ્હને પરમ વિશ્રાન્તિ પ્રાપ્ત થઇ છે, અને તેનો ઉપભોગ કરવાને માટે હું રજા લઉં છું. ત્યાર બાદ શુકાચાર્ય ત્યાંથી નીકળ્યા અને પરમ પવિત્ર ગંગાજીને કિનારે એકાન્ત સ્થળના વિષે નિર્વિકલ્પ તથા નિરહંકાર બનીને સમાધિના વિષે સ્થિત થઇ ગયા. આ સર્વ વૃતાન્ત ઉપરથી આ સિદ્ધાન્ત પ્રતિપાદિત થાય છે કે નિઃસંશય, નિર્વિકલ્પ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે સદ્‌ગુરૂનો આશ્રય કરીને, તેમના શ્રી મુખેથી વેદાન્તાદિકનું શ્રવણ કરવું જોઇએ તેમજ વિચાર કરવો જોઇએ. કયાં સુધી ? તોઃ—

तावद्विचारयेत्प्राज्ञो यावद्विश्रान्तिरात्मनि ।

संप्रयात्यपुनर्नाशां शान्तिं तुर्यपदाभिधां ॥

બુદ્ધિવાન્ પુરૂષે સદ્‌ગુરૂ પાસે જઇ, ત્યાં સુધી આત્માનાત્મ વિચાર-પરાયણ થવું જોઇએ કે જ્યાં સુધી આત્મામાં પૂરેપૂરી વિશ્રાન્તિ થઇ નથી. તુર્યપદ-અદ્વૈતાખ્ય શિવપદ-રૂપ પરમ શાન્તિ થયા બાદ આ સંસારને વિષે પુનરાવૃત્તિ (પુનર્જન્મ) થતી નથી. એ પરમ શાન્તિને મનુષ્ય જ્યાં સુધી પહોંચ્યો નથી ત્યાં સુધી તેણે ગુરૂની પરિચર્યા ( સેવા ) તેનજ શ્રવણ મનનાદિ અવશ્ય કરવાં જોઇએ. શુકદેવનું વૃતાન્ત યોગવાસિષ્ઠ, ભારત તથા દેવી ભાગવતાદિ અન્ય પુરાણોના વિષે વિસ્તાર પૂર્વક આપવામાં આવ્યું છે, માટે જીજ્ઞાસુએ તે તે સ્થળના વિષે જોઇ લેવું. તાત્પર્ય એ છે કે શ્રોત્રિય

તથા બ્રહ્મનિષ્ઠ એવા ઉભય ગુણ સંપન્ન ગુરૂ વિના નિર્વિકલ્પ જ્ઞાન સંપાદન કરી શકાશે નહિ. રાજા જનકના વિષે એ બન્નેય ગુણો હોવાથી, શુકદેવને ત્હેમણે પરમ શાન્તિ પ્રાપ્ત કરાવી હતી. નહિ તો ત્હેનો વિકલ્પ દૂર થાત નહિ તથા 'સર્વ' બ્રહ્મ' એ પ્રમાણે અનુભવ પણ થઇ શકત નહિ. એકાદશ સ્કંધમાં ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્ર પરમ ભક્ત ઉદ્ધવને કહે છે કેઃ—

शब्दब्रम्हणि निष्णातो न निष्णायात्परे यदि ।

श्रमस्तस्य श्रमफलो ह्यधेनुमिव रक्षतः ॥

વેદાર્થના જ્ઞાનના વિષે પુરૂષે કુશલતા મેળવી હશે, પરન્તુ ધ્યાન ધારણાદિ સાધનોના અનુષ્ઠાન વડે બ્રહ્મસાક્ષાત્કાર મેળવવાનો પ્રયત્ન નહિ કર્યો હોય તેના શાસ્ત્રાભ્યાસનું ફળ શ્રમ માત્રજ ગણાશે. કોઇએ ઘણા દિવસથી અપ્રસૂત-વીઆએલી નહિ એવી-ગાય ઘરમાં રાખી હશે તો તેને વ્યર્થ પરિશ્રમ વિના બીજું શું ફળ પ્રાપ્ત થવાનું હતું ? તેજ પ્રમાણે કેવળ શુષ્ક શાસ્ત્રજ્ઞાનીને શ્રમ વગર બીજું શું ફળ થવાનું હતું ? ગાયના આંચળની પાસે રહેનારા ચાંચડોના મુખના વિષે દૂધ આવશે તો પણ તેઓ તેને લેશે નહિ, કારણ કે તેઓ તો ફક્ત રક્ત પીનારા છે. તે પ્રમાણે વિદ્વાન્ જ્ઞાનનો વિક્રય કરીને અશુદ્ધ ( રક્ત તથા અપવિત્ર ) વિષયાદિકોનો સંગ્રહ કરીને ઉપભોગ લે છે. માખી ચંદનની સુગંધ છોડીને મલ દુર્ગન્ધિના પ્રત્યે દોડે છે તે પ્રમાણે વિદ્વાન્ વેદાન્તાદિ ગ્રન્થમાં, ચન્દનવત્ આલ્હાદકારક પરમાત્માનું વર્ણન છે તેની સુવાસ (સુગંધ તથા ઉત્તમ સ્થિતિ)નો ત્યાગ કરીને વિષય દુર્ગન્ધ તરફ ધસે છે. વિષયાદિકોના વિષે જે દુર્ગન્ધપણું છે તે સમયાનુસાર સર્વ કોઇના અનુભવમાં આવે છેજ એથી કરીને તેના વિષે ખાસ વર્ણન કરવાનું અત્રે પ્રયોજન નથી. આગલ કોઇ પ્રકરણમાં કદાચ બતાવવામાં પણ આવે. કમળની પાસેજ દર્દુર અર્થાત્ દેડકાનું નિવાસ સ્થાન હોય છે, પરન્તુ મકરન્દ ( કમળનો રસ ) નું પાન છોડીને તે તો કાદવજ ખાય છે, તથા ડરાંવ ડરાંવ શબ્દ કરે છે. તેજ પ્રમાણે વિદ્વાન્ શાસ્ત્રી પણ વેદ રૂપી ઉત્ફુલ્લ કમલનો બ્રહ્મ રસ પીવાને બદલે વિષય કર્દમ અર્થાત્ સંસારના વિકાર જન્ય વિષય રૂપી કાદવનુંજ સેવન કરે છે, અને દેડકાની પેઠે વૃથા શબ્દ ગર્જના કરીને પોતાની જાતને કૃતકૃત્ય માને છે. વિષય ભરણ કરવાને માટે સંપાદિત શાસ્ત્ર વ્યુત્પત્તિ વન્ધ્યા ધેનુવત્ નિત્ય દુઃખદાયક થઇ પડે છે. જે પ્રમાણે આંધળો પોતાના પિતાની સાથે રહેવા છતાં તેનું મુખ જોઇ શકતો નથી, તેજ પ્રમાણે ધન તથા માનનો ભૂખ્યો પંડિત સારાસારવિચાર શૂન્ય હોઇ આંધળા સમાનજ ઠરે છે; કારણ કે નિત્ય

વેદાન્ત સમરસમાં નિમગ્ન રહેતો હોવા છતાં, તે સમરસ સ્વરૂપને જોઇ શકતો નથી. બ્રાહ્મણને કોઇએ હાથીનું દાન કર્યું હોય, અને તેનું રક્ષણ પોતાને હાથે થશે નહિ એવું જાણીને તેને જેમ તે થોડી કીંમતમાં વેચી દે છે, તેજ પ્રમાણે અદ્વૈત શાસ્ત્રવ્યુત્પત્તિનો લાભ હોવા છતાં જે તેને વિષયાર્થ વેચી દે છે, તેને મૂઢજ જાણવો. જે પ્રમાણે ઇક્ષુદંડ અર્થાત્ શેરડીના સાંઠાને કાષ્ઠના રસ નિકાસક યંત્રના વિષે નાંખવામાં આવે છે તો તે સાંઠો પીલાઇને તેનો રસ નીચે પાત્રમાં પડે છે, અને કાષ્ઠ યંત્ર તો શેરડીના સાંઠાને મ્હોંડામાં રાખીને " કરકર કરકર " શબ્દની ગર્જના કરે છે. એજ પ્રમાણે વિદ્વાન્ પંડિત પણ કાષ્ઠયંત્રની પેઠે વેદાન્તાદિ ગ્રન્થોનો રસ તાવી કાઢે છે, પરન્તુ તે રસ સત્પાત્રમાં અર્થાત્ શ્રદ્ધાયુક્ત રસિક જનના વિષે જઇને ભરાય છે. અને એ તો શુષ્ક વાક્યોચ્ચાર કરીને પેલા કાષ્ઠ યંત્રના " કરકર કરકર " શબ્દની પેઠે મિથ્યા શ્રમિત થાય છે. રસ તેની પાસે રહેતો નથી. કોઇ હીજડાને પદ્મિની કન્યા આપી હોય તો તે જેમ જન્મભર રડયાં કરે છે, તેજ પ્રમાણે વિદ્વાનના ઘરમાં પણ વ્યુત્પત્તિ રોય છે કે દૈવે મ્હને આવો નપુંસક પતિ ( પરમ પુરૂષાર્થની પ્રાપ્તિને માટે શ્રમ નહિ કરનારો નપુંસકજ સમજવો ) કેમ આપ્યો ? વેદશાસ્ત્ર સંપન્ન થઇ ઉદર પૂર્તિ કરવાનુંજ જો ધ્યેય રાખે તો તેને વેપારીજ જાણવો. એવાને મોક્ષ કદી પણ પ્રાપ્ત થનાર નથી. તેવાનો પરિશ્રમ રત્ન આપી કોડી મેળવનાર અથવા તો અમૃત આપી કાંજી પીનારા જેવોજ છે. કેમકે એ તો જ્ઞાન વેચી વિષયોનો સંગ્રહ કરનારો છે. હે ઉદ્ધવ ! અમૂલ્ય રત્નોને જો ઘાંચીની ઘાણીમાં નાંખવામાં આવે તો તેમાંથી નહિ તેલ મળે કે નહિ ખોળ મળે; રત્નોનો નાહક નાશ થઇ વ્યર્થ પરિશ્રમજ થવાનો. તેજ પ્રમાણે બ્રહ્મસાક્ષાત્કારને માટે યોગ્ય વૃત્તિ સંપાદન ન કરે તો શુષ્ક વાતોથી શું વળવાનું હતું ? વેદશાસ્ત્રના અભ્યાસનું ફલ ફક્ત શ્રમ તથા દુઃખજ નીવડવાનું. ભગવાન્ શંકરાચાર્યજી પણ કહે છે કેઃ—

न गच्छति विना पानं व्याधिरौषधशब्दतः ।
विनाऽपरोक्षानुभवं ब्रह्म शब्दैर्न मुच्यते ॥
अकृत्वा दृश्यविलयमज्ञात्वा तत्त्वमात्मनः ।
बाह्यशब्दैः कुतो मुक्तिरुक्तिमात्रफलैर्नृणाम् ॥
अकृत्वा शत्रुसंहारमगत्वाऽखिलभूश्रियम् ।
राजाहमिति शब्दान्नो राजा भवितुमर्हति ॥

પીધા વગર કેવળ ઔષધિ શબ્દના નામોચ્ચાર વડે રોગની કદિ નિવૃત્તિ થતી નથી તેજ પ્રમાણે બ્રહ્મ તથા આત્માના ઐકયનો સાક્ષાત્કાર કર્યા વગર "अहं ब्रह्म अहं ब्रह्म" શબ્દોના ઉચ્ચાર માત્રથી મુક્તિ પ્રાપ્ત થતી નથી. દૃશ્યનો બાધ કર્યા વગર, બ્રહ્મ તથા આત્માનો અભેદ જાણ્યા વગર પરમાનંદ પ્રાપ્તિરૂપ મુક્તિ કેવળ કથન માત્રજ જેવું ફળ છે, એવા બાહ્ય શબ્દોચ્ચારણથી યાને ગુરૂના ઉપદેશ વગર, પોતાની મેળે શાસ્ત્રોનું અવલોકન કરીને, અથવા તો અર્દ્ધપ્રબુદ્ધ પુરૂષની પાસેથી સાંભળીને, "अहंब्रह्म-अहं ब्रह्म" ઇત્યાદિ શબ્દોના ઉચ્ચાર માત્રથી શી રીતે મળવાની હતી ? શત્રુઓનો નાશ કર્યા વગર સંપૂર્ણ જગતની લક્ષ્મી, યાને ચક્રવર્તી રાજ્યની પ્રાપ્તિ કદી થવાની નથી. અને તે વિના "હું રાજા છું" એવા શબ્દોચ્ચાર માત્રથી કોઇ રાજા બનવાને યોગ્ય ઠરતો નથી. મનુષ્યની જ્યાં સુધી અજ્ઞાન સ્થિતિ હોય છે ત્યાં સુધી તેને વિષયભોગને માટે લોકોનો તથા શાસ્ત્રનો ડર રહે છે. પરન્તુ શાસ્ત્રનો અભ્યાસ કરી જ્ઞાન સંપાદન કર્યાબાદ લોકોનો કે શાસ્ત્રનો ડર રહેતો નથી અને યથેચ્છ ભોગો સંપાદન કરી તેમને ભોગવવાને વિષે તેના શરીરની પ્રવૃત્તિ થાય છે એ પ્રમાણે આ જગતમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. એજ આશયથી પંચદશીમાં પણ કહ્યું છે કે વેદ શાસ્ત્રાદિકોના અભ્યાસથી તત્વોનું જ્ઞાન થયા બાદ વિષયભોગની વાસના જો ચિત્તમાંથી નષ્ટ ન થાય તો એવા પુરૂષમાં અને કૂતરાંમાં શો ફરક ? કેળાં, ખજૂર વિગેરે મળે એટલા માટે બાળક જેમ એકાદશી કરવા પ્રવૃત્ત થાય છે, તેવીજ એવા વિષયલંપટ વેદાન્તીની પ્રવૃત્તિ જાણવી. પહેલાં કામ ક્રોધાદિ વિકારો પર જીત મેળવી પૂર્ણ જ્ઞાની બનવું અને પોતે જાતે ભવસમુદ્ર તરવાની શક્તિ સંપાદન કરીને પછી બીજાને તારવાને માટે ઉદ્યમ (પ્રવૃત્તિ) કરવો. પોતે જાતે તો ડૂબે છે, અને બીજાને તારવાની પ્રવૃત્તિ કદી હોઇ શકે ? નહિજ. રાજપદ પર બેસીને ભીખ માંગવી જેમ અનુચિત ગણાય તેજ પ્રમાણે મનુષ્યત્વ, બ્રાહ્મણત્વ, વેદશાસ્ત્રસંપન્નત્વ પ્રાપ્ત થવા છતાં શમ દમાદિ સંપત્તિઓ સંપાદન કરી, મોક્ષાનુભવ કરવાને બદલે વિષય પ્રાપ્તિને અર્થે ભીખ માંગવી એ શું ઉચિત છે ? સારાંશ, કે કેવળ શાસ્ત્રજ્ઞતાથી ગુરૂપદવી શોભતી નથી, તેની સાથે સાથે બ્રહ્મ સાક્ષાત્કાર સંપન્નત્વ પણ હોવું જોઇએ. એટલા માટેજ ભગવાને બે વિશેષણો મૂકયાં છે, 'ज्ञानिनः' 'तत्त्वदर्शिनः.'

હવે કેટલાક શાસ્ત્રાભિમાનીઓ એમ કહે છે કે, જેઓ વેદના અર્થ સમજતા નથી તેમને બ્રહ્મનું જ્ઞાન કદી થતું નથી અર્થાત્ શાસ્ત્રની સહાય વગર અનુભવ થતો નથી. પરન્તુ, સ્ત્રીઓને તથા શૂદ્રોને વેદમાં અધિકાર નથી; તથાપિ જ્ઞાનના વિષે છે એ પ્રમાણે વેદશાસ્ત્ર તથા પુરાણોનો

સંભવ અભિપ્રાય છે. વળી વેદાધ્યયન કર્યા વગર પણ સ્ત્રી, શૂદ્ર, તથા કેટલાક બ્રાહ્મણ પણ જ્ઞાનદ્વારા મોક્ષની પ્રાપ્તિ કરી શકયા છે. એમાં વ્યવસ્થા આ પ્રમાણે સમજવાની છે. ઉત્તમ જુઓ તો સંન્યાસી, અને અધમમાં રજસ્વલા સ્ત્રી. એ બન્નેને પાકક્રિયાને સ્પર્શ કરવાનો અધિકાર નથી, પરન્તુ બન્નેને સિદ્ધાન્ન ભોજનનો અધિકાર છે. તેજ પ્રમાણે સ્ત્રી શૂદ્રાદિકોને વેદનો અધિકાર નહિ હોવા છતાં, સિદ્ધાન્ત જ્ઞાનનો અધિકાર તો છેજ. જે રસોઇ કરે છે તથા જે જમે છે, તે સઘળાને તૃપ્તિ તો એક સરખા પ્રકારનીજ થાય છે. અનુભવને માટે કારણતા જ્ઞાનનેજ છે; સ્ત્રી શૂદ્ર બ્રાહ્મણને નથી. એમાં પણ જે ગુરૂ સેવા તત્પર રહે છે તથા ગુરૂનેજ સર્વેશ્વર સમજે છે તેણે વેદ શાસ્ત્રનું પઠન નહિ કર્યું હોય તો પણ પરમાત્મરૂપ ગુરૂની પ્રસન્નતાથી સકલ શાસ્ત્રનું તેને જ્ઞાન થાય છે. જે પ્રમાણે આંખમાં અંજન નાંખતા વારને ભૂગર્ભસ્થ નિધાન અર્થાત્ ધન સંગ્રહ દેખાય છે તે પ્રમાણે ગુરૂની પ્રસન્નતાથી નિરક્ષરને પણ જ્ઞાન થાય છે. ગુરૂ ગીતામાં તથા ભાગવતમાં પણ લખ્યું છે કે:—

गुरौ मानुषबुद्धिं तु मन्त्रे चाक्षरभावनाम् ।
प्रतिमासु शिलाबुद्धिं कुर्वाणो नरकं व्रजेत् ॥
यस्य साक्षाद्भगवति ज्ञानदीपप्रदे गुरौ ।
मर्त्यासद्धीः श्रुतं तस्य सर्वं कुंजरशौचवत् ॥

ગુરૂના વિષે માનુષ બુદ્ધિ, મન્ત્રમાં અક્ષર બુદ્ધિ, તથા પ્રતિમા (મૂર્તિ) ના વિષે શિલા બુદ્ધિ કરવાવાળો નરકમાં જાય છે. સાક્ષાદ્ ભગવાન્ રૂપ તથા જ્ઞાન પ્રકાશ પૂરો પાડનારા ગુરૂ દેવના વિષે જેની સાધારણ મનુષ્ય બુદ્ધિ હોય છે, તેની વિદ્યા હાથીના સ્નાનની માફક નિષ્ફળ જાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ગુરૂ તથા પરમાત્મા એક રૂપજ છે, અને એવી ભાવના વડે જો તેમની સેવા કરે તો તેમની પ્રસન્નતાથી સકલ શાસ્ત્રોનું જ્ઞાન થવું શું અસંભવિત છે? એકલવ્ય નામના કિરાત-ભિલ્લ-ને આચાર્ય દ્રોણની પ્રતિમા પ્રત્યે કેવી ભાવના ઉત્પન્ન થઇ હતી અને તેમ થવાથી ગુરૂતુલ્ય સરહસ્ય ધનુર્વિદ્યાની તેને કેવી પ્રાપ્તિ થઇ હતી તે ઇતિહાસ શ્રીમન્મહાભારતના આદિ પર્વમાં વર્ણવેલો છે.

હસ્તિનાપુરમાં દ્રોણાચાર્યે ધનુર્વિદ્યા સત્ર જયારે શરૂ કર્યો ત્યારે કૌરવ પાંડવ શિવાય બીજા કેટલાક રાજાઓના પુત્ર પણ ત્યાં શીખવાને માટે આવ્યા હતા. તે પ્રમાણે હિરણ્યધન્વા નામના કિરાતનો પુત્ર એક લવ્ય

પણ ધનુર્વિદ્યા શીખવાના હેતુથી ત્યાં આવ્યો, અને ગુરૂ દ્રોણાચાર્યને પ્રણામ કરીને પોતાની ઇચ્છા જણાવી. ગુરૂએ કહ્યું કે તમને વિદ્યા શીખવવી એ મારે માટે ઉચિત નથી તેમજ તારે માટે પણ શ્રેયસ્કર નથી. રાજકુમારોએ પણ કહ્યું કે આ નીચ જાતિના કિરાતને અમારી સાથે રાખીને વિદ્યા પ્રદાન કરવું એ યોગ્ય નથી. ત્યારે દ્રોણાચાર્યે એને ત્યાંથી ચાલ્યા જવાનું કહ્યું. પછી તે કિરાતે ગુરૂ દ્રોણાચાર્યના પ્રત્યે અનન્ય ભક્તિ હોવાથી, તેમની મૂર્તિ હૃદયના વિષે ધારણ કરી અને મહારણ્યમાં આવીને મૃત્તિકાની મૂર્તિ બનાવી, દરરોજ સ્નાન કરીને તે મૂર્તિને ગંધ પુષ્પ, ધૂપ દીપાદિ ઉપચાર સમર્પણ કરીને તે મૃત્તિકાની મૂર્તિ પાસે ધનુર્વિદ્યા શીખવા લાગ્યો. તેની આવી નિઃસીમ ગુરૂભક્તિ જોઇને પરમાત્મા જાતે તે મૂર્તિમાં પ્રવિષ્ટ થયા. એકલવ્ય હાથમાં ધનુષ્ય બાણ લઇ, તે મૂર્તિને પૂછતોઃ—"ધનુષ્યને આ પ્રમાણે પકડું ?' 'બાણને આ પ્રમાણે રાખું ?' 'નેમ આ પ્રમાણે તાકું ?' પરમાત્મા અંતર્યામી હોઇ, તેને યથાર્થ સ્ફુર્તિ તે મૂર્તિદ્વારા અપાવતા. આમ થતાં થતાં અનન્ય ભાવનાથી પરમાત્મારૂપ ગુરૂની પ્રસન્નતાથી તેને ધનુર્વિદ્યા પ્રાપ્ત થઇ ગઇ. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

गुरुवक्त्रे स्थिता विद्या गुरुभक्त्यानुलभ्यते ।
तस्मात्सर्वप्रयत्नेन गुरोराराधनं कुरु ॥
मंत्रे तीर्थे द्विजे देवे दैवज्ञे भेषजे गुरौ ।
यादृशी भावना कुर्यात्सिद्धिर्भवति तादृशी ॥

કેવળ ગુરૂભક્તિદ્વારાજ ગુરૂ મુખના વિષે રહેલી પરમ વિદ્યા પ્રાપ્ત થાય છે. તેથી કરીને પૂર્ણ કાળજીથી ગુરૂ મૂર્તિની આરાધના કરવી. મંત્રમાં, તીર્થમાં, બ્રાહ્મણ તથા દેવના વિષે, જ્યોતિષી ગુરૂ તથા ઔષધ એના વિષે મનુષ્યની જેવી ભાવના હશે તેવીજ તેને સિદ્ધિ મળવાની. પેલા કિરાતની ભાવનાજ તેને ફળી. એક દિવસ શિકારને માટે કૌરવ પાંડવો વનમાં ગયા હશે. શિકારી પશુઓની શોધમાં તેમણે પોતાના શિકારી કુતરાઓ આગળ મોકલ્યા હતા; અને તેઓ વનમાં જે એકાંત પ્રદેશમાં કિરાત પોતાના ગુરૂનું ધ્યાન કરી રહ્યો હતો ત્યાં આગળજ ભસવા લાગ્યા. કુતરાના ભસવાથી કિરાતના ધ્યાનમાં ભંગાણ પડ્યું. એથી તેણે ઝટ ઉભા થઇને ધનુષ્ય હાથમાં લઇને એવી ચાતુરીથી બાણ છોડ્યું કે તે કુતરાઓના મુખમાં ગયું, જેથી તેમનું ભસવું બંધ પડ્યું પણ કોઇને કાંઇ ઇજા થઈ નહિ. કુતરા ત્યાં આગળથી પાછા ચાલ્યા આવ્યા ત્યારે તે જોઇ બધા સડકજ થઇ ગયા. ગુરૂની

પાસે આપણે સઘળા ધનુર્વિદ્યા તો શીખ્યા છીએ, પણ આપણાં કોઇનામાં આવું કૌશલ્ય તો નથી, એ પ્રમાણે વિચાર કરતા કરતા એવો અદ્વિતીય ધનુર્ધારી કોણ હશે તે જોવા સારૂ તેઓ બધા આગળ આવ્યા. ખોળતાં ખોળતાં આખરે તેનો પતો લાગ્યો. તેમણે તેને પૂછ્યું કે "આ તમારી કેવા પ્રકારની બાણ વિદ્યા છે કે કૂતરાઓને કાંઇ પણ ઇજા ન થતાં તેમનું ભસવાનું બંધ થઇ ગયું ? એ બાણ શું તમે માર્યું હતું ?" એકલવ્યે જવાબ આપ્યો કે:—"હા, એ કર્મ મ્હેંજ કર્યું છે." તેમણે ફરી પૂછ્યું:–'તમારો ગુરૂ કોણ છે?' તેના જવાબમાં એકલવ્યે ગુરૂ દ્રોણનું નામ જણાવ્યું. એ સાંભળતાં વારને તેમના મનમાં ઓછું આવ્યું કે ગુરૂએ આ કળા અમને નહિ શીખવતાં, આ કિરાતને અમારા કરતાં પણ વિશેષ વિદ્યાવિશારદ કીધો. ત્યાર બાદ તેઓ ગુરૂ પાસે પાછા આવ્યા અને તેમને બધી હકીકત કહી. ત્યારે ગુરૂને તેને જોવાની ઇચ્છા થઇ. ત્યાર બાદ ગુરૂ બધા શિષ્યોને લઇને ત્યાં આગળ આવી પ્હોંચ્યા અને કિરાતને પૂછ્યું:—"કેમરે! ત્હારો ગુરૂ કોણ ?" એકલવ્યે ઉભા થઇને સાષ્ટાંગ પ્રણામ કરીને કહ્યું:—"આપજ મારા ગુરૂ થાઓ; આપે તો જો કે મ્હને આપની પાસે રાખવાની ના પાડી હતી, પરન્તુ મ્હારી ભાવના આપના શ્રીચરણના વિષેજ હતી; આ જુઓ! મ્હેં આપની પ્રતિમા બનાવી છે તેની રાતદિવસ પૂજા કરૂં છું, અને ધ્યાન પણ નિરંતર તેનુંજ કરૂં છું. આપની આ મૂર્તિએજ મ્હને સઘળી વિદ્યા શીખવી છે." આવું સાંભળીને આચાર્યને બહુ લાગી આવ્યું અને બોલી ઉઠ્યાઃ—"ધન્ય ! ત્હમારો ભાવ !" એકલવ્યે પુષ્પફળાદિકોવડે તેમની પૂજા કરી ત્હેમનું પાદોદક લીધું અને પ્રાર્થના કરી કે જો આપની ઇચ્છા હોય તો ગુરૂ દક્ષિણા આપું. કૌરવ પાંડવાદિકોના કરતાં આ કિરાત ધનુર્વિદ્યામાં વિશેષ પ્રવીણ રહે તે યોગ્ય ના કહેવાય. એ પ્રમાણે ગુરૂને લાગવાથી ત્હેમણે કહ્યું:—"હે કિરાત ! ત્હેં મ્હને ગુરૂ માનીને વિદ્યા સંપાદન કરી છે તો મ્હારી ઇચ્છા છે કે, ત્હારે ત્હારા જમણા હાથનો અંગુઠો કાપી ગુરૂદક્ષિણામાં તે મ્હને આપવો." કિરાતે કાંઇપણ આનાકાની કર્યા વગર અંગુઠો કાપી ગુરૂના ચરણના વિશે અર્પણ કર્યો. તે વખતથી અદ્યાપિ પર્યન્ત કિરાતોમાં ધનુષ્યનું બાણ છોડતી વખતે અગુંઠા ઉપર હાથ નહિ લગાડવાનો રીવાજ છે. ગુરૂએ આવી યુક્તિથી પાંડવાદિકોના કરતાં તેને ન્યુન બનાવ્યો. બાણ ચઢાવવામાં અને છોડાવવામાં અંગુઠાનું ખાસ કામ પડે છે, તે વિના હાથમાં કમજોરતા આવી જાય છે. અંગુઠા વગર બીજી બધી આંગળીઓ કેટલું કામ કરી શકે તે સર્વના અનુભવમાં છે. એ કિરાતને ધન્ય કે, ગુરૂના પ્રત્યે

આવો ભાવ રાખી આવી અતર્ક્ય રીતે એણે ધનુર્વિદ્યામાં પ્રવીણતા મેળવી અને અંગુઠાનો છેદ કરી ગુરૂને દક્ષિણામાં તે આપીને ભાવનાની પૂર્ણતા સિદ્ધ કરી બતાવી. એથી કરીને ગુરૂગીતામાં કહ્યું છે કેઃ—

गुरोः कृपाप्रसादेन आत्मारामो हि लभ्यते ।
अनेन गुरुमार्गेण आत्मज्ञानं प्रवर्तते ॥

ગુરૂકૃપાના પ્રભાવવડે આત્મારામપદની પ્રાપ્તિ થાય છે. ગુરૂમાર્ગનું અવલંબન કરવાથી આત્મજ્ઞાનનો ઉદય થાય છે. એટલા માટે આપણે પણ ગુરૂનો આશ્રય કરી પરમપદની પ્રાપ્તિ કરવી જોઇએ. આ સકળ જગતનું મૂળ તથા શ્રેષ્ઠ તપનું પણ મૂળ ગુરૂજ છે. જીતેન્દ્રિય શિષ્ય ગુરૂના પ્રસાદ માત્ર વડે મોક્ષની પ્રાપ્તિ કરી શકે છે. રૂદ્રયામલાદિ ગ્રન્થોમાં ગુરૂભક્તિનું માહાત્મ્ય આ પ્રમાણે સર્વોત્તમરીતે વર્ણ્યું છે.

। इतिशिवम् ।

---

## તૃતીય પુષ્પ.

### સંસાર વ્યાધિના નાશક સદ્ગુરૂ ધન્વન્તરીની આવશ્યકતા.

गुरुवक्त्रे स्थिता विद्या गुरुभक्त्यानुलभ्यते ।
तस्मात्सर्वप्रयत्नेन गुरोराराधनं कुरु ॥

માયાના આવરણને લીધે મૂઢજીવ, અનિત્ય વસ્તુને વિષે નિત્યતા, અપવિત્ર પદાર્થને પવિત્ર, દુઃખદાયી કામિની કાંચનમાં સુખરૂપતા માની, અનાત્માને વિષે આત્મબુદ્ધિ રાખી, અનાદિકાળથી સંસારચક્રમાં ઘટિકાયંત્રની પેઠે ભ્રમણ કર્યા કરે છે. વ્યવહારમાં પણ ભ્રમણ કરનારાને ક્યાં સુખ હોય છે? એવાં દુઃખદ સમયમાં પણ શ્રીગુરૂનો સમાગમ થાય તો તે આ સંસારચક્રમાં ઘુમવાનું પોતાનાં સામર્થ્યવડે બંધ કરીદે. અહીં કદાચ એવી શંકા કરવામાં આવે કે જીવ જો યથેષ્ટ પુરૂષાર્થ કરે તો સંસારમાંથી શું તેની મુક્તિ ન થઇ શકે? એમાં ગુરૂની વળી આવશ્યકતા શી છે? તેના સમાધાનમાં આટલુંજ બસ થઇ શકે કે, એકાદ રોગી પુરૂષ પણ પોતાની ચિકિત્સા પોતાની મેળે નથી કરી શકતો. પછી પોતે જાતે વૈદ્ય હોય, તો પણ તેને બીજા વિકાર રહિત વૈદ્યને બોલાવવો પડશે. કારણ કે પોતે જાતે વિકૃતિથી વ્યાપ્ત હોવાથી પોતાની ચિકિત્સા પોતાના

હાથે બરાબર નહિ થઇ શકે. સામાન્ય શારીરિક રોગની પરીક્ષા વાસ્તે જ્યારે પોતાનાથી ભિન્ન એવા બીજા વૈદ્યની જરૂર પડે છે તો અનાદિ કાલથી જીવનાં ત્રણે શરીરમાં ભવરોગનાં જે ઉંડાં મૂળ બાઝયાં છે તેને સારૂ, રોગાદિ વિકાર શૂન્ય, અમૃત પ્રદ જ્ઞાની ગુરૂ રૂપ વૈદ્યની આવશ્યકતા કેમ ન હોવી જોઇએ ? અવિદ્યા વિકારગ્રસ્ત વિપરીતજ્ઞાનસંપન્ન એવો જે જીવ તે પોતાની મેળે પોતાના વિકારની પરીક્ષા શી રીતે કરી શકે ? એટલા માટેજ ગુરૂનું જ્યાં ત્યાં ભવરોગ ધન્વન્તરી તરીકે વર્ણન કરેલું છે. જીવના બંધનનું કારણ અવિદ્યા છે. વિદ્યા અર્થાત્ જ્ઞાનદ્વારા અવિદ્યાનો નાશ થઇ, મુક્તિની પ્રાપ્તિ થાય છે. એટલા માટેજ અપરિચ્છિન્ન તથા સંશયાદિ દોષ રહિત જ્ઞાનમૂર્તિ ગુરૂના પ્રસાદ વગર મુગ્ધ જીવને પોતાની મેળે આપોઆપ જ્ઞાન થવું સંભવતું નથી. ગુરૂ પાસેથી સંપાદન કરેલી વિદ્યા અવિદ્યા તથા તેના પરિણામરૂપ કાર્યનો નાશ કરવાને શક્તિમાન્ થાય છે. કારણ કે વિદ્યા એ અવિદ્યાને બાળીને ખાખ કરી નાંખનારો અગ્નિ છે. કહ્યું છે કેઃ—

आचार्योऽरणिराद्यः स्यादन्तेवास्युत्तराऽरणिः ।

तत्संधानं प्रवचनं विद्यासंधिः सुखावहः ॥

યજ્ઞને માટે અરણિ[1] મંથન કરીને અગ્નિ પેદા કરવામાં આવે છે. એની વ્યવસ્થા આ પ્રમાણે રાખવામાં આવે છે; એક નીચેની અરણિ અને બીજી ઉપરની અરણિ તથા વચમાં મંથન કરવાનું લાકડું તેજ પ્રમાણે વિદ્યારૂપી અગ્નિ ઉત્પન્ન કરવા સારૂ ગુરૂ પ્રથમ ( નીચેનું ) અરણિ, શિષ્ય ઉત્તર ( ઉપરનું ) અરણિ અને ઉપદેશ તે એ બન્નેને જોડનાર મંથન કાષ્ઠ. એના સંયોગથી અગ્નિ તુલ્ય સુખદાયક વિદ્યાની ઉત્પત્તિ થાય છે. એ પ્રમાણે જ્ઞાનવિશારદ ગુરૂ પાસેથી નિપુણ શિષ્યે પ્રાપ્ત કરેલી અતિ નિર્મલ વિદ્યા—જ્ઞાન—ત્રણે ગુણો વડે ઉત્પન્ન થએલા મોહક સંસારને દૂર કરી, અને એ ત્રણે ગુણોને પણ બાળી નાંખે છે તથા અગ્નિ જેમ ઇન્ધન ( બાળવાનાં લાકડાં ) વગરનો હોય છે તો શાન્ત થાય છે, તેજ પ્રમાણે એ નિર્મલ વિદ્યા પણ તેવીજ શાન્ત થઇ જાય છે. અને તેમ થવાથી દેહેન્દ્રિયાદિ કાર્ય તથા તેના કારણરૂપ અજ્ઞાન તથા એમાંથી કોઇ પણ વ્યવધાન બાકી ન રહેવાથી, એવું નિર્મલ જ્ઞાન સંપાદન કરનારો મનુષ્ય પરમાનંદ સ્વરૂપ બની જાય છે. ગીતોપનિષદમાં કહ્યું છે કે:—

૧ યજ્ઞનું ઇન્ધન; શમીના ઝાડનાં લાકડાં.

यथैधांसि समिद्धोग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

હે અર્જુન ! જે પ્રમાણે નાનાં નાનાં કાષ્ઠ તથા પવન મળીને પ્રદીપ્ત થએલો અગ્નિ મોટાં મોટાં લાકડાંઓને પણ બાળી નાંખે છે, તેજ પ્રમાણે નિરંતર ધ્યાન સમાધિ ઇત્યાદિ સાધનો વડે પ્રદીપ્ત થએલો જ્ઞાન અગ્નિ સર્વ પ્રકારનાં પુણ્ય પાપ મિશ્ર કર્મોને અથવા પ્રારબ્ધ વગર સંચિત ક્રિયમાણ કર્મોને બાળીને ભસ્મ કરી દે છે. અર્થાત્ નિર્બીજ કરી દઇને કોઇપણ પ્રકારનું ફલ આપવાને અસમર્થ બનાવી દે છે. થાંભલાને આઘેથી જોતાં તેના વિષે આ ચોર તો નહિ હોય એવી શંકા ઉપજે છે, અને એવી ભ્રાન્તિથી ભય કંપાદિ પણ થાય છે. પરન્તુ સ્થાણુ (થાંભલા) ના સત્ય સ્વરૂપનું આવરણ જે અજ્ઞાન, તેનો જો એ સ્થાણુના યથાર્થ સ્વરૂપના જ્ઞાનથી નાશ થઇ જાય, તો ચોર છે એવો ભ્રમ તથા તે વડે ઉપજેલાં ભય કંપાદિ પણ નષ્ટ થઇ જાય. તેજ પ્રમાણે નિષ્ક્રિય બ્રહ્માત્મતત્વનું આવરક જે અજ્ઞાન છે, તે જો તત્વજ્ઞાનના પ્રકાશ વડે નષ્ટ થઈ જાય તો આત્માના વિષે ઉપજેલો કર્તૃત્વ, ભોક્તૃત્વાદિ ભ્રમનો પણ નાશ થઇ જાય અને તેથી સાથે સાથે સકલ કર્મોનો પણ વિલય થઇ જાય. ગુરૂ ગીતામાં કહ્યું છે કેઃ—

गुरुर्ज्ञानप्रदो नित्यं परमानंदसागरे ।
उन्मज्जयति जीवान्सस्तांस्तथैव निमज्जयन् ॥
गुरुस्त्रितापतप्तानां जीवानां रक्षिता क्षितौ ॥

શિષ્યને જ્ઞાન પ્રદાન કરીને ગુરૂજ પરમાનંદ સમુદ્રના વિષે ઉન્મજ્જન તથા નિમજ્જન કરાવે છે, આધ્યાત્મિકાદિ સાંસારિક તાપોથી સંતપ્ત થએલા જીવોની રક્ષા આ પૃથ્વીના વિષે એકલા ગુરૂજ કરી શકે છે. તેથીજ કહ્યું છે કેઃ—

## પદ. રાગ–કાફી; તાલ દીપચંદી

માનવ દેહ તૂ પાયા; ગુરૂ પદમેં કર લીન હિ કાયા ॥ધ્રુ.॥ નીચ યોનિમેં । ફિરકે શ્રમિત હુવા ન હરિ ગુન ગાયા; ગુરૂ પદમેં ॥ ૧ ॥ માત જઠરમેં । સોહં સોહંકર ફિર પયોં માયા । ગુરૂ પદમેં૦ ॥ ૨ ॥ ઉદર નિમિત્ત ધનવાનકું નમ, વિત્ત ન કુછ ભી કમાયા । ગુરૂ પદમેં૦ ॥૩॥ દત્ત પ્રભુકે ધ્યાનપરાયણ હો તજ ગૃહ સુત જાયા । ગુરૂ પદમેં૦ ॥ ૪ ॥

હે જીવ ! આજ દિવસ સુધી નીચ યોનિના વિષે ભ્રમતાં ભ્રમતાં તથા દુઃખાનુભવ કરતાં કરતાં તને બહુ શ્રમ પડયો છે. ત્યારે કાંઈક સુકૃતથી મનુષ્ય યોનિની પ્રાપ્તિ થઈ છે. એ મનુષ્ય યોનિના વિષે અવતરીને તું જો હરિના ગુણાનુવાદ નહિ ગાય તથા સદ્‌ગુરૂને શરણુ જઇ જ્ઞાન સંપાદન નહિ કરે તો લક્ષ ચોર્યાશીની રેંટમાળમાં ફરતાં ફરતાં ત્હારો ડુચો નીકળી જશે માતાના ઉદરમાં સોહં સોહં જાપ જે જપતો હતો તે તું ભૂલી ગયો છે, તથા આ સંસારની માયાજાળમાં ફસાઇ પડયો છે. ઉદર પૂર્ત્તિ માટે અર્થાત્ પેટનો ખાડો પૂરવા માટે શ્રીમન્ત લોકોને પ્રણામ, આજીજી, કાલાવાલા વગેરે કરી તેમની ગુલામગીરી કરીને રીઝવવામાં નાહક શ્રમ વેઠવા છતાં પણુ તું કાંઇ કમાયો નથી, માત્ર આયુષ્યજ વૃથા ગુમાવ્યું છે. એથી કરીને તું સદ્‌ગુરૂનું ધ્યાન ધર અને ઘરબાર, પૈસોટકો, બૈરાંછોકરાં વગેરે વિષય જંજાળની મમતા છોડી દઇ, જ્ઞાન સંપાદન કર. આત્માના અપરોક્ષ જ્ઞાન વગર સંસાર નિવૃત્તિ થતી નથી, તેમજ પરમાનંદની પ્રાપ્તિ પણુ તે વિના અશક્ય છે. એવું આત્મજ્ઞાન સદ્‌ગુરૂની કૃપા વગર બીજા કશા સાધનવડે મળી શકે તેમ નથી. જો મળતું હત તો સાક્ષાત્ શ્રી કૃષ્ણુ ભગવાનને પણ સાંદીપનિ નામના ગુરૂ કેમ કરવા પડયા ? ભાગવત તથા હરિવંશમાં એ વૃત્તાન્તનું વિસ્તાર પૂર્વક નિરૂપણુ કરવામાં આવ્યું છે. અંહિ માત્ર સંક્ષેપમાં એ વૃત્તાન્ત આપવામાં આવે છે.

વસુદેવે બલરામ તથા શ્રી કૃષ્ણુને ઉપનયન સંસ્કાર (જનોઇ દેવાનો વિધિ) કર્યા બાદ તેમને ગુરૂને ઘેર જઇ અધ્યયન કરવાની ઇચ્છા થઇ. નિખિલ કલ્યાણોનું ઉત્પત્તિ સ્થાન એવા જે વેદ તે જેનું શરીર છે, એવા સાક્ષાત્ પરમાત્માને ગુરૂને ઘેર જઇ શું શીખવાનું બાકી રહ્યું હતું ? પરન્તુ મનુષ્ય લોકનું અનુકરણુ કરવાને માટે, તેમજ શ્રુતિમાર્ગ અબાધિત રાખવાને માટે અવંતીપુરીમાં પોતે સાંદીપનિ નામના ગુરૂને ઘેર મોટા ભાઇ બલરામની સાથે રહ્યા. બ્રહ્મવિદ્યા જે પ્રમાણે પોતાનો આશ્રય કરનારાનું રક્ષણ કરે છે તે પ્રમાણે તે પુરી (નગરી) અવન્તી અર્થાત 'રક્ષણ કરનારી' હતી. પૃથ્વીના ઉપર સાત મોક્ષ નગરીઓ છે, તે માંહેની એક અવન્તી (ઉજ્જન) નગરી છે. કહ્યું છે કેઃ—

अयोध्या मथुरा माया काशी कांची अवंतिका।
पुरी द्वारवती चैव सप्तैता मोक्षदायिकाः॥

અયોધ્યા, મથુરા, હરિદ્વાર, કાશી, કાંચી, ઉજ્જયિની (ઉજ્જન) તથા

દ્વારકા એ સાત મોક્ષ આપવાવાળી નગરીઓ છે. પરમાત્માએ વિચાર કર્યો કે જો કે અમારા કુલના આચાર્ય ગર્ગમુનિ સુપ્રસિદ્ધ છે, તોપણ ગુરૂસેવા અખંડ તથા નિષ્કપટ રીતે જેવી અન્યસ્થળમાં (અપરિચિત સ્થળમાં) થાય તેવી પોતાને ઘેર રહ્યા ન થઇ શકે, એટલા માટે અવન્તિ નગરીના વિષે તેઓ આવી પહોંચ્યા. જ્ઞાનદૃષ્ટિથી ગુરૂને એ વાતની ખબર પડતાં તેઓ ઝટ ઉઠીને સામે આવ્યા. બળરામ તથા કૃષ્ણને જોઇને તેઓ ઘણા ખુશી થયા; પ્રેમવડે ગળગળા બનીગયા. બન્ને ભાઇઓએ ગુરૂને પ્રણામ કર્યા ત્યારે તેમણે તેઓને ઉઠાડીને દૃઢાલિંગન કર્યું અને આસન ઉપર તેમને બેસાડયા. ત્યારબાદ પરમાત્મા કહેવા લાગ્યા કે, અભીષ્ટ ફળ આપનારી વિદ્યા ગુરૂની શુશ્રૂષાવડેજ પ્રાપ્ત થાય છે એટલા માટે અમે બન્ને જણાં આપની પાસે આવ્યા છીએ. ગુરૂએ કહ્યું:—હે રામ ! હે કૃષ્ણ ! તમારૂં તાત્વિક-સ્વરૂપ કેવા પ્રકારનું છે ? તે હું જાણું છું. ઋગ્ આદિ વેદ, ઇતિહાસ, પુરાણ એ સર્વ તમારા નિશ્વાસરૂપ છે. હું ત્હમને શું વિદ્યા શીખવવાનો હતો ? માયાનું અવલંબન કરીને તમે આ મનુષ્યદેહ ધારણ કર્યો છે, અને તે ભણું ત્હમે ચેષ્ટા કરો છો. તમે તો જગતના ગુરૂ છો. તેવા જગદ્ગુરૂનું ગુરૂત્વ મ્હને શીરીતે શોભવાનું હતું ? તેમ છતાં શ્રુતિનો માર્ગ તથા ગુરૂનું મહત્ત્વ અબાધિત રાખવાને માટે તમે મ્હારી પાસે આવ્યા છો તો, મ્હને ભણાવવામાં કશી હરકત નથી. તમે ખુશીથી અહીં રહો. ઇન્દ્રિયોનો નિગ્રહ કરીને બન્ને જણાઓએ ગુરૂની પાસે રહીને તેમની દેવતાની પેઠે આરાધના કરી અને સર્વ લોકોને ગુરૂની સેવા કેમ થઇ શકે ? તેનું જ્વલન્ત દૃષ્ટાન્ત પૂરૂં પાડી આપ્યું. વિધુ-ચંદ્ર-ને સોળે કળાઓની પ્રાપ્તિને માટે પંદર દિવસ લાગે છે, પરન્તુ આ વિધુ-વિષ્ણુરૂપ કૃષ્ણ-ને તો, ૬૪ ઘડીમાંજ ૬૪ કળાઓની પ્રાપ્તિ થઇગઇ. એક સમય ગુરૂપત્નીએ કહ્યું હશે કે ઘરમાં બાળવાનાં લાકડાં નથી. એ સાંભળી બળરામ, કૃષ્ણ, તથા સુદામા વનમાં ગયાં. ત્યાંથી કાઇ લઇ પાછા આવતા હતા, એવામાં પ્રચંડ પવન છુટયો; વીજળી ચમકવા લાગી, મેઘગર્જના શરૂ થઇ, સૂર્ય અસ્ત પામ્યો, સર્વ દિશાઓ અંધકારવડે છવાઇગઇ, અને ખૂબ જોસથી મૂશળધાર વરસાદ એકાએક તૂટી પડયો. રસ્તો ન સૂઝવાથી આખીરાત તેઓએ અરણ્યમાંજ ગાળી. ગુરૂએ પોતાની પત્નીને તેઓના માટે ઠપકો દીધો, પરન્તુ તેઓ શું કરી શકવાના હતા ? આવા ધો ધો વરસાદમાં તેમનાથી અરણ્યમાં તો જઇ શકાય તેમ હતુંજ નહિ તેથી, તેઓ બીજે દિવસે પ્રાતઃકાળમાં તેમની શોધ કરવા નીકળીપડયા. આણી તરફ રામ, કૃષ્ણ, સુદામા વિગેરે કાઇ લઇને ઘેર આવતા

હતા. ભીનાં તરબોળ લુગડાં સાથે, માથે લાકડાંનો ભારો, આવો તેમનો વેશ જોઇને ગુરૂને ઘણું લાગીઆવ્યું. પાસે આવ્યાબાદ ગુરૂએ તેમને કહ્યું:— પ્રાણીમાત્રને પોતાનું શરીર અત્યંત પ્રિય હોય છે પરન્તુ તે પણ ત્હમે તો તુચ્છ માનીને, ગુરૂસેવાનેજ તમારૂં સર્વસ્વ ગણ્યું. તમને અનેકવાર ધન્ય છે ! આ કાષ્ટનો ભારો માથા ઉપર ચઢાવવો એ તમે ઉત્તમ છત્ર-સમાન અથવા તો કલ્પદ્રુમના પુષ્પગુચ્છના જેવો શોભાદાયક માની લીધો. હું પ્રસન્ન થયો છું અને તમને આશીર્વાદ આપું છું કે તમે મારી પાસે જે અધ્યયન કર્યું છે, હાલ કરો છો તથા હવે પછી જે કરશો તે સર્વ નિરન્તર નૂતનજ રહેશે એમ કહીને તેમને ઘેર લઇ આવ્યા. બે માસ પછી જ્યારે ઘેર જવા સારૂ નીકળ્યા ત્યારે શ્રીકૃષ્ણે મનમાં વિચાર કર્યો કે—

अदक्षिणो गुरुर्यस्य स सर्वत्राप्यदक्षिणः ।
भवतीति विभाव्यैच्छत्कर्तुं तं स्वं सदक्षिणम् ॥

ગુરૂ જેના અદક્ષિણ થાય છે, અર્થાત્ જે શિષ્ય પોતાના ગુરૂને દક્ષિણા આપતો નથી, તે જ્યાં ત્યાં અદક્ષિણ-વક્ર-થાય છે. તેની સાથે કોઇપણ સરલતાથી રહેતું નથી, આ પ્રમાણે હોવાથી પરમાત્માએ પોતાના ગુરૂને સદક્ષિણ અર્થાત્ દક્ષિણા યુક્ત-અને પોતાની જાતને પણ દક્ષિણ-સરલ-બનાવવાની ઇચ્છા કરી. ગુરૂને દક્ષિણા માંગવાનું જ્યારે કહ્યું ત્યારે તેમણે વંશવૃદ્ધિની ઇચ્છાથી પોતાનો પુત્ર જે સમુદ્રમાં ડુબી ગયો હતો તેની યાચના કરી. ભગવાન્ પોતે પણ વિચાર કરવા લાગ્યાઃ—

आत्मजातोदयकरी विद्यानेन प्रदर्शिता ।
तत्परीक्षाप्रसंगोऽयं युक्त इत्याददे वचः ।

આત્મ વિષયનો ઉદય કરનારી વિદ્યા આ ગુરૂએ મ્હને આપી છે, તેની પરીક્ષાને માટેજ આ પ્રસંગ ઉભો થયો હોય એમ જણાય છે. તો હવે મ્હારે પણ એમને આત્મજાત-પુત્ર-નો ઉદય કરવાવાળી વિદ્યા બતા-વવી જોઇએ, જેથી મ્હારી વિદ્યા સફલ થાય અને એમને સંતોષ ઉપજે, ગુરૂને એમણે 'તથાસ્તુ' એ પ્રમાણે કહ્યું. પ્રથમ પરમાત્માએ પોતે સમુદ્રના વિષે પ્રવેશ કરી, પંચ જન નામના અસુરને મારીને યમપુરીના વિષે આવ્યા, અને યમરાજ પાસેથી ગુરૂ પુત્રને લઇ આવ્યા. યમદેવે પર-માત્માનું પૂજન કરીને તે છોકરાને તેમને અર્પણ કર્યો. પછી પરમાત્માએ તે ગુરૂપુત્રને ગુરૂને સોંપી દીધો. આ પ્રમાણે ગુરૂદક્ષિણાવડે ગુરૂને સંતુષ્ટ કર્યા અને પોતે બન્ને ભાઇઓ મથુરામાં આવી પ્હોંચ્યા. તાત્પર્ય, એ છે કે પર-

આત્માએ પોતાનું મહત્વ છોડી દઇ, ગુરૂને ઘેર નિવાસ કરી, ઇન્દ્રિયોનો નિગ્રહ કરીને નિર્મલ અન્તઃકરણવડે ગુરૂની સેવા કરીને તેમની પાસેથી વિદ્યા સંપાદન કરી, અને સર્વ લોકોને ગુરૂપસત્તિનો–ગુરૂને શરણ જઇ ઉપદેશ ગ્રહણ કરવાના વિધિનો–દૃષ્ટાંત નિશ્ચય પૂર્વક કાયમને માટે સિદ્ધ કરી આપ્યો. કપિલ દેવજીએ પણ કહ્યું છેઃ—

'प्रणतिब्रह्मचर्योपसर्पणानि कृत्वा सिद्धिर्बहुकालात्तद्वत् ।'

જે પ્રમાણે ઇન્દ્ર બ્રહ્મચર્ય યુક્ત બનીને નમ્રતાથી બ્રહ્મદેવને શરણ ગયા હતા અને પ્રણામ પૂર્વક સેવા કરતાં તેમને લાંબી મુદતે સિદ્ધિ પ્રાપ્ત થઇ, તેજ પ્રમાણે જે પુરૂષ નમ્રતા પૂર્વક ગુરૂને શરણ જઇ બ્રહ્મચર્ય યુક્ત રહી તેમની સેવા કરશે તેમને પણ આત્મ સિદ્ધિની પ્રાપ્તિ થશે. તેજ પ્રમાણે મહાદેવે વામદેવને કહ્યું છે કેઃ—

वेदान्ततर्कोक्तिभिरागमैश्च नानाविधैः शास्त्रकदंबकैश्च ।
ध्यानादिभिः सत्करणैर्नगम्यश्चिन्तामणिर्हीकगुरुं विहाय ॥

હે વામદેવ! વેદાન્ત, તર્ક, યોગ, મીમાંસા આદિ શાસ્ત્રોના પઠનથી તથા બીજા પણ નાના પ્રકારના પુરાણાદિ ગ્રંથ સમૂહો છે તેના પરિશીલનથી તેમજ સ્વબુદ્ધિ વડે ધ્યાન, પ્રાણાયામ વગેરેનું અનુષ્ઠાન કરવાથી આત્મ ચિન્તામણિ રત્નની પ્રાપ્તિ થતી નથી. સદ્ગુરૂજ ફક્ત તેને પ્રાપ્ત કરાવનારા છે, માટે તેમનો ત્યાગ કરવો નહિ. ગુરૂનો પરિત્યાગ કરી બીજાં સાધન વડે આત્મ પ્રાપ્તિની ઇચ્છા કરનારો, માતાના ખોળામાં સૂઇ રહેલો બાળક જેમ ચંદ્રની ઇચ્છા કરે છે તેના જેવોજ બાળક અર્થાત્ મૂઢ સમજવો.

આ કલિકાળને વિષે સંસારની માયાનો ત્યાગ કરી શોક રહિત બની શ્રી રામચન્દ્રજીના ચરણકમળમાં તથા શ્રી ગુરૂના પદપદ્મના વિષે ભ્રમરની પેઠે રમમાણ થઈ, મહાત્મા કબીરે પરમાનંદ રસનો લાભ સંપાદન કર્યો અને સહસ્રાવધિ સાધુઓમાં પોતે સહુથી શ્રેષ્ઠ ગણાઇ ગયા. કવિ એમના માટે આ પ્રમાણે વર્ણન કરે છેઃ—

बोद्यादिमवर्णोत्तररसंगतोऽसौ कुजन्म्यपि कबीरः ।
सुमनःसहस्त्रमध्ये श्रेष्ठयं न समाश्रयेत्कथंकारम् ॥

જે કબીર કુજન્મી (કુત્સિત યોનિના વિષે ઉત્પન્ન થએલો) હતો, તો પણ આદિવર્ણ બ્રાહ્મણને માટે યોગ્ય એવો ઉત્કૃષ્ટ બ્રહ્મરસ તેને પ્રાપ્ત થયો હતો. તેમને સહસ્રાવધિ સુમનસોમાં (સાધુઓમાં) શ્રેષ્ઠતા પ્રાપ્ત કેમ ન થઇ શકે? અર્થાન્તર વડે જોતાં પણ જે કબીર કુ-જન્મી (પૃથ્વીમાંથી જેનો

જન્મ છે એવું ) ઝાડ છે. તે કેવું છે ? જેનો પહેલો વર્ણ 'ક' હોઇ તેના પછીનો વર્ણ 'ર' અક્ષરથી સંગત છે. અર્થાત્ કબીર એ શબ્દનો પહેલો વર્ણ જે 'ક' છે તેના પછી જો 'ર' અક્ષર ઉમેરીએ તો 'કરબીર' એ પ્રમાણે થશે. સંસ્કૃત ભાષામાં 'વ' અને 'બ' નું સાવર્ણ્ય અર્થાત્ અભેદ માનેલો છે. એથી કરીને 'કરબીર' ની જગ્યાએ 'કરવીર' મૂકી શકશે. કરવીર વૃક્ષ ( કરેણનું ઝાડ ) તથા તેનું પુષ્પ સહસ્રાવધિ સુમનો (પુષ્પો)માં શ્રેષ્ઠજ છે. પરમાત્માને મોગરો, બકુલ, ગુલાબ, ચમેલી ઇત્યાદિ અનેક પુષ્પોમાં કરવીર ( કરેણાં ) નું ફુલ અત્યન્ત પ્રિય છે. અસ્તુ ! એજ પ્રમાણે કબીર કુત્સિત યોનિના વિશે જન્મ્યા હતા, તોપણ ઉત્તમ કુલોત્પન્ન સાધુઓમાં તેમને સર્વ શ્રેષ્ઠ માનવામાં આવતા હતા. કારણ એ છે કે, ગુરૂના પ્રસાદથી તેમને પૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થઇ હતી, અને પર બ્રહ્મસ્વરૂપ પરમાત્મા રામચંદ્રના વિષે નિરતિશય અનુરક્તિરૂપ ભક્તિ રાખીને તે હંમેશાં ભજનમાંજ મગ્ન રહેતા હતા. અગર જો કે કબીર અયોનિસંભવ હતા તો પણ તેમને વ્યવહારમાં યવન કહેવામાં આવે છે, તેટલા માટેજ કવિએ પૂર્વોક્ત શ્લોકમાં 'કુજન્મી' એવું પદ રાખેલું છે.

કબીરને ભાવિક લોકો શુકદેવનો અવતાર ગણે છે. જેનાં સંસ્કાર પૂર્વ જન્મથીજ શુદ્ધ હોય છે તેજ સ્ત્રી પુરૂષ જન્મથીજ પરમાત્મ ભક્તિમાં પ્રવૃત્ત રહે છે. પણ આ તો જીવન્મુક્ત જ્ઞાની અને શુકદેવનો અવતાર, એટલે પછી એમનામાં અપૂર્વ ભક્તિ હોય તેમાં તે શું આશ્ચર્ય ? બાલ્યાવસ્થામાંથીજ પરમાત્માના ભજનમાં તથા સાધુ સન્તોના પ્રત્યે તેમને આટલી બધી આસક્તિ ( અનુરાગ ) થાય તેમાં આશ્ચર્ય પામવા સરખું કાંઇ નથી. એક વખત કબીર બજાર આગળથી જતા હશે. ત્યાં આગળ કોઇ વાણિયાની સ્ત્રી ઘંટીમાં અનાજ દળતી તેમના જોવામાં આવી. આ દેખાવ જોઇ કબીરજી ત્યાં આગળજ રડવા લાગ્યા.

## દોહા.

ચલતી ચકકી દેખકે કબિરા દીનો રોય.
વે દોઉ પુટકે ભીતર સાબુત ન રહા કોય.

તેમના મનમાં એવો વિચાર સ્ફુર્યો કે આ ચક્રની વચમાં જે જે અનાજ પડે છે, તે તે સઘળુંજ દળાઇને ભુકો થઇ જાય છે. એમાંથી કોઇ પણ સુરક્ષિત રહેતું નથી. તેજ પ્રમાણે હું પણ આ માયાચક્ર (સંસાર) ને વિષે પડયો છું તો મારો પણ એજ પ્રમાણે નાશ થઇ જશે. રસ્તા આગળથી જતા આવતા લોકોએ કબિરને જ્યારે આખો દિવસ રડતા દીઠા

ત્યારે તેઓ તેમની પાસે આવીને પૂછવા લાગ્યા. ભાઇ કબિર! હમે કેમ રડી રહ્યા છો? તમે અમને કારણ કહો તો અમે તમને તમારા દુખમાંથી મુક્ત કરીશું. એ પ્રમાણે ઘણા માણસો કબિરને પૂછતા હતા, પરન્તુ કબિરે કોઇને કશો જવાબ આપ્યો નહિ. દુઃખીની પાસે દુઃખનું કથન કરવાથી સંતાપ વધે છે. દેડકો જો સાપની સાથે દોસ્તી કરે તો તેને લેશ માત્ર પણ સુખ થશે નહિ. કોઈ ચતુર પંડિત દારૂડીયાને વિવેક નીતિનો પ્રશ્ન પૂછવાનો હતો? તર્કજ્ઞાની રોગી પાસેથી ઔષધ ગ્રહણ કરતો નથી. તેજ પ્રમાણે માયિક, લોભી, અજ્ઞાની લોકો પૂછી રહ્યા હતા તો પણ કબિરે કોઇને ઉત્તર દીધો નહિ. કારણકે કબિરના મનમાં એમ હતું કે આ લોકો મ્હારા જેટલા કે તેથીયે વધારે દુઃખી છે. મ્હારૂં દુઃખ તેમને કહેવાથી કાંઇ દૂર થવાનું નથી. એકાદશીના ઘરમાં જો શિવરાત્રી જાય તો બન્નેનેજ અપવાસ પડે. તેજ પ્રમાણે આ લોકોને મ્હારૂં દુઃખ જણાવીશ તો મ્હને વધારે સંતાપ થશે. જેનામાં પારકાનું દુઃખ દૂર કરવાની તાકાત હોય અને જે જાતે દુઃખ રહિત હોય, તેવાને જો દુઃખ જણાવ્યું હોય તો તાપની શાંતિ થાય, એવો નિયમ છે. એથી કબિર કાંઇપણ જવાબ દેવાને બદલે વધારે ને વધારે રડવા લાગ્યા. લોકોને તે વખતે એમ લાગ્યું કે એ ગાંડો થઇ ગયા હશે. એટલામાં નિપટ નિરંજન નામના સાધુ અકસ્માત ત્યાં આગળ આવી પહોંચ્યા, અને કબિરને રોતા જોઇ પૂછવા લાગ્યાઃ-" હે કબિર! કેમ શોક કરો છો?" કબિરને જોતાંવારને લાગ્યું કે આ જ્ઞાન-સમુદ્ર છે માટે એમને મ્હારૂં દુઃખ નિવેદન કરવાથી શાન્તિ થશે. સારા વૈદ્યને જોઇને રોગી જે પ્રમાણે ઉલ્લાસમાં આવી જઇને બધું કહે છે અથવા તો કન્યા માતાની પાસે સાસરાના ઘરનું દુઃખ જણાવતાં જેમ સંકોચાતી નથી તે પ્રમાણે કબિર બોલ્યાઃ—" મહારાજ! આ સ્ત્રી અનાજને મુઠીમાં લઇને ઘંટીમાં નાંખે છે, તો તે સઘળાનો ભૂકો નીકળી જાય છે, તેજ પ્રમાણે મ્હારી ગતિ પણ આ કાલચક્રના વિષે થવાની છે. એવા વિચારથી મ્હારા જીવને વ્યથા (અનુતાપ) થાય છે અને તેથી હું રડું છું. આપે કૃપાવન્ત થઇ, જે પ્રમાણે મ્હને પૂછ્યું તે પ્રમાણે મ્હને આ દુઃખમાંથી મુક્ત કરો. ત્યારે નિપટ નિરંજન હસવા લાગ્યા અને બોલ્યાઃ—પૂર્વના સુકૃત (પુણ્ય) વિના આવો વિચાર મનમાં ન આવી શકે. તું મહાભાગ્યશાળી છે. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરીને જોશે તો એમાંથી પણ રક્ષા થઇ શકે છે તે તને સમજાશે. એ સ્ત્રીના હાથે જે જે ધાન્યકણ ઘંટીની અંદર પડે છે તે બધાનોજ ભૂકો થઇ જતો નથી. તોઃ—

## દોહા.

ભાગા ભાગા જો ફિરે વો તો સહજ પીસજાય;
ખૂંટેસે જો લપટ રહા વોના કભી પીસ જાય.

આધાર (આશ્રય)ને છોડીને જે આમતેમ નાસતા ફરે છે, તે ઝટ કરતા કે દળાઇ જાય છે પરન્તુ જેઓ વચમાંના આધાર ભૂત ખૂંટાને વળગી રહે છે, તેઓ બચી જાય છે. તેજ પ્રમાણે આ સંસારચક્રને વિષે સદ્‌ગુરૂ જે ખૂંટાની માફક ખરો આશ્રય આપનારા છે તેમનો ત્યાગ કરીને, જેઓ, 'આ મારૂં રક્ષણ કરશે,' 'આ મને તારશે,' 'હવે ક્યાં જાઉં ?' 'હવે શું કરવું ?' એવા ભ્રમિત વિચારથી ચારે તરફ ભટકતા રહે છે તેઓ નક્કી આ કાલચક્રમાં દળાઇ ગયા વગર રહેતા નથી. પરન્તુ ધૈર્યનું અવલંબન કરીને જેઓ સદ્‌ગુરૂ ચરણારવિંદનો આશ્રય લે છે તેઓ અજરામર રહી શકે છે. આ પ્રમાણે કહીને તેઓ તો ચાલ્યા ગયા, અને કબિર પોતાને ઘેર આવ્યા. કબિર તે વખતથીજ વિચાર કરવા લાગ્યા કે કાન્તા વિના જેવો સંસાર છે, બાળક વિના જેવી ઘરની દશા છે, કુંકુમ તિલક શૂન્ય સ્ત્રીના અલંકાર જેવા જણાય છે, મેઘ વિનાની વર્ષાઋતુ જેવી લાગે છે, પ્રેમ વિનાનું કીર્તન જેવું નીરસ મનાય છે, દયા રહિત જ્ઞાન જેવું ગણાય છે, વૈરાગ્ય વગરનો સંન્યાસ જેવો વ્યર્થ માનવામાં આવે છે, તેજ પ્રમાણે સદ્‌ગુરૂ વિના દેહ ધારણ પણ પ્રેતતુલ્ય સમજવું જોઇએ. માટે હવે હું રામાનંદ સ્વામીની પાસે જઇને, તેમના શરણમાં રહીને જ્ઞાન સંપાદન કરીશ તથા જન્મ સફલ કરીશ. જનક રાજાની સભામાં અનેક રાજપુત્રો હતા, પરન્તુ જાનકી શ્રી રામચંદ્રજીનેજ મનથી વરી હતી; બ્રાહ્મણના મ્હોડેથી શ્રીકૃષ્ણના રૂપનું વર્ણન સાંભળીને રૂકિમણી તેમને વરવાને ઉત્સુક થઇ હતી; તેજ પ્રમાણે જો કે કાશીક્ષેત્રના વિષે તે વખતે ઘણાયે સાધુ સન્ત, મહાત્માઓ, સંન્યાસીઓ વગેરે વિરાજમાન થઇ રહ્યા હતા, તે છતાં કબિરની મનોવૃત્તિ રામાનંદ સ્વામીના ચરણારવિંદમાંજ ચોંટી હતી. ત્યારબાદ એક દિવસ કબિર તેમના આશ્રમમાં જઇ, સાષ્ટાંગ પ્રણામ કરીને કહેવા લાગ્યાઃ—"હે સદ્‌ગુરૂ ! સ્વામી મહારાજ ! આપ મ્હારા ઉપર કૃપા કરી મ્હને કાંઇક ઉપદેશ કરો." તેમની એવી વાણી સાંભળીને રામાનંદ સ્વામી કાનમાં આંગળી ઘાલીને ત્યાંથી ઉઠીને આશ્રમમાં એકાન્ત સ્થાન પર આવીને બેઠા. કબીર કહેવા લાગ્યાઃ—"મહારાજ ! હું દીન અનાથ શરણાગત છું. મ્હારા ઉપર આપ દયા કરીને ઉપદેશામૃતનું પાન કરાવીને મ્હારી જ્ઞાન પિપાસા તૃપ્ત કરો." ત્યારે રામાનંદ બોલ્યાઃ—"તું તો યવનકુળમાં જન્મેલો હોવાથી તને

ઉપદેશ આપવાનો મારો અધિકાર નથી. ભૂમિ જોઇને બીજ રોપાય છે, સત્પાત્ર જોઇને દાન આપવાનું છે, અને સારો વર જોઇને કન્યા આપવી, એ પ્રમાણે લોકો કહે છે. કબીરે કહ્યુંઃ—ચકોરનું ધ્યાન જેમ ચન્દ્રના વિષે ઠસેલું હોય છે, તેજ પ્રમાણે મન, વચન, અને કર્મ વડે મ્હારો અનન્યભાવ આપના ચરણના વિષે છે. મૃત્તિકાની દ્રોણમૂર્તિ બનાવવાથી એકલવ્ય કિરાતની કામના સફળ થઇ ગઇ, તેજ પ્રમાણે મ્હારી પણ તેવી ભાવના હશે તો પરમાત્મા મ્હારી પણ ઇચ્છા સફળ કર્યા વિના રહેશે નહિ. એટલું કહી, નમન કરી કબિર પોતાના સ્થાનકે ચાલ્યા ગયા. એકાંતમાં બેસી કબિર વિચારવા લાગ્યા કે મહારાજ પ્રત્યક્ષ ( ખુલ્લે ખુલ્લો ) ઉપદેશ તો મ્હને કાંઇ આપે તેમ લાગતું નથી. એમના ચરણનો સ્પર્શ થવો પણ મુસ્કેલ છે. તો મ્હારે એવી યોજના ( યુક્તિ ) કરવી કે જેથી મ્હારાથી એમના મ્હોંડેથી રામ નામ સાંભળી શકાય તથા શરીરનો સ્પર્શ પણ થઇ શકે. રામાનંદ સ્વામી નિત્ય પ્રાતઃકાળમાં સ્નાન કરવા સારૂ ગંગાજી જતા હતા. એમના જવાના માર્ગમાં કબિરે પહેલેથી જઇને, પોતાથી સુઇ શકાય તેટલો લાંબો પહોળો ખાડો ખોદયો અને તેમાં સુઇ રહ્યા. રામાનંદ સ્વામીના આગમનની વાટ તેઓ આતુરતાથી ઉલ્લાસ ભર્યા જોઇ રહ્યા. તરસ્યો ચાતક જેમ વાદળાંની તથા ચકોર પુનેમના ચન્દ્રની, દુકાળના સમયમાં પ્રજા જેમ વરસાદની તથા ક્ષુધિત બાળક જેમ પોતાની માતાની અત્યન્ત ઉત્કંઠાથી રાહ જુએ તે પ્રમાણે કબિરની સ્થિતિ થઇ પડી હતી. એટલામાં રોજના નિયમ પ્રમાણે રામાનંદ ગંગાજી જવા નીકળ્યા. જે જગ્યાએ કબિર પડી રહ્યો હતો ત્યાં આગળથી પસાર થતાં તેમનો પગ કબિરના માથાપર પડયો ત્યારે સ્વામીજી " રામ ! રામ ! રામ ! કોણ સુઇ રહ્યું છે ? " એ પ્રમાણે બોલ્યા. આટલું સાંભળીને કબિર ઝટ પોતાની જગ્યાએથી ઉઠીને ઉભો થયો અને બોલ્યોઃ—મહારાજ ! એ તો હું કબિર છું. આજ મ્હારા ઉપર આપની ઘણી કૃપા થઇ છે. જેની હું ઘણા દિવસથી યાચના કરી રહ્યો હતો તે મને આજ મળ્યું છે. આપનો ચરણ મ્હારા મસ્તક ઉપર તથા આપના મુખેથી રામ રામ મંત્રનો ઉપદેશ મળ્યો છે. તેથી હું મ્હારી જાતને ભાગ્યશાળી સમજું છું. આપની ચરણરજનો સ્પર્શ થતાં અનેક જન્મનાં મ્હારાં પાપ બળીગયાં છે, અને હું જન્મમરણ ભયરહિત બન્યો છું એમ સમજું છું. પ્રારબ્ધ સહાય હોય તો રેતીને પણ દિવ્યરત્ન જડે છે, અને કુવાનું પાણી પણ અમૃતતુલ્ય બની જાય છે. એટલું કહી કબિર આનંદથી નાચવા ગાવા લાગ્યા. ભૂખ્યાને મિષ્ટાન્ન, મરતાંને જેમ અમૃત

પાન, અને નિર્ધન મનુષ્યને ધનનો ઢગલો મળી જાય અને તે જેમ આનંદઅધીર થઇજાય, તેજ પ્રકારે કબિરના મનની સ્થિતિ પણ થઇ હતી. રામાનંદ હસતા હસતા ગંગાજીપર સ્નાન કરવાને ચાલ્યા ગયા, પરન્તુ મનમાં વિચાર કરવા લાગ્યા કે કબિરના જેવો નિશ્ચય કોઇનો દીઠો નહિ. હવે તો એનો છળ કરીને એની પરીક્ષા કરવી જોઇએ. વિશ્વામિત્રે હરિશ્ચંદ્રના મનની, શંકરે રાજા શ્રિયાળના મનની, રણમાં પડયા પછી કર્ણની જે પ્રમાણે શ્રી કૃષ્ણે બ્રાહ્મણના વેષે પરીક્ષા લીધી હતી તેજ પ્રમાણે રામાનંદ પણ કબિરની દૃઢ નિષ્ઠા તથા નિઃસીમ પ્રેમની કસોટી કરવાનાં સમયની વાટ જોવા લાગ્યા. એક દિવસ કબિર બજારમાં ઘણા પ્રેમના આવેશમાં આવી જઇને રામ નામની ધૂમ લગાવી રહ્યા હશે. તે જોઇને ભેગા થએલા લોકોએ પૂછયું:—"કબિર ! રામ નામનો ઉપદેશ કરનારા તમારા ગુરૂનું નામ શું છે?" કબિરે કહ્યું:—"મારા ગુરૂ રામાનંદ સ્વામી છે." એટલામાં રામાનંદ પણ ત્યાં આગળથી જઇ રહ્યા હતા, તેમને જોઇને લોકોએ પૂછવા માંડયું:—"મહારાજ ! આપ સંન્યાસી થઇને યવનને રામ નામનો ઉપદેશ કયારથી આપવા લાગ્યા છો ?" રામાનંદ બોલ્યાઃ—"મ્હેં કયારે કયા યવનને ઉપદેશ કર્યો છે ?" લોકો બોલ્યા—"સાંભળો ત્યારે, આ કબિર આપને પ્રત્યક્ષ ગુરૂ તરીકે જાહેર કરે છે–" ત્યારે રામાનંદ ઉપર કીયા ક્રોધ બતાવવા સારૂ પોતાના પગની પાદુકા હાથમાં ધારણ કરી કબિરને ધમકાવવા લાગ્યાઃ—"કેમરે ! મારો શિષ્ય છે એમ કેમ તું નાહક કહેછે ? મ્હેં ત્હને કયારે ઉપદેશ આપ્યો છે ? કોણ સાક્ષી છે ? જૂઠું કેમ બોલે છે ?" એ પ્રમાણે મોટે સાદે કહી તેના માથા પર જોરથી પાવડીનો પ્રહાર કર્યો. તેના માથામાંથી રૂધિરનો સ્રાવ થવા લાગ્યો, તોપણ કબીર સંતુષ્ટ થઇ બોલ્યાઃ–"મહારાજ ! ઉપદેશ આપે આપ્યો ત્યારે સાક્ષી આપનાર કોઇ ન હતું, તેથી આપે મ્હારી નિર્ભર્ત્સના કરી છે; પરન્તુ અત્યારે તો આપે બધા લોકોના દેખતાં, આપની ચરણપાદુકા મારા માથા ઉપર મૂકી છે." લોકોને પણ કહેવા લાગ્યાઃ–"જુઓ ! તમારા દેખતાંજ ગુરૂ પાદુકા શિર પર ધારણ કરી છે. હવે મ્હારે અને એમના ગુરૂ શિષ્યના સંબંધમાં કોઇને શંકા રહે તેમ છે ? પંચ મહાજનોની તેમજ નારાયણ અંતર્યામીની સાક્ષીમાં મ્હેં આ ચરણની સેવા કરી છે. તેનું આવું કથન સાંભળી રામાનંદને હર્ષ થયો અને કબિરની પાસે જઇ તેમણે તેને માથા ઉપર પોતાનો હસ્ત મુકયો અને કહ્યું "તારો નિશ્ચય જોઇને મારા મનને સંતોષ થયો છે. આજથી તું પૃથ્વીથી રામ મંત્રનો જપ કર્યા કરજે. ગુરૂનું

વચન સાંભળીને કબિર ઘેર આવ્યા લૌકિકમાન, વિષયધ્યાન, જ્ઞાનાભિમાન છોડી કાશીક્ષેત્રમાં રામ ભજન કરતા રહ્યા. ગુરૂની પાસે જઈ, અધ્યાત્મજ્ઞાન પણ સંપાદન કર્યું, અને નાનાં પ્રકારનાં કાવ્યો પણ રચ્યાં; જે અત્યારે પ્રસિદ્ધ છે. સગુણ ઉપાસના કર્યા પછીજ નિર્ગુણ ઉપાસનાનો અધિકાર આવે છે. કબિરનું ચરિત્ર તેનું દ્રષ્ટાન્ત પૂરૂં પાડે છે. ગુરૂ કૃપા વગર ભવતરણ કઠણ છે, માટે જન્મ સફલ કરવા માટે ગુરૂ માર્ગનું અવલંબન કરવું ઉચિત છે. ગુરૂ ગીતામાં એટલા માટે કહ્યું છે કેઃ—

संसारापारपाथोधेः पारं गंतुं महेश्वरि ।
श्रीगुरोश्चरणांभोजनौकैवैकावलंबनम् ॥

અપાર સંસારરૂપ સમુદ્રને પેલે પાર જવાને માટે હે મહેશ્વરી! શ્રી ગુરૂનાં ચરણ કમળરૂપ એકજ નૌકા છે, તેનો આશ્રય કરવો. ગુરૂ મુખમાં સ્થિત વિદ્યાનો લાભ તેમની ભક્તિથી થાય છે, માટે સદ્‌ગુરૂનું આરાધન કરો.

। इतिशिवम् ।



## ચતુર્થ પુષ્પ.

### આત્મારામને વિષે સદ્‌ગુરૂદ્વારા પ્રવેશ.

### गुरोः कृपाप्रसादेन आत्मारामो हि लभ्यते ।

પ્રવાસી પુરૂષ માર્ગ પર ચાલવાથી શ્રમિત થાય છે, સૂર્યના તીવ્ર તાપથી સંતપ્ત થાય છે, તેના શરીરમાંથી પરસેવો છૂટે છે, તથા ભૂખ તરશ વડે પણ પીડાય છે, પરન્તુ એકાદ સુન્દર બગીચો રસ્તામાં મળી જાય છે તો ત્યાં પ્રવેશ કરી આરામ લે છે. ત્યાં આગળ શીતળ:મંદ પવનથી તથા સઘન વૃક્ષોની છાયા વડે તેનું સંતપ્ત શરીર શાન્તિ પામે છે, તથા પરસેવો પણ બંધ થઇ જાય છે. જળપાન કરીને તથા વૃક્ષો પર બેઠેલાં શુક, પિક, હંસ તથા ભ્રમર વગેરેના મધુર ધ્વનિના શ્રવણથી તેના ચિત્તને પરમ આનંદ થાય છે. તેજ પ્રમાણે સંસાર માર્ગના વિષે અનાદિ કાલથી પ્રવાસ કરનારો જીવ આધ્યાત્મિકાદિ ત્રિવિધ ઉગ્ર તાપોથી તપાયમાન થઇ, વિષય રસ પાનની તૃષ્ણાથી પીડીત થઇ, વિશ્રામ સ્થાનની શોધમાં આમ તેમ ફાંફાં મારે છે. કેટલોક સમય બાહ્ય સુન્દર આરામમાં સહેલ કરે છે, પરન્તુ ત્યાં જવાથી કેવળ

સ્થૂળ શરીરનો તાપ થોડા સમયને માટે શાન્ત થાય છે. માનસિક તાપ દૂર કરવાનું તેનામાં સામર્થ્ય નથી. વ્યવહારમાં એનો અનુભવ પ્રસંગાનુસાર સર્વ કોઇને થાય છે. માણસના ઉપર એકાદ વખત સખત આફત આવી પડી હોય, તો તે વખતે બગીચામાં જવાથી તેના મનનો તાપ દૂર થશે નહિ. અંતર્બાહ્ય તાપોને દૂર કરી, પરમ આનંદની પ્રાપ્તિ કરાવવાને એક આત્મારામજ સમર્થ છે. આત્મા આનંદનું સ્થાન હોવાથી બગીચા તુલ્ય છે. એવા આત્મારૂપી આરામમાં ઋગાદિ વેદ શાસ્ત્ર આગમ (વૃક્ષ) તુલ્ય શોભા ધારણ કરી રહ્યા છે. પૂર્ણ તથા અખંડ રસ પાન કરી વૃક્ષ જે પ્રમાણે બગીચાનું રૂપ ધારણ કરે છે, અર્થાત્ સૌન્દર્ય સંપન્ન બને છે તેજ પ્રમાણે વેદાદિ શાસ્ત્ર પણ પૂર્ણ તથા અખંડ રસ (પ્રીતિ) સંપન્ન થઇ, આત્મારામનાં રૂપ ગુણાદિકનું વર્ણન કરી રહ્યા છે. અને તેટલા માટે શુક (પોપટ તથા શુકદેવ) નીલકંઠ (મયુર તથા શિવ) કપીશ્વર (હનુમાન્ તથા વાનર શ્રેષ્ઠ) તથા હંસ (પક્ષી તેમજ પરમહંસ) વગેરે આવીને જેના પર બેસે છે અને સુંદર મધુર ધ્વનિ કરીને અધિકારી પુરૂષોના ચિત્તને આનંદ ઉપજાવે છે. અર્થાત્ સંસારના તાપોની શાન્તિને માટે એક આત્મારામજ આશ્રય લેવા યોગ્ય છે. ત્યાં આગળ સ્થિત થવાથી દુઃખોનો નાશ થઇ, આનંદ મયતા પ્રાપ્ત થાય છે. એથી કરીને "અંહી આવો, અંહી આવો, અમે એના વિષે સ્થિત થઇને અંતર્બાહ્ય પર શાંતિ અનુભવીએ છીએ." એ પ્રમાણે પક્ષીઓના મધુર શબ્દની પેઠે તેઓ પોતાના સુંદર વચનો વડે ઉપદેશ કરી રહ્યા છે. રાજાના સુંદર બગીચામાં હરકોઇ પ્રવેશ કરી શકતું નથી, તેજ પ્રમાણે આત્મા રૂપી બગીચામાં માત્ર યોગ્ય અધિકારી પુરૂષોજ આવે છે અને તેમને ત્યાંની સ્થિતિ સિદ્ધિ આપે છે. આત્મારામનો યોગ સિદ્ધિદાયક કોને થાય છે? શંકરાચાર્યજી કહે છે કેઃ—

परिपक्वं मनो येषां केवलोऽयं च सिद्धिदः ।

गुरुदैवतभक्तानां सर्वेषां सुलभो भवात् ॥

જેનું મન રાગાદિ મળરહિત છે, અર્થાત્ જેણે ષડરિપુને જીત્યો છે, તેનેજ આત્મારામયોગની સિદ્ધિ થાય છે. વાને પ્રત્યગાત્માથી અભિન્ન બ્રહ્મનું અપરોક્ષ જ્ઞાન થઇ સ્વરૂપમાં અવસ્થાનરૂપ મુક્તિ થાય છે. અપરિપક્વ અન્તાકરણવાળા પુરૂષોને આઃઆત્મારામયોગના વિષે પ્રવેશ થવો દુર્લભ છે, તો ત્યાં આગળ સ્થિતિ થવી તો ઘણી દૂરજ રહી. પરન્તુ જેઓ ગુરૂ તથા દેવની ભક્તિ કરે છે તેવાને અત્યન્ત સુલભવાથી તેમજ શીઘ્રતાથી આત્મા-

રામમાં પ્રવેશ તથા સ્થિતિ થઇ શકે છે. જેનું મન પરિપક્વ થયું છે તેવાને જે દુઃસાધ્ય હોય છે તે પણ ગુરૂકૃપા પ્રભાવવડે સુસાધ્ય થાય છે. આ ભક્તિને માટે વર્ણાશ્રમનિરપેક્ષ મનુષ્યમાત્રનો અધિકાર હોવાથી ' સર્વેષાં ' એવું પદ રાખ્યું છે. કોઇ મહાત્માએ મનને આ પ્રમાણે ઉપદેશ કર્યો છે.

## પદરાગ-સોરઠ. તાલ ચલતી.

રે મન દેખો સુલભ ઉપાવ; જનન મરન ચુકનેકુ સત્વર ધર સદ્‌ગુરૂકે પાંવ ॥ ધ્રુ० શીતોષ્ણાદિક સહકર બનમેં રહત છોડકર ગાંવ; બસન ત્યાગ પંચાગ્નિ સાધન કર, ન જાને નિજ ઠાવ ॥ ૧ ॥ શ્રદ્ધા ગુરૂ બચન પર રખકે કરો તરન પદ નાવ ॥ અન્ય સાધન કરકે હોવે તત્પદમેં અટકાવ ॥ ૨ ॥ જીવ કરત શિવ દેશિક યહસિખ નિર્મલ અંતર્ભાવ; દત્તાત્રય પ્રભુ નાથ નિરંજન સકલ ગુરૂનકા રાવ ॥ ૩ ॥

હે મન ! જન્મ મરણ રૂપી ફેરો ચુકાવવાને માટે સુલભ સાધન જે સદ્‌ગુરૂનાં ચરણ છે, તેને શરણે જાઓ. ઘણા મનુષ્યો શીતોષ્ણાદિ ( ટાઢ તડકો ) દ્વંદ્વોને સહન કરે છે, ઘરબારને તજી, એકાંત વનમાં નિવાસ કરે છે, પરન્તુ પોતાના સ્વરૂપનું ઠામ ઠેકાણું તેમને માલુમ પડતું નથી. એટલા માટે ગુરૂવાક્ય પર શ્રદ્ધા રાખી, એમના ચરણના વિષે અનન્ય પ્રીતિ રાખી, સેવા પૂર્વક શ્રવણ મનનાદિ કરવામાં આવશે તો જીવને શિવભાવની પ્રાપ્તિ થશે. બીજા સાધનોના વિષે તત્પદ ( બ્રહ્મ પદ ) માં સ્થિતિ કરાવી દેવાનું સામર્થ્ય નથી. એવા અન્ય સાધનોનો આશ્રય કરી, કોઇ દુરાગ્રહ પકડી એ પદના વિષે પહોંચવાનો પ્રયાસ કરશે તો રાજમંદિરના દ્વારપાલની પેઠે ત્યાં આગળ અટકાવજ થશે. માટે શુદ્ધ ભાવ ધારણ કરી, સકલ ગુર્વાદિકોના ગુરૂ એવા જે દત્તાત્રય, તેમને શરણ જશો તો તમને નિરંજન સુખની પ્રાપ્તિ થશે. કવિ કહે છે કેઃ—

आधिव्याधिनिपातदेहजनकस्त्रातस्त्वमेव प्रभुः ।
भोगाशामपहर्तुमेव हि सुहृद्रूपाः खला बान्धवाः ।
चेतःस्वास्थ्यहरी कलाभिरपरा सर्वस्वहारी सुतः ।
स्वात्मैकः परमार्थबन्धुरनघः श्रीमान्गुरुर्मोक्षदः ॥

આધિ અર્થાત્ માનસિક પીડા તથા વ્યાધિ, નાના પ્રકારના [illegible] મ

કમળાનું નિવાસ સ્થાન એવું જે શરીર, તેના ઉત્પાદક માતા તથા પિતા હોય છે. અર્થાત્ માતા પિતાથી પ્રાપ્ત થએલા દેહથી સુખ નથી. સર્વ કાલ આધિવ્યાધિ વડે વ્યાપ્ત દુઃખોનીજ પરંપરા પ્રાપ્ત થાય છે. એથી કરીને માતા પિતા પણ પ્રીતિ પાત્ર નથી તેમજ દેહ પણ પ્રીતિ પાત્ર નથી. આપણે જેમને બાન્ધવ સમજીએ છીએ તે વાસ્તવિક હિત કર્તા નથી, બન્ધન હેતુજ તેમને જાણવા. પોતાના સ્વાર્થને સારૂ સ્નેહભાવ આપણા પ્રત્યે દર્શાવી, આખરે દુષ્ટતા કર્યા વિના રહેતા નથી. અબલા યાને સ્ત્રી અલ્પ બલવાળી હોવા છતાં, નાના પ્રકારના હાવ ભાવની કળાથી ચિત્તની સ્વસ્થતા હરી લે છે. પુત્ર પણ એજ પ્રમાણે સર્વસ્વનો નાશ કરનારો છે. વિચાર કરોઃ—

जायमानो हरेद्भार्यां वर्द्धमानो हरेद्धनम् ।

म्रियमाणो हरेत्प्राणान्नास्ति पुत्रसमो रिपुः ॥

કવિ કહે છે કે જગતમાં પ્રીતિપાત્ર વિષય ત્રણ કહેવાય છે, સ્ત્રી, ધન તથા પ્રાણ. પુત્ર એ ત્રણેનું હરણ કરે છે. કેવી રીતે ? પુત્ર જન્મતાંજ સ્ત્રીનું બલ તથા યૌવનનું હરણ કરે છે, અથવા કોઇ કોઇ વાર જન્મ સમયે પ્રાણ પણ લે છે. પુત્રનું લાલન પાલન કરી ઉછેરવામાં તથા વિદ્યાભ્યાસ તેમજ લગ્ન ક્રિયાદિને માટે દ્રવ્ય કાંઈ થોડું ખર્ચવું પડતું નથી. પિતા જો કે ખર્ચ કરે છે, તો પણ દ્રવ્ય ખર્ચતી વખતે મનમાં શોક તો થાય છેજ. જો કદાચ પુત્ર મરી જાય તો તેનો પિતા મૃત તુલ્ય બની જાય છે, અને મ્હોડેથી પણ કહે છે કે 'અરે ! હું મરી ગયો, અથવા હું કેમ ન મરી ગયો ?' એથી કરીને પુત્ર મરતાં બાપના પ્રાણ હરે છે એમ કવિએ કહ્યું છે. બીજો શત્રુ તો એક એક વસ્તુનું હરણ કરે છે પણ આ તો એક સામટાં ત્રણેનું હરણ કરે છે. એટલા માટે પુત્ર સમાન બીજો કોઇ શત્રુ નથી. સારાંશ, એ છે કે મોક્ષ લક્ષ્મી યુક્ત, મોક્ષપ્રદ, નિષ્પાપ તથા સત્ય હિતકર્તા એકલા ગુરૂદેવજ છે. મનુસ્મૃતિ તથા ભારતાદિમાં લખ્યું છે કેઃ—

उत्पादकब्रह्मदात्रोर्गरीयान्ब्रह्मदः पिता ।

ब्रह्मजन्म हि विप्रस्य प्रेत्य चेह च शाश्वतम् ॥

शरीरमेतौ कुरुतः पिता माता च भारत ।

आचार्यदत्ता या जातिः सा नित्या साऽजराऽमरा ॥

આ સ્થૂલ શરીરની ઉત્પત્તિ કરનારા પિતા તથા બ્રહ્મભાવની પ્રાપ્તિ કરાવનારા ગુરૂ, એ બન્નેમાં બ્રહ્મભાવની પ્રાપ્તિ કરાવનારા ગુરૂરૂપ પિતાને

અત્યંન્ત શ્રેષ્ઠ સમજવા. કારણ કે અધિકારી પુરૂષને બ્રહ્મોપદેશક ગુરૂદ્વારા બ્રહ્મ વિદ્યાની પ્રાપ્તિરૂપી જે જન્મ પ્રાપ્ત થાય છે, તે જીવિત અવસ્થામાં કાયમ રહે છે, એટલુંજ નહિ પણ મરણ બાદ પણ સર્વ કાલને માટે નિત્ય રહે છે. અર્થાત્ એ જન્મનો કદી નાશ થતો નથી. તથા શાંતિ પર્વમાં ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે કે હે ભારત ! લોક પ્રસિદ્ધ માતા તથા પિતા જે શરીર ઉત્પન્ન કરે છે, તે જરા મરણ યુક્ત હોય છે. પરન્તુ બ્રહ્મવેત્તાગુરૂ અધિકારી પુરૂષને જે જાતિની પ્રાપ્તિ કરાવે છે તે જાતિ નિત્ય અજરામર રહે છે. એથી કરીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરનારા ગુરૂ લૌકિક માતા પિતાના કરતાં અત્યન્ત શ્રેષ્ઠ છે. લૌકિક માતા પિતા આ શરીરરૂપી મિથ્યા આત્માની ઉત્પત્તિ કરે છે, જેનાથી બધા પ્રાણીમાત્રને અનેક પ્રકારનાં દુઃખ પ્રાપ્ત થાય છે. પરન્તુ ગુરૂદ્વારા મુખ્ય આત્માની પ્રાપ્તિ થાય છે, જેનાવડે પરમાનંદ મળે છે. અહિં શંકા એવી થઇ શકે, કે એ પ્રકારના ઉત્તમ ગુરૂ પ્રાપ્ત થવા બહુ કઠણ છે. બરાબર એમાં શો શક ? દરેક પહાડમાં કયાં સિંહ મળી આવે છે ? કસ્તુરી મૃગ શું દરેક વનમાં નિવાસ કરે છે ? હાથીના મસ્તકમાં મોતી રહે છે, પરન્તુ તે કયાં જોવામાં આવે છે ? કલ્પતરૂ તથા કામધેનુ અને સ્પર્શ મણિ કોણ આપણને દેખાડી શકે તેમ છે ? તેજ પ્રમાણે મહાનુભાવ સદ્ગુરૂ પણ ઘેર ઘેર આપણા જોવામાં શી રીતે આવી શકે ? અમૂલ્ય તથા સુંદર વસ્તુ જગત્માં કયાં સૂપડે ને ટોપલે ભરાતી આપણા જોવામાં આવે છે ? તેની તો દુર્લભતા ( અછત ) જ હોય છે. મહાદેવજી પાર્વતિને કહે છે કે:--

गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः ।

दुर्लभः सद्गुरुर्देवि शिष्यहृत्तापहारकः ।

હે દેવિ ! શિષ્યોના ધનનું હરણ કરનારા ગુરૂઓની આ કલિ કાલમાં ખોટ નથી, પરંતુ શિષ્યને અધ્યાત્મજ્ઞાનનો ઉપદેશ કરી તેના આધ્યાત્મિકાદિ ત્રિવિધ તાપનો નાશ કરનારા સદ્ગુરૂ દુર્લભજ સમજવા. આ શ્લોકના વિષે ગુરૂ તથા સદ્ગુરૂ એ બે પદ હોવાથી તેનું તારતમ્ય સમજવું. વેદાધ્યયન, વ્યાખ્યાન, જ્યોતિષ, આગમમંત્ર, વાયુધારણા, મહામુદ્રા, ઇત્યાદિ શીખવનારા ગુરૂઓ ઘણા મળે છે અને મળવાનાજ. પરંતુ सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् ' એ શ્રોત વાકયાનુસાર સત્ અદ્વિતીય આત્માનો બોધ કરનારા તથા અનુભવ કરાવનારા એવા જે ગુરૂના ગુરૂ જે સદ્ગુરૂ કહેવાય છે તે તો દુર્લભજ હોય છે. તેમ છતાં નહિ મળશે એમ ના સમજવું. શિષ્યના મનમાં ત્રિતાપનો નાશ કરવાની ઉત્કટ ઇચ્છા ઉત્પન્ન થઇ હોય અને તે સારૂ તે

પોતાના માટે યોગ્ય અધિકાર સંપન્ન કરી લે તો નિઃસંદેહ સદ્દગુરૂ તેને દર્શન આપ્યા વગર રહે નહિ. કેમકે સદ્દગુરૂ તો પરમાત્માનું રૂપજ છે એ પ્રમાણે શ્રુતિ સ્મૃતિ પુરાણોના વચનથી સિદ્ધ થાય છે. પરન્તુ તે ક્યારૂપવડે, કઇ જગ્યાએ દર્શન આપી દીક્ષાવડે શિષ્યનું કલ્યાણ કરશે તેને સારૂ કાંઇ નિયમ નથી. ગુરૂ ગીતામાં કહ્યું છે કેઃ—

यो गुरुः स शिवः साक्षाद्यः शिवः स गुरुर्मतः ।
गुरौ मयि न भेदोऽस्ति भेदस्तत्र निरर्थकः ॥
गकारः सिद्धिदः प्रोक्तो रेफः पापस्य दाहकः ।
उकारः शंभुरित्युक्तस्त्रितयात्मा गुरुःस्मृतः ॥

જે ગુરૂ છે તે શિવ-રૂપ છે અને જે શિવ છે તે ગુરૂ-રૂપ છે. ગુરૂ તથા મ્હારૂં સ્વરૂપ, એ બેમાં ભિન્નભાવ વ્યર્થ છે. ગકારને સિદ્ધિદાયક તથા રકારને પાપનાશક કહ્યો છે, અને ઉકાર શિવવાચક છે. એ ત્રણે શબ્દો મળીને ગુરૂશબ્દ બને છે. ' ગ ' તથા ' ઉ ' મળીને ' ગુ. ' અને ' ર ' તથા ' ઉ ' મળીને ' રૂ. ' એ પ્રમાણે ગુરૂશબ્દ બન્યો. અર્થાત્ મોક્ષસિદ્ધિપ્રદાતા તથા પાપસંહર્તા શિવ એવો એ શબ્દનો અર્થ થયો. શંકરે જે પ્રમાણે ત્રિપુરને ક્ષણમાત્રમાં ભસ્મ કર્યો તેજ પ્રમાણે ગુરૂરૂપ શિવ પણ અત્યંત દૃઢ સ્વાનુભવરૂપ ઉત્તમ ધનુષ્યના વિષે અતિ તીક્ષ્ણ એવાં બોધરૂપ બાણો લગાડીને શિષ્યનાં દુઃખના હેતુ જે ત્રિપુર—સ્થૂળ, સૂક્ષ્મ, તથા કારણ શરીર— એ ત્રણેને ક્ષણમાત્રમાં ભસ્મ કરીદે છે. અને તે વખતે તુર્યાતીતતા પ્રાપ્ત થઇ, સર્વકાલને માટે પરમાનંદ સ્થિતિ બની રહે છે આ ત્રિપુરદહનનું વર્ણન પુષ્પદંત ગંધર્વે કર્યું છે, તે અંહી કિંચિત બતાવવામાં આવે છે

रथः क्षोणी यंता शतधृतिरगेंद्रो धनुरथो ।
रथांगे चन्द्राकौं रथचरणपाणिः शर इति ।
दिधक्षोस्ते कोऽयं त्रिपुरतृणमाडंबरविधि—।
र्विधेयैः क्रीडंत्यो न खलु परतंत्राः प्रभुधियः ॥

તારકાસુરના ત્રણ પુત્ર, નામે તારકાક્ષ, વિદ્યુન્માલી, અને કમળલોચન. એ ત્રણેએ અનંતકાળપર્યંત બ્રહ્મદેવની આરાધના કરી હતી, જેથી બ્રહ્મદેવે એમનાપર કૃપા કરી એમની રક્ષાને સારૂ અભેદ્ય એવાં ત્રણ પુર (નગરો) નિર્માણ કર્યાં હતાં. જેમાંથી એક સુવર્ણનું, બીજું રૂપાનું તથા ત્રીજું

લોખંડનું હતું. એ ત્રણે નગરો દેવના એક હજાર વર્ષ વીત્યા બાદ અંતરિક્ષ મંડલમાં ફરતાં ફરતાં એક ક્ષણ માત્ર સમાન રેખા (સીધી લીટી) માં આવી જતાં. એટલા અલ્પ કાળમાં–જેટલો વખત એ નગરોની સમરેખામાં સ્થિતિ હોય તેટલો વખત સુધીમાં–જો કોઇ ધનુર્ધારી એ નગરોને ભેદે તો તે નગરીઓનો નાશ થઇ શકે એ પ્રમાણે બ્રહ્મદેવનું વરદાન હતું. આવા વર પ્રદાનથી ઉન્મત્ત બનીને તેઓ જ્યારે ત્રૈલોક્યને દુઃખ દેવા લાગ્યા ત્યારે સઘળા દેવો અને મુનિગણ ભગવાન્ વિષ્ણુ સમેત મહાદેવની પાસે જઇ ત્રિપુર વૃતાન્તનું કથન કરવા લાગ્યા. મહાદેવ સર્વને અભયદાન આપી એ ત્રિપુરના નાશને માટે પ્રવૃત્ત થયા. તે વખતે કેવી તૈયારી કરી હતી તેનું ઉપરના શ્લોકમાં વર્ણન કરેલું છે. પૃથ્વીનો રથ બનાવીને સૂર્ય ચન્દ્રને તે રથનાં પૈડાં (ચક્ર) કરી, મંદરાચલ પર્વતને અક્ષ (ધરા) ની જગ્યાએ રાખ્યો. ચારે વેદરૂપી ઘોડા રાખી તેની લગામ (વચક) તરીકે શાસ્ત્રોની વ્યવસ્થા કરીને બ્રહ્મ દેવને સારથી બનાવ્યા. મેરૂ પર્વતનું ધનુષ્ય બનાવીને શેષની પ્રત્યંચા (દોરી) તેને લગાડી અને વિષ્ણુનું બાણ કરીને જોડી દીધું. એ પ્રકારની સામગ્રીઓ લઇને પરમાત્મા શંકર રથી બન્યા અને બાણાગ્ર પર પાશુપતાસ્ત્રની સ્થાપના કરીને એ ત્રણે પુર જ્યારે સમરેખામાં આવ્યાં તેજ વખતે તેમને બાળી નાંખ્યાં. ત્યાર બાદ દેવતા મુનિગણ વગેરે સર્વ આનંદિત થઇ શંકરનું સ્તવન કરવા લાગ્યા અને પુષ્પ વૃષ્ટિ કરી. પુષ્પદંત સ્તુતિમાં કહે છે કે હે પ્રભો ! ત્રિપુરરૂપી તૃણ (ઘાસ) ને સળગાવવાને માટે આપે કેટલો બધો આડંબર કર્યો ! જેનો નખ વડે છેદ થઇ શકતો હોય તેને સારૂ હાથમાં કુહાડો કોણ લેશે ? ઇચ્છામાત્રથી બ્રહ્માંડને ભસ્મીભૂત કરવાવાળા આપની આગળ ત્રિપુરાસુર ઘાસ જેવાજ હતા. અગ્નિને ઘાસને સળગાવતાં કેટલી મહેનત ? પરન્તુ આપે આટલો બધો પ્રયાસ કર્યો તે પરથી સિદ્ધ થાય છે કે સમર્થ પુરૂષોની ઇચ્છા પરતંત્ર નથી હોતી. તેઓ સ્વેચ્છાથી પોતાની સ્વાધીન વસ્તુઓની સાથે ચાહે તેવી ક્રીડા કરે છે. જે પ્રમાણે શંકરે ત્રિપુરનો સંહાર કર્યો, તેજ પ્રમાણે આપણા દુઃખના હેતુ ત્રિપુરાસુરનો નાશ, "શં સુખં કરોતીતિ શંકરઃ" મોક્ષ સુખ પ્રાપ્ત કરાવનારા ગુરૂરૂપ શંકર વગર બીજું કોણ કરવાનું હતું ? આપણે જ્યારે એમને શરણ જઇશું ત્યારે એ (સદ્ગુરૂ) શરીર રથ ઉપર ધનુર્ધારી રથી બનીને બેસશે અને તત્કાલ ત્રિપુરને બાળી નાંખશે અને આપણને આનંદરૂપ બનાવશે. એને માટે તૈયારી પણ અનુપમ કરવી જોઇએ. પૃથ્વીનો અંશ જેનામાં અધિક છે એવું આ શરીર રથ સ્થાનીય છે. શ્રુત્યા-

દિકોમાં શરીરનું રથ રૂપે વર્ણન કર્યું છે. એ રથને ચંદ્ર સૂર્યની પેઠે ઉજ્જવલ શુભ કર્મ રૂપી ચક્ર (પૈડું) જોડવું જોઇએ. કર્મ વડેજ સ્વર્ગમાં તેમજ નરકમાં જવાય છે. મંદર પર્વત તુલ્ય શુભકર્મચ્યુત ન થવાય તેટલા માટે સ્થૈર્ય (દૃઢતા) જોઇએ; એજ અક્ષ (ધરી) સમજવી. વૈદિકકર્માનુષ્ઠાન પરાયણ ઇન્દ્રિયો સુશિક્ષિત અશ્વસ્થાનમાં તેમજ શાસ્ત્રીય વિવેકયુક્ત મનની લગામ કરીને, બ્રહ્મજ મ્હારી પરમ ગતિ અને દેવ છે એ પ્રકારની નિશ્ચયાત્મિકા બુદ્ધિને સારથી બનાવવી જોઇએ. બાદ શંકરરૂપ ગુરૂ રથી થઇને મેરૂવત્ અચલ ભક્તિનું ધનુષ્ય બનાવીને, શેષ તુલ્ય વિશાલ વૈરાગ્ય-ઉભય લોકોના વિષય ભોગોના પ્રત્યે અનાસક્તિ-તેની પ્રત્યંચા (દોરી) બનાવીને તેમાં જ્ઞાનરૂપ વિષ્ણુ બાણ જોડીને છોડશે તો જાગૃતિ, સ્વપ્ન તથા સુષુપ્તિ એ ત્રણે પુરમાં નિવાસ કરનારા વિશ્વ, તૈજસ તથા પ્રાજ્ઞરૂપી ત્રિપુરાસુર બળીને ભસ્મ થઇ જશે. અને ત્યારબાદ જીવ ભાવ નષ્ટ થઇ જઇ, બ્રહ્મરૂપતા (શિવ સાયુજ્ય) પ્રાપ્ત થઈ સર્વ અનર્થોની નિવૃત્તિ પૂર્વક આનંદના વિષે સર્વદા સ્થિતિ રહેશે. જાગૃતિમાં દેહાદિ દૃશ્ય વિશ્વ સ્પષ્ટ અને ઉત્તમ પ્રતીત થાય છે એથી એને (જાગૃતિને) સુવર્ણપુર સમજવું. સુવર્ણ-શોભન વર્ણ-દેહનો જાગૃતિમાંજ થાય છે. સુવર્ણના કરતાં રૂપાંનો વર્ણ (ચકચકાટ) કમ હોય છે, તેજ પ્રમાણે સ્વપ્નના વિષે દેહાદિ વિશ્વ હોવાથી સ્વપ્નપુરને રૂપાનું પુર જાણવું. લોખંડનો વર્ણ કાળો છે. તેજ પ્રમાણે સુષુપ્તિના વિષે કેવળ અંધેર હોવાથી તેને લોહપુર સમજવું. એ ત્રણે અવસ્થાઓના અભિમાની જે વિશ્વ તૈજસ તથા પ્રાજ્ઞ જીવાત્મા કહ્યા છે તેમને ત્રિપુરાસુર સમજવા. જ્યાંસુધી તેમની સ્થિતિ છે, ત્યાં સુધી સંસારની નિવૃત્તિ નહિ થાય અને પરમાનંદ સ્થિતિ પણ પ્રાપ્ત નહિ થાય. એથી કરીને સદ્ગુરૂ રૂપ શંકરને શરણ જવાથી જ્ઞાનશર વડે તે તેમનો (ત્રિપુરનો) નાશ કરશે અને શિષ્યને તુર્યાની પ્રાપ્તિ કરાવશે. એ તુર્યાની જે પરિપક્વતા તેજ ઉન્મની અથવા તુર્યાતીતતા સમજવી. તાત્પર્ય એ છે કે, શંકર અને ગુરૂ એ બન્ને એકજ સચ્ચિદાનંદ રૂપ છે, એમ સમજીને તેમની આરાધના કરવી. આ પ્રમાણે ત્રિપુરાસુર કથાનું રૂપક વર્ણવ્યું છે. ગુરૂ તથા પરમાત્મા એકજ છે, એ આશયનું ગીતામાં પણ પ્રતિપાદન કરવામાં આવ્યું છે:—

सर्वस्य चाहं हृदि संनिविष्टो मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो वेदान्तकृद्वेदविदेव चाहम् ॥

હે અર્જુન! બ્રહ્માદિ સ્તંભ પર્યન્ત પ્રાણી માત્રની બુદ્ધિરૂપ ગુહામાં હું પરમેશ્વર ક્ષેત્રજ્ઞરૂપથી પ્રવિષ્ટ થઇને રહેલો છું. આ વચન વડે નિખિલ પ્રાણી સમૂહ પરમાત્મસ્વરૂપ હોવાથી ભેદ દૃષ્ટિને અવકાશ નથી, એ પ્રમાણે

ધ્વનિ નીકળે છે. તથા મારી ઉપાસનાથી શુદ્ધાન્તઃ કરણવાળા મનુષ્યોને હું પરમેશ્વર વડેજ શાસ્ત્ર તથા આચાર્યના અનુગ્રહની સ્મૃતિ થાય છે. અર્થાત્ શ્રીગુરૂદેવે જે કહ્યું કે 'નિર્વિશેષ પરિચ્છેદ શૂન્ય આત્મા તું છે,' તે આત્માના વિષે સ્વાત્માની સ્મૃતિ તથા આ સર્વ દૃશ્યજગત્ અને હું બ્રહ્મરૂપ છું એ પ્રમાણે બ્રહ્મમાત્રત્વ જ્ઞાન થાય છે. મારી ઉપાસના શૂન્ય મલિન બુદ્ધિવાળા પુરૂષોને મ્હારાવડે એવી સ્મૃતિ અને જ્ઞાન થવાં અસંભવિત છે. તેજ પ્રમાણે ઋગાદિ સર્વ વેદોદ્વારા જ્ઞાતવ્ય એવો જે નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સ્વભાવ, સચ્ચિદાનંદૈકરસ, અદ્વિતીય પરમાત્મા, તથા આ લોકના વિષે અધિકારી શિષ્યોના પ્રત્યે આચાર્યરૂપે વેદાન્તાદિકોના અર્થનો પ્રકાશ કરનારો પણ હુંજ છું. અને વેદવિત્-બ્રહ્મવેત્તા પણ હુંજ છું. (વેદનો અર્થ જે નિર્વિશેષ પરબ્રહ્મ તેને, મારા તેમજ ગુરૂના અનુગ્રહવડે જે આત્મતત્વથી જાણે છે તેજ બ્રહ્મવેત્તા વેદવિત્ કહેવાય છે, કેવળ વેદના અક્ષરોને જાણવાવાળો નહિ.) પ્રથમ પરમાત્માએ સકલ પ્રાણીમાત્રને પોતાનું સ્વરૂપ કહી, પછી વિશેષતાથી વેદાન્તકૃત્ તથા વેદવિત્ પણ હુંજ છું એ પ્રમાણે કહ્યું. તેમાં આશય એ છે કે મૂઢ તેમજ જ્ઞાની પુરૂષોએ બ્રહ્મવેત્તા અને વેદાન્તના ઉપદેશકના પ્રત્યે ઇશ્વર બુદ્ધિ અવશ્ય રાખવી જોઇએ. આ વચનથી એ સિદ્ધાન્ત પ્રતિપાદન થાય છે. માટે કદી કોઇએ ગુરૂને પરમાત્માથી ભિન્ન ન જાણવા. ગુરૂકૃપાથી આત્મારામમાં કોની સ્થિતિ થઇ હતી તે સારૂ એક દૃષ્ટાન્ત આપવામાં આવે છે. આ પ્રમાણે જ્ઞાનેશ્વર મહારાજ તથા ચાંગદેવ યોગીશ્વરની મુલાકાત થઇ, તેમને નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત થઇ હતી. દક્ષિણમાં નગર જીલ્લામા નારાયણડોહ નામના ગામના તલાટી મુધોપંત બ્રાહ્મણને જે પુત્ર થયો હતો તે દેખાવમાં સુંદર (ચાંગલા) હોવાથી તેના મા બાપ તથા ગામના લોકો પણ તેને ચાંગદેવ કહીને બોલાવતા. એ મરૂદ્‌ગણનો અવતાર હોઇ, ઘણીજ સૂક્ષ્મ બુદ્ધિવાળો થયો. ઉપનયનસંસ્કારબાદ ગુરૂએ એને વિદ્યા શીખવવા માંડતાં ગુરૂ એકવાર બોલે એટલે એને મ્હોંડે ચઢી જાય અને અર્થ પણ સમજાય. એથી કરીને વેદ શાસ્ત્ર પુરાણ ધર્મશાસ્ત્ર મંત્ર તંત્ર યોગાદિમાં એ ટુંક સમયમાં પ્રવીણ બન્યો. અણિમાદિ સિદ્ધિઓ પણ એને પ્રાપ્ત થએલી હોવાથી, લોકોને એ તેનો ચમત્કાર બતાવવા લાગ્યો, અને લોકો એને મહાસિદ્ધ માની, એના શિષ્ય બની ગયા. કાલવંચના કરી ૧૪૦૦ (ચૌદસેં) વરસ સુધી એણે શરીર રક્ષા કરી હતી. જ્યાં સુધી યોગિની સમાધિમાં સ્થિતિ હોય છે ત્યાંસુધી કાલનો કશો પ્રભાવ ચાલતો નથી. દરેક શતકના વિષે કાલવંચના કરી આત્માને પાછો શરીરમાં લાવી વ્યવહાર ચલા-

બ્યાં કરતો હતો અને પોતાનું નામ તથા સ્થાન બદલી નાંખતો. આટલું સામર્થ્ય હોવા છતાં હજી એમણે સદ્દગુરૂ કર્યો ન હતો. પરન્તુ લોકોએ કૃપા પૂર્વક એને ગુરૂપદપર આરૂઢ કર્યો હતો. ફલવિના મોટું થએલું આમ્ર વૃક્ષ જેમ નકામું છે અથવા પાણી વગર સરોવરની જેમ શોભા જણાતી નથી, સંતાનવિના સ્ત્રીનો જન્મ જેમ નિરર્થક ગણાય છે, અથવા કૃપણનું મકાન સાતમાળનું બાંધેલું હશે તો પણ તેનો શો ઉપયોગ? તેજ પ્રમાણે સદ્દગુરૂને શરણ જઈ આત્મજ્ઞાનનો અનુભવ સંપાદન ન કર્યો હોય તો આયુષ્ય વ્યર્થ છે. મોરનાં પીછાં પર ઘણી આંખો હોય છે, પરન્તુ એકને પણ દૃષ્ટિ નથી; એ જેવાં નામનાંજ અને શોભાનાંજ નેત્ર છે તેજ પ્રમાણે અધ્યાત્મવિદ્યા શિવાય બાકીની બીજી બધી વિદ્યાઓ દૃષ્ટિ વગરની સમજવી. કેવળ શોભાની અને માન ખાટવાની. ચાંગદેવની સર્વ વિદ્યાઓના વિષે આટલી બધી પ્રવીણતા હોવા છતાં તેણે અધ્યાત્મજ્ઞાન સંપાદન ન કર્યું હોવાથી તથા યોગ સિદ્ધિની પ્રાપ્તિ થઇ જવાથી તેના અહંકારાદિ વિકાર નાશ પામ્યા ન હતા. પરંતુ સિદ્ધાઇનો વિશેષ અહંભાવ તથા ડોળ હતો જેથી લોકો પાસે સેવા પૂજા લેતા. જે પ્રમાણે વૈદ્ય આરોગ્યતાને માટે દરદીઓને આહાર વિહારની નિયમિતતા જાળવી પથ્ય પદાર્થનેજ વળગી રહેવા કહે પરન્તુ પોતે જાતે મનસ્વી અયોગ્ય વર્તન રાખે, કિંવા ક્ષેત્ર તીર્થાદિકમાં ન્હાયા વગરજ ભટજી જેમ યાત્રાળુઓને સંકલ્પ કરાવે છે, તેજ પ્રમાણે ચાંગદેવ પણ સદ્દગુરૂવડે અંકિત થયા વગર લોકોને પોતાથી અંકિત કરી, તેમની પાસેથી સેવા લયાં કરતા હતા. પરન્તુ તેની શાપ મુક્તિનો સમય સમીપમાં આવતાં તેમણે એક ચમત્કાર સાંભળ્યો અને આશ્ચર્ય ચકિત થયા. પરંતુ પ્રથમ તેના શાપનું કારણ આપણે ચર્ચીશું- ઇન્દ્રે પોતાના સેવક મરૂદ્દગણને કાંઇક કામ સોંપ્યું, જેના પ્રત્યે દુર્લક્ષ થતાં ઇન્દ્રે તેને શાપ દીધો કે તું મૃત્યુ લોકમાં મનુષ્ય જન્મ ધારણ કરશે. ત્યારબાદ ઘણા કાલાવાલા કરતાં ઇન્દ્રે અનુગ્રહ કરતાં જણાવ્યું કે શાપની નિવૃત્તિ ત્યારે થશે કે જ્યારે તું, બ્રહ્મા, વિષ્ણુ મહેશ તથા આદિશક્તિ સોપાનદેવ, જ્ઞાનદેવ, નિવૃત્તિનાથ, તથા મુક્તાબાઇનું રૂપ ધારણ કરી પૃથ્વી પર વિચરતાં, તેમને શરણ જઇશ અને અધ્યાત્મજ્ઞાન સંપન્ન થઇ, સર્વ જગતને પરમાત્મરૂપે દેખીશ. આવા કારણને લઇને તેને ઇન્દ્રે શાપ આપ્યો હતો, અને તેમાંથી મુક્તિ પણ કેવી રીતે થશે તે પણ સ્પષ્ટ જણાવ્યું હતું. હવે એ શાપાન્ત કાળમાં એક પૈઠણ ક્ષેત્રસ્થ બ્રાહ્મણના મ્હોંડેથી "જ્ઞાનેશ્વરે ભેંસને ઋગાદિવેદનું પઠન કરાવ્યું છે તથા કોઇ બ્રાહ્મણને ઘેર સ્વર્ગસ્થ પિતરોને બોલાવી સાક્ષાત્ તેનાં દર્શન કરાવ્યાં હતાં" એવી હકી-

કત સાંભળીને ચાંગદેવને ભારે અજાયબી થઇ. મનમાં નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યાઃ—"મ્હેં બહુ બહુ વિદ્યા સંપાદન કરી, યોગ સિદ્ધિ પણ મેળવી, અને ચૌદસો વરસ સુધી જીવતો રહ્યો પરંતુ મ્હારામાં આવું જ્ઞાનેશ્વર જેવું" સામર્થ્ય નથી. જ્ઞાનદેવની આવી ચમત્કૃતિનું વર્ણન સાંભળીને પહેલાં જેમ રીંછના મ્હોડેથી સુંદર ગાયન સાંભળીને નારદનો ગર્વ ગળી ગયો હતો, કિંવા અગસ્ત્યનું પરાક્રમ જોઇને જેમ સમુદ્ર ગર્વ શૂન્ય બની ગયો હતો તેજ પ્રમાણે સિદ્ધાઇનો અહંકાર જે ચાંગદેવમાં હતો તે પણ તેજ પ્રમાણે ગળી ગયો અને પૂર્વશ્રાપનું સ્મરણ થયું. ચાંગદેવે તે વખતે શિષ્યોને કહ્યું, "હવે હું જ્ઞાનેશ્વર સદ્ગુરૂની પાસે જઇને એમનો અનુગ્રહ લઉં છું." શિષ્યો કહેવા લાગ્યાઃ-"બીજાના વચન પર વિશ્વાસ રાખી સ્થાન ભ્રષ્ટ થવું યોગ્ય નથી; એથી મહત્વની હાનિ થાય છે. માટે આપ પ્રથમ એમને પત્ર લખો, અને એમનો જો બરાબર જવાબ આવે તો પછી આપ એમને શરણ જઇ શિષ્ય બનજો. કોઇપણ કાર્ય આપણી અગાઉથી ખાતરી મેળવીને કર્યું હોય તો, પછી તેમાં પાછળથી પશ્ચાતાપ કરવા વારો આવતો નથી. ક્યાં આપ અને ક્યાં જ્ઞાનેશ્વર! અમને તો જમીન આસમાનનો અંતર જણાય છે." શિષ્યોએ એ પ્રમાણે એનામાં બુદ્ધિભેદઉત્પન્ન કરવાનો પ્રયત્ન કર્યો; કેમકે ચાંગદેવની સંગતિથી તેમનો કુટુંબ નિર્વાહ સારી પેઠે થઇ શકતો હતો. રોજ લાડુ, બાસુંદી, શંખપુરી, માલપુવા, દૂધપાક, કદી જલેબી તો કદી ધારી, સાકરભાત મોતીચૂર ઇત્યાદિ નગદ માલ ઉડાવ્યાં કરતા. હવે જો અમારા સદ્ગુરૂ જ્ઞાનેશ્વરને પોતાના ગુરૂ બનાવી તેમની સેવામાં રહી પડશે તો અમારી સપળાની શી સ્થિતિ થશે? અમે ક્યાં જતા રહીશું? એ વિચારથી તેમણે ચાંગદેવને પત્ર લખવાની યુક્તિ સુઝાડી. ચાંગદેવે પણ વાત ઠીક છે એમ મનમાં વિચારી પત્ર લખવા સારૂ કાગળ તથા કલમ ખડીયો લાવવા શિષ્યને કહ્યું. કાગળ કલમ આવ્યા બાદ હાથમાં લઇ લખવાની શરૂઆત કરતી વખતે તેમના મનમાં એ શંકા ઉપજી કે મ્હારે જ્ઞાનેશ્વરને શું લખવું? તીર્થસ્વરૂપ લખવું કે ચિરંજીવ લખવું? પોતાના કરતાં વડીલ હોય તેમને તીર્થસ્વરૂપ તથા નાનાંઓને ચિરંજીવ લખવાનો રીવાજ છે. ચાંગદેવે વિચાર કર્યો કે તીર્થસ્વરૂપ લખું તો? પણ એ તો મારા કરતાં નાના છે; અને ચિરંજીવ પણ કેમ લખાય? મ્હારા કરતાં એ બધારે સમર્થ છે. તો હવે મારે શું કરવું? આખરે કંઇ ન સુઝવાથી કોરો કાગળજ મોકલવો તથા તેનો શો જવાબ મળે છે તે જોવું એવી એમને સ્ફુરણા થઇ. ત્યાર બાદ એમણે કાગળ લપેટીને શિષ્યોને આપ્યો અને કહ્યું

કે આલંદી ગ્રામમાં જઈ જ્ઞાનેશ્વરની મુલાકાત લઈ, આ પત્ર તેમને આપજો અને જવાબ લઇ આવજો. શિષ્ય ચાંગદેવને પ્રમાણ કરી આલંદી ગ્રામમાં આવી પ્હોંચ્યા. ત્યાં જ્ઞાનેશ્વરનું ઘર પૂછતાં પૂછતાં તેમને સ્થાનકે જઈ પહોંચ્યા. નિવૃત્તિનાથ, સોપાનદેવ તથા જ્ઞાનેશ્વર એ ત્રણે પાસ બેઠા હતા તેમને પ્રણામ કર્યા. જ્ઞાનેશ્વર તો તેમના કહેતાં પહેલાંજ બોલ્યાઃ–" ચાંગદેવ સિદ્ધ કુશળ છે? તમે તેમની પાસેથી પત્ર લઇને આવ્યા છો? ક્યાં છે તે પત્ર?" એટલા શબ્દ સાંભળીને શિષ્યો તો છક થઇ ગયા અને મનમાં તેજ ક્ષણે ચેતી ગયા કે આ આત્મનિષ્ઠ મહાત્મા સમર્થ સિદ્ધ પુરૂષ છે. શિષ્યોએ ચાંગદેવનો પત્ર અર્થાત્ કોરો કાગળ તેમની આગળ મૂક્યો. જ્ઞાનેશ્વર જો કે જાણતા હતા તો પણ તેમણે કાગળ ખોલ્યો અને જોયું તો તેના પર એક પણ અક્ષર લખેલો ન હતો. જ્ઞાનેશ્વર પોતાના ભાઇઓને કહેવા લાગ્યાઃ—ભાઇ! ચાંગદેવ, યોગના સામર્થ્યથી ચૈદસો વર્ષ જીવ્યા તો ખરા, પરન્તુ કોરાના કોરાજ રહ્યા; અને એટલા માટેજ આપણને એમની એ સ્થિતિ સમજાવવા સારૂ અર્થાત્-પોતે કોરાના કોરાજ રહ્યા છે, એવું બતાવી આપવા આ કોરો કાગળ મોકલ્યો હોય એમ લાગે છે. કાગળ ઉપર જ્યાં સુધી કાંઇ પણ લખ્યું ન હોય ત્યાં સુધી તેની શું કીમ્મત? અક્ષરની પ્રાપ્તિ થયા બાદજ અક્ષરના અધિકાર પ્રમાણે તેની કીમ્મત થાય છે. તેજ પ્રમાણે આ શરીર રૂપી કોરા કાગળને અક્ષર ( બ્રહ્મ ) ની પ્રાપ્તિ નથી થઇ, ત્યાં સુધી તેની કાંઇ પણ કીમ્મત કે યોગ્યતા હોય છે? ' अक्षरं ब्रह्मपरमं ' આ વચન પ્રમાણે ' અક્ષર ' એટલે પરબ્રહ્મ. મનુષ્યજન્મ ધારણ કરી ખાઇ, પીને ખેલવા શિવાય બીજું કાંઇ કર્યું નહિ અને જેવા આવ્યા તેવા ચાલ્યા ગયા તો પછી મનુષ્યજન્મની સાર્થકતા શી?" નિવૃત્તિનાથે કહ્યુઃ— "જ્ઞાનેશ્વર! એ ચાંગદેવને પોતાની સિદ્ધિનો બહુ ગર્વ છે, માટે એને ઉત્તર એવો લખવો કે જેથી એનો સઘળો અહંકાર નષ્ટ થઇ જાય. ત્યારબાદ જ્ઞાનેશ્વર ચાંગદેવને પત્ર લખવા મંડયા. નના મોટાની કલ્પના ઉત્પન્ન થઇ 'ચિરંજીવ લખું કે તીર્થ સ્વરૂપ લખું?' એ પ્રમાણે જે શંકા ચાંગદેવને થઇ હતી, તે સમજી જઇને તે પ્રમાણે તેમણે જવાબ લખવો શરૂ કર્યો.

॥ ओवी ॥

સ્વસ્તિ શ્રી વટેશ્વર ચાંગયા અવધારી; પરબ્રહ્મ અસે ચરાચરીં;
ત્યાજ વાંચૂન દુસરી પરી; દ્વૈતાચી વારી સ્વપ્નીં નસે.

હે વટેશ્વર સિદ્ધ ચાંગદેવ! સાંભળો! આ ચરાચર વિશ્વમાં પરબ્રહ્મ વસ્તુ વિના બીજી કોઇ વસ્તુ છે એવો દ્વૈતભાવ સ્વપ્નામાં પણ ન આણવો.

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥

એકજ ભૂતાત્મા પરમેશ્વર પ્રત્યેક પ્રાણીના વિષે રહ્યો છે. જે પ્રમાણે આકાશમાંહેનો ચન્દ્રમા એકજ હોવા છતાં ઉદક પૂર્ણ અનેકપાત્રોના વિષે પ્રતિબિંબિત થઇ અનેક પ્રકારે દેખાય છે, તેજ પ્રમાણે એ ભૂતાત્મા પણ એક તેમજ અનેક પ્રકારે જણાઇ રહ્યો છે. કિંવા.

एको हुताशो बहुधा समिध्यते एकः सूर्यस्तपसो योनिरेका ।
एको वायुर्बहुधा वाति लोके महोदधिश्चांभसां योनिरेकः ॥
पुरुषश्चैको निर्गुणो विश्वरूपः ।

અગ્નિ એક હોવા છતાં ઘણી રીતે પ્રકાશે છે; એકજ સૂર્ય પ્રકાશતું અદ્વિતીય નિધાન છે; એકજ વાયુ લોકમાં અનેક પ્રકારે વહી રહ્યો છે; એકજ સમુદ્ર અનેક જલનો આશ્રય છે; તેજ પ્રમાણે નિર્ગુણ પરમાત્મા વિશ્વરૂપ વડે પ્રકટ થયા છે. તે પરંબ્રહ્મ નાના પણ નથી તેમજ મોટાએ નથી, એક નથી અને અનેક પણ નથી, હ્રસ્વ નથી તેમજ દીર્ઘ પણ નથી; પાસેએ નથી તેમજ આઘે પણ નથી.

बहिरंतश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥

એ બ્રહ્મ અવ્યક્તથી સ્થૂલ પર્યન્ત સકલ ભૂતોને અન્તર્બાહ્ય વ્યાપી રહ્યા છે. સ્થાવરજંગમરૂપે સર્વ ભૂતોનો જે આભાસ દર્શનમાં આવીરહ્યા છે તે ચાંદીનો આભાસ જેમ છીપ છે તે પ્રમાણે બ્રહ્મજ છે. તો પછી એ સઘળાને " આ બ્રહ્મ છે " એ પ્રમાણે કેમ માની લેતા નથી ? આંધળાને જેમ સ્વરૂપ દેખાતું નથી, તેજ પ્રમાણે શ્રુતિ, આચાર્ય, ઈશ્વર પ્રસાદ શૂન્ય મલિન બુદ્ધિવાળા પુરૂષોને એ બ્રહ્મ સર્વાત્મરૂપ, પરિપૂર્ણ તેમજ અદ્વિતીય હોવા છતાં, તેનું જ્ઞાન થવું અશક્ય છે. વિવેક વૈરાગ્ય શમ દમાદિ સાધન શૂન્ય જનોને એ બ્રહ્મનું સ્વરૂપ પોતે હોવા છતાં લોકાલોકપર્વત ન્યાય દૂરજ રહેવાનું; અર્થાત્ શતાવધિ જન્મોમાં પણ પ્રાપ્ત થવું કઠણ છે. પરન્તુ તેજ બ્રહ્મ સદ્ગુરૂનો અનુગ્રહ સંપાદન કરનારા પ્રશાંતાત્મા પુરૂષોને સમીપ છે અર્થાત હૃદયમાં આત્મરૂપ વડે પ્રતીત થઇ શકે તેમ છે. હે ચાંગદેવ ! શરીર કોનું છે ? તેમાં કોણ રહે છે ? એનો વિચાર હજુ કર્યો જણાતો નથી, માટે હવે કર, ઘણા કષ્ટ વડે યોગાનુષ્ઠાન સિદ્ધ થતાં ઋદ્ધિ સિદ્ધિ પ્રાપ્ત

થાય છે, પરન્તુ સચ્ચિદાનંદ પરબ્રહ્મની પ્રાપ્તિ કાંઇ તેનાથી ઓછીજ થાય છે! ત્હેં ક્ષુદ્ર સિદ્ધિઓ મેળવી છે. યોગ શાસ્ત્રમાં કહ્યા મુજબ ધારણા વિશેષથી પ્રાપ્ત થનારી આકાશગમનાદિ સિદ્ધિ પ્રાપ્ત કરવામાં કેવળ ચાતુર્ય માત્રજ છે. પરંતુ તે સ્વરૂપ સ્થિતિ રૂપ સિદ્ધિ અર્થાત્ મુક્તિ નથી. હે યોગસિદ્ધ! તું એકી વખતે અનેક દેહોને ધારણ કરે છે, પરંતુ એ પ્રમાણે અખિલ જીવોને પણ દેહ સમૂહની પ્રાપ્તિ થવી શું દુર્લભ છે? શ્રમ જન્ય સ્વપ્ન તથા મનોરાજ્યમાં એનો સર્વેને અનુભવ થાય છે. વેદાંતમાં કહ્યું છે કે તત્વજ્ઞાન વડે સિદ્ધિ મળે છે પરંતુ તે તો 'સિદ્ધિ' એ શબ્દવડે "દેહ રહિત બ્રહ્મરૂપમાં અવસ્થાનરૂપ સિદ્ધિ" અર્થાત્ 'મુક્તિ' કહી છે. શરીરસમૂહ ધારણ કરી અનેક ભોગો ભોગવવાની સિદ્ધિ નથી કહી.

हे योगसिद्ध जानासि परकायप्रवेशनम् ।

परंतु नैव जानासि परकायप्रवेशनम् ॥

યોગ ધારણાથી પોતાને સિદ્ધ માનનારા હે ચાંગદેવ! તું બીજાના દેહમાં પ્રવેશ કરવાની યુક્તિ જાણે છે, પણ તે તારૂં કેવળ અભિમાન માત્રજ છે. કેમકે 'પર'યાને પરમાત્મા તેનો ભાગત્યાગલક્ષણાવડે ઉપદેશ કરનારા જે તત્ત્વમસ્યાદિમહાવાક્ય તેના વિષે દૃઢ મોક્ષની ઇચ્છા રાખી પ્રવેશ કરવાની તને અગત્ય જણાઇ નથી. "परं परमात्मानं कायति वक्ति भागत्यागलक्षणया तत्परकायं तत्त्वमस्यादि महावाक्यजातं तस्मिन्प्रवेशनम्" પિશાચાદિ તેમજ રોગજ્વરાદિ પણ પરકાયાના વિષે પ્રવેશ કરવાની યુક્તિ જાણે છે. જે જે યોનિઓને લાભદાયક એવાં ક્ષુદ્ર કર્મો કરવાથી તે તે યોનિમાં પ્રવેશ કરવાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તેને માટે મહાન્ ચિત્તનિરોધરૂપ પ્રયાસ કરવાની જરૂર પડતી નથી. પરકાયાપ્રવેશ એ સિદ્ધિ (મુક્તિ) નથી પરન્તુ બંધનજ છે, એ પ્રમાણે સકલ શાસ્ત્રોમાં તેમજ વિવેકી જનોમાં પ્રસિદ્ધ છે. તેટલા માટે તેને છોડી મોક્ષ સાધનભૂત વેદાન્ત શ્રવણાદિકના વિષે તું પ્રવૃત્ત થા. યોગસામર્થ્યથી તું લાંબો સમય સુધી જીવતો રહ્યો છે, પરંતુ જે ચિરજીવનમાં પણ મરણ અવશ્ય થાય છે, તેને ચિરંજીવિતની સિદ્ધિ કેમ કહી શકાય? એકાદ પુરૂષ જન્મથી મરણ પર્યન્ત રોગી રહીને સો વરસ સુધી જીવતો રહ્યો તો તેવું જીવન તેને શા ખપનું? ઐહિક તેમજ પારલૌકિક ભોગસાધન કર્મોનું આચરણ કરવાની તેનામાં અશક્તિ હોવાથી તેનું જીવન મરણ તુલ્યજ છે. તેજ પ્રમાણે મરણના ડરથી યોગ ધારણામાં સ્થિત થઇ ત્હેં જો કે ચિરજીવિત સાધ્યું છે, તો પણ આખરે મરવાનું તો અવશ્ય છેજ; એથી કરીને પૂર્વોક્ત રોગીના ચિરજીવન જેવું ત્હારૂં ચિરજીવિત યાને ચિર મરણ પણ છે, એમ

સમજી એવી યોગધારણાઓના વિષે આદર ન રાખવો. કેમકે મૃત્યુના ભયથી નિરંતર યોગધારણાના વિષે જેની સ્થિતિ રહે છે, તેની ઐહિક ભોગ સાધનોના વિષે પ્રવૃત્તિ થતી નથી માટે એ ભોગ વિલાસમય સ્થિતિ નથી. યોગ ધારણાનું ફલ જે ચિરંજીવિત્વ તેનો લાભ તો મળતોજ હોવાથી, એ ધારણાથી બીજું કશું ફળ મળતું નથી. અને એ ધારણા શિવાય અન્ય ધર્માનુષ્ઠાનનાં સાધનોનું આચરણ પણ થતું નથી માટે તેનું પારલૌકિક ફળ પણ નથી. અને મોક્ષનું સાધન જે શ્રવણાદિકના અનુષ્ઠાનની સિદ્ધિ છે તે તેનાવડે થતી નથી. એવું ચિરંજીવિત્વ એટલા માટે મરણ જેવુંજ જાણવું. હવે કદાચ એવી શંકા કરવામાં આવે કે મરણની નિવૃત્તિ એજ મોક્ષ છે તો યોગ ધારણાની નિન્દા શા માટે કરવી જોઇએ ? તો તેના સમાધાનમાં આટલુંજ બસ થશે કે સદ્રૂપ અદ્વૈત તથા અસદ્રૂપ દ્વૈત એ બન્નેમાં પરસ્પર ધર્મોનું આરોપણ કરવું એ જન્મ અને વિવેકવડે એ બન્નેને ભિન્ન જાણવા તેમજ અવલોકવા, એ મૃત્યુનું લક્ષણ છે. કિંવા લોક પ્રસિદ્ધ જન્મ મરણ ગ્રહણ કરવાં. તેનું તેમજ જરાદિકોનું નાશક જે જીવબ્રહ્મૈક્યસાક્ષાત્કારરૂપ વિજ્ઞાન અમૃત છે, તેનું તારે પ્રાશન કરવું. મુમુક્ષુઓને ઇષ્ટ જે મરણનિવૃત્તિરૂપ મોક્ષ તે જ્ઞાનવડેજ સાધ્ય છે, અને તેજ અત્યંત મરણનિવૃત્તિરૂપ પરમ પુરૂષાર્થ છે. એથી કરીને, એ એકદેશિક યોગધારણા વડે પ્રાપ્ત થનારી ચિરંજીવિત્વની અભિલાષા છોડી દઇ, વેદાંત શ્રવણના વિષે આદર રાખવો.

परचित्तस्थितं वस्तु त्वया ज्ञातं ततश्च किम् ।
स्वचित्तसंस्थितं वस्तु परं ब्रह्म विलोकय ॥

હે યોગી ચાંગદેવ ! તું ધારણાથી પરચિત્તમાં રહેલી વસ્તુને જાણે છે તો પણ તેથી શું ફલ થાય છે? કારણ, પરમાત્માથી ભિન્ન જે ચિત્ત તે કલ્પિત છે, અને તેમાં સ્થિત રહેલી વસ્તુ પણ તેવીજ કલ્પિત (મિથ્યા) છે. એથી કરીને એ મિથ્યા વસ્તુને જાણીને કૃતાર્થ થવુ તથા તેને સારૂ મહાન્ યોગરૂપ પ્રયાસ કરવો તે પણ વ્યર્થજ છે. મારૂં એમ કહેવાનું છે તે તું માનશે તો હું તને કૃતાર્થ સમજીશ. તું ત્હારા પોતાના વિષે સ્થિત એવી જે સત્યરૂપ પર બ્રહ્મ વસ્તુ છે તેનું સાક્ષાત્ અવલોકન કર અર્થાત્ કાર્યકારણથી રહિત દેશકાલવસ્તુપરિચ્છેદશૂન્ય આત્મ સ્વરૂપને જો. આપણાથી પૃથક્ રહેનારાં તથા ભ્રાંતિ સિદ્ધ જે સમષ્ટિ[1] વ્યષ્ટિ[2] અંતઃકરણ, તેમાં રહેનારૂં અખિલ જગદ્વિષયક જ્ઞાન પણ ભ્રમરૂપ હોવાથી

૧ સકલ ૨ એક.

તેનો કાંઇ ઉપયોગ નથી, તો પછી વ્યષ્ટિ અંતઃકરણનું એક દેશ[૩] એવું જે પરચિત્ત, તેના વિષે રહેલી વસ્તુઓના જ્ઞાનરૂપી સિદ્ધિ વડે કાંઇપણ પ્રયોજન સિદ્ધ થતું નથી, એ કહેવું પડે તેમ નથી. એથી કરીને તેનો અનાદર કરીને સ્વચિત્તનો બાધ કર (મિથ્યા કલ્પિત છે એમ સમજી નાશ કર) અને તેમાં સ્થિત એવી જે સત્ય તથા નિત્ય બ્રહ્મરૂપી વસ્તુ તેનું સાક્ષાત્ જ્ઞાન મેળવવા સારૂ વેદાંતશ્રવણના વિષે આદર રાખ. હે સિદ્ધ ! અત્યન્ત સમીપવર્તિ આત્માનું જો શ્રવણમનન-નિદિધ્યાસનદ્વારા દર્શન ન થાય અને દૂરદેશસ્થ ઉચ્ચારેલી વાણિનું શ્રવણ, તથા દૂરદેશસ્થ પદાર્થોનું દર્શન યોગ શાસ્ત્રની સિદ્ધિવડે થયાકરતું હોય તે પણ શા ઉપયોગનું છે ? દૂરદેશસ્થ શ્રવણદર્શનસિદ્ધિ અનાત્મવસ્તુ વિષયક હોવાથી, તે મિથ્યા હોઇ, તે ખાતર યોગાભ્યાસનો કરેલો શ્રમ પણ વ્યર્થજ છે. હે યોગીશ્વર ! તમને આકાશગમનાદિ સિદ્ધિ પ્રાપ્ત થઇ છે, તથા એકસ્થાનમાં અંતર્ધાન થઇ અન્યસ્થળે પ્રગટ થઇ શકો છો. પરન્તુઃ--

> भवन्ति वायसादीनामपि खेचरतादयः ।
> सिद्धिभिर्नैव सिध्येत सिद्धिभिः किं प्रयोजनम् ॥

આકાશમાં ગમન કરવું તથા અદૃશ્ય થઇજવું ઇત્યાદિ સિદ્ધિઓ કાગડા, બાજ તેમજ ગરૂડાદિ પક્ષીઓ તથા ભૂત વગેરેને પણ યોગધારણા વિના પ્રાપ્ત થએલી છે. અવિહિત કર્મોના અનુષ્ઠાનનું ફલ એ પક્ષીઆદિ યોનિઓને ખેચરત્વ સહજ પ્રાપ્ય છે. યોગાભ્યાસના શ્રમની તેમને આવશ્યકતા નથી. ક્ષુદ્ર કર્મવડે પણ એ યોની તથા એવી સિદ્ધિનો લાભ મળી શકે છે. પરંતુ તેવાં કર્મ, યોનિ તથા સિદ્ધિ તુચ્છ હોઇ તેને સારૂ કોઇ આદર કરતું નથી. તાત્પર્ય એ છે કે એ પ્રમાણે અનેક સિદ્ધિઓ મેળવવા છતાં પણ સંસારમાંથી મુક્તિ થતી નથી, એ નક્કી સમજવું. એવી સિદ્ધિઓવડે શારીરબલ, વીર્યાતિશય, પ્રતાપબાહુલ્ય, અંતર્ધાનતા, આકાશ ભ્રમણ ઇત્યાદિ સામર્થ્ય આવે છે, પરન્તુ વેદાન્તમાં વર્ણવેલી સિદ્ધિ અર્થાત્ મુક્તિ, તેનાથી સધાતી નથી. ખરી સિદ્ધિ તો 'બ્રહ્મથી અભિન્ન એવા પ્રત્યગાત્માનું પરિજ્ઞાન થવું' તેનેજ કહી છે. એ સિવાયની જે બીજી બધી સિદ્ધિઓ છે તે તો આત્મજ્ઞાનના માર્ગમાં વિઘ્નરૂપ છે, એમ મુનિ (મનનશીલ) સમજે છે, અને એવી સિદ્ધિઓનું શું પ્રયોજન છે ? એથી કરીને તું પણ બ્રહ્માત્મ-

---

૩ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ઇત્યાદિ અંતઃકરણના દેશો છે તેમાં ચિત્ત એક દેશ છે.

સિદ્ધિની પ્રાપ્તિને માટે તેને પ્રાપ્ત કરવાના સાધનોમાં તત્પર રહેશે તો તને જરા મરણ શૂન્ય અમૃતત્વનો યથાર્થ લાભ થશે. વેદશાસ્ત્રનું મથન કરીને લખેલા આ પત્રના ઉપર સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરી અનુભવમાં મૂકશો તથા જવાબ લખશો. પછી જ્ઞાનેશ્વર ચાંગદેવના શિષ્યોને પત્ર આપી એ ઉપરાંત મ્હોંડેથી પણ સંદેશો કહાવ્યો કે તમે ચૌદસો વર્ષ જીવતા રહ્યા છો તેનું સાર્થક ત્યારેજ સમજાશે કે જ્યારે તમે આ પત્રમાં લખેલી વાતને અનુભવમાં મૂકશો. (જ્ઞાનેશ્વરે ચાંગદેવને લખેલો પત્ર મરાઠી ભાષામાં 'ચાંગદેવ પાસષ્ટી' નામક ગ્રંથથી વિખ્યાત છે.) જ્ઞાનદેવનો પત્ર લઇ શિષ્ય મંડળી ચાંગદેવની પાસે આવી નમન કરી, ત્યાંનો વૃત્તાન્ત તથા એમની સર્વજ્ઞતાનું કથન કરી, પત્ર પણ આપ્યો. પત્ર ખોલી ચાંગદેવે વાંચવા માંડયો પરન્તુ, કાંઇ અર્થ સમજાયો નહિ; ત્યારે એમને ખાત્રી થઈ કે, આટલી નાની વયમાં આવું ગહન જ્ઞાન ! આ વિષય મારા હાથમાં હજી આવ્યોજ નથી. હવે તો એમની પાસે જઇ મારે આ પત્રમાં લખ્યું છે તેનો આશય સમજી લેવો જોઇએ. એ વિચારથી ચાંગદેવ તેમની પાસે જવાં નીકળ્યા પરન્તુ અહંકાર નષ્ટ થયો નહતો. પોતાની સિદ્ધિનો ચમત્કાર ત્યાં આગળ પણ બતાવવાની ઇચ્છા થઇ. વાઘના ઉપર બેસીને હાથમાં સાપની ચાબુક બનાવીને રાખીલીધી. ચૌદસો શિષ્યો પણ સંઘાતમાં રાખીલીધા. રસ્તાપર થઇને જતાં જે જે લોકો એને જોતા તે એની સિદ્ધિના ચમત્કારની પ્રશંસા કરતા. આળંદી ગામ પાસે આવી પહોંચ્યા ત્યારે ચાંગદેવે એક શિષ્યને પોતાના આગમનની જ્ઞાનેશ્વરને ખબર આપવા મોકલ્યો; પરન્તુ તેના આવતાં પહેલાંજ નિવૃત્તિનાથ જ્ઞાનેશ્વરને કહેવા લાગ્યા કે, "ચાંગદેવને પત્રનો અર્થ સમજાયો નથી માટે આપને મળવા સારૂ આવ્યા છે, પણ વાઘપર બેસીને હાથમાં સાપની ચાબુક રાખી પોતાની સિદ્ધિનો ચમત્કાર હજી દેખાડીરહ્યા છે." એટલામાં શિષ્ય પણ ત્યાં આવીપહોંચી ચાંગદેવની સવારી આવે છે એમ કહેવા લાગ્યો. સોપાનદેવ બોલ્યાઃ—"હે મોટાભાઇ ! એવા સિદ્ધપુરૂષને આપણે સામા જઇ ઘેર લાવવા એ ઉત્તમ છે." જ્ઞાનેશ્વર બોલ્યાઃ—'ઠીક.' ચાંગદેવ આપેથી આવે છે એમ જાણીતાંવાર ને જે ઠીવાલપર પોતે બેઠા હતા તેને જ્ઞાનેશ્વરે આજ્ઞા કરી કેઃ—"હે દિવાલ ! સિદ્ધયોગીશ્વર મહાત્મા અમારે ઘેર આવે છે તો એમની સન્મુખ આપણે જવું જોઇએ. પરંતુ એમના જેવું મારામાં ક્યાં સામર્થ્ય છે ? એટલા માટે તુંજ મને લઇચાલ. આટલી આજ્ઞા થવાંવાર ને ઓકાદ હાથેણુ જેમ ચાલતી હોય તેમ તે દિવાલ 'સર સર સર'

ચાલવા લાગી. ચાંગદેવે તેમને આઘેથી આ પ્રમાણે આવતા જોયા અને તે શરમાઇ ગયા અને વિચાર કરવા લાગ્યા. કે વાઘ જો કે હિંસકપ્રાણી છે, તોપણ સજીવ છે, સાપ પણ સજીવ છે. એમને હાથમાં ઝાલીને તથા તેપર બેસીને હું કેવો મૂર્ખ છું કે એમના દર્શનાર્થે જાઉં છું. નિર્જીવ ભીંતમાં જેમણે ચેતન આપ્યું એવું અદ્ભુતકર્મ કરવાની મારામાં સત્તા નથી; તેમજ કોઇનામાં એવું સામર્થ્ય હોય એવું મેં દીઠું નથી. ' ધન્ય છે ! ધન્ય છે ! ' એમ કહી વાઘ પરથી ઉતરી પડયા, સાપને છોડી દીધો, અને આખે રસ્તે સાષ્ટાંગ પ્રણામ કરતા કરતા જ્ઞાનેશ્વરની પાસે આવીપહોંચ્યા. જ્ઞાનેશ્વરે તેમને ઉઠાડયા અને ચારોએ નમસ્કાર કર્યા તથા પ્રેમાલિંગન આપ્યું. પછી, ત્યાંથી બધા વિશ્રાન્ત વડની નીચે જઇને બેઠા. " નિર્જીવ ભીંતને કેવીરીતે ચલાવી ? " ચાંગદેવે એ પ્રમાણે પૂછ્યું ત્યારે જ્ઞાનેશ્વર બોલ્યાઃ—' પરમાત્મા શું ન કરી શકે ? પત્થરોને સમુદ્ર ઉપર તારીને વાનરોને લંકામાં લઇગયા. પંચમહાભૂતોને માંહો માંહે પરસ્પર વૈર હોય છે, છતાં તેમને પણ પોતાની સત્તાથી પરમાત્મા એકત્ર તથા સખ્યત્વમાં રાખી શકે છે. તેમની સર્વવ્યાપી શક્તિ ચાહે તે કરી શકે છે. આ પણ એ શક્તિનુંજ સામર્થ્ય છે એમાં મારૂં શું છે ? ત્યાર બાદ સઘળાં ઘેર જઇ ભોજન કરી રહ્યા પછી ચાંગદેવ પત્રનો અર્થ પુછવા લાગ્યા ત્યારે જ્ઞાનેશ્વરે કહ્યુંઃ—" પહેલાં કોઇ શિષ્યને બલિપ્રદાનમાં આપશો તો એનો અર્થ બરાબર સમજાશે " ચાંગદેવે કહ્યુંઃ—" મારી પાસ ચૌદસો શિષ્યો છે તેમાંથી એકાદ હું તમને આપીશ. " રાત્રે ચાંગદેવે શિષ્યોને પૂછ્યુંઃ—" બલિને વાસ્તે તમારામાંથી કોણ તૈયાર છે ?" ત્યારે તો બધાજ ગભરાઇ ગયા. 'આજ આપણા જીવ ઉપર આવી પડી છે, હવે શું કરવું ?' એ પ્રમાણે સઘળા વિચાર કરવા લાગ્યા પરન્તુ મ્હોડેથી 'આપને માટે જીવ અર્પણ કરીશું ' એ પ્રમાણે ઉપર ઉપરથી કહેવા લાગ્યા. ત્યાર બાદ ગુરૂને નિદ્રા આવી ગઇ એટલે પ્રાણભયના માર્યા સઘળા શિષ્યો રતોરાત ભાગી ગયા. એક પણ રહ્યો નહિ. બીજે દિવસ જ્ઞાનેશ્વરે કહ્યુંઃ—" કયા શિષ્યને બલિમાં આપો છો ? તેને અંહિ લાવો. " ચાંગદેવે કહ્યુંઃ—" બધાજ નાસી ગયા છે; હવે તો આ દેહનો બલિ લ્યો. હું તન, મનથી આપને શરણે આવ્યો છું. " જ્ઞાનેશ્વરે આ યુક્તિથી એમનો શિષ્ય પાશ તોડાવી નાંખ્યો. કેમકે ગ્રહસ્થને પરિવાર સમાન સાધુ મહાત્મા સંન્યાસીઓને શિષ્યપરિવાર પાશની પેઠે બંધન કર્તાજ થઇ પડે છે. ચાંગદેવનું અભિમાન ગળી ગયું, અને પશ્ચાત્તાપ પૂર્વક તેણે પુર્ણ વૈરાગ્ય સ્થિતિ પ્રાપ્ત કરી, એટલે આદિમાયા

મુક્તાબાઇને ભાઇઓને કહ્યું " એમને ઉપદેશ આપો." એ ઉપરથી મુક્તાબાઇએ ચાંગદેવને પોતાની પાસે બેસાડી, તેમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો. ચાંગદેવ એક માસ સુધી જ્ઞાનેશ્વરની પાસે રહ્યા, અને તેટલો બધો વખત તેમણે જ્ઞાનેશ્વર વગેરેની સાથે આત્મચર્ચામાં ગાળ્યો. ત્યાર બાદ સર્વને પ્રણામ કરી, ", આપની કૃપાથી ચૌદસો વર્ષમાં મને જેવો આનંદ મળ્યો નથી તેવો આનંદ અંહિ રહ્યા પ્રાપ્ત થયો છે," એમ કહીને ત્યાંથી ચાલતા થયા અને પોતાના સ્થાનપર આવી પહોંચ્યા. ત્યારથી તેમના મનનો દ્વૈતભાવ નષ્ટ થઇ ગયો. જ્યાં ત્યાં એકજરૂપજ તેમને જણાવા લાગ્યું અને પરમાનંદ સ્થિતિ તેમને પ્રાપ્ત થઇ. એટલા માટેજ કહ્યું છે કેઃ—

ध्यानमूलं गुरोर्मूर्त्तिः पूजामूलं गुरोः पदम् ।
मंत्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरोः कृपा ॥

ગુરૂની મૂર્ત્તિ ધ્યાનનું મૂલ છે, ગુરૂના ચરણ પૂજાનું મૂલ છે, ગુરૂનું વચન સઘળા મંત્રોના મૂળ જેવું છે, તથા ગુરૂની કૃપા મોક્ષનું મૂળ (કારણ રૂપ) છે એમ સમજવું. અર્થાત્ જેણે ગુરૂનું ધ્યાન, ચરણાર્ચન કરી ગુરૂ મુખવચનનું ઉલ્લંઘન નથી કર્યું તેણે અનુક્રમે સઘળા દેવતાઓનું ધ્યાન તથા પૂજન, અને નિખિલમન્ત્રોનું જપાનુષ્ઠાન કર્યું છે એમ સમજવું. ગુરૂની કૃપા શિષ્ય ઉપર થઇ એટલે મોક્ષ તો હાથ વેંતમાંજ છે એમ સમજવું. એટલા માટેજ બીજા બધાં સાધનોનાં કરતાં ગુરૂના આશ્રયને સુલભ તેમજ શ્રેષ્ઠ ગણ્યો છે. સૌર પુરાણમાં કહ્યું છે કેઃ—

गुशब्दस्त्वंधकारः स्याद्रुशब्दस्तन्निरोधकः ।
अंधकारनिरोधित्वाद्गुरुरित्यभिधीयते ॥

'ગુ' શબ્દ અંધકાર વાચક છે, તથા 'રૂ' શબ્દનો અર્થ 'અંધકાર નાશક', એવો થાય છે. એથી કરીને જે અવિદ્યારૂપી અંધકારનો નાશ કરે છે, તે 'ગુરૂ' કહેવાય છે. એવા સદ્‌ગુરૂનો મનુષ્યે અવશ્ય આશ્રય કરવોજ જોઇએ. કેમકે ગુરૂના પ્રસાદથી અવિદ્યારૂપી અંધકારનો નાશ થઇ, આત્મારામને વિષે આનન્દમય સ્થિતિ સુલભતાથી સહજ સંપાદન કરી શકાય છે.

। इति शिवम् ।



## પચંમ પુષ્પ.

### સદ્ગુરૂ વચનના પ્રત્યે વિશ્વાસ એજ મોક્ષનો અલૌકિક ઉપાય.

गुरुरित्यक्षरं यस्य जिह्वाग्रे देवि वर्तते ।
तस्य किं विद्यते मोहः पार्थैरंदस्य किं तृथा ।तं ग्रा.।

પરબ્રહ્મ રૂપ પદને સર્વાવભાસક સૂર્ય ચંદ્ર તથા અગ્નિ પણ પ્રકાશિત કરી શકતા નથી; જેના વડે જે વસ્તુ પ્રકાશતી હોય તેનેજ અર્થાત્ પોતાના પ્રકાશકનેજ તે વસ્તુ કેવી રીતે પ્રકાશ આપી શકવાની હતી? સૂર્યના પ્રકાશ વડે ઘટપટાદિ જડ વસ્તુઓ પ્રકાશે છે. એ ઘટપટાદિ, સ્વભાસક (પોતાને પ્રકાશિત કરનાર) સૂર્યની જ્યોતિને શી રીતે પ્રકાશ પૂરો પાડી શકવાની હતી? તેજ પ્રમાણે જે ચૈતન્યાત્મક જ્યોતિ વડે સૂર્ય ચંદ્ર તથા અગ્નિ પ્રકાશિત થયા છે, તે પોતાના ભાસક (પ્રકાશ પૂરો પાડનાર) તેજને કદી પ્રકાશિત કરી શકશે? નહિજ. જેની પ્રાપ્તિ થયા બાદ સંસારને વિષે જન્મ ધારણ કરવો પડતો નથી, અને જે સ્વયં પ્રકાશ તેમજ સર્વાવભાસક છે, તે પરમપદ (બ્રહ્મ)ની પ્રાપ્તિને અર્થે, ઉત્તમ કુલના વિષે જન્મ, બુદ્ધિમત્ત્વ, વયાધિક્ય વગેરે કશાની જરૂર નથી; કેવલ સદ્ગુરૂજ એની પ્રાપ્તિનું કારણ છે. શા પરથી એ સિદ્ધાન્ત પ્રતિપાદન થાય છે તો, તેની પુષ્ટિમાંઃ—

इति कथयितुमीशः संसदस्तंभमध्या-।
द्गुरुगुरु गुरुशब्दं व्याहरन्नाविरासीत् ॥

ભગવાન્ વિષ્ણુએજ 'ગુરૂ વિના પરમ પદની પ્રાપ્તિ નથી' એ સિદ્ધાન્તનુ પ્રતિપાદન કરવાના હેતુથી, પ્રહલાદને માટે સભાના સ્તંભ માંહેથી નરસિંહ રૂપ ધારણ કરી પ્રકટ થયા, ત્યારે સર્વ લોકોને મુખમાંથી "ગુરૂ, ગુરૂ, ગુરૂ" એવો શબ્દોચ્ચાર કરી, ઉક્ત હેતુનું ભાન કરાવ્યું હતું. 'ગુરૂ' એટલે 'આચાર્ય' તથા 'સિંહ જાતિનો મંદ શબ્દોચ્ચાર' એ પ્રમાણે દ્વિઅર્થ સમજવો. ભગવાને સિંહના શબ્દનું અનુકરણ કર્યું હતું, જે તે રૂપને યોગ્યજ હતું; છતાં કવિએ શ્લિષ્ટાર્થ વડે પરમાત્માનો હેતુ સ્પષ્ટ કરી આપ્યો છે. જે પ્રહલાદને માટે પરમાત્માએ નરસિંહ રૂપ ધારણ કર્યું હતું, તથા દર્શન આપી તેની રક્ષા કરી હતી, તે પ્રહલાદ શું ઉત્તમ કુળમાં જન્મ્યો હતો? તેનામાં શું ભારે બુદ્ધિમત્તા હતી? અરે તેની ઉમ્મર પણ ક્યાં મોટી હતી? પરંતુ તત્ત્વવેત્તા નારદે ગર્ભમાંથીજ તેના ઉપર અનુગ્રહ કર્યો હતો, તેથીજ ભગવાને તેને દર્શન આપી, 'ગુરૂ વિના બીજું સાધન નથી' એવું

સ્પષ્ટ દર્શાવી આપવા "ગુરૂ, ગુરૂ" શબ્દની ગર્જના કરતા કરતા તેઓ સર્વે લોકોની સમક્ષ પ્રત્યક્ષ પ્રકટ થયા હતા.

હિરણ્યકશિપુ મંદાર પર્વત ઉપર તપશ્ચર્યા કરવાને સારૂ ગયો હતો ત્યારે તેની ગેરહાજરીનો લાભ લઈ, ઇન્દ્રાદિ દેવતાઓએ નગર પર ચઢાઇ કરી, દૈત્યોની સાથે યુદ્ધ શરૂ કર્યું હતું. દેવતાઓના હાથે પરાજય પામ્યા ત્યારે દૈત્યો, પ્રાણ ભયના માર્યા, સ્ત્રી પુત્ર મિત્રાદિ પરિવાર વર્ગનો પરિત્યાગ કરી, ઉભી પુછડીએ નાશી ગયા હતા. ઇન્દ્રે રાજાની સર્વ મીલકત લૂંટી લઇ, તેની સ્ત્રી કયાધુનું હરણ કર્યું હતું. રસ્તામાં દેવર્ષિ નારદની મુલાકાત થતાં તેમણે ઇન્દ્રને કહ્યું:—"હે દેવેન્દ્ર ! આ સ્ત્રીએ શો અપરાધ કર્યો છે કે, તું એનું હરણ કરીજાય છે ?" 'मुंच मुंच महाभाग सतीं परपरिग्रहम् ।' 'આ પરસ્ત્રી તેમજ પતિવ્રતા છે, એ ધ્યાનમાં આણી તું એને છોડીમૂક.' ઇન્દ્રે કહ્યું:—મહારાજ એનાં ઉદરમાં દેવના શત્રુનો ગર્ભ છે, તેથી પ્રસૂતિ સમય વીત્યાબાદ તે ગર્ભનો વધ કરી એને છોડી મૂકીશ; ત્યાંસુધી એ મારી પાસે રહેશે. નારદે કહ્યું:—

अयं निष्किल्बिषः साक्षान्महाभागवतो महान् ।
त्वया न प्राप्स्यते संस्थामनंतानुचरो बली ॥

એ બાઇનાં ઉદરમાં જે ગર્ભ છે, તે પાપશૂન્ય, મહાભગવદ્ભક્ત એથી કરીને તે મહાપરાક્રમશાળી નીકળશે; તેનો નાશ તમારે હાથે થઇ શકે તેમ નથી. એ ઉપરથી ઇન્દ્રે નારદનું વચન માન્ય કરી તેને છોડી મૂકીને પોતે ચાલતો થયો. ત્યારબાદ નારદે તેને અભય આપી પોતાના આશ્રમમાં રાખી. ગર્ભના કલ્યાણને ખાતર તે સાધ્વી સ્ત્રીએ ખાસ કાળજીપૂર્વક નારદની સેવા કરવાથી તે દયાળુ સમર્થ ઋષિએ તે ગર્ભ ( પ્રહલાદ )ના તરફ દૃષ્ટિ કરી, ( અર્થાત્ તેને જ્ઞાનોપદેશ કરવાના હેતુથી ) કયાધુને ધર્મતત્ત્વ, ભક્તિ તથા નિર્મળજ્ઞાન ( આત્માનાત્મવિવેક )નો ઉપદેશ કર્યો હતો. સ્ત્રી સ્વભાવ પ્રમાણે એ જ્ઞાનોપદેશની તેને તો વિસ્મૃતિ થઇ ગઇ પરન્તુ, ઋષિના પ્રસાદથી પ્રહલાદને અખંડ સ્મૃતિ રહી. તાત્પર્ય એ છે કે— નારદનાં મ્હોંએ ગર્ભમાંજ તત્ત્વજ્ઞાન સાંભળવાથી પ્રહલાદમાં બાળપણથીજ પરમાત્મા પ્રત્યે નિરતિશય પ્રીતિ હતી અને તેથીજ પિતાએ ગમે તેટલો છળ કરવા છતાં, તે પોતાના નિશ્ચયથી ડગ્યો નહતો. ભગવાનનું સાક્ષાત્ દર્શન તે એ એકનિષ્ઠાનુંજ ફળ હતું. ગુરૂના પ્રસાદ વગર એવી એક નિષ્ઠા થવી અસંભવ છે. ભાગવતના એકાદશ સ્કંધમાં કહ્યું છે કે:—

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥

પ્રબુદ્ધયોગી રાજા વિદેહને કહે છે કે "હે રાજા! વિષયાદિકો વડે સુખ નથી, એવું જાણી ઉત્તમ સુખની પ્રાપ્તિને અર્થે મુમુક્ષુ પુરૂષે વેદાર્થજ્ઞાન તથા અપરોક્ષાનુભવમાં નિપુણ હોય એવા સદ્‌ગુરૂને શરણે જવું. શાન્તિનું તે અદ્વિતીય સ્થાન હોવાથી આત્મા અને દેવ બુદ્ધિથી તેઓનું સેવન કરવાથી તે સદ્‌ગુરૂ પ્રસન્ન થઇ અદ્વિતીય આત્મતત્વનો અનુભવ કરાવશે. એના પર એ શંકા ઉપજે છે કે 'यन्मनसा न मनुते,' 'यद्वाचानभ्युदितम्' ઇત્યાદિ શ્રુતિમાં આત્મા મન વાણીનો વિષય નથી એમ કહ્યું છે. તો એવી પરિસ્થિતિમાં ગુરૂ શી રીતે આત્માનુભવ કરાવશે? શબ્દજ જ્યાં પહોંચતો નથી, મનની પણ જ્યાં ગતિ નથી ત્યાં આગળ ગુરૂ શા વડે સમજાવશે અને શિષ્ય શી રીતે સમજશે? વાસિષ્ઠમાં કહ્યું છે કેઃ—

क्रमे गुरूपदेशानां प्रवृत्ते शिष्यबोधतः ।
अनिर्देश्योऽप्यदृश्योऽपि स्वयमात्मा प्रसीदति ॥
शास्त्रार्थैर्बुध्यते नात्मा गुरोर्वचनतो न च ।
बुध्यते स्वयमेवैष स्वबोधवशतस्ततः ॥

શિષ્યને બોધ કરવા સારૂ ગુરૂનો ઉપદેશક્રમ પ્રવૃત્ત થયો હશે તો, અનિર્દેશ્ય અર્થાત્ 'वागादिभिरिदं इति निर्देष्टुं अशक्यः' અને અદૃશ્ય યાને વિશેષ ચિત્તવૃત્તિ વડે સાક્ષાત્કાર થવાને માટે અશક્ય—અર્થાત્ 'આજ તમારો આત્મા' એ પ્રમાણે શબ્દાદિકોની સહાયથી ગુરૂદ્વારા પ્રતિપાદન થવાને માટે અશક્ય—એવો આત્મા પોતાની મેળેજ સ્વયં પ્રકાશિત થાય છે, સ્વરૂપાનુસંધાનમાહાત્મ્યદ્વારા જાણી શકાય છે. તો પછી ગુરૂ શાસ્ત્રાદિકોની શી આવશ્યકતા? યદ્યપિ ગુરૂ તથા શાસ્ત્ર જો કે આત્માને પ્રત્યક્ષ દેખાડી શકતાં નથી, પોતાની મેળેજ એ તો જાણી શકાય છે, એમ હોવા છતાં ગુરૂ અને શાસ્ત્રની સત્તાજ આત્મજ્ઞાનનો પ્રકાશ ફેલાવી શકે છે.

गुरुशास्त्रार्थशिष्याणां चिरसंयोगसत्तया ।
अह्नीव जनाचार आत्मज्ञानं प्रवर्तते ।

દિવસના વખતે સૂર્યની સમક્ષ જે પ્રમાણે લોકોનો વ્યવહાર શરૂ થાય છે તેજ પ્રમાણે ગુરૂ, શાસ્ત્ર તથા શિષ્ય એમના જે ચિરકાલિક સંનિધિસત્તા છે તેના પ્રભાવથીજ આત્માનું યથાર્થ જ્ઞાન તથા અનુભવ થાય છે.

શ્વેતકેતુએ આજ વિષય પોતાના પિતા ઉદ્દાલક મહર્ષિને પૂછ્યો છે, જેનું છાંદોગ્ય ઉપનિષદ્‌માં વર્ણન છે. શ્વેતકેતુ કહે છેઃ-" હે પિતા! વસ્તુનું સ્વરૂપ ઇન્દ્રિયાદિકો વડે જો ગ્રહણ થઇ શકતું હોય તોજ તે વસ્તુનું કોઇ પણ ઇન્દ્રિય વડે જ્ઞાન તેમજ ગ્રહણ થઇ શકે, એવો સામાન્ય અનુભવ જોવામાં આવે છે. રસ (સ્વાદ) જો કે ચક્ષુ ઇન્દ્રિયનો વિષય નથી છતાં રસના (જીભ) વડે તેનું ગ્રહણ થઇ શકે છે. પરન્તુ આત્મા તો કોઇપણ ઇન્દ્રિયનો વિષય નથી, તો તેનું કયા ઉપાય વડે ભાન થઇ શકે ? પુત્રની શંકા દૂર કરવાના હેતુથી ઉદ્દાલકે કહ્યુંઃ-" હે પુત્ર ! લોકપ્રસિદ્ધ ઇન્દ્રિયાદિ ઉપાયો વડે આત્મા પ્રત્યક્ષ થતો નથી, એ વાત યથાર્થ છે; તો પણ બ્રહ્મવેત્તા સદ્‌ગુરૂના ઉપદેશ રૂપ અલૌકિક ઉપાય વડે આત્માનો સાક્ષાત્કાર થાય છે. એને માટે એક દૃષ્ટાન્ત છે તે સાંભળઃ—

ગાન્ધાર દેશના કોઇ એક ધનાઢય રહેવાશીને ચોરોએ પકડયો, અને તેના હાથ પગ તથા આંખ બાંધી નિર્જન વનમાં તેને લાવીને છોડી મૂકયો. તે પુરૂષ ત્યા આગળ ઘણો દુઃખી થયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે હું મ્હારે દેશ શી રીતે પાછો જઇ શકીશ ? મોટે અવાજે તે ત્યાં પોકાર કરવા લાગ્યો કે " ચોરોએ મ્હારા હાથ પગ તથા આંખ બાંધી ગાન્ધાર દેશમાંથી મ્હને અંહિ આણીને છોડી મૂકયો છે. આ બંધનમાંથી મ્હને મુક્ત કરી મ્હારે દેશ કોઇ મ્હને પહોંચાડો." કર્મ ધર્મના સંયોગથી કોઇ મહાન દયાળુ પુરૂષના કાને આ શબ્દો પડયા, અને તે અરણ્યમાં એની પાસે દોડી આવ્યો, અને તેને પૂછવા લાગ્યો કેઃ-"ભાઇ ! ત્હમારી આવી દશા કેમ થઇ છે ?" ત્યારે તેણે જવાબ દીધોઃ-ચોરોએ મ્હને આ પ્રમાણે બાંધીને અંહિ છોડી મૂકયો છે. આપ મ્હારા બંધ છોડાવી મ્હને મ્હારે દેશ પહોંચાડી આપો." તે દયાળુ પુરૂષે તે ઉપરથી તેને બંધ મુક્ત કર્યો અને કહ્યું કે "આજ દિશામાં તું સીધો સીધો ચાલ્યો જઇશ તો તું ત્હારે દેશ પહોંચીશ. તે દયાળુ પુરૂષના વચન પર વિશ્વાસ રાખી, તેણે બતાવેલ રસ્તાએ થઇને જતાં થોડાજ સમયમાં તે પોતાને દેશ આવી પહોંચ્યો અને સુખી થયો. જો એણે તેના વચન ઉપર વિશ્વાસ રાખ્યો ન હત અને તે પ્રમાણે કર્યું ન હત તો તે પોતાને ઇષ્ટ સ્થાન શી રીતે પહોંચી શકત ? એજ પ્રમાણે બુદ્ધિમાન્ અધિકારી પુરૂષ બ્રહ્મવેત્તા ગુરૂએ ઉપદેશ કરેલા માર્ગે શ્રદ્ધા યુક્ત થઇ જાય છે તો તે સ્વદેશમાં અર્થાત્ ( આત્મદેશમાં ) સ્વસ્વરૂપમાં સ્થિત થઇને રહે છે અને પરમાનંદનો ઉપભોગ કરી શકે છે. સારાંશ એ છે કે કામ ક્રોધાદિ દુષ્ટ વિકારરૂપ ચોરોએ જીવને સ્વદેશમાંથી આણી, હાથ, પગ, આંખ વગેરે વાસનારૂપ પાશો વડે

તેને બાંધીને ( અજ્ઞાન વડે આવૃત કરી દઈને ) આ ભયંકર સંસાર અટવીને વિષે છોડી મૂકયો છે. એના વિષે તેને પણ બહુ દુઃખ થાય છે, સ્વદેશમાં જવાની તેને પણ ઇચ્છા થાય છે ખરી, પણ તે જોર શોરથી આક્રંદ કરી બંધ મુક્ત થવા માટે બરાડા પાડતો નથી. એથી કરીને કોઇ મહાત્મા પુરુષને કાને તેનો શબ્દ જતો નથી. પરન્તુ પેલા મનુષ્યની પેઠે જીવ પણ મોટેથી પોક રતો રહે તો તેને નિઃસંશય બ્રહ્મવેત્તા ગુરુનો લાભ થાય, અને તે એનો વાસના પાશ તોડી, પોતાના અનુપમ ઉપદેશ વડે પોતાના સાન્નિધ્યમાં અજ્ઞાન પાટા છોડાવી અદ્વિતીય આત્મરૂપ દેશનો માર્ગ બતાવી આપશે. જે મનુષ્ય તેમના (સદ્‌ગુરુના) વચન પર વિશ્વાસ રાખી ત્હેમણે દર્શાવેલા માર્ગે સીધો સીધો ચાલ્યો જશે તો પોતાને સ્વદેશ પહોંચશે અને સુખી થશે; એટલુંજ નહિ પણ તેમના ઉપદેશ વડે કામ ક્રોધ મોહાદિ વિકાર જ્હારા સંસાર-વનના ભ્રમણના હેતુ છે, એમ સમજી પછી કોઇ વખત તેમને વશ થશે નહિ. એથી કરીને બ્રહ્મવેત્તા ગુરુનો ઉપદેશજ જીવને માટે આનંદરૂપ આત્મ-સાક્ષાત્કારનો અપૂર્વ ઉપાય છે એમ જાણવું. એટલા માટેજ કવિએ કહ્યું છે કેઃ—

## પદ-રાગ, ખમાચ. તાલ ત્રિતાલા.

કૌન કરે ભવપાર ગુરૂ બિન ॥ ધ્રુ ॥ સરન જાતહી જડ મૂઢનકા ત્વરિત હોવે ઉદ્ધાર ॥૧॥ દૂર અવિદ્યા કરકે દેવે જો નિજ જ્ઞાન અપાર ॥ ૨ ॥ ઉપમા નહિ હૈ જીનકો દેત આપુ-સમાન આકાર ॥ ૩ ॥ નર તનુ નૌકા ડૂબ જાએગી મિલે ન બાર હિ બાર ॥ ૪ ॥ દત્તાત્રય પ્રભુ નાથ નિરંજન ધર પદરજ ચહી સાર ॥ ૫ ॥

સદ્‌ગુરૂ વિના સંસાર સમુદ્રને કોણ તરી જઇ શકે તેમ છે? જેના અન્તઃકરણમાં જીવને માટે અપાર કરૂણા હોય છે, એથી કરીને જડમૂઢ પણ તેમને શરણ જો જશે તો તેવાના ઉપર પણ તે કૃપા કરશે, તથા અવિદ્યાનો નાશ કરી, તેને આત્મજ્ઞાન સંપન્ન બનાવી, આત્મ તુલ્ય બનાવી દેશે. એથી કરીને કોઇ પણ પદાર્થને તેમની ઉપમા આપી શકાતી નથી. શંકરાચાર્યજીએ પણ કહ્યું છે કેઃ—

दृष्टान्तो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरोर्ज्ञानदातुः ।
स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम् ।

न स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये ।
स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेन वा लौकिकोऽपि ॥

આ ત્રૈલોક્યના વિષે જેટલા પદાર્થ છે તેમાંથી કોઇપણ પદાર્થ જ્ઞાન-પ્રદાતા સદ્ગુરૂની સરખાવી શકાશે નહિ. સદ્ગુરૂ અમુક વસ્તુના જેવા છે એમ ચોક્કસ નહિ કહી શકાય. કદાચિત્ તેમને સ્પર્શમણિની ઉપમા અપાય, કેમકે તે ( સ્પર્શમણિ ) પણ લોખંડનું સુવર્ણ બનાવે છે પણ તે એ લોખંડને પોતાના સમાન ( સ્પર્શમણિ જેવું ) બનાવી શકશે નહિ. અલબત, એટલું તો ખરૂં કે લોખંડને પહેલાંના કરતાં ઉત્કૃષ્ટ ( વધારે શ્રેષ્ઠ ) બનાવ્યું. પરન્તુ સદ્ગુરૂની ખુબી તો એ છે કે તે તો પોતાના ચરણનો આશ્રય કરનારા શિષ્યને પોતાના જેવો બનાવી શકે છે. એથી કરીને તેમને નિરૂપમતા છે. કોઇ કદાચ કહેશે કે લૌકિક પદાર્થની ઉપમા ન શોભે તો અલૌકિક પદાર્થની તેમને ઉપમા આપો, પરન્તુ આત્મા સિવાય બીજી કોઇ વસ્તુ અલૌકિક નથી. અને ભગવાન્ જે કહે છે કે જ્ઞાની મ્હારો આત્મા છે તે આત્મા એકજ છે. આત્માના જેવોજ બીજો આત્મા જો હત તો તેની ઉપમા આપી શકાત. એથી કરીને લૌકિક તેમજ અલૌકિક કોઇપણ વસ્તુની તેમને તુલના ( ઉપમા ) આપી શકાતી નહિ હોવાથી સદ્ગુરૂને નિરૂપમ કહ્યા છે. કેટલાક કુપંડિતો આનાપર કુતર્કો કરી ગુરૂ શિષ્યનું સામ્ય (સરખાપણું) પ્રતિપાદન કરવાની ચેષ્ટા કરે છે. પરંતુ ગુરૂભક્તિના પ્રત્યે શૈથિલ્ય કે અનાદર ન રાખવો જોઇએ. એવા લોકોનું કહેવું એવું છે કે ગુરૂએ ઉપદેશેલું બ્રહ્મવિષયક જ્ઞાન બીજ સ્થાનીય છે, (બીજ વૃક્ષની ઉત્પત્તિનું કારણ છે, એ પ્રસિદ્ધ છે), જીજ્ઞાસુ શિષ્ય ક્ષેત્ર (ભૂમિ) છે, સદ-સદ્ વિવેક અંકુર (ફણગો) છે; તેનાવડે બોધ ( 'अहंब्रह्मास्मि' જ્ઞાન) રૂપી વૃક્ષ ઉત્પન્ન થાય છે, અને મુક્તિ એ એ વૃક્ષનું ફળ છે. જે પ્રમાણે ક્ષેત્ર તથા બીજ એ બન્ને વૃક્ષની ઉત્પત્તિનાં કારણ હોવાથી, તેમના વિષે સામ્ય છે, (એકલા ક્ષેત્રથી કે એકલા બીજવડે કદિપણ વૃક્ષ ઉગતું નથી) તેજ પ્રમાણે બોધની ઉત્પત્તિને માટે પણ ગુરૂ શિષ્યનું સામ્ય હોવું જોઇએ. અર્થાત્ શિષ્યનો અધિકાર ન્યુન નથી.

પરન્તુ એના સમાધાનમાં એ વાત સમજવાની જરૂર છે કે, જો કે ક્ષેત્ર તથા બીજ વગર વૃક્ષ ઉત્પન્ન થતું નથી, તોપણ વૃક્ષનું ઉપાદાન કારણ બીજજ છે, અને ક્ષેત્ર તો નિમિત્ત કારણ છે, તેથી કરીને ગુરૂજ શિષ્યના કરતાં શ્રેષ્ઠ છે. (કાર્યની બરાબર રહેનારૂં જે કારણ તેને 'ઉપાદાન' કારણ કહે છે. જે પ્રમાણે ઘટ (ઘડા)નું ઉપાદાન કારણ મૃત્તિકા તથા અલંકારનું

કારણ સુવર્ણ છે તે પ્રમાણે મૃત્તિકા (માટી) ઘડાની સાથેજ રહે છે તથા સુવર્ણ પણ અલંકારના વિષે ઓતપ્રોત વ્યાપ્ત થઇ રહેલું છે. પરંતુ જે કારણ કાર્યને છોડીને રહે છે તે નિમિત્ત કારણ કહેવાય છે. જે પ્રમાણે કુંભાર, દંડ વગેરે ઘડાને છોડીને અલગ (આઘો)જ રહે છે, એથી એ નિમિત્ત કારણ છે. અર્થાત્ જેનું કાર્ય બને છે તે 'ઉપાદાન' તથા જેનાવડે બને છે તે નિમિત્ત કારણ કહેવાય છે.) હવે 'ઉપાદાન'ની શ્રેષ્ઠતા સિદ્ધ કરી બતાવીશું. વૃક્ષ એ બીજના સજાતીય ઉપાદાનનો વિકાર છે, ક્ષેત્ર અર્થાત્ ભૂમીનો નથી. તેજ પ્રમાણે બોધદ્રુમ (સદ્ગુરૂનું બોધરૂપી વૃક્ષ) સચ્ચિદાનંદ ગુરૂનો વિકાર છે; ચિજ્જડરૂપ શિષ્યનું કાંઇ તે પરીણામ નથી. ગુરૂ તેમજ બોધની એક જાત (સજાતીયતા) હોવાથી, બોધને ગુરૂનું કાર્યત્વ છે; પરંતુ બોધ તથા શિષ્ય વિજાતીય હોવાથી તેમને માત્ર નિમિત્ત નૈમિત્તિકતાનોજ સંબંધ છે. એથી કરીને બોધને માટે ગુરૂનું મુખ્યત્વ તથા શિષ્યનું ગૌણત્વ સમજવું. જે પ્રમાણે વડ વગેરે વૃક્ષનાં બીજ ખેતરમાં રોપવાથી પોતાની જાતિનાં વૃક્ષ ઉપજાવે છે, તેજ પ્રમાણે બ્રહ્મરૂપ ગુરૂ પણ અધિકારી શિષ્યના અંતઃકરણમાં આત્મજાતીય અખંડાનંદ બ્રહ્મબોધ સ્થાપી દે છે. એથી કરીને શિષ્ય નિમિત્ત કારણ હોઇ ન્યુન છે, તથા ગુરૂ ઉપાદાન હોવાથી અધિક છે એમ જાણવું. બીજી રીતે જોશો તો અગ્નિની પ્રભા (પ્રકાશ શક્તિ), બત્તીનો આશ્રય કરીને ગૃહાદિમાં રહેલા અંધકારનો નાશ કરે છે, અને તે સ્વયં પ્રકાશરૂપ સ્થિર રહે છે. લોક દૃષ્ટિએ જો કે બત્તી તથા પ્રકાશ શક્તિમાં તમ નાશ તેમજ પ્રકાશરૂપ કાર્યના વિષે સામ્ય જોવામાં આવે છે, તો પણ તે ભ્રાન્તિ માત્રજ છે. વિચાર દૃષ્ટિથી પ્રતીત થશે કે અંધકારનો નાશ કરવાને સમર્થ તથા પ્રકાશ સ્વરૂપવડે સ્થિત તો પ્રભાજ રહી શકે છે; નહિ કે બત્તી, તેજ પ્રમાણે ગુરૂ પ્રભા (અખંડ જીવાત્મૈક્ય વિષયક અહં બ્રહ્માસ્મિ આકારરૂપ પ્રમાવૃત્તિ) સાધનસંપન્નઅંતઃકરણવિશિષ્ટ ચિદાભાસનો આશ્રય કરીને તમ (સ્વરૂપ અજ્ઞાન)નો નાશ કરે છે, અને પોતે સ્વયં પ્રકાશાત્મક રૂપવડે રહે છે. અજ્ઞાનનાશ તથા પ્રકાશ લક્ષણનાં આ કાર્યમાં બન્નેનું (અધિષ્ઠાન સહિત અંતઃકરણયુક્ત ચિદાભાસનું તેમજ ગુરૂએ ઉપદેશેલા જ્ઞાનનું) કારણત્વ સમાન પ્રતીત થાય છે, પરંતુ એ પ્રતીતિ તાત્ત્વિક નથી, પણ ભ્રાન્તિકૃત છે. વિચાર દૃષ્ટિથી જણાશે કે સ્વરૂપ બોધને સારૂ અજ્ઞાન તમ નાશક તથા સ્વયં પ્રકાશવડે અવશિષ્ટ સ્વરૂપ એવા તો ગુરૂ કેવળ છે. અજ્ઞાનનો નાશ કરવાને શિષ્ય સમર્થ નથી. બોધકાલમાં તથા તેની સ્વરૂપલયઅવસ્થામાં, તેની અવશિષ્ટત્વરૂપ સ્થિતિ નહિ હોવાથી ગુરૂનું પ્રાધાન્ય તથા શિષ્યનું ગૌણત્વ છે. વળી આ પણ જુઓઃ—

यदग्निः काष्ठमारुह्य भस्मसात्कुरुते पुरीम् ।
भस्मसात्कारणं तत्र गुणो वन्हेर्न काष्ठगः ॥

કાષ્ટનો આશ્રય કરીને અગ્નિ નગરીને બાળીને ભસ્મ કરી દેછે; તેમાં જો કે વન્હિ તથા કાષ્ટ એ બન્નેનું ભસ્માવશેષ કાર્યના વિષે કારણત્વ સમાન પ્રતીત થાય છે, તોપણ સૂક્ષ્મ દ્રષ્ટિથી જોતાં જણાશે કે બાળીને ભસ્મ કરી દેવાના કાર્યનું ઉપાદાનકારણ તે અગ્નિનો ગુણ છે. કાષ્ટગત શક્તિ નગરીને ભસ્મ કરી દેવાના કાર્યનું ઉપાદાનરૂપ નથી. તેજ પ્રમાણે ગુરૂનો બોધ શિષ્યની સાધનસંપન્ન અંતઃકરણવૃત્તિના વિષે પ્રવેશ કરીને, દ્વૈત પ્રતીતિના કારણ અજ્ઞાનને ભસ્મ કરી દે છે; એ દ્વૈત નાશક શક્તિ ગુરૂની છે; નહિ કે શિષ્યના અન્તઃકરણ યુક્ત ચિદાભાસની. હવે કદાચ એમ શંકા કરવામાં આવે કે દાતા અને સત્પાત્રના વિષે દાન ક્રિયાનું જેમ સામ્ય રહેલું છે, તેજ પ્રમાણે બોધ ક્રિયાને વિષે ગુરૂ શિષ્યનું સામ્ય કેમ ના હોઇ શકે ? તોઃ—

तत्सत्यं दातृपात्राभ्यां विना दानं न सिद्ध्यति
तथापि पात्रं पात्रं स्याद्दाता परमकारणम् ॥

દાન કર્તા તથા પ્રતિગૃહીતા પુરૂષ, એ બન્નેના વગર દાન ક્રિયા થઇ શકશે નહિ; એ વાત સત્ય છે તો પણ તેમના વિષે સામ્ય નથી. પાત્ર અર્થાત્ પ્રતિગૃહીતા પુરૂષ ધાન્ય સંચય કરવાના પાત્ર જેવો છે; દાતાએ દાન કરેલી વસ્તુનો સંચય કરવામાં તે પાત્ર ભૂત હોવાથી તેને મુખ્યત્વ નથી; પરન્તું દાન કર્તા પુરૂષજ મુખ્ય કારણ છે. કેમકે પાત્રમાં સંચય કરાએલી વસ્તુનો ઉપભોક્તા તે છે, પાત્ર નથી. એથી કરીને તેનેજ પ્રાધાન્ય પણું છે. વ્યવહારમાં પણ જણાશે કે પાત્ર ક્યાં ધાન્ય ખાઇ શકે છે ? પાત્રના વિષે તે ધાન્યને રાખનારો યજમાનજ તેનો ભોક્તા છે તેજ પ્રમાણે બોધ દાતા ગુરૂ બોધનું ઉપાદાન કારણ હોવાથી, તથા બોધ કાલમાં તેનું શેષત્વ હોવાથી તેને પ્રાધાન્ય છે; શિષ્ય પાત્ર સ્થાનમાં હોઇ, નિમિત્ત કારણ હોવાથી તેને ગૌણત્વ છે. તાત્પર્ય એ છે કે ગુરૂ સાક્ષાત્ સચ્ચિદાનંદ સ્વરૂપ છે, માટેજ તે અત્યન્ત શ્રેષ્ઠ તથા પૂજનીય છે એવું સમજી તેમનો આશ્રય કરવો. જે પ્રમાણે સૂર્યના ઉદયથી કમલ પ્રફુલ્લિત થાય છે તેજ પ્રમાણે કાષ્ઠ પાષણ, મૃત્તિકા વગેરેનાં બનાવટી કમળ વિકસતાં નથી. કેમકે તે વાસ્તવિક કમલ નથી પરંતુ કમલત્વનો તેમના વિષે આરોપ કરેલો છે. તેજ પ્રમાણે સદ્‌ગુરૂ પણ બોધ પ્રકાશ વડે સચ્છિષ્યને વિકસિત કરે છે, નામ માત્ર ધારણ

કરનારા કૃત્રિમ અસચ્ચિદાનંદને તે વિકસાવતા નથીજ. ગુરૂ શિષ્યનું સામ્ય આથી સંભવતું નથી. 'प्रकाशकस्य महिमा प्रकाश्याद्धिकं किल।' પ્રકાશ્ય કમલાદિ પરિચ્છિન્ન હોવાથી, તેના કરતાં જેમ તેના પ્રકાશક અપરિચ્છિન્ન સૂર્યનો મહિમા જે પ્રમાણે સર્વોત્કૃષ્ટ ગણાય છે, તેજ પ્રમાણે બોધ્ય તથા પરિચ્છિન્ન શિષ્યના કરતાં બોધક તથા અપરિચ્છિન્ન ગુરૂનું માહાત્મ્ય શ્રેષ્ઠ છે, એવું જાણી સદા સર્વદા અકૃત્રિમ પણે તેમની સેવા કરવી ઘટે છે. તેમને શરણે જવાથી સંસારસિંધુના વિષે આ નરદેહ નૌકા સુખરૂપ તરી જાય છે. પરમાત્મા પણ તેને અનુકૂલ પવનની ગરજ સારી એ નૌકાને સાયુજ્ય બંદરે પહોંચાડી નૌકારથ જીવને સુખરૂપતાથી ઉતારી દે છે. સરૂપતા, સલોકતા, સમીપતા વગેરે બંદરમાં બીક હોવાથી, એ નૌકાને ત્યાં આગળ ન લંઘરતા સાયુજ્ય બંદર પર સીધી સટ ઉતારી દે છે. ભગવાન્ ઉદ્ધવને કહે છે કે:—

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।

मयानुकूलेन नभस्वतेरितं पुमान्भवाब्धिं न तरेत्स आत्महा ॥

મનુષ્ય દેહમાંજ બ્રહ્મજ્ઞાનનો અધિકાર હોવાથી તેનેજ આદ્ય ( શ્રેષ્ઠ ) કહ્યો છે. એની પ્રાપ્તિ અત્યન્ત દુર્લભ સમજવી. પુણ્ય અધિક હોય છે તો સ્વર્ગમાં વાસ થાય છે, અને પાપ અધિક હશે તો નરકવાસ થશે. પરન્તુ પુણ્ય પાપ સમાન હોય છે તોજ મનુષ્ય દેહની પ્રાપ્તિ થાય છે. જગતમાં કોઇ એવો ચતુર પુરૂષ નહિ હોય કે જે પુણ્ય તથા પાપ કર્મને સરખાં તોલીને પછી એ નરદેહને પ્રાપ્ત કરી લઇ શકે. કાકતાલીય ન્યાય વડેજ એ નરદેહ આવી મળ્યો છે, માટે એને 'સુલભ' માન્યો છે. એ નરદેહ દૃઢ નૌકા સમાન છે. ગુરૂ કર્ણધાર યાને નાવિક (ખલાસી) છે, અને હું પરમાત્મા અનુકૂલ પવન છું. એવી અવ્યંગ નૌકા વડે પણ જે સંસારસમુદ્ર તરી જવાની પ્રવૃત્તિ ના આદરે તેને આત્મઘાતી સમજવો. વિષય પ્રાપ્તિને માટે જે તેનો ઉપયોગ કરે છે તથા આયુષ્ય ગુમાવે છે, તે પોતાનો કુહાડો પોતાના હાથેજ પોતાના પગમાં મારે છે. કેવળ વિષયભોગને સારૂજ આ શરીરનો ઉપયોગ કરવો, એ પોતાની નૌકાને તોડી ફોડીને તેના વડે ચણાને શેકવા જેવું છે; અથવા તો ઠંડી દૂર કરવા ખાતર શરીરનાં કપડાં ઉતારી નાંખી, તેની તાપણી કરીને તેના વડે શેક કરવા બરાબર છે. બ્રહ્મહત્યા, ગોહત્યા, સ્ત્રીહત્યા, બાલહત્યા વગેરે પાપની નિવૃત્તિને માટે શાસ્ત્રમાં પ્રાયશ્ચિત બતાવેલાં છે, પરંતુ આત્મહત્યાનું પ્રાયશ્ચિત કોઇ પણ સ્થળે લખ્યું નથી તે યથાર્થજ છે; કેમકે આત્મહત્યા કરનારો

મરતાંની સાથેજ નરકમાં જાય છે, તો પછી પ્રાયશ્ચિત કરવાને કોણ રહેવાનું હતું? તાત્પર્ય એ છે કે નરદેહની પ્રાપ્તિ થવા છતાં ગુરૂને શરણે જઈ આત્મજ્ઞાન સંપાદન કરીને ભવાર્ણવ જે તરી જતો નથી, તેનાં કરતાં કોણ બીજો વધારે મૂર્ખ ? ઉપનિષદમાં કહ્યું છે કેઃ—

स्वात्मानभिज्ञा निजघातिनस्ते प्रमीय मर्त्या असुरोपभोग्यान् ।
विचारशून्यानतिदुःखयुक्तान्प्रयांति देहान्खरनारकादीन् ॥

જેને આત્માનું યથાર્થ જ્ઞાન નથી, તે આત્મઘાતી છે. એવો મનુષ્ય મરણ બાદ વિચાર શૂન્ય તથા અત્યન્ત દુઃખાદિથી ભરેલા એવા ગર્દભ અગર નારકીય કૃમિ કીટાદિ દેહના વિષે જન્મ ધારણ કરે છે. જેની આસક્તિ (અભિરૂચિ) માત્ર પ્રાણેન્દ્રિયની તૃપ્તિમાંજ છે, અને જેને આત્મજ્ઞાનની અગત્ય જણાતી નથી, તેવાને એવોજ અધમ દેહ મળે એ યોગ્યજ છે. અસુર શબ્દની વ્યુત્પત્તિ આ પ્રમાણે સમજવીઃ—'असुषु रमन्ते इति असुराः':—પ્રાણ તથા ઇન્દ્રિયોની તૃપ્તિમાંજ જે રમમાણ થઇ રહે છે તે અસુર. ઉપર વર્ણવેલાં લક્ષણ જેનામાં હશે તેને અસુર કોટિનોજ સમજવો. પુત્રાદિ ગૌણાત્મા કહેવાય છે, શરીરને મિથ્યાત્મા ગણ્યું છે, અને સાક્ષી કૂટસ્થ તે મુખ્યાત્મા સમજવો. આ પ્રમાણે આત્માને ત્રણ પ્રકારનો કહ્યો છે. જે કોઇ પુરૂષ પુત્રરૂપ ગૌણાત્માનો વધ કરે અગર શરીરરૂપ મિથ્યાત્માનો ઘાત કરે તો તેને કેટલો રાજદંડ થાય છે, એ જાણીતું છે. ગૌણ તથા મિથ્યાત્માનો વધ કરવાથી જો આટલો દંડ થાય છે તો પછી ભેદ દૃષ્ટિ તથા વિપરીત દૃષ્ટિરૂપી શસ્ત્ર વડે સાક્ષીકૂટસ્થ મુખ્યાત્માનો વધ કરનારો પુરૂષ વારંવાર જન્મ મરણરૂપી શિક્ષાને પાત્ર થાય તેમાં તે શું આશ્ચર્ય અને શો સંદેહ ? શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

योऽन्यथा संतमात्मानमन्यथा प्रतिपद्यते ।
किं तेन न कृतं पापं चौरेणात्मापहारिणा ॥

અદ્વિતીય, સચ્ચિદાનંદ તથા વ્યાપક આત્માને જે વિપરિત જુએ છે, અર્થાત્ દ્વૈત, અસત્ જડ, દુઃખી પરિચ્છિન્ન રૂપે જુએ છે તેજ પુરૂષ આત્મહત્યા કરે છે. એ પ્રકારે આત્મ હનન કરનારા ચોરે કયું પાપ કર્યું નથી ? અર્થાત્ સઘળાંજ પાપો તેણે કીધાં છે. અધિકારી પુરૂષે એથી કરીને એ અદ્વિતીય આત્માને વિષે ભેદ દૃષ્ટિ તથા વિપરીત ભાવના ન રાખવી. એ ભેદ દૃષ્ટિ દૂર થઇ, ને આત્માનું આત્મત્વવડે જ્ઞાન સંપાદન કરવાનો મુખ્ય ઉપાય સદ્ગુરૂનાં ચરણનો આશ્રય, તથા તેના મુખે વેદાન્તાદિ ગ્રંથોનું

શ્રવણ કરવું, તે છે. પછી જે શ્રવણ કર્યું હોય તેનું મનન કરીને, નિદિધ્યાસનદ્વારા પરમાત્માનો સાક્ષાત્કાર કરીને જીવ પરમાનંદ રૂપ બની જાય છે.

પરમાત્મા શ્રી રામચંદ્ર વસિષ્ટ ગુરૂની પાસે જઇ, તેમના મુખેથી અધ્યાત્મજ્ઞાનનું શ્રવણ કરી કૃતકૃત્ય થયા હતા. તેજ પ્રમાણે શ્રીકૃષ્ણ પણ સાંદીપનિ ઋષિને ઘેર રહી જ્ઞાન સંપાદન કરી કૃતકૃત્ય થયા હતા. કપિલ ગુરૂના મુખે વેદાન્તાદિનું શ્રવણ કરીને દેવહુતિએ આનંદ પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કરી હતી. એવા અનેક દૃષ્ટાન્તો ઇતિહાસ પુરાણાદિકમાં પ્રસિદ્ધ છે. કલિયુગમાં પણ ઘણા મહા પુરૂષો સદ્ગુરૂનો આશ્રય કરી જ્ઞાનસંપન્ન બનીને મોક્ષની પ્રાપ્તિ કરી ગયા છે. ભક્તમાલાદિ ગ્રન્થના વિષે આ વાત સ્પષ્ટતાથી દર્શાવેલી છે. શ્રી રામચંદ્રે ગુરૂ પાસે કેવી રીતે જ્ઞાન સંપાદન કર્યું હતું તેનું વૃત્તાન્ત નીચે આપવામાં આવે છે. એના વિષે વિસ્તાર પૂર્વક વર્ણન યોગવાસિષ્ટાદિ ગ્રંથમાં જડી આવશે.

રાજા દશરથે રામલક્ષ્મણાદિ ચારે પુત્રોને ઉપનયન સંસ્કાર કર્યા બાદ તેઓ બધા વસિષ્ટ ગુરૂની પાસે વેદાધ્યયન કરવા લાગ્યા. બાર વરસ પૂર્ણ થયા બાદ પિતા તથા વસિષ્ટ ગુરૂની આજ્ઞા લઇને શ્રીરામ બન્ધુઓની સાથે તીર્થયાત્રા કરવાને નીકળી પડ્યા. અનેક તીર્થોના વિષે સ્નાનદાનાદિ કર્મ કરીને પછી તે અયોધ્યામાં પાછા આવ્યા અને માતા પિતા તથા ગુરૂનું દર્શન તેમણે કર્યું. બ્રાહ્મણોને સંતુષ્ટ કરીને પછી તેમણે યાત્રાની સાંગતાપણ સિદ્ધ કરી. તીર્થ યાત્રામાંથી આવ્યા બાદ ચારે ભાઇઓ યોગીઓની પેઠે વિરક્ત સ્થિતિમાં રહેવા લાગ્યા. થોડા દિવસ વીત્યા બાદ બનાવ આ પ્રકારે બન્યો કે શ્રી રામચંદ્રને યજ્ઞનું સંરક્ષણ કરવાને સારૂ લઇ જવાને માટે સિદ્ધાશ્રમમાંથી મહર્ષિ વિશ્વામિત્ર અયોધ્યા આવી પહોંચ્યા. રાજા દશરથે તેમને પ્રણામ કર્યા તથા પૂજન કરીને તેમને આગમનનું કારણ પૂછ્યું ત્યારે વિશ્વામિત્રે કહ્યું કે મારીચ, સુબાહુ, તાટકા વગેરે વડે યજ્ઞનો ભંગ થાય છે એથી કરીને રામચંદ્રની યાચના કરવાને હું આવ્યો છું. યજ્ઞનું રક્ષણ તથા રાક્ષસોનું હનન કરવા માટે તું એને મારી સાથે મોકલ. રાજા દશરથને ભારે દુઃખ થયું તેથી તેણે કહ્યું:—"પુત્ર વગર ચાહે તે માંગશો તે હું તમને આપીશ, પણ એના વગર તો મારા પ્રાણ ટકી શકે તેમ નથી" આખરે વસિષ્ઠજીએ રાજાનો મોહ દૂર કરી, વિશ્વામિત્રનું સમર્થન કરીને લક્ષ્મણ સહિત રામચંદ્રને તેમને સોંપીને સંતુષ્ટ સારૂ કહ્યું. કમંડળ માહેનું જળ રાજાના નેત્ર પર લગાડી તેને રામચંદ્રના યથાર્થ સ્વરૂપનું દર્શન કરાવ્યું ત્યારે તેનો

મોહ દૂર થયો. રાજાએ પછી રામચંદ્રને સભામાં બોલાવી, યજ્ઞનો ધ્વંસ કરનારા રાક્ષસોનો નાશ કરવા સારૂ વિશ્વામિત્રની સાથે જવાનું કહ્યું. ત્યારે, રામચંદ્રે પ્રણામપૂર્વક નમ્રતાથી વિશ્વામિત્રને કહ્યું કે:—આપ મ્હને યજ્ઞની રક્ષા સારૂ લઇજવા ઇચ્છો છો. પરન્તુ તે પહેલાં આપની પાસે મ્હારી એક પ્રાર્થના છે, તે સાંભળો. અને મ્હારી ઇચ્છા પૂર્ણ કર્યાબાદ આપ મ્હને ચહે ત્યાં લઇજાઓ. દેહ ક્ષણભંગુર છે તોપણ, તેનાવડે આત્મજ્ઞાન સંપાદન કરાય છે, તેથી એ શ્રેષ્ટ છે. મનુષ્યને જ્ઞાનનો અધિકાર છે, તેથી તે બંધ તથા મોક્ષ શું છે? તે સમજે છે. આપ મ્હારાપર કૃપાકરી મ્હને આત્મજ્ઞાનસંપન્ન કરો. જ્ઞાનની પ્રાપ્તિને માટે સદ્‌ગુરૂને શરણે જવું એવું જો આપનું કહેવું થતું હોય તો હું આપનેજ શરણે આવ્યો છું તેટલામાટે. આપ મ્હારાપર અનુગ્રહ કરો વિશ્વામિત્રને આ સાંભળીને બહુ આનંદ થયો. રામચંદ્રની વિષયવિરક્તિ તથા તીવ્ર જ્ઞાનેચ્છા જોઇ તેમણે વસિષ્ટમહર્ષિને કહ્યું "હે બ્રહ્મન્! આપ રામચંદ્રને દિવ્યજ્ઞાનનો ઉપદેશ કરો." આટલું સાંભળતાં વારને રામચંદ્રજી ઝટ ઉઠયા અને વસિષ્ઠ ગુરૂને પ્રણિપાત કરી જ્ઞાનોપદેશ કરવા સારૂ પ્રાર્થના કરવા લાગ્યા.

आनन्दमानन्दकरं प्रसन्नं ज्ञानस्वरूपं निजबोधरूपम् ।
योगीन्द्रमीड्यं भवरोगवैद्यं श्रीमद्गुरुं नित्यमहं नमामि ॥

હે સદ્‌ગુરો! આપ આનંદરૂપ હોવાથી શરણાગતને આનંદ પ્રાપ્ત કરાવો છો. આપનું ચિત્ત નિરંતર પ્રસન્ન રહે છે. આપ જ્ઞાનસ્વરૂપ તથા નિજબોધ (સ્વરૂપનું જ્ઞાન)ની મૂર્તિ છો. મહાન્ યોગીઓને પણ આપ પૂજ્ય છો. સંસાર રોગની શાન્તિ કરવામાં સાક્ષાત્ ધન્વન્તરી સ્વરૂપ છો. એ પ્રકારના ઉત્કૃષ્ટ ગુણયુક્ત આપ જે મ્હારા ગુરૂ થાઓ છો તેમને હું વારંવાર પ્રણમું છું. આપ કૃપા કરીને ભવરોગમાંથી મ્હને બચાવો. હવે ભવરોગનાં લક્ષણ પ્રથમ અંકિ જણાવીશું.

જીવને ભવરોગ લાગુ પડે છે તો તે આધ્યાત્મિકાદિ ત્રિવિધ તાપથી સંતપ્ત થાય છે, અને 'अहं मम'નો ("હું અને મ્હારૂં" એ વાતનો) બકવાટ કરે છે. દ્વૈત દુઃખથી બ્હાવરો બની જાય છે. મુખરૂચિ શૂન્ય હોવાથી કટુ ભાષણ કરે છે. વિવેકને લાત લગાવે છે, તથા ધૈર્ય રહિત થય, વાસના વનમાં ભટકયાં કરે છે. મનોરથ કર્દમ (કાદવ)માં ફસી જાય છે; સંકલ્પના મૃગજલમાં ડૂબી જાય છે, અને સ્વર્ગરૂપ ટેકરા પર ચઢતાં ગબડી પડે છે.

રોગ ભ્રમથી તેને ભ્રાન્તિ થઇ જાય છે, તેથી તે નહિ ખાવાનું ખાય છે, અને નહિ કરવાનું કરે છે. રોગનું જોર બહુ વધી જાય છે તો વિધિનું વસ્ત્ર છૂટી જાય છે, અને તે નાગો બડંગ આમતેમ ભટક્યાં કરે છે. એકપ-ર્યાન્તથી સ્થિર ટકાતું નથી: કેમકે જ્ઞાનશક્તિ તેની ક્ષીણ થઇ ગએલી છે, તેથી તે જડતાથી પડી રહે છે અને વિષયરૂપી પાણી પીવાને માંગે છે. પ્યાસ ખૂબ લાગેલી હોવાથી થોડું થોડું પાણી કોઇ આપે છે તો તે તેના હાથમાંથી બળાત્કારે છીનવી લે છે અને પુષ્કળ માંગે છે. આ પ્રમાણે કુપથ્ય થવાથી જીર્ણ જ્વર થાય છે, અને પછી તે ક્ષયગ્રસ્ત બની જાય છે. આ રોગનું આશ્ચર્ય એ છે કે અમૃત તુલ્ય મૃષ્ટ જે પરમાર્થ તે તેને કડવો લાગે છે, પણ વિષપ્રાય કટુ એવો જે વિષયભોગ તે મીઠો મધ જેવો લાગે છે. કદા-ચિત્ સત્કથારૂપી કાઢો તેને કોઇ આપે છે તો શ્રવણરૂપી પોતાનું મુખ તે બંધ કરી દે છે. તુલસીના મકરંદનું નસ્ય કોઇ આપે છે તો તેના ઉપર શ્વાસ લેતોજ નથી. ઉલટો ચીડાય છે. આવા રોગવડે પીડિત થએલા જીવના ઉપર સદ્ગુરૂરૂપી ધન્વન્તરીની કૃપાદૃષ્ટિ પહોંચે તોજ તે બચી શકે છે. ગુરૂ વૈદ્ય એવો બુદ્ધિમાન્ તથા કુશલ હોય છે કે દરદીનો જીવ જવા છતાં તે તેને મરવા દેતો નથી. અર્થાત્ તેનો જીવ ભાવનષ્ટ કરી દે છે, અને શિવ સ્વરૂપ બનાવીને અમર કરી દે છે. તેની કૃપા દૃષ્ટિજ રોગીને અમૃત-પાનની ગરજ સારે છે અને તે સાવધ બની જાય છે અને પછી પોતાની મેળેજ નિત્યાનિત્યનું પાચન તે શરૂ કરે છે. પરંતુ તેટલાથીજ કાંઇ તેનો જીર્ણ જ્વર અથવા ક્ષય જતો રહેતો નથી એથી તેને સદ્ગુરૂ પાસે રસો-પચાર કરાવવો પડે છે. સદ્ગુરૂ અક્ષરરસની અર્દ્ધમાત્રા, બ્રહ્મરૂપ વસંતમાં નાંખી, રોગીને પીવડાવે છે એટલે તેનો ક્ષય રોગ નાશ પામીને અક્ષય્ય બની જાય છે. પછી પાછળથી તેના હાથે કાંઇ કુપથ્ય ના થાય તેથી તે વૈરાગ્ય સિપાઇને હેની પાસે નિત્ય રક્ષણને સારૂ રાખે છે, અને આત્માનુ-સંધાનના પથ્યનું તે સેવન કરે છે. રોગ નષ્ટ થતાં રોગીને ભૂખ ખૂબ લાગે છે, તો તે વખતે વૈદ્ય તેને ચિત્તચિન્તારૂપી ધાણી ખાવાનું કહે છે. ચતુ-ર્વર્ણરૂપી ચણાઓને આશ્રમસહિત ભુજીને ' अहं सोऽहं ' રૂપી ગોળની સાથે તેનું ભક્ષણ કરવાનું કહે છે. ધીરે ધીરે પછી તે રોગી ભવિષ્યમાં બ્રહ્માસ્મિરૂપ પકવાન ખાવાને પણ સમર્થ થાય છે. સદ્ગુરૂ આ પ્રમાણે ભવરોગ મટાડી સ્વાનંદની તૃપ્તિ કરાવે છે.

રામચંદ્રની પ્રાર્થના સાંભળીને વસિષ્ઠ કહેવા લાગ્યા:—" હે રામ! તમે આ લીલાવિગ્રહ ધારણ કર્યો છે. વસ્તુતઃ સચ્ચિદાનંદ પરમાત્મા જગ-

ઈગુરૂ તમે પોતેજ છો. હું ત્હમને શું ઉપદેશ કરવાનો હતો? વેદશાસ્ત્રાદિ પણ ત્હમારો મહિમા ગાઇ ગાઇને થાકી જાય છે, એવા ત્હમે મ્હારી પાસે જ્ઞાનની યાચના કરી રહ્યા છો તેનું મ્હને બહુ આશ્ચર્ય થાય છે. કેવળ ગુરૂમાહાત્મ્યની વૃદ્ધિ કરવા સારૂંજ ત્હમે આવી ચેષ્ટા કરી રહ્યા છો. બૃહસ્પતિ જેમ મુંગાની પાસે જઇને કાંઇ તેને પૂછે, અથવા ચક્રવાક પક્ષીના દર્શનની સૂર્ય જેમ ઇચ્છા રાખતો હોય તેવું આ ત્હમારૂં કૃત્ય વિપરીત છે. અસ્તુ! હવે વેદશાસ્ત્ર મર્યાદાનું પાલન કરીને લોકોને સન્માર્ગ બતાવવો એ આશયથી ત્હમે મ્હારે શરણે આવ્યા છો તો હું પણ ત્હમને ઉપદેશ કરીશ. એટલું કહી વસિષ્ઠજીએ રામચંદ્રને સામે બેસાડયા અને ગુરૂ સંપ્રદાયને અનુસરીને શાસ્ત્રપ્રમાણસહિત મહાવાક્યનો ઉપદેશ કીધો. અને પછી કહેવા લાગ્યા કેઃ—" હે રામ! તું માયાનિયંતા હોવાછતાં પણ મ્હારે શરણે જડભરતની માફક આવ્યો છે પરંતુ હું તને એવો સમજતો નથી. તું સર્વવ્યાપક, સર્વદ્રષ્ટા, માયાચાલક છે. આ સઘળું દૃશ્યવિશ્વ ત્હમારી ઇચ્છાશક્તિરૂપિણી માયાનુંજ કૌતુક છે. આ પ્રકારે વસિષ્ઠજીએ શ્રીરામચંદ્રને જીવ, માયા, પરમાત્મા તથા દૃશ્ય પ્રપંચની ઉત્પત્તિ, સ્થિતિ, તેમજ પ્રલયનું સ્વરૂપ અનેકરીતે સમજાવ્યું છે. જે યોગવાસિષ્ટ નામનાં ગ્રંથમાં પ્રસિદ્ધ છે. એ જ્ઞાન સાંભળીને રામચંદ્રજી અઢાર દિવસ સુધી સ્વરૂપના વિષે સ્થિત રહ્યા હતા; તથા ગુરૂ પણ આનંદમાં વિશ્રાન્તિ લેવા લાગ્યા હતા. વિશ્વામિત્રને એથી ડર ઉપજ્યો હતો કે, રામ નિર્વિકાર બની પોતાનું અવતાર-ચરિત્ર ભૂલી તો નહિ ગયા હોય? એમના અવતારની કદાચ અહિંજ સમાપ્તિ તો નહિ થતી હોય? વસિષ્ટને તેથી વિશ્વામિત્ર કહેવા લાગ્યાઃ—" હે બ્રહ્મન્! હે તત્ત્વજ્ઞ! બન્ને ગુરૂ-શિષ્યની આ શી સ્થિતિ થઇ છે? રામચંદ્રને શુદ્ધિમાં આણો." વસિષ્ઠે રામચંદ્રને સાવધ કીધા અને તેમને અગ્રિમકાર્યની સ્મૃતિ દેવડાવી; ત્યારે રામચંદ્રજી ઝટ ઉઠયા અને ગુરૂને નમસ્કાર કરીને તેમની પ્રદક્ષિણા કીધી તથા તેમની આજ્ઞાથી વિશ્વામિત્રની સાથે જવાને તૈયાર થયા અને હાથ જોડીને ગુરૂનું સ્તવન કરવા લાગ્યાઃ—હે ગુરો!

धन्योहं धन्योहं नित्यस्वात्मानमंजसा वेद्मि ।
धन्योहं धन्योहं ब्रह्मानंदो विभाति मे स्पष्टम् ॥
धन्योहं धन्योहं दुःखं सांसारिकं न वीक्ष्येऽद्य ।
धन्योहं धन्योहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥

આપની કૃપાથી હું નિત્ય આત્માનું સ્વરૂપ જાણું છું. જ્યાંત્યાં મ્હને હવે બ્રહ્માનંદજ સ્પષ્ટપણે અનુભવમાં આવે છે. સાંસારિક દુઃખો તો કંહી પણ નજરે પડતાં નથી. સ્વરૂપ વિષયક અજ્ઞાન ક્યાં નાશી ગયું તેનો પત્તો નથી. સારાંશ, મનુષ્યદેહ ધારણ કરી હું કૃતાર્થ થયો છું. હવે મ્હારા જેવું કોણ ધન્ય (ભાગ્યશાળી) છે ? મ્હારે હવે કાંઈ પણ કર્તવ્ય રહ્યું નથી, તથા પ્રાપ્ત કરવાનું પણ કાંઈ બાકી રહ્યું નથી, તે છતાં આપની આજ્ઞા હોવાથી હું વિશ્વામિત્રની સાથે જાઉં છું અને રાક્ષસોનો વિધ્વંસ કરીને યજ્ઞને નિર્વિઘ્ન સંપાદન કરી દઉં છું. આ પ્રમાણે પરમાત્મા શ્રી રામે સર્વસાધારણને માટે દૃષ્ટાન્ત પૂરૂં પાડી આપવા ખાતર ગુરૂને શરણે જઈ જ્ઞાન સંપાદન કર્યું હતું: નહિતો ત્હેમને શું શીખવા ભણવાનું રહ્યું હતું ? આંધળાને જે માર્ગ દેખાડે છે તેને આંધળાની પેઠેજ તેનો હાથ તથા લાકડી પકડીને ચાલવું પડે છે. તેવીજ રીતે ચક્ષુષ્માન્ પરમાત્મા શ્રી રામચંદ્ર જ્ઞાનશૂન્ય અંધ જનોને રસ્તા દૃષ્ટિ પ્રાપ્ત કરાવવા સારૂ પોતે પણ તેમની માફક-ગુરૂને શરણે જઈ જ્ઞાન સંપાદન કર્યું તે પ્રમાણે વર્ત્યા-હતા. એટલા માટે મનુષ્યોએ પણ સદ્‌ગુરૂને શરણે જઈ સ્વરૂપજ્ઞાન સંપાદન કરી નરદેહની સફલતા સિદ્ધ કરી લેવી જોઈએ. મહાદેવજીએ પણ પાર્વતિને એજ આશયથી કહ્યું છે કેઃ—"હે દેવિ ! જે પુરૂષના જીહ્વાગ્રના વિષે 'ગુરૂ' શબ્દ રહેતો હોય તેઓને વેદશાસ્ત્રાદિના પાઠની શી જરૂર ? કેમકે ગુરૂ નામનુ એ માહાત્મ્ય છે કે તેનો જે આશ્રય કરે છે તેનો મોહ દૂર થઈ જાય છે. મોહના અભાવમાં શોકનું સ્વાભાવિક રીતેજ નિર્મૂલન થાય છે. પરંતુ ગુરૂનું ભજન ન કરતાં કેવળ વેદાદિકનું પઠન કરનારા મોહિત થઈ દુઃખી થાય છે, જેથી કરીને તેમનો પાઠ વ્યર્થ થાય છે.

। इति शिवम् ।

---

## ષષ્ઠ પુષ્પ.

---

### સદ્‌ગુરૂકૃપારૂપી અંજનવડે વાસુદેવમય નિર્મલ દૃષ્ટિ.

**उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।**
**क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥**

માતા પોતાના પુત્રને તથા શ્રુતિ સર્વ લોકોને કહે છે કે માયોત્પન્ન જડતાને તજી, આત્મ વિચાર વિષે સાવધ થાઓ. સુઈ રહેલા પુરૂષોનું ધન

જેમ ચોર લઇ જાય છે તેજ પ્રમાણે અવિદ્યા નિદ્રાને વિષે નિમગ્ન થએલા લોકોનું જ્ઞાનધન કામ ક્રોધાદિ વિકાર હરી જાય છે. નિદ્રામાં જે પ્રમાણે સ્વપ્ન તેજ પ્રમાણે અવિદ્યામાં વિપરીત ભાવના અને તે વડે ઉત્પન્ન થતા અહંમમ ભાવ વડે દુઃખ ભોગવવું પડે છે. બ્રાહ્મણ પિશાચગ્રસ્ત થવાં તેને ' હું શુદ્ર છું ' એવી ભ્રમના થાય છે, તેજ રીતે જન્મ મરણ રહિત આત્માને અહંપિશાચે ગ્રસ્ત કીધેલો હોવાથી " હું બાળક, હું વૃદ્ધ, તરૂણ સુખી, દુઃખી, પુત્રવાન્, પુત્રરહિત " એવી સમજ તેનામાં ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે તે અહંકારની કલ્પના પણ ઘણા પ્રકારની હોય છે. એ બન્નેને લીધે આ પુરૂષ સંસાર ચક્રને વિષે ફર્યા કરે છે. જ્યાં સુધી કોઈ પુરૂષ સ્વપ્નમાં હોય છે, ત્યાં સુધી તેનું દુઃખ નિવૃત્ત નથી થતું. તેજ પ્રમાણે વિપરીત ભાવના સ્વપ્નની નિવૃત્તિ તેમજ સત્ય જાગૃતિની પ્રાપ્તિ થયા વિના સર્વ દુઃખોનો નિરાસ થતો નથી. એથી કરીને અવિદ્યા રૂપ નિદ્રા ત્યજ, કુશલ તથા શ્રેષ્ટ સદ્ગુરૂની પાસે જવાની જરૂર છે; તે તમને ઉપદેશ આપશે જેથી તમને આત્મ જાગૃતિ પ્રાપ્ત થશે. જે પ્રમાણે વનમાં સિંહ વ્યાઘ્રાદિ હોય છે, તથા ગોખરૂ વગેરે તીક્ષ્ણ શસ્ત્રધારા તુલ્ય કંટક પણ હોય છે, જેથી કરીને વાહન વિના ત્યાં આગળ કોઈનાથી જઈ શકાતું નથી, તેજ પ્રમાણે મોક્ષગ્રામનો આત્મજ્ઞાનમાર્ગ સૂક્ષ્મ તેમજ વિઘ્ન કંટક યુક્ત હોવાથી ગુરૂ તથા પરમાત્માના પ્રસાદરૂપી વાહનનો જે લોકો આશ્રય કરે છે તેજ તે ગ્રામ ( મોક્ષગ્રામ ) ના વિષે પહોંચી શકે છે. ગુરૂભક્તિશૂન્ય પુરૂષોને માટે તે માર્ગ દુર્ગમ છે. મહાત્મા શિવદિનનાથ કવિ કહે છે કેઃ—

## પદ-રાગ, કાલિંગડા. તાલ ચલતી.

સોહી કચ્ચા બે કચ્ચા બે । નહિં ગુરૂકા બચ્ચા ॥ધ્રુ૦॥

દુનિયા તજકર ખાક લગાઈ જાકર બેઠા વનમેં॥ ખેચરી મુદ્રા ઇંદ્રિય નિગ્રહ ધ્યાન ધરત હૈ મનમેં । સોહી૦ ॥ ૧ ॥ કુંડલિયાંકો બુગ ચઢાવે બ્રહ્મરંધ્રકો લ્યાવે । ચલતા હૈ પાનીકે ઉપર જો બોલે સો હોવે । સોહી૦ ॥ ૨ ॥ ગુપ્ત હોકર પરગટ હોવે ગોકુલ મથુરા કાશી । પ્રાણ નિકાલ સિદ્ધ જો હોવે સત્ય લોકકા બાસી । સોહી૦ ॥ ૩ ॥ શિવદિનકે પ્રભુ કેસરિસાહેબ કરની । કથની રહેની। આપહિ મધ્યે આપકો ચિન્હે વોહી હૈ ગુરૂ જ્ઞાની । સોહી૦ ॥ ૪ ॥

કોઇ પુરૂષ સંસારનો ત્યાગ કરી, શરીરે ભસ્મ લગાડી, વનમાં જઇ, ખેચરી મુદ્રા લગાવી, તથા ઇંદ્રિયનિગ્રહ કરી ગમેતેટલો ધ્યાનપરાયણ બન્યો હશે તોપણ, જ્યાંસુધી સદ્‌ગુરૂનો અનુગ્રહ તેણે સંપાદન કર્યો નથી ત્યાંસુધી કાચોજ સમજવો. ખેચરીમુદ્રાનું લક્ષણ ગોરક્ષનાથે નીચે પ્રમાણે દર્શાવ્યું છે:—

कपालकुहरे जिह्वा प्रविष्टा विपरीतगा ।
भ्रुवोरंतर्गता दृष्टिर्मुद्रा भवति खेचरी ॥

જીભની નીચેની નસ તોડીને ચાલન-દોહન આકર્ષણ કરવાથી તે લાંબી થઇજાય છે. પછી, તેને ઉલટાવીદઇને કપાલકુહરના વિષે અર્થાત્ તાળવાની અંદર જે છિદ્ર દેખાય છે ત્યાં આગળ સ્થાપન કરીને ભ્રકુટિના મધ્યમાં દૃષ્ટિ રાખવી: એ ખેચરીમુદ્રા થઇ ગણાય છે. યોગીને મુર્છા, ક્ષુધા, તૃષા, વિગેરેનો ભય એનાવડે રહેતો નથી. તેજ પ્રમાણે અગ્નિ બાળી શકતો નથી, સાપ કરડી શકતો નથી વિગેરે ઘણાં ફળ બતાવેલાં છે. તેવીજરીતે ષટ્ચક્ર ભેદન કરી કુંડળિનીને સહસ્ત્રદલકમલના વિષે અર્થાત્ બ્રહ્મરન્ધ્રમાં લાવે તથા પાણીના ઉપર પણ ચાલે અને મ્હોંડામાંથી જે જે શબ્દ નીકળે તે સત્ય કરે તો તેવી સિદ્ધિવાળાને પણ કાચોજ સમજવો. એટલુંજ શું ? પણ આદિ રહ્યા રહ્યા ગુપ્ત પણે કાશી, મથુરામાં કે દ્વારકા હરિદ્વારમાં પ્રગટ થાય અને શરીરમાંથી પ્રાણ કાઢી નાંખી સત્ય[1] લોકના વિષે સંચાર કરે તો પણ કહે છે કે તેવાને પણ કાચોજ સમજવો. વેદ શાસ્ત્રમાં સમજવાનું કાંઇ પણ બાકી નહિ રહ્યું હોય, અને વેદોક્ત માર્ગવડે ચાલીને નાના પ્રકારના અનુષ્ઠાન કરીને શરીર કાષ્ઠના જેવું શુષ્ક કરી દીધું હશે તોપણ શું થયું ? અર્થાત્ તેવાને પણ કાચોજ સમજવો. પરિપકવતા ત્યારેજ આવે છે કે જ્યારે સદ્‌ગુરૂની કૃપાથી આ શરીરના વિષે રહેલા આત્માનું આત્મત્વવડે ભાન થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

अतिदूरतरं निजस्वरूपं गुरुशास्त्रान्नविचारयेद्यदि ।
निकटं गुरुशास्त्रवेदनात्प्रकटं स्यात्स्वतनौ स्वयं हि तत् ॥

---

૧ પ્રાણોના પર વિજય મેળવી, વાયુપ્રધાન સૂક્ષ્મ શરીર વડે વિચરનારા યોગીઓનું બ્રહ્માંડની અંતર્બાહ્ય ગમન થાય છે. એ પ્રકારની ઉપાસના તથા તપોયુક્ત સમાધિના અભ્યાસવાળા યોગીઓની ગતિની પ્રાપ્તિ યજ્ઞાદિ કર્મો વડે થતી નથી એ પ્રમાણે ભાગવતના દ્વિતીય સ્કન્ધમાં કહ્યું છે. આ પરથી સિદ્ધ થાય છે કે યોગી મહાત્માઓ ચાહે તે સ્થાનમાં ગુપ્ત તથા પ્રગટ થઇ શકે છે તેમજ સત્યાદિ લોકોને વિષે પણ સંચાર કરી શકે છે. એ સંબંધી વિશેષ માહીતીને માટે યોગવાસિષ્ઠના ઉત્પત્તિ પ્રકરણ માંહેનું લીલાખ્યાન જોઈ લેવું.

પુરૂષ ગુરૂ પાસે જઇ શાસ્ત્રાદિકોનું શ્રવણ ન કરે તો નિજસ્વરૂપ (આત્મા) તેને માટે અતિ દૂર છે એમ સમજવું; પરંતુ ગુરૂશાસ્ત્રપૂર્વક વિચાર કરવાથી તે પોતાના નિકટવર્ત્તી હૃત્પ્રદેશના વિષે આપોઆપજ પ્રકટ થાય છે. વિચાર કરો કે અર્જુનને આવી અનુકૂળતા પ્રાપ્ત નહિ થઇ હત તો કેવી સ્થિતિ ઉભી થાત ?

यदि न हरेः सारथ्यं गुरोर्न[1] रोऽधिगतशास्त्रविद्योऽपि ।
जायेत कलिभवमहाभारतरणदक्षिणः कथंकारम् ॥

પરમાત્મા શ્રી કૃષ્ણની સહાય ન મળી હત, તથા ગુરૂ દ્રોણાચાર્ય પાસેથી શસ્ત્ર સંબંધી વિદ્યા સંપાદન ન કરી હત તો રાજ્યાદિકોના કલહવડે ઉત્પન્ન થએલો જે ભારતવાસીઓનો સંગ્રામ તેના વિષે પ્રાવિણ્ય (નિપુણતા) એને શી રીતે મળી શકત ? શત્રુઓના સંહાર પૂર્વક રાજ્ય પણ કેમ મળત ? જે ભારતના સંગ્રામનું આદિ નદીના રૂપવડે વર્ણન કરેલું છે તે ગીતના પાઠકોને વિદિત થશેજ.

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ।
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ॥
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्त्तकः केशवः ॥

ભીષ્મ તથા આચાર્ય દ્રોણ જેના બન્ને કિનારા છે, સિંધુ દેશના રાજા જયદ્રથ રૂપી જેમાં જળ ભરેલું છે, તથા ગાંધાર દેશના અધિપતિ શકુનિમામાં જેમાં પત્થર સ્થાને વિરાજે છે, મદ્ર દેશના રાજા શલ્ય ગ્રાહ (મગર) છે જેમાં તથા કૃપાચાર્ય પ્રવાહ વડે વહેનારી, અંગદેશાધિપતિકર્ણ વડે મર્યાદિત થએલી, તેમજ અશ્વત્થામા વિકર્ણ વગેરે ભયંકર તિમિંગલ રાઘવ મત્સ્યાદિકોથી યુક્ત તથા દુર્યોધન રૂપી આવર્ત ( ચક્ર ) વડે સંપન્ન બનેલી એવી જે યુદ્ધ નદી છે, તેને ધર્મ ભીમ અર્જુન આદિ પાંડવો પસાર કરી ગયા ( આળંગી ગયા ). કારણ કે એ પાંડવોને

---

૧. ગુરૂ-દ્રોણાચાર્ય અને સદ્ગુરૂ.

૨. નર-અર્જુન અને મનુષ્ય.

૩. શસ્ત્ર સંબંધી વિદ્યા તથા શાસ્ત્રવિદ્યા.

૪. કલિ-ભવ-મહાભારત-રણ અને કલિભવ-મહાભાર તરણ એ પ્રમાણે પદચ્છેદ છે. તેનો અર્થ કલહોત્પન્ન મહા ભારતનું યુદ્ધ, તથા કલિયુગોદ્ભવ મહાન પાપભારને તરી જવું એ પ્રમાણે સમજવો—

કેશવ ( કૃષ્ણ ) પરમાત્મા રૂપી કૈવર્તક ( ખલાસી ) ની સહાય હતી. તેમની સહાયતાથી ઉપરોક્ત ભયંકર અપાર નદીને તેઓ સુખરૂપ તરી ગયા. આપણે પણ અર્જુનના જેવાજ નર છીએ, પરન્તુ આપણાથી તેમની માફક જો પરમાત્માની સહાય અને ગુરૂ કૃપા સંપાદન કરી શકાય તોજ આપણને આ સંસારસમુદ્ર તરી જવામાં સફલતા મળી શકે, એ નિઃસંદેહ છે. અર્થાન્તરન્યાસથી પૂર્વોક્ત શ્લોકમાં કવિ કહે છે કે જે નર ( મનુષ્ય ) પરમાત્માની ભક્તિ કરીને, તેને (પરમાત્માને) આ શરીરરૂપી રથના ઉપર સારથ્યતા (સારથી થવાને માટે)ને સારૂ અનુકૂલ નહિ કરી લે તેમજ ગુરૂ પાસેથી શાસ્ત્ર વિદ્યા અર્થાત્ તત્ત્વમસ્યાદિ વાક્યોમય જ્ઞાન નહિ સંપાદન કરે તો તે કલિયુગથી ઉદ્‌ભવેલો (ઉત્પન્ન થએલો) મહાભાર (ઘણો ભારે બોજો ) તરી જવામાં કેવી રીતે સમર્થ થશે ? એથી કરીને ગુરૂ તથા પરમાત્માને એક જાણીને તેમનું ભજન કરવું. ગુરૂ વગર 'वासुदेवः सर्वम्' એવી દૃષ્ટિ પ્રાપ્ત થતી નથી, અને ત્યાં સુધી તેનામાં પરિપક્વતા આવતી નથી. અને તે કાચોજ ગણાય છે. એના પર એક દૃષ્ટાંત નીચે પ્રમાણે છે:—

એક વખત પંઢરપુર ક્ષેત્રમાં જ્ઞાનેશ્વર, નિવૃત્તિનાથ, મુક્તાબાઇ ગોરા કુંભાર વગેરે સંતમંડળી એકત્રિત થઇ હતી અને બ્રહ્મસ્વરૂપનું પ્રતિપાદન થઇ રહ્યું હતું. નામદેવ પણ તેમના ભેગા બેસી શ્રવણ કરી રહ્યા હતા. તે વખતે જ્ઞાનેશ્વર ગોરા કુંભારને કહેવા લાગ્યા:—અંહી બેઠેલા બધા માણસો જ્ઞાનના અધિકારી છે કે નહિ તેની તમે પરીક્ષા કરો. ગુરૂ કૃપાથી પરિપક્વ કોણ થયા છે તથા કાચા કોણ તે જુઓ. ભઠ્ઠીમાં કયો ઘડો પક્વ થયો છે તથા કયો કાચો રહ્યો છે તેની તપાસ કરવાનું કામ કુંભારનું છે. શરીર પણ પંચ મહાભૂતોરૂપી કર્દમ ( કાદવ ) વડે રચાયું છે, અર્થાત્ ઘટ જેવુંજ છે; એમાં ગુરૂ કૃપા કોના ઉપર થઇને પોતાની જાત સહિત નિખિલ ચરાચરને પરબ્રહ્મરૂપ કોણ સમજે છે? એવું સમજવાવાળો પરિપક્વ, તથા ભેદભાવથી જોવાવાળો કાચો સમજવો જ્ઞાનદેવનું વચન સાંભળીને ગોરોબા કુંભાર હાથમાં ઘડાને ઠોકવાનું કાષ્ઠ લઇને ઉઠયા, અને સઘળા સંતોના માથા પર અક્કેકો સપાટો તે કાષ્ઠનો ચોઢી કાઢયો. જેમની દેહાત્મભાવના નષ્ટ થઇ હતી, જેમનામાં અહંકર્તૃત્વ ભોક્તૃત્વ ભાવ રહ્યો ન હતો, સુખ દુઃખાદિ ધર્મ અન્તઃકરણનો છે, સાક્ષીભૂત એવા મ્હારો નથી એ પ્રમાણે જેઓ અનુભવી રહ્યા હતા, તેમણે તો મસ્તક પર થએલા પ્રહારથી કોઈ પણ જાતની વિકૃતિ પામવાને બદલે, તેના પ્રત્યે કેવલ ઉદાસીનતા બતાવીને બેસી રહ્યા; પરંતુ નામદેવને માથે સપાટો પડતાંવારને દુઃખ વેદનાથી પીડિત થઇ, તેઓ છંછેડી

પડયાઃ—"વાહ ગોરા કુંભાર ! આ શું ત્હમારી અક્કલ છે ? કેવું અપૂર્વ ત્હમારૂં ગ્નાન છે ! માટીના ઘડાની તથા મનુષ્યની એક સરખી પરીક્ષા કરો છો પણ અંહિ તો બહુ સખ્ત વ્યથા (વેદના) થાય છે." નામદેવે એ પ્રમાણે કકળાટ કરતાં વારને સઘળાજ બોલી ઉઠયા કે નામદેવ કાચા છે. જો એમના ઉપર ગુરૂકૃપા હત તો દુઃખાદિકનું એમને ભાન સરખું પણ થાત નહિ. પરંતુ એમનામાં દેહાત્મભાવના હોવાથી દ્વૈતદૃષ્ટિયુક્ત છે અને તેથીજ પોતાની જાતને સુખદુઃખના ભોક્તા તેઓ સમજે છે. ગ્નાનેશ્વરે તે વખતે સંતોના સમુદાયમાંથી જતા રહેવાનું તેમને કહ્યું. હે નામદેવ ! ત્હેં ગુરૂનો અનુગ્રહ સંપાદન નથી કર્યો. તે વગર આ બ્રહ્મગ્નાનનું શ્રવણ કરવું ઉચિત નથી. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

यस्य नास्ति गुरुः कश्चित् यो गुरुं नैव सेवते ।
स महापातकी ज्ञेयो न स दर्शनमर्हति ॥

મનુષ્ય દેહમાં આવીને જેણે કોઇ ગુરૂને આશ્રય કર્યો નથી, અથવા કર્યા છતાં પણ જે સેવા પરાઙ્મુખ છે તેને મહા પાતકી સમજવો. એવાનું દર્શન કરવું યોગ્ય નથી. ત્હારા ઉપર જો ગુરૂની પૂર્ણ કૃપા હત તો કાઇ પ્રહારથી ત્હારામાં કાંઇ પણ વિકાર ઉત્પન્ન થાત નહિ. તેથી તું કાચો છે. હવે જો તું યોગ્ય ગુરૂને શરણે જઇ, ગ્નાન સંપન્ન થઇશ તો ત્હને આ સન્તોના સમુદાયમાં બેસવાનો તથા બ્રહ્મનિરૂપણ શ્રવણ કરવાનો અધિકાર પ્રાપ્ત થશે; અને ત્યારેજ ત્હને બધા પરિપક્વ થયો છે એ પ્રમાણે કહી શકશે. સન્તમંડળીમાં આ પ્રમાણે પોતાનું અપમાન થવાથી નામદેવને અત્યન્ત દુઃખ થયું અને ત્યાંથી નીકળીને તેઓ વિઠ્ઠલનાથના મંદિરમાં આવીને ભગવાનની મુર્તિની આગળ રડવા લાગ્યાઃ—"ભગવાન્ બોલ્યાઃ—નામદેવ ! શું થયું છે ? કેમ રડે છે ?" ત્યારે નામદેવે કહ્યું:—"સાધુ મંડળીએ આજે મ્હારૂં અપમાન કર્યું, અને મ્હને બેસવા સુદ્ધાં દીધો નહિ. તેઓએ કહ્યું:—"ત્હારા ઉપર ગુરૂકૃપા નથી, તું કાચો છે; માટે ગુરૂને શરણે જઇ, ગ્નાન સંપાદન કરીશ તો પાકો બનીશ." હે પ્રભો ! મ્હને આશ્ચર્ય એ વાતનું થાય છે કે લોકો બધા વ્રત, તપ, જપ, યજ્ઞ યાગ, દાન, ગુરૂનો આશ્રય વગેરે કરે છે તે ત્હમારી પ્રાપ્તિને માટેજ; પરંતુ મ્હને તો ત્હમારી પ્રાપ્તિ થઇ ગઇ છે, તો પછી હવે મ્હારે ગુરૂની શી જરૂર હોવી જોઇએ ?" દેવે કહ્યું:—"હે નામદેવ ! સંતમંડળીએ જે કહ્યું છે તે યથાર્થજ સમજવાનું છે. તું મ્હારી સાથે બોલે છે, ચાલે છે, તથા ત્હારા હાથનું હું ખાઉં છું, પીઉં છું, પણ તેથી શું થયું ?

યદ્યપિ જેઓ મ્હને પ્રિય છે, અને પરિવિકારને જીતી શકે છે તોપણ, ગુરૂકૃપા વગર ત્હેમને સમદૃષ્ટિ પ્રાપ્ત થઇ શકતી નથી. 'આ મારૂં સત્યસ્વરૂપ છે, એ પ્રમાણે તું સમજે છે, પરંતુ નિખિલ ચરાચરને વિષે હુંજ છું, એવું જ્ઞાન[1] તથા વિજ્ઞાન[2] ક્યાં ત્હને થયું છે? તું ત્હારી પોતાની જાતને, મ્હને તથા જગતને ભિન્નજ માને છે. ભેદદૃષ્ટિવાળો કાચોજ હોય છે, એવો જગતમાં પણ અનુભવ મળે છે. માટે ગુરૂનો આશ્રય કર્યાવગર દ્વૈતપ્રતીતિ મિથ્યા છે, તથા આત્મા સત્ય એક અદ્વિતીય છે, એવું જ્ઞાન થવું અસંભવિત છે. કિં બહુના? આજસુધી કોઇને તેવું જ્ઞાન થયું પણ નથી. એથી-કરીને તું અનન્યભાવથી ગુરૂને શરણે જઇશ તો, તેમના પ્રસાદથી તું પૂર્ણજ્ઞાની બનીને ત્હારી જાતસહિત સકળવિશ્વને એકબ્રહ્મરૂપજ જોઇશ; અને પછી આવો મોહ ત્હને કદિપણ નહિ થાય. ગીતા ઉપનિષદ્‌માં પણ આજ ઉપદેશ અર્જુનને કરવામાં આવ્યો છેઃ—

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥

હે અર્જુન! ગુરૂને શરણ ગયાબાદ જે જ્ઞાન ત્હને પ્રાપ્ત થશે તેનાથી ત્હને આવો મોહ ફરી પાછો કદિ ઉત્પન્ન થશે નહિ. અર્થાત્ હાલ ત્હને જે આ મ્હારા ભાઇ, આ મ્હારા ગુરૂ ઇત્યાદિ જે મોહ પ્રાપ્ત થયો છે, તેવો મોહ સદ્‌ગુરૂના ઉપદેશવડે આત્મજ્ઞાન થઇ, ભેદદૃષ્ટિ ગલિત થયા પછી, ત્હને કદિપણ થશે નહિ. એ જ્ઞાનવડે બ્રહ્માદિ સ્થાવર પર્યન્ત સકળભૂતોને તું ત્હારાથી ભિન્ન ગણીશ નહિ. તેજ પ્રમાણે સકળભૂતોને મ્હારાથી પણ અભિન્ન જોઇશ. આ પ્રમાણે શ્રી વિઠ્ઠલ, નામદેવને ગુરૂને શરણ જઇ જ્ઞાનપૂર્ણ અવસ્થા સંપાદન કરવાનું કહેવા લાગ્યા. તે સાંભળી નામદેવે કહ્યુંઃ—"હે ભગવન્! હું ત્હમારૂં યથાર્થ સ્વરૂપ સમજું છું. જગત્ ત્હમારૂંજ સ્વરૂપ છે, એ મ્હને જ્ઞાન થયું છે. તેથી બીજાને હશે તોપણ મ્હને તો ગુરૂની આવશ્યકતા નથી." દેવે કહ્યુંઃ—"ઠીક! જો તું મ્હને ગમે તે સ્વરૂપમાં ઓળખી શકે તેમ હોય તો હું ત્હારૂ કથન સત્ય માનું અને તું પરિપક્વ છે માટે ત્હારે ગુરૂનું કાંઇ પ્રયોજન નથી એમ મ્હારી ખાતરી થાય." નામદેવે કહ્યુંઃ—"આપ મ્હારી પરીક્ષા લ્યો કે હું આપને ચાહે તેવા રૂપમાં ઓળખી શકું છું કે નહિ." વિઠ્ઠલ ભગવાને કહ્યુંઃ—"સ્હવારે તું સાવતા માળીની સાથે વેણુનાદ સ્થાનમાં બેસજે; ત્યાં આગળ આવીને હું ત્હારી પરીક્ષા કરીશ.

૧ પરોક્ષ ૨ અપરોક્ષાનુભવ.

શ્રી વિઠ્ઠલ ભગવાનની આજ્ઞા પ્રમાણે નામદેવ બીજે દિવસે સાવતા માળીની સાથે ભગવાને કહેલી જગ્યાએ જઇને બેઠા.

નામદેવની પરીક્ષા કરવાને માટે ફકીરનો વેષ લઇ ભગવાન્ કામધેનુને કૂતરી બનાવી, તેને પોતાની સાથે રાખી, નામદેવ તથા સાવતામાળી જ્યાં બેઠા હતા ત્યાં આગળ આવી પહોંચ્યા. સાવતા માળીએ ભગવાનને ઓળખી કાઢયા, પણ નામદેવને સમજ નહિ પડી. ફકીરે બન્ને જણાને તેમના નામ ઠામ પૂછયાં જે ત્હેમણે કહ્યા બાદ ત્હેણે પોતાની ઝોળીમાંથી ચલમ કાઢી, તે માંહે તમાખુ ભરી પીવા લાગ્યો. તમાકુ, છીંકણી વગેરેનું સેવન જે લોકો કરતા હોય છે તે બીજાને પૂછે છે 'કેમ બાઇ ત્હમે લેશો?' એ નિયમ પ્રમાણે તે ફકીરે સાવતામાળીને પૂછયું કે 'આપ ચલમ પીઓ છો? હોય તો લ્યો.' સાવતાએ કહ્યું:-"હા, મ્હને પણ તલપ આવી છે, હું પીઉં છું; અંહિ લાવો," એમ કહી તે ચલમ પીવા લાગ્યો. નામદેવને બહુજ નવાઇ લાગવાથી ત્હેણે કહ્યું:-"હે સાવતામાળી! આ તું શું કરે છે? મુસલમાન ફકીરની ચલમ પીએ છે?" સાવતાએ જવાબ આપ્યો:-નામદેવ! અત્યારે મ્હને સખ્ત તલપ લાગી છે, તેથી મ્હને કાંઇ સ્હેન પડતું નથી અને વળી અંહી કોઇ બીજું છે પણ નહિ તેથી હું પીઉં છું. મ્હને બાળપણથીજ તમાખુ પીવાની ટેવ છે." ત્યાર બાદ પેલા ફકીરે ભીખ માંગીને આણેલા રોટલાના ટુકડા ઝોળીમાંથી કાઢીને ભિક્ષા પાત્રમાં નાંખ્યા અને કૂતરીનું દૂધ કાઢીને તેમાં પેલા ટુકડા બોળીને તે ખાવા લાગ્યો. ખાતી વખતે ત્હેણે સાવતામાળીને તથા નામદેવને પૂછયું: "ત્હમે ખાશો?" સાવતો મનમાં વિચારવા લાગ્યો કે આવો વખત ફરી ફરીને આવવાનો નથી; આ તો કામધેનુ છે, એનું દૂધ મળવું દુર્લભ! માટે આવો પ્રસાદ જો હું ગુમાવું તો મ્હારા જેવો બીજો મૂર્ખ કોણ? તેથી ત્હેણે ફકીરને કહ્યું:-"સાંઇ! મ્હને ભૂખ લાગી છે માટે મ્હને દૂધ રોટલો આપશો તો હું આનંદથી ખાઇશ." એ સાંભળીને નામદેવના આશ્ચર્યનો પાર રહ્યો નહિ અને તેને લાગ્યું કે સાવતાને ઘડપણમાં નક્કી ભ્રમ થએલો હોવો જોઇએ. તેથી તેણે સાવતાને ગુસ્સા ભેર કહ્યું:—"અરે આ શું કહેવાય? તું તો ત્હારી જાતને ભગત તરીકે ઓળખાવે છે અને આ ફકીરના ભીખ માંગીને આણેલા ટુકડા કૂતરીના દુધ સાથે ખાતાં ત્હને શરમ નથી આવતી? હવે હું ગામમાં જઇ બધા લોકોને કહી દઇશ કે સાવતો ભ્રષ્ટ થયો છે માટે કોઇએ એની સાથે સંસર્ગ (વ્યવહાર) રાખવો નહિ." પણ તે કાંઇ ન લેખતાં સાવતો તે ફકીરની સાથે ખાવા લાગ્યો. ફકીરે સાવતાને ઇશારત કરી કે છોકરાને

પણ લઇ આવ. નામદેવને વિચાર થઇ પડયો કે હું ગામમાં જઇ લોકોને કહી દઉં માટે આ બન્નેજણા મ્હને બલાત્કારે ખવડાવી રખેને ભ્રષ્ટ તો નહિ કરે ? એ ડરથી હેને ત્યાં આગળ બેસવું ઠીક લાગ્યું નહિ અને તેથી હેણે ત્યાં આગળથી પલાયન કરી જવા માંડયું. ત્યારે ફકીરે " પકડો પકડો " એવી બૂમ પાડી. પછી તો પૂછવુંજ શું ? નામદેવ ગભરાઇ ગયા અને આંફળાં ફાંફળા શ્રી વિઠ્ઠલનાથજીની પાસે દોડતા દોડતા મંદિરમાં આવી પહોંચ્યા. ભગવાને પૂછ્યું:—" નામદેવ ! કેમ શું થયું ? દોડતો દોડતો કેમ આવ્યો છે? છાતી કેટલી બધી ધડકી રહી છે ! " નામદેવ બોલ્યાઃ—હે પ્રભુ ! ત્હમારી આજ્ઞા પ્રમાણે સાવતા માળીની સાથે આજે હું વેણુનાદના સ્થાન પર જઇને બેઠો હતો, એટલામાં ત્યાં આગળ એક ફકીર આવ્યો. હેણે સાવતામાળીને પોતાની ચલમ પીવડાવીને તથાં રોટલાના ટુકડા કૂતરીના દૂધ સાથે ખવડાવીને ભ્રષ્ટ કર્યો છે. મ્હને પણ આ ભ્રષ્ટ કરવા માંગતો હતો, તેથી હું દોડતો દોડતો આપને શરણે આવ્યો છું. " ભગવાન્ બોલ્યાઃ—હવે તો ત્હને ખાતરી થઇ કે નહિ ? ત્હારે ગુરૂ કરવા જોઇએ કે નહિ ? "

નામદેવે કહ્યું:—" ત્હમે ક્યારે આવ્યા હતા ? " દેવે કહ્યું:—" નામદેવ ! ફકીરના વેશમાં હુંજ આવ્યો હતો; પણ, ત્હેં મ્હને ઓળખ્યો નહિ. " નામદેવે કહ્યું:-" એકવાર મ્હેં આપને ઓળખ્યા નહિ તેથી શું હરવખત આપને નહિ ઓળખી શકું ? ફરીથી એકવાર આપ મ્હારી પરીક્ષા કરીજુઓ."

વિઠ્ઠલનાથે કહ્યુઃ—" ઠીક ! કાલે તેજ જગ્યાએ સાવતાની સાથે જઇને બેસજો; હું આગળ આવીશ. "

નામદેવ બીજે દિવસે સાવતાની સાથે વેણુનાદમાં જઇને બેઠા એટલામાં દેવ પઠાણુ સીપાઇનો વેશ લઇ, હાથમાં તરવાર ભાલો વગેરે ઘોડા પર સ્વાર થઇને જ્યાં આગળ એ બન્ને જણા બેઠા હતા ત્યાં દોડતા દોડતા આવી પહોંચ્યા. તેમને જોઇને નામદેવ ભયભીત થયા અને વિચારવાલાગ્યા કે, આ કોઇ ચોર-લૂટારૂ મ્હને લૂંટવા માટે તો નહિ આવતો હોય ? અહીં બેસી રહીશ તો, એ વખતે મ્હને મારી નાંખશે માટે મ્હારે નાશી જવું જોઇએ. હેણે સાવતાને કહ્યું કઃ—' ચલો. ' પરંતુ હેણે જવાબ દીધો કે, " જે કાંઇ થવાનું હોય તે ભલે થાય; પણ મ્હારાથી નાશી જવાશે નહિ. હું તો અહીંજ બેસી રહીશ;" એટલામાં પેલો સીપાઇ પાસે આવી પહોંચ્યો. તેનું ઊગ્રરૂપ જોઇને નામદેવ ત્યાંથી નાસતા કે મંદિરમાં આવીપહોંચ્યા અને વિઠ્ઠલનાથને પૂછવા લાગ્યા કે:—" ત્હમે કેમ આવ્યા નહિ ? " દેવ હસતા હસતા બોલ્યાઃ—" નામદેવ ! પઠાણનો

વેશ લઇને હુંજ ત્યાં આવ્યો હતો. ત્હેં મ્હને કેમ ઓળખ્યો નહિ ?" નામદેવ વિસ્મિત થઇને બોલ્યાઃ—હેં ! આપજ હતા ? ઠીક. હવે હું ભૂલ નહિ કરૂં. આપ ફરી એકવાર મ્હારી પરીક્ષા કરો અને હવે, હું આપને નહિ ઓળખી શકું તો કાચો છું, એમ સમજી ગુરૂને શરણે જઇશ. પરંતુ આપ રૂક્મિણીજીને સાથે લઇને આ વખત આવજો." ભગવાન બોલ્યાઃ— "નામદેવ ! ઠીક. ત્હારી એમ ઇચ્છા છે તો હું રૂક્મિણીને લઇને આવીશ. તું પદ્મતળાવ પર જઇને બેસજે." બીજે દિવસે નામદેવ ત્યાં જઇને બેઠા અને આજે હું જરૂર ભગવાનને ઓળખીકાઢીશ, એ પ્રમાણે મનમાં વિચાર કરવાલાગ્યા; પરંતુ અનંત વેશધારી માયાવી-પરમાત્માને ગુરૂકૃપાવડે જ્ઞાનચક્ષુ પ્રાપ્ત થયાવગર શું કદિ કોઇ ઓળખી શક્યું છે ? પરમાત્મા બીજે દિવસે કસાઇનું રૂપ લઇ રૂક્મિણીને પોતાની ઓરત બનાવી ને તથા સાથે એક ભેંસ, પાંચ પચીસ મરઘી, અને બે છોકરાઓ લઇને નામદેવ જ્યાં બેઠા હતા ત્યાં આવીપહોંચ્યા. નામદેવે કસાઇને જોઇને કહ્યુંઃ— "અરે ! આ તો અમારા હિન્દુઓનું પવિત્ર સ્થાન છે. ત્હારે અહીં ન બેસવું જોઇએ. તું જાતનો યવન છે, અને વળી કસાઇ જેવો જણાય છે માટે અહીંથી ચાલ્યોજા."

કસાઇએ જવાબ દીધોઃ—"હું ઘણે દુરથી ચાલીને આવ્યો છું તેથી થાકી ગયો છું, તે રસોઇ-પાણી કરીને પછી અહીંથી ચાલ્યોજઇશ." એમ કહી એણે ત્યાંજ મુકામ કર્યો અને પોતાની સ્ત્રીને રસોઇ જલદી બનાવવા કહ્યું. ઓરતે ત્યાં આગળ પત્થરનો ચૂલો બનાવ્યો અને ત્હેનાપર એક નાનું પાત્ર રાખી દીધું અને પછી પતિને પૂછવા લાગીઃ-'શી રસોઇ બનાવું?' ત્હેણે કહ્યુંઃ-"આ બધી મરઘીઓ કાપીનાંખીને તેનો પહેલાં પાક બનાવો." તે સ્ત્રીએ બધી મરઘી કાપીનાંખીને તે પાત્રમાં નાખી, છતાં તે નાનું પાત્ર ભરાયું નહિ. નામદેવ મનમાં વિચાર કરવા લાગ્યા કે, કેવો દુષ્ટ છે ? પોતાની ભૂખ શાન્ત કરવા સારૂ આ પવિત્ર ક્ષેત્રમાં ગરીબ બિચારાં જીવોની હિંસા કરે છે. તે સ્ત્રીએ પોતાના પતિને કહ્યુંઃ—"આ પાત્રમાં બધી મરઘીઓ કાપીને નાંખી દીધી, છતાં ભરાયું નથી." ત્હેણે કહ્યુંઃ—'ભેંસને કાપીનાંખો.' તેપરથી ત્હેણે ભેંસને કાપીને પાત્રમાં નાંખી, તોપણ, તે તો ખાલીજ રહ્યું. ફરીપાછું પૂછતાં તે કસાઇએ પોતાની ઓરતને છોકરાઓને કાપીને તેમાં નાંખવા જણાવ્યું. ત્યારે તો નામદેવ છકજ થઇ ગયા કે કેવો દુષ્ટ ! પોતાનાં બચ્ચાંઓને મારીને તેમનું પણ ભક્ષણ કરવા ઇચ્છે છે. હર હર ! મ્હને પરમાત્માએ કહેલું છે કે 'ત્યા બેસજો, હું આવીશ.' તે શું આ દુષ્ટ કૃત્ય દેખા-

ડવા સારૂ મ્હને બેસાડયો છે ? પોતે તો અહીં આવતાજ નથી. એટલામાં સ્ત્રી બોલી:—" હજરત ! પાત્રનો ભરાતુંજ નથી ! બધાંને કાપી નાંખ્યા છે અને હવે તો કાંઇ બાકી નથી. " નામદેવે ચમત્કાર દીઠો પરન્તુ દેવનું રૂપ પીછાણી ન શક્યો; એટલામાં તે કસાઇએ કહ્યું:— " હે સ્ત્રી ! શું વિચારમાં પડી છે ? પેલા છોકરાને પકડીને કાપો અને નાંખીદો આ પાત્રમાં. " એટલું કહી નામદેવ તરફ આંગળી કરી એટલે તે સ્ત્રી હાથમાં છરી લઇ નામદેવ તરફ દોડી. પછી તો પૂછવુંજ શું ? નામદેવ પ્રાણભયનામાર્યા ખૂબ દોડતા દોડતા મંદિરમાં આવી પહોંચ્યા અને ભગવાનને ઠપકો દેવાલાગ્યા:—" વાહવા ! ઠીક ! ત્હમે શું મ્હને મારી નંખાવવા સારૂ પદ્મતળાવપર બેસવા કહ્યું હતું ?" દેવે પૂછ્યું:—"શું થયું છે ? આટલોબધો ભય કેમ ? દોડવાનું કારણ શું " નામદેવે કહ્યું:—" આપની આજ્ઞાનુસાર હું ત્યાં જઇને બેઠો બેઠો આપની રાહ જોઇરહ્યો હતો. એટલામાં કોઈ એક દુષ્ટ કસાઇ બૈરી–છોકરાંને લઇને ત્યાં આવ્યો, ઉતર્યો અને રસોઇ કરવા પણ માંડી. એ દુષ્ટે ખાવાને માટે ઘણી મરઘી મારી નાંખી, ભેંસને કાપીનાંખી, આખરે છોકરાઓને કાપીને પાત્રમાં નાંખ્યા તોપણ તે ભરાયું નહિ. ત્યારે તો ત્હેણે મ્હને કાપીને પાત્રમાં નાંખવા કહ્યું. પછી તો મ્હારી જે અવસ્થા થઇ તેનું તો પૂછવુંજ શું ? હું દોડતો દોડતો મહામુશ્કેલીથી અહીં આવી પહોંચ્યો છું. આપ તો આખરે આવ્યાજ નહિને ? એ કેવી વાત ? " દેવ હસતા હસતા કહેવાલાગ્યા:— " એ રૂપમાં હુંજ આવ્યો હતો અને રૂક્મિણીને મારી સ્ત્રી બનાવીને સાથ રાખી હતી. તું મ્હને ક્યાં ઓળખી શક્યો છે ? હવે તો ત્હારી ખાતરી થઇ કે નહિ ? ગુરૂ કર્યાવગર મારાં રૂપને તું કેવીરીતે જાણી શકે ? મ્હારૂં નામ જેમ અનંત તે પ્રમાણે મ્હારૂં રૂપ પણ અનંત છે. ચાહે તે નામ અને રૂપ હોય પણ તે હુંજ છું, એવું જ્ઞાન સદ્ગુરૂ વિના પ્રાપ્ત થતું નથી, અને મ્હને ઓળખી શકાતો નથી. માટે, તું દુરભિમાન છોડીદે અને બીજા સન્તોની માફક સદ્ગુરૂને શરણે જઇ પરિપક્વતા સંપાદન કર. " નામદેવે કહ્યું:—હે ભગવન્ ! ગોરાકુંભારે મ્હારી જે પરીક્ષા કરી હતી તે પ્રમાણે હું કાચોજ છું એમ મ્હારા સમજવામાં આવે છે. તો હવે મ્હારે કયા ગુરૂને શરણે જઇ જ્ઞાન સંપાદન કરવું તે કહો. " ભગવાન્ બોલ્યા:—" નામદેવ ! ઔંઢયા નાગનાથ નામના ક્ષેત્રમાં વિસોબાખેચર નામે મહાજ્ઞાની ભક્ત છે, તેમની પાસે જવાથી તે તમને યથાર્થ ઉપદેશ આપી જ્ઞાનસંપન્ન કરશે. આદિનાથનો મચ્છેન્દ્રનાથ ઉપર અનુગ્રહ થયો હતો અને

મચ્છેન્દ્રે ગોરક્ષનાથને ઉપદેશ કર્યો હતો. ગોરક્ષનાથના શિષ્ય ગહિનીનાથ કરીને થઈ ગયા જેમણે નિવૃત્તિનાથના ઉપર જ્ઞાનોપદેશની કૃપા કરી. નિવૃત્તિનાથના શિષ્ય જ્ઞાનેશ્વર થયા અને એ જ્ઞાનેશ્વરનો વિસોબાખેચરે અનુગ્રહ સંપાદન કર્યો છે. અનન્યભાવથી તેમને શરણે તું જા અને તેમનો અનુગ્રહ સંપાદન કર. એ પ્રમાણે દેવની આજ્ઞા થતાં તેને શિરસાવન્દ્ય ગણી નામદેવ ઘેર આવ્યા અને માતાપિતાને પૂછીને ઔંઢ્યાનાગનાથ, જે દ્વાદશ જ્યોતિર્લિંગમાં પ્રસિદ્ધ છે, તે ક્ષેત્રમાં આવી પહોંચ્યા. ત્યાં વિસોબાખેચરની શોધ કરતાં નાગનાથના મંદિરમાં તેમનો મેળાપ થશે એવી ખબર તેને મળી. તે દિવસે ગુરુ તથા પુષ્યનો યોગ હતો. અર્થાત્ એ અમૃતસિદ્ધિયોગ કહેવાય છે અને એવા શુભયોગમાં જો ગુરુદ્વારા ઉપદેશ મળીજાય તો નિઃસંશય અમૃત ( બ્રહ્મ ) સિદ્ધિ પ્રાપ્ત થઇજાય છે એવું જાણીને તીર્થમાં નાહીને નામદેવ નાગનાથ દેવના મન્દિરમાં ગયા. ભગવાનની આજ્ઞાથી પંઢરપુર છોડી નામદેવ, મ્હારી પાસે ઉપદેશ ગ્રહણ કરવા સારૂ આવ્યા છે, એ બાબતની ખબર તો પહેલેથીજ વિસોબાખેચરને અંતરદૃષ્ટિથી પહોંચી ગઇ હતી; પરંતુ તેની પરીક્ષા કરવા સારૂ એમણે કુષ્ટરોગ ( કોઢ ) થી પીડાઇ રહેલા મનુષ્યના જેવું રૂપ ધારણ કરી, પગમાં જોડા ઘાલીને મહાદેવનાં લિંગ ઉપર પોતાના પગ રાખી મૂક્યા અને પોતે જાણે ઊંઘી ગયા ન હોય એવી ચેષ્ટા કરીને પડી રહ્યા. મંદિરમાં આવતાંવારને નામદેવને દુર્ગન્ધ લાગવામાંડી. આમતેમ જોતાં એક વ્યાધિગ્રસ્ત માણસ મહાદેવના લિંગ ઉપર જોડાસહિત પગ રાખીને સૂઇ રહેલા તેમના જોવામાં આવ્યો. તેનાં શરીરમાંથીજ આવી બદબો છુટે છે એવું સમજાતાંવારને તેમની પાસે આવીને નામદેવ કહેવા લાગ્યાઃ—"અરે પાપી ! તું કોણ છે ? ત્હને એટલું ભાન નથી કે તું પરમેશ્વરનાં લિંગ ઉપર પગ મૂકીને સૂતો છું ? ત્હને શું આંખ પણ નથી ? જન્માન્તરના વિષે ત્હેં જે પાપકર્મ કર્યાં હશે ત્હેના ફળથી ત્હને આવા કુષ્ટરોગયુક્ત શરીરની પ્રાપ્તિ થઇ છે, જેની દુર્ગન્ધ કેવળ અસહ્ય છે; અને આ જન્મમાં પણ તું એવાં કર્મ કરી રહ્યો છે કે નાના પ્રકારની યાતનાઓ ત્હારે અનેક જન્મપર્યન્ત ભોગવ્યાંજ કરવી પડે. ચાલ લઇ લે અહીંયાથી પગ ! " એ સાંભળી વિસોબાખેચર બોલ્યાઃ—" હું અશક્ત છું, મ્હારાથી પગ ઊંચકી શકાતા નથી; માટે કૃપાકરી જ્યાં આગળ શિવલિંગ ન હોય તેવી જગોપર મ્હારા પગ ગોઠવીઆપો. " એ ઉપરથી ત્હેના બન્ને પગ ઊંચકીને નામદેવે નીચે મૂક્યા. પણ શો ચમત્કાર ! ત્યાં આગળ પણ ત્હેના પગ હેઠળ મહાદેવનું લિંગ

જણાયું. તેથી ત્યાં આગળથી ઊંચકીને બીજી જગોપર રાખ્યા; તોપણ શું ? ત્યાં આગળ પણ શિવલિંગ જોવામાં આવ્યું. નામદેવ જે જે સ્થાનપર પગ ગોઠવતા ત્યાં ત્યાં સઘળેજ મહાદેવનું લિંગ નજરે પડતું. અરે ! આવો અપૂર્વ ચમત્કાર એટલેથીજ નહિ અટકતાં, દેવાલયના સઘળા પદાર્થ, વિસેદાખેચર, તથા પોતાની જાત, એ સર્વ મહાદેવરૂપે નામદેવના જોવામાં આવ્યા. નામદેવે દિઙ્મૂઢ થઇ વિસોબાખેચરને પૂછ્યું:— " આપ કોણ છો ? આપનું નામ શું છે ? " નમ્રતાપૂર્વક ઉપર પ્રમાણે પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં વિસોબા કહેવા લાગ્યા:—" મ્હારૂં નામ વિસોબાખેચર છે. પરન્તુ તું કોણ છે ? ક્યાંથી અને શા હેતુથી આવ્યો છે ? તે કહે. " નામ સાંભળતાંવારનેજ નામદેવની ખાત્રી થઇ કે, ભગવાને કહ્યા હતા તેવાજ આ સમર્થ મહાત્મા છે, અને તેથી જવાબ આપ્યો:—"મહારાજ ! મ્હારૂં નામ નામદેવ, શ્રી વિઠ્ઠલનાથની આજ્ઞાથી હું આપને શરણ આવ્યો છું. મ્હારા ઉપર આપ કૃપા કરીને જ્ઞાનોપદેશ આપી મ્હને કૃતાર્થ કરો. આજ [1]ગુરૂપુષ્યયોગ છે. " વિનયતાપૂર્વક આ પ્રમાણે યાચના કરી, નામદેવે ત્હેમને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા તથા " મ્હેં આપને નહિ ઓળખવાથી આપની સાથે ઉદ્ધતાઇ ભરી ગેરવર્તણુંક ચલાવી " એમ કહી ત્હેમની ક્ષમા માંગવા લાગ્યા. ત્યારબાદ પોતાનું પૂર્ણ સ્વરૂપ ધારણ કરી વિસોબાખેચરે ત્હેને દિવ્ય જ્ઞાનામૃતનું પાન કરાવ્યું. થોડા દિવસ પછી નામદેવે, ગુરૂની આજ્ઞા તથા આશીર્વાદ લઇ, પંઢરપુર આવી, ત્યાંનું સર્વ વૃતાન્ત ભગવાનને કહી સંભળાવ્યું. ગુરૂ કૃપાથી નામદેવની વૃત્તિ પરબ્રહ્મ સ્વરૂપમાં નિમગ્ન થતાં, આનંદાનુભવમાં તેઓ નિરંતર ભજન કરવા લાગ્યા

૧ માસ, વાર, તિથિ, નક્ષત્ર, યોગ, કરણ, પક્ષ, લગ્ન, સ્થાન ઇત્યાદિકોની ગુરૂ પાસેથી દીક્ષા ગ્રહણ કરવામાં આવશ્યક્તા રહે છે; એ પ્રમાણે તંત્રાદિકોમાં પ્રતિપાદન કરેલું છે. એ સર્વનાં શુભાશુભ ફળ તેમાં (તંત્રાદિકમાં) જણાવેલાં છે. પ્રકૃત સ્થળમાં ગુરૂ-વાર છે અને પુષ્ય નક્ષત્ર છે તેના માટે કેવાં પ્રમાણ છે કે 'ज्ञानं स्यात्तु बृहस्पतौ,' 'पुष्ये शत्रुविनाशनम्.' નામદેવને કામ ક્રોધાદિ શત્રુઓનો નાશ કરવાનો હતો અને એટલા માટે જ્ઞાનની આવશ્યક્તા પણ હતી. વળી શત્રુઓનો નાશ થયા વગર અમૃત (બ્રહ્મ) સિદ્ધિ શી રીત્તે થઇ શકે ? એથી કરીને ઇશ કૃપાથી સ્વાભાવિક રીતે પ્રાપ્ત થએલા ગુરૂપુષ્યયોગના વિષે ગુરૂનો અનુગ્રહ (ઉપદેશ) થાય એવી જે ત્હેના અંતઃકરણની આતુરતા થઇ, તે યોગ્યજ છે. એવો અમૃતસિદ્ધિ પ્રાપ્ત કરાવનારો યોગ ફરી પાછો ક્યારે આવવાનો હતો. ?

દ્વૈતભાવ ગળી જવાથી તેઓ નિખિલ ચરાચરને વાસુદેવરૂપે જોવા લાગ્યા. ભગવાનને તેમની આવી સ્થિતિ જોઇ અત્યન્ત પ્રેમ ઉપજ્યો અને ત્હેમણે નામદેવને આલિંગન દીધું. તોપણ ગુરૂકૃપાથી નામદેવને કેવુંક જ્ઞાન પ્રાપ્ત થયું છે તેની પરીક્ષા કરવાની ત્હેમની ઇચ્છા થઇ.

એક દિવસ નામદેવ મામાને ઘેર જઇ, ત્યાંથી પાછા ઘેર આવતા હતા. બે પ્રહર જેટલો વખત હોવાથી રસ્તામાંજ ત્હેમણે નદી પર પડાવ નાંખી ત્યાં આગળ રસોઇ બનાવી. રસોઇ તૈયાર થયાબાદ ત્હેમણે પોતાનું પાત્ર પીરસ્યું અને પાણી લાવવાને માટે, પાસે નદી હોવાથી, ત્યાં આગળ હાથમાં લોટો લઇને ગયા. એટલામાં કુતરાનું રૂપ લઇને, નામદેવે રસોઇ કરી પોતાનું પાત્ર પીરસી રાખ્યું હતું ત્યાં આગળ ભગવાન્ આવી પહોંચ્યા, અને રોટલીને મ્હોમાં પકડીને ભાગવા લાગ્યા. નામદેવે પાછા આવીને જોતાં ભગવાનને પીછાણ્યા. 'ઘી વગર રોટલી ખાશે તો એના પેટમાં દુખશે ' એવો વિચાર એમના મનમાં તે વખતે આવવાથી ઘીની લોટી લઇને કૂતરા પાછળ દોડીને ત્હેમણે કહેવા માંડ્યું:—"અરે ! આ ઘી લ્યો ! એની સાથે ખાઓ નહિ તો પેટમાં દુખશે." પરમાત્માને એ સાંભળી હસવું આવ્યું અને ત્હેમણે પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું, અને નામદેવને કહ્યું:—"નામદેવ ! આ વખત ત્હેં મ્હને કેમ ઓળખ્યો ?" નામદેવે કહ્યું:—" ગુરૂ કૃપાએ ઓળખાવ્યા; અખિલ ચરાચરના અન્તર્યામી આપજ છો, એ પ્રમાણે હવે હું અનુભવી રહ્યો છું. નામ રૂપાત્મક વિશ્વ નશ્વર હોઇ, તેના અધિષ્ઠાનભૂત આપજ એક અદ્વિતીય સત્ય છો, એ પ્રમાણે ગુરૂએ મ્હને યથાર્થજ્ઞાનનોપદેશ કરી અંતર્દૃષ્ટિ સંપાદન કરાવી છે." ભગવાન્ બોલ્યા:—"નામદેવ ! હવે તું પરિપક્વ થયો છે. ત્હારી દ્વૈત દૃષ્ટિ નષ્ટ થતાં ત્હને મ્હારા તાત્વિક સ્વરૂપનું જ્ઞાન થયું છે. જ્યાં સુધી શિષ્યના ઉપર ગુરૂની પૂર્ણ કૃપાદૃષ્ટિ થશે નહિ, ત્યાં સુધી ત્હેને પરમાનંદ પ્રાપ્તિ અને સંસાર નિવૃત્તિ થશે નહિ, એવો વેદશાસ્ત્રનો સિદ્ધાન્ત તથા મહાત્માઓનો અનુભવ છે." ત્યારબાદ નામદેવની સાથે ભગવાને ભોજન લીધું અને પછી પંઢરપુર સીધાવ્યા. એ પ્રમાણે:—

सर्वथा सेवकं नामदेवं यः समुपादिशत् ।
ब्रम्हात्मभावं विदितो गुरुः स इह खेचरः ॥

પોતાની સેવા કરનારા પરમાત્માના ભક્ત નામદેવને વિસોબા નામક ખેચરે ઉપદેશ આપી બ્રહ્માત્મભાવની પ્રાપ્તિ કરાવી. જે પ્રમાણે પહેલા ખેચર ( આકાશગામી ) ગુરૂ ( બૃહસ્પતિ ) એ, પોતાના સેવક નામ ( પ્રસિદ્ધ ) દેવ ( ઇન્દ્રને ) ઉપદેશ આપી બ્રહ્માત્મભાવ સંપાદન કરાવ્યો હતો તે પ્રમાણે.

સારાંશ કે—નામદેવ ભગવાન્ શ્રીવિઠ્ઠલના આટલા પ્રીતિપાત્ર હતા, છતાં ત્હેને પણ ભગવાને જ્ઞાનપૂર્ણ થવા વિસોબાખેચરની પાસે મોકલી આપી, ( ગુરૂને શરણે જવાની ) વેદશાસ્ત્રની મર્યાદા કાયમ રાખી હતી. પોતે જાતે જ્ઞાનોપદેશ કરી નામદેવને બ્રહ્મભાવ પ્રાપ્ત કરાવવાનું શું ભગવાનનામાં સામર્થ્ય નહિ હતું ? આ ઉપરથી સદ્‌ગુરૂનો મહિમા ધ્યાનમાં રાખી, ત્હેમના શરણમાં રહેવાની મનમાં ઉત્કંઠા રાખવી તથા ભગવાનની પ્રાર્થના કરતા રહેવું. તેમ કર્યેથી ભગવત્કૃપાથી આપણો ભાગ્યોદય થવાનીસાથે સદ્‌ગુરૂનાં દર્શન તેમજ બોધપ્રસાદનો લાભ પણ અવસ્ય થશેજ. એટલામાટેજ શ્રુતિમાતા પોતાનાં બાળકોને જાગ્રત કરી ઉપદેશ કરી રહી છે.

॥ ઇતિ શિવમ્ ॥

## સપ્તમ પુષ્પ.

### જ્ઞાનરૂપ ગંગા સમૂલ પાપનાશિકા.

**ज्ञानवानेव सुखवान् ज्ञानवानेव जीवति ।**
**ज्ञानवानेव बलवांस्तस्माज्ज्ञानमयो भव ॥यो. वा.॥**

જગત્માં જ્ઞાનવાનજ સુખી થાય છે; જ્ઞાનવાનજ જીવતો રહે છે; જ્ઞાનવાનજ બલવાન્ બને છે, માટે હે રામ! તું જ્ઞાનવાન્ થા. વ્યાવહારિક જ્ઞાનસંપન્ન પુરૂષ સુખી થાય છે, એવો નિયમ નથી; ત્હેનું જીવિત સફલ થાય છે, એમ પણ કહી શકાય તેમ નથી. લૌકિકજ્ઞાની બલવાન્ હોય છે, એમાં પણ સંશય થવાનો. એથી કરીને જે જ્ઞાન વડે જીવન સરલ બનીને સુખરૂપ સ્થિતિ પ્રાપ્ત થાય છે, તથા મોટા મોટા બળવાન્ મનુષ્યોના ઉપર પણ પોતાનો પ્રભાવ પાડી શકે એવું જ્ઞાન તો આત્મજ્ઞાનજ છે, એ પ્રમાણે અર્થ કરવોજ ઉચિત છે. અને વસિષ્ઠજી એવું આત્મજ્ઞાન સંપાદન કરવાનોજ શ્રીરામચંદ્રને ઉપદેશ કરી રહ્યા છે.

સ્વપ્રકાશ જ્ઞાનરૂપ નિર્મળ આત્મા, અને માંસ રૂધિર ઇત્યાદિક વડે બનેલું અને એથી કરીને અપવિત્ર એવું શરીર, એ બન્નેની એકતા કરીને જે પુરૂષ વ્યવહાર ચલાવે છે, તેના કરતાં વધારે અજ્ઞાની બીજો કેણ હોઇ શકે ? અને એથી વધારે અજ્ઞાન બીજું કયું જાણવું ? એ પ્રકારનાં અજ્ઞાનથી જગતમાં નિવાસ કરનારાં સર્વ પ્રકારનાં પ્રસિદ્ધ દુઃખો જેવાં પ્રાપ્ત

થાય છે તેવાં તો, સર્વસ્વનાશાદિ આપદા વડે અથવા જરામૃત્યુદ્વારા પણ નીપજતાં નથી. તત્ત્વવેત્તાઓને ઉપર જણાવેલું અજ્ઞાન નષ્ટ થઈ જવાથી સહસ્ત્રાવધિ આપત્તિની વચમાં પણ ' દુઃખ થયું છે. ' એ પ્રમાણે ત્હેમના સંબંધમાં જોવામાં તેમજ સાંભળવામાં પણ આવ્યું નથી. શાસ્ત્રીય લૌકિકજ્ઞાની, પરંતુ ઉપરોક્ત અજ્ઞાની મનુષ્ય, સુવર્ણના પલંગપર શયન કરનારો હશે છતાં અજ્ઞતાને લીધે અનંત દુઃખોની ત્હેની પ્રાપ્તિ થઇ છે, એવું જોવામાં તથા સાંભળવામાં પણ છે. તાત્પર્ય એ છે કે, સર્વ મનુષ્યોનાં શિરપર કૃષ્ણવર્ણના કેશ જેમ વિરાજે છે, તેજ પ્રમાણે અખિલ આપદા તથા દુઃખોનાં મસ્તકપર એ અજ્ઞાન ઉભું છે. એ પ્રકારનું અજ્ઞાન નાશ કરનારૂં આત્મજ્ઞાન મનુષ્યે જ્યાં સુધી સંપાદન કર્યું નથી ત્યાં સુધી સુખરૂપતા પ્રાપ્ત થવી અસંભવિત છે. આત્મજ્ઞાનસંપન્ન પુરૂષનુંજ જીવતર સફળ થાય છે, તેટલા માટે તેજ જીવન ધારણ કરે છે, એ પ્રમાણે વસિષ્ઠજીએ કહ્યું છે:—

यस्य नोत्क्रामति मतिः स्वात्मतत्वावलोकनात् ।
यथार्थदर्शिनो ज्ञस्य जीवितं तस्य शोभते ॥

આત્મતત્વ દર્શનથી તત્વાર્થદર્શી જ્ઞાનીની બુદ્ધિ દેહાદિકની બહાર અન્યત્ર જતી નથી. એથી કરીને તેનું જીવિત સર્વકાળ સુશોભિત રહી શકે છે. અજ્ઞાનીની બુદ્ધિ અનાત્માના ( દેહ વિષયાદિકોનાં ) દર્શન માટે સદા બહાર નીકળી ભટકયા કરે છે. એ કારણને લઇને ત્હેને નિત્ય મૃત સ્વરૂપ માન્યો છે. ' बुद्धिनाशात्प्रणश्यति ' એવું ગીતા વચન પણ છે. મનુષ્યની બુદ્ધિનો નાશ થતાં તે પોતેજ નાશ પામે છે. વ્યવહારમાં પણ કહેવાય છે કે ' આની બુદ્ધિ ઠેકાણે નથી. ' જેની બુદ્ધિ ઠેકાણે નથી ત્હેની સઘળી ક્રિયા પાગલના જેવીજ હોય છે. અને તે પુરૂષ જીવતો હોવા છતાં ત્હેને મુઆ જેવોજ ગણવામાં આવે છે. તેજ પ્રમાણે જે અજ્ઞાની પુરૂષની બુદ્ધિ પોતાનું સ્થાન ( આત્મરૂપ સ્થાન ) છોડીને અનાત્મ વિષયો પર દોડી જાય છે અને દેહની અંદર ક્ષણભર પણ રહેતી નથી તેવો પુરૂષ જગતમાં વિચરતો રહેવા છતાં, મૃત સરખોજ મનાય છે. કેમકે બુદ્ધિનું બાહ્ય ઉત્ક્રમણ થયું છે. પરંતુ તત્વાર્થદર્શિની બુદ્ધિ આત્મસ્વરૂપ સ્થાનમાંથી બહાર નીકળી નહિ જતી હોવાથી તે જીવતો છે. એજ પ્રમાણે વળી વસિષ્ઠજી કહે છે કે એવા આત્મજ્ઞાનસંપન્ન જ્ઞાનીનું સામર્થ્ય અખિલ બળવાન્ પુરૂષોના પર રહે છે. પોતાના બળ વડે તેવા આત્મજ્ઞાની પુરૂષોને પરાભૂત કરનારૂં ત્રૈલોકયના વિષે કોઇ નથી. કેવળ શાસ્ત્રજ્ઞાની, વ્યવહાર જ્ઞાનીને તો ચાહે તે પરાજય પમાડી શકે છે.

જેટલા વાન્ પ્રત્યયવાળા છે (જેવા કે બાગવાન્, રૂપવાન્, ધનવાન્, બુદ્ધિવાન્, બલવાન્) તે સર્વના વિષે સર્વોપરિ ભગવાન્ શ્રેષ્ઠ છે; પરંતુ હેમના ઉપર પણ જ્ઞાનવાનની સત્તા ચાલે છે. એથી કરીને જ્ઞાનવાનના કરતાં વિશેષ બલવાન્ કોણ હોવાનું હતું! તેટલા માટેજ આત્મજ્ઞાનસંપન્ન થવા વસિષ્ઠનો શ્રી રામને ઉપદેશ છે. જ્ઞાનવાનનું બળ કેવું હોય છે, તો માટે વસિષ્ઠજી પ્રત્યક્ષ ઉદાહરણરૂપ છે.

વિશ્વામિત્રે વસિષ્ઠની પાસે કામધેનુની પ્રાર્થના કરી, પરન્તુ હેમણે એમની માંગણીનો અંગિકાર કર્યો નહિ, ત્યારે વિશ્વામિત્ર પોતાના સૈન્યની સહાયતાથી બળાત્કાર પૂર્વક તેને લઇ જવા તૈયાર થયા. વસિષ્ઠજીએ તે વખતે મંત્રો વડે અભિમંત્રણ કરીને એક બ્રહ્મદંડ હેમની સામે ખડો કર્યો. તેની આગળ વિશ્વામિત્રનાં સઘળાં શસ્ત્ર અસ્ત્ર સૂર્યની સામે ખદ્યોતની પેઠે નિસ્તેજ થઇ ગયાં. વિશ્વામિત્રને તે વખતે આશ્ચર્ય, દુઃખ તથા ક્ષોભ ઉત્પન્ન થતાં, હેમણે કહ્યું કેઃ—

धिग बलं क्षत्रियबलं ब्रह्मतेजो बलं बलं ।
एकेन ब्रह्मदंडेन सर्वास्त्राणि हतानि मे ॥

ક્ષત્રિયના બલને ધિક્કાર છે, બ્રહ્મ તેજનું બળજ યથાર્થ બલ છે, કેમકે એ વસિષ્ઠના એકજ બ્રહ્મદંડે મ્હારા સઘળા દિવ્ય તેમજ ભયંકર શસ્ત્ર અસ્ત્રોનો નાશ કરી નાંખ્યો છે. ત્યારબાદ વિશ્વામિત્રે રાજ્યાદિ વૈભવ છોડી, એ બ્રહ્મતેજ સંપાદન કરવાને માટે વૈરાગ્ય ધારણ કરી, વનમાં જઇ તપશ્ચર્યા કરવા લાગ્યા અને આખરે બ્રહ્મર્ષિપદ પણ સંપાદન કર્યું. સારાંશ, રાજા વિશ્વામિત્રના બળનો અહંકાર જ્ઞાનવાન્ વસિષ્ઠજીના બળ આગળ નષ્ટ થઇ ગયો. વળી એક બીજા વખતે પણ વસિષ્ઠજીએ પૃથ્વીના તલના વિષે શેષનાગના સ્થાનમાં, પોતાનો દંડ રાખીને તે દંડને તેમજ સર્પસ્થાનના વિષે વસ્ત્ર રાખી તેને તથા કમંડળમાં સમુદ્રને સમાવી દઇને મહાદેવની પાસે નિર્ણય કરાવવા સારૂ સાક્ષી તરીકે આણ્યાં હતાં એવું વર્ણન છે. પ્રસંગોપાત આગળ એકાદ પુષ્પમાં એના વિષે વધુ વર્ણન કરવામાં આવશે. એ પ્રમાણે જ્ઞાનવાનજ જગત્માં અખિલ બળવાનોમાં શ્રેષ્ઠ બળવાન્ છે એ સિદ્ધ થાય છે. મનુષ્ય જન્મની પ્રાપ્તિ થયાબાદ જો યથાર્થ જ્ઞાન સંપાદિત નહિ થઇ શકે, તો દુસ્તર આપદા તથા અધમ યોનિની પરંપરાનો નાશ થશે નહિ.

वरं शरावहस्तस्य चांडालागारवीथिपु ।
भिक्षार्थमटनं राम न मौर्ख्यहतजीवितम् ॥

**वरं घोरांधकूपेषु कोटरेष्वेव भूरुहाम् ।**
**अंधकीटत्वमेकांते न मौर्ख्यमतिदुःखदम् ॥**

હે રામ! મૂઢતાથી નષ્ટ જીવિત ધારણ કરવું તેના કરતાં તો હાથમાં ભિક્ષાપાત્ર લઇ, ચાંડાલને ઘેર ભિક્ષાને માટે ફેરા ખાવા, તે વધારે સારૂં છે. નિબિડ અંધકારથી વ્યાપ્ત એવા ઉંડા કુવામાં અથવા તો વૃક્ષના કોટરના વિષે આંધળા કીડા બનીને એકલા રહેવું તે પણ સારૂં છે, પરન્તુ અતિ દુઃખ દાયી મૌર્ખ્ય ( અજ્ઞાનપણું ) ઠીક નથી. આધિ વ્યાધિ, અને વિષ વડે પણ જેટલું દુઃખ થતું નથી, તેટલું સ્વશરીરના વિષે રહેલા અજ્ઞાનથી થાય છે. એટલા માટે સકલ દુર્દશાના કારણરૂપ આત્મ સંબંધી અજ્ઞાનની નિવૃત્તિ કરવી ઉચિત છે, એને માટે બીજો ઉપાય નથીઃ—

## પદ—રાગ. આશાવરી, તાલત્રિતાલા.

ભવાર્ણવ તારક સ્વાત્મજ્ઞાન ॥ ધ્રુવ ॥ નિગમાગમ અરૂ પુરાણ સંમત યહ સાધન વર જાન ॥ ૧ ॥ પ્રપંચ નશ્વર સત્તા વિરહિત ભ્રમકાલમેં હોહે ભાન ॥ ૨ ॥ શ્રવણ મનન નિદિધ્યાસન કરકે પાવે મોક્ષ સ્થાન ॥ ૩ ॥ ગુરૂદત્તાત્રય કૃપા કરે જો હો આનંદ રસપાન ॥ ૪ ॥

સંસાર રૂપ સમુદ્રમાંથી નૌકાની માફક આત્મજ્ઞાનજ તારવાને માટે સમર્થ છે. ' सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि. ' હે અર્જુન ! તું જ્ઞાનરૂપ નૌકાના સાધન વડે, અર્થાત્ હું કૂટસ્થ અસંગ ચિદ્રુપ છું એવા કરીને સદા નિષ્ક્રિય છું. એ પ્રમાણે વિક્રિયા શૂન્ય જ્ઞાન વડે, અખિલ પાપ સમુદ્રને તરી જઇશ. એ પ્રમાણે ગીતોપનિષદ્‌માં કહ્યું છે જે શ્રુતિ, સ્મૃતિ, તથા પુરાણોને પણ સંમત છે. ' ऋते ज्ञानान्नमुक्तिः ' જ્ઞાન વગર મુક્તિ નથી. એવું શ્રુતિ વચન છે. તથા ' विद्ययामृतमश्नुते ' વિદ્યા ( જ્ઞાન ) વડે અમૃત ( મોક્ષ ) મળે છે. એ પ્રમાણે સ્મૃતિ વચન પણ છે. માટે ધર્માધર્મ, તથા તેનું કાર્ય પાપ અને તેનાં ફળ સુખ દુઃખ એ પ્રકારના સંસારને તરી જવાની ઇચ્છા રાખનારે આત્મવિષયક જ્ઞાન સંપાદન કરવું. પ્રપંચ ( સંસાર ) ક્ષણભંગુર છે, જ્ઞાન વિના તેની જુદી સત્તા નથી. અર્થાત્ જ્ઞાનરૂપ, પરમાત્મસ્વરૂપના ઉપર ભ્રમકાળના વિષે તે ભાસમાન થાય છે. વેદાન્ત વાક્ય શ્રવણ કરવાથી તથા મનન નિદિધ્યાસન કરવાથી તે ભ્રમ દૂર થાય છે, ત્યારે મોક્ષ મળે છે. તેટલા માટે ગુરૂના ચરણનું અવલં-

બન કરવાથી ત્હેમની કૃપાવડે નિત્ય આનંદ રસનું પાન કરવાનું મળશે અને અખિલ તાપો તથા પાપોનો સમૂળ નાશ થશે. ગંગામાં સ્નાન કરવાથી બાહ્ય શારીરિક તાપની શાન્તિ થાય છે, માનસિક તાપને ગંગા દૂર કરી શકતી નથી. તેજ પ્રમાણે ગંગા નિર્મળ બનાવે છે તે બહુ બહુ તો એકજ જન્મનાં પાપ નાશ કરતી હશે. પરંતુ ગંગાથી સંચિત ક્રિયમાણ પાપ દૂર થતાં નથી, અને તે પાપનોજ નાશ કરે છે નહિ કે પુણ્ય કર્મનો. મોક્ષને માટે પાપની માફક પુણ્ય પણ પ્રતિબંધક છે. બેડી ચાહે તો લોખંડની હોય કે સુવર્ણની હોય પરંતુ તેનાથી ગતિનો પ્રતિબંધ થાય છે. તેજ પ્રમાણે પુણ્ય પણ ગતિ ( સદ્દગતિ, પરમપદગમન ) ને માટે પ્રતિબંધક છે. તેટલા માટે ભક્ત પ્રાર્થના કરે છે કેઃ—

पातकप्रचयवन्मम तावत्पुण्यपुंजमपि नाथ लुनीहि ।
कांचनी भवतु लोहमयी वा श्रृंखला यदि पदोर्न विशेषः ॥

હે નાથ ! પ્રભો, આપ મ્હારાં પાપ સમૂહની પેઠે પુણ્ય સમૂહનો પણ નાશ કરો. કેમ કે પગમાં ચાહે તો સુવર્ણની કે લોખંડની બેડી હશે પણ તેમનાંમાં કાંઈ ખાસ ફરક નથી. કોઇ મૂઢ કદાચ સુવર્ણ શૃંખલા ( બેડી ) ને જોઇ આનંદ પામશે, પણ વિચારશીલ જ્ઞાની તો તેને પણ શીઘ્ર ગતિનો નિરોધ કરનાર જાણી, તેનો લાભ થવા છતાં દુઃખીજ થશે. તેજ પ્રમાણે શીઘ્રગતિ થાય એ પ્રમાણે ઇચ્છા રાખનારા પુરૂષ, પાપની પેઠે પુણ્યને પણ પ્રતિબંધક સમજે છે. વળી પાપનાશક ગંગા દૂર દેશાન્તરમાં રહેલી છે. એટલુંજ નહિ પણ જે લોકો તેના કિનારા પર રહે છે, ત્હેમને પણ પોતાના ઘરથી તો દુરજ છે. અને આ જ્ઞાનગંગા તો અત્યન્ત નિકટ એવા હૃત્પ્રદેશના વિષે રહેલી હોવાથી કોઇને ઉઠીને કાંઇ દુર જવાનું કામ નથી. તેના વિષે જો મનુષ્યની વૃત્તિ નિમજ્જન કરશે તો સમૂલ સંસારકારણ મૂલ અજ્ઞાન સહિત પાપ નષ્ટ થશે. ગંગામાં સ્નાન કર્યું તો પણ ઉપર આવ્યા એટલે ફરી પાછી પાપવાસના ઉત્પન્ન થાય છે અને મનુષ્ય પાપ કર્મ કરવાને પ્રવૃત્ત થાય છે. હાથીને નદી, તળાવ, સરોવર વગેરેમાં ધોવા છતાં ત્યાંથી બહાર આવતાં પોતાની સૂંઢમાં ધૂળ લઇને તે માથા પર ઉડાવે છે. તેજ પ્રમાણે મનુષ્ય ગંગાદિ પવિત્ર નદીમાં ન્હાવા છતાં ફરી પાછો પાપ કર્મ કરે છે. તેટલા માટેજ, ગીતામાં ભગવાન્ પોતાના શ્રી મુખે કહી રહ્યા છે કેઃ—

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥

અર્જુનને શંકા થઇ હતી કે રાજસૂય, અશ્વમેધ યજ્ઞ, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ વ્રત સમૂહ અને પંચાગ્નિ સાધનાદિ તપ ઇત્યાદિ સાધનો વડે અખિલ પાપોનો નાશ થાય છે. એથી કરીને સર્વ પરિગ્રહના ત્યાગ પૂર્વક, શમદમાદિ સાધન સંપન્ન થઇ, સંન્યાસાશ્રમ ગ્રહણ કરી, આત્મ જ્ઞાનસંપાદન કરવામાં બહુ પ્રયાસ કરવો પડે છે, એવા જ્ઞાનમાર્ગનું શા માટે અવલંબન કરવું જોઇએ ? તેના સમાધાનમાં કહ્યું છે કેઃ—હે અર્જુન ! યજ્ઞાદિક પાપની નિવૃત્તિ કરનારા છે. પરંતુ, તેના વડે અખિલ પાપોનો નાશ થતો નથી. જે રોગને માટે ઓસડ લેવામાં આવે છે, તેજ રોગની તેના વડે શાન્તિ થાય છે, બીજાની નહિ. તેજ પ્રમાણે એ સાધનોનું અનુષ્ઠાન જેને માટે કરવામાં આવે છે, તેજ પાપની નિવૃત્તિ, તથા ફળ પ્રાપ્તિ તેનાથી થવાની; અને જ્ઞાન તો અખિલ પાપ તેમજ પુણ્ય સમૂહનો નાશ કરી મુક્તિ આપનારૂં છે. એટલા માટે તે સર્વ સાધનોથી શ્રેષ્ઠ તથા પવિત્ર છે. આ લોક તથા પર લોકના વિષે તેના સમાન પવિત્ર બીજી કોઇ વસ્તુ નથી. નિષ્કામ કર્માનુષ્ઠાન, તથા સમાધિ યોગ વડે અન્તઃકરણ નિર્મળ થતાં તે જ્ઞાન આપોઆપજ પ્રગટ થાય છે. જ્ઞાનની પ્રાપ્તિ બીજી વસ્તુઓની મદદ થતી નથી. જ્ઞાન કોઇની પાસેથી કોઇને આપી શકાતું નથી; તેમ લઇ શકાતું પણ નથી. જ્ઞાન આત્માનું સ્વરૂપજ છે. તે જ્ઞાન, જે પ્રમાણે કોઇ રાજા સ્વપ્નમાં રાજ્યભ્રષ્ટ થઇ દુઃખી થઇ જાય છે, અને પછી, રાજ્ય પાછું મ્હને ક્યારે મળે ? એવી ઇચ્છા કરે છે, તેટલામાં જાગૃત થઇ જતાં પોતે જાતેજ જેમ રાજા તરીકે વ્યવહાર કરે છે, તેજ પ્રમાણે જીવ પણ આ દીર્ઘ સ્વપ્નામાં જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છા કરે છે અને દુઃખાનુભવ કરે છે. પરંતુ સદ્ગુરૂ તેને જાગ્રત કરે છે એટલે, પોતે જાતે જ્ઞાનસ્વરૂપ બની જાય છે. સારાંશ—જ્ઞાતા, જ્ઞાન, અને જ્ઞેય એ ત્રિપુટીનો નાશ થઇ કેવળ અદ્વય સ્વરૂપ પ્રકાશિત થાય છે. એજ પોતાના વિષે પોતાપણાની ( આત્માની ) પ્રાપ્તિ સમજવી. એવા પવિત્ર આત્માને વિષે જેનાં અન્તઃકરણની વૃત્તિ નિમજ્જન થતી હોય તો તેના વિષે પાપ તથા તાપ શી રીતે સંભવે ? કેમકે, તેમનું મૂળ તો ઉખડી ગયું છે. ઝાડનુ મૂળ જ્યાં સુધી કાયમ છે, ત્યાં સુધી ઉપર ઉપરથી ડાળ પાંદડાં વિગેરે વિસ્તાર કાપી નાખવાથી શું વળવાનું હતું ? ફરી ફરી ઉગ્યાજ કરવાનું. તેજ પ્રમાણે અજ્ઞાન મૂળ વિદ્યમાન હોવાથી ( અર્થાત્ તેનો મૂળ સહિત નાશ નહિ થએલો હોવાથી ) પ્રાયશ્ચિતાદિ કર્મ, યજ્ઞ યાગ, ગંગાદિ તીર્થયાત્રા ગમે તેટલાં કર્યા હશે તોપણ મલિન વાસના અને પાપકર્મની ફરી ફરી વૃદ્ધિ થયાજ કરવાની.

એક વખત દેહુ ગામના લોક તુકારામની પાસે આવી કહેવા લાગ્યાઃ- "હમે કાશી જઇએ છીએ, આપ હમારી સાથે ચાલો" એ લોકોનો બહુ આગ્રહ હોવા છતાં તે વાતનો તુકારામે અંગિકાર કર્યો નહિ. આખરે એ લોકોને ઠીક લાગે એ હેતુથી પોતાનો ભજન કરવાનો તંબુરો તેમને આપ્યો. અને મ્હારા સ્થાન પર એને માની અર્થાત્ મ્હારા પ્રતિનિધિ તરીકે ગણી એને સ્નાન કરાવજો તથા એના હાથે દાનધર્માદિ ક્રિયા કરાવજો. પછી તે લોકો એમની વીણા લઇને યાત્રા કરવા ગયા. ઠેકાણે ઠેકાણે તેને સ્નાન કરાવવા લાગ્યા તથા તેના હાથે દાન કરાવવા લાગ્યા. એક વરસ બાદ જ્યારે તેઓ પોતાને ગામ પાછા આવ્યા, ત્યારે ત્હેમણે તુકારામને યાત્રાનો સઘળો વૃત્તાન્ત કહી સંભળાવ્યો અને તેમની આજ્ઞાનુસાર વીણાને પ્રત્યેક તીર્થમાં સ્નાન કરાવી તેના હાથે દાનક્રિયા પણ કરાવી છે, એ પ્રમાણે કહ્યું. તુકારામે ત્હેમને ધન્યવાદ આપ્યો. થોડાક દિવસ પછી, તુકારામે એ સઘળાની મલિન વૃત્તિ તથા પાપાચાર જોઇને એક દિવસ ત્હેમને પોતાની પાસે બોલાવ્યા. અને જે વીણા તીર્થયાત્રા કરી આવી હતી તેને ફોડી નાંખી અને તેના તુંબડાના જે નાના નાના ટુકડા થયા હતા, તેમાંહેથી એક એક ટુકડો દરેક માણસને આપ્યો અને તેનો સ્વાદ કાઢવા સારૂ ચાખી જોવા કહ્યું. તે લોકોએ ચાખી જોઇ કહ્યું કે કડવો છે. તુકારામે કહ્યું કે તમે પણ એના જેવાજ છો. લોકોને તેનો અર્થ નહિ સમજાવાથી પૂછવા લાગ્યા, 'અમે એવા કેવી રીતે ?' ત્યારે તુકારામે ખુલાસો કર્યોઃ-"આ નિર્જીવ કડવા તુંબડાને ગંગામાં સ્નાન કરાવી લાવ્યા તોપણ તેણે જેમ પોતાની કડવાશ છોડી નથી, પહેલાનાં જેવુંજ રહ્યું છે, તેજ પ્રમાણે ત્હમે લોકો ત્હમારા સજીવ તુંબડાને ગંગાદિ તીર્થોમાં ડુબાડી આવ્યા તેથી અધિક કાંઇ થયું નથી. કેમકે ત્હમારામાંથી વૈષયિક વાસનારૂપી કટુપણું ગયું નથી; પહેલાંના જેવુંજ છે. એથીજ ત્હમારા હાથે પાપ કર્મ થાય છે. લોકોની બુદ્ધિનો મલ દૂર કરી નિર્મલતા પ્રાપ્ત કરાવવાને માટે ગંગાદિ તીર્થાદિકોની ઉત્પત્તિ પરમાત્માએ કરી છે. તીર્થયાત્રા કરવા છતાં પણ જો મનોમાલિન્ય ( મનનું મલિનપણું ) દૂર ન થતું હોય તો યાત્રાનું ફળ દ્રવ્યહાનિ તથા રખડપટ્ટીનો થાક, આટલુંજ મળ્યું સમજવું એ શિવાય બીજું શું ?"

તુકારામ કહે છે કે ભાઇઓ ! મનુષ્યની પ્રથમ એકાદતીર્થમાં જવાની ઇચ્છા થાય છે, ત્યાં જાય છે તથા થોડાક દિવસ નિવાસ પણ કરે છે. પછી બીજા તીર્થનું નામ સાંભળતાં ત્યાંથી તે જગો પર ચાલ્યા જાય છે. ત્યાં

આગળ કોઇ કહેશે કે કુરૂક્ષેત્ર સારૂં છે તો ત્યાં ઉપડશે. તે પ્રમાણે કાશી, રામેશ્વર, જગન્નાથ, બદરીનાથ, પુષ્કર, ગયા, પ્રયાગ ઇત્યાદિ અનેક તીર્થોમાં ભ્રમણ કરે છે પરંતુ કોઇ પણ તીર્થના વિષે અચલ શ્રદ્ધા ઉત્પન્ન થતી નથી તેમજ મનની પણ શુદ્ધિ થતી નથી. મ્હેં આટલાં આટલાં તીર્થ જોયાં, ત્હમે અમારા કરતાં થોડાં જોયાં, હમારૂં તીર્થફલ (પુણ્ય) ત્હમારા કરતાં વધારે, આ પ્રમાણે મોટાઇ મારે છે, બડાશ કરે છે. એવા મનુષ્યોને તીર્થયાત્રાનું ફલ રખડપટ્ટીના થાક શિવાય બીજું શું મળવાનું હતું ? તીર્થનું યથાર્થ સ્વરૂપ તો ત્હેમને બીલકુલ અજાણ્યું છે.

तीर्थे पापक्षयः स्नानैस्तीर्थं साधुसमागमः ।
तीर्थे वैराग्यचर्चा स्यात्तीर्थमीश्वरपूजनम् ॥
तीर्थं शीतोष्णसहनं तीर्थं निःसंगचारिता ॥
इति जानंति ये तीर्थं तीर्थतत्त्वविदो हि ते ॥

તીર્થોમાં જઇ સ્નાન, દાન, દેવ તથા પિતૃકાર્ય વગેરે કરવાથી પાપોનો ક્ષય થાય છે. તથા સંત સાધુ વિવેકી મહાત્માઓનો સમાગમ થાય છે. ત્હેમની પાસે વૈરાગ્ય પ્રતિપાદક શાસ્ત્ર સિદ્ધાન્તોની ચર્ચા થાય છે જેથી વિષય વૈરસ્ય ઉત્પન્ન થાય છે. વળી સર્વાન્તર્યામી ઇશ્વરનું પૂજનલક્ષણ જ્ઞાન પણ થાય છે. તીર્થોમાં જવાથી જો આટલું નહિ થઇ શકતું હોય તો પછી ત્યાં જવું શા ખપનું ? આ પરથી સિદ્ધ થાય છે કે તીર્થના કરતાં સાધુ સમાગમ શ્રેષ્ઠ છે. સાધુ સમાગથી વૈરાગ્ય ચર્ચા અને તેના કરતાં પણ અન્તર્યામીવિષયક જ્ઞાન અધિક શ્રેષ્ઠ છે. શીતોષ્ણાદિકથી ઉત્પન્ન થનારાં સુખ દુઃખોને સહન કરવાં એ તેથી પણ વિશેષ છે. અને આત્માના અસંગત્વનો જે અનુભવ છે તેને તો અતીવ ઉત્તમ તીર્થત્વ ગણ્યો છે. એ પ્રમાણે જે વિવેકી પુરૂષ તીર્થનું યથાર્થ સ્વરૂપ જાણે છે તેજ અન્તઃકરણ શુદ્ધિના ઉપાય ભૂત તીર્થનું તત્ત્વ જાણવાવાળા છે માટે ત્હેમને પૂછીનેજ તીર્થાટન કરવું. કહેવાનું તાત્પર્ય એ છે કે જ્યાં સુધી મૂલાજ્ઞાન નષ્ટ નહિ થાય ત્યાં સુધી વૃક્ષોની શાખાઓને વારંવાર તોડવા પેઠે મલિન વાસના તથા કર્મોની વૃદ્ધિ થતી રહેશે. ગંગાદિ તીર્થોમાં એ મૂલાજ્ઞાન દૂર કરવાનું સામર્થ્ય નથી. એટલા માટેજ અત્યન્ત પવિત્ર શ્રેષ્ઠ તથા સુલભ આત્મજ્ઞાનરૂપી ગંગામાં સ્નાન કરવું તેને અતીવ ઉત્કૃષ્ટ તીર્થ સ્નાન કહ્યું છે. સમૂલ પાપોનો તેના વડે ઉચ્છેદ થાય છે. ભારતના શાન્તિ પર્વમાં ધર્મ રાજાને ભીષ્મપિતામહ કહે છે કેઃ—

आत्मा नदी भारत पुण्यतीर्था सत्यावहा शीलतटा दयोर्मी ।
तत्राभिषेकं कुरु पांडुपुत्र न वारिणा शुद्ध्यति चान्तरात्मा ॥

હે ભરત વંશોદ્ભવ રાજા યુધિષ્ઠિર ! આત્મ રૂપી નદી એ મોટું તીર્થ છે. જેમાં આનંદ રૂપી જળ ભરેલું છે; જેના વૈરાગ્ય તથા જ્ઞાનરૂપ શીલ બન્ને કિનારા છે; તથા જે સત્ય ભાષણ રૂપી વેગથી વહી રહી છે; મૈત્રી, દયા ( કરૂણા ) મુદિતા અને ઉપેક્ષા એ જેની ઉર્મિ (મોજાં) છે; શમદમાદિ પ્રફુલ્લ કમલો વડે જે અત્યન્ત સુશોભિત છે; યમનિયમાદિ જે અંગ તે મોટા મોટા મગર માછલાંઓના સ્થાનપર છે; જે મનને આનંદ રસમાં ખેંચી મગરની પેઠે ડૂબાડી દે છે; હંસ સારસ વગેરે પક્ષીઓની માફક જ્ઞાની પુરૂષો જેના વિષે ક્રીડા કરે છે તેમાં તું સ્નાન કર અર્થાત્ આત્માના વિષે તદાકાર વૃત્તિ રૂપે સ્નાન કર, જેથી કરીને સમૂલ પાપોનો નાશ થવાની સાથે તું અત્યંત પવિત્ર થઈશ. બાહ્ય નદીઓમાં સ્નાન કરવાથી અંતરાત્માની શુદ્ધિ થતી નથી. કબીર કહે છે કેઃ—

## પદ-રાગ-કાફી, તાલ દીપચંદી.

હમારે તીરથ કૌન કરે ॥ ધ્રુ. ॥ મનમેં ગંગા મનમેં કાશી મનમેં સ્નાન કરે ॥૧॥ મનમેં આસન મનમેં કડાશન મનમેં મૌન ધરે ॥૨॥ મનમેં માલા મનમેં મુદ્રા મનમેં ધ્યાન કરે ॥૩॥ કહત કબીરા સુનો ભાઈ સાધો ભટકત કૌન ફિરે ॥૪॥

તીર્થયાત્રા કરવાની હમારે શી જરૂર ? કોણ જાય ? ગંગા, યમુના, કાશી અમારા મનમાંજ હોવાથી અમે તેનાં સ્નાન કરીએ છીએ. આસન, કડાસન, મુદ્રા, મૌનાવલંબન તથા માલા, ધ્યાન વગેરે બધાંજ હમારાં મનમાં છે બાહ્યાડંબરમાં નથી. એથી કરીને તીર્થયાત્રાને માટે ભટકતા ફરવાની શી આવશ્યકતા રહે છે ? અન્યત્ર મહાત્મા પણ કહે છે કેઃ—

काशीक्षेत्रं शरीरं त्रिभुवनजननी व्यापिनी ज्ञानगंगा ।
भक्तिश्रद्धा गयेयं निजगुरुचरणध्यानयोगः प्रयागः ।
विश्वेशोऽयं तुरीयः सकलजनमनः साक्षिभूतांतरात्मा ।
सर्वं देहे मदीये यदि वसति पुनस्तीर्थमन्यत्किमस्ति ॥

આ શરીરજ કાશી ક્ષેત્રવત્ પુણ્યતીર્થ છે. અહીં આત્મા બાદ મુક્તિ મળે છે. ત્રિલોકવ્યાપિની ભાગીરથાતુલ્ય જ્ઞાનરૂપી ગંગા તેમાં રહે

છે. ભક્તિ (નિરતિશય પ્રીતિ,) અને શ્રદ્ધા ( આસ્તિક્યબુદ્ધિ ) એ ગયા છે. ભક્તિ શ્રદ્ધા રહિત ગયાજી। જઇ પિંડ દાન કર્યાં તે ગયા ( વ્યર્થજ ગયા ) સમજવાં. સદ્ગુરૂ ચરણનાં ધ્યાનનો યોગ ( સંબંધ ) થવો એ પ્રયાગ ક્ષેત્ર સમાનજ છે, અખિલ જનોની બુદ્ધિ આદિનો તથા તેનાં ધર્મ કર્મનો સાક્ષીભૂત અંતરાત્મા, અર્થાત્ વિશ્વ, તૈજસ, પ્રાજ્ઞ, એ ત્રણેના કરતાં જેને તુરીય ( ચતુર્થ ) કહ્યો છે, તેજ વિશ્વનાથ મહાદેવ પણ અહીં વિરાજમાન છે. એ પ્રમાણે મ્હારા દેહના વિષે એ બધાંનો નિવાસ છે તો, તેના કરતાં વધારે શ્રેષ્ઠ તીર્થ બીજું કોણ છે ? કે, જ્યાં જવાથી હમને પરમાનંદ થઇ શકે તથા પાપો નાશ પણ થાય ?

अर्केचेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत् ।
इष्टार्थस्य च संसिद्धौ को विद्वान्यत्नमाचरेत् ॥

અર્ક ( આંકડા )ના ઝાડ પર જો મધ મળતું હોય તો તેને લાવવા પર્વત પર જવાની શી જરૂર ? તેજ પ્રમાણે ઇષ્ટ વસ્તુની સિદ્ધિ થયા બાદ કોણ વિદ્વાન્ તેને માટે પ્રયત્ન કરશે ? એ ન્યાય પ્રમાણે સઘળાં તીર્થોનો નિવાસ જો પોતાનાં શરીર વિષે હોય તો કોણ જ્ઞાની બાહ્ય દૂર દેશાન્તરનાં તીર્થોના વિષે ભટકતો રહે ? ભગવાન્ શ્રીશંકરાચાર્યના હસ્તામલક, પદ્મપાદ, સુરેશ્વર, અને તોટકાચાર્ય, એ પ્રમાણે ચાર શિષ્ય હતા. જેમને જોઇને વિબુધ ( દેવ તથા પંડિત ) એ પ્રમાણે વિચાર કરતા કે, એ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ છે કિંવા ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ છે ? અથવા તો સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, તથા સાયુજ્ય નામક મુક્તિના ભેદ તે એ ચાર શિષ્યો છે ? અથવા તો બ્રહ્મદેવનાં ચારે મુખ તો એ પ્રગટ થયાં નથી શું ? તેમનામાંથી એક વખત પદ્મપાદાચાર્યની તીર્થયાત્રા કરવાની ઇચ્છા થઇ અને તેથી, તે ગુરૂને કહેવા લાગ્યાઃ—" હે સદ્ગુરો ! અનેક તીર્થો વડે યુક્ત ભૂપ્રદેશને જોવાની મ્હારી ઇચ્છા છે તેથી આપ મ્હને આજ્ઞા આપો. શંકરાચાર્ય ત્યારે કહેવા લાગ્યાઃ—" હે પદ્મપાદ ! તમારી ઇચ્છા મ્હેં જાણી તો પણ, જે કાંઇ મ્હારે કહેવાનું છે તે સાંભળોઃ—

स क्षेत्रवासो निकटे गुरोर्यो वासस्तदीयांध्रिजकं च तीर्थम् ।
गुरूपदेशेन यदात्मदृष्टिः सैव प्रशस्ताखिलदेवदृष्टिः ॥
संभाव्यते क्व च जलं क्व च नास्ति पाथः ।
छाय्यास्थलं क्वचिदिहास्ति न च क्व चास्ति ॥

शय्यास्थलीजलनिरीक्षणसक्तचेताः ।
पांथो न शर्म लभते कलुषीकृतात्मा ॥

પરમ પુણ્યશીલ સદ્‌ગુરૂની સમીપમાં નિવાસ થાય તેજ ક્ષેત્રવાસ સમજવો તથા ત્હેમનું ચરણોદક તેજ પવિત્ર તીર્થસ્થાન જાણવું. સદ્‌ગુરૂના ઉપદેશથી પ્રાપ્ત થએલ જે આત્મદૃષ્ટિ અર્થાત્ આત્માનો સાક્ષાત્કાર તેજ અખિલ દેવતાઓનું ઉત્કૃષ્ટ દર્શન છે. મનુષ્ય તીર્થના વિષે જાય છે તો કોઇ સ્થળે જળ મળે છે અને કોઇ સ્થળે મળતું પણ નથી. પોતાનો ઉતારો પણ કેવો અને ક્યાં ઉત્તમ મળશે? ક્યાં આગળ જલ પાસે હશે? એ પ્રમાણે જલ સ્થલના નિરીક્ષણમાં પ્રવાસી પુરૂષનું ચિત્ત નિમગ્ન રહેવું હોવાથી એવા મલિન ચિત્તવાળા પુરૂષને સુખ મળતું નથી. જેમ તેમ ચાર દિવસ ‘સ્થલ જલ ઠીક ન હોય સારાં ન હોય તો પણ’ ત્યાં રહી પાછો ઘેર આવે છે. ઘેરથી નીકળતી વખતે તીર્થને માટે જેવી મનોવૃત્તિ હોય છે તેવી તીર્થક્ષેત્રમાં ગયા પછી રહેતી નથી. એ વાતનો સર્વને અનુભવ પણ છે. એથી કરીને ‘તીર્થયાત્રા નિર્મલતા પ્રાપ્ત કરવા સારૂ તથા સ્વાસ્થ્ય સંપાદન કરવાને માટે કરવી’ એ હેતુ દૂર રહી જાય છે અને ઉલટી ચિત્તની મલિનતા તથા અસ્વસ્થતા થાય છે. મહાત્મા પુરૂષોનો તેટલા માટે તીર્થયાત્રા કરવામાં દુરાગ્રહ હોતો નથી. તેઓ જાણે છે અને કહે છે પણ ખરા કેઃ—

ज्ञानगंगाहृदे शुद्धे मग्नो नखशिखावधि ।
यः स्नाति मूलमंत्रेण सर्वदैव स निर्मलः ॥

વ્યવહારમાં જે પુરૂષ પવિત્રરૂપ તથા પવિત્રકારક ગંગાના અગાધ જલમાં પ્રવિષ્ટ થઇ, ‘इमं मे गंगे’ અથવા ‘गंगा गंगेति’ ઇત્યાદિ શ્રુતિ પુરાણાદિ મંત્રો બોલીને નખથી શિખા પર્યન્ત સ્નાન કરે છે ત્હેને નિર્મલ કહેવામાં આવે છે પરન્તુ પારમાર્થિક દૃષ્ટિએ તો તે સદૈવ મલિનજ રહે છે. પરન્તુ જે જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય (ત્રિપુટીરૂપ મલરહિત મહાવાક્યોત્પન્ન ‘अहं ब्रह्मास्मि’ એ પ્રમાણે અપરોક્ષ જ્ઞાનરૂપ ગંગાના અગાધ જલરૂપ નિર્વિકલ્પાખ્ય સમાધિમાં (ન—ખ શિખાઅવધિ) ‘જેમાં ઇન્દ્રિયો તથા તેમાંથી ઉત્પન્ન થનારૂં જ્ઞાન તેમજ તેના વિષય હોતા નથી અને અથર્વશીર્ષોર્ધ્વ જ્ઞાનરૂપ શિખા પણ રહેતી નથી એ પ્રકારે’ મગ્ન (આત્માકારતાને પ્રાપ્ત) થઇને ‘अहं ब्रह्मास्मि,’ ‘सोहं,’ ओंकार’ ઇત્યાદિ સકલ જગન્મૂલ બ્રહ્મ તત્ત્વપ્રતિપાદક મૂલમન્ત્ર વડે (તેમના અર્થના અનુસંધાન પૂર્વક પોતાના

બ્રહ્મભાવનું અનુસંધાન કરીને ) સ્નાન કરે છે અર્થાત્ તે સ્વાત્મ સુખની સાથેજ અનુસંધિત થઇ જાય છે, તે જ્ઞાની પુરૂષ અવિદ્યા મલરહિત રહે છે એ પ્રમાણે લૌકિક તેમજ પારમાર્થિક દૃષ્ટિએ પણ નિશ્ચય પૂર્વક કહી શકાય તેમ છે. અથવા જે ઉપાસક, કામના મલરહિત ઉપાસ્ય બ્રહ્મ વિષયક પરોક્ષજ્ઞાનરૂપી ગંગાના ધ્યાનરૂપ અગાધ જલના વિષે નખશિખાદિ દેહનું સ્ફુરણ ન રહે તે પ્રમાણે તદાકાર અને લીન થઇને 'सोहं ' એ પ્રમાણે મૂલમન્ત્રવડે નિત્ય સ્નાન કરે છે અર્થાત્ ધ્યાનવડે ધ્યેયાકાર બની જાય છે ત્હેને શુદ્ધ જાણવો. એ પ્રમાણે શંકરાચાર્યે જે બોધ કર્યો હતો તેનું શાંકર દિગ્વિજયના ચતુર્દશ સર્ગમાં વિસ્તાર પૂર્વક વર્ણન છે તે જીજ્ઞાસુએ તે સ્થળે જોઇ લેવું. તાત્પર્ય એ છે કે પરમાત્માનું ધ્યાન તથા આત્માનું યથાર્થ જ્ઞાન સંપાદન કરી સંસાર મૂલ અજ્ઞાનનો નાશ કરવો જોઇએ; નિખિલ તાપ તેમજ પાપની શાન્તિ થઇ નિર્મલ આનન્દના વિષે ત્યારેજ સ્થિતિ પ્રાપ્ત થશે. એવી સ્થિતિ પ્રાપ્ત કરવા સારૂ સદ્ગુરૂના ચરણનું અવશ્ય સેવન કરવું જોઇએ. એમ કરવામાં આવે તોજ વસિષ્ઠજીના વાક્યાનુસાર સુખરૂપતા જીવિત સાફલ્ય તથા બ્રહ્મ સંપન્નત્વ પ્રાપ્ત થયાં એમ કહી શકાય.

। इति शिवम् ।

---

## અષ્ટમ પુષ્પ.

---

### મોક્ષાર્થીને સમતા આવશ્યક છે.

**इहामुत्र च सिद्ध्यर्थं पुरुषार्थप्रवृत्तये ।**
**समदृष्टितया नित्यं विचरंति सुबुद्धयः॥ यो. वा.**

સંસારમાં સત્વ, રજ તથા તથા તમ ,એ ત્રણ ગુણ મુખ્ય છે. અને તેના માટે મનુષ્યો પણ ત્રણ પ્રકારનાં હોઇ ત્હેમનાં સ્વાભાવિક કર્મ શાંત, મિશ્ર, અને દારૂણ એ પ્રમાણે ત્રણ પ્રકારનાં છે. તે કર્મોની નિન્દા અગર સ્તુતિ ન કરવી જોઇએ. જમણો તથા ડાબો એ બે ભાગ મળીને જેમ એક અંગ બને છે તેજ પ્રમાણે આ જગત્ પ્રકૃતિ અને પુરૂષ મળીને એક અદ્વિતીય ચિદ્રૂપ કહેવાય છે. જગત્ બ્રહ્મરૂપ હોવાથી કોઇ પણ પ્રાણીની નિન્દા અગર સ્તુતિ કરવી યોગ્ય નથી. એકની સ્તુતિ કરતાં બીજાની સહજ નિન્દા થાય છે. તેમ છતાં 'હું એક જ્ઞાતા પૂર્ણ છું ' એવા અભિમાનવડે

લેકોના ગુણ દોષ જોઇ મનુષ્ય સ્તુતિ અને નિન્દા કરવા પ્રવૃત્ત થાય છે. જાતિ સ્વભાવવડે પ્રાપ્ત થએલાં કર્મોની નિન્દા કરવી એ અધર્મ છે. હનુમાન જ્ઞાતા હોવા છતાં ત્હેમનું વાનર કર્મ છૂટયું ન હતું; નારદ મોટા જ્ઞાની તેમજ શ્રેષ્ઠ પુરૂષોને પણ માન્ય હોવા છતાં કજીયો લગાડવાની સ્વભાવ ચેષ્ટા ત્હેનામાં અનિવાર્ય હતી. ગરૂડ વિષ્ણુનું વાહન તથા તેમના અગ્રભાગમાં હાથ જોડીને રહેલું છે તથાપિ ત્હેમની સર્પ ભક્ષણ કરવાની પ્રકૃતિ બદલાતી નથી. સારાંશ, જગત્ જે ત્રિગુણાત્મક છે, તેના વિષે કર્માચરણ ગુણને અનુસરીનેજ રહેવાનાં. તેમાં ગુણ દોષની વિવેચના કરનારોજ દોષી ઠરશે. ગીતોપનિષદ્માં ભગવાન્ કહે છે કેઃ--

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥

હે અર્જુન ! આ ભૂલોકમાં, પાતાળમાં કિંવા સ્વર્ગમાં બ્રહ્માદિ દેવતાઓમાં પ્રકૃતિ સમુત્પન્ન સત્વાદિ ત્રણે ગુણોથી રહિત એવી કોઇપણ સ્થાવર અથવા જંગમ વસ્તુ નથી. કેમકે સર્વ જગત્ ત્રિગુણાત્મક માયાનું કાર્ય છે, તેમજ સકલ કર્મોનો કર્તા ગુણજ છે એમ કહેવું છેઃ—

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥

જે વખતે દ્રષ્ટા ( જીવ ) વિચારસંપન્ન થઇ દેહેન્દ્રિયવિષયરૂપથી પરિણત થએલા ગુણાદિકોથી બીજો કોઇ ભિન્ન કર્ત્તાને જોતો નથી, ત્યારે તે નિખિલ કર્મોના કર્તા તરીકે ગુણોનેજ અનુભવે છે અને એ પ્રમાણે ગુણોથી પર ( અતીત ) ગુણ વ્યાપાર સાક્ષી ભૂત, નિર્વિકાર એવા મ્હને ( પરમાત્માને ) જે વખતે જાણે છે, તે સમયે તે વિદ્વાન્ મ્હારા બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. આ ઉપરથી સિદ્ધ થયું કે, નિખિલ પ્રાણી ત્રિગુણાત્મક હોઇ, તેનાં કર્મ ગુણોનું રૂપ તથા ગુણ કૃત છે. પૂર્વ કર્મ સંસ્કારથી ઉત્પન્ન થએલી પ્રકૃતિનો ત્યાગ કોઇથી થઇ શકતો નથી. કવિ કહે છે.

काकः पद्मवने रतिं न कुरुते हंसो न कूपोदके ।
मूर्खः पंडितसंगमे न रमते दासो न सिंहासने ।
कुस्त्री सज्जनसंगमे न रमते नीचं जनं सेवते ।
या यस्य प्रकृतिः स्वभावजनिता केनापि न त्यज्यते ॥

કાગડાની પ્રકૃતિ જન્માન્તરનાં કર્મસંસ્કારવડેજ એવી બંધાઇ ગએલી છે કે, જ્યાં ત્યાંથી એ મળ ( વિષ્ટાનુંજ ) ભક્ષણ કરવાનો. કમળ વન પર તેની પ્રીતિ બંધાતી નથી. તેજ પ્રમાણે હંસ પક્ષી નિરંતર માનસ સરોવરના વિષે વિહાર કરે છે. કૂપ જળના વિષે ત્હેની કદિ પ્રીતિ થતી નથી. મૂઢ પુરૂષને વિદ્વાન્ પુરૂષના સમાગમમાં મજા પડતી નથી; અને દૈવ-યોગથી કોઇ દાસ ( સેવક ) ને રાજ્ય સિંહાસનની પ્રાપ્તિ થઇ હશે તો પણ, તે ત્હેને પસંદ પડશે નહિ. અસતી સ્ત્રી સજ્જનના સંગમાં રમતી નથી; પરન્તુ નીચ જાર પુરૂષનુંજ સેવન કરે છે. એ પ્રમાણે જેના જેવા પૂર્વ કર્મસંસ્કાર હશે અને તે વડે આ જન્મમાં જેવી પ્રકૃતિ બંધાઇ હશે તે પ્રમાણેજ ત્હેનું વર્તન રહેવાનું. એ પ્રકૃત્તિ માયાના ગુણોવડે ઉત્પન્ન થએલી હોવાથી દેહ છુટ્યા વગર કોઇથી તેનો ત્યાગ થઇ શકે તેમ નથીજ. સૂરદાસજીએ કહ્યું છે કેઃ—

## પદ–રાગ–કાલિંગડા, તાલત્રિતાલા.

પ્રકૃતિ જો જાકે અંગ પરી ॥ ધ્રુ ॥ શ્વાન પૂંછકો કોટિક લાગે સૂધી કહું ન કરી ॥ ૧ ॥ જૈસે સુભક્ષ નહીં ભક્ષ છાંડે જન્મત જૌન ધરી ॥ ૨ ॥ ધોયે રંગ જાત નહીં કૈસે હુ જ્યોં કારી કમરી ॥ ૩ ॥ જ્યોં અહિ ડસાત ઉદર નહીં પૂરત એસી ધરનિ ધરી ॥ ૪ ॥ સૂર હોઇ સો હોઈ સોચ નહીં તૈસે હૈં એ ઉરી ॥ ૫ ॥

જેની જે જન્મ પ્રકૃતિ પડી હશે તે કદી છુટી શકશે નહિ. કૂતરાની પૂછડીને સીધી કરવાને કરોડો પ્રયત્ન કરવા છતાં તે કદી પોતાનો વક્ર ભાવ છોડશે નહિ, વાંકીજ રહેશે; સીધી થશે નહિ. તે પ્રમાણે જેનો જેવો જન્મ સ્વભાવ ' વક્ર અગર, સરળ ' બંધાયો હશે તે ચાહે તેટલા ઇલાજ કરવા છતાં જશે નહિ. એના પર એક દૃષ્ટાન્ત કહેવામાં આવે છે.

એક માણુસ દરિદ્રી હતો અને ત્હેણે એવું સાંભળ્યું હતું કે વૈતાળ ભૂતાદિકની પ્રસન્નતાથી દ્રવ્ય વિગેરે સર્વ કાંઇ વસ્તુ મળે છે. કર્મધર્મ-સંયોગે એક મહાત્મા પાસેજ રહેતા હતા અને ઐન્દ્રજાળ વિદ્યામાં તે નિપુણ હતા. એ માણુસ ત્હેમની પાસે જઈ એ મહાત્માની સેવા કરવા લાગ્યો. થોડા દિવસ પછી જ્યારે તેમણે પ્રસન્ન થઇને ' ત્હમારી શું ઇચ્છા છે ? ' એ પ્રમાણે પૂછ્યું. ત્યારે, એ માણુસે ત્હેમને વૈતાળ પ્રસન્ન થવાનો

ઉપાય પૂછ્યો. સાધુએ કહ્યું:—" ભાઇ ! વૈતાળની આરાધના કઠણ છે. તોપણ, ત્હમારી ઇચ્છા છે, તો હું ત્હમને બતાવીશ. પરંતુ, ત્હેની આરાધના શા હેતુથી ત્હમે કરવા માગો છો તે મ્હને કહેશો ? " ત્હેણે કહ્યું:— " વૈતાળની પ્રસન્નતા થતાં, ધનાદિ ઇચ્છિત પદાર્થની તત્કાળ પ્રાપ્તિ થાય છે, એવું મેં સાંભળ્યું છે. કેમકે ત્હેની પાસે ભૂતપિશાચાદિ ગણ ઘણા હોવાથી કોઇને પણ સમજ ન પડે તેમ, મોટાં મોટાં કામ તે થોડા વખતમાં કરી નાંખે છે." સાધુએ કહ્યું:—" ઠીક ! પરન્તુ એટલું ધ્યાનમાં રાખજો કે જો ત્હેની પ્રસન્નતા થતાં ત્હમારી ઇચ્છા પૂર્ણ કરવા એકાદ પિશાચગણ તે ત્હમને આપે એટલે પછી ત્હમારે ત્હેને નિરંતર કામમાંજ રોકેલો રાખવો. એમ કહી એક ઇન્દ્રજાલ મન્ત્ર ત્હેને આપ્યો અને રોજ શ્મશાનમાં જઇ મધ્ય રાત્રીના સમયે તેનો જપ કરવા કહ્યું. એ મન્ત્રની સંખ્યા જ્યારે બે લાખની થશે ત્યારે વૈતાલ ત્હમને દર્શન દેશે તે વખતે ત્હમારી જે કામના હોય તે ત્હમારે ત્હેને કહેવી. ત્હેણે સાધુ પાસે તે મન્ત્ર ગ્રહણ કર્યો અને તે મનુષ્યે બતાવેલા વિધિ પ્રમાણે રોજ મધ્ય રાત્રે શ્મશાનમાં જઇ જપ કરવા લાગ્યો તથા કહેલી સંખ્યા પૂરી કરી. ત્યાર પછી વૈતાલે પ્રગટ થઇ " ત્હમારી જે ઇચ્છા હોય તે કહો " એ પ્રમાણે કહ્યું. તે માણસે કહ્યું:— " મ્હારૂં કાર્ય સાધવા સારૂ એકાદ પિશાચ મ્હને આપો, કેમકે આપ તો ત્હેમના સ્વામી છો. ધન વગેરે સર્વ પદાર્થ માટે મ્હારી જ્યારે જ્યારે ઇચ્છા થાય ત્યારે ત્યારે ત્હેણે મ્હને તે તે પદાર્થ આણી આપવા તથા હું એને જે જે કામ સોંપું તે તે એણે કરવું એ પ્રમાણે એને કહેજો. " વૈતાલે કહ્યું:—ત્હમારી આરાધના જોઇ હું પ્રસન્ન થયો છું અને ત્હમારી ઇચ્છા પ્રમાણે એક પિશાચ નોકર તરીકે ત્હમને આપું છું. તે હંમેશાં ત્હમારી તાબેદારી ઉઠાવશે પરંતુ એને કામ વગરનો ખાલી રાખવો નહિ; નિરંતર કાંઇ ને કાંઇ પણ કામ સોંપતાજ રહેવું નહિ તો તે ત્હારો પ્રાણ લેશે. તે માણસે વિચાર કર્યો કે એમાં શી હરકત છે ? હું ત્હેને જોઇએ તેટલું કામ આપીશ. પછી વૈતાલે એક પિશાચને ત્હેની પાસે બોલાવીને કહ્યું:-" આ માણસ જે જે કામ સોંપે તે તે સર્વ ત્હારે કરવું " અને એમ કહીને તે અન્તર્ધાન થઇ ગયો. પિશાચે પૂછ્યું:—' શું કામ કરૂં ? ' તે માણસે કહ્યું:- " પહેલાં વનમાં જે આ ઝાડ છે તે કાપી નાંખો અને જમીન સરખી કરો" પિશાચે તરત તે કામ કરી દીધું અને પૂછવા લાગ્યો:—હવે શું કરવું ?' માણસે કહ્યું:—અંહિ મ્હારા માટે રાજાના મહેલ જેવો એક સુંદર મહેલ બાંધી દો. પોતાના જાતિભાઇઓની સહાયતાથી પિશાચે તે કામ પણ

ઝટ કરી દીધું અને પાછો પૂછવા લાગ્યો:—હવે શું કરૂં ?' ત્યારે ત્હેણે તે મકાન સુંદર ઉપભોગ્ય વસ્તુઓથી ભરી દેવા કહ્યું તે પણ ત્હેણે ઝટ આટોપી દીધું. વળી પાછો પૂછવા લાગ્યો:-'હવે શું કરવું તે કહો.' એ પ્રમાણે જે જે કામ તે માણસ બતાવતો તે તે કામ પિશાચ થોડીવારમાં કરી આપતો અને પાછો કામને માટે ઉઘરાણી કરતો. તે પિશાચનું આવું વિલક્ષણ સામર્થ્ય જોઈ તે માણસ વિચારમાં પડયો કે હવે મ્હારે એને શું કામ સોંપવું ? જે જે સોંપું છું તે ઝટ કરી નાંખે છે. કાંઇપણ સૂચના કરી નહિ ત્યારે પિશાચ કહેવા લાગ્યો:—'કામ સોંપો નહિ તો હું ત્હમને ખાઇ જઇશ.' આવું ભાષણ સાંભળનાવારને તે માણસના તો હોંસ કોસજ ઉડી ગયા અને ગભરાતો ગભરાતો જે મહાત્માએ ત્હેને ઐન્દ્રજાલિક મન્ત્રનો ઉપદેશ કર્યો હતો તે મહાત્માની પાસે પ્રાણ રક્ષાનો ઉપાય પૂછવાને દોડી આવ્યો. સાધુએ પૂછ્યું:-" હાંફો છો કેમ ? શું ભય છે ? ગભરાએલા કેમ જણાઓ છો ? કહો ભાઇ શું છે ?" ત્હેણે કહ્યું:-" મ્હારો પ્રાણ બચાવો. આપના મન્ત્રનું અનુષ્ઠાન કરવાથી વૈતાલે મ્હને એક નોકર પિશાચ આપી એનાવડે ત્હમારી ઇચ્છા સર્વદા પૂર્ણ થશે એ પ્રમાણે કહ્યું. મ્હેં એ પિશાચને ઘણાં કામ બતાવ્યાં અને તે ત્હેણે કર્યાં પણ ખરાં પરન્તુ આશ્ચર્ય એ છે કે જે કામ હું એને સોંપું છું તે થોડાજ સમયમાં એ પૂરૂં કરી નાંખે છે. હવે મ્હારી પાસે કાંઇ એવું કામ નથી રહ્યું કે જે હું એને બતાવું. ત્યારે તો એ કહે છે કે કામ બતાવો નહિ તો હું ત્હમને ખાઇ જઇશ. એવો ભય બતાવ્યાથી હું આપની પાસે આવ્યો છું તો હવે શું કરવું તે કહો." આ પ્રમાણે તે કહી રહ્યો હતો એટલામાં તે પિશાચ પણ ત્યાં આગળ આવી પહોંચ્યો. તે માણસનો ભક્ષ કરવા તે જતો હતો પરંતુ સાધુએ પોતાના મન્ત્ર સામર્થ્યથી ત્હેનો નિરોધ (અટકાવ) કર્યો. પછી તે સાધુએ માણસને કહ્યું:-" હું તો ત્હમને પહેલેથીજ કહેતો હતો કે પિશાચને તો કામ સોંપતા રહેવું જોઇએ નહિતો ત્હમારો ઘાત થશે. પણ મ્હારૂં કહેલું લક્ષમાં લીધું નહિ અને વૈતાલની આરાધના કરવાનો મન્ત્ર માંગી લીધો. ઠીક! જે થયું તે થયું. હવે હું ત્હમને એક યુક્તિ બતાવું છું જેનાથી ત્હમે સર્વ સંકટોમાંથી છૂટા થશો. હવે જ્યારે એ ત્હમને કામને માટે પૂછવા આવે ત્યારે ત્હમારે એને કૂતરાની પૂંછડી સીધી કરવાનું કહેવું. બસ એટલાથીજ એ થાકી જશે અને ત્હમને છોડીને ચાલ્યો જશે; કેમકે કૂતરાની પૂંછડી કદી સીધી થતી નથી. ત્યારબાદ તે મનુષ્ય પોતાના સ્થાન પર આવતાં પેલો પિશાચ પણ ત્હેની પાછળ દોડતો દોડતો આવ્યો અને કહેવા લાગ્યો;"મ્હને

જલદી કામ સોંપો નહિ તો ખાઇ જાઉં છું.” તે માણસે સાધુના ઉપદેશને અનુસરીને એક કૂતરાને પકડી આણી ત્હેને એ પિશાચને સ્વાધીન કરીને કહ્યું:—“પહેલાં આની પૂંછડી સીધી કરી આપો; પછી બીજું કામ બતાવીશ.” તે પિશાચે યુક્તિથી કૂતરાની પુછડીને હાથમાં પકડીને સીધી કરી પણ હાથ છુટી જતાં પાછી તે વાંકી ને વાંકીજ જણાવા લાગી. વારંવાર સીધી કરતો રહ્યો છતાં વાંકીજ રહી; એટલે તે કૂતરાને મારવા લાગ્યો. તો પણ શું વળવાનું હતું ? એ કાંઈ ઓછીજ સીધી રહેવાની હતી ? એ કામ કરતાં કરતાં તે થાકી ગયો અને વિચારવા લાગ્યો:—‘એણે મ્હને ફસાવ્યો ખરો. એ પ્રમાણે વાંકી પૂંછડી સીધી કરતો રહું તો, મ્હારો છુટકો ક્યારે થાય ? તે સમજાતું નથી. હવે શું કરવું ? પછી પોતાના છુટકારાને માટે તે માણસની પાસે આવીને પિશાચ કહેવા લાગ્યો:-“તું મ્હને છુટો કરે તો અત્યાર લગીમાં મ્હેં ત્હને જે જે આણી આપ્યું છે તે બધું ત્હને આપી દઇશ અને પછી કદી ત્હને ફરી કોઇ દહાડો ત્રાસ આપીશ નહિ.” તે માણસે વિચાર કર્યો કે ભલે એ જાય તો! આપણને પુષ્કળ સંપત્તિ મળી છે તે બધી રહેશે અને પ્રાણ પણ બચશે. તેથી ત્હેણે કહ્યું:—‘જાઓ કાંઇ હરકત નથી.’ એ પ્રમાણે યુક્તિ કરીને પિશાચના હાથમાંથી તે છુટી ગયો. તાત્પર્ય એ છે કે કૂતરાનો જે જન્મ સ્વભાવ, પ્રકૃતિ તે ચાહે તેટલો ઇલાજ કરવાથી શું કદી બદલાવાની હતી ? નહિજ ત્હેની પૂંછડી વાંકી તે વાંકીજ રહેવાની.

એજ પ્રમાણે કોઇ મનુષ્ય યવન કુળમાં જન્મ્યો હશે છતાં જન્માન્તરના સંસ્કાર બલથી અભક્ષ્ય ભક્ષણ અને અપેય પાન કરતો નથી અને ઉત્તમ બ્રહ્મકુલ સંપન્ન મદ્ય માંસાદિકનો આહાર કરે છે એવું તો હાલ ડગલે ડગલે જોવામાં આવે છે, તેનું કારણ શું હોવું જોઇએ ? પૂર્વ કર્મ સંસ્કાર વડે બંધાએલો સ્વભાવજ. તેમજ કાળા વર્ણનો કામળો ગમે તેટલા સાબુથી ધોશો તો પણ કાળો ને કાળોજ રહેશે તેનો રંગ બદલાશે નહિ; કેમકે એનો પ્રકૃતિ ધર્મ તે કેમ છુટે ? સાપ માણસને કરડે છે તેથી શું એનું પેટ ભરાય છે ? નહિજ પરન્તુ પ્રકૃતિને અનુરૂપ કર્મ એ કરે છે; મરી જાય છે પણ કરડવાનું છોડતો નથી. તેજ પ્રમાણે જગતના વિષે જન્માન્તરના સંસ્કાર વડે જે જે પ્રાણીની જે જે પ્રકૃતિ બંધાઇ હશે તે પ્રમાણેજ તે કર્મ કરે છે. એથી કરીને મોક્ષાર્થી પુરૂષે કોઇના ગુણ દોષનો વિચાર ન કરવો અને સર્વ પ્રાણીઓની સાથે સમતા રાખીને વ્યવહાર કરવો; તેમ કરવાથી બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ થાય છે. સમતાને માટે ભગવાન્ વસિષ્ઠજીએ પણ શ્રી રામચંદ્રને ઉપદેશ કર્યો છે કે, હે રામ !

न तदाप्नोति राज्यान कांताजनसंगमात् ।
अनपायि सुखं सारं समत्वाद्यदवाप्यते ॥
समः समुदितो नित्यं समोऽनुदितधीः सदा ।
न कश्चिदिह ताः सन्ति याः समस्य हि नर्धयः ॥

હે રામ ! સમતાથી જે સારભૂત (શ્રેષ્ઠ) તથા અવિનાશી સુખ મળે છે, તે રાજ્યાદિ વૈભવ તથા સુંદર સ્ત્રીઓ વગેરેના સમાગમવડે પણ મળી શકતું નથી. નિખિલ દ્વંદ્વોથી ઉત્પન્ન થનારાં દુઃખના નાશની સીમા, ક્રોધ જ્વરનો નાશ કરનાર, આધ્યાત્મિકાદિ તાપોને શાંત કરનાર મેઘ તુલ્ય એક સમતાજ છે એમ તું સમજ! એ સમતાવડે સર્વ વૈરીઓ પણ મિત્ર તુલ્ય બની જાય છે. સર્વત્ર સમતા રાખનારને કલ્યાણકારક સકલ ગુણો સહિત, સર્વ સંપત્તિવડે યુક્ત ઉત્તમ અભ્યુદયની પ્રાપ્તિ થાય છે તથા તેનામાં ચિન્તારહિતપણું આવે છે. સમતા યુક્ત પુરૂષને ત્રૈલોક્યના વિષે કોઇ પણ સંપત્તિ અપ્રાપ્ત નથી. ચન્દ્રવડે અમૃતનું સિંચન થઇ સર્વ વનસ્પતિઓ જીવે છે તથા પુષ્ટ થાય છે તેજ પ્રમાણે, પોતાના ચિત્તચન્દ્રમાવડે સેક[1] થઇ રહેલા, અમૃત કરતાં પણ અધિક, સામ્યતાનું આસ્વાદન કરીને વિવેક સંપન્ન જનકાદિક રાજા લોક તથા જ્ઞાની મહાત્મા ઋષિ અને સન્ત ભગવદ્‌ભક્તો જીવન ધારણ કરી ગયા છે. સારાંશમાં, સમ બ્રહ્મદૃષ્ટિ ધારણ કરીને, જીવન્મુક્તતાથી તેઓ જગતમાં વિચરે છે. અનિષ્ટાદિકોની પ્રાપ્તિથી પલાયન કરી જતા નથી તેમજ ઇષ્ટ પ્રાપ્તિથી સંતોષ પણ માનતા નથી. એકાદશ સ્કંધમાં ભગવાન્ કહે છે કેઃ—

निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शिनम् ।
अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यंघ्रिरेणुभिः ॥

હે ઉદ્ધવ ! આ પંચ લક્ષણ સંપન્ન ભક્ત હોય તો મ્હારાથીયે ત્હેને વિશેષ પવિત્ર માની ત્હેના ચરણથી રજ હું મ્હારો શિર પર ધારણ કરૂં છું અને તેવા ભક્તવડે જડ જીવોનો ઉદ્ધાર થાય છે. નિરપેક્ષતા પ્રથમ લક્ષણ છે. મ્હારા પ્રત્યે અનન્ય ભક્તિ ભાવ રાખી મ્હારા રૂપમાં મન તલ્લિન થતાં નિખિલ વાસના નષ્ટ થઇ જાય છે; એવી સ્થિતિ પ્રાપ્ત થયા બાદ વગર મહેનતે વગર માંગ્યે અયાચિત અર્થ (ધન) પ્રાપ્તિ થાય તો પણ તે ભક્ત તેનો સ્પર્શ સરખો કરતો નથી. રસ્તામાં દ્રવ્યાદિ પડી રહ્યું હોય, અને

૧ સિંચન, વર્ષાવ.

તેનો કોઇ માલીક હોય નહિ તોપણ તેને લઇ લેવાની ઇચ્છા ન થવી જોઇએ ઉપેક્ષાજ કરવી જોઇએ. વૃત્તિશૂન્ય અવસ્થાનેજ નિરપેક્ષતા કહે છે. બીજું લક્ષણ મનન છે. વેદશાસ્ત્રના પરમ અર્થરૂપ જે હું છું તે મ્હારા સ્વરૂપનું ચિંતવન કરવું; ત્રીજું લક્ષણશાન્તિ છે. કામ, ક્રોધ, લોભ, તથા દેહના વિષે અહંભાવ નષ્ટ થાય તો, મુખ્ય શાંતિ પ્રાપ્ત થાય છે. એ વિકારોની દેહના વિષે સ્થિતિ હોવા છતાં દેહની જે નિશ્ચલતા એ પ્રકારની શાંતિ ગૌણ છે: એથી કરીને અંહી એવી શાંતિ (ગૌણ શાંતિ) ન સમજવી. ચોથું લક્ષણ નિર્વૈર અને પાંચમું લક્ષણ સમતા છે. જ્યાં સુધી ભેદભાન છે ત્યાંસુધી બીજાની સાથે વિરોધ થાય છે પરન્તુ એ ભેદ દૃષ્ટિનું નિરાકરણ થતાં વૈરભાવ દૂર થઇ જાય છે. સમતાવડે ભેદભાવ દૂર થઇ જાય છે. આ જગત્‌ના વિષે ઘણાજ અસંખ્ય પ્રાણીઓ છે. અને તેઓ છે પણ કેવા ચિત્ર વિચિત્ર! ત્હેમના આકાર પણ ભિન્ન ભિન્ન, તેમજ નામની વિચિત્રતાનો પણ કાંઇ સુમાર નથી! પરંતુ વિવેક સંપન્ન જ્ઞાની પુરૂષ, જો એ સઘળાને વિષે એક પરબ્રહ્મ સમરૂપ નિવાસ કરે છે એ પ્રમાણે જોઇ શકે તો પછી વેર કોની સાથે અને કેમ કરે? એકાત્મભાવ વડે ' 'अहं त्वं, मम, तव' અર્થાત્ "હું તું, મ્હારૂં, ત્હારૂં" ઇત્યાદિ ભેદ ભાવ જ્યાં સુધી ગળી ગયો નથી ત્યાં સુધી શત્રુ મિત્ર ભાવ અંતરમાં રહે છે. અર્થાત્ સમતા નિર્વૈરત્વનું કારણ છે, અને એ સમતા પરમાત્માની ભક્તિ દ્વારા ત્હેમની પ્રસન્નતાનો પ્રાદુર્ભાવ થતાં પ્રાપ્ત થાય છે. એ બધાં લક્ષણોમાંથી પ્રથમ લક્ષણ જે નિરપેક્ષતા છે, તે જેણે સંપાદન કર્યું હશે ત્હેને બીજા સર્વ ગુણો આવી મળશે. જગતમાં પણ એનો અનુભવ થાય છે કે, નિરપેક્ષનું મન નિશ્ચલતાથી પરમાત્મરૂપનું મનન કરે છે. વળી, નિરપેક્ષ ( ઉદાસીન )જ શાન્ત, સમત્વ યુક્ત, તથા શત્રુ ભાવ શૂન્ય રહે છે. એવા ભક્તની સેવા હું પરમાત્મા પોતે કરૂં છું. ત્હેની પાછળ દોડતો ફરૂં છું તે એટલા માટે કે, એના ચરણની ધૂળથી મ્હારા વિષે રહેલાં બ્રહ્માંડનાં લોકોને પાવન કરૂં. ભક્તના વિષે મ્હારાથીયે વધારે પવિત્રતા કેવી રીતે ? એવી શંકા ન આણવી. મેઘ સમુદ્રનાં જળનું આકર્ષણ કરીને વૃષ્ટિ કરે છે. જેથી કરીને જગત્ શાન્ત તથા દુષ્કાળ રહિત બને છે. પરન્તુ, તેજ સમુદ્રનું જળ કોઇના કાંઇ પણ ઉપયોગમાં આવતું નથી; કેમકે, તે બહુજ ખારૂં હોય છે, અને એજ જળ મેઘનાં મુખમાં આવતાં મધુર બની જાય છે. એથી કરીને સર્વને તેની ચાહના થાય છે, તથા સકળ કામના તેનાથી પૂર્ણ થાય છે. કેળનું ઝાડ આખવાથી જરીએ મીઠાશ જણાશે નહિ; પરંતુ, તેનાં ફળ કેવાં હોંસે

હોંસે ખાઈ જાય છે? એજ પ્રમાણે મ્હારા ભજન પ્રભાવથી ભક્તનાં વિષે પાંચે લક્ષણોનો સમાવેશ થતો હોવાથી ત્હેના પ્રત્યે મ્હારા કરતાંયે લોકોની વિશેષ પ્રીતિ, તથા પવિત્રતા ભાવ બંધાય છે. તાત્પર્ય એ છે કે સમતામાંજ સર્વ સંપત્તિ, અને આનંદનો સર્વથા સમાવેશ થઇ રહેલો છે. એ સમતાની પ્રાપ્તિ જે રીતે થઈ શકતી હોય તેવો પુરૂષાર્થ કરવાની અપેક્ષા રહે છે. ભગવાન્ શ્રીકૃષ્ણ દ્વૈપાયનનો અવતાર મહા વૈષ્ણવ ભક્ત જયદેવ કવિ સમતાનું ખાસ આદર્શ ભૂત દૃષ્ટાન્ત આપણને પૂરૂં પાડે છે.

जयदेवसमः साधुर्न भूतो न भविष्यति ।

सर्वभूतसुहृल्लोके सममात्मसमं पुनः ॥

કવિ કહે છે કેઃ—જયદેવ સમાન સાધુ કોઇ થયો નથી અને થવાનો નથી. સર્વ પ્રાણીઓની સાથે ત્હેમને મિત્ર ભાવ હોઇ સર્વ કોઇને તે આત્મ તુલ્ય ગણતા. પોતાની જાત સહિત સમસ્ત જગતને ' वासुदेवः सर्वमिति, ' એ ગીતાનાં વચનને અનુસરીને તેઓ ભગવત્ સ્વરૂપ સમજતા. અર્થાત્ એવા ભક્તનાં મનમાં શત્રુ ભાવ શી રીતે હોઇ શકે?

એક વખત જયદેવના એક કૃપા પાત્ર શાહુકારે પોતાને ઘેર પધારવા ત્હેમને પ્રાર્થના કરીને કહ્યું:—" મહારાજ ! ક્ષમા, શાંતિ, દયા, નિષ્કામતા, યજ્ઞ, આત્મચર્યા, ભગવન્નિષ્ઠા વગેરે સદ્ગુણો સત્સમાગમ વિના પ્રાપ્ત કરી શકાતા નથી માટે આપ થોડોક સમય મ્હારે ઘેર પધારો. શિષ્યની શુદ્ધ ભાવના તથા જીજ્ઞાસા જોઇ જયદેવ ત્હેને ઘેર ગયા. ત્યાં પરમાત્માનું કીર્તન કરી તેઓ એક માસ સુધી રહ્યા. શાહુકાર પણ મન, વચન અને કર્મથી ત્હેમની સેવા કરતો હતો. એક માસ પછી જયદેવ જગન્નાથપુરી જવા તૈયાર થયા. શાહુકારે ગુરૂની પુજા કરી પ્રાર્થના કીધી કે આપ આપનો વરદ હસ્ત મ્હારા મસ્તક ઉપર રાખો અને એવીજ નિરંતર કૃપા રાખજો. ગુરૂ દક્ષિણામાં એને સુવર્ણ અલંકાર તથા દ્રવ્યાદિ અર્પણ કરીશ તો એ સઘળું એમને મૃત્તિકા તુલ્ય છે માટે મ્હારે ગુરૂપત્ની માટે કાંઇક મોકલવું એવા વિચારથી શાહુકારે એમને કહ્યા વગરજ રથમાં વસ્ત્રાલંકાર મૂકી દીધાં અને ગુરૂને તેમાં બેસાડી સાથે માણસ મોકલી ત્યાંથી વિદાય કર્યા. જતી વખતે શાહુકારે પોતાના માણસને કહ્યું:—"પદ્માવતી માતાને મ્હારા પ્રણામ કહેજો તથા આ વસ્ત્રાલંકાર ત્હેમને આપજો." શાહુકાર પોતે પણ ગામની બહાર થોડે દૂર જયદેવને પહોંચાડી પાછો ઘેર આવ્યો. જયદેવને શાહુકારે ખૂબ વસ્ત્રાલંકાર આપી વિદાય કર્યાની ચોરોને ખબર પડી જવાથી

બે ચોર હેનો પીછો લઇ હેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. શાહુકારે જોડે મોકલેલો માણસ રસ્તામાં જયદેવને કહેવા લાગ્યો કે 'આજે મ્હારે બહુજ જરૂરીનું કામ ઘેર છે માટે આપ રજા આપો તો સારૂં.' તે સાંભળતાંવારને જયદેવે દયા આણી હેને જવાની રજા આપી અને પોતે રથમાં એકલાજ બેસીને આગળ જવા લાગ્યા. બન્ને ચોરોને પોતાની સાથે સાથે ચાલતા જોઇને જયદેવે હેમને પુછયું કે હમે કયાં જાઓ છો? ત્યારે તેઓ પણ અમે જગન્નાથપુરી જઇએ છીએ એમ કહેવા લાગ્યા. ચોરોનાં લક્ષણ તથા અભિપ્રાય જ્યારે જયદેવના સમજવામાં આવ્યાં ત્યારે દ્રવ્યાદિકનો લોભ છોડી, રથમાંથી ઉતરી પડી તેઓ પગે ચાલવા લાગ્યા. તસ્કર વિચાર કરવા લાગ્યા કે જો આને આમને આમજ છુટો જવા દઇશું તો એ શાહુકારને કહીને અમને દંડ કરાવશે માટે એને મારી નાંખીને દ્રવ્ય લઇ ચાલ્યાં જવું એજ ઠીક છે. બીજાએ કહ્યું:—ભાઇ! પ્રાણઘાત ન કરવો પરંતુ હાથ પગ તોડી નાંખીશું તો પણ ચાલશે. પછીઃ—

खड्गेन पाणिपादं तद्धंद्वं चिच्छेद यत्नतः ।
जयदेवोऽपि प्रारब्धभोगोऽयमित्यमन्यत ।
चिन्तयानो जगन्नाथं तमारण्ये क्षुधार्दितः ॥

ચોરે હેની પાસે આવી હેના હાથ પગ બાંધીને પછી તોડી નાંખ્યા અને રથ સહિત વસ્ત્રાલંકારનું હરણ કરીને પોતે ચાલ્યા ગયા. જયદેવે પણ આ મ્હારા પ્રારબ્ધનો ભોગ હોઇ ભોગવ્યા વિના તે છુટે એમ નથી એમ સમજી તે વનમાં ક્ષુધા, તૃષાથી પીડીત થવા છતાં ભગવાન્ પુરૂષોત્તમનું ગદ્‌ગદ કંઠે પ્રેમ યુક્ત ભજન કરવા માંડ્યું. જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થએલી હોવાથી વિચાર કરવા લાગ્યા કે આ દેહ સકલ રોગોનુંજ ઘર છે. તથા કામ ક્રોધાદિ વિકારોનું નિવાસ સ્થાન છે; ત્રણે ગુણોનો વિકાર તેના વડેજ ઉત્પન્ન થાય છે અને વળી નાશ પણ દેહનોજ થવાનો છે નહિ કે આત્માનો; કેમકે આત્મા તો સુખ દુઃખાદિ વિકાર રહિત છે. એ પ્રમાણે દેહાતીત પરમાત્માનું ભજન પોતે પણ દેહાતીત થઇ કરવા લાગ્યા.

એ સમયે ક્રૌંચ નામનો રાજા તે વનમાં શિકાર કરવા સારૂ આવ્યો હતો. હેણે એમનો ભજન ધ્વનિ સાંભળવાથી હેમની પાસે જઇ જોયું તો, એ પરમ તેજસ્વી વિષ્ણુ ભક્ત છે એ પ્રમાણે એ રાજાની ખાતરી થઇ; તેથી હેણે નમસ્કાર કરી પૂછ્યું:—" મહારાજ ! આપ કોણ છો ? આપની આવી હાથ પગ વગરની સ્થિતિ કેમ થઇ છે ? જય-

દેવે કહ્યું:—" રાજા ! હું પહેલેથીજ હાથ પગ વગેરે સકળ ઇંદ્રિયોથી રહિત છું. આ દેહને જયદેવ કહે છે. આત્માનું સ્વરૂપ શ્રુતિમાં એવુંજ કહ્યું છે, અને તેવાજ સ્વરૂપનો એમને યથાર્થ અનુભવ હોવાથી પોતાનું તાત્વિક રૂપ ત્હેમણે રાજાને સમજાવ્યું. આ પૂર્ણ જ્ઞાની ભક્ત છે, એવું જાણી રાજા ત્હેમને રથમાં બેસાડી પોતાની નગરીમાં લઇ આવ્યો. ઘેર ત્હેમની પાસેથી એણે ઉપદેશ ગ્રહણ કર્યો અને મન, વચન, કર્મથી ત્હેમની સેવા કરવા લાગ્યો.

એક દિવસ રાજાએ જયદેવને કાંઇ સેવા બતાવવા સારૂ વીનવતાં જયદેવે ત્હેને સાધુ મહાત્માઓની સેવા કરવાનું તથા ત્હેમને દિવ્ય અન્ન વસ્ત્રાલંકાર સમર્પણ કરવા કહ્યું. એમ કરવાથી ભગવાન્ સુપ્રસન્ન થાય છે; કેમકે સાધુ પરમાત્માનું સ્વરૂપ છે. ત્યારે રાજાએ પુછ્યું:—સાધુ સન્તોનું શું લક્ષણ છે તે મ્હને કહો જેથી હું ત્હેમને બરાબર ઓળખી શકું અને ત્હેમની ઉચિત સેવા કરી શકું. જયદેવે સાધુઓનાં બાહ્ય[1] ચિન્હ ગણાવતાં કહ્યું કે જેના ગળામાં તુલસીની માળા, કપાળ પર ઉર્ધ્વ ત્રિપુંડ મુખમાંથી રામ, કૃષ્ણ, ગોવિન્દ ઇત્યાદિ પ્રભુ નામનો ઉચ્ચાર, માથે જટાભાર, વગેરે ચિન્હો હોય તેને સાધુ જાણવો. આ સર્વ લક્ષણો સાંભળી રાજા નિરન્તર સાધુ જનોનુ સન્માન કરવા લાગ્યો. ઝાડને જોઇ પ્રવાસી વિશ્રાંતિ લેવા આવે છે અથવા પક્ષી ચારો જોઇ જેમ તૂટી પડે છે કિંવા દાતાની કીર્તિ સાંભળી જે પ્રમાણે યાચક જન (ભિક્ષુલોકો) દોડયા દોડયા આવે છે, તેજ પ્રમાણે ઘણા વૈષ્ણવ સાધુઓ એ રાજાની સાધુ સન્તો પરની પ્રીતિ જોઇને ચોગરદમથી આવવા લાગ્યા. તે સઘળા પ્રથમ રાજગુરૂ જયદેવને મળીને પછી રાજાને મળતા રાજા પણ ઘણા ભાવથી જેની જેવી યોગ્યતા તે પ્રમાણે માસ, ચારમાસ ત્હેને રાખી પાડતા અને ત્હેની ઇચ્છા મુજબ ખાવા પીવા વગેરેની વ્યવસ્થા કરાવી આપતા.

એમ થતાં થતાં જે તસ્કરોએ જયદેવના હાથ પગ કાપી નાંખ્યા હતા ત્હેમને પણ સાધુ બનીને રાજાની પાસેથી પૈસા કઢાવી લેવાની ઇચ્છા થઇ આવી પરંતુ જયદેવ ત્યાંજ રહે છે એવી ત્હેમને ખબર ન હતી આપી ચંદનના ટીલાં ટપકાં કરી તથા ગળામાં તુલસીની માળા ધારણ કરીને મ્હોડેથી રામ નામનો ઉચ્ચાર કરતાં કરતા તેઓ ત્યાં આગળ આવી પહોંચ્યા. રાજમંદિરમાં જઇને જુએ છે તો જેના હાથ પગ ત્હેમણે તોડી નાંખ્યા

[1] સાધુઓનું અંતર ચિન્હ સાધુ બન્યા પછીજ સમજી શકાય છે; વિષયી પુરૂષોથી સમજી શકાતું નથી.

હતા તેજ ઉંચા આસન પર ચઢીને બેઠેલા ત્હેમના જોવામાં આવ્યા, અને તેઓ ચિન્તાગ્રસ્ત થયા. જયદેવે ત્હેમને જોતાંવારને ઓળખી કાઢયા પરંતુ ત્હેમના મન વિષે શત્રુભાવ ન હોવાથી પોતાના સ્થાન પરથી ઝટ ઉઠીને ત્હેમણે તે ચોરોને પ્રેમવડે આલિંગન આપ્યું. ચોરો આથી ઘણાજ શરમાઇ ગયા અને જયદેવના ચરણમાં પોતાનાં મસ્તક નમાવી દીધાં. બાદ જયદેવે સેવકોને કહ્યું:—" રાજાને જલદી ખબર કરો કે 'સન્ત મહાત્મા આવ્યા છે' માટે ત્હેમનું સન્માન કરો. રાજા પણ સેવક જનોના મુખેથી એવા સમાચાર સાંભળી દોડતા દોડતા આવ્યા અને ગુરૂને પૂછવા લાગ્યા કે 'શી આજ્ઞા છે ?' જયદેવે કહ્યું:—

राजन्नेते गुरूत्तमा महांतः श स्त्रपारगाः ।
एतेभ्यो देहि वित्तानि पात्रमेते न संशयः ॥

હે રાજા ! આ બન્ને શાસ્ત્રમાં વિશારદ છે તથા મ્હારા ગુરૂતુલ્ય મહાત્મા છે. એમની પૂજા કરી વસ્ત્રાલંકાર એમને આપવાં જોઇએ, કેમકે એ સત્પાત્ર સાધુજન છે. રાજાએ એ ઉપરથી ત્હેમનો પૂજનાદિ સત્કાર કરી ત્હેમને ઇચ્છા ભોજન કરાવી કહ્યું:—" "મહારાજ ! જેટલા દિવસ આપની અંહી રહેવા ઇચ્છા થાય તેટલા દિવસ આપે આનંદપૂર્વક ભજન કરી ખુશીથી રહેવું. રાજાનું વચન માન્ય કરી તે ચોર સાધુઓ ત્યાં રહ્યા. ત્યાં આગળ મન માન્યું ખાવા પીવાનું મળતું હોવા છતાં ત્હેમને બેચેની લાગવા માંડી અને શરીર ઉલટું ગળાઇને સુકાઇ ગયું.

એક વખત રાજાએ જયદેવને પૂછ્યું:—" મહારાજ! બીજા સન્તોને તો આપ દૂરથી નમન કરો છો પણ આ સાધુઓને તો આપે આસન પરથી ઉઠીને નમન કરી આલિંગન દીધું, વળી હું એ લોકોને ઇચ્છિત વસ્તુ પૂરી પાડવામાં કચાશ રાખતો નથી પરન્તુ એ તો દિન પ્રતિદિન કૃશ થતા જાય છે તેનું શું કારણ હોવું જોઇએ ? જયદેવે કહ્યું:—એ સન્ત મહાત્મા અત્યન્ત વિરક્ત તેમજ જ્ઞાનસંપન્ન હોવાથી મ્હેં ઉઠીને એમને નમન તથા આલિંગન કર્યું. તું એ લોકોને ઇચ્છિત વસ્તુ આપે છે ખરો પરન્તુ તેનો ભોગ એમને વિષ તુલ્ય લાગે છે. ત્હારૂં અહોભાગ્ય કે એ લોકો આટલા દિવસ ત્હારે ઘેર રહ્યા હવે જો એ મહાત્મા જવાની ઇચ્છા બતાવે તો ત્હારે જવા દેવા અને એમનો સત્કાર પણ સારો કરવો.

ત્યારબાદ એક દિવસ રાજાને તે ચોર સાધુઓ કહેવા લાગ્યા:--

"રાજા! અમને અંહિ ઘણા દિવસ થઇ ગયા, હવે હમારી તીર્થયાત્રા કરવાની ઇચ્છા છે માટે તું હમને જવાદે તો ઘણું સારૂં." રાજાએ કહ્યું:—"ઠીક! પધારો." જતી વખતે રાજાએ ત્હેમને ખૂબ વસ્ત્રાલંકાર આપ્યાં તથા રથમાં બેસાડી સાથે દૂતો મોકલી વિદાય કર્યા. માર્ગમાં રાજાના દૂતોએ પૂછ્યું:—"મહારાજ! હમારા રાજાને ત્યાં ઘણુએ ઘણુ સંતો આવે છે પરન્તુ ત્હમારા બન્નેના ઉપર રાજગુરૂ જયદેવની જેવી કૃપા હતી તેવી તો કોઇના ઉપર પણ જોવામાં આવી નથી, તેનું શું કારણ?" ચોર સાધુઓ કહેવા લાગ્યા:—"ભાઇ! પૂર્વાશ્રમમાં હમે બન્ને જણા તથા ત્હમારા સ્વામીજી એકજ રાજાને ત્યાં રહેતા હતા. હમે તો સેવક હતા પણ જયદેવ પ્રધાન તરીકે કામ કરતા હતા. એક દિવસ એમના હાથે કાંઇક ભયંકર અક્ષમ્ય અપરાધ થતાં રાજાએ ગુસ્સે થઇ જયદેવનો શિરચ્છેદ કરવાની હમને આજ્ઞા કરી. ત્યારે હમે તેમને વનમાં લઇ જઇ શિરચ્છેદ ન કરતાં, ફક્ત હાથ પગ કાપી નાંખીને છોડી મૂકયા અને મારી નાંખ્યા છે એ પ્રમાણે રાજાને જૂઠું કહ્યું. ત્યાર પછી થોડા સમયમાં હમને વૈરાગ્ય ઉપજવાથી રાજસેવા છોડી હમે વિષ્ણુ ભક્ત બની ગયા. તીર્થયાત્રા કરતાં કરતાં ત્હમારા રાજાની કીર્તિ સાંભળી કે સાધુ સન્તોના ઉપર એમને પરમ ભક્તિ છે તથા ત્હેમની સેવા તથા કામના પૂર્ણ કરે છે તેથી હમે ત્યાં આવ્યા. જયદેવે હમને જોતાં વારને ઓળખ્યા અને અગાઉ હમે કરેલા ઉપકારનું સ્મરણ કરીને ભારે પ્રેમ સહિત હમારી સન્મુખ આવી હમને નમન કરી આલિંગન આપ્યું તથા રાજા પાસે પણ હમારી સારી બરદાસ્ત કરાવરાવી. આવું અસત્ય વૃત્તાન્ત કહેતાં વારને ત્યાં આગળ એક વિલક્ષણ ચમત્કાર થયો. પૃથ્વી ફાટીને તેના બે ભાગ પડી ગયા અને તેની અંદર એ બન્ને ચોર સાધુઓ સમાઇ ગયા. તેને ભારે અનર્થ ગણી દૂતો ભયભીત થઇ જયદેવની પાસે દોડી આવી સર્વ વૃત્તાન્ત કહેવા લાગ્યા:— સાંભળતાં વારને ત્હેમના નેત્રમાં આંસુ ભરાઇ આવ્યાં અને ગદ્ ગદ્ કંઠે તેઓ કહેવા લાગ્યા:—હે કૃષ્ણ! મ્હારા શત્રુઓની કેમ આવી અધોગતિ કરી? રાવણ, શિશુપાળ, કંસ વગેરે આપના વિરોધ કરનારા વેરીઓની આપે સદ્ગતિ કરી ત્યારે મ્હારા શત્રુઓએ શું બગાડયું કે ત્હેમની આવી દુર્ગતિ? એવી પ્રાર્થના સાંભળી પરમાત્માએ ચતુર્ભુજ રૂપે પ્રગટ થઇ જયદેવને આલિંગન દીધું, જેથી ત્હેના હાથ પગ પહેલાનાં જેવાજ નવિન સુંદર બની ગયા.

પરમાત્માએ કહ્યું:—ધન્ય છે ત્હમને જયદેવ! દયા, ક્ષમા, શાંતિ ત્હમારામાં પૂરેપૂરાં છે. ત્હમારૂં અંતઃકરણ શત્રુ મિત્ર ભાવ રહિત છે, એથી

હું ત્હમારે આધીન છું. ત્હમને એ બન્ને ચોરોએ બે સુમાર દુઃખ દેવા છતાં ત્હમારૂં મન આટલું બધું નિર્વિકાર! એટલું જ નહિ પરંતુ ત્હમારૂં હૃદય એ ત્હમને દુઃખ દેનારા પ્રત્યે ઉલટું તણાય છે કે એ લોકોની દુર્ગતિ કેમ થઇ? હવે હું પ્રસન્ન થઇને ત્હમને કહું છું કે ત્હમારા શત્રુઓની હું ઉત્તમ ગતિ કરૂં છું, એમ કહી ભગવાન્ અદૃશ્ય થયા અને જયદેવને ખાતર તે ચોરોનો ત્હેમણે ઉદ્ધાર કર્યો. પંડલાંની માફક જયદેવને હાથ પગ આવેલા જોઇ રાજાએ આશ્ચર્ય ચકિત થઇ જયદેવને સકલ વૃત્તાન્ત કહેવા કહ્યું, ત્યારે ત્હેમણે એ ચોરોનો સર્વ આદ્યોપાન્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો. રાજા અત્યન્ત આનંદિત થઇ પૂજન સ્તવન કરતાં કહેવા લાગ્યો કે કોઇ પણ સ્થળમાં કોઇ પણ સાધુ સંત ભક્તના વિષે આપના સમાન નિર્વૈરભાવ નિરપેક્ષતા, શાંતત્વ, સમદર્શિત્વ મ્હારા જોવામાં આવ્યાં નથી. મ્હારૂં અહોભાગ્ય કે આપ જેવા ગુરૂ મ્હને મળ્યા! રાજાએ ફરી ત્હેમને પોતાને ત્યાં રાખી લીધા અને ત્હેમની સ્ત્રી પદ્માવતીને પણ ત્યાં બોલાવી લીધી અને પછી નિરંતર ત્હેમની સેવા કરી ત્હેમના મુખે સુંદર રસભરિત શ્રીકૃષ્ણ લીલાનું શ્રવણ કર્યા કીધું.

એ જયદેવ કવિ આ કલિયુગમાં શ્રી વ્યાસનો અવતાર હોવાનું કહેવાય છે. એમણે 'ગીત ગોવિન્દ' નામનું અત્યુત્તમ કાવ્ય રચ્યું છે, જેમાં રાસ લીલાનું અલૌકિક વર્ણન છે તેના દ્વાદશ સર્ગમાં લખે છે કેઃ—

> यद्गान्धर्वकलासु कौशलमनुध्यानं च यद्वैष्णवम् ।
> यच्छृंगारविवेकतत्त्वरचनाकाव्येषु लीलायितम् ।
> तत्सर्वं जयदेवपंडितकवेः कृष्णैकतानात्मनः ।
> सानंदा परिशोधयन्तु सुधियः श्रीगीतगोविन्दतः ॥

હે પંડિતજનો! ગાન્ધર્વ કલાને વિષે નિપુણતા, વિષ્ણુનું પ્રતિક્ષણ ધ્યાન, ચિંતનાદિ પ્રકાર તથા સંયોગ વિપ્રલંભ એ બે પ્રકારના શૃંગારનું જેમાં ઉત્તમ પ્રકારે નિરૂપણ કર્યું છે એવા રચાએલા કાવ્યોના વિષે જે વિલસિતત્વ (શોભિતપણું) તે સઘળું શ્રી કૃષ્ણના સ્વરૂપમાં તત્પર તથા કાન્ત (ત્રિકાલ) દર્શી એવા જયદેવ કવિના ગીતગોવિન્દ કાવ્યમાંથી જાણી લ્યો. સારાંશ એ છે કે ગાયન, વિષ્ણુ ભક્તિ, શૃંગાર રસ નિરૂપણ વગેરે વિષયમાં જયદેવ કવિનું કાવ્યકૌશલ્ય આનન્દયુક્ત અન્તઃકરણ વડે અવલોકન કરવા લાયક છે. પ્રસંગોપાત કોઇ પુષ્પમાં તેનો વિચાર કરવામાં

આવશે. જયદેવ એ પ્રમાણે જ્ઞાની તથા સગુણ ભક્તિ વિશારદ હતા. એમણે દર્શાવેલી સમતાના જેવીજ સમતા આપણે પણ ધારણ કરવા પ્રયાસ કરવો ઘટે છે. સિદ્ધ પુરૂષોનાં જે સ્વાભાવિક લક્ષણ હોય છે તેજ સાધકને સાધન રૂપ થઇ પડે છે. મોક્ષાર્થીએ તેટલા માટે પ્રયત્ન પૂર્વક તેમની પ્રાપ્તિ કરવી જોઇએ. એવા સાધનોની સિદ્ધિ થતાં બુદ્ધિ પરમાત્માકાર સાથે નિશ્ચલ થઇ જતાં વિદેહ કૈવલ્ય લાભ સંપાદન કરી શકાય છે. કહ્યું છે કે:—

## પદ–રાગ–ધનાશ્રી–તાલ ત્રિતાલા.

રખના નિત મનમેં સમતા ॥ધ્રુ॥ પુત્ર કલત્ર ભ્રાતૃવિત્ત ગૃહ છોડ દૂર મમતા ॥૧॥ દેહ વિલક્ષણ કરો નિરીક્ષણ નિજ સચ્ચિદ્રૂપતા ॥૨॥ સબ જગ વ્યાપક એકહિ આત્મા ભાસત ભ્રમભિન્નતા ॥૩॥ દત્તાત્રયગુરૂ કૃપા કરત હો પ્રાપ્ત નિરંજનતા ॥૪॥

હે મનુષ્યો! ત્હમે પુત્ર, મિત્ર, કલત્ર, બંધુ, ક્ષેત્ર, વિત્ત વગેરે વિષયોની મમતા તજી સત્સમાગમ વડે આત્માને દેહથી ભિન્ન એવો સચ્ચિદ્રૂપ સમજો તથા અનુભવો. સર્વત્ર જગતના વિષે એકજ આત્મા વ્યાપ્ત થઇ રહ્યો છે; એક ચન્દ્રને ઠેકાણે બે ચન્દ્ર જે પ્રમાણે ભ્રમવડે પ્રતીત થાય છે, તેવીજ રીતે અવિદ્યા ભ્રમવડે જગત્ તથા પરમાત્માનો ભેદ જણાય છે. પરંતુ ગુરૂ દત્તાત્રય ભગવાનની કૃપા થતાં નિરંજન નિર્વિકાર અદ્વય પદની પ્રાપ્તિ થશે. તાત્પર્ય એ છે કે ગુરૂ તથા પરમાત્મા એકજ છે એ પ્રમાણે શ્રુતિ સ્મૃતિ વચનોથી આગળ કહ્યું છેજ તે પ્રમાણે ત્હેમની અભેદ ભક્તિ તથા સેવા કરવાથી ઉપરકથિત સામ્ય સ્થિતિની પ્રાપ્તિ થયા વિના રહેશે નહિ.

હવે શંકા થશે કે સ્ત્રી પુત્રાદિકોની મમતા કેવી રીતે છૂટે ? તો ખ્યાલ કરો અખિલ દેહોના વિષે આત્મા એક હોવાથી સ્ત્રી પુત્રાદિકના દેહમાં તથા પોતાના દેહમાં તેમજ અન્યત્ર પણ આત્માને સુખ દુઃખ એક સરખાંજ છે; તો પછી સ્ત્રી પુત્રાદિકના વિષે વિશેષ મમતા તથા અભિમાન રાખવાનું શું કારણ ? એટલા માટે મુમુક્ષુએ ત્હેમના પ્રત્યે ઉદાસીનતા રાખવી જોઇએ. પરન્તુ એ વિચાર પણ ગુરૂસેવા વિના ઉત્પન્ન થાય તેમ નથી અને મમતા છુટી શકે તેમ નથી. નરહરિનાથ કવિ કહે છે કે:—

गुरवो गुरवोऽस्माकं वैय्याकरणसत्तमाः ।
आविश्य ममतास्थाने समतां साधयन्ति ये ॥

વ્યાકરણ શાસ્ત્રીઓમાં અમારા ગુરૂ બ્રહ્મજ્ઞાની હોઇ 'મમતા' રૂપના વિષે

આદેશ કરીને 'સમતા' રૂપ સાધે છે. 'મમતા' એ પદમાં પ્રથમ મકારના સ્થાનમાં સકાર આદેશ (વ્યાકરણ પ્રસિદ્ધ) કરવાથી 'સમતા' રૂપ તૈયાર થાય છે. બીજા અર્થમાં હમારા ગુરૂ કેવલ શબ્દ શાસ્ત્રીજ ન હતા. પરંતુ 'सर्वार्थानां व्याकरणाद्वैयाकरण उच्यते' એ ભારત વચનાનુસાર અખિલ વસ્તુઓને પ્રકાશિત કરનારા અર્થાત્ સર્વજ્ઞ હતા. આત્મજ્ઞાનવડે હેમને સર્વ વિજ્ઞાન સંપન્નતા પ્રાપ્ત થઇ હતી, જેથી વૈય્યાકરણ શ્રેષ્ઠ એ નામ હેમને માટે સાર્થક હતું. હેમણે આ પ્રમાણે આદેશ (ઉપદેશ) કર્યો છે કે જે પ્રમાણે યાત્રા વિગેરેમાં અપરિચિત (સંબંધ વગરના) મનુષ્યોનો અકસ્માત્ સમાગમ થાય છે, તેજ પ્રમાણે જેનો સંયોગ વિયોગ તર્કને અગોચર છે એવા પુત્ર, કલત્ર, મિત્ર, ઇત્યાદિકોને સારૂ મમતા (આસક્તિ) રાખવી સુખદાયક નથી એ સિદ્ધાન્ત મુનિઓને પણ માન્ય છે. સારાંશ, ગુરૂજ યુક્તિવડે મમતાની સમતા બનાવે છે. જે પોતેજ જાતે વિષમ છે તે બીજાને સમ શી રીતે કરી શકે? પરંતુ જે સમના વિષેજ સ્થિત છે તેજ બીજાને સમતા પ્રાપ્ત કરાવવાને સમર્થ છે.

સમતા બે પ્રકારની છે. ગીતામાં શ્રી કૃષ્ણે અર્જુનને કહ્યું છે કેઃ—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥
इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

જેમને આત્મ તત્ત્વનું યથાર્થ જ્ઞાન થયું છે તે વિદ્યા તથા વિનય સંપન્ન બ્રાહ્મણમાં, ગાય, હાથી, કૂતરા તથા ચાંડાલિકમાં સમ (અદ્વિતીય બ્રહ્મ)રૂપજ જુએ છે. નામરૂપ બ્રહ્મમાં કલ્પિત છે, હેની સત્તા બ્રહ્મથી ભિન્ન નથી. એથી કરીને રજ્જુના ઉપર સર્પવત્ ભાસનારા જે બ્રાહ્મણાદિ, હેમનાં નામ તથા રૂપ છોડી દઇ એક અખંડ બ્રહ્મનેજ તેઓ જુએ છે. આ પ્રમાણે જેમનું મન સમરસ બ્રહ્મના વિષે સ્થિર થયું છે હેમણે આ લોકમાં રહ્યા રહ્યાજ જન્મમરણયુક્ત સંસારને જીત્યો એમ જાણવું. કેમકે બ્રહ્મ સર્વ દોષો વડે અલિપ્ત તથા સર્વત્ર સમાન છે એથી કરીને તેઓ બ્રહ્મના વિષે સ્થિર થયા છે.

આના પર એક શંકા થાય તેમ છે કે બ્રહ્મ જો કે આનંદ સ્વરૂપ છે તોપણ અસજ્જડ દુઃખાત્મક પ્રપંચની સાથે તેનો જે સંબંધ છે, તેના વડે તેના વિષે દુઃખનો કાંઇક સંબંધ હોય એ સંભવિત છે.

એનું સમાધાન આ પ્રમાણે ધરાવી શકાય કે, સર્વ દ્વૈત પ્રપંચ માયા નિર્મિત હોઇ મિથ્યા છે તો વાસ્તવિક રીતે સત્ય બ્રહ્મની સાથે કેવી રીતે તેનો સંબંધ હોઈ શકે ? મરૂ પ્રદેશમાં જળ દેખાય છે પણ તેનો જેમ ખરા જલની સાથે સંબંધ નથી તેજ પ્રમાણે મિથ્યા જગતનો પણ બ્રહ્મની સાથે કાંઇ પણ સંબંધ નથી; અને એટલા માટેજ શ્લોકમાં 'सम' એ પદ મૂકેલું છે તથા અનેક શ્રુતિઓમાં પણ તેવું વર્ણન છે. એવા બ્રહ્મની સાથે સારૂપ્યને પ્રાપ્ત થએલા જ્ઞાનીને કોઇ પણ દોષ ( દોષનું કાર્ય દુઃખ ) સંભવે તેમ નથી; પરંતુ તે બ્રહ્મની પેઠેજ આનંદરૂપજ બની જાય છે.

હવે બીજા પ્રકારની સમતાનું નિરૂપણ કરીશું.

यथा चित्तं तथा वाचो यथा वाचस्तथा क्रियाः ।
चित्ते वाचि क्रियायां च साधूनामेकरूपता ॥

જેવું ચિત્તના વિષે તેવુંજ આબેહુબ વાણીમાં અને જેવી વાણી તેવુંજ વર્ત્તન, એ પ્રમાણે મન, વાણી તથા ક્રિયામાં સાધુ પુરૂષોની એકરૂપતા યાને સમતા હોય છે. અર્થાત્ જેમના મનમાં સત્ ચિન્તન, વાણીમાં સદ્ વચન તથા ક્રિયામાં સત્કર્મ હોય છે ત્હેમનેજ સાધુ સમજવા. તથા જે પ્રમાણે સમુદ્રને ગ્રીષ્મ તથા વર્ષા કાળ સરખાં હોય છે, તે પ્રમાણે ઇષ્ટ તેમજ અનિષ્ટ, સુખ તથા દુઃખ વગેરે દ્વન્દ્વ પણ તેમને સરખાંજ હોય છે. પ્રાતઃકાળ, મધ્યાન્હ કાળ તથા સાયંકાળમાં અન્તર શીતોષ્ણ પર્જન્યાદિ ત્રિકાલમાં સૂર્ય જુદા ત્રણ પ્રકારનો હોતો નથી પરંતુ એક રૂપેજ રહે છે, તે પ્રમાણે સુખ દુઃખાદિ અવસ્થાને વિષે જેમનું મન એકરૂપ રહે છે ત્હેમનેજ જ્ઞાની મહાત્મા સમજવા. જેમના મનના વિવિધ પ્રકાર વિવિધ અવસ્થાઓના વિષે રહે છે તથા જેમના ચિત્તના વિષે એક તો વાણીમાં તેથી કાંઇ બીજુંજ અને ક્રિયા એ બન્નેથી તદ્દન નિરાળીજ એવા મનુષ્યો આજ કાલ જગતમાં કાંઇ થોડા જોવામાં આવે છે ? એવા મનુષ્યની પાસે જવાથી મુમુક્ષુને સમતા શી રીતે પ્રાપ્ત થવાની હતી ? કેમકે તેઓ તો સર્વદા અસમ ( નાના રૂપાત્મક વિષમ માયા ) ના વિષેજ સ્થિત છે. તાત્પર્ય એ છે કે મોક્ષની ઇચ્છા રાખનારાએ એ બન્ને પ્રકારની સમતા સંપાદન કરવી જોઇએ, માટે ત્હેણે જ્ઞાનસંપાદન કરવા શ્રી ગુરૂના ચરણની આરાધના કરવી ઉચિત છે. ઉપર દર્શાવેલી બીજા પ્રકારની સમતા ત્હેણે પ્રથમ સંપાદન કરી હશે તોજ પ્રથમ પ્રકારની સમતા

સંપાદન કરી શકાશે. એટલા માટેજ વસિષ્ઠજીએ કહ્યું છે કે આ લોક તથા પરલોકની સિદ્ધિને માટે તેમજ પરમ પુરૂષાર્થ (મોક્ષ) ની પ્રાપ્તિને અર્થે બુદ્ધિમાન્ પુરૂષો સર્વદા સમદૃષ્ટિથી આ જગત્‌ના વિશે વિચરે છે. આ પ્રમાણે સદ્‌ગુરૂ માહાત્મ્ય, જ્ઞાન પ્રશંસા, શિષ્ય લક્ષણ વગેરેનું આ અષ્ટમ પુષ્પ પર્યન્ત કથન કર્યું છે. હવે અગ્રિમ ગુચ્છથી સંસારમૂલ ચિત્તનું સ્વરૂપ, પ્રભાવ તથા તેના નાશના સાધનોનું નિરૂપણ કરવામાં આવશે.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंदसरस्वतीशिष्य श्री दत्तात्रयविरचित श्रीदत्तप्रबोधकल्पद्रुमे प्रथमस्कंधस्य प्रथम गुच्छः ॥१॥

॥ श्रीगुरूदत्तात्रेयार्पणमस्तु ॥

। इति शिवम् ।



# श्रीदत्तप्रबोधकल्पद्रुम.

## પ્રથમ સ્કંધ—દ્વિતીય ગુચ્છ.

### પ્રથમ પુષ્પ.

### દુઃખનું મૂલજ ચિત્ત તથા તેના નાશના દ્વિવિધ માર્ગ.

चित्तमेव हि संसारो रागादिक्लेशदूषितम् ।
तदेव तैर्विनिर्मुक्तं भवांत इति कथ्यते ॥यो. वा.॥

આ સંસારમાં મનુષ્યને જે સેંકડો પ્રકારનાં સુખ દુઃખોનો અનુભવ થાય છે, તેનું કારણ ચિત્તજ સમજવું. જે પ્રમાણે વિન્ધ્યાચળ વગેરે પર્વતો પર અરણ્યની વૃદ્ધિ થાય છે, તેજ પ્રમાણે ચિત્તથી નાના પ્રકારના દુઃખોનો ઉમેરો થાય છે. તો પણ વિવેક વિજ્ઞાન વડે એ ચિત્ત જો ક્ષીણ (વાસનાશૂન્ય થવાથી શેકેલા અનાજની પેંઠે) થઇ જાય તો, સઘળાં સુખ દુઃખ વિલીન થઇ જાય છે; અને એટલા માટેજ ચિત્તનો નિરોધ કરવો આવશ્યક છે. અને એ ચિત્ત નિરોધનુંજ નામ યોગ છે. ચિત્તની પાંચ પ્રકારની અવસ્થા વર્ણવેલી છે ૧ મૂઢ; ૨ ક્ષિપ્ત; ૩ વિક્ષિપ્ત; ૪ એકાગ્ર તથા ૫ નિરૂદ્ધ; તમો ગુણની અધિકતાથી પ્રમાદ મોહદ્વારા ચિત્ત જેમાં આચ્છાદિત થઇ જાય છે, તેને મૂઢાવસ્થા કહેલી છે. રજોગુણનું જેમાં આધિક્ય છે એવી અવસ્થા વિશેષને ક્ષિપ્ત કહે છે. તથા સત્વગુણના ઉદયથી કોઇ કોઇવાર ચિત્ત, વૃત્તિ રહિત તથા નિશ્ચલ થઇ જાય છે, તે વિક્ષિપ્ત દશા સમજવી; એ અવસ્થા ક્ષણિક રહે છે. એકાગ્ર દશામાં ચિત્તની વૃત્તિઓના નિરોધનું કાર્ય શરૂ થઇ જાય છે. એનાથી આગળ નિરૂદ્ધ વૃત્તિનો ઉદય થાય છે. તે પંચમાવસ્થા છે અને એમાંજ યોગની પ્રાપ્તિ થાય છે. ચિત્ત નિરોધ (વૃત્તિ શૂન્ય) કરવાને માટે શાસ્ત્રમાં બે ઉપાય કહેલા છેઃ—

### પદ–રાગ–ખમાજ–તાલત્રિતાલા.

ચિત્ત વિનાશક દો ક્રમ જાન ॥ધ્રુ॥ યોગાશ્રયસે કોઇ કરત હૈ ચંચલ ગતિકી હાન ॥૧॥ સૂક્ષ્મ બુદ્ધિ જે હોત જન સદા કરે આલંબન જ્ઞાન ॥૨॥ ભિન્ન દીપક જોભી તથાપિ પ્રભા

એક તું માન ॥૩॥ બ્રહ્મનગર મિલ હો મારગ યહ દત્તાત્રય કરે ગાન ॥૪॥

ચિત્ત નાશ વડે થનારા બ્રહ્મ સાક્ષાત્કારને સારૂ બે માર્ગ છે. ચિત્ત મિથ્યા છે, એ પક્ષમાં જે પ્રમાણે દોરીના વિષે જણાતા સર્પના નાશ માટે આ દોરી છે સર્પ નથી, એવું યથાર્થ જ્ઞાન જેમ સાધન રૂપ છે, તેજ પ્રમાણે આત્માના વિષે ભાસી રહેલા ચિત્તનો નાશ કરવા સારૂ યથર્થ બ્રહ્મ જ્ઞાનજ સાધન છે. હવે, કદાચિત્ ચિત્ત સત્ય છે, એવો પક્ષ જો ગ્રહણ કરવામાં આવે તો, મંત્રાદિકો વડે તેની ગતિનો નિરોધ થવાથી જેમ સત્ય સર્પ આપોઆપજ નાશ પામે છે, તેજ પ્રમાણે યોગાભ્યાસવડે નિરૂદ્ધ કરેલું ચિત્ત પણ પોતાની મેળેજ નષ્ટ થઇ જાય છે. તત્ત્વવેત્તા વસિષ્ઠ મુનિએ શ્રીરામચંદ્રને એજ વાત કહી છે:—

द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव ।
योगो वृत्तिनिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥
असाध्यः कस्यचिद्योगः कस्यचित्तत्त्वनिश्चयः ।
प्रकारौ द्वौ ततो देवो जगाद परमः शिवः ॥

વસિષ્ઠજી કહે છે કે:—હે શ્રીરામ ! ચિત્તને વશીભૂત કરવા માટે યોગ, તથા જ્ઞાન એ બે ઉપાય છે. તેમાં ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવાનું નામ યોગ છે. તેમજ, પોતાનું સ્વરૂપ બરાબર પીછાણવું તેનું નામ જ્ઞાન છે. આમાંથી કોઇને યોગ સાધ્ય થતો નથી; અને કોઇને જ્ઞાનનો નિશ્ચય અસાધ્ય રહે છે. એટલા માટે, શંકર પરમાત્માએ એ બન્ને પ્રકારનું વેદમાં કથન કર્યું છે. ગીતામાં પણ કહે છે કે:—

सांख्ययोगौ पृथग्बालाः प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दते फलम् ॥
यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

હે અર્જુન ! સાંખ્યમાર્ગ, તથા યોગમાર્ગ એ બન્ને જૂદા છે એ પ્રમાણે અજ્ઞ લોકો પ્રલાપ કરે છે. પરંતુ, પંડિત—આત્મનાત્મ વિવેકસંપન્ન જ્ઞાની-તેમ કહેતા નથી. એ બન્નેમાંથી એકનો પણ આશ્રય કરનારને બન્નેનુંજ ફળ મળે છે. જેનો જેવો અધિકાર હોય તે પ્રમાણે

ત્હેણે આ બેમાંથી એકનું અનુષ્ઠાન કરવું. એ બન્ને માર્ગ એકજ ઉદ્દિષ્ટ સ્થાન તરફ જનારા છે. એથી કરીને જે સ્થાન ( જીવ જ્યાંથી ચ્યુત થતો નથી તથા જેને મોક્ષ કહે છે. ) સાંખ્યોને પ્રાપ્ત થાય છે, તેજ સ્થાનની પ્રાપ્તિ યોગીઓને પણ થાય છે. સાંખ્ય, તથા યોગ એ બન્ને એકજ છે એ પ્રમાણે જેઓ જાણે છે, તેઓજ ઉત્તમ પ્રકારે જાણી તથા જોઇ રહ્યા છે એમ સમજવું. સાંખ્ય માર્ગ તથા યોગ માર્ગના સ્વરૂપનું નીચે સ્પષ્ટતાથી નિરૂપણ કરવામાં આવે છે.

આ જન્મમાં અગર, જન્માન્તરના વિષે ઇશ્વર પ્રીત્યર્થ કરેલાં કર્મ વડે જેમનું અન્તઃકરણ શુદ્ધ થયું છે, તથા વિવેક, વૈરાગ્ય, શમ દમાદિ સાધનો વડે જેઓ યુક્ત છે, એવા મોક્ષેચ્છુ પુરૂષો પ્રત્યગાત્માને વિષે ( દેહેન્દ્રિયાદિ જડ પદાર્થોથી ભિન્ન શુદ્ધ આત્માને વિષે ) ચિત્ત વૃત્તિ સ્થિર કરીને કેવળ શ્રવણ મનનાદિ વડે કૃતકૃત્ય થાય છે. બ્રહ્મ સાક્ષાત્કારને માટે ત્હેમને નિદિધ્યાસની અપેક્ષા નથી. પરંતુ, શ્રવણ મનન થતાં પહેલાં ત્હેમના અન્તકરણની વૃત્તિનો પ્રવાહ શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિર ન થતો હોય તો, ત્હેમને નિદિધ્યાસની આવશ્યકતા છેજ. અને એજ સાંખ્ય માર્ગ છે. તેજ પ્રમાણે જે પુરૂષ નિષ્કામ બુદ્ધિથી નિખિલ કર્મો સર્વ ગુરૂ પરમેશ્વરને અર્પણ કરે છે તથા શ્રવણ મનનાત્મક વિચાર કરવાની યોગ્યતા ન હોવાથી, શ્રદ્ધાયુક્ત ભક્તિ ગુરૂદેવના વિષે રાખી, પ્રત્યગાત્મા ( શુદ્ધ આત્મા ) નિર્વિશેષ બ્રહ્મ રૂપજ છે, એવા ગુરૂવાક્યોપરથી નિશ્ચય કરે છે તથા અસંભાવનાદિ દોષરહિત થઇને નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરવાનો પ્રકાર ગુરૂદેવ પાસે સમજી લઇ, સમાધિનો અભ્યાસ કરે છે, ત્હેને પ્રત્યગાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. એટલે આત્મજ્ઞાન થઇ મુક્તિ મળે છે, આને યોગમાર્ગ કહે છે. અર્થાત્ જેઓ અધ્યાત્મ વિષયક ઉહાપોહ કરવામાં કુશળ છે, તેઓ સાંખ્ય છે, અને જેઓને તેમ કરતાં આવડતું નથી તેઓ યોગી છે. દીવા જો કે એક બીજાથી જૂદા હોય છે તોપણ પ્રકાશ સરખો હોય છે. અથવા એકજ ગામમાં જવાને સારૂ જેમ બે જૂદા જૂદા માર્ગ હોય છે, તેજ પ્રમાણે સાંખ્ય તથા યોગ એ બન્ને માર્ગ ભિન્ન દેખાય છે તોપણ એ બન્નેનું ફળ યાને પરીણામ એકજ છે. અલંકાર જેમ સુવર્ણજ છે, તથા ઘડો જે પ્રમાણે માટી રૂપજ છે, તે પ્રમાણે ચિત્તરોધ વગર આ સઘળું ચરાચર વિશ્વ બ્રહ્મ છે, એ પ્રમાણે જોવું તથા જાણવું એ જ્ઞાનીઓનો માર્ગ છે. તથા, આકાશ જેમ મેઘવડે છવાયું હોય છે તો તે (આકાશ) જેમ તેનાથી (મેઘથી) ભિન્ન જણાતું નથી, તેજ પ્રમાણે કામ

ક્રોધાદિ વિકાર મેઘવત્ આડા આવીને ચૈતન્યાકાશને ઢાંકી દે છે, જેથી દ્રષ્ટા અને દૃશ્યનો ભેદ દૃષ્ટિગોચર થતો નથી. એટલા માટે કેટલાક પ્રાણ-નિરોધ કરી યોગાવલંબન કરે છે. એજ યોગીઓનો માર્ગ છે. બુદ્ધિમંદ પરંતુ ભક્તિમાન્ જેઓ હોય છે ત્હેમને યોગ સિદ્ધ થાય છે, અને બુદ્ધિમાન મુમુક્ષુને અનેક પ્રકારની યુક્તિ સમજાવાથી જ્ઞાન સિદ્ધ થાય છે. 'ऋते ज्ञानान्नमुक्तिः'. એ પ્રમાણે શ્રુતિ કહે છે એ ઉપરથી સિદ્ધ થાય છે કે મહાવાક્યના જ્ઞાનને સારૂજ એ બન્ને માર્ગ કર્યા છે; અને તેઓ અહંબ્રહ્મવૃત્તિરૂપી નગરના વિષે ગયા છે. એ બન્નેનું ફળ એકજ છે, એમ જે સમજે છે તે પંડિત તથા એ બન્નેને ભિન્ન સમજનારો અજ્ઞ છે, એમ જાણવું.

## ચોપાઇ-રાગ-ભૂપ-તાલ ત્રિતાલા.

જ્ઞાનવંત નર જો પદ જાવે । યોગ નિષ્ઠ હી તિસપદ પાવે ।
જ્ઞાન યોગ દોનો સમ જાને । સો જ્ઞાતા શ્રુતિ લોક બખાને ॥

એવા ચિત્ત નિરોધના બે માર્ગ બતાવેલા છે. એ બેમાંથી એકકેનો પણ આશ્રય ન કરતાં જે નિરંતર વિષયોના વિષેજ આસક્ત રહે છે, ત્હેને મહા અભાગી સમજવો. કેમકે તે હંમેશાં સંસારરૂપી ખાડામાંજ પડયો પડયો દુ:ખનો અનુભવ કરે છે. ભગવાન્ વેદ વ્યાસ કહે છે કેઃ—

प्रज्ञाप्रसादमारुह्य अशोच्यः शोचतो जनान् ।
भूमिष्ठानिव शैलस्थः सर्वान्प्राज्ञोऽनुपश्यति ॥

પર્વતના શિખર પર આરૂઢ થએલો પુરૂષ જેમ ભૂમી ઉપરના પુરૂષોને અલ્પ દેખે છે, તે પ્રમાણે પ્રજ્ઞા પ્રસાદરૂપી પહાડ પર ચઢેલો યોગી જ્ઞાનના બલથી પોતાને સર્વોપરિ સમજી શોક રહિત થઇને અન્ય સર્વ પુરૂષોને શોક યુક્ત તથા અલ્પ જુએ છે. સત્વગુણના પ્રાધાન્યથી બુદ્ધિનો જે સ્વચ્છ સ્થિરતારૂપ એકાગ્ર પ્રવાહ નિર્વિચાર સમાધીવડે જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે સૂક્ષ્મભૂતોથી પ્રકૃતિ પર્યન્તના નિખિલ પદાર્થોનો એકજ કાલમાં યોગીને સાક્ષાત્કાર થાય છે; એ સાક્ષાત્કારને અધ્યાત્મ પ્રસાદ અથવા પ્રજ્ઞા પ્રસાદ પણ કહે છે. મનુષ્ય જન્મની પ્રાપ્તિ થવા છતાં એવા ઉચ્ચયોગરૂપ પહાડ ઉપર ચઢીને નિઃશોક પદવીની પ્રાપ્તિ ન થઇ તો જન્મની શી સફલતા થઈ? હવે યોગની તથા પહાડની સમાનતાનો વિચાર કરીએ. પર્વત ઉપર સ્થિતિનો હેતુ શિલા હોય છે, તેમજ યોગપર્વતમાં સિદ્ધપદ્માદિક આસનરૂપ ઉત્કૃષ્ટ શિલા છે. વૈરાગ્ય તથા અભ્યાસ, એ પહાડ પર ચઢવાના બે માર્ગ છે. સૂર્યના તાપથી તપેલા પુરૂષોને પહાડ પર જેમ વૃક્ષ શાંતિદાયક

થઇ પડે છે, તેજ પ્રમાણે યોગાદ્રિ પર અજ્ઞાનના જન્મ મરણ તાપથી સંતપ્ત થએલા પુરૂષોને શમ દમ તિતિક્ષાદિ શાન્તિપ્રદ વૃક્ષની ગરજ સારે છે. વૃક્ષોના વિષે ફલઋતુમાં જેમ ફળ આવે છે, તેજ પ્રમાણે નિર્વિકલ્પ સમાધીરૂપી ઋતુના વિષે આનંદ ફળ થાય છે. પર્વત ઉપર કોઇ કોઇ સ્થાનના વિષે જલ પૂર્ણ તળાવ હોય છે, તે પ્રમાણે યોગાદ્રિના વિષે પ્રકાશ જલથી પૂર્ણ દશમદ્વારરૂપી તળાવ હોય છે. નાની નાની નદીઓ પર્વતવડે જલ પૂર્ણ થાય છે, તે પ્રમાણે ઇડા, પિંગલા, સુષુમ્ના એ ત્રણ નાડીઓ નદી સમાન પ્રાણજળવડે પૂર્ણ બનીને વહે છે. એના શિવાય જો કે શરીરમાં બીજી નાડીઓ છે, પરંતુ યોગમાં એ ત્રણનોજ ખપ પડે છે, તેથી એ ત્રણનોજ અંહી ઉલ્લેખ કરેલો છે. પર્વતના સિંહની પેઠે ષટ્ચક્રરૂપી ગુહામાં યોગી લોકો નિવાસ કરે છે અને કામ, ક્રોધ, લોભ, મોહાદિ ક્ષુદ્ર પશુઓનું ભક્ષણ કરે છે. શરીરમાં મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત, વિશુદ્ધ, તથા આજ્ઞા એ ષટ્ચક્ર છે અને તેજ યોગીનાં વિશ્રામ સ્થાન છે. એવા પરમાનંદપ્રદ યોગપર્વતનો પરિત્યાગ કરીને હે અંધ મનુષ્યો! નાના પ્રકારના દુઃખ કંટકોથી યુક્ત એવા સંસારરૂપી ખાડામાં તમે કેમ પતિત થાઓ છો? અથવા જો એ યોગપહાડઉપર ઉંચે ચઢવાનું સામર્થ્ય તમારામાં ન હોય તો ચિત્ત વશીભૂત કરવાનો બીજો હેતુ જે જ્ઞાનરૂપ વૃક્ષ છે તેના પર કેમ આરૂઢ થતા નથી? હવે જ્ઞાનને વૃક્ષરૂપતા કેમ અપાઇ, તથા લૈકિક વૃક્ષની સાથે એની સમાનતા શી રીતે ઘટાવી શકાય. તે બતાવીશું.

वेदान्तमूलमथ चित्तभुवि प्ररूढं । द्विस्कंधमार्यविहगं चतुरुच्चशाखम् ।
शान्त्यादिपर्णमथ मोक्षफलं विहाय । बोधद्रुमं भवतरौ शठ किं रतोसि ॥

વૃક્ષના વિસ્તારનો હેતુ તેનું મૂળ છે, તે પ્રમાણે જ્ઞાનરૂપી વૃક્ષના વિસ્તારનો હેતુ વેદાન્તશાસ્ત્ર મૂળ સ્થાનીય છે. કેમકે વેદાન્તશાસ્ત્રવડે આત્મ જ્ઞાનનો વિસ્તાર થાય છે. વૃક્ષ જેમ પૃથ્વી ઉપર ઉગે છે, તેજ પ્રમાણે જ્ઞાનવૃક્ષ પણ, ચિત્ત ભૂમીના ઉપર આરૂઢ થાય છે. વૃક્ષના સ્કન્ધની પેઠે વૈરાગ્ય, અભ્યાસ, એ જ્ઞાન વૃક્ષના સ્કન્ધ ( સ્થૂળ ડાળ ) સમાન છે. વૈરાગ્યાદિ જો કે જ્ઞાન પહેલાં થાય છે, તો પણ સંસારને વિષે મિથ્યાત્વ બુદ્ધિ તો, જ્ઞાન પછીજ દૃઢ થાય છે. વૃક્ષની ઉન્નત શાખાઓ સમાન મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા. એ ચાર શુભ વાસનાઓ એ જ્ઞાન વૃક્ષની ઉચ્ચ શાખાઓ છે. ' સમાન ઐશ્વર્યવાળાની સાથે મિત્રતા કરવી

તેનું નામ મૈત્રી છે. દુઃખી જનોના પર કૃપા કરવી તે કરૂણા. પોતાના કરતાં અધિક ઐશ્વર્યવાળા પુરૂષોને જોઇ પ્રસન્ન થવું એ મુદિતા કહેવાય છે, તથા દુષ્ટ પુરૂષોનો પરિત્યાગ કરવો એનું નામ ઉપેક્ષા છે; વૃક્ષને જેમ શોભાયમાન પાંદડાં હોય છે, તે પ્રમાણે શમ દમાદિ જ્ઞાન વૃક્ષનાં પાંદડાં ( પત્ર ) છે. જેના વડે એ વૃક્ષની શોભા છે. ફળની ઋતુમાં જેમ વૃક્ષો પર ફળ થાય છે, તેજ પ્રમાણે પ્રારબ્ધના અંત રૂપ ફળોની ઋતુ વિષે જ્ઞાન વૃક્ષના વિષે મોક્ષ ફળ થાય છે; અને વૃક્ષના ઉપર જે પ્રમાણે પક્ષી હોય છે, તે પ્રમાણે જ્ઞાન વૃક્ષના ઉપર જ્ઞાની રૂપી પક્ષીઓ નિવાસ કરી પોતાના ઉપદેશ રૂપી મધુર ધ્વનિ વડે લોકોના કર્ણને તેમજ ચિત્તને આલ્હાદિત કરે છે. એવા જ્ઞાન વૃક્ષને છોડીને, હે મૂઢ ! તું જન્મ મરણ ફળ યુક્ત તથા નાનાવિધ ક્લેશ કંટકોથી પરિપૂર્ણ સંસાર વૃક્ષના વિષે કેમ આસક્ત થઇ રહ્યો છે ? તાત્પર્ય કે વિવેકી પુરૂષે યોગાભ્યાસ અથવા જ્ઞાનવડે ચિત્તને અવશ્ય વશીભૂત કરવું જોઇએ. તે વિના સુખરૂપતાની કાયમને માટે પ્રાપ્તિ થશે નહિ. એટલા માટેજ મહાત્મા કહે છે કે;—

आत्मनो बंधने हेतुं चित्तं क्षिणु हि यत्नतः ।

चित्तस्य तस्य क्षयतः केवला चित्प्रकाशते ॥

આત્માના સંસૃતિ ( સંસાર ) બંધનનો મુખ્ય હેતુ જે ચિત્ત છે, તેને ક્ષીણ કરો. પ્રયત્ન કર્યા વગર ચિત્ત વૃત્તિશૂન્ય થતું નથી. એ ચિત્તનો ક્ષય થઇ જતાં ચિદ્રુપ આત્મા પોતાની મેળે પ્રકાશિત થાય છે. અર્થાન્તર ન્યાસથી જોઇએ તો ' ચિત્ત ' શબ્દમાં બે 'ત'કાર છે, એમાંથી એક 'ત'કારને કાઢી નાંખીએ, તો જેમ ' ચિત્ ' શબ્દ અવશિષ્ટ રહે છે, તે પ્રમાણે 'तस्य चित्तस्य,' ' તે ચિત્તનો ' ઉત્તમ યત્નથી નાશ કરી નાંખો, તો "પાણીના ઉપરની લીલ ( શૈવાલ ) દૂર કરતાં જેમ તેનું નિર્મલ સ્વરૂપ જણાય છે, તે પ્રમાણે ચિત્ (ચૈતન્ય સ્વરૂપ આત્મા ) ના ઉપર ચિત્ત શૈવાલ પટલ વત્ ( લીલના પડદાની પેઠે ) આવી રહ્યું છે, તેને દૂર કરશો " તો કેવલ ચૈતન્ય આત્મા પ્રકાશિત થશે. વસિષ્ઠજીએ પણ કહ્યું છે કે વિવેક, વૈરાગ્ય, ગુરૂસેવા ઇત્યાદિ મંત્રોવડે દૃઢ પ્રયત્ન કરીને આત્માનું નિવાસ સ્થાન જે હૃદય છે, તેમાં પ્રવિષ્ટ થએલાએ ચિત્તરૂપ પિશાચને દૂર હાંકી કાઢવો, કહ્યું છે કે:—

नोत्सादयेच्चित्तपिशाचमेनं यावत्कुतस्तावदिहात्मसिद्धिः ॥

જ્યાં સુધી એ ચિત્ત પિશાચને હાંકી કાઢયો નથી, ત્યાં સુધી આત્મસ્વભાવભૂત સિદ્ધિ ( મુક્તિ ) શી રીતે મળી શકવાની હતી ? પિશાચે શરીરમાં પ્રવેશ કર્યો કે પુરૂષનું દેહભાન નષ્ટ થાય છે, અને તે ગમે તેમ બકવાટ કરે છે, તથા ગમે એવું ( મનસ્વી ) કાર્ય કરી અનર્થમાં પડે છે, તે પ્રમાણે આ ચિત્તરૂપી પિશાચે ચિદ્રુપનું ભાન નષ્ટ કરી દીધેલું હોવાથી, મનુષ્ય હમેશાં ' अहं मम ' " હું તથા મ્હારૂં " વગેરે બકવાટ કર્યા કરે છે. એ પ્રકાર મનુષ્યને અકાર્ય અધર્મના વિષે પણ પ્રવૃત્તિ કરાવીને અનર્થાવહ સંસારમાં ગબડાવી પાડે છે. એથી કરીને મનુષ્ય જ્યાં સુધી વિષયોનું જ ધ્યાન કરતો રહેશે ત્યાં સુધી નારાયણ દૂરજ સમજવા. ચાંડાલને કાશી તથા પાપીને સંત મહાત્મા ક્યાંથી પાસે હોય છે ? પતિતને જે પ્રમાણે પિવા તથા કસાઇને જેમ ગીતા હોય છે, તેજ પ્રમાણે વિષયી પુરૂષને પરમાત્મા ( દૂર ) છે, એમ સજવું. એકાદશ સ્કંધમાં ઉદ્ધવને ભગવાન્ કહે છે કેઃ—

विषयान्ध्यायतश्चित्तं विषयेषु विषज्जते ।
मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥
जगल्लुब्धा धनमयं कामुकाः कामिनीमयम् ।
नारायणमयं धीराः पश्यन्ति ज्ञानचक्षुषः ॥

હે ઉદ્ધવ! મનુષ્યનું ચિત્ત વિષયોનું ધ્યાન કરતાં તે વિષયોના વિષે આસક્ત થઇ જાય છે, અને જો મ્હારૂં ચિન્તવન (સ્મરણ) કરે છે તો, મ્હારા સ્વરૂપના વિષે વિલીન થઇ જાય છે. લોભી, કૃપણ આ જગતને ધનમય દેખે છે; અર્થાત્ એની દૃષ્ટિમાં દ્રવ્ય શિવાય બીજો કોઇ પણ પદાર્થ આવતો નથી. તે પ્રમાણે કામી પુરૂષ આ જગતને સ્ત્રીમયજ જુએ છે પરંતુ જ્ઞાનદૃષ્ટિસંપન્ન આત્મનિષ્ઠ પુરૂષ આ જગતને નારાયણસ્વરૂપ જુએ છે. સ્ત્રી કદાચ પીયેર ગઇ હોય છે અને ત્હેનો પતિ તેનું ધ્યાન કરે છે તો તત્કાળ તે જેમ હૃદયના વિષે પ્રગટ થાય છે તથા હાવભાવાદિ ક્રિયા કરીને ત્હેને સકામ કરે છે. મિથ્યા (પાસે નહિ હોવા છતાં) સ્ત્રી જો હૃદયમાં ધ્યાનવડે પ્રત્યક્ષ થઇ શકે છે તો પરમાત્મા જે હૃદયમાં સદ્રૂપથી સ્થિત છેજ ત્હેમનું ધ્યાન જો મનુષ્ય કરે તો ત્હેને તદ્રૂપતા પ્રાપ્ત કેમ ન થાય ? ચિત્તનો એક સ્વભાવ સારો છે, કે તે જેને દેખે છે તે પદાર્થના આકારને ઝટ ઝડપી લે છે. સુંદરદાસજીએ કહ્યું છે કેઃ—

જો મન નારીકી ઓર નિહારત તૌમન હોતહિ તાહિકુ રૂપા ।
જો મન કાહુંસુ ક્રોધ કરૈ પુનિ તૌ મન વ્હૈ તબહી તદરૂપા ।

જો મન માયહિ માય રહે નિત તો મન બૂડત માયકે કૂપા ।
સુંદર જો મન બ્રહ્મ વિચારત તો મન હોત હિ બ્રહ્મસ્વરૂપા ॥

મન સ્ત્રીને જોઇને સ્ત્રીરૂપ બની જાય છે, તથા કોઇના પર ક્રોધ કરે છે તો ક્રોધ રૂપ બની જાય છે. માયામાં રહેવાથી માયારૂપ બની જાય છે. તથા સદ્‌ગુરૂ પાસે જઇ, બ્રહ્મસ્વરૂપનો વિચાર કરે છે તો બ્રહ્મરૂપજ બની જાય છે. મનુષ્યે એથી કરીને એ ચિત્તને આત્મવિષયનું દર્શન કરાવવું. એમ કરશે તો નિરંતર આત્મનિષ્ઠાનીજ પ્રાપ્તિ થશે.

કર્ણાટક પ્રાંતમાં એક ધનિક વૈશ્ય હતો તે એક દિવસ પોતાના પુત્રને લઇ, કાંઇક વસ્ત્રાલંકાર બતાવવા સારૂ રાજ મંદિરમાં ગયો. ત્યાં આગળ તે વૈશ્ય પુત્રના જોવામાં રાજકન્યા આવતાં ત્હેના મનમાં ત્હેના વિષે અભિલાષા ઉત્પન્ન થઇ તે દિવસથી તે ત્હેનું ધ્યાન કરવા લાગ્યો, તથા ચિન્તાથી દિવસે દિવસે ગળાવા લાગ્યો. અને ખાવું પીવું સઘળું છોડી દઇ, એકાન્તમાં બેસીને નિરંતર ત્હેનુંજ ધ્યાન કરવા લાગ્યો. ત્હેના શરીર પર નિસ્તેજતા છવાઇ ગએલી જોઇને, ત્હેના માતા પિતા તથા આપ્ત વર્ગ વગેરે તેને તેનું કારણ પૂછવા લાગ્યા, પરંતુ પોતાનો હેતુ ત્હેણે કોઇને પણ જણાવ્યો નહિ. ત્હેનો એક મિત્ર સારો ચિત્રકાર હતો, અને તે રાજાને ત્યાં નોકરીમાં હતો. ત્હેણે પોતાના મિત્રની અસ્વસ્થ ચિત્તવૃત્તિ જોઇને પૂછ્યું:- ભાઇ ! આજકાલ કેમ ત્હમારી આમ ચિત્રના જેવી સ્થિતિ જણાય છે ? કાંઇ ખાતા પીતા પણ નથી, કોઇની સાથે વાતચીત પણ નથી કરતા અને એકાંતમાં બેઠા બેઠા કાંઇક ચિન્તા કર્યા કરો છો એમ બધા કહે છે તથા હું પણ જોઉં છું તો એવી સ્થિતિ થવાનું કારણ શું છે તે કહો. આ પ્રમાણે એણે પૂછ્યું ત્યારે તે વૈશ્ય પુત્રે કહ્યું કે જ્યારની મ્હેં રાજ કન્યાને જોઈ છે ત્યારની મ્હને એની કામનાં થઇ છે, અને મ્હારા મનમાં એનીજ લગની લાગી રહી છે. એની પ્રાપ્તિ થયા વિના મ્હને ખાવું પીવું પણ રૂચવાતું નથી. તો જે પ્રકારે મ્હને એની પ્રાપ્તિ થાય એવો બંદોબસ્ત કરીને તું મ્હારી ચિન્તા દૂર કર, નહિ તો એનું રટણ કરતાં કરતાં મ્હારા પ્રાણ મ્હારા શરીરને છોડીને ચાલ્યા જશે. મિત્રે કહ્યું કે તું તો વૈશ્યનો પુત્ર છે અને એ રહી રાજકન્યા એટલે ક્ષત્રિય. એથી કરીને એની પ્રાપ્તિ થવી ત્હારા માટે અસંભવિત છે. હંસ પક્ષી સરોવરના કમળની ઇચ્છા કરે તો તેને સહજ મળી શકે, પરંતુ પરમાત્મા વિષ્ણુના નાભિપ્રદેશને વિષે રહેલા કમળની ઇચ્છા રાખે તો, કેવી રીતે તે કમળની પ્રાપ્તિ ત્હેને થઈ શકવાની હતી ? ત્હમારી કામના પણ તેજ પ્રમાણે દુર્ઘટ છે. આ પ્રમાણે ત્હેણે

ઉપદેશ કર્યો પણ કાંઇ અસર થઇ નહિ. આખરે તે મિત્રે પોતાના મિત્રનો વખત આનંદમાં જાય એ હેતુથી તે રાજકન્યાના સ્વરૂપનું આબેહુબ ચિત્ર એક કાગળ પર કાઢયું. ત્યારે તો તે વૈશ્ય પુત્ર એ રાજકન્યાને જોઇને આનંદ પામ્યો અને પોતાનો સર્વ સમય એ ચિત્રમાંના સ્વરૂપની પ્રાર્થના કરવામાં, ત્હેને અલંકારથી શણગારવામાં તથા ત્હેની સાથે કાલ્પનિક વિલાસ કરવામાં ગાળવા લાગ્યો. ત્હેના સ્વરૂપમાં એના મનની તન્મયતા (તદાકાર વૃત્તિ) થઇ જવાથી, એ ખાલી ચિત્રજ છે એમ એને ભાન રહ્યું નહિ. તે રાજકન્યા મ્હારી સાથે ભાષણ કરે છે, આલિંગન વગેરે આપે છે, એવી એના વિષે ભાવના કરતાં કરતાં ત્હેને સર્વ ક્રિયા સત્યવત્ ભાસવા લાગી. જે પ્રમાણે જીવ સ્વપ્નમાં રાજા થઈને યથેષ્ટ ભોગો ભોગવે છે અને ચતુરંગ દલ સાથે રણમાં જઇને શત્રુઓને કદી જીતે છે પણ ખરો, પરંતુ પાછળથી બીજા બલવાન્ શત્રુવડે પરાજય પામતાં વિરક્ત બનીને અરણ્યમાં તપશ્ચર્યા કરે છે. એ પ્રમાણે ક્ષણ માત્ર અલ્પ કાળમાં પોતાને કલ્પાવધિ આયુષ્ય છે એમ સમજે છે. તેજ પ્રમાણે જાગૃતિમાં પણ મનો રાજ્ય કરે છે, અને તેમાં પણ, આનંદથી કાળ ક્રમણ કરે છે, પરંતુ કાળના વેગને લીધે પોતાનું આયુષ્ય ક્ષીણ થયું છે એમ ત્હેને કદી જણાતું નથી. તે પ્રમાણે એ વૈશ્ય પુત્રની પણ, એ ચિત્રમાંહેની રાજકન્યાના વિષે એટલી બધી તન્મયતા થઇ હતી કે, એ ખરેખરી મ્હારી સ્ત્રી બની ગઇ છે, એમ સમજીને ત્હેની સાથે આનંદ પૂર્વક સંસાર વ્યવહાર કરવા લાગ્યો. એ બધો ધ્યાનનોજ પ્રભાવ ! પછી એક વખત તે વૈશ્ય પુત્ર બાગમાં ત્હેની સાથે વિહાર કરવાને માટે ત્હેને (ચિત્ર માંહેની રાજ કન્યાને) લઇને ગયો; ત્યાં જઇને ત્હેણે એક ઠેકાણે ઝાડના મૂળ આગળ ત્હેને મૂકીને ફુલ વિગેરે લાવવાને માટે દુર ગયો; એવામાં કોઇ એક જ્ઞાની મહાત્મા ત્યાં આગળ ફરતા હશે ત્હેને જ્ઞાન દૃષ્ટિથી એની સ્થિતિની ખબર પડી સન્ત મહાત્મા કૃપાળુજ હોય છે. એ મૂઢ વૈશ્ય પુત્રનો ભ્રમ તથા વિષયાસક્તતા દૂર કરવાનો ત્હેણે મનમાં વિચાર કર્યો. ત્યાં આગળ ત્હેણે એ રાજકન્યાને મૂકી હતી ત્યાં જઇ, ત્હેમણે પોતાની શક્તિથી તે ચિત્રપટના ઉપર એક સાપ ચીતર્યો, અને પોતે આઘે જઇ ઉભા રહ્યા. હવે પેલો વૈશ્યપુત્ર ફુલ લઇને આવીને જુએ છે તો ત્હેણે સાપને ત્યાં આગળ જોયો. અને એથી ત્હેણે વિચાર થઇ પડયો કે અંહી આટલી વારમાં સાપ ક્યાંથી અને કેવી રીતે આવી શક્યો. એટલામાં તે સાધુએ પોતાના પ્રભાવથી ત્હેણે એવો ચમત્કાર બતાવ્યો કે જાણે સાપ તે રાજકન્યાને કરડયો અને તેથી તે મરણ પામી છે. ત્યારે તો તે એને માટે વિલાપ કરવા

લાગ્યો. હાય હાય! હે સ્ત્રી! ત્હારા વગર હવે હું કેવી રીતે જીવન ધારણ કરી શકીશ? પરન્તુ એ ચિત્ર છે, ખરેખરી રાજકન્યા નથી, એવું ત્હેને જરીયે ભાન રહ્યું નહિ. આખરે ત્હેને મારે અત્યન્ત વ્યાકુળ થઇ, પ્રાણ-ત્યાગ કરવા સુદ્ધાં જ્યારે તે તત્પર થયો, ત્યારે તે મહાત્માએ ત્હેને પકડીને આત્મહત્યામાંથી ત્હેને બચાવ્યો. અને કહ્યું:-હે મૂઢ! રાજકન્યા તો પોતાના મંદીરમાં છે. આ તો કાગળના ઉપર કાઢેલું ત્હેનું ચિત્ર છે, અને તે નિર્જીવ છે. તું આલિંગન કોને કરે છે? કોની સાથે બોલે છે? સાપે કોને દંશ કર્યો છે? તું મહા કામી પુરૂષ છે તેથી ત્હને આવો વિપરીત ભ્રમ થયો છે. આટલીજ દૃઢતાથી ત્હેં જો બ્રહ્મચિન્તવન કર્યું હત તો ત્હને બ્રહ્મરૂપની પ્રાપ્તિ થઇ ગઇ હત, અને સર્વ દુઃખોમાંથી તું નિર્મુક્ત બની ગયો હત. આ પ્રમાણે બહુ બહુ ઉપદેશ કર્યો ત્યારે ત્હેનો ભ્રમ દૂર થઇ ગયો. આખરે તે વૈશ્યપુત્રે એમને પ્રણામ કરીને કહ્યું:-" આપે મ્હને વિપરીત ભાવનામાંથી જેમ છોડાવ્યો, તે પ્રમાણે હવે આ સંસાર બંધનમાંથી મ્હને છુટો કરો. મહાત્માએ ત્હેના ઉપર અનુગ્રહ કરીને હેય[1] તથા ઉપા[2]દેયનું તત્ત્વ ત્હેને સમજાવ્યું, જેથી તે વૈશ્ય પુત્રને વિષયોના પ્રત્યે વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તે એક મહાન્ સાધુ બની ગયો. તાત્પર્ય એ છે કે ધ્યાનના બળથી અસત્ય વસ્તુ પણ સત્ય ભાસે છે. એટલા માટેજ ભગવાને ઉદ્ધવને કહ્યું છે કે:-

तस्मादसदभिध्यानं यथा स्वप्नमनोरथम् ।
हित्वा मयि समाधत्स्व मनो मद्भावभावितम् ॥
स्त्रीणां स्त्रीसंगिनां संगं त्यक्त्वा दूरत आत्मवान् ।
क्षेमे विविक्त आसीनश्चिन्तयेन्मामतन्द्रितः ॥

હે ઉદ્ધવ! એજ કારણને લીધે, સ્વપ્નતુલ્ય તથા મનોરાજ્યવત્ કેવલ અસત્ય કલ્પનામય વિષયાદિકોનો ત્યાગ કરીને, મ્હારા ભજનવડે ભાવિત અર્થાત્ નિર્મલ બનેલું મન મ્હારા સ્વરૂપના વિષે તું રાખ. મ્હારા ચિન્તનથી, ચિત્ત ચિન્ત્ય અને ચિન્તન એ ત્રિપુટીનો નાશ થઇ જીવ ચૈતન્ય ઘન થઇ જાય છે; અને એજ મદ્રૂપતા-મ્હારામયપણું-છે એમ સમજવું. મ્હારી પ્રાપ્તિને માટે નિરન્તર મ્હારૂં ધ્યાન એજ મુખ્ય સાધન છે: મ્હારા સિવાય અન્ય વિષયનું ધ્યાન એ કોશકારના કીટકની પેઠે બંધનમાં ફસાવનારૂં છે. સ્ત્રીઆદિ વિષયોનું ધ્યાન તથા સમાગમ એટલા માટેજ ન કરવાં જોઇએ. સ્ત્રી સંગી લોકોનો સમાગમ દૂર કરીને ધૈર્યનું અવલંબન કરવું તથા

[1] ત્યાજ્ય, ત્યાગ કરવા યોગ્ય [2] ગ્રાહ્ય; ગ્રહણ કરવા યોગ્ય

નિર્ભય અને નિર્જન એવા એકાન્ત પ્રદેશમાં રહીને આલસ્ય રહિત બનીને મ્હારૂં ધ્યાન (રટણ) કરવું. સ્ત્રૈણ પુરૂષની સંગતિથી જગત્માં કોઇનું પણ કલ્યાણ કે ઉદ્ધાર થયાનું સાંભળ્યું નથી પરંતુ સ્ત્રીના સમાગમથી ઉદ્ધાર થયાનું વાંચવામાં તેમજ સાંભળવામાં પણ આવે છે. ચૂડાલાની સંગતિથી રાજા શિખિધ્વજ જીવન્મુક્ત થઇ ગયો; લીલા નામની સ્ત્રીએ પોતાના ભક્તિ પ્રભાવવડે સરસ્વતીને પ્રસન્ન કરીને પોતાના પતિનો ઉદ્ધાર કર્યો હતો. મદાલસાની સંગતિથી કુવલયાશ્વ રાજા તરી ગયો. એથી કરીને સ્ત્રૈણ (બાયલા) પુરૂષની સંગતિ, સ્ત્રીની સંગતિ કરતાં પણ વિશેષ હાનિકારક સમજવી. અષ્ટાવક્ર મુનિએ પણ કહ્યું છે કેઃ—

मुक्तिमिच्छसि चेत्तात विषयान्विषवत्त्यज ।
क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥

હે જીવ! મુક્તિની જો ત્હને ઇચ્છા હોય તો વિષ સમાન મારક વિષયોનું ચિન્તવન દૂર કરી દે અને ક્ષમા, સરલતા, દયા, સંતોષ, સત્ય ઇત્યાદિ શુભ વૃત્તિઓને ધારણ કર. એવી વૃત્તિઓના પ્રભાવથી મનુષ્યને અમૃત તુલ્ય આનંદની પ્રાપ્તિ થાય છે, તથા સદ્ગુરૂ કૃપાથી યથાર્થ જ્ઞાનનો ઉદય થઇને મનુષ્ય અમૃત (બ્રહ્મ) રૂપતા પ્રાપ્ત કરે છે. તાત્પર્ય એ છે કે અખિલ દુઃખોનો હેતુ ચિત્ત છે એમ સમજીને પૂર્વોક્ત ઉપાય વડે તેનું શમન (નાશ) કરવું. વસિષ્ઠજી પણ એજ આશયનું પ્રતિપાદન કરતાં કહી રહ્યા છે કે રાગદ્વેષાદિ કલેશવડે દુષ્ટ બનેલું ચિત્તજ સંસાર છે, તથા એ રાગ-દ્વેષાદિની સત્તામાંથી નિર્મુક્ત થયા એટલે સંસારનો નાશ થયો, એમ કહી શકાય છે.

। इति शिवम् ।



## દ્વિતીય પુષ્પ.

### બંધમોક્ષનું કારણ મનજ છે.

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ गी० ॥

શીત, ઉષ્ણ, સુખદુઃખ, માન અપમાન વગેરે જો કે ચિત્ત ચાંચલ્યના હેતુ છે, તોપણ અર્થાત્ તેમનો પ્રસંગ આવવા છતાં, તેના વિષે જે સમ-

તાથી રહે છે, અને જેણે પોતાના મનને જીત્યું છે, તથા જે રાગદ્વેષરહિત હોવાથી પ્રસન્ન અન્તઃકરણ થયો છે, એવાના અંતઃકરણને વિષે પરમાત્મા નિવાસ કરે છે, અર્થાત્ એવા મનુષ્યને પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે. વસિષ્ઠજી પણ એજ આશયને લઇને કહે છે કે જેણે એક મનોરૂપ દેવને આરાધન કરીને પોતાને વશ કર્યો છે, ત્હેને સકલ અર્થની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. એટલા માટે, મનુષ્યે એ મન (ચિત્ત)ને વશ કરવું જોઇએ. મનને વશ થઈ જવાથી, બધા લોકોના દાસ બનવું પડે છે, અને મનને પોતાને વશ (સ્વાધીન) કરવાથી સકલ જગત્ આપણું દાસ બને છે, એટલો ફરક છે. વાયુ જે પ્રમાણે વાદળાંઓને આકાશમાં લઇ આવે છે, અને ફરી પાછો તેજ જેમ તેમને દૂર ધસડી જાય છે, તેજ પ્રમાણે બંધ તથા મોક્ષની કલ્પના મનજ કરે છે. સારાંશ કે ચિત્ત વડેજ જીવને સંસારરૂપ બંધન અને મુક્તિ પ્રાપ્ત થાય છે. અહીં એ શંકા ઉઠશે કે એકજ કારણથી ભિન્ન ભિન્ન કાર્યની ઉત્પત્તિ શી રીતે થઇ શકતી હશે ? તો તેના સમાધાનમાં આટલુંજ ધ્યાનમાં રાખવાનું છે કે મનની ભિન્ન ભિન્ન અવસ્થાથી સંસાર તથા મોક્ષ એવાં જૂદાં જૂદાં કાર્ય ઉત્પન્ન થાય છે. રાજા રહૂગણને જડભરતે ઉપદેશ કર્યો છે, તેમાં કહ્યું છે કેઃ—

गुणानुरक्तं व्यसनाय जंतोः क्षेमाय नैर्गुण्यमथो मनः स्यात् ।
यथा प्रदीपो घृतवर्तिमश्नन् शिखाः सधूमा भजति ह्यन्यदा स्वम् ।
पदं तथा गुणकर्मानुबद्धं वृत्तीर्मनः श्रयतेऽन्यत्र तत्त्वम् ॥

હે રાજા ! જ્યાં સુધી મન વિષયોમાં આસક્ત થાય છે, ત્યાં સુધી તે પ્રાણીને દુઃખ આપે છે, અને તેજ મન નિર્ગુણ ( વિષય વિમુખ ) થયું એટલે તેનાથી જીવને મોક્ષની પ્રાપ્તિ થાય છે. ઉદાહરણ દીપક (દીવા) નુંજ લઇએ. જ્યાં સુધી દીવો ઘીવાળી બત્તીને સળગાવી સ્હેલો છે, ત્યાં સુધી તેની જ્વાળા કાજળવાળી રહે છે, પરંતુ ઘી ખલાસ થતાં તેજ દીવો પોતાના મહાભૂતરૂપમાં મળી જાય છે. તેજ પ્રમાણે મન વિષયોની સાથે તથા તેની પ્રાપ્તિને સારૂ અનુકૂળ એવાં કર્મોની સાથે જ્યાં સુધી જોડાએલું રહે છે ત્યાં સુધી તે વિવિધ વૃત્તિઓનો અંગિકાર કરે છે; પરંતુ તેમની સાથેનો સંબંધ છૂટતાં તે આત્મરૂપમાં લીન થઇ જાય છે. પંચ કર્મેન્દ્રિય, પંચ જ્ઞાનેન્દ્રિય અને અભિમાન એ પ્રમાણે મનની અગિઆર વૃત્તિઓ છે; અને એ વૃત્તિઓના વિષય ( શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ, અને મલત્યાગ, રતિ, ગતિ ભાષણ અને કુશલતા, તેમજ આ શરીર મ્હારૂં છે એવો દુરાગ્રહ ધરી રાખવો, એમ કરીને)

પણ અભિમાન ગણેલા છે. મનજ પુરૂષાર્થથી હીન થઇને જીવ ભાવને પ્રાપ્ત થાય છે, તેમજ યોગાભ્યાસાદિ પરમ પુરૂષાર્થ વડે ઇશ્વર સમાન સમર્થ થાય છે. એ પ્રમાણે મનજ સર્વદા સર્વ જગતનો વિસ્તાર કરે છે. જાગૃતિ તથા સ્વપ્ન એ બન્ને અવસ્થામાં મન રહેતું હોવાથી તે અવસ્થાઓને વિષે જગતનો વિસ્તાર થાય છે, પરન્તુ સુષુપ્તિમાં મન લીન થઇ જતું હોવાથી, તે વખતે જગતનો પણ વિલય થઇ જાય છે. એ પ્રમાણે આ જગત્ મનની અંદરજ રહે છે, નહિ કે બહાર.

हृदिस्थितमिदं विश्वं नित्यं बहिरवेक्षते ।

अविद्यामोहितो जन्तुर्यथा स्वप्नमनोरथान् ॥

જે પ્રમાણે મનુષ્ય નિદ્રા દોષથી સ્વપ્નમાં, મનને વિષે રહેલા પદાર્થોને બહાર જુએ છે તેજ પ્રમાણે અવિદ્યા દોષને લીધે મનઃ સ્થિત સર્વ જગતને બાહ્ય ગણે છે. એના પર શંકા ઉત્પન્ન થશે કે મહાન્ પર્વત તથા સમુદ્રાદિકોવડે યુક્ત એવું જે આ જગત્ છે તે સૂક્ષ્મ મનને વિષે કેવી રીતે રહી શકે છે? તો 'ઘટ લ્પદર્પણન્યાયે' રહે છે એમ સમજવું. જે પ્રમાણે અલ્પ દર્પણ (આરશી) માં ઘટ-કુંભ, કિંવા ઘટ-પર્વત શૃંગ અથવા ઘટા-ગજસમૂહ, ઇત્યાદિકોની વિશાલતા (વિસ્તાર) જેમ સમાઇ રહેલી જણાય છે, અથવા રાઇથી પણ સૂક્ષ્મ વડના બીજમાં શાખાપત્રાદિ-યુક્ત વટવૃક્ષનો સદ્ભાવ થાય છે, તેજ પ્રમાણે સૂક્ષ્મ મનમાં પર્વત સમુદ્ર અરણ્ય નદીઓવડે યુક્ત એવું આ નિખિલ વિશ્વ સંનિવિષ્ટ થઇને રહે છે. અને એ વાતનો સ્વપ્નમાં સર્વ કોઇને અનુભવ પણ થાય છે. કેમકે વાળના કરતાં સો ભાગ સૂક્ષ્મ નાડીમાં જીવને સ્વપ્ન થાય છે. અને એ સ્વપ્નને વિષે પર્વત સમુદ્ર સહિત જગતની પ્રતીતિ થતી હોવાથી તે મનથી સહેજ પણ બાહ્ય નથી એમ જાણવું. યોગવાસિષ્ઠના સ્થિતિ-પ્રકરણમાં આ વિષયનો જે ઉત્તમ વિસ્તાર કરેલો છે, તે જીજ્ઞાસુએ ત્યાં જોઇ લેવો. અંહી માત્ર થોડુંક દિગદર્શન કરવામાં આવશે.

मनसीदं जगत्कृत्स्नं स्फारं स्फुरति वास्ति च ।

पुष्पगुच्छ इवामोदस्तस्त्थं तस्माद्विवेतरत ॥

यथा तिलकणे तैलं गुणो गुणिनि वा यथा ।

यथा धर्मिणि वा धर्मस्तथेदं चित्तके जगत् ॥

शैत्यं यथैव तुहिने यथा नभसि शून्यता ।
यथा चंचलता वायौ मनसीदं तथा जगत् ॥

આ વિસ્તીર્ણ અખિલ જગત્ મનમાંજ રહે છે અને સ્ફુરિત થાય છે. જે પ્રમાણે પુષ્પગુચ્છમાં સુગંધ રહે છે, તો પણ તે તેનાથી ભિન્ન હોય એમ જણાય છે તે પ્રમાણે આ વિશ્વ પણ મનમાં હોવા છતાં તેનાથી ભિન્ન લાગે છે. કળીમાં સુગંધ હોતી નથી, પરંતુ પ્રફુલ્લિત પુષ્પમાં હોય છે, એ નિયમ પ્રમાણે આ આપણું મનરૂપી સુમનસ (પુષ્પ) જ્યાં સુધી કલિકા (કળી)ની અવસ્થામાં હોય છે (સુષુપ્તિમાં તેનો સંકોચ થઇ જાય છે) ત્યાં સુધી તેમાં જગત્ રૂપી આમોદ (સુગંધ) રહેતો નથી. પરંતુ એની પ્રફુલ્લતામાં ( જાગૃતિમાં ) આ જગત્ વિસ્તૃત જણાય છે. પુષ્પોની સુગંધનો વિસ્તાર દૂર સુધી તેમજ તેમનાથી ભિન્ન છે, એ પ્રમાણે આપણને અનુભવ વડે જણાય છે, પરંતુ એ સુગંધ જો પુષ્પને વિષે ન હત તો કેવી રીતે તેમાંથી બહાર નીકળવા પામત ? તેજ પ્રમાણે જગત્ જો કે વિસ્તૃત તથા મનથી ભિન્ન હોય એમ લાગે છે, તેમ છતાં એ જગત્ જો મનમાં ન હત તો કદી પ્રતીત થાત નહિ. જે વખત મન હોતું નથી તે વખતે તે પણ નથી હોતું એ ઉપરથી જગત્ તથા મનનું સાહચર્ય સિદ્ધ થાય છે. પુષ્પની સુગંધને વાયુ જેમ દૂર ઉંચે લઈ જાય છે, તેજ પ્રમાણે વાસનારૂપી પવન મનસ્થિત જગતને ચાહે તેટલું દૂર લઈ જઇને તેનો વિસ્તાર બતાવે છે. હે રામ ! તલમાં તેલ તથા ગુણવાનમાં ગુણ, કિંવા ધર્મીમાં ધર્મ રહે છે, તે પ્રમાણે જગત્ મનમાં રહે છે. સૂર્યમાં કિરણ સમૂહ, તેજમાં પ્રકાશ, અગ્નિમાં ઉષ્ણતા, બરફમાં શીતત્વ, નભમાં શૂન્યતા, કિંવા વાયુમાં ચાંચલ્ય હોય છે, તેજ પ્રમાણે આ જગતની સ્થિતિ મનને વિષે છે. આત્માના અજ્ઞાનકાલમાં એ ભાસમાન થાય છે. તથા તેના (આત્માના) યથાર્થ જ્ઞાનવડે પૂર્ણ નિવૃત્ત થઇ જાય છે. જે પ્રમાણે રજ્જુના અજ્ઞાનમાં સર્પોદય થાય છે તથા તેનું જ્ઞાન થયા બાદ સર્પ ભ્રમ દૂર થઇ જાય છે તે પ્રમાણે. એટલા માટે મનનો નિરોધ કરવો જોઇએ. મનોનિરોધ કરવાથીજ આત્માનો સાક્ષાત્કાર થઇ શકશે. ચરપટીનાથે એજ આશયથી કહ્યું છે કેઃ—

## ચોપાઈ

મન નહીં મૂંડા મૂંડે કેસ । કેસ મૂંડકા કૌન ઉપદેસ ।
જબ નહીં મૂંડી મનકી માન । કહે ચરપટી તૃણ સમાન ॥

જેણે મનના માથાપરની વાસના જટાજૂટનું મુંડન કર્યું નથી, અને કેવળ પોતાના માથા પરનાં વાળનું મુંડન કર્યું છે, એવા કેસ મુંડન કરનારાનો ઉપદેશ શું કામમાં આવવાનો હતો ? જ્યાં લગી મનની ગર્દન મુંડી નથી ત્યાં સુધી બધુંજ તૃણવત્ તુચ્છ (નકામું) સમજવું.

એ મનને નિશ્ચલ :(વૃત્તિશૂન્ય) કરવાનો ઉપાય જડભરતે, રાજાને જણાવતાં કહ્યું હતું કે હે રાજા ! રહૂગણ ! મનરૂપી શત્રુનો પ્રભાવ બાહ્ય શત્રુઓના કરતાં ખાસ વિલક્ષણ છે, એટલા માટે એની ઉપેક્ષા ન કરવી જોઇએ. નહિતો તે (મનરૂપી શત્રુ) પ્રબલ થઇને નાના પ્રકારનાં દુ:ખ આપે છે. વસ્તુતઃ તે મિથ્યા હોવા છતાં ભારે અનર્થ કરે છે. અર્થાત્ પ્રત્યક્ષ આત્માને પણ ચોરી લે છે. એને મારવાની ઇચ્છા હોય તો આજ મુખ્ય સાધન છે:—

गुरुर्हरेश्वरणोपासनास्त्रो जहि व्यलीकं स्वयमात्ममोषं ।

ગુરૂ તથા પરમેશ્વર નારાયણની સેવા એજ એ શત્રુને મારવાનું મુખ્ય શસ્ત્ર છે. સાવધ થઇને તું એ શસ્ત્રવડે શત્રુનો વધ કર ! યાને એની સેવાથી મનને જીત. તોજ આત્મરૂપ વસ્તુ જે ત્હારી એ મને ચોરી છે તે ત્હને પાછી મળશે, અન્યથા નહીં. તાત્પર્ય એ છે કે પરમાત્માની ભક્તિ તેમજ સદ્ગુરૂની ઉપાસના કરવાથી મનનું સ્વરૂપ તથા વિષયોનો સ્વભાવ વગેરેનું યથાર્થ જ્ઞાન થતાં મનુષ્ય તેમનો ત્યાગ કરે છે અને સદા સદ્રૂપ આત્મામાં સ્થિત રહી સંસાર બંધનમાંથી નિર્મુક્ત થઇ જાય છે. જડભરત અને રહુગણનો સંવાદ તથા વૃત્તાન્ત ભાગવતના પંચમ સ્કન્ધમાં છે, જે ત્યાં આગળ જીજ્ઞાસુ જોઇ શકશે તથાપિ અત્રે તેના વિષે કિંચિત્ ઉલ્લેખ કરવામાં આવશે.

સિન્ધુ દેશનો રહૂગણ નામનો રાજા ગ્રીષ્મ ઋતુમાં એક વખત પાલખીમાં બેસીને હવા ખાવા નીકળ્યો હશે. રસ્તામાં પાલખી ઉંચકનાર ભોઈ એકાએક બીમાર થઇ જવાથી રાજાએ પાલખી ઉચકવા બીજા કોઇ ભોઇને ઢુંઢી લાવવાની સિપાઇઓને આજ્ઞા કરી. સિપાઇઓને ખોળતાં ખોળતાં આ જડભરત જડી આવ્યો. એનું કોઇ પણ ચિન્હ બહારથી વ્યક્ત નહતું કે જે ઉપરથી એ પંડિત છે કે મૂઢ છે તે સમજી શકાય. જ્યારે એને પકડી આણી પાલખીની સાથે જોડી દેવામાં આવ્યો, ત્યારે તે કોઇક વખત સીધો ચાલતો તો બીજી વખત વાંકો ચુંકો ચાલતો. કોઇ વાર હસી પડતો, તો કોઇ વાર મૌન ધારણ કરતો, વળી કોઇકવાર ઉતાવળો ચાલતો તો કોઇક વાર ઉભો થઇ રહેતો, આમ ચાળા કરી રહ્યો હતો. રાજાના સિપાઇઓ ત્હેને ઠીક ( સીધી રીતે ) ચાલવાનું કહેવા લાગ્યા, પણ ત્હેણે પોતાની રીત

છોડી નહિ ત્યારે તો તેઓ એની સાથે તિરસ્કાર પૂર્વક ભાષણ કરવા લાગ્યા. કેટલાક તો ત્હેને લાકડી તથા હાથ વડે મારવા પણ મંડયા, પરંતુ એમને તેને સારૂ માનાપમાન, હર્ષવિષાદ, વગેરે કાંઇ પણ લાગણી ન થતાં પહેલાંની પેઠેજ તેઓ પ્રસન્નમુખ રહ્યા. રાજાએ ત્હેમની આવી સ્થિતિ જોઇ વિચાર કર્યો કે આ કોઇ મહાપ્રભાવશાલી મહાત્મા છે, અને દ્વંદાતીત હોવાથીજ ત્હેમની આ પ્રમાણે એક સરખી આનંદીવૃત્તિ રહી શકી છે, એમ સમજી પોતે પાલખીમાંથી ઉતરી પડીને ત્હેમને પ્રણામ કરવા લાગ્યો. રાજા બોલ્યોઃ–" હે સ્વામિન્! આપ કોણ છો? આપનું નામ શું છે? તે કહી કર્ણની તૃષા શાંત કરો અને મ્હારી બુદ્ધિ પણ જેવડે હર્ષવિષાદથી ઉદ્વિગ્ન ન થતાં આપના જેવીજ પ્રસન્ન રહે એવો મ્હને ઉપદેશ કરો. આપનું સ્વરૂપ નહિ ઓળખાવાથીજ મ્હેં આપની પાસે પાલખી ઉંચકાવરાવી તથા આપનું અપમાન કર્યું. મ્હેં તથા મ્હારા સિપાઇઓએ આપની સાથે તિરસ્કારપૂર્વક ભાષણ કર્યું અને આ લોકોએ મારપીટ પણ કરી. આટલા માટે એ અપરાધની હું આપની પાસે ક્ષમા માંગુ છું." રાજાનું વચન સાંભળીને ત્હેણે કહ્યું:—" રાજા! આ શરીરને જડભરત એવી સંજ્ઞા છે. ત્હેં મ્હારો શો અપરાધ કર્યો છે? પાલખી ખાંધ પર મુકાવરાવી તો ત્હેનો ભાર ખાંધને છે. ખાંધનો ભાર કમ્મર ઉપર, કમ્મરનો ઢીંચણપર, ઢીંચણનો પગના ઉપર તથા પગનો ભાર પૃથ્વી ઉપર છે. ત્હારી ખુશી હોય તો પૃથ્વીની ક્ષમા માંગ, હું ત્હને શું ક્ષમા કરવાનો હતો? કિંવા કાર્ય જે થાય છે તે ઉપાદાન કારણમાં રહે છે, એવો નિયમ છે, જેમકે ઘડો તેના ઉપાદાન કારણ મૃત્તિકામાં સદા સ્થિત છે. એ પ્રમાણે પૃથ્વીનો ભાર જલ ઉપર છે, જલનો બોજો અગ્નિને શિરે છે, અગ્નિ વાયુમાં તથા વાયુ આકાશમાં છે. આકાશ અહંકારમાં, અહંકાર મહત્તત્ત્વમાં અને મહત્તત્ત્વ માયામાં છે, અને તે માયા કલ્પિત (મિથ્યા) છે. એ માયાનું અધિષ્ઠાન જે સચ્ચિદાનંદ પરમાત્મા તે તુંજ છે. એથી કરીને તું ત્હારી જાતને ક્ષમા કર અગર ન કર. હે રાજા! પાલખી પૃથ્વ્યાદી પંચભૂતરૂપ છે, અને શરીર પણ પંચભૂતાત્મક છે. પણ તું તો અસંગ સાક્ષીરૂપ છે. ત્હને એની તકરાર સાથે શો સંબંધ? ચાહે તો પંચભૂતો પંચભુતોના ઉપર ક્ષમા કરશે. ત્હા સાથે ત્હેમને શો સંબંધ છે? ત્હારો દેહ પંચ ભૂતોનો વિકાર છે, અને તે પંચભુતરૂપ પાલખીમાં બેઠો હતો, અને તેને ઉંચકનારો હું પણ પંચભૂતાત્મક દેહવિકાર ધારણ કરી રહ્યો છું. પરન્તુ તું તો અસંગ, નિર્વિકાર ત્રિપુટીનો દ્રષ્ટા ચિદ્રૂપ છે. તેમ છતાં તું વ્યર્થ અહંકાર

વડે એમ સમજે છે કે હું એ પાલખીમાં બેઠો છું. વિચાર પૂર્વક સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં એ વાત ત્હારા ધ્યાનમાં આવશે કે એ પાલખી નથી, પણ કાઇ છે. કાષ્ટ પૃથ્વી રૂપ, તથા પૃથ્વી જલ રૂપ, જલ અગ્નિ રૂપ, અગ્નિ વાયુ રૂપ, વાયુ આકાશ રૂપ, આકાશ અહંકાર રૂપ, અને અહંકાર મહત્તત્ત્વરૂપ, અને મહત્તત્ત્વ માયાનું રૂપ છે. તે માયા ચૈતન્યરૂપ હમારે વિષે રજ્જુપરસર્પ સમાન કલ્પિત છે. હમારાથી ભિન્ન નથી. કલ્પિત વસ્તુનું અધિષ્ઠાન સત્ય હોય છે અને ભ્રમ દૂર થયા બાદ તે કલ્પિત પદાર્થ અધિષ્ઠાન રૂપ થાય છે. યાને તેને વિષેજ લીન (નષ્ટ) થઇ જાય છે. હવે કહો જોઇએ પાલખી ક્યાં છે? હે રાજન્! તું જેમ આ કાષ્ઠની પાલખીમાં બેસીને, તે સંબંધી સુખ દુઃખનો અનુભવ કરે છે, તે છતાં તે પાલખીથી તારી જાતને ભિન્ન ગણે છે. પાલખી રૂપ હું છું એમ તું સમજતો નથી. તેજ પ્રમાણે પાલખી ઉંચકનારા ભોઇ તથા ત્હારા ચોપદાર સિપાઇઓથી પણ તું ત્હારી જાતને ભિન્ન સમજે છે. કદાચ કોઇ ત્હને પૂછે કે આ પાલખી કોની છે? તો તું કહીશ કે મ્હારી છે. પરંતુ હું પાલખીરૂપ છું એમ તું કદી કહીશ નહિ. તેજ પ્રમાણે આ પંચભૂતરૂપ દેહને પાલખી સમજ. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, પ્રાણ, સત્વાદિ ત્રિગુણ એ સર્વને તેને ઉંચકનારા ભોઇ સમજ. દશ ઇંદ્રિયો ચોપદારના સ્થાનમાં છે. આ દેહરૂપી પાલખીને મનાદિરૂપી ભોઇ શબ્દાદિ પંચવિષયમાર્ગ પરથી લઇ જાય છે. આ સઘળાનો આધારભૂત ચૈતન્યઘન આત્મા તું એનેવિષે સ્થિત થઇ રહ્યો છે. તથા સુખ દુઃખાદિનો અનુભવ કરે છે; તેમ છતાં અસંગ નિર્વિકાર છે. જે વખત તું આ પાલખીની પેઠે, આ શરીરથી પણ હું ભિન્ન છું એમ સમજીશ તથા તેનું અભિમાન તજી દઇશ, અને ત્હારા પ્રત્યક્ ચૈતન્ય રૂપને જાણીશ, તે વખતે મારી પેઠે તું પણ જીવન્મુક્ત સ્થિતિમાં સંચાર કરી શકીશ. પછી ત્હારી બુદ્ધિ કદી હર્ષ શોકાદિથી લિપ્ત થઇ જશે નહિ; પરંતુ સર્વદા પ્રસન્ન નિર્વિકારતાથી રહેશે. કાષ્ઠની પાલખી તેમજ દેહ, એ બન્ને જડતામાં સમાન છે, અને એ બન્ને ચૈતન્ય રૂપ એવા ત્હારા આત્માથી ભિન્નજ છે. પરંતુ આશ્ચર્ય તો એ છે કે પાલખીને તું ભિન્ન માને છે અને દેહને ત્હારૂં સ્વરૂપ સમજે છે. ત્હને ગમે તો બન્નેને ભિન્ન માન અથવા બન્નેને ત્હારૂં રૂપ ગણ; પરંતુ એક જડને ભિન્ન માનવું તથા બીજા જડને પોતાનું રૂપ ગણવું એ વિચાર હીન કાર્ય હોઇ, અયુક્ત છે એમ ઉપદેશ કર્યો ત્યારે તો રાજા ત્હેમના પ્રસાદથી જીવનમુક્ત સ્થિતિમાં આનંદ પૂર્ણ બનીને સ્વતંત્રતાથી જ્યાં ત્યાં મનવાંછિત સ્થલમાં વિચરવા

લાગ્યો. મહાનુભાવ પુરૂષના પ્રસાદથી મને કલ્પના કરેલો (મિથ્યાજ) બંધ છૂટી જાય છે તથા સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે. બંધનને વિષે પરતન્ત્રતા છે, અને પરતન્ત્રતા દુઃખમય હોવાનો સર્વ કોઇને અનુભવ છે. એટલાજ માટે કહ્યું છે કેઃ—

## પદ–રાગ–કાફી, તાલ દીપચંદી.

ધરો દૃઢ ચંચળ મન અનિવાર ॥ ધ્રુ ॥ મોહ પાશકર બાંધ ફિરાવે સંસૃતિ કારાગાર ॥ સ્વરૂપ આવૃત કરજો દિખાવે મિથ્યા જગદાકાર ॥ ૨ ॥ દત્તાત્રય પ્રભુ ધ્યાન સાધ્ય યહ કરના ઉર નિરધાર ॥ ૩ ॥

સંસારકારાગારમાં મોહપાશવડે જીવને બાંધીને ભટકાવનાર તથા ચંચળ એવા મનને દૃઢ કરો. અર્થાત્ ત્હમારે સ્વાધીન કરો; કેમકે એ મને સ્વરૂપને આચ્છાદિત કરીને મિથ્યા જગદાકારને પ્રકટ કર્યું છે, તથા તેને સત્ય ઠરાવી દીધું છે. એ મનનું નિવારણ થવું જો કે, સુલભ જણાતું નથી તો પણ, સદ્ગુરૂ તથા પરમાત્માનું ધ્યાન, ઉપાસના કરવાથી તે હસ્તગત થાય છે એમ નક્કી સમજવું. મોટા વ્યવહારિક યંત્રનું ચક્ર ફરતું હોય છે, અને તેને બંધ કરવુ હોય છે તો, જેમ તેના મધ્ય ભાગમાં રોકાણ કરવું પડે છે, કેમકે, એમ કર્યા વિના તેની ગતિ બંધ પડતી નથી. તેજ પ્રમાણે માયા ચક્ર જે ફરી રહ્યું છે, તેનું નાભિસ્થાન ( મુખ્ય મધ્ય ભાગ ) ચિત્તજ છે. સર્વ પ્રકારે તેનું જો આક્રમણ થાય અર્થાત્ તેને પરાજય પમાડાય તોજ તે આપણને કિંચિત્ પણ દુઃખ દે નહિ. સંસારચક્રનું ભ્રમણ આ ઉપાય વડે બંધ થયું એટલે, દુઃખ મટયુંજ જાણવું. યોગીઓને પણ અભય, દુઃખક્ષય, આત્મ-બોધ, અક્ષય્ય શાન્તિ એ સર્વની પ્રાપ્તિ થવી મનોનિગ્રહ ઉપરજ અવ-લંબી રહી છે. આ પ્રમાણે જીવન્મુક્તિનું કારણ જે ચિત્તનિરોધરૂપ યોગ છે, તેનું સાધન આ પ્રમાણે કહ્યું છેઃ—

योगस्य प्रथमं द्वारं वाङ्निरोधोऽपरिग्रहः ।
निराशा च निरीहा च नित्यमेकांतशीलता ॥

ચિત્તની એકાગ્રતા રૂપ યોગનું પ્રથમ સાધન વાણીનો નિરોધ અર્થાત્ મૌન ધારણ કરવું તે છે. હવે, આ પ્રસંગે મૌન કેટલાં પ્રકારનાં છે ? તે જાણવું જોઇએ. મૌન ચાર પ્રકારનાં છે. કેવળ વાણીનો નિરોધ ( અટકાવ ) કરવો એને વાઙ્ મૌન કહે છે. જ્ઞાનેન્દ્રિયોને તેમના વિષયોથી નિવૃત્ત કરવી

( રોકી રાખવી ) તેનું નામ અક્ષ મૌન છે. કર્મેન્દ્રિયોને ગમનાદિ ક્રિયાથી રોકી રાખવી તે કાષ્ઠ મૌન કહેવાય છે. કાષ્ઠવત્ જડ હોવાથી શાસ્ત્રમાં એને કાષ્ઠમૌન એવું નામ આપ્યું છે. પરંતુ, એ ત્રણેના કરતાં શ્રેષ્ઠ, તથા મુમુક્ષુઓને ગ્રાહ્ય, એવું ઉત્તમોત્તમ મનોલયરૂપી મૌન છે. જગત્ પ્રતીતિનું જે કારણ મન છે, તેનો લય અર્થાત્ ' અત્યન્ત અભાવ ' એ અજ્ઞાનનાશક હોઇ, અતિ ઇ ગણાય છે.

न मौनी मूकतां यातो न मौनी दुग्धबालकः ।
न मौनी व्रतनिष्ठोऽपि मौनी संलीनमानसः ॥
मुनेर्भावस्तु मौनं स्याच्छब्दशास्त्रव्यवस्थया ।
मुनिभावो यर्हि नास्ति तर्हि मौनं निरर्थकम् ॥

કેવલ વાગ્વ્યાપારશૂન્ય (બોલવાનું કામ બંધ રાખનાર) મનુષ્ય મૌની કહેવાતો નથી. એમ જો હોય તો મુંગાને પણ મૌની કહેવો પડશે. કર્મેન્દ્રિયોનો નિરોધ કરવાથી મૌન સિદ્ધ થતું હોય તો દૂધ પીનારૂં ધાવણું બાળક પણ વિશેષ કર્મનો તેનામાં અભાવ હોવાથી મૌની કહી શકાય. પરંતુ તેને મૌની કોઇ ગણતું નથી. તેજ પ્રમાણે ચાંદ્રાયણ વગેરે વ્રત કરનારા નિયમનિષ્ઠ પુરૂષો પણ મૌની નથી. કેવળ જ્ઞાનેન્દ્રિયોનો વ્યાપાર બંધ કરવાથી મૌન સિદ્ધ થતું હોય તો વ્રતનિષ્ઠ પણ મૌની કહેવાય. ત્યારે મૌની કોણ કહેવાય ? જેનું મન (માનસ) પરમાત્મસ્વરૂપને વિષે ઉત્તમ પ્રકારે લીન થયું છે તેનેજ સાચો મૌની સમજવો. વ્યાકરણ શાસ્ત્રની વ્યવસ્થાએ–પ્રકૃતિપ્રત્યયની અર્થમર્યાદાથી–મૌન શબ્દનો એજ અર્થ થાય છે કે 'मुनेर्भावः मौनम्' મુની અર્થાત્ મનનશીલનો જે ભાવ (ગુણ) તેનું નામ મૌન. સારાંશકે નિર્મનસ્કત્વ મૌન ગણાય છે. એવો મુનિભાવ ન હોય તો લોકપ્રસિદ્ધ મૌન નિષ્ફળ સમજવું–શંકરાચાર્ય પણ કહે છે કેઃ—

यस्माद्वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।
यन्मौनंयोगिभिर्गम्यं तद्भवेत्सर्वदा बुधः ॥

મન વાણીને અગોચર અર્થાત્ વર્ણન કરવાને માટે અશક્ય તથા જ્ઞાનયોગીઓને સુપ્રાપ્ય એવું જે પ્રસિદ્ધ બ્રહ્મરૂપ મૌન તે, વિવેકી પુરૂષે ધારણ કરવું; 'તે હું છું.' એ પ્રમાણે અનુસંધાન કરવું એ ભાવ. આ ઉપરથી કેવળ વાણીના નિરોધથી કાર્ય થાય છે એમ નહિ સમજવું.

એક શાહુકારને એવો નિયમ હતો કે, પૂજા કરવા બેઠા પછી તે

પૂરી થયા વિના ઉઠવું નહિ; તેમજ વચમાં બોલવું પણ નહિ. કર્મધર્મ સંયોગે એક દિવસ એવું બન્યું કે, કોઇ માણસ પાસે એના ચાર પાંચ હજાર રૂપીયા નીકળતા હતા. તે માણસ નાશી છુટવાની તૈયારીમાં હોવાના સમાચાર એ પૂજા કરવા બેઠો હતો તે વખતે એના મુનીમે એને કહ્યા. હવે એ માણસ જો નાશી જાય તો, તેની પાસેથી એના નીકળતા પૈસા ડુબી જાય; તેમ હોવાથી એને બહુ અફસોસ થશે ! મુનીમે પૂછ્યું:— 'હવે શું કરવું ? તે કહો. કેમકે, એ નાશી જશે તો પંચાત પડશે.' શાહુકાર વિચારમાં પડયો કે હવે, મ્હારે શું કરવું ? પૂજા ચાલુ છે, ત્યાં સુધી નહિ બોલું અને ઇશારત સરખી પણ નહિ કરૂં તો, એ જરૂર નાશી જશે. એથી કરીને એણે મૌન તો છોડયું નહિ. પરન્તુ પોતાનો અતંરનો ભાવ (હૃદ્ગત આશય) મુનીમને આ પ્રમાણે યુક્તિ કરીને સમજાવ્યો. અભિષેક કરવાને માટે શાળિગ્રામ, બાણ, ગણપતિ, વિગેરે જે દેવો તરભાણામાં કાઢયા હતા તેમાંહે એક બાળકૃષ્ણની મૂર્તિ હતી; તેના પગને પોતાના યજ્ઞોપવીત વડે બાંધીને તેના માથા પર આચમની ખખડાવવા લાગ્યા. આ પ્રમાણે અભિનય કરીને એણે એ સૂચવ્યું કે, તમે આ પ્રમાણે એને બાંધી કરીને મારરાડ કરો; એટલામાં હું આવી પહોંચું છું. આ પ્રકારે વાણીનો નિરોધ કરવાથી શું ફળ થવાનું હતું ? 'मौनं सर्वार्थसाधनम्' એ વચનમાં મૌનને જે સકળાર્થનું સાધક કહ્યું છે તે પૂર્વોક્ત મુનિભાવ અર્થાત્ સગુણ અગર નિર્ગુણનું અનુસંધાન કરવું એવા અર્થમાં સમજવું. અસ્તુ ! આ પ્રમાણે મૌન, તથા અપરિગ્રહ (બાહ્ય સંગ્રહ ત્યાગ), નિરાશા (વાંછિત વસ્તુ વિષયક વૃત્તિનો ત્યાગ) તથા પુત્રૈષણા વિત્તૈષણાનો ત્યાગ તેમજ નિરન્તર એકાન્ત સેવન એવાં પાંચ સાધન ચિત્તની એકાગ્રતા કરવા સારૂ કહેલાં છે.

અવધૂતે ચોવીસ ગુરૂ કર્યા હતા, તેમાંહે એક ગુરૂ કુમારિકા હતી. રાજા યદુને અવધૂત કહે છે કે હે રાજા ! હું ફરતો ફરતો એક સ્થાનમાં જઈ પહોંચ્યો જ્યાં આગળ એક કુમારિકાએ મ્હને આ જ્ઞાનની પ્રાપ્તિ કરાવી. કોઇ એક ગામમાં એક કુમારિકાનું (કુંવારી છોકરી) માંગુ કરવા ઘણા માણસો ત્હેને ઘેર આવી પહોંચ્યા. પરંતુ તેના માબાપ ભાઇ વગેરે કોઇ ન હતું; તેઓ બધા કાંઇક કામસર દુર ગયા હતા. એથી એ લોકોની આગતા સ્વાગતા (મેમાનગીરી) કરવાનું કામ એ છોકરીના માથા ઉપર આવી પડયું. એ લોકોને ભોજન કરાવવું જોઇએ એમ કરીને તે ઘરમાં ગુપ્ત સ્થાનમાં (જ્યાં આગળથી તે લોકોની દૃષ્ટિ ન પડી શકે તેવા સ્થાનમાં જઇને મૂશળું લઇને ડાંગર ખાંડવા મંડી. ખાંડતી વખતે તેના હાથમાંહેના

કંકણુનો અવાજ થવા લાગ્યો. ત્યારે તે વિચાર કરવા લાગી કે આ અવાજથી એ લોકો જાણી જશે કે ઘરમાં ચોખા નથી, તેથી આ છોકરી અત્યારે ડાંગર ખાંડી રહી છે. પોતાના ઘરની એવી કંગાળ સ્થિતિ બીજાના જાણુવામાં આવે એ ઠીક નહિ એમ સમજી હેણે બન્ને હાથમાંહેથી એક એક બંગડી કાઢી નાંખી; અને ફક્ત બેજ રહેવા દીધી. તો પણુ, પાછું ખાંડવા માંડયું એટલે, એ બે બંગડીઓનો પણુ અવાજ થવા લાગ્યો. ત્યારે આખરે, તે છોકરીએ ફરી પાછી અકેકેક બંગડી ઉતારી નાંખી; એટલે, પછી હાથમાં એકજ કંકણુ રહ્યું. જેથી ફરી બીલકુલ અવાજ થયો નહિ. આ પ્રમાણે જોતાં મ્હને એ વિચાર સ્ફુર્યો કેઃ—

वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि ।
एक एव चरेत्तस्मात्कुमार्या इव कंकणः ॥

હે રાજા! ઘણા મનુષ્યો એકઠા રહેવાથી કલહ (કજીયો) થાય છે; બે આદમી હોય છે તોપણુ કાંઇને કાંઇ પણુ આડીઅવળી વાતોનાં ગપ્પાં ચાલે છે; એથી કરીને સાધકે, પેલી કુમારિકાના કંકણુની પેઠે સદા એકાન્ત સ્થળમાં એકલાજ રહેવું તેજ સાધનનું બરાબર અનુષ્ઠાન થાય છે તથા સાધ્યની શીઘ્ર પ્રાપ્તિ થાય છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે ઇન્દ્રિયોનું દમન કરવાને માટે અવશ્ય એકાન્ત સ્થળનું સેવન કરવું જોઇએ. તેમ કર્યાથી શમ (ચિત્ત નિરોધ) સંપાદન કરી શકાય છે. મનો નિગ્રહથી અહંવાસના (દેહેન્દ્રિયાદિકોને વિષે આત્મત્વ બુદ્ધિ) નષ્ટ થઇ જાય છે; અને અહંવાસના નષ્ટ થતાં યોગીને આનંદરસનો અનુભવ થાય છે. એથી કરીને મનનશીલ સુજ્ઞ પુરૂષે પ્રયત્ન કરીને નિરંતર ચિત્તનો નિરોધ કરવો આવશ્યક છે. એમ કહ્યું છે.

। इति शिवम् ।

## તૃતીય પુષ્પ.

### મનોનિગ્રહની યુક્તિઓ.

अजय्या बहवः सन्ति पदार्था भुवि विश्रुताः।
मन एकमहं मन्ये जितं येन चराचरम् ॥यो. वा.॥

અનેક પ્રકારનાં દુઃખ દેનારૂં જે આ સંસાર વૃક્ષ છે, તેનો ઉચ્છેદ કરવાને માટે મનનો નિગ્રહ કરવો એજ ઉત્તમ અને મુખ્ય ઉપાય છે.

મનનો અભ્યુદય થતાં આપણું અનિષ્ટ થવાનું તેમજ તેના નાશથી આપણો અભ્યુદય (ઉત્કર્ષ) થશે. હેમંતમાં જે પ્રમાણે કમલિનીનો નાશ થાય છે, તે પ્રમાણે ઇન્દ્રિયશત્રુઓનો પરાજય તથા ચિત્તના ગર્વનો નાશ થાય તો અખિલ વિષય વાસનાઓ નિર્મૂળ થાય છે. એથી કરીને અદ્વિતીય આત્મતત્ત્વનો દૃઢ અભ્યાસ કરવો. જેમ કર્યાથી મધરાતે વૈતાલ ભૂત પિશાચ નાચે છે તેમ અંતરના અજ્ઞાનઅંધેરમાં નાચી કૂદી રહેલી વાસનાઓ ઉદ્ભવશે નહિ. પરન્તુ, એ પ્રકારે જ્ઞાની ( વિવેકી ) પુરૂષનુંજ મન નાશ પામે છે, અને અજ્ઞાની ( અવિવેકી ) પુરૂષનું મન ત્હેને શ્રૃંખલા રૂપ નીવડી દુ:ખ દે છે. તથા ગતિ (ગમન, સદ્ગતિ) નો નિરોધ કરે છે. વિવેકી પુરૂષનું મન કેવું હોય છે ? તે વસિષ્ઠજી રામચંદ્રને કહે છે કેઃ—

> भृत्योऽभिमतकर्तृत्वान्मंत्री सत्कार्यकारणात् ।
> सामन्तश्चेन्द्रियाक्रान्तेर्मनो मन्ये विवेकिनः ॥
> लालनात्स्निग्धललना पालनात्पावनः पिता ।
> सुहृदुत्तमविश्वासान्मनो मन्ये मनीषिणाम् ॥
> एवं मनोमणिं राम बहुपंककलंकितम् ॥
> विवेकवारिणा सिद्धयै प्रक्षाल्यालोकवान्भव ॥

હે રામ ! વિવેકી મનુષ્યનું મન સ્વદેહ નગરીના સામ્રાજ્યમાં નોકરની પેઠે ઇષ્ટ કાર્ય કરે છે. શાસ્ત્રીય શુભકર્મમાં પ્રવૃત્ત થએલા વિવેકી પુરૂષના હાથે, અનર્થાવહ જન્મ વૃક્ષોનાં ઉચ્છેદક તથા જેવડે નિરતિશય આનંદનો આવિર્ભાવ થાય છે એવાં સાધન ચતુષ્ટયથી આરંભીને; સાક્ષાત્કાર પર્યન્તમાં જેટલાં શુભ કર્મ છે, તે સઘળાં તે કરાવે છે. એથી કરીને મન મંત્રી તુલ્ય પણ છે. જે પ્રમાણે ઉત્તમ મંત્રી રાજાને હાથે સત્કાર્ય કરાવે છે, તથા ત્હેને આનંદ આપે છે, અને શત્રુઓથી ત્હેનાં રાજ્યની રક્ષા કરે છે, પરંતુ અવિવેકી રાજાને સન્મંત્રી શું કરી શકવાનો હતો ? તેમજ ઇન્દ્રિયરૂપી શત્રુઓને આક્રાંત (પરાભૂત) કરીને વશીભૂત કરવામાં એ મન સામંત (માંડળિક રાજા) જેવું છે. પ્રેમયુક્ત ભાર્યા જે પ્રમાણે પતિનું પાલન કરે છે, તેજ પ્રમાણે મન પણ સ્નેહયુક્ત બનીને લાલન કરે છે માટે લલના જેવું છે. પિતાની પેઠે કપટ રહિત, અને પવિત્રતાથી પાલન કરતું હોવાથી પિતા પણ છે. ઉત્તમ વિશ્વાસનું પાત્ર હોવાથી મનમિત્ર જેવું પણ બની શકે છે એવું મ્હારૂં માનવું છે. કિંવા એ મનોમણિને ઉત્તમ હીરા માણેક જેવું

તું જાણ; પરંતુ, વાસનારૂપી કાદવ વડે ઘણું ખરડાયલું કલંકિત જણાય છે, માટે વિવેકરૂપી જલવડે ક્ષાલન કરીને શુભ ગુણમાં યોજના કરી કંઠમાં ધારણ કરો તથા પરમ પુરૂષાર્થની સિદ્ધિને માટે ઉજ્જવલ રૂપ પ્રકટ કરો. મુક્તિ વેશ્યાના જેવી છે. જે પ્રમાણે વેશ્યા ધનવાન્ ઉજ્જવલ પુરૂષને વશ થાય છે, નહિ કે દરિદ્રી મલિન પુરૂષને; તેજ પ્રમાણે મુક્તિ પણ જે ઉજ્જ્વલ તથા મનરૂપી હીરામણિઆદિ જવાહીરથી સંપન્ન હોય છે ત્હેનોજ અંગિકાર કરે છે તથા ત્હેનેજ આનંદ આપે છે. એથી કરીને તું વિવેકવડે મનને વશ કરી લે, અને બુદ્ધિવડે સત્યનું અવલોકન કર, તથા ઇન્દ્રિયરૂપી શત્રુઓને જીતી સંસાર સમુદ્રમાંથી તરીજા. અન્યત્ર પણ કવિ કહે છે કેઃ-

## પદ—રાગ, કાફી—તાલ દાદરો.

પ્રથમ મનકું રોકો વિષયસે તુમ અનિબારરે ॥ધ્રુ॥ દંડ કમંડલુ વ્યાઘ્રાસન મુંડન ધારરે । ગલેમો માલા ભભુત લેપ કયા કરે તનભારરે ॥ ૧॥ વેદ શાસ્ત્ર પઠન કિયે શિષ્ય પરીવારરે । આસન પ્રાણાયામ સકલ હોત યહી અસારરે ॥૨॥ કહે દત્તાત્રેય બીજ યહ ભવકા મારરે । સચ્ચિત્ સુખ ભોગ કરો તોહિ જનમ સારરે ॥૩॥

મનુષ્યે સહુથી પહેલું અનિવાર (હઠીલું) મનને, વિષયાદિકોના વિષે દોષ દેખાડીને તેમાંહેથી રોકવું જોઇએ. જ્યાં સુધી મનને રોકવામાં આવ્યું નથી ત્યાં સુધી દંડ કમંડલુ વ્યાઘ્રાસનાદિ ધારણ કરી શિરમુંડન કરાવવું તથા શરીરે ભસ્મધારણ અને ગળામાં માળાધારણ કરવાં એ સઘળું વ્યર્થજ છે. શરીરને માત્ર બોજારૂપજ છે. બોધસારમાં પણ કહ્યું છે કેઃ—

मुक्तिर्नास्ति जटाजूटे न काषाये न मुंडने ।
न भस्मनि न कंथायां तिलके वा कमंडलौ ॥

મુગટની માફક જટા બાંધવામાં, કાષાય વસ્ત્ર ધારણ કરવામાં, શિખા શ્મશ્રુ મુંડન કરવામાં, વિભૂતિલેપ કરવામાં, વસ્ત્રખંડનિર્મિત કંથા પહેરવામાં, ગોપીચંદનનું તિલક કરવામાં, કમંડલુ પાત્ર ધારણ કરવામાં, અને બીજાં એવાં વિશિષ્ટવેષ ધારણકરવામાં મુક્તિ સમાયલી નથી; તો, કોઇને આના પર સહજ શંકા થશે કે એમ છે તો પછી શાસ્ત્રમાં તેનું વિધાન કેમ કહેલું છે ? તો, તેનું સમાધાન એ છે કે, એ સઘળા વેષાદિ મનનો વ્યાપાર સંકુચિત કરી તેવડે મુક્તિનાં સાધનરૂપ થઇ

પડે છે. જ્ઞાનીપુરૂષ શત્રુ ભાવનાથી સર્પને મારે છે પરંતુ મૂઢ તો, કેવળ માટીનો બનાવેલો રાફડો જે સાપનું ઘર છે, તેને લાકડીથી મારીને નાહક શ્રમ વ્હોરી લે છે. તેજ પ્રમાણે મનના વ્યાપારની નિવૃત્તિ થઇ નથી અને શરીર મુંડનાદિ કરે છે પરંતુ, તેનાથી શું ફળ થાય છે? શાસ્ત્રમાં જે વેષ મહિમા કહ્યો છે, તે ચિત્તવિક્ષેપન્યુનતાને અર્થે છે. નહિ કે તે વેષ પ્રત્યેની આસક્તિથી ચિત્તવિક્ષેપની વૃદ્ધિને માટે. વિષયરાગશૂન્ય પુરૂષ, મનમાં અનેક પ્રકારની કંપના થયાં કરે છે, તેના નાશને માટે જટા, કંથા, ભસ્મ, કમંડલુ, વિગેરે જો ધારણ કરશે (દંભ દેખાડવા નહિ) તો, એ વેષ ત્હેને ફળપ્રદ હોય, ત્હેને માટે ઉત્તમ કહ્યા છે. તેજ પ્રમાણે વેદશાસ્ત્રપુરાણાદિનું પઠન કરી કરાવીને અનેક શિષ્યોનો પરિવાર જમાવ્યો, તથા ઘણા લાંબા વખત સુધી એક આસન માંડીને પ્રાણાયામાદિ ક્રિયા કરી તો તેપણ વ્યર્થજ નીવડવાની. એથી કરીને સંસારનું બીજ જે મન છે ત્હેનેજ પ્રથમ માર્યું હશે તોજ સચ્ચિદ્રૂપ આત્માના આનંદનો અનુભવ પ્રાપ્ત થઇ જન્મ સફલ થશે.

મનનું સ્વરૂપ સંકલ્પવિકલ્પાત્મક હોવાથી તેનામાં સ્વાભાવિક ચંચલતા છે, અને વિષયાદિકોનું સેવન કરવાનો અભ્યાસ ઘણા વખતથી કર્યાં કરતું હોવાથી આગંતુક ચાંચલ્ય પણ તેના વિષે છે. આવું ચાંચલ્ય નષ્ટ થવું અસંભવિત છે, એ પ્રમાણે શંકા થઇ શકે તેમ છે. ચંચલ પદાર્થો ને કવિએ આ પ્રમાણે વર્ણવ્યા છે:—

मनो मधुकरो मेघो मानिनी मदनो मरुत् ।
मा मदो मर्कटो मत्स्यो मकारा दश चंचलाः ॥

આ દશ મકારયુક્ત પ્રાણી તથા પદાર્થ ચંચલ હોય છે. ૧ મન હંમેશાં પીપળાનાં પાંદડાંની પેઠે, અગર વીજળી, મંદીરની ધ્વજા, અગ્નિ જ્વાળા, અથવા કાચબાનું માથું, એ સર્વના જેવું ચંચળપણું ધારણ કરે છે. ૨ મધુકર (ભમરો) પણ હંમેશા ભમતોજ ફરે છે. એક સ્થાનમાં નિશ્ચલ રહેતો નથી ૩. મેઘ ચંચલ હોય છે, ક્ષણ વારમાં તે આવે છે ને જાય છે ૪ સ્ત્રી જાતીની ચંચલતા પ્રસિદ્ધજ છે ૫ મદન ઘણોજ ચંચલ તથા ૬ વાયુ પણ અતિ ચંચલ ૭ તે પ્રમાણે લક્ષ્મી પણ ચંચલ છે, લાંબો વખત એક સ્થાનમાં રહેશે નહિ ૮ મદ પણ ચંચલ છે કોઇને વિષે લાંબો વખત વાસ કરતો નથી. દમન કરનારો મળ્યો એટલે ઝટ દૂર થઇ જાય છે. ૯ મર્કટ, વાંદરાની જાત અત્યંત ચંચલ છે તે જોઇ શકાય તેમ છે ૧૦ મત્સ્ય (માછલું) પણ ચંચલ હોય છે. આ દશ જોકે ચંચલ છે, તોપણ એ

સર્વમાં મનને વિષે અત્યન્ત ચંચલતા હોવાથી, તેને એ સર્વમાં પડેલું લખ્યું છે તથા ગણ્યું છે. એ સર્વનું ચંચલત્વ એકલા મનમાંજ ભરાયેલું છે, એમ કહીશુ તો પણ ચાલશે તેને લીધેજ એની એવીચેષ્ટા થાય છે કે ન પૂછો વાત. જેમ એકાદ મર્કટે (વાંદરે) મદ્યપાન કર્યું હોય, અને એવી હાલતમાં તેને વીંછી કરડયો હોય, અને વળી તે ઉપર તેને ભૂતની બાધા (નડતર) થઇ જાય તો પછી તે વાંદરાની ચંચલતાની કેવી અને કેટલી ચેષ્ટા થાય તે કલ્પનાથીજ સમજી શકાય તેમ છે. તેજ પ્રમાણે મનરૂપી મર્કટ વાસનારૂપી મદ્યનું પાન કરી બેઠું છે, અને મત્સરરૂપી વીંછી તેને કરડયો છે તથા અહંકારરૂપી પિશાચની તેમાં તેને પીડા થએલી છે. તો આવી સ્થિતિમાં એ મનના ચાંચલ્યની ક્રિયાનું વર્ણન કોણ કરી શકશે ? સહસ્રમુખી શેષપણ તેમ કરવાને અસમર્થ છે, તો પછી એક મુખવાળા મનુષ્યની શી વાત કરવી ? અર્જુનને પણ એવી શંકા થઇ હતી કે હે ભગવન્ ! કૈવલ્ય પ્રાપ્તિની ઇચ્છા રાખનારાએ ધ્યાનયોગ કરવો એવું જે આપે કહ્યું તે ઠીક છે, પરંતુ તેના માટે બ્રહ્મને વિષે અંતઃકરણ સ્થિર કરવું જોઇએ, તોજ યોગની સિદ્ધિ થઇ શકે. અને મન તો નિર્વાત પ્રદેશમાં રહેલા દીવાની પેઠે નિશ્ચળ થવું ઘણું કઠણ છે. કેમકે, મન અત્યન્ત ચચંળ છે.

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥

હે કૃષ્ણ સદાનંદ સ્વરૂપ ! મન અત્યન્ત ચંચળ છે. ધીર પુરૂષોને પણ એ મન વિષય વાસના, તથા તેનું કાર્ય રાગ, દ્વેષ, લોભ. ઇત્યાદી વિકારોથી ક્ષુબ્ધ કરી દે છે. વિષ વગેરે પદાર્થો પણ ક્ષુબ્ધ કરે છે પરંતુ, મંત્રાદિ ઉપાયો વડે તેમનો નિગ્રહ થઇ શકે છે, મનનો નિગ્રહ થતો નથી; કેમકે, તે બળવાન છે. એથી કરીને મંત્રાદિ સાધનો વડે તેનો નિગ્રહ થવો મુસ્કેલ છે. કોઇ બળવાન્ મનુષ્ય કાંઇક કાર્યમાં પ્રવૃત્ત થાય છે તો, હેને તેમાંહેથી હઠાવવાનું જેમ કઠણ થઇ પડે છે, તેજ પ્રમાણે મન જે કાર્યમાં રોકાય છે, તેમાંહેથી તેને અટકાવવું અશક્ય થઇ પડે છે. બાણના જેવો તેનો વેગ હોય છે પરંતુ, વજ્ર જેવું દૃઢ તેમજ મજબૂત પણ હોવાથી શસ્ત્રાદિકોવડે તેનો નાશ કરી શકાય તેમ નથી. આકાશમાં ભારે વેગથી વહન કરનારા વાયુને જેમ નિશ્ચળ કરી શકાતો નથી તેજ પ્રમાણે મનનો નિરોધ કરી તેને વૃત્તિ શૂન્ય બનાવવું એ, અશક્યજ છે એમ જાણવું. અગ્નિ જેમ કાષ્ઠને સળગાવે છે તે પ્રમાણે એ મન, ઇન્દ્રિય

રૂપી કાષ્ઠોનું મથન ( સંઘર્ષણ ) કરીને વિવેકને ભસ્મ કરી દે છે. એથી કરીને સેંકડો ઉપાયો કરવાથી પણ તેનો નિરોધ થવો અશક્ય છે. શંકરાનંદ કહે છે કેઃ—

अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि ।
अपि वह्न्यशनात्साधो विषमश्चित्तनिग्रहः ॥

સમુદ્ર પાન કરવું, સુમેરૂ પર્વત ઉખેડી નાંખવો, અગ્નિ ભક્ષણ કરવું એ દુર્ઘટ કૃત્યોથી પણ મનનો નિગ્રહ અત્યન્ત દુષ્કર છે. આવા ચિત્તનું સ્વરૂપ કેવું છે, કેટલુંક નાનું મોટું છે તે જોવાનો પ્રયત્ન કોઇ કરે તો કદી તે દૃષ્ટિગોચર થતું નથી. આસન પર બેસી આંખ બંધ કરી એને શરીરને વિષે (કારાગારના કેદીની માફક, અગર પાંજરા માંહેના પક્ષી, મર્કટ વગેરેની પેઠે) બંધ કરવાની કોઇ ઇચ્છા રાખે, પરંતુ એવી ચંચલતાથી એ નાશી જાય છે કે ન પૂછો વાત! ક્યાંથી તથા કેમ જતું રહ્યું એ વાત નો ખ્યાલ સરખો પણ આવી શકતો નથી. આ વાતનો સર્વને અનુભવ પણ હશે કે જ્યાં સુધી નેત્ર ઉઘાડાં હોયછે ત્યાંસુધી તેનું (મનનું) જેટલું ચાંચલ્ય નથી થતું તેટલું આંખ બંધ કર્યા બાદ થાય છે. એકાદું જનાવર ( જેમકે બળદ, ભેંસ અથવા ઘોડો ) જ્યારે ચારે દિશામાં ભટકવા માંડે છે, ત્યારે તેને પકડવાને માટે તમે તેની પાછળ દોડવા જતાં તે પોતાનો દોડવાનો વેગ ખૂબ વધારી દે છે અને હાથમાં આવતું નથી. હાથમાં આવું તો એકાદ સ્થાન પર તમે બાંધી રાખશો એવું એને લાગે છે. તેજ પ્રમાણે જો કોઇ પુરૂષ શરીરગૃહના નેત્રદ્વાર બંધ કરી મનને એક ધારણાદેશમાં સ્થિર કરી રાખું એવો વિચાર કરે ' તો મનને શું ખબર નથી પડતી કે મ્હને ઘરમાં ગોંધી રાખવા માગે છે ? ' એવે વખતે તે પણ પોતાનું વિશેષ બળ દેખાડીને ગમે ત્યાંથી ઝટ નીકળી જાય છે. તેનું રૂપ સુક્ષ્મ હોવાથી સ્થૂળદૃષ્ટિવાળા પુરૂષની નજરમાં એ વાત આવતી નથી. એક વખત એમ બન્યું કેઃ—

પૂનાની પાસે ચિંચવડ ગામમાં ચિંતામણિ દેવ કરીને એક ગણપતિના ઉપાસક હતા. એમણે તુકારામની કીર્તિ સાંભળી હતી કે એમને બ્રાહ્મણ પણ નમસ્કાર કરે છે, તથા એમની સાથે શ્રી વિઠ્ઠલ ( વિષ્ણુ ) મૂર્તિ ભોજન કરે છે. એથી એમના મનમાં વિસ્મય ઉપજ્યે, એમને બોલાવી પોતે પણ કાંઇક ચમત્કાર જાતે જોવાનો વિચાર કર્યો. તુકારામને સંદેશો પહોંચાડવા એક આદમીને એમણે મોકલ્યો. આણીતરફ

તુકારામને તેમની ઇચ્છા, 'કોઇના પણ સમજાવ્યા વગર' જ્ઞાન દૃષ્ટિવડે વિદિત થઇ, અને પોતે તેમનો ( ચિંતામણિ દેવનો ) આદમી આવતાં પહેલાં પોતાના ગામમાંથી નીકળી પડયા. રસ્તામાંજ તે આદમી ત્હેમને મળી ગયો અને ત્હેણે ચિન્તામણિ દેવનો સંદેશો ત્હેમને કહ્યો. તુકારામ બોલ્યા:— " હું એમની પાસેજ જવા નીકળ્યો છું ચાલો. " ચિંચવડ ગામમાં જ્યારે ચિન્તામણિ દેવને ઘેર તુકારામ આવ્યા, ત્યારે તેઓ સ્નાન કરીને દેવગૃહમાં પૂજાને વિષે ધ્યાનસ્થ થઇને બેઠા હતા એથી તુકારામના આગમનની એમને ખબર ન પડી. તુકારામ ગણપતિને નમસ્કાર કરીને દેવગૃહની બહાર બેસી રહ્યા. દેવગૃહમાં એકાંત પ્રદેશમાં ચિન્તામણિ દેવ આંખ બંધ કરીને આસન પર ધ્યાનમાં નિમગ્ન થઇ રહ્યા હતા પરંતુ એકાએક ત્હેમનું મન ચંચળ થતાં બાગ તરફ દોડયું. બગીચામાં માળીએ ઝાડોને બરાબર પાણી નહિ પીવડાવેલું હોવાથી, તેની ઘણીજ ખરાબી થઇ ગયલી ત્હેમની નજરે પડી. જ્યાં ત્યાં કચરો વિગેરે પડી રહેલું જોઇને વિચાર કર્યો કે માળીને બોલાવીને શિક્ષા કરવી જોઇએ. એટલી કલ્પના બાદ મન ફરી પાછું ધ્યાનગ્રસ્ત બન્યું. પૂજાની સમાપ્તિ પછી ચિન્તામણિ દેવ બહાર આવીને જુએ છે તો તુકારામ આવી પહોંચ્યા છે. તુકારામે ઉઠીને પ્રણામ કર્યા પરંતુ એ શૂદ્ર હોવાથી નમન કરવાને યોગ્ય નથી એ પ્રમાણે ચિન્તામણિ દેવના મનમાં વિચાર આવ્યો. એમણે તુકારામને પૂછ્યું:—" તમે ક્યારે આવ્યા ? " ત્યારે તુકારામે કહ્યું:—" આપ માનસ પૂજામાં ધ્યાન કરતા હતા તથા જે સમયે બાગમાં ગયા હતા ત્યારનોજ હું અહીં આવ્યો છું. "

આથી ત્હેમને આશ્ચર્ય થયું, અને તુકારામને પારકાના ચિત્તની પરીક્ષા છે, એવી ત્હેમને ખાત્રી થઇ. તે છતાં એમની સાથે વિઠ્ઠલ મૂર્તિ ભોજન કરે છે, એ વાતનો અનુભવ પ્રત્યક્ષ જોવો જોઇએ, એ પ્રમાણે ત્હેમના મનમાં વિચાર આવ્યો. ક્ષેમ કુશળ વગેરે પ્રશ્ન થયા બાદ ભોજનની તૈયારી થઇ. તે વખતે તુકારામનું પાત્ર બ્રાહ્મણોની પંક્તિથી ચાર હાથ દૂર રાખીને પછી ત્હેમને ભોજનને સારૂ ઉઠવાનું કહેવામાં આવ્યું. તુકારામે પોતાની પાસે બીજાં બે પાત્ર પીરસવાનું ત્હેમને કહ્યું. ત્યારે ચિન્તામણિ દેવે ત્હેમને કહ્યું:—" કોણ આવનાર છે ? ત્હેમને બોલાવો જોઇએ. " તુકારામે કહ્યું:—એક પાત્ર અમારા ઉપાસ્ય શ્રી વિઠ્ઠલદેવને વાસ્તે તથા બીજું પાત્ર આપના ઉપાસ્ય ગણપતિને માટે છે. જે સાંભળીને ત્હેમણે બીજાં બે પાત્ર મૂકી છાંડયાં. સઘળા પાત્ર પીરસાયા બાદ ચિંતામણિ દેવ

ગણુપતિને, ગાયત્રી મંત્ર વડે પાત્રનું પ્રોક્ષણુ કરીને નૈવેદ્ય દેખાડવા લાગ્યા. તુકારામે કહ્યું કે ગણુપતિ તો પોતાના સ્થાનમાં છે નહિ ને આપ નૈવેદ્ય કોને દેખાડી રહ્યા છો ? ગણુપતિનો એક ભક્ત સમુદ્રમાં ડુબતો હતો, ત્હેણે તેમની પ્રાર્થના કરવાથી તેઓ ત્યાં ગયા છે, એ વાત મ્હારા જાણુવામાં આવતાં મ્હેં આ પ્રમાણે કહ્યું છે. એ વાતનો અનુભવ થોડા વખતમાંજ આપને થશે. સાંભળતાંવારને સઘળા વિસ્મય પામ્યા. ગણુપતિ પોતાના ભક્તને સમુદ્રમાંથી કાઢીને પોતાના સ્થાન પર ઘડી ભરથી સ્થિત થયા હતા, જે વખતે ત્હેમનું પહેલું પીતાંબર ભીનું થએલું જોવામાં આવ્યું. તુકારામે કહ્યું:—' એ નચોવી પાણી પીને પરીક્ષા કરો. ' તે ઉપરથી ચિંતામણિ દેવે પિતાંબર નીચોવીને પાણી ચાખ્યું તો તેમાં સમુદ્રના ખારા જળની પ્રતીતિ થઇ, અને ત્હેમની ખાતરી થઇ. ત્યાર પછી તુકારામે કહ્યું:—" આ પાત્ર ઉપર ગણુપતિને ભોજનને માટે આપ બોલાવો. " ચિન્તામણિ દેવ કહેવા લાગ્યા કે, મૂર્તિ પ્રત્યક્ષ પ્રકટ થઈને ભોજન કેવી રીતે કરશે ? દેવને અન્નનો સુવાસ જાય છે, અને તેજ ત્હેમનું ભોજન છે. ' તુકારામે કહ્યું:—' ગણુપતિ જાતે આવીને ભોજન કર્યા વગર સંતોષ થાય નહિ, અને એમ જો ન થાય તો ઉપાસના વ્યર્થ છે. આકાશમાં મેઘ આવ્યા છતાં વૃષ્ટિ ન થાય તો તેનો શો ઉપયોગ ? જળ વિના સુંદર સરોવરની અગર સંતાન રહિત કામિનીની શી શોભા છે ? પતિ વગર વસ્ત્રાલંકાર, પ્રાણુ વિના શરીર તથા દૃષ્ટિશૂન્ય નેત્ર જે પ્રમાણે વ્યર્થ છે તેજ પ્રમાણે દેવનો સાક્ષાત્કાર ન થાય તો ઉપાસના મંત્ર વ્યર્થજ સમજવો. આ ઉપર ચિંતામણિ દેવે કહ્યું:—હું ઉપાસના કરૂં છું પરન્તુ મ્હારામાં એટલું સામર્થ્ય નથી કે ઉપાસ્યને પ્રત્યક્ષ બોલાવું તથા ભોજન કરાવી શકું. ત્હમે વૈષ્ણુવ છો, ત્હમારી કીર્તિ બહુ સાંભળવામાં આવી છે તો ત્હમે ગણુપતિને તેમજ શ્રીવિઠ્ઠલને બોલાવીને ત્હેમને ભોજન કરાવો. ત્હેમનું આગમન થયા વગર હું પણ ભોજન કરીશ નહિ. તુકારામે કહ્યું "આપ સરખાં બ્રાહ્મણુની કૃપાથી હું એમને બોલાવું છું તથા ભોજન કરાવું છું." પછી ત્હેમણે બે અભંગ ( કવિતા ) વડે ગણુપતિની સ્તુતિ કરી. ગણુપતિ સગુણુ રૂપે પાત્ર ઉપર આવીને બેઠા, જેમને જોઇને ચિન્તામણિ દેવને પરમાનંદ થયો. ત્યારબાદ વિઠ્ઠલની પ્રાર્થના કરતાં તેઓ પણ પાત્ર પર વિરાજીત થયા. બન્નેને ચિન્તામણિ દેવે સાષ્ટાંગ નમસ્કાર કર્યા; ત્હેમના નેત્રમાંથી આનંદાશ્રુ વરસવાં લાગ્યાં, કંઠ ગદ્ગદ્ થઇ ગયો અને તુકારામને ધન્યવાદ આપવા લાગ્યા. તુકારામ તથા ચિન્તામણિ દેવ એ બન્નેનેજ

ક્ષાત્ દર્શન થયાં, બીજા બ્રાહ્મણાદિકોને નહિ. તો પણ પાત્ર પર જે જે ાર્થ પીરસાય છે તે તે ખલાસ થઈ જાય છે, એટલું તો સર્વના જોવામાં ાવ્યું. ભોજન બાદ બન્ને મૂર્તિઓ ગુપ્ત થઇ ગઇ. ચિન્તામણિ દેવે ારામને આલિંગન દઇને પ્રણામ પણ કર્યા. તુકારામે કહ્યું:—આપ બ્રાહ્મણ ાઇ, હમારે પૂજ્ય હોવા છતાં આમ શું કરો છો? બ્રાહ્મણના ચરણમાં ાલ તીર્થોનો નિવાસ છે; એ પ્રમાણે શ્રુતિઓને વિષે કહેલું છે. ચિંતા- ણિ દેવ બોલ્યા:—પર્વતોમાં મેરૂ, ધનુર્ધારીઓમાં શ્રી રામ, યોગીઓમાં શંકર, તેજ પ્રમાણે સકલ ભક્તોમાં ત્હમે શ્રેષ્ઠ છો. ભજનપ્રભાવવડે ે ત્હમારૂં શરીર બ્રહ્મરૂપ બનાવ્યું છે. ત્હમારી પાસે જાતિ પાંતિ કેવી? મારા પ્રસાદથી શ્રી ગણપતિનું આજે મ્હને દર્શન થયું છે. ત્યારપછી ારામ પોતાને ગામ પાછા ગયા. સારાંશ એ છે કે ઉપાસના બલથી જેણે ાને પોતાને વશ કર્યું છે, ત્હેનીજ ઉપાસના સાર્થ થઇ છે એમ સમજવું. હિ તો કરે છે ઉપાસના અને થાય છે મનની દુરાસના. ઉપાસનામંત્ર- બવડે દેવની ઉપ (સમીપ) આસના (સ્થિતિ) થવાને બદલે દૂરવર્તી ાષયાદિકોના ઉપરજ મનની આસના થતી હોય તો તે નામ માત્રનીજ પાસના હોવાથી નિષ્ફળ છે. અસ્તુ.

અર્જુને એ પ્રમાણે મનની ચંચલતાનો નિરોધ થવો કઠણ છે એ ાણે કહ્યું તથા પ્રાર્થના કરી કે આપનું નામ કૃષ્ણ છે; 'कृषति स कृष्णः' ર કરવાને અશક્ય એવા ભક્તોના પાપાદિ દોષોને આકર્ષણ કરનારા ને ત્હેમને દુર્લભ પુરૂષાર્થની પ્રાપ્તિ કરાવનારા, એવો એ નામનો અર્થ છે.) ટે દુર્નિવાર ચિત્તચાંચલ્ય દૂર કરી દુર્મિળ સમાધિસુખ પ્રાપ્ત કરાવી , તથા નામની સફલતા કરો. એ પ્રમાણે અર્જુનની શંકા સાંભળીને ગવાન્ કહેવા લાગ્યા:—

> असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
> अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते॥

હે મહાબાહો! શંકરની સાથે પણ ત્હેં યુદ્ધ કર્યું છે એવો તું સમર્થ ! ત્હેં કહ્યું છે કે મન પ્રમાથિ, બલવત્ તેમજ દૃઢ હોવાથી તેનો નિગ્રહ ાવાનું કામ દુર્ઘટ છે, એમાં બીલકુલ સંશય નથી. તો પણ એનો નિગ્રહ ો પણ, કોઇનાથીયે, અને કોઇપણ ઉપાય વડે થઇ શકે તેમ નથી, એમ હિ સમજવું. અભ્યાસ તથા વૈરાગ્ય, એ બે ઉપાયોવડે તેનો નિગ્રહ ઇ શકે તેમ છે. શ્રુતિ, સ્મૃતિ અને યુક્તિ એ વડે આ નિખિલવિશ્વ

મિથ્યા છે, એ પ્રમાણે મનુષ્ય જ્યારે જુએ છે, ત્યારે ત્હેને વિષય તુચ્છ, બંધક તથા અસત્ છે એવી બુદ્ધિ ઉત્તમ પ્રકારે થાય છે. આવી બુદ્ધિથી તથા તીવ્ર મોક્ષેચ્છાથી વિષયોને માટે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અને તેનાથી મનનો નિગ્રહ થઇ શકે છે. મનના વેગનું કારણ રાગદ્વેષ છે, પરંતુ પદાર્થ માત્ર મિથ્યા છે એ પ્રમાણે જ્ઞાન થાય તો તેને સારૂ રાગદ્વેષ ઉપજે નહિ; અર્થાત્ મનનો વેગ નષ્ટ થઇને તે નિશ્ચલ બને છે. અંહી એમ શંકા આણુ-વામાં આવે છે કે નાના નાના બાળકોને ક્યાં રાગદ્વેષ હોય છે? તે છતાં ત્હેમનું મન તો ચંચલજ હોય છે. એથી કરીને રાગદ્વેષના નાશથી વૈરાગ્ય ઉત્પન્ન થઇ, મન નિશ્ચલ થાય એવું લાગતું નથી. એના સમાધાનમાં સમજવું જોઇએ કે બાલકોને પદાર્થ મિથ્યા છે એવું જ્ઞાન નથી હોતું, તથા રાગદ્વેષ એમનામાં નથી એવું પણ નથી; એટલા માટેજ એમનું મન નિશ્ચલ રહેતું નથી. તોપણ કેવળ વૈરાગ્યથી કાર્યસિદ્ધિ થતી નથી. અભ્યાસ પણ હોવો જોઇએ. વૈષયિક પ્રત્યયોના તિરસ્કાર પૂર્વક સત્પ્રત્યયની આવૃત્તિ, આવા અભ્યાસયુક્ત જો તંત્ર મોક્ષેચ્છા તેમજ તીવ્ર વૈરાગ્ય થાય તો મન નિશ્ચલ થયા વગર રહે નહિ. એ શ્લોકના પૂર્વાર્દ્ધવડે મનનો બળાત્કારે નિગ્રહ સંભવતો નથી, એમ કહી ઉત્તરાર્દ્ધમાં મનનો ક્રમશઃ નિગ્રહ થઇ શકે છે એમ કહ્યું છે.

મનોનિગ્રહ હઠ (બળાત્કાર)થી તથા ક્રમશઃ એ પ્રમાણે બે પ્રકારનો વર્ણવેલો છે. શ્રોત્ર ચક્ષુ ઇત્યાદિ જ્ઞાનેન્દ્રિય અને વાક્પાણિપાદ ઇત્યાદિ કર્મેન્દ્રિયોનો જે પ્રકારે બળાત્કારથી તેમનાં સ્થાનને રોકી રાખીને નિગ્રહ થઈ શકે તે પ્રમાણે હું બળાત્કાર પૂર્વક મનનો નિગ્રહ કરૂં, એવી કોઇને ભ્રાન્તિ થશે, પરંતુ એ પ્રમાણે મનનો નિગ્રહ થઇ શકે તેમ નથી. આંખ બંધ કરીને ઉઘાડે નહિ તો રૂપ કેવું દેખાશે? કાનને આંગળીવડે દબાવ્યા પછી શબ્દ કેવી રીતે સંભળાવાનો હતો? પગ નહિ હલાવે તો ચાલવાનું બંધ થઇ જશે. ઇત્યાદિ પ્રકારવડે એ ઇન્દ્રિયોનો બળાત્કારથી નિગ્રહ થઈ શકે છે, પરંતુ મનનું રહેવાનું સ્થાન જે હૃત્કમળ, તેનો બળાત્કાર વડે નિરોધ થવો અશક્ય છે. એટલા માટે ભગવાન્ વસિષ્ઠજીએ પણ યોગવા-સિષ્ઠમાં ક્રમે ક્રમે કરવું જોઇએ, એ પ્રમાણે કહ્યું છેઃ—

उपविश्योपविश्यैव चित्तज्ञेन मुहुर्मुहुः ।
न शक्यते मनो जेतुं विना युक्तिमनिन्दिताम् ॥
अंकुशेन विना मत्तो यथा दुष्टमतंगजः ।

अध्यात्मविद्याधिगमः साधुसंगम एव च ।
वासनासंपरित्यागः प्राणस्पन्दनिरोधनम् ।
एतास्तायुक्तयः पुष्टाः सन्ति चित्तजये किल ॥
सतीषु युक्तिष्वेतासु हठान्नियमयन्ति ये ।
चेतस्ते दीपमुत्सृज्य विनिघ्नन्ति तमोऽञ्जनैः ॥

ચિત્તનો સ્વભાવ જાણનારાએ તેના નિગ્રહને માટે સારી સારી યુક્તિઓની યોજના કરવી જોઇએ; તે વગર શ્રમ જ પડશે. કેવળ એક આસન પર વારંવાર બેસી રહેવાથી ( બળાત્કારે ) ચિત્તનો નિરોધ થવો અશક્ય છે. અંકુશ વિના મદોન્મત્ત હાથી જેમ વશ થતો નથી, તેજ પ્રમાણે યુક્તિ વગર મનનો પણ નિરોધ થઇ શકે તેમ નથી. મનનો નિગ્રહ કરવાને માટે, હે રામ ! સારી યુક્તિઓ આ પ્રમાણે છેઃ—૧ અધ્યાત્મ વિદ્યા મેળવવી. ૨ સાધુઓનો સમાગમ કરવો. ૩ વાસનાઓનો ત્યાગ કરવો. ૪ તથા પ્રાણવાયુનો નિરોધ કરવો. આ પ્રકારની ઉત્તમ યુક્તિઓ હોવા છતાં જેઓ બળાત્કાર પૂર્વક ચિત્તનો નિગ્રહ કરવા ઇચ્છે છે, તેઓ દીવાને છોડી દઇ તેની મશથી અંધકારનો નાશ કરવાનો પ્રયત્ન કરે છે, એમ સમજવું; કિંવા ઉન્મત્ત હાથીને કમળના તાંતણાથી બાંધવાની ચેષ્ટા કરે છે, એમ જાણવું. ભગવાન્ શ્રીકૃષ્ણજીએ પ્રાણસ્પન્દનિરોધને સારૂ અભ્યાસ તેમજ વાસના પરિત્યાગને માટે વૈરાગ્ય, એ પ્રમાણે બે ઉપાયો કહેલા છે. વસિષ્ઠજીએ જણાવેલા અધ્યાત્મવિદ્યાધિગમ તથા સાધુસંગમ, એ બન્ને ઉપાયોનો એમાંજ અન્તર્ભાવ થઇ જાય છે, એમ સમજવું. અધ્યાત્મ ( આત્મતત્ત્વ ) વિદ્યાના ' ક્રમ નિગ્રહને સારૂ જે ઉપાય બતાવ્યો છે, તેનાથી દૃશ્ય તેટલું સઘળું મિથ્યા છે અને દૃગ્ વસ્તુ (દ્રષ્ટા પુરૂષ) સ્વયંપ્રકાશ છે, એવો બોધ થાય છે. એટલું જ્ઞાન થયું એટલે દૃશ્ય વસ્તુ કાંઇ ઉપયોગની નથી તથા જેનો ઉપયોગ છે તે વસ્તુ તો અગોચર છે, એ પ્રમાણે જ્ઞાન થયા બાદ, ઇન્ધન રહિત અગ્નિની પેઠે એ મન આપોઆપજ નાશ પામે છે. અર્થાત્ વૃત્તિઓનો ક્ષય થઇને ચિત્ત આત્માને વિષે વિલીન થઇ જાય છે.' योनिरात्मा' એ શ્રુતિમાં ચિત્તની યોનિ ( ઉત્પત્તિ કારણ, સ્થાન ) આત્માજ છે, એમ કહ્યું છે. સારાંશ એ છે કે કતકબીજના પ્રસાદથી જે પ્રમાણે કર્દમ યુક્ત જળ નિર્મળ જણાય છે, તેજ પ્રમાણે આત્મા પણ બ્રહ્મ વિદ્યાના પ્રસાદથી આવરણાદિ દોષોથી મુક્ત થએલો હોવાથી બ્રહ્મરૂપે પ્રતીત થાય છે. અધ્યાત્મજ્ઞાનનું દીપક રૂપે વર્ણન કરતાં કવિ કહે છે કેઃ—

विहीनः स्नेहलेशेन निर्दशश्च निरंजनः ।
अध्यात्मज्ञानदीपोऽयं तमो हन्त्यचलप्रभः ॥

તમ ( અંધકારનો ) નાશ કરનારો લૌકિક પ્રસિદ્ધ દીપ સ્નેહ (તેલ) યુક્ત હોય છે, તથા દશા (બત્તી) પણ તેને હોય છે, તેજ પ્રમાણે મેશથી યુક્ત અને વાતાદિવડે ચંચલ પણ તેની પ્રભા થાય છે. પરંતુ આત્મતત્વજ્ઞાન-રૂપી દીપ, સ્નેહ (મમતા, પ્રીતિ) ના લેશ વિનાજ પ્રદીપ્ત થાય છે; તેમજ દશા રહિત (અવસ્થા વગરનો) અને અંજન (વિષય સંબંધ) હીન, તથા જેની અચલ (નિશ્ચલ) પ્રભા છે, એવી રીતે પ્રકાશે છે; અને તમ (સંસાર કારણ મૂલ અજ્ઞાન) નો નાશ કરી દે છે. આવો આત્મજ્ઞાનરૂપી દીપક (દીવો) સદ્ગુરૂ પ્રકટાવે છે. ઉપદેશ પ્રાપ્તિને માટે શ્રદ્ધાની જે સ્થિતિ છે, તે દીવી (નીરાજન, જેમાં દીવો મુકાય છે તે) સમજવી. તેમાં આત્મબોધક જે યુક્તિઓ છે, તે તેલ છે. વિવેક વૈરાગ્ય ધારણ કરવો એજ બત્તી તથા ગુરૂએ ઉપદેશેલું જ્ઞાન તે દીપની પ્રભા જાણવી. એ પ્રકારનો દીપ કર્ણદ્વારને વિષે રાખ્યો હોય તો અંતર્બાહ્ય પ્રકાશ પડે છે, અને અજ્ઞાન અન્ધકાર દૂર થઇ, સત્પદવી પ્રકટ થઇ જાય છે. એટલા માટે તેની પ્રાપ્તિને સારૂ સદ્ગુરૂનું આરાધન કરીને, અધ્યાત્મદીપ પ્રજ્વલિત કરાવી લેવો. બીજો ઉપાય સાધુસમાગમ કહ્યો છે, તે કોને માટે છે? તો, જેને ઉપદેશ કર્યાં છતાં તત્વજ્ઞાન બરાબર સમજાતું નથી, અને જે પુરૂષને વિસ્મરણ થાય છે, એ બન્ને જણાએ ચિત્તનાશને માટે સાધુસંગ કરવો ઉચિત છે. કેમકે સાધુ મહાત્મા વારંવાર બોધ આપે છે તથા સ્મરણ પણ કરાવે છે. હવે જેને વિદ્યામદ, ધનમદ ઇત્યાદિ મલિનવાસનાઓને લીધે સાધુનો સંગ અને શુશ્રૂષા કરવાનું મન થતું નથી, હેને માટે વિવેકબલવડે વાસ-નાનો ત્યાગ કરવો, એજ ઉપાયનું મનનો નાશ કરવા માટે અવલંબન કરવાનું કહ્યું છે તો પણ તે ત્યાગની રક્ષાને અર્થે અજીર્ણત્વાદિ ષટ્ગુણોનું પાલન હેણે કરવું જોઇએ.

यो न निर्वासनो नूनं सर्वधर्मपरोऽपि सन् ।
सर्वज्ञोऽप्यतिबद्धात्मा पंजरस्थो यथा हरिः ॥
निर्दग्धवासनाबीजं न निमज्जति वस्तुषु ।
सुखदुःखादिषु स्वच्छं पद्मपत्रमिवांभसि ॥

અખિલ ધર્મકર્માચરણમાં તત્પર તથા સર્વજ્ઞ પુરૂષ પણ જો વાસના

રહિત હોય નહિ, તો પાંજરામાં જે પ્રમાણે હરિ (સિંહ કિંવા લીલા રંગનો પોપટ) બંધનને પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે તે પણ સંસાર કારાગારને વિષે બદ્ધ થઇને અત્યન્ત દુઃખનો ભાગી થાય છે. પરંતુ વાસના બીજ જેમાં દગ્ધ થઇ ગયું છે એવું મન, વસ્તુઓમાં તેમજ સુખ દુઃખાદિને વિષે ડૂબી જતું નથી. નિર્મલ કમલપત્ર જો કે પાણીમાં રહે છે, તો પણ તે તેમાં ડૂબી જતું નથી. એટલુંજ નહિ પણ તેના શરીરને જળનો સ્પર્શ માત્ર પણ થતો નથી તે પ્રમાણે નિર્મળ (વાસના કર્દમ રહિત) મન આ જડ સંસારમાં જ્યાં ત્યાં વિચરતું રહેવા છતાં અલિપ્ત રહે છે. હવે જે પુરૂષ વાસનાઓના પ્રાબલ્યથી તેનો ત્યાગ કરવાને અસમર્થ છે ત્હેને માટે તો પ્રાણસ્પન્દનિરોધ, એજ મનોનિગ્રહનો ઉપાય છે. અગર જો કે પ્રાણવાયુનોનિરોધ એ દુર્ઘટ દમન ઉપાય હોવાથી હટ ઉપાયજ છે, તો પણ સ્વચ્છાસ્ત્ર અને સદ્ગુરૂઉપદેશરહિત બીજા જે (ઉપવેશન, શયન, કાયશોષણ, મંત્ર, યંત્ર, સ્મશાનસાધનાદિ સાહસ રૂપ હટ) ઉપાયો છે, તેમનું અહીં નિવારણ કર્યું છે. સારાંશ એ છે કે ક્રમમાર્ગના ઉપાયોમાંથી ગમે તે એકનું અવલંબન કરીને સાધકે પોતાના ચિત્તનો નિરોધ કરવો. હઠયોગવડે કરેલો નિગ્રહ લાંબો સમય સુધી ટકતો નથી, તથા ક્લેશદાયી પણ છે. કોઇ હઠીલું બાળક હોય છે, તો માર પીટ કરવાથી કે ગાળો દઈ ધમકાવવાથી, તે જેમ સમજતું નથી, પરંતુ ત્હેનો સ્વભાવ ઓળખીને યુક્તિથી જો કોઇ ત્હેને સમજાવે છે તો તે ઝટ સ્વાધીન (પોતાના કહ્યા મુજબ વશી ભૂત) થઇ જાય છે. તેજ પ્રમાણે મનનો સ્વભાવ દરેક મનુષ્યના જાણવામાં છેજ. હઠ કરવાથી તે કદી વશ થશે નહિ; પરંતુ ઉપર કહેલી યુક્તિઓ વડે ધીરે ધીરે તે પોતાની આદત (ચાચલ્ય) છોડી દે છે. એટલા માટેજ હઠાદિ ઉપયોનું શાસ્ત્રમાં નિવારણ કરેલું છે. એના ઉપર સામાન્ય દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

એક દરિદ્રી બ્રાહ્મણને એક વખત લાડૂ ખાવાની ઇચ્છા થઇ હતી. ત્હેણે પોતાની સ્ત્રીને કહ્યુંઃ—" આજ રાત્રે જમવાનામાં લાડુ બનાવો. " સ્ત્રીએ જવાબ આપ્યોઃ—'ત્હમે બધું સાહિત્ય લઇ આવશો તો હું કરીશ.' બ્રાહ્મણ થોડુંક સાહિત્ય લઇ આવ્યો, અને તેની બૈરીએ લાડૂ બનાવ્યા પણ ખરા. પરંતુ તેનાથી પાંચજ લાડૂ થયા હતા. લાડૂ ખાવાની આને પણ ઇચ્છા થએલી હોવાથી, ત્હેણે પતિના પાત્રમાં બે લાડૂ પીરસ્યાં અને પોતાને ખાવા સારૂ ત્રણ રહેવા દીધા. પતિએ તે જોઇને પૂછ્યું, કેટલા લાડૂ થયા છે? સ્ત્રીએ જવાબ દીધોઃ—" પાંચ. " બ્રાહ્મણે કહ્યુંઃ—

" ત્યારે મ્હારા પાત્રમાં ફક્ત બેજ લાડૂ કેમ ? " એણે તો પોતાને માટેજ લાડૂ બનાવ્યા હતા. કેમકે દરિદ્રિ અવસ્થાને લીધે પાસે વિશેષ પૈસા નહિ હોવાથી, થોડુંજ સાહિત્ય, રવો, ઘી, ખાંડ વગેરે આણ્યું હતુ. સ્ત્રીએ કહ્યું:—" ત્રણે લાડૂ મ્હેં મ્હારે માટે રહેવા દીધા છે, અને આપને બે મૂકયા છે. " બ્રાહ્મણે કહ્યું:—" એમ નહિ બને; ત્હારે જોઈએ તો તું બે લે, પણ મ્હને ત્રણ મૂક." સ્ત્રીએ ઉત્તર આપ્યો:—" રસોઇ કરતી વખતે ચૂલાની પાસે મ્હારે બેસી રહેવું પડે છે, અને તેને લીધે મ્હારૂં માથું ચઢી જાય છે, તેની તમને કાંઈ ખબર છે ? વળી, બીજી રીતે જુઓ તો, સ્ત્રીઓનું માન પણ વધારે છે. કેમકે પુરૂષોને જગતમાં જે પ્રતિષ્ઠા મળે છે તે સ્ત્રીઓ વડેજ. એટલા માટે હું તો ત્રણજ લેવાની છું, આપ બે ખાઓ. " દરિદ્રી પતિની સ્ત્રી તરફથી કેવી સંભાવના થાય છે તે જગતમાં પ્રસિદ્ધજ છે. બ્રાહ્મણે કહ્યું:—" ભીખ માંગી, યાચના કરીને પૈસા મ્હેં મેળવ્યા, અને ઇચ્છા થઇ તેથી મ્હારૂં પેટ ભરાય તેટલું સાહિત્ય આણ્યું, તો તેમાં તું ભાગીદાર થઇ ! ભલે ! ત્હારી ઇચ્છા હોય તો ત્રણ મ્હને આપીને, બાકીના બે તું ખાજે; પરંતુ મ્હને બેજ, અને ત્હારે માટે ત્રણ રાખ્યા એ કાંઇ ઠીક ન ગણાય. હું ત્રણે લાડૂ લીધા તથા ખાધા વગર રહેવાનો નથી. " સ્ત્રીએ પણ કહ્યું:—" હું કદી પણ બે ખાવાની નથી. " આ પ્રમાણે બન્ને વચ્ચે સંવાદ થઇ, આખરે એવી પ્રતિજ્ઞા લેવાઇ કે જે પહેલો બોલે ત્હેણે બે ખાવા, તથા પાછળથી બોલે ત્હેણે ત્રણ ખાવા. પાત્ર પર બેઠેલા બ્રાહ્મણ અને ત્હેની સ્ત્રીએ એવો ટેક લીધો કે ' મરી જવું તે કબુલ પણ કદી બોલવું નહિ, અને એક લાડૂનું નુકશાન ન થવા દેવું. " તે બેઉ એકમેકના તરફ તથા પાત્રને વિષે પીરસેલા લાડૂની તરફ ટગર ટગર જોઇ રહ્યાં, પણ કોઇએ મ્હોડામાંથી યત્કિંચિત્ ઉચ્ચાર સરખો પણ કર્યો નહિ. એમાં ને એમાંજ રાત વીતી ગઇ; પરંતુ બેમાંથી એક પણ જગ્યા પરથી ઉઠયું નહિ તેમ બોલ્યું પણ નહિ. આસપાસના પાડોશીઓને લાગ્યું રોજ તો મળસકામાં ઉઠીને એ બ્રાહ્મણ સન્ધ્યા વંદનાદિ નિત્ય કર્મ કરતો, પરંતુ આજે દિવસ પણ આટલો બધો ચઢયો છે, છતાં એનું ઘર બંધ કેમ છે ? બહાર અગર બીજે ગામ ગમાતરે જતો રહ્યો હોય તો બારણે તાળું દીધેલું હોય. અથવા પ્રકૃતિની અસ્વસ્થતાને લીધે વખતે અંદર સુઇ રહ્યો તો નહિ હોય ? એવો વિચાર કરીને ઘરના દરવાજા આગળ બે આદમી આવીને, તે બ્રાહ્મણનું નામ દઇને મોટેથી બૂમ પાડવા લાગ્યા "મહારાજ ! શું કરો છો ? ઉઠો, ઉઠો," એમ કહી સાંકળ ઠોકવા લાગ્યા

તથા મોટે સાદે ગર્જના કરી રહ્યા, તો પણ અંદરથી જ્યારે 'ઓ' અગર બીજો કોઈ શબ્દ ન સંભળાયો ત્યારે શંકા થઇ કે ઘર તો અંદરથી બંધ છે, પરંતુ કોઇ સ્ત્રી યા પુરૂષ જવાબ દેતું નથી તેથી કાંઇ નવું જુતું થયું છે ખરૂં. તો હવે શું કરવું ? બીજો એક જણ બોલ્યોઃ—બારણું તોડીને અંદર જઇને જોઇએ કે શું થયું છે. એ ઉપરથી તે લોકો બારણું તોડીને અંદર જઇને જુએ છે, તો બન્ને રસોડામાં પડેલાં છે. એ બ્રાહ્મણ તથા એની પત્નીએ તે લોકોને જોઇને વિચાર કર્યો કે હવે આ લોકો અંદર આવ્યા છે, તો બોલવું પડશે, અને નાહક એક લાડુનું નુકસાન થશે. માટે શ્વાસોચ્છ્વાસ બંધ કરીને જાણે મરી ગયા જેવો ડોળ કરીશું તો એ લોકો ચાલ્યા જશે. એજ હેતુને લીધે ત્હેમણે બારણું ખોલ્યું ન હતું. અને તેઓ બન્ને જણાં એજ નિશ્ચયથી પડી રહ્યાં હતાં. લોકોએ પાસે આવીને ત્હેનું નામ દઈને બૂમ પાડી, ત્હેને ખૂબ ઢંઢોળ્યો, પરંતુ તેઓ બન્ને કાષ્ઠની માફક શરીર નિશ્ચેષ્ટ કરી, પ્રાણ વાયુ રોકીને પડી રહ્યાં હતાં, તેથી લોકોના મનમાં એવી શંકા થઇ કે રાત્રે આ યુગલ જમવા બેઠું હતું, માટે અનાજમાં કાંઇ ઝેર બેર તો નહિ આવી ગયું હોય ? અથવા તો કોઇ ઝેરી પ્રાણી કરડયું તો નહિ હોય ? ખેર ! જે થયું તે ખરૂં. કેમ, ભાઇ ! હવે આગળ શું કરીશું ? બીજાએ કહ્યું:— આપના વિના આ ગામમાં એમનાં બીજાં સગાં વહાલાં પણ કોણ છે ! તથા પડોશી પણ બીજાં કોણ છે ? હવે તો જે કાંઇ કરવાનું છે તે આપનેજ કરવું પડવાનું, એમ કહીને તેઓ પોતાની ન્યાતના ત્રણ આદમીઓને બોલાવી લઇ આવ્યા. અને એ બ્રાહ્મણ દંપતીને સ્મશાન લઇ જવાને માટે વાંસ દોરડી વગેરે મંગાવી તૈયારી કરવા લાગ્યા. મામલો આટલી હદ સુધી આવી પહોંચ્યો હતો, છતાં બેમાંથી એકે યત્કિંચિત્ હીલચાલ અગર ભાપણ સરખું યે કર્યું નહિ. એ લોકોએ તો મરી જવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. એક લાડુનું નુકસાન કોણ સહન કરે ? તે માણસોએ આખરે ત્હેમને ઉંચકીને ઠાઠડીમાં બાંધ્યા અને સ્મશાનમાં લઇ ગયા. ચાર જણ એ ખાંધ લીધી હતી અને એક અગ્નિ લઇ આગળ ચાલતો હતો. સ્મશાનમાં ચિતા તૈયાર કરીને બન્ને જણાને તેના પર સાથે સુવાડવામાં આવ્યા, તથા અગ્નિ પ્રકટ કરવામાં આવ્યો. ત્યાં લગી તો બધું ઠીક ઠીક ચાલ્યું; પરંતુ અગ્નિજવાળાએ બ્રાહ્મણના શરીરનો જેવો સ્પર્શ કર્યો કે તરતજ ત્હેના નિશ્ચય તથા ધૈર્ય છુટી ગયાં, અને ચિતામાંથી એકદમ ફલંગ મારીને તે બહાર આવ્યો, તથા કહેવા લાગ્યો કે "હે સ્ત્રી ! ઉઠ ! ઉઠ ! "હું બે ખાઉં છું, તું ત્રણ ખાજે." સ્ત્રીએ

જવાબ દીધો—ઠીક ત્યારે, હું ત્રણ ખાઇશ, અને તમે બે ખાજો." એટલું બોલીને તે ઉઠીને ઉભી થઇ. સ્મશાનમાં આવેલા લોક પણ પાંચ હતા. આ લોકોનું ભાષણ ત્હેમના સાંભળવામાં આવતાં તેઓ એમ સમજ્યા કે આ બ્રાહ્મણ યુગલ મરણ પામ્યું હતું, પરંતુ સ્મશાનમાં ત્હેમના શરીરમાં ભૂત પેસવાથી, તેઓ બન્ને ઉભાં થઇને હમને પાંચે જણાને ખાઇ જવાની વાત કરી રહ્યાં છે. તેથી તેઓ આશ્ચર્ય ચકિત તેમજ ભયભીત થઇને ઘર તરફ દોડવા લાગ્યા. ત્હેમની પાછળ પેલાં બન્ને "હું બે ખાઉં છું, તું ત્રણ ખાજે," એમ બોલતાં બોલતાં જલદી દોડવા લાગ્યાં. પરંતુ એ લોકોના કહેવાનો શો ભાવાર્થ છે તે બરાબર નહિ સમજાવાથી પેલા માણસો પણ વધારે વેગથી દોડીને હાંફળા ફાંફળા ઘેર આવી પહોંચ્યા. પેલા બ્રાહ્મણ તથા ત્હેની પત્નીએ પોત પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે (બ્રાહ્મણે બે તથા ત્હેની સ્ત્રીએ ત્રણ) લાડૂ ખાધા અને પહેલાંની માફક વ્યવહાર ચલાવવા માંડયો. બીજે દિવસે જ્યારે પેલા પાડોશીઓએ તે બ્રાહ્મણ દંપતિને પહેલાંની પેઠે ઘર કામકાજની વ્યવસ્થામાં ગુંથાયલા જોયાં, ત્યારે ત્હેમનો ભય દુર થયો. અને પછી તેઓએ ત્હેમની પાસે આવીને પૂછ્યું:— "મ્હારાજ! તમે તો મરી ગયા હતા ને, પાછા જીવતા થી રીતે થયા?" મહારાજ બોલ્યા:—"મ્હેં તથા મ્હારી સ્ત્રીએ એવી પ્રતિજ્ઞા લીધી હતી કે જે પહેલું બોલે ત્હેણે બે લાડુ ખાવા, અને પાછળથી બોલનારાએ ત્રણ ખાવા. કેમકે મ્હારા માટે મ્હેં જે લાડૂ બનાવરાવ્યા હતા તે પાંચજ થયા હતા, અને મ્હારી સ્ત્રી મ્હને કહેતી હતી કે 'હું ત્રણ ખાઇશ, તમે બે ખાજો.' એથી કરીને લીધેલી પ્રતિજ્ઞા (પ્રથમ નહિ બોલવું તથા ત્રણ લાડૂ ખાવા) સત્ય કરવાને સારૂ હું મરી ગયો હતો. પરંતુ મ્હારી સ્ત્રી મ્હારા કરતાંયે વધુ નિગ્રહ તથા ધૈર્ય દેખાડનારી નીકળી! અગ્નિજ્વાળાનો મ્હારા શરીરને જ્યારે પ્રથમ સ્પર્શ થયો ત્યારે હઠ પૂર્વક લીધેલી મ્હારી પ્રતિજ્ઞા, તથા શ્વાસોચ્છ્વાસ બંધ કરીને મરી ગયલા હોવાનો કરેલો ઢોંગ, મ્હારે છોડવાં પડયાં. અર્થાત્ મ્હારે પહેલું બોલવું પડયું. મ્હારે તે વખતે મ્હારી સ્ત્રીને કહેવું પડયું કે:—"ઉઠ! હું બે ખાઉં છું અને ત્રણ તું ખાજે." આવું સાંભળીને લોકો બોલી ઉઠયાઃ—વાહવાહ! વાહવાહ! ભટજી તમે પણ ખુબ કરી! એક લાડુને માટે આવું કઠણ પણ લીધું! ધન્ય છે આપને! પરંતુ આપનું ભાષણ સાંભળીને અમે તો એમ સમજ્યા હતા કે આ બન્ને જણાં ભૂત થયાં છે તથા હમને પાંચેને ખાઇ જવા માંગે છે. કેમકે તે વખતે હમે પાંચજ આવ્યા હતાં.

ચાર ખાંધે લેનારા અને એક આગળ ચાલનારો. આપનો કરેલો નિગ્રહ તો ઉત્તમજ હતો, પરંતુ આપનો દેહ સળગી ગયો હત તો સઘળું નિષ્ફળ થઇ પડત. આવા ધૈર્યસંપન્ન હોઇ, પરમાત્મધ્યાન, ભજન, પૂજન વિષયક નિશ્ચય જો ત્હમે કર્યો હત, તો પરમેશ્વરે ત્હમારા દૃઢ નિગ્રહની કદર કરીને ત્હમને પ્રત્યક્ષ દર્શન દીધાં હત. તાત્પર્ય એ છે કે સામાન્યતઃ મિથ્યા કાર્યને ખાતર મનુષ્ય દુરાગ્રહ પૂર્વક મનોનિગ્રહ કરે છે, પરન્તુ તે પણ કાંઇ આખર સુધી ટકી શકતો નથી. કાંઇક અડચણ, વિઘ્ન આવતાં તે નિગ્રહ છુટી જાય છે તો પછી સત્કાર્યને સારૂ બળાત્કારથી કરેલો મનોનિગ્રહ સ્થિર શી રીતે રહી શકવાનો હતો ? રફતે રફતે તથા યુક્તિ પ્રયુક્તિથી ધારણ કરેલો મનોનિગ્રહ વ્યાવહારિક અગર પારમાર્થિક કાર્યની સિદ્ધિને સારૂ ચિર સ્થાયી નીવડીને ઉપયોગી થઈ પડે છે. વ્યસની મનુષ્યનું વ્યસન જેમ ત્હેને ઉપદેશ કરીને ધીરે ધીરે છોડાવી શકાય છે, તેજ પ્રમાણે વિષયસેવનનું મનને લાગુ પડેલું વ્યસન પણ સદુપદેશ–વડે ધીરે ધીરે અનેક પ્રકારની યુક્તિઓથી છોડાવવું જોઇએ. તોજ તે આખરે નિર્વ્યસની બનીને, પરમાનન્દને વિષે સ્થિત થશે.

। इति शिवम् ।



## ચતુર્થ પુષ્પ.

### વૈરાગ્યનું સ્વરૂપ તથા પ્રકાર.

उभाभ्यामेव पक्षाभ्यां यथा खे पक्षिणां गतिः ।
मनसो वै चिदाकाशे वैराग्याभ्याससंस्थितिः ॥

આકાશમાં ઉડવાને માટે પક્ષીઓને બન્ને પાંખોની અનુકૂલતાની અપેક્ષા રહે છે. એમાંથી એક વિકલ થતાં અગર તૂટી જતાં, બીજીથી તેટલું કામ ચાલતું નથી. તેજ પ્રમાણે સાધકનાં વૈરાગ્ય તથા જ્ઞાનાભ્યાસ વગર મનોનિગ્રહ થઈ શકતો નથી. અને ત્હેની પરમ આકાશ (ચિદાકાશ) ને વિષે સુખરૂપ ગતિ થઇ શકતી નથી. એથી કરીને ચિત્ત વશ કરનારને તીવ્ર વૈરાગ્ય શિવાય બીજું કાંઇ સુખ ઉત્પાદક નથી. પરન્તુ તે વૈરાગ્ય અત્યંત સંશયાદિ રહિત શુદ્ધ આત્માના બોધ વડે યુક્ત હોય તોજ સ્વારાજ્ય રૂપી સામ્રાજ્યની પ્રાપ્તિ થઇ શકે છે. વિવેક શૂન્ય (આત્મવિચાર

રહિત) વૈરાગ્ય ધૃતરાષ્ટ્રના જેવુંજ સમજવું. ભરતવંશમાં ધૃતરાષ્ટ્ર જ્યેષ્ઠ ભ્રાતા રૂપે ઉત્પન્ન થયા હતા, તે છતાં અંધત્વને લીધે સ્વરાજ્યને માટે અધિકારી થઇ શક્યા નહિ. તેજ પ્રમાણે કેવલ વૈરાગ્ય શ્રેષ્ઠ ઉત્પન્ન થએલ હશે! તો પણ તે આત્મવિચારદૃષ્ટિશૂન્ય હોઇ સત્પદવીનો ઉપભોગ કરવાને માટે અયોગ્ય નીવડે છે. તેનું સઘળું કાર્ય આંધળાના ભ્રમણ જેવું સમજવું. પરંતુ જે પુરૂષ આત્મવિવેકનેત્રોથી પૂર્ણ અને વૈરાગ્યયુક્ત તથા નિત્ય મુક્ત એવા અવિનાશી સ્વરૂપને જાણવા સારૂ દૃઢભાવયુક્ત બને છે, તે શ્રવણ મનન વડે દેહાધ્યાસ દૂર કરે છે. અને અખંડ ધ્યાન-નિષ્ઠ (ધ્યાતા, ધ્યાન, ધ્યેય એ ત્રિપુટીથી રહિત) થઇને ચૈતન્ય ઘન વસ્તુને પ્રાપ્ત થાય છે. પતંજલિએ પણ ચિત્ત વૃત્તિઓનો નિરોધ કરવા સારૂ આ પ્રમાણે કહ્યું છેઃ—'अभ्यास वैराग्याभ्यां तन्निरोधः'। પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ ઇત્યાદિ નિખિલ વૃત્તિઓનો નિરોધજ કરવો ઉચિત છે. હવે પહેલાં તેમના સ્વરૂપનું અત્રે કિંચિત્ નિરૂપણ ક્રમશઃ કરવામાં આવશે.

૧ પ્રત્યક્ષ, અનુમાન, આગમ એ ત્રણ પ્રમાણ છે. તેમાં વિષય તથા ઇન્દ્રિયોના સંનિકર્ષથી ઘટપટાદિ વસ્તુઓનું જે વિશેષ જ્ઞાન તેને પ્રત્યક્ષ પ્રમાણ કહે છે. ધૂમાડા વગેરે ચિન્હ વડે દૂર દેશમાં રહેલા અગ્નિ આદિ પદાર્થોનું જે સામાન્ય જ્ઞાન તે અનુમાન પ્રમાણ. અને યથાર્થ વક્તા પુરૂષનું જે વાક્ય તે આગમ પ્રમાણ જાણવું. એ શિવાય બીજાં પ્રમાણો પણ શાસ્ત્રોમાં વર્ણવેલાં છે, જે સઘળા તેમને વિષેજ અન્તર્ભૂત છે. ૨ છીપ આદિ પદાર્થમાં જે ચાંદીનું જ્ઞાન, તેને વિપર્યય કહે છે. ૩ જે જ્ઞાનનો વિષય મિથ્યા છે, પરંતુ શબ્દ જ્ઞાનના પ્રભાવ વડે તે મિથ્યાપદાર્થના આકારથી જે ઉત્પન્ન થાય છે તે વિકલ્પ; અર્થાત્ અવિદ્યમાન ભેદવાળા પદાર્થને વિષે જે ભેદનું આરોપણ કરીને કહેવાનું થાય છે તેજ વિકલ્પ. જેમ 'राहोः शिरः' 'चैतन्यं पुरुषस्य स्वरूपं.' એ શબ્દ જ્ઞાનથી બોધ થાય છે કે રાહુનું માથું છે ચૈતન્ય પુરૂષનું સ્વરૂપ છે. પરન્તુ શાસ્ત્રદૃષ્ટિએ વિચાર કરવામાં આવતાં સમજાય છે કે શિરનુંજ નામ રાહુ છે. 'દેવદત્તનું વસ્ત્ર છે' એમ કહેવાથી જેમ વસ્ત્ર ભિન્ન અને દેવદત્ત ભિન્ન પ્રતીત થાય છે, તેવું તો કાંઇ અંહી છેજ નહિ. તો એ બોધ વસ્તુ શૂન્ય અર્થાત્ મિથ્યા વિષયક હોવાથી વિકલ્પ સ્વરૂપ છે, એમ કહી શકાય છે. તેજ પ્રમાણે ચૈતન્ય પુરૂષનું સ્વરૂપ છે, એ પણ વિકલ્પાત્મક જ્ઞાન છે. કેમકે દેવદત્તથી વસ્ત્ર ભિન્ન છે, તેમ કાંઇ પુરૂષથી ચૈતન્ય ભિન્ન નથી. પુરૂષજ

જાતે ચેતન રૂપ છે. એ જ્ઞાન પણ વસ્તુ શૂન્ય હોઇ, વિકલ્પ છે. ૪ સર્વ બાહ્ય વિષયોના આકારરહિત અને તમોગુણયુક્ત જે ચિત્તની સ્થિતિ તેને નિદ્રા કહે છે. ૫ અનુભવ કરેલા વિષયોનું જે અન્યકાળને વિષે સંસ્કાર દ્વારા સ્મરણ થાય છે, તેને સ્મૃતિ કહેવામાં આવી છે. એ પાંચે વૃત્તિઓની અંદરજ બીજા બધાનો અંતર્ભાવ થઇ જાય છે. એ વૃત્તિઓનો નિરોધ અભ્યાસ તથા જ્ઞાન એ બન્ને સાધનો વડે થાય છે.

યોગભાષ્યમાં ભગવાન્ વ્યાસજી કહે છે કે ચિત્ત નદીના બે પ્રવાહ છે; એક. કલ્યાણવહ તથા બીજો પાપવહ જે પ્રવાહ આત્માનાત્મવિવેકરૂપ માર્ગ આગળથી વહે છે અને કૈવલ્ય પર્યન્ત પરિ અવસાનને પ્રાપ્ત થાય છે તેને કલ્યાણવહ જાણવો. અને જે પ્રવાહ અવિવેકમાર્ગથી વહી રહી વિષયભોગપર્યન્ત પરિસમાપ્ત થાય છે તેને પાપવહ જાણવો. એ બન્નેમાંથી જે વિષયભોગરૂપ પાપવહ પ્રવાહ છે તેનો વિષયદોષદૃષ્ટિરૂપ વૈરાગ્ય વડે નિરોધ (અટકાવ) કરી શકાય છે. જે પ્રમાણે તીવ્ર વેગવાળા નદીના પ્રવાહને પ્રથમ સેતુ બંધન દ્વારા મંદવેગ કરીને પછીથી નહેર ખોદીને ક્ષેત્રની સામે તેને ઘસડી આણવામાં આવે છે તેજ પ્રમાણે ચિત્ત નદીના વિષયપ્રવાહને વૈરાગ્યદ્વારા બંધ કરીને પછીથી અભ્યાસવડે વિવેકોન્મુખ કરવામાં આવે છે. એથી કરીને સમાધિના ઉત્પાદનમાં અભ્યાસ અને વૈરાગ્ય એ બન્નેનો સમુચ્ચય (એક સમય અનુષ્ઠાન) સમજવો. અગર જો કે કેવળ વૈરાગ્યથીજ બાહ્ય પ્રવૃત્તિનો નિરોધ થઇને ચિત્તની અંતર્મુખતા થઇ શકે છે, તો પણ તેની સ્થિરતા તેથી થતી નથી. અને સ્થિરતા વગર ચિત્ત એકાગ્ર નથી બનતું. તેજ પ્રમાણે વૈરાગ્ય વિના અંતર્મુખતા પણ અસાધ્ય જાણવી. એટલા માટેજ, 'अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते' એ પ્રમાણે શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે હવે વૈરાગ્યનું કાંઇક નિરૂપણ કરીશું.

પર વૈરાગ્ય તથા અપર વૈરાગ્ય એ પ્રમાણે બે પ્રકારના વૈરાગ્યના ભેદ જણાવેલા છે. તેમાં અપર વૈરાગ્યના ચાર પ્રકાર છે. પ્રથમ યતમાન વૈરાગ્ય, બીજો વ્યતિરેક, ત્રીજો એકેન્દ્રિય, અને ચોથો વશીકાર સંજ્ઞક છે. પતંજલિએ અપર વૈરાગ્યની સીમા જે તુરીયાવસ્થાનો વૈરાગ્ય, તેનું વશીકાર નામથી સૂત્રમાં વર્ણન કર્યું છે. કારણ એ છે કે યતમાનાદિ ત્રણે પ્રકારના વૈરાગ્ય વગર ચતુર્થ વશીકાર નામનો વૈરાગ્ય ઉત્પન્ન થવો અસંભવિત છે.

'दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकार संज्ञा वैराग्यम्'। આ જગતમાં સાર શું છે તથા અસાર શું છે તે ગુરૂ તેમજ શાસ્ત્ર દ્વારા જાણવું જોઇએ,

આ પ્રમાણે ચિત્તને વિષે જે ઉદ્યોગ થાય છે તેનું નામ યતમાન વૈરાગ્ય છે. આપણા ચિત્તને વિષે પહેલાં જે કામ ક્રોધાદિ દોષ હતા તેમાંથી કેટલા નષ્ટ થયા અને કેટલા શેષ રહ્યા ? એ પ્રમાણે વિવેચન કરીને, અવશિષ્ટ રહેલા દોષને દૂર કરવા માટે જે પ્રયત્ન કરવામાં આવે છે, તેને વ્યતિરેક વૈરાગ્ય કહે છે. અને એજ પ્રમાણે આ લોક તથા પર લોકના વિષય ભોગોને સારૂ જે પ્રવૃત્તિ થાય છે, તેને દુઃખ રૂપ સમજીને બહારથી ત્યાગ કરવા છતાં અંતરને વિષે જે સૂક્ષ્મ વિષયાભિલાષા રહેલી હોય છે, તેને એકેન્દ્રિય વૈરાગ્ય કહે છે તથા દૃષ્ટ અને આનુશ્રવિક, યાને આ લોકને વિષે દૃષ્ટિગોચર એવાં ભોગોપયોગી જે સ્રક્, ચંદન, વનિતાવિલાસ તથા ભોજનપાનાદિ વિષય, તેમજ વેદાદિ દ્વારા શ્રુત એવાં જે સ્વર્ગને વિષે થનારાં અમૃત પાન, અપ્સરાભોગાદિ ઐશ્વર્ય અને વિદેહભાવ, પ્રકૃતિલયનો આનંદ, એ નિખિલ વિષયોને માટે તૃષ્ણા રહિત ચિત્તમાં જે એ વિષયોને વિષે વૈરસ્યજ્ઞાન થાય છે, તેજ વશીકાર સંજ્ઞક ચતુર્થ અપર વૈરાગ્ય છે. અર્થાત્ એકેન્દ્રિયને વિષે મનમાં જે સૂક્ષ્મ અભિલાષા થાય છે તે પણ એ વશીકારને વિષે રહેતી નથી. હવે બીજો જે પર વૈરાગ્ય કહ્યો છે, તેનું લક્ષણ કહેવામાં આવે છે.

तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् ।

વિવેક જ્ઞાનના ઉદય વડે ગુણનું કાર્ય જે વિવેકજ્ઞાન તેમાં પણ જે તૃષ્ણાનો અભાવ તેને પર વૈરાગ્ય કહે છે. અર્થાત્ ઐહિક પારલૌકિક વિષયોના વિષે દોષદૃષ્ટિદ્વારા વિરક્ત થએલા ચિત્તમાં જે ત્રિગુણાત્મિકા પ્રકૃતિથી ભિન્ન પુરૂષનો (નિજ રૂપનો) સાક્ષાત્કાર, જેને વિવેકખ્યાતિ કહે છે એવી સમાધિની ફલભૂત વિવેક ખ્યાતિમાં પણ જે તૃષ્ણાનો અભાવ તેને પરવૈરાગ્ય કહે છે. અપર વૈરાગ્ય, સંપ્રજ્ઞાત સમાધિનું અંતરંગ સાધન છે, તથા પર વૈરાગ્ય અસંપ્રજ્ઞાતનું અંતરંગ સાધન છે. સંપ્રજ્ઞાત સમાધિના અભ્યાસ વડે, પુરૂષ અને પ્રકૃતિનું જે ભિન્ન ભિન્ન જ્ઞાન, અર્થાત્ વિવેક ખ્યાતિની પ્રાપ્તિ થવાથી અખિલ પ્રપંચના વ્યવહારોમાંથી જે ઉપશમતા થાય છે, તે પર વૈરાગ્યનો ઉદય થવાથી કૈવલ્ય પ્રાપ્તિમાં કાંઇપણ વિલંબ લાગતો નથી.

વિષય ભોગને દુઃખ રૂપ જાણી વિષયોને વિષે દોષભાવના દૃઢીભૂત કર્યા વગર વૈરાગ્ય ઉપજતો નથી. દ્રવ્ય વગર સ્ત્રીઆદિ વિષયોનો ભોગ થતો નથી, અને દ્રવ્ય સંપાદનમાં તથા રક્ષણ, ખર્ચ કરવામાં દુઃખ શિવાય સુખનો લેશ પણ નથી. સ્વર્ગમાં પણ પોતાથી અધિક ઐશ્વર્ય વાળાનો

ઉત્કર્ષ સહન થતો નથી, અને સમાન ઐશ્વર્યવાળાની સાથે સ્પર્ધા (હરી·ફાઇ) થાય છે, તથા પુણ્યનો ક્ષય થયા બાદ પાછું મર્ત્યલોકમાં પતન થાય છે, ઇત્યાદિ દોષનું ચિન્તવન કરવું જોઇએ. જે વસ્તુને વિષે મનુષ્યને ઉત્કટ વૈરાગ્ય ઉપજે છે, તે વસ્તુને માટે ફરી કદી વિરક્ત પુરૂષનું ચિત્ત–ચલાયમાન થતું નથી. એજ પ્રમાણે સંસારના નિખિલ વિષયોને વિષે દોષ દૃષ્ટિ ઉત્પન્ન થઇને વૈરાગ્યનો ઉદય થાય તો પછી વિરક્તનું ચિત્ત કોઇ વિષય·ભોગને ખાતર કેમ ચલિત થાય? વિષયભોગનિમિત્ત ચિત્તનું ચાંચલ્ય ન થાય તેજ બાહ્ય પ્રવૃત્તિનો રોધ છે, એમ જાણવું, અને તે વૈરાગ્ય દ્વારાજ થઈ શકે છે. એટલા માટે મુમુક્ષુને વૈરાગ્ય પ્રથમતઃ અવશ્ય સંપાદન કરવા યોગ્ય છે. શંકરાચાર્યજી પણ કહે છે કે:—

वैराग्यं च मुमुक्षुत्वं तीव्रं यस्योपजायते ।
तस्मिन्नेवार्थवंतः स्युः फलवंतः शमादयः ॥

જે પુરૂષને તીવ્ર વૈરાગ્ય તથા તીવ્ર મોક્ષેચ્છા ઉત્પન્ન થાય છે, તેને વિષેજ શમ, દમાદિ સાધન ફલરૂપ થાય છે. એથી કરીને સદ્વચનાનુસાર મનમાં શીઘ્ર વિષયવિરસતા ઉપજે, એ પ્રમાણે કરવું જોઇએ.

## પદ–રાગ–પિલુ,–તાલ–દીપચંદી.

ધર મનમેં તૂ વિષય વિરક્તિ । અંતર મુખ વ્હે ચિતકી વૃત્તિ ।
દોષદૃષ્ટિ નશ વિષયાસક્તિ । તબહી બોધ પર વ્હે અનુરક્તિ ।
આત્મવિવેકાભ્યાસકી રીતિ । સ્થિર મન કર પર પદમેં પ્રીતિ ।
સ્મૃતિ પુરાણ અરૂ વર્ણિત શ્રુતિ । અસ દત્તાત્રય કહે રખના સ્મૃતિ ।

શાસ્ત્ર, પુરાણ, વેદાદિમાં એ પ્રમાણે કહ્યું છે કે વિષયોને માટે જે વિરક્તિ (વૈરાગ્ય) તે બહિર્મુખ ચિત્તવૃત્તિ અંતર્મુખ થવા માટે કારણરૂપ છે. એથી કરીને દોષ દૃષ્ટિ અન્તરમાં ઉત્પન્ન થવા માટે વિષયાદિકોનાં ગુણ, રૂપ તથા સ્વભાવને શાસ્ત્ર તથા સંત મહાત્મા પુરૂષોના સમાગમદ્વારા સમજવાં જોઇએ; તોજ વિષયાદિકોની આસક્તિનો નાશ થઇને બોધ (આત્મ જ્ઞાન) પર અનુરક્તતા થશે. પછી આત્મવિચારના અભ્યાસના બલવડે મનની અંતરમાં સ્થિરતા થશે, અને તેનાથી મનની એકાગ્રતા થઇને પરંપદ ઉપર અતીવ પ્રીતિ ઉપજે છે. સારાંશ એ છે કે જ્યાં સુધી વૈષયિક રાગ મનમાં રહે છે ત્યાં સુધી મુક્તિ (સંસાર બંધનથી છુટકો) થવી મુશ્કેલ છે.

न शूद्रे वेदसंस्कारस्तैलं च सिकतासु न ।
न स्यात्करतले रोम तथा मुक्तिर्न रागिणि ॥

જે પ્રમાણે શૂદ્રાદિને વેદાધ્યયનાદિકનો અધિકાર ન હોવાથી, વેદોક્ત વ્રતબંધાદિ સંસ્કાર ત્હેમને થવા નથી. અથવા વાલુકા (રેતી) માં તેલ પણ કદી થતું નથી; એજ પ્રમાણે આકાશને વિષે વૃક્ષની ઉત્પત્તિ થતી નથી, અગર કરતલ ( હાથેલી ) માં વાળ ઉગતા નથી, કિંવા અગ્નિમાં શીતલતા તથા ચંદ્રમાં ઉષ્ણતા કદી થતી નથી, તેજ પ્રમાણે જે પુરૂષ સ્ત્રીપુત્રધનાદિ વિષયોમાં રાગી ( પ્રીતિવાળો ) બને છે, ત્હેની જન્મમરણરૂપ સંસારબંધનમાંથી મુક્તિ થતી નથી. લોખંડ તથા લાકડાના મજબૂત પાશથી જકડાયલો મનુષ્ય કોઈ વખત છુટો થઇ શકે છે, પરંતુ વિષયોના રાગરૂપ પાશ વડે બદ્ધ થયલો જીવ મુક્ત થવો અત્યન્ત મુશ્કેલ છે, એમ સમજવું. લોઢા લાકડાના પાશ જીર્ણ ( ક્ષીણ ) થઇને તૂટી જાય છે ખરા, પરંતુ વૈષયિકરાગ ઉત્તરોત્તર અધિક દૃઢ થઇને બંધન પણ વજ્રને સુદ્ધાં અભેદ્ય થઇ પડે છે. મુક્તિરૂપી સ્ત્રીમાં તથા લૌકિક સ્ત્રીઓમાં કેટલી વિલક્ષણતા છે તેનો ખ્યાલ કરોઃ—

रागिण्यपि विरागिण्यः स्त्रियस्तासु रमेत कः ।
अहं च कलये मुक्तिं या विरागिणि रागिणी ॥

સ્ત્રીઓના ઉપર રાગ (પ્રીતિ) કરનારા પુરૂષના પ્રત્યે સ્ત્રિઓ વિરાગિણી ( પ્રીતિ રહિત ) થાય છે. એથી કરીને કયો જ્ઞાની પુરૂષ એમનામાં આસક્ત થઇને રમમાણ થશે ? વિવેકી કદી થશે નહિ. પરંતુ મુક્તિ સ્ત્રી એવી છે કે વિરાગી પુરૂષને માટે તે સ્વયં રાગણી થાય છે. એટલા માટેજ અમે મુક્તિ વનિતાનો સ્વીકાર કરીએ છીએ એ પ્રમાણે સજ્જનોનું વચન છે. રાગ તથા વિરાગ શબ્દમાં ચમત્કાર છે. મુક્તિની પ્રાપ્તિને અર્થે વિરાગી એટલે રાગ ( પ્રીતિ ) રહિત થવું પડે છે. છતાં તે (મુક્તિ વનિતા) તો રાગિણીજ થાય છે. લૌકિક સ્ત્રી રાગ રહિત ( પ્રીતિ શૂન્ય ) પુરૂષના પ્રત્યે રાગિણી થતી નથી—પ્રેમ કરતી નથી. ઉલટી રાગી ( પ્રેમી )ને સારૂ પણ વિરાગિણી ( પ્રેમ શૂન્ય ) રહે છે. પરંતુ મુક્તિરૂપી સ્ત્રીની અલૌકિકતા એવી છે કે તમે એને ખાતર રાગી નહિ બનો તોયે ચાલશે, પરંતુ વિરાગી ( વૈરાગ્ય યુક્ત ) તો થવુંજ જોઇએ; તોજ તે રાગિણી ( પ્રેમી ) થઇને ત્હમને આનંદ આપશે. તાત્પર્ય એ છે કે વિષયરાગીને મુક્તિનો

લાભ પ્રાપ્ત થતો નથી, વિરાગીનેજ થાય છે. રાજા ભરથરી શું પોતાની રાણીના ઉપર રાગ ( પ્રીતિ ) કરતો ન હતો ? પરંતુ આખરે તેનું વિરાગમાં પરિણામ આવ્યું અને રાજા વિરાગી થયો તો મુક્તિ સ્ત્રીએ રાગિણી બનીને ત્હેને માળા પહેરાવી. એજ વૃત્તાન્તનું દૃષ્ટાન્ત તરીકે નીચે પ્રમાણે વર્ણન આપવામાં આવે છે.

ઉજ્જયિની નગરીમાં રાજા ભરથરી ધર્મ તથા નીતિથી પ્રજાનું પાલન કરી રહ્યો હતો. એ વખતે એક દરિદ્રી બ્રાહ્મણે ભગવતી દેવીની તપસ્યા કરી હતી, જેથી પ્રસન્ન થઇને દેવીએ ત્હેને એક ફળ આપ્યું હતું અને એ ખાવાથી તું અમર થઇશ એમ કહીને અંતર્ધ્યાન થઇ ગઇ હતી. બ્રાહ્મણ વિવેકી હોવાથી ત્હેણે વિચાર કર્યો કે જો હું આ ફળ ખાઇશ તો અમર તો થઇશ પરંતુ તેથી કાંઇ દરિદ્ર જવાનું નથી. દરિદ્રતા મહા દુઃખદાયી છેઃ—

जीवन्तोऽपि मृताः पंच व्यासेन परिकीर्तिताः ।
दरिद्रो व्याधितो मूर्खः प्रवासी नित्यसेवकः ॥

દરિદ્રી પુરૂષ, વ્યાધિ ગ્રસ્ત, મૂર્ખ, દેશાન્તરમાં પ્રવાસ કરનાર, તથા નિરન્તર સેવા કરનારો મનુષ્ય એ પાંચે જીવતાં હોવા છતાં મુઆ જેવાજ છે, એ પ્રમાણે મહર્ષિ વ્યાસે વર્ણન કર્યું છે. એ પાંચોને સુખ તેમજ પ્રતિષ્ઠા કદી પ્રાપ્ત થતાં નથી. અસ્તુ ! તે બ્રાહ્મણે અમર રહી દરિદ્રતાનું દુઃખ ભોગવવું તેના કરતાં એ ફળ રાજા ભરથરીને આપવું તે ઠીક છે એ પ્રમાણે વિચાર કર્યો. કેમકે એ રાજા ખાઇને અમર થશે તો પ્રજાનું ન્યાયપૂર્વક પાલન કરીને સર્વને સુખ આપશે. તેથી તે બ્રાહ્મણે રાજ દરબારમાં આવી રાજાને આશીર્વાદ પૂર્વક તે ફળનું નજરાણું કરીને કહ્યું:—"હે રાજન્! દેવીનું મ્હેં બાર વર્ષ સુધી તપ કર્યું ત્યારે દેવીએ મ્હને આ ફળ આપીને 'એ ખાવાથી તું અમર થશે' એમ કહ્યું હતું. પરંતુ હું તો દરિદ્રી છું, તેથી એ ફળ ખાઇ અમર બનીને દરિદ્રતાનું દુઃખ ભોગવવાથી મ્હને શો લાભ થવાનો હતો ? એમાં કાંઇ દરિદ્રતા નાશક ગુણ નથી. માટે આપને મ્હેં એ અર્પણ કર્યું છે, તો આપ એ ખાઇને અમર બનો અને પ્રજાનું રાજધર્માનુસાર પ્રાલન કરીને તેને આનંદ આપો. બ્રાહ્મણનું આવું ભાષણ સાંભળીને રાજા ભરથરીને આનંદ સાથે વિસ્મય થયો. પોતાને અમૃત ફલ મળવાથી અમરત્વ પ્રાપ્ત થશે તેથી આનંદ, અને આવું ફળ મળવા છતાં તે બ્રાહ્મણે તેના તરફ લોભ નહિ રાખતાં પોતાને આપી દીધું તેથી

વિસ્મય. આવો ઉત્તમ ગુણ ધરાવનારો પદાર્થ કદી કોઇ બીજાને (પુત્ર, પૌત્ર, કલત્રાદિકને) આપે નહિ. એ બારે વિવેકી તથા મ્હારા પર પ્રીતિ રાખનારો હોવાથી એણે મ્હને એ ફળ આપ્યું. ત્યારબાદ રાજાએ પુષ્કળ દ્રવ્ય આપીને તે બ્રાહ્મણની દરિદ્રતાનું દુઃખ દૂર કર્યું. બ્રાહ્મણને પણ એજ જોઈતું હતું કે દરિદ્રતા દૂર થાય. ત્યાર પછી રાજા તે અમૃત ફળ લઇને આનંદ પૂર્વક રાણીના મંદીરમાં આવ્યો, અને ત્હેને સર્વ વૃતાન્ત કહી સંભળાવ્યો. તે રાણીપર રાજાને બહુજ પ્રેમ હોવાથી રાણીએ તે ફળની માંગણી કરતાં તેનાથી ત્હેને ના નહિ કહી શકાઇ. રાજાએ વિચાર્યું કે આ રાણીવડે મ્હને અત્યન્ત આનંદ છે. જો હું અમર બનું અને એ મરી જાય તો મ્હને કેટલું દુઃખ થાય? માટે ભલે એ ખાય તેમાં શી હરકત છે? રાજાએ એથી તે ફળ રાણીને આપ્યું. રાણીએ તે ફળ પોતે ન ખાતાં, પોતાનો જે યાર (અશ્વપાળ, ઘોડાવાળો) હતો ત્હેને આપ્યું, તથા તેનો ગુણ કહ્યો. તે ઘોડાવાળાએ પણ પોતે જાતે તે ફળ ન ખાતાં પોતાની એક પ્રીતિપાત્ર વેશ્યા હતી ત્હેને તે આપી દીધું. પરંતુ તે વેશ્યા હતી ચતુર તથા વિવેકી; ત્હેણે પોતાના મન સંગાથે વિચાર કર્યો કે, જન્માન્તરમાં મ્હારા હાથે થએલા પાપનું ફળ આ વેશ્યા જન્મની પ્રાપ્તિ છે. અને આ અમર ફળ જો હું ખાઇશ તો હું અમર થઇશ ખરી પરંતુ મ્હારે આ નીચ વ્યવસાયમાં જીવન ધારણ કરવું પડશે. મરણ થાય તે એનાથી બહેતર છે. પરંતુ મ્હારો રાજા ભરથરી જે બહુ ધર્મજ્ઞ, નીતિમાન્, તથા પ્રજાપાલનમાં દક્ષ છે, ત્હેને જો આ ફળ હું અર્પણ કરૂં તો એ અમર બનીને પ્રજાનું પાલન કરશે, તેમજ મ્હને એની પાસેથી એમ કરવાથી દ્રવ્ય પણ મળશે. એમ વિચાર કરીને વેશ્યાએ રાજદરબારમાં આવીને પ્રણામ કરી તે ફળ ત્હેની સમક્ષ ભેટ તરીકે મૂક્યું.

વેશ્યા બોલી—" હે રાજા! આ ફળમાં અલૌકિક ગુણ છે. આપ જો એ ખાશો તો આપને અમરત્વની પ્રાપ્તિ થશે. રાજાએ તે ફળ જોઇને પૂછ્યું:—"ત્હમને આવું ફળ ક્યાંથી મળ્યું?" ત્યારે ત્હેણે કહ્યું:—આપની પાગામાં જે નોકર છે તથા જેનું ફલાણું નામ છે, ત્હેણે મ્હને કંહીથી આણી આપીને ખાવા માટે કહ્યું હતું. પરંતુ અમર થઇને આવા (નકૃષ્ટ વેશ્યાના કુલમાં જીવન ધારણ કરવું ઠીક નહિ, એ વિચારથી તથા આપ અમારા પ્રભુ અમર થશો તો પ્રજાનું યથાન્યાય પાલન કરી સુખ આપશો, એ અભિપ્રાયથી મ્હેં એ ફળ આપને અર્પણ કર્યું છે. વેશ્યાનું આવું ભાષણ સાંભળીને રાજાને શંકા ઉપજી અને ફલને હાથમાં લઇને જોયું તો

એની ખાતરી થઇ કે જે ફળ મ્હેં મ્હારી રાણીને આપ્યું હતું તેજ એ છે. તે પરથી રાજાએ બાગના નોકરને બોલાવીને પૂછયું:—"આ ફળ ત્હેં આ વેશ્યાને આપ્યું હતું?" ત્હેણે જવાબ દીધો:—'આપ્યું હતું.' રાજાએ ફરીથી પુછયું:—'એ ફળ ત્હને ક્યાંથી અને કેવી રીતે મળ્યું?' ત્યારે તો તે ગભરાઇજ ગયો અને મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે મ્હારે શું કહેવું? સત્ય કહેવાથી પણ મોત છે, અને નહિ કહેવાથી પણ મોત છે. કેમકે એ તો રાજા હોવાથી ચાહે તે કરી શકે તેમ છે. આજદિનપર્યન્ત કરેલું પાપ આજે પ્રગટ થશે. આખરે રાજા પણ એની તરફથી કાંઇ પણ જવાબ ન મળ્યો ત્યારે ક્રોધ તથા ભયદાયક ભાષણથી ત્હેને ડરાવવા લાગ્યો, કે તું જો ખરેખરૂં નહિ કહી દે તો ત્હારો શિરચ્છેદ કરવામાં આવશે, ત્યારે લાચાર થી ત્હેને કબૂલ કરવું પડયું કે એ ફળ આપના અંતઃપુરમાંથી રાણી પાસેથી મ્હને મળ્યું. સાંભળતાવારને રાજાના દેહનું ભાન જતું રહ્યું અને એ પાપીને શીઘ્ર સજા કરવા મંત્રીને ફરમાવ્યું. પછી રાણીની પાસે આવીને રાજાએ ત્હેને પૂછયું ત્યારે ત્હેને પણ સાચે સાચું કહી દેવું પડયું. એ પાપને માટે રાજાએ ત્હેને દેહાન્ત દંડની શિક્ષા કીધી, તથા મનમાં આશ્ચર્ય-યુક્ત થઇને આ પ્રમાણે કહેવા લાગ્યો:—

यां चिन्तयामि सततं मयि सा विरक्ता ।
साप्यन्यमिच्छति जनं स जनोऽन्यसक्तः ।
अस्मत्कृते च परितुष्यति काचिदन्या ।
धिक्तां च तं च मदनं च इमां च मां च ॥

જે સ્ત્રીને માટે અન્તરને વિષે અહર્નિશ આસક્તિ રાખીને જેનું હું ચિન્તવન કરી રહ્યો છું તે તો મ્હારાથી વિરક્ત બનીને બીજા કોઇ પુરૂષની ઇચ્છા કરે છે તથા પ્રેમ પૂર્વક ત્હેની સાથે રમમાણ થાય છે. રાજસ્ત્રી મળી તે છતાં તે અન્ય પુરૂષ પણ તેને વિષે અનાસક્ત થઇને બીજી કોઇ સ્ત્રીમાં અનુરક્ત થાય છે અને મ્હારા તરફ પણ કોઇ ત્રીજીજ સ્ત્રી આસક્ત થઇ રહેલી જણાય છે. એટલા માટે એ સ્ત્રીને, જાર પુરૂષને, એ પ્રકારના મદનને, તથા એ વેશ્યાને અને મ્હને પણ ધિક્કાર છે! સારાંશ એ છે કે સ્ત્રીને નીતિશાસ્ત્ર વિશારદ, વિદ્વાન્, કુલીન, તરૂણ, "કર્ણતુલ્યદાતા, ઐશ્વર્ય-સંપન્ન, શ્રૃંગાર દીક્ષાનો ગુરૂ આવા ઉત્તમ પ્રકારના ગુણો ધરાવનારો પતિ મળ્યો હશે અને ત્હેણે ત્હેને સ્વપ્રાણતુલ્ય સમજી લાલન પાલન કર્યું હશે તોપણ તે સ્ત્રી એવા પતિને છોડીને અન્ય જાર પુરૂષની વાંછા કરે છે.

રાજા ભરથરીએ એ પ્રમાણે સ્ત્રીઓના સ્વભાવનું બહુ વર્ણન કર્યું છે, જે પ્રસિદ્ધજ છે. પછી રાજાએ તે અમર ફળ ખાધું, અને સ્ત્રીઓની આસક્તિ ત્હેણે છોડી દીધી.

સારાંશ, રાજા રાગી હતો છતાં સ્ત્રી વિરાગી થઇ અને જ્યારે રાજા[1] વિરાગી થયો ત્યારે મુક્તિ રૂપી સ્ત્રી ત્હેને માટે રાગિણી થઇ. એથી કરીને લૌકિક સ્ત્રી તથા મુક્તિરૂપી સ્ત્રીને વિષે મોટું અંતર છે.

આના પર કોઇ એમ કહેશે કે મુમુક્ષુને મોક્ષ ઇષ્ટ હોવાથી ત્હેને પ્રધાનસાધન જ્ઞાનનીજ ઇચ્છિતા હોવી જોઇએ, અને ત્હેને માટે ત્હેણે એ જ્ઞાનનું પ્રતિપાદન કરનારા વેદાન્તનું શ્રવણ કરવું આવશ્યક છે. તો પછી વૈરાગ્યનું શું પ્રયોજન છે ? એ શંકાના સમાધાનમાં સમજવું જોઇએ કે વૈરાગ્ય વિના કરેલાં શ્રવણથી જ્ઞાનની સ્થિરતા થશે નહિ.

न नेमिरेव यत्रास्ति स्थितिश्चक्रस्य कीदृशी ।

રથના ચક્રનાં બધાં અંગ ઉત્તમ છે, છતાં ચાલવામાં ખાસ કારણરૂપ જે નેમિ (વાટ) તે ન હોય તો તે ચક્રને વિષે ચાલવાની સ્થિરતા શી રીતે આવી શકશે ? તેજ પ્રમાણે વૈરાગ્ય વગર જ્ઞાનના પણ અજ્ઞાનનાશકાર્યમાં સ્થિરતા આવશે નહિ. વૈરાગ્ય વગર જેઓ વેદાન્ત શ્રવણ કરે છે, તે શું મોક્ષને માટે ? અગર અક્ષર લાભને સારૂ ? કિંવા વિલાસને માટે ? એમાંથી કોઇપણ કાર્ય સિદ્ધ થતું નથી.

સાધનાનુષ્ઠાન અવ્યંગ હોય તોજ સાધ્યનો લાભ થઇ શકે છે. વૈરાગ્યરહિત શ્રવણ વ્યંગ હોવાથી, તેનાથી જ્ઞાન સાધ્ય થતું નથી, અને તેના અભાવમાં મોક્ષની પ્રાપ્તિ પણ થશે નહિ. ' संन्यस्य श्रवणं कुर्यात् ' આ વચન પરથી સંન્યાસ શ્રવણનું અંગ છે એમ નિશ્ચિત થાય છે. હવે કેટલાક સંન્યાસ લીધા છતાં ચિત્તવિક્ષેપ દૂર કરતા નથી તથા શ્રવણમાં પ્રવૃત્ત ન થતાં અનેક વ્યાપાર કરે છે એ જૂદી વાત છે. પરંતુ તેથી કાંઇ શ્રુતિ મિથ્યા છે, અથવા તો સંન્યાસ એ શ્રવણાંગ નથી એમ સિદ્ધ થતું નથી. વળી શરીરાદિકની પરવશતાને લીધે કદાચિત્ બાહ્ય સંન્યાસ વેષ કોઇથી ધારણ ન થઇ શકયો હોય, પરંતુ અંતરમાં વિષયવૈરસ્ય તેમજ

૧ આ રાજાનું આદ્યોપાન્ત વૃત્તાન્ત, નવનાથ ચરિત્ર લખવામાં આવનાર છે, તેમાં વિસ્તાર પૂર્વક લખવા વિચાર છે. ગુરૂદત્તાત્રય અને ગોરક્ષનાથ, એમનો સમાગમ તથા ગુરૂપદેશ પ્રાપ્ત થતાં, એ ભરથરી રાજા નવનાથ યોગીઓમાં પ્રસિદ્ધ થયા અને અમરતાથી જગત્માં રહ્યા એવું એમનું વર્ણન છે.

રાગદ્વેષાદિ વિકાર નષ્ટ થઇ ગયા હોય તો હેને વેદાન્ત શ્રવણનો અધિકાર છે, એમ સમજવું. 'अथातो ब्रह्मजिज्ञासा' એ સૂત્રના 'अथ' શબ્દનો અર્થ 'અનંતર' 'પછી' એ પ્રમાણે ભાષ્યમાં કર્યો છે. કોના પછી? તો વૈરાગ્ય સંન્યાસાદિ સાધન સિદ્ધિ પછીજ બ્રહ્મ જીજ્ઞાસા કરવી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે વૈરાગ્યાદિ અંતરંગ સાધનશૂન્ય પુરૂષોને વેદાન્ત શ્રવણનો અધિકાર નથી. 'અધિકાર નથી' એનો અર્થ, શ્રવણ કરે તો કોઇ દંડ કરતું નથી, પરંતુ હેનું કાર્ય સિદ્ધ થતું નથી, એથી કરીને નિષ્ફળ નીવડે છે એમ સમજવું. ન્યાયાધીશ જે પ્રમાણે અપરાધીને શિક્ષા કરે છે અને હેનો અમલ યથાર્થ થઇ શકે છે, તેજ પ્રકારનો શબ્દોચ્ચાર બીજો કોઇ અનધિકારી મનુષ્ય કરે તો હેના ભાષણથી શું અપરાધીને શિક્ષા થઇ શકે છે કે? નહિજ. કેમકે તે મનુષ્યે વિદ્યાભ્યાસ કરી, પરીક્ષા આપીને અધિકાર સંપાદન કર્યો નથી, અને ન્યાયાધીશે તો યથાર્થ અભ્યાસ કરી તેની પરીક્ષા આપીને અધિકાર સંપાદન કર્યો છે, માટેજ હેના શબ્દથી કાર્ય થાય છે. તેજ પ્રમાણે જેમણે વૈરાગ્યાદિ સાધનનો અધિકાર મેળવ્યો નથી, હેમનું શ્રવણ ફલદાયી થતું નથી. મુંડક શ્રુતિમાં પણ કહ્યું છે કેઃ—

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।

ते ब्रह्मलोकेषु परान्तकाले परामृताः परिमुच्यन्ति सर्वे ॥

વેદાન્તથી ઉત્પન્ન થએલા વિજ્ઞાનવડે જેનો વિજ્ઞેય અર્થ (જાણવાને માટે યોગ્ય પરમાત્મા) ચિત્તને વિષે ઉત્તમ પ્રકારે નિશ્ચિત થયો છે, તેઓ સઘળા સંન્યાસયોગવડે યત્નશીલ તથા શુદ્ધ ચિત્ત બનીને બ્રહ્મલોકમાં, દેહ ત્યાગના સમયે પરમ અમૃત થઇને સર્વતઃ મુક્ત થાય છે. આ ઉપરથી વૈરાગ્ય સંન્યાસાદિ સાધનોની કેટલી બધી આવશ્યકતા છે, તે સ્પષ્ટ થાય છે. હવે 'વેદાન્તનું શ્રવણ શું અક્ષર લાભને માટે છે?' એ બીજા પક્ષની પણ સિદ્ધિ થતી નથી, તે આપણે તપાસીએ. સંસારી પુરૂષોનું ચિત્ત નિરંતર અનેક વિક્ષેપાદિકોથી યુક્ત રહે છે તેથી હેમને યથાવત્ અક્ષરના અર્થનો લાભ થઇ શકતો નથી. વ્યાવહારિક વિષય સંબંધી અક્ષરાર્થ લાભ માટે પણ ચિત્તની એકાગ્રતાની આવશ્યકતા છે, અને એ વાતનો વિદ્યાર્થીઓને નિત્ય અનુભવ પણ છે, તો પછી વેદાન્ત વિષયક અક્ષરાર્થ લાભને માટે કેમ નહિ હોવી જોઇએ? હવે રહ્યો ત્રીજો પક્ષ, 'વિલાસને માટે વેદાન્ત શ્રવણ,' પરંતુ તે પણ સિદ્ધ થતો નથી. કારણ એ છે કે કાવ્ય, નાટક ચંપૂ વગેરેની માફક એ વેદાંતમાં કાંઇ ચમત્કૃતિ નથી. વિલાસી પુરૂષોને તો

એ શુષ્ક લાગે છે. સકલ વિષયપ્રસંગ ત્યાગમાં શો ચમત્કાર હોવાનો હતો? સારાંશ, વૈરાગ્યઅંગરહિત કરેલું શ્રવણ કોઇપણ પ્રકારે જ્ઞાનોત્પાદક નીવડતું નથી, એ સિદ્ધાન્ત નિર્વિવાદ છે એમ સમજવું. અસ્તુ! હવે વૈરાગ્યના અનેક પ્રકાર દર્શાવવામાં આવે છે (પાતંજલ સૂત્ર પ્રમાણે જો કે વૈરાગ્યનું આગળ વર્ણન કરેલુંજ છે તોપણ સુલભતાને સારૂ બીજા ગ્રંથોની રીતીથી કહેવામાં આવે છે, પરંતુ તેમાં કાંઇ વિરોધ નથી.) વૈરાગ્ય બે પ્રકારનો છે. એક જીજ્ઞાસા મુખ્ય, અને બીજો જીહાસા મુખ્ય. બ્રહ્મજ્ઞાનનીજ ઇચ્છા જેમાં મુખ્ય છે તે જીજ્ઞાસા મુખ્ય. અને જેમાં ત્યાગનીજ ઇચ્છા મુખ્ય છે તે જીહાસા મુખ્ય સમજવો. એ બન્નેના પણ મંદ, મધ્યમ, તથા ઉત્તમ એવા ત્રણ ભેદ છે, અર્થાત્ એકંદર છ પ્રકાર થાય છે. હવે એ સર્વનાં લક્ષણ યથાક્રમ બતાવવામાં આવે છે.

૧ રાજ્યભ્રષ્ટ, ચિરકાલનો રોગી, પરાધીન, નષ્ટ વૈભવ ઇત્યાદિ પુરૂષ વિરક્ત થઇ મનમાં આ પ્રમાણે ઇચ્છા કરે કે 'હે ભગવન્! આવો જન્મ ફરીથી કદી ન મળે, પરંતુ એથી અતીવ ઉત્તમ કે જેમાં એ પ્રકારના દુઃખની પ્રાપ્તિ ન હોય, એટલા માટે જેઓ તપ કરે છે, ત્હેમનું વિષય વૈતૃષ્ણ્ય, ત્યાગેચ્છા મૂલક હોવાથી તેને મંદ જીહાસા મુખ્ય વૈરાગ્ય સમજવો. એ વૈરાગ્યમાં જન્માન્તરના ભોગનો હેતુ હોવાથી, એ અધમ કોટીનો વૈરાગ્ય છે. ૨ આધિ, વ્યાધિ, ભય, ઉદ્વેગ, પારતંત્ર્ય, ઇત્યાદિ ક્લેશ રહિત તથા બ્રહ્મચર્યાદિ સાધન સંપન્ન અને દુઃખ પ્રાપ્ત થાય છતાં તેમાં અનુદ્વિગ્ન થઇને જે પુરૂષ મોક્ષની ઇચ્છા કરે છે; જેમકે:—

कामधेनुर्गृहे येषां निवासो नदने वने ।
कश्यपाद्यास्तपस्यंति जिज्ञासामुख्यमेव तत ॥

જેમના ઘરમાં સકળ ભોગ પ્રાપ્તિની હેતુભૂત એવી જે કામધેનુ તેનો નિવાસ છે, તથા જ્યાં આગળ અખિલ કામ પૂરક કલ્પતરૂ છે, તે નંદનવનને વિષે જેમની સ્થિતિ છે, એવું હોવા છતાં પણ કશ્યપ વગેરે ઋષિઓ વૈરાગ્ય પૂર્વક તપશ્ચર્યા કરે છે. એનું નામ મંદ જીજ્ઞાસામુખ્ય વૈરાગ્ય છે. ૩ આધિ, વ્યાધિ, ભય ઉદ્વેગ, પારતંત્ર્યાદિકથી પીડીત થઇને જે મનુષ્ય સંસારદુઃખમાંથી મુક્તિની ઇચ્છા કરે છે, ત્હેમનો મધ્યમ જીજ્ઞાસા મુખ્ય વૈરાગ્ય સમજવો. પ્રથમ જે મંદ જીહાસામુખ્ય વૈરાગ્ય કહ્યો તેમાં મોક્ષેચ્છા હોતી નથી, અને આ મધ્યમ જીહાસામુખ્યમાં હોય છે, માટે તેના કરતાં એ ઉત્તમ છે. ૪ હવે મધ્યમ જીજ્ઞાસા-

મુખ્ય વૈરાગ્યનું લક્ષણ કહેવામાં આવે છે. જે પુરૂષોના અંતરમાં "કાકતાલીય ન્યાયથી' આ પ્રમાણે વિચાર ઉત્પન્ન થાય છે કે હમને દુર્લભ મનુષ્ય જન્મ મળ્યો અને વેદાન્તાદિક શાસ્ત્રોના પરિશીલનથી હમારી બુદ્ધિ પણ સૂક્ષ્મ થઇ છે, તે છતાં હમારૂં ચિત્ત બ્રહ્માનંદના વિષે સ્થિર ન થાય તો, જન્મ ધારણ કરીને હમે શું સંપાદન કર્યું? કાંઇ પણ નહિ; અને તેટલા માટે જે સાધનસંપન્ન થઇને બ્રહ્મજીજ્ઞાસા કરે છે ત્હેમનો વૈરાગ્ય મધ્યમ જીજ્ઞાસામુખ્ય કોટિનો છે. વિરોચન દૈત્ય, બલી, સહસ્રાર્જુન, શ્રી રામચંદ્ર, તથા બીજા પણ જેઓ પુરાણાદિકમાં પ્રસિદ્ધ છે, તેઓ સઘળા રાજ્યવૈભવ તેમજ પ્રજાપાલનાદિ કર્મના પ્રત્યે ઉદાસીન થઇને સ્થિત થયા હતા. એ સઘળા મધ્યમ જીજ્ઞાસામુખ્ય વૈરાગ્યમાં ઉદાહરણરૂપ છે. ૫. જન્માન્તરીય ઘણાં પુણ્યોવડે જીવોને પ્રથમથીજ સંસારને માટે દૃઢ વૈરાગ્ય થઇને, કેવળ બ્રહ્મજ્ઞાનની ઇચ્છા થાય તો તેને ઉત્તમ જીજ્ઞાસામુખ્ય વૈરાગ્ય જાણવો. ૬ તથા જેમને પ્રથમથીજ દૃઢ બ્રહ્મજ્ઞાનની ઇચ્છા ઉપજે છે અને તેને લીધે દૃશ્યવસ્તુવિષયક અંતરમાં જે વિરક્તતા થાય છે, ત્હેમનો ઉત્તમ જીજ્ઞાસામુખ્ય વૈરાગ્ય છે. પરંતુ જે ઉત્તમાધિકારી પુરૂષને સર્વત્ર આત્મદર્શન થયું છે, અને તેનાથી જેની ગુણદોષદૃષ્ટિ નષ્ટ થઇ છે, તેનો તો સ્વાભાવિક વૈરાગ્ય હોઇ, જીજ્ઞાસામુખ્ય કે જીજ્ઞાસામુખ્ય વૈરાગ્યમાંથી એક પણ કોટિમાં આવતો નથી. એ વૈરાગ્ય પૂર્વોક્ત ૭ કોટિથી વિલક્ષણ સપ્તમ કોટિનો તથા સપ્તમ ભૂમિકાનો હોવાથી અતીવ શ્રેષ્ઠ છે. વસિષ્ઠજીએ પણ એ પ્રમાણે શ્રી રામચંદ્રને કહ્યું છે, જે યોગવાસિષ્ઠ ગ્રંથમાં પ્રસિદ્ધ છે, તેમાં કહે છે કે હે રામ?

यथाकथंचिदुदितं दुःखेन स्वयमेव वा ।
संसारवननिर्वेदं बीजमस्य विदुर्बुधाः ॥

વિદ્વાન્ પંડિતો એમ કહે છે કે સંસાર વિષયક જે પર વૈરાગ્ય છે, તે સમાધિરૂપ કલ્પવૃક્ષનું બીજ છે. પછી તે વૈરાગ્ય ચાહે તે કારણથી ઉત્પન્ન થએલો હોય. શત્રુવડે પરાભવ પામી અવમાનિત થવાથી, પોતીકાં માણસોએ અપમાન કર્યું હોય તેથી અગર ભાગ્યોદય થતાં પોતાની મેળે આપોઆપજ ઉપજ્યો હોય, અથવા સાધુ મહાત્માઓના ઉપદેશથી ઉત્પન્ન થયો હોય, અગર સ્મશાનાદિ અન્ય કારણોવડે ક્યાં ન ઉત્પન્ન થયો હોય? પરંતુ થવો જોઇએ; તોજ સમાધિરૂપ વૃક્ષ આનંદરૂપ ફલથી ફલિત થશે. શુભકર્મરૂપી હળવડે કર્ષણ કરીને, પરમાત્મભક્તિરસવડે નિરંતર આર્દ્ર

(ભીના) થએલા વિવેકવડે નિર્મલ કરવામાં આવેલા વિવેકી જનરૂપ નંદન-વનસ્થ ચિત્તક્ષેત્રમાં સમાધિ બીજ જે સંસાર વૈરાગ્ય છે તે સ્વયં પડે છે તથા ઉગે છે. તેને વાવવાની આવશ્યક્તા નથી. પરંતુ એ પ્રમાણે પડેલાં બીજનું પુરૂષે દૃઢ બુદ્ધિથી (આગળ કહેલા ઉપાયરૂપ સેક—પાણીના છંટકાવથી) સિંચન કરવું જોઇએ. પ્રસૂતિ[1] વૈરાગ્યની પેઠે ફરી પાછો ભોગાસક્તિથી તેને નષ્ટ કરી નાંખવો નહિ; અર્થાત્ કામ ક્રોધાદિ વેગોને સહન કરવા. પ્રથમતઃ વૈરાગ્ય બીજનું શુદ્ધ, સ્નિગ્ધ, પવિત્ર, મધુર અને આત્મહિતકારક સત્સંગરૂપ નૂતન દૂધવડે, ચંદ્રના અમૃતની પેઠે, સિંચન કરવું જોઇએ. પછી ગુરૂહૃદયસ્થ બ્રહ્મસરોવરવડે વ્યાખ્યાનદ્વારા પ્રસૃત થનારા શ્રવણ, મનનાદિ શાસ્ત્રાર્થ રૂપ જલવડે સિંચન કરવું, જેથી સમાધિરૂપ કલ્પવૃક્ષ વૃદ્ધિંગત થઇને બ્રહ્મસાક્ષાત્કાર ફલ ઉત્પન્ન થશે; અર્થાત્ નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત થશે. જેમને આવું ફળ મળ્યાનું સંભળાય છે, ત્હેમને પ્રથમથી વૈરાગ્ય ઉપજેલોજ છે. એથી કરીને ચિત્તવૃત્તિના નિરોધને માટે વૈરાગ્ય એ એક ઉપાય જણાવેલો છે. આવો વૈરાગ્ય શી રીતે થઇ શકે ?

કેટલાક પુરૂષો ભક્તિથી વૈરાગ્ય થાય છે એમ કહે છે, તથા બીજાઓ સત્સંગથી થાય છે એવું કથન કરે છે અને કેટલાક વિષયના સ્વરૂપનો વિચાર કરવાથી થાય છે, એ પ્રમાણે અંગિકાર કરે છે. પરંતુ ભાગવતમાં લખ્યું છે કેઃ—

**सतां प्रसंगान्मम वीर्यसंविदो भवंति हृत्कर्णरसायनाः कथाः ।**
**तज्जोषणादाश्वपवर्गवर्त्मनि श्रद्धारतिर्भक्तिरनुक्रमिष्यति ॥**

સંતજનોના સમાગમમાં મન તથા કર્ણને તૃપ્તિ કરનારી પરમાત્માની સગુણ નિર્ગુણ સ્વરૂપ પ્રતિપાદક કથા નિરંતર થયાં કરે છે, જેના સેવનથી શીઘ્રજ પરમાત્મવિષયક શ્રદ્ધા, રતિ તથા ભક્તિનો પ્રાદુર્ભાવ થાય છે અને પુરૂષ મોક્ષમાર્ગમાં ચાલે છે. સારાંશ કે, સત્સંગથી ભક્તિનો લાભ, આત્મ વિચાર, સાંસારિક વિષયોનું મિથ્યાત્વ ચિત્તમાં થાય છે, તથા દૃષ્ટાદૃષ્ટ વિષયોને માટે વૈરાગ્ય થઇ જાય છે. આ ઉપરથી જો કે વસ્તુવિચારથી દોષદૃષ્ટિ પ્રાપ્ત થઇ વિષય વૈરાગ્ય થાય છે, તોપણ સત્સમાગમ, ભગવદ્

---

१ એનું લક્ષણ સૂરદાસજીએ આ પ્રમાણે આપ્યું છેઃ—પદ-રાગ-યમનકલ્યાણ. જો જુવતિ અનુભવત પ્રસવ અતિ દારૂણ દુખ ઉપજૈ। વ્હૈ અનુકૂલ બિસારી શઠ પુનિખલ પતિહિં ભજૈ। મેરો મન હરિ જુંહટ ન તજૈ ॥ સ્ત્રીના મનમાં પ્રસુતિના દુઃખાનુભવ સમયે ક્ષણ માત્ર વૈરાગ્ય ઉપજે છે અને ફરી પાછી તે કપટાઇ પતિને અનુકૂલ થાય છે તે પ્રમાણે.

ભક્તિ. એ વડે વૈરાગ્યની વૃદ્ધિ તથા દૃઢતા થાય છે, એમ સમજવું ઉચિત છે. હવે બીજો પક્ષ જે અભ્યાસ (જેનાવડે ચિદાકાશમાં સુખપૂર્વક ગતિ અને સ્થિતિ થાય છે) તેનું વર્ણન કરવામાં આવે છે.

પ્રથમ એવી શંકા થશે કે મંત્ર, તપ, દેવતાનું ધ્યાન ઇત્યાદિ એક પ્રકારની ક્રિયા હોવાથી તેનો વારંવાર આવૃત્તિરૂપ અભ્યાસ કરવામાં આવે છે; પરંતુ સર્વ વ્યાપારોની નિવૃત્તિ એજ જેનું સ્વરૂપ છે, એવી સમાધીનો અભ્યાસ સંભવતો નથી. સમૂલ અખિલ વાસનાઓના વિષયોનો બાધ કરીને આત્માનું પરમાર્થતત્વમાં જે ઉત્તમ પ્રકારે આધાન (સ્થાપન) તેજ સમાધિ એ પ્રમાણે કહ્યું છે, તો તેની આવૃત્તિ શી રીતે હોઇ શકે? એના સમાધાનમાં મહર્ષિ પતંજલિએ કહ્યું છે કે:—

' तत्र स्थितौ यत्नोऽभ्यासः !'

સ્વસ્વરૂપમાં સ્થિત એવો જે દ્રષ્ટા ચિદાત્મા, તેમાં અખિલ વૃત્તિઓથી-રહિત ચિત્તની જે નિશ્ચલ સ્થિતિ, અને તેને માટે જે માનસ ઉત્સાહ, અર્થાત્ સ્વાભાવિક ચાંચલ્યથી બાહ્ય દોડનારા આ ચિત્તને હું સર્વ પ્રકારે નિરૂદ્ધ કરીશ એવો મનમાં જે ઉત્સાહરૂપ યત્ન, તેની વારંવાર જો આવૃત્તિ કરવામાં આવે તો તેજ અભ્યાસ કહેવાય છે. એ અભ્યાસજ સ્થિરતા સંપાદન કરી દે છે તથા ચિત્તને એકાગ્ર કરે છે. સારાંશ કે, વૈરાગ્ય સહિત અભ્યાસવડે મનની ચંચલતા દૂર થાય છે, એટલા માટે નિરંતર તેનું અનુષ્ઠાન કરતા રહેવું જોઇએ. વૈરાગ્યવડે અભ્યાસ તથા અભ્યાસથી વૈરાગ્ય એ પ્રમાણે એક બીજાવડે એક બીજાની શોભા છે. પૂર્વ સુકૃતવડે મહદ્-ભાગ્ય, ઐશ્વર્યની પ્રાપ્તિ થઇ હોય, પરંતુ તેના ઉપભોગ વિના તે જેમ વ્યર્થ છે, તેજ પ્રમાણે મનુષ્યને વૈરાગ્યભાગ્ય પુણ્યકર્મના સંચયથી પ્રાપ્ત થવા છતાં વિવેકાભ્યાસવડે તેનો સુખભોગ જો કોઇ ન કરે તો તે શા ઉપયોગનું? વિવેકરહિત વૈરાગ્યયુક્ત મનુષ્ય અવિવેકવડે અનર્થમાં પડે છે, અને ત્હેને પ્રપંચ કે પરમાર્થ બેમાંથી એક પણ સાધ્ય થશે નહિ. એજ પ્રમાણે વૈરાગ્ય રહિત વિવેક જ્ઞાનની બકવાટ, જે પ્રમાણે કારાગૃહમાં ગોંધાઇ રહેલો પુરૂષ બીજા પુરૂષને ઉપદેશ કરે તેના જેવી, નિરર્થક સમજવી. એવા વૈરાગ્યશૂન્ય જ્ઞાનથી અભિમાન ઉપજે છે તથા લોભદંભાદિ વિકાર પણ એ પુરૂષને વ્યાકુળ કરી દે છે. કુતરાને બાંધી રાખવા છતાં તે જેમ ભૂંકે છે અને વ્યાકુળ થાય છે, તેજ પ્રમાણે વૈરાગ્ય વગર જ્ઞાની પણ સ્વાર્થને સારૂ બકવાટ કરે છે તથા તરફડીયાં મારે છે અને બીજાનો ઉત્કર્ષ તેનાથી

સહન થઇ શકતો નથી. એથી કરીને વિવેકાભ્યાસવડે અંતરથી તેમજ વિષયત્યાગરૂપ બાહ્ય વૈરાગ્યવડે જે યુક્ત થએલ છે, તેજ નિઃસંગ છે એમ જાણવું. એ પ્રકારનો મનુષ્ય જેવું બોલે છે, તેવીજ ત્હેની ક્રિયા હોય છે. કેમકે, પછી તેનામાં અંતર અને બાહ્ય એવો વિભાગ રહેતો નથી; સુવર્ણની પેઠે અંદર તથા બહાર એકરૂપ થઇ જાય છે. ચંદ્રવડે રાત્રીની શોભા, અને રાત્રીથી ચંદ્રની શોભા તથા એ બન્નેવડે આકાશની શોભા છે. શું દિવસને વિષે ચંદ્ર અથવા ચંદ્રરહિત રાત્રી નથી હોતાં ? પરંતુ શોભા ક્યાં છે? કમળથી જલની શોભા, અને જલવડે કમળની શોભા અને તેમનાવડે સરોવરની શોભા છે. જલરહિત કમળ હોય અગર કમળ શૂન્ય જલ હોય તો તેની સુંદરતા નથી. કિંવા પંડિતવડે રાજાની શોભા અને રાજાથી પંડિતની શોભા તથા એ બન્નેવડે સભાની શોભા છે. પંડિતશૂન્ય રાજા અને રાજા વગર પંડિતની કાંઇ પ્રતિષ્ઠા જણાય છે ? એજ પ્રમાણે હીરા માણેક મણિ વગેરે વડે કંકણની શોભા છે, અને કંકણવડે એ રત્નોની શોભા છે, તથા એ બન્નેવડે હાથની શોભા છે. એકલા રત્નની અગર રત્નરહિત કંકણની શી શોભા ? કાંઇ પણ નહિ. સારાંશ કે જે પ્રમાણે ચંદ્ર અને રાત્રીયુક્ત આકાશ, કમલ તથા જલયુક્ત સરોવર, પંડિત તથા રાજયુક્ત સભા, અને રત્ન તથા કંકણયુક્ત હાથની શોભા છે, તે પ્રમાણે વૈરાગ્યવડે વિવેકજ્ઞાનની શોભા અને વિવેકજ્ઞાનથી વૈરાગ્યની શોભા બની રહી, તે બન્નેવડે મનુષ્ય સુંદર દેખાય છે. એકલા વૈરાગ્ય અગર વિવેકજ્ઞાનવડે શોભા નથી. એ પ્રમાણે ખ્યાલ કરીને મનોનિગ્રહને માટે વૈરાગ્ય તથા વિવેકજ્ઞાનાભ્યાસ-યુક્ત થવું જોઇએ. હવે અગ્રિમ પુષ્પમાં અભ્યાસને વિસ્તૃતરૂપે દેખાડીશું.

॥ इति शिवम् ॥



## પંચમ પુષ્પ.

### અભ્યાસનું સ્વરૂપ તથા તે કયાં સુધી ને કેવી રીતે કરવો ?

**दृष्टवस्त्वार्थिनां तज्ज्ञसूपदिष्टेन कर्मणा ।**
**पौनः पुन्येन करणाभेतरच्छरणं मुने ॥ यो. वा. ॥**

લૌકિક, વૈદિક, કિંવા, શિલ્પવિદ્યાદિકોના ફલની ઇચ્છા રાખનારાએ તે તે વિદ્યાના ગુરૂએ કથન કરેલા માર્ગવડે તેની વારંવાર આવૃત્તિરૂપ,

અભ્યાસનો આશ્રય કરવો જોઇએ; એ વગર બીજું કાંઇ આશ્રયણીય નથી. જેને આપણે અજ્ઞ જાણતા હતા તે પણ હાલ ગુરૂએ ઉપદેશેલા માર્ગનો અભ્યાસ કરીને તજ્જ્ઞ બનેલા હોવાનું વ્યવહારમાં જોવામાં આવે છે, મોટા મોટા પહાડો પણ ધીરેધીરે ચૂર્ણ (ચૂરો) કરી નાંખવામાં આવે છે, એવું અભ્યાસનું સામર્થ્ય છે. પહાડોની કઠિનતા જોઇને ફોડવાના અભ્યાસમાંથી ઉપરામતાને પ્રાપ્ત થવાયું હત તો આગગાડીવડે લોકોની સર્વત્ર અવિશ્રૃંખલ ગતિ થઇ ન હત. અભ્યાસનું માહાત્મ્ય જોશો તો જણાશે કે અચેતન બાણ પણ શરસંધાનના અભ્યાસનૈપુણ્યવડે અતીવ સૂક્ષ્મ લક્ષ્યને ભેદી શકે છે. અભ્યાસવડે લીંબડા વગેરે કડવા પદાર્થો પણ દ્રવિડ દેશના લોકોને પ્રિય લાગે છે, જેથી તેઓ સ્વાદ પૂર્વક તેનાં પાંદડાંને વાટીને ખાય છે. તથા કેટલાક લોકોને અભ્યાસથી મધુર રસ એટલો બધો પ્રિય લાગે છે કે ભોજનમાં એકાદ દિવસ મિષ્ટાન્ન ન હોય તો ચાલે નહિ. ત્હેમના મનમાં તેને માટે ત્રાસ, કંટાળો કે અરૂચિ ઉપજતાં નથી. જે આપણો બંધુ નથી તે પણ નિકટના સહવાસના અભ્યાસ વડે બંધુતુલ્ય પ્રેમી બની જાય છે, અને સહવાસના અભ્યાસના અભાવે દૂર દેશમાં નિવાસકરનારા બાંધવાદિકોનો પ્રેમ ક્ષીણ થઇ જાય છે. ધારણાભ્યાસ બલથી આધિભૌતીક દેહ પણ પક્ષીની પેડે આકાશમાં ઉડીને ગમન કરવાને યોગ્ય થાય છે. એટલા માટેજઃ—

येनाभ्यासः परित्यक्त इष्टे वस्तुनि सोऽधमः ।
कदाचिन्न तदाप्नोति वंध्या स्वतनयं यथा ॥
अभ्यासभासोऽभिमतं वस्तु प्रकटयंत्यलम् ।
प्रापयंति च निर्विघ्नं घटं दीपप्रभा यथा ॥
इष्टवस्तुचिराभ्यास भास्वान्भासयति प्रजाः ।
तथेन्द्रियाख्यां देहोर्व्यां रात्रिं पश्यंति नो यथा ॥

જે પુરૂષે ઇષ્ટવસ્તુપ્રાપક સાધનના અભ્યાસનો ત્યાગ કર્યો હોય ત્હેને અધમ સમજવો; ત્હેને કદીપણ તે વસ્તુનો લાભ થશે નહિ. વંધ્યા સ્ત્રીને પુત્રની પ્રાપ્તિ થતી નથી, તેજ પ્રમાણે અભ્યાસરહિત પુરૂષ ઇષ્ટ વસ્તુને સંપાદન કરી શકતો નથી. જે પ્રમાણે દીપની પ્રભા ઘટાર્થીને ઘટ દેખાડી, નિર્વિઘ્નતાથી તેની પ્રાપ્તિ કરાવી દે છે, તે પ્રમાણે અભ્યાસલક્ષણ પ્રકાશ આત્માખ્ય વસ્તુની ઇચ્છા કરનારાને, ઇષ્ટ આત્મવસ્તુ પ્રકટ કરીને તેની

નિર્વિઘ્ન પ્રાપ્તિ કરાવી દે છે. તેને વિષે શ્રવણમનનઅભ્યાસ, અસંભાવનારૂપતમનો નિરાસ કરીને આત્મવસ્તુને પ્રકટ કરે છે, અને નિદિધ્યાસનઅભ્યાસ, વિપરીતભાવનારૂપ વિઘ્નનાશ કરીને તેની પ્રાપ્તિ કરાવી દે છે. અર્થાત્ અભ્યાસ પુરૂષને આત્મવસ્તુની પાસે પ્હોંચાડી દે છે તથા ત્યાંજ સ્થિર કરી દે છે. અસંભાવના બે પ્રકારની કહી છે; એક પ્રમાણવિષયક અને બીજી પ્રમેયવિષયક. તેમાં વેદાન્તશાસ્ત્ર જીવ અને ઇશ્વરનો અભેદ પ્રતિપાદન કરે છે કે ભેદનો બોધ કરે છે? એ પ્રકારના શાસ્ત્રપ્રમાણમાં જે અસંભાવના થાય છે તે વેદાન્તશાસ્ત્રના શ્રવણથી નિવૃત્ત થાય છે, અને આત્મા નિત્ય કે અનિત્ય? વ્યાપક અથવા પરિચ્છિન્ન? સુખરૂપ અગર દુઃખરૂપ છે? એ પ્રમાણે પ્રમેયગત જે અસંભાવના છે, તે વેદાન્તશાસ્ત્રનું મનન કરવાથી નિવૃત્ત થાય છે. તથા અનિત્ય, અશુચિ, દુઃખરૂપ શરીરમાં એ પવિત્ર છે, નિત્ય છે, સુખરૂપ છે એ પ્રકારની જે બુદ્ધિ જેને વિપરીતભાવના કહે છે તે તો નિદિધ્યાસનના અભ્યાસવડે નિવૃત થાય છે. એથી કરીને, ઇષ્ટવસ્તુ (બ્રહ્મરૂપ આત્મા)ની પ્રાપ્તિને માટે શ્રવણમનનાભ્યાસ એ દીપપ્રભાની પેઠે તમ તથા વિઘ્નને દૂર કરનારાં છે એમ કહ્યું છે.

દીપકના પ્રકાશથી અંધકારનો નાશ થાય છે, વસ્તુ પ્રકાશિત થાય છે, અને તે વસ્તુ અને પોતાની વચમાં કાંઇ વિઘ્ન હોય છે તો તે દૂર થઇ, તેનો લાભ થાય છે. એજ પ્રમાણે શ્રવણમનનાભ્યાસ અસંભાવનાતમનું નિવારણ કરીને આત્માખ્ય વસ્તુને પ્રકાશિત કરે છે અને નિદિધ્યાસન, વિપરીતભાવનાવિઘ્ન નષ્ટ કરીને સુખરૂપતાથી તેની પ્રાપ્તિ કરાવી દે છે. આ પ્રમાણે જે વર્ણન કર્યું છે તે ધ્યાનમાં લઇને સાધકે સાધનાભ્યાસી બનવું. લૌકિક સૂર્ય, પૃથ્વી ઉપર જેટલી વસ્તુ લોકોની પરમ પ્રીતિનો વિષય છે તેટલી પ્રકાશિત કરી દે છે, તોપણ રાત્રીને વિષે અંધકાર તેમને આવૃત કરી દે છે અને લોકો અને તે વસ્તુઓનો વિયોગ થાય છે. પરંતુ અધિકારી જનોને પરમ પ્રિય એવી આત્મરૂપ વસ્તુ, વિવેકઅભ્યાસરૂપ સૂર્ય આ દેહરૂપ પૃથ્વીપર એવી પ્રકાશિત કરી દે છે કે ફરી કદી પણ તે લોકોને ઇન્દ્રિયરૂપ રાત્રીનાં દર્શન થતાં નથી. રાત્રીને વિષે જે પ્રમાણે અંધકાર તથા નિદ્રા હોય છે તેજ પ્રમાણે ઇન્દ્રિયાદિકોમાં રાગદ્વેષ, જન્મમરણાદિ સહસ્રાવધિ અનર્થદુઃખ અને સ્વપ્ન, મોહ, નિદ્રા વગેરે વૃત્તિઓ હોય છે; એમનું દર્શન થાય તોજ આત્મવસ્તુ આવૃત થાય એવો ભાવ સમજવાનો છે. જે પ્રમાણે કલ્પદ્રુમલતા, ચિંતામણી, અથવા શરદઋતુ ફલપ્રદ હોય છે,

તેજ પ્રમાણે અભ્યાસભૂમી સુફલ હોય છે. એથી કરીને કષ્ટસાધ્ય ગણી અભ્યાસને છોડવો નહિ, પરંતું માનસઉત્સાહથી ખેદ રહિત થઇને નિરંતર અભ્યાસમાં તત્પર રહેવું. ગૌડપાદાચાર્ય પણ કહે છે કેઃ—

उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिन्दुना ।
मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥

દર્ભના અગ્રભાગથી એક એક બિન્દુ કાઢી કાઢીને પૃથ્વી પર ફેંકવું અને એ રીતે સમુદ્રને સુકવી નાંખવાનું કામ પણ નિશ્ચય પૂર્વક ચલાવ્યું હોય તો તે જેમ સાધ્ય થાય છે, તે પ્રમાણે મનોનિગ્રહ પણ ઔદાસીન્ય, આલસ્ય ન ઉપજે તો થવા યોગ્ય છે. એને સારૂ સંપ્રદાયવેત્તા પુરૂષ એક આખ્યાયિકા કહ્યાં કરે છેઃ—

यत्नेन किं न सिध्येत सुतरां सुधियां पुनः ।
टिट्टिभस्यापि यत्नेन समुद्रोऽपि वशोऽभवत् ॥

મનુષ્ય દીર્ઘ પ્રયત્ન કરે તો કયું કાર્ય સિદ્ધ થઇ શકે તેમ નથી? વિવેકી, બુદ્ધિવાન્ પુરૂષને ઉદ્યોગ કરવાથી અભ્યાસવડે સકલાર્થની સિદ્ધિ થાય છે. ટિટ્ટિભ નામના પક્ષીના દીર્ઘ ઉદ્યોગથી મહાન્ સમુદ્ર પણ વશીભૂત થયો હતો એમ કહેવાય છે ઉપર આપેલી ગૌડપાદાચાર્યની કારિકા માંડૂક્યોપનિષદમાં છે. તેનું વિસ્તૃત વૃત્તાન્ત ત્યાં જોઇ લેવું તો પણ સામાન્ય જનવાની સમજવામાં આવે નહિ એમ ધારીને અહીં તેનું થોડુંક વર્ણન કરીશું.

એક વખત ટીટોડી નામના પક્ષીએ પોતાના ઇંડાંને સમુદ્રના કિનારા પર રાખ્યાં. ત્યાં આગળ નહિ રાખવા સારૂ તેની સ્ત્રીએ બહુ કહ્યું ત્યારે ત્હેણે સ્ત્રીને કહ્યું ભય ન રાખવો. મ્હારી આગળ એ સમુદ્ર શી વીસાતમાં છે? કદાચિત્ એ આ ઇંડાંઓને નાશ કરશે તો હું એને જલરહિત કરી દઇશ. પછી તેઓ બન્ને જણાં પોતાના આહારને માટે દૂર દેશાંતરમાં ચાલ્યા ગયાં. સમુદ્રે ત્હેમનું ભાષણ સાંભળ્યું હતું, તેથી ત્હેમની પરીક્ષા કરવા ખાતર ત્હેણે પોતાના જળના મોજાંવડે સઘળાં ઇંડાનું હરણ કર્યું; પરંતુ ત્હેમનો નાશ ન કીધો. કેમકે એણે વિચાર કર્યો કે આ નિખિલ જગત્ પરમેશ્વરની વિભૂતિ છે, તેથી કોઇ પણ જીવની શક્તિ તેના સ્વરૂપ ઉપરથી કે દેશ કિંવા કાલ, નિમિત્ત ઇત્યાદિકોવડે જાણી શકાતી નથી. એવા અભિપ્રાયથી ત્હેણે એ ઇંડાંને ગુપ્ત સ્થળને વિષે રાખ્યાં. પછી તે પક્ષી સ્ત્રી સમેત દેશાંતરથી આવીને અગાઉ રાખેલા સ્થાનમાં પોતાના ઇંડાંને નહિ

જોતાં સંતમ થયો. અને એ સમુદ્રેજ હમારા ઇંડાંનું હરણ કર્યું છે એમ નિશ્ચયપૂર્વક જાણીને ત્હેનું શોષણ કરવાનો દૃઢ નિશ્ચય કરવા લાગ્યો. ત્હેની અંગે ત્હેને ઉપદેશ કર્યો કે સમુદ્રના બળ તથા તમારા બળમાં ઘણો ફરક છે. એથી કરીને એની સાથે તમારે વૈર કરવું અનુચિત છે. વિવાહ, મૈત્રી, વેર, સમાન પુરૂષોની સાથેજ થાય છે, ન્યુનાધિકની સાથે થતાં નથી, માટે એની સાથે વેર કરતા નહિ.

देशः कालश्च मित्रं च धनं वर्ष्म कुलं तथा ।

षड्विधं लोकेऽस्मिन् विद्वद्भिः परिकीर्तितम् ॥

આ લોકને વિષે દેશ, કાળ, મિત્ર, ધન, શરીર અને કુળ એ પ્રમાણે ૭ પ્રકારનું બળ વિદ્વાન્ પુરૂષોએ કહ્યું છે, અને તે સઘળું સમુદ્રની પાસે છે, આપની પાસે નથી. ખ્યાલ કરો! સમુદ્રનો પ્રદેશ કેટલો બધો વિસ્તૃત છે? એનો આ કીનારો એક લાખ યોજન અને પેલેપારનો કિનારો બે લાખ યોજન છે. પાતાળ પર્યન્ત નીચે ઉંડો છે, અને પ્રલયકાળમાં ત્રિલોકીને વ્યાપ્ત કરી દે છે. હવે આપનો દેશ જોશો તો માથાથી પગ સુધીની લંબાઇ સોળ આંગળની તથા બન્ને પાંખ બાર બાર આંગળના પ્રમાણની, તથા શિથિલ અને દર્ભાગ્રવત્ એક સૂક્ષ્મ ચાંચ એટલોજ આપનો અંતર્બાહ્ય દેશ છે. એથી કરીને તમારી પાસે સમુદ્રના જેવું દેશ બલ નથી. બીજું કાળ બલ—આપણી પક્ષીઆદિ નીચ જાતિઓનું મરણપર્યંત સર્વ કાલ એક સરખુંજ રહે છે; પરંતુ દેવ દૈત્ય મનુષ્યાદિ ઉત્તમ જાતિઓને વિષે કાલની ઉત્કૃષ્ટતા નિકૃષ્ટતા જણાઈ આવે છે. એથી કરીને કાલ બળ પણ સમુદ્રાદિ મહાપુરૂષને અનુકૂલ છે, આપને નથી. ત્રીજું મિત્ર બળ—મ્હારા વગર તમારો બીજો કોઇ મિત્ર નથી, અને તે હું પુત્રવિયોગથી દુઃખી થઇ છું, એથી કરીને મ્હારાથી તમને મદદ શી રીતે થઇ શકવાની હતી? પરંતુ ઇંદ્રાદિ દેવ, મુનીજન, મનુષ્ય ઇત્યાદિકોને અનેક રત્નાદિકોની પ્રાપ્તિ આ સમુદ્રવડે થાય છે, એથી તેઓ સઘળા એના મિત્ર છે. એવા મિત્ર-બલ સંપન્નની સાથે વૈર કરવાથી યશ શી રીતે મળી શકે? ચોથું ધન બળ—શત્રુ પણ દ્રવ્ય પ્રાપ્તિને સારૂ ધનવાનના મિત્ર થાય છે, પરંતુ આપની પાસે કાંઇ પણ દ્રવ્ય નથી, અને એની પાસે તો પૃથ્વી પર જેટલી જાતિઓ છે તે સર્વ જાતિઓનું રત્ન હોવાથી, ધન બળ પણ એને છે. પાંચમું બળ શરીરનું કહ્યું છે. એકાદ ધનુર્ધારીનું બાણ આકાશમાં જેટલું ઉંચું જાય તેટલાં ઉંચા ઉડવાનું સામર્થ્ય પણ તમારામાં નથી; એટલે

શરીર બલનો પણ હમારામાં અભાવ છે. પરંતુ મૈનાક આદિ મોટા મોટા પહાડ ઇંદ્રના ભયના માર્યા સમુદ્રને શરણે ગયા ત્યારે હેણે પોતાના શરીર (જલ)નો આશ્રય આપીને ત્હેનું રક્ષણ કર્યું હતું. એ પરથી સિદ્ધ થાય છે કે શરીરબલ પણ એને અનુકૂલ છે. છટ્ઠું કુલ બળ—આપનો જન્મ નિકૃષ્ટ એવી ટિટોડી પક્ષીની જાતિમાં થયો છે, અને સમુદ્ર તો સાક્ષાત્ મહેશ્વરથી ઉત્પન્ન થયાનું વર્ણન છે, એથી કરીને કુળવાન્ પણ એ છે. માટે આપ એની સાથે વૈર કરતા નહિ.

આપે પ્રથમથીજ મ્હારૂં વચન માન્ય કર્યું હત તો આમ દુઃખી થવાનો વખત આવત નહિ. પરંતુ હવે પણ આપના વિનાશને માટેજ વિરોધ કરો નહિ. નહિ તો ત્હને વૈશ્વાનરની અગ્નિની સાથે અનિવાર દુઃખ થશે. એ પ્રમાણે પોતાની સ્ત્રીનું ભાષણ સાંભળીને તે ટિટ્ટિભ પક્ષી તેની ભારે નિંદા કરતાં કહેવા લાગ્યો કે તું મ્હારા શત્રુ સમાન છે. કેમકે આપત્ કાળમાં મ્હને સહાય કરવાને બદલે ઉત્સાહભંગ કરનારૂં કઠોર ભાષણ કરીને તું મ્હને દુઃખી કરે છે. એવા શત્રુનો ઘાત કરવો જોઇએ પરંતુ સ્ત્રી હત્યાનું બહુ પાપ હોવાથી હું ત્હને મારી નાંખતો નથી. આજથી ત્હારે મ્હારી પાસે રહેવું નહિ. ગમે તે બીજે કોઇ સ્થળે ચાલીજા. હું એકલોજ આ સમુદ્રના જલને ચાંચવડે તથા આ બન્ને પાંખવડે પૃથ્વીપર ફેંકી ફેંકીને સુકવી દઇશ. એમ કહીને પોતે તેના જલનું શોષણ કરવા લાગ્યો. પોતાના પતિનો દૃઢ નિશ્ચય જોઇને તે સ્ત્રી પણ ત્હેને મદદ કરવા લાગી અને બન્ને ઉદ્વેગરહિત બનીને નિરંતર તે ઉદ્યમ કરવા લાગ્યા. એ ટિટ્ટિભપક્ષીનું આવું વૃતાન્ત સાંભળીને તેની જાતિનાં બીજાં અનેક પક્ષીઓ ત્યાં આવીને ત્હેને સમુદ્રને સુકવવાના પ્રયત્નમાંથી નિવૃત્ત કરવાનો અનેક પ્રકારે ઉપદેશ કરવા લાગ્યાં. ત્યારે ત્હેમનું વચન અમાન્ય કરીને તે બન્ને જણાં ત્હેમને કહેવા લાગ્યાઃ-"જો ત્હમે હમારા મિત્ર હો તો હમે હમને સહાય કરો, નહિ તો હમારે રસ્તે ચાલ્યા જાઓ. હમારો તો નિશ્ચયજ થએલો છે કે ગમે તો એક વર્ષમાં અથવા આ જન્મમાં નહિ તો અનેક જન્મ લઇને પણ એ સમુદ્રને હમે શુષ્ક કર્યા વગર રહેવાના નથી. એવો દૃઢ સંકલ્પ જોઇને તેની જાતિના સઘળા પક્ષીઓ સમુદ્ર-શોષણકરવામાં સહાયભૂત થયા. અખિલ ટિટ્ટિભજાતિ સમુદ્રસુકવવાનો દૃઢ ઉદ્યોગ કરી રહી છે એવું સાંભળવામાં આવતાં પક્ષીઓની બીજી જાતિઓ પણ ત્યાં આવીને ત્હેમને સહાય કરવા લાગી.

દૈવયોગે ત્યાં અકસ્માત્ નારદજીનું આગમન થયું અને એ પક્ષીઓનો

અવિશ્રાન્ત ચાલી રહેલો ઉદ્યોગ જોઇને તેઓ વિસ્મય પામ્યા. ત્યાર બાદ નારદે સર્વને એ દુર્ઘટ કૃત્યમાંથી નિવૃત્ત કરવાનો વિચાર કરી તે મતલબનો ઉપદેશ કર્યો. પરંતુ હેમણે નારદનું વચન લેખવ્યું નહિ. ત્યારે નારદે પ્રસન્ન તેમજ કૃપાયુક્ત થઇને કહ્યું:—હે સર્વ પક્ષીઓ! ભગવાન્ વિષ્ણુનું વાહન જે ગરૂડ પક્ષી છે તે હમારો પક્ષીઓનો રાજા છે. તેથી હમે હેની પાસે જઇને હમારૂં વૃત્તાન્ત કહો અને હેને અંહી લઇ આવશો તો હમારી કાર્ય સિદ્ધ થશે. નારદવચનને અનુસરીને તે સર્વ પક્ષીઓ ગરૂડની પાસે આવીને પોતાની હકીકત હેને કહેવા લાગ્યા, અને નારદે પણ હેને જવાને સારૂ ઉપદેશ કર્યો. પોતાની જાતિને સહાય કરવી ઉચિત છે એમ જાણીને ગરૂડ ત્યાં આવી પહોંચ્યા. સમુદ્રની પાસે આવીને ગરૂડે પોતાની બન્ને પાંખો પહોળી કરીને સમુદ્રના જલને આકાશમાં ઉરાડવાનું શરૂ કર્યું. ત્યારે સમુદ્ર વિહ્વલ થઇ ગયો અને જે ઇંડાંઓનું હેણે હરણ કર્યું હતું તે સઘળાંઓને આણીને ટિટ્ટિભ પક્ષીને આપી દીધા. આ પ્રમાણે દૃઢ પ્રયત્ન કરીને તે ટિટ્ટિભ પક્ષીએ સમુદ્રને જીત્યો. તેજ પ્રમાણે અધિકારી પુરૂષ પણ દૃઢ પ્રયત્ન કરશે તો પ્રબલ પુરૂષાર્થવડે મનને જીતી શકશે. હેના દૃઢ નિશ્ચયને જોઇને ગરૂડે જેમ સહાય કરી હતી, તે પ્રમાણે આપણો પણ નિશ્ચય હશે તો સઘળા દેવો પણ આપણને સહાય કરશે. સારાંશ કે જ્યાં આગળ ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બલ, બુદ્ધિ તથા પરાક્રમ એ છ ગુણો નિવાસ કરી રહ્યા છે ત્યાં દેવતાઓ સહાય થાય છે અને અખિલ વસ્તુઓનો લાભ થાય છે. એથી કરીને અનેક વિઘ્ન તથા પ્રાણાન્ત સંકટ આવી પડે તો પણ પોતાના અભ્યાસમાંથી નિવૃત્ત થવું જોઇતું નથી. ભાગવતના એકાદશ સ્કન્ધમાં રાજા યદુને અવધૂત કહે છે કે ચિત્તની એકાગ્રતા થઇ જતાં દ્વૈતનું સ્ફુરણ થતું નથી યાને સમાધિ સાધ્ય થાય છે, એ વાત હું બાણકાર (બાણ બનાવનાર) પાસેથી શીખ્યો છું. ખ્યાલ કરો કે:—

मन एकत्र संयुज्याज्जितश्वासो जितासनः ।
वैराग्याभ्यासयोगेन ध्रियमाणमतंद्रितः ॥
यस्मिन्मनो लब्धपदं यदेतच्छनैः शनैर्मुंचति कर्मरेणून् ।
सत्वेन वृद्धेन रजस्तमश्च विधूय निर्वाणमुपैत्यनिंधनम् ।
तदैवमात्मन्यवरुद्धचित्तो न वेद किंचिद्बहिरंतरं वा ।
यथेषुकारो नृपतिं व्रजन्तमिषौ गतात्मा न ददर्श पार्श्वे ॥

યોગીએ આલસ્યનો ત્યાગ કરીને પ્રથમ આસનનો જય કરવો જોઇએ; યાને સ્થિર બેસવાની આદત રાખવી. પ્રાણાયામને માટે એ આદત બહુ ઉપયોગની છે. પછી પ્રાણવાયુને વશ કરી લેવો, કેમકે મન શ્વાસને અધીન હોવાથી, શ્વાસનો જય કર્યો હોય તો તે (મન) નિશ્ચલ થાય છે. અને પછી તે વશીભૂત મનને એક આશ્રયમાં લગાડવું. આના પર શંકા થશે કે, મન કદાચિત્ ક્ષણ ભર નિશ્ચલ થયું તો પણ વિષયવાસનાથી ફરી પાછું ચંચલ થાય છે અથવા તો સુષુપ્તિમાં જેવો તેનો લય થાય છે, તેવો લય થાય તો શું કરવું ? આનું સમાધાન એવું છે કે વિષયોના પ્રત્યે વૈરાગ્ય ધારણ કરવાથી ચિત્ત ચાંચલ્ય થતું નથી; અને અભ્યાસયોગવડે તેને લક્ષ્ય પર સ્થિર કરવાથી સુષુપ્તિની માફક તે સર્વથા લીન પણ થઇ જશે નહિ.

ચિત્ત સ્થિર કરવાનો આશ્રય પરમાનંદરૂપ ભગવાન્ છે. તે આશ્રય ઉપર લય વિક્ષેપ પામનારૂં આ ચિત્ત જો સ્થિરતાને પ્રાપ્ત થાય તો તે ધીરે ધીરે કર્મ વાસનાઓને છોડી દે છે. આના પર એમ કહેવામાં આવે કે કર્મવાસના છૂટી જતાં ચિત્ત ચંચલ થશે નહિ; પરંતુ નિદ્રાવત્ તેનો લય થઇ જતો શી રીતે અટકશે ? તો એનો ઉત્તર આ પ્રમાણે છે કે સત્વગુણની વૃદ્ધિ થાય તો મન, રજ અને તમ એ બે ગુણોને છોડી દે. વિક્ષેપ તેમજ લય રજોગુણ અને તમોગુણવડે ઉત્પન્ન થાય છે. એ ગુણોનો નાશ થયો એટલે તેમનાં કાર્ય, વિક્ષેપ લય પણ રહેવાનાં નહિ અને રજ તમને સળગાવી મૂકનારો સત્વગુણ પણ આપોઆપજ લીન થઇ જાય છે. જે પ્રમાણે બન્ને કાષ્ટનું સંઘર્ષણ થતાં અગ્નિ ઉત્પન્ન થઇને તેમને સળગાવી દઇને આખરે પોતે પણ શાન્ત થઇ જાય છે, તેજ પ્રમાણે રજ તથા તમનો નાશ કરીને વૃદ્ધિંગત થએલો સત્વ પણ સ્વયં ઉપશમતાને પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે અખિલ ગુણકાર્યોનો નાશ થયા બાદ ચિત્તને વિષે કોઇ પણ પ્રકારની વૃત્તિ ઉઠતી નથી અને તે મન ધ્યેય ભગવાનના આકારથી રહે છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

मनसो वृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः ।
याऽसंप्रज्ञातनामाऽसौ समाधिरभिधीयते ॥

ગુણ વૃત્તિઓથી રહિત થઇને, મન જો બ્રહ્મસ્વરૂપે રહે તો તેને અસંપ્રજ્ઞાત નામની સમાધિ કહે છે; તે સમાધિ સિદ્ધ થઇ એમ જાણવું.

એ પ્રમાણે આત્મસ્વરૂપને વિષે ચિત્ત ચોટેલું રહે તો, મનુષ્યને બાહ્ય અગર અંદરના કોઇપણ વિષયનું સ્ફુરણ થશે નહિ, એને માટે ઉદા-

હરણ બાણ તૈયાર કરનારાનુંજ લ્યો. બાણ બનાવનાર એક કારીગરનું ચિત્ત બાણને સીધાં કરવામાં એટલું બધું રોકાએલું હતું કે ત્હેની પાસેથી રાજાની સ્વારી, નગારાં, નોબત, ડંકા વગેરે વગાડતાં સિપાઇ સવાર નિશાણ સહિત ભારે સમારંભથી પસાર થવા છતાં, એ સમારંભ બીલકુલ ત્હેના જોવા કે જાણવામાંયે આવ્યો નહિ. રાજાની સ્વારી દૂર નીકળી ગઈ ત્યાર પછી કોઇ માણસે ત્યાં આવીને તે કારીગરને પૂછ્યું, "કેમ ભાઈ ! અહીંથી રાજાની સ્વારી ગઇ કે ?" ત્યારે કારીગરે જવાબ દીધોઃ—"ભાઇ ! મ્હેં કાંઇ જોઇ નથી." એનું મન એટલું બધું એકાગ્ર થઇ ગયું હતું. સારાંશ એ છે કે વૈરાગ્ય તથા અભ્યાસ એ બન્ને સાધન વડે એવી નિર્વિકલ્પ સ્થિતિ પ્રાપ્ત થાય છે.

અભ્યાસનું સ્વરૂપ તથા તેની આવશ્યકતા કેટલી છે તેનું વર્ણન ઉપર કરી ચૂક્યા. હવે એવો અભ્યાસ ક્યાં સુધી અને કેવી રીતે કરવો તે કહેવામાં આવે છે.

स तु दीर्घकालनैरंतर्यसत्कारासेवितो दृढभूमिः ।

અનાદિ કાળથીજ આ ચિત્ત વિષય ભોગવાસના વડે ચંચલતાનો અભ્યાસ કરતો આવ્યો છે. અને તેથી કરીને ચંચલતા એ ચિત્તનો સ્વાભાવિક ધર્મજ થઇ ગયો છે. આ પ્રકારની ચંચલતા, આગંતુક અલ્પકાલ સાધ્ય એવા કોઇપણ ઉપાય વડે નિવૃત્ત થવાની નથી. એટલા માટે ચંચલતા નષ્ટ થઇ, સ્થિરતાજ ચિત્તનો સ્વભાવ બની જાય તેવો ઉપાય અવશ્ય કરવો જોઇએ. અને એ ઉપાય તો અભ્યાસની દ્રઢતા વગર બીજો કોઈ નથી એમ જાણવું. ઘણા વખત સુધી અભ્યાસનું અનુષ્ઠાન કરવું એજ ચિત્તની સ્થિરતાનો મુખ્ય ઉપાય છે. લાંબો વખત સુધી કરવામાં પણ એમ સમજવાનું નથી કે ચાલો, દિવસમાં એકાદ બે ઘટિકા સુધી કરીશું એટલે કાર્ય સિદ્ધ થશે. પરંતુ નિરંતર (વ્યવધાન રહિત)જ કર્યાં કરવો જોઇએ. અને તે પણ શ્રદ્ધાપૂર્વક સેવન કરવાથીજ દૃઢ ભૂમિ થાય છે. અર્થાત્ તે અભ્યાસ વિષયસુખની વાસનાઓવડે ચલાયમાન થઇ શકતો નથી. દીર્ઘકાલ સુધી અભ્યાસ કર્યો પરંતુ વચમાં વ્યવધાન (ખલેલ, અંતર) રાખીને કર્યો, અને શ્રદ્ધા વગર કર્યો તો લય, વિક્ષેપ, કષાય, સુખાસ્વાદ, એ ચારેની નિવૃત્તિ થશે નહિ. અર્થાત્ અદૃઢ ભૂમિ થવાથી એવા અભ્યાસવડે ફલનો લાભ થવાનો નથી. તેથી કરીને ચિરકાલ, નિરંતર તથા સત્કાર (શ્રદ્ધા) પૂર્વક કરવો જોઇએ, એમ સિદ્ધ થાય છે. નહિ તોઃ—

એક બ્રાહ્મણે પોતાના પુત્રને વેદાભ્યાસ કરવા સારૂ પાસેના બીજા ગામમાં મોકલ્યો હતો. ત્હેને ત્યાં ગયાને છ દિવસ વીત્યાબાદ, તે બ્રાહ્મણ પોતાની સ્ત્રીને કહેવા લાગ્યોઃ—"હે સ્ત્રી! ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ એવા ચારજ વેદ આ જગતને વિષે હોવાનું મ્હેં સાંભળ્યું છે. અને આપણા પુત્રને ગયાને આજે તો છ દિવસ થઇ ગયા છે; તો પછી વેદ ભણીને પાછા આવવામાં એને આટલો બધો વિલંબ કેમ થયો હશે વારૂ? કાંઇ સમજ પડતી નથી. એના મનમાં કે અકકેક દિવસમાં એક એક વેદ ભણીને ચાર દિવસમાં ચતુર્વેદી બનીને આવશે. એવી ઇચ્છા રાખનારો મનુષ્ય જેમ મૂઢ કહેવાય. તેજ પ્રમાણે અલ્પ દિનના અભ્યાસથી મનનો નિશ્ચલભાવ થઇને યોગની સિદ્ધિ થશે એવી ઇચ્છા કરનારો પણ મૂઢ જાણવો. વાસિષ્ટમાં કહ્યું છે કેઃ—

जन्मान्तरचिराभ्यस्ता राम संसारसंस्थितिः ।
सा चिराभ्यासयोगेन विना न क्षीयते क्वचित् ॥

હે રામ! જન્મ જન્માન્તરને વિષે દીર્ઘકાલથી જીવે જે સંસારિક વાસનાઓનો અભ્યાસ કર્યો છે, તે દીર્ઘકાલપર્યન્ત યોગાભ્યાસ કર્યા વગર શી રીતે નાશ પામવાનો હતો? એટલા માટે, પુરૂષે મનની ચંચલતા દૂર કરવા સારૂ તથા આત્મપદને વિષે તેની સ્થિતિ થાય તેટલા માટે તીવ્ર વૈરાગ્યયુક્ત તીવ્ર મુમુક્ષાસંપન્ન થઇને ચિરકાલ અભ્યાસ પરાયણ થવું જોઇએ એ પ્રમાણે કથન કરવામાં આવે છે

## પદ–રાગ–હમીર, તાલ–ચલતી

કરો મન વશ દૃઢ કર અભ્યાસ ॥ ધ્રુ ॥

દુઃસાધ્યહિ સાધત હૈ જીસકર ખગ સમ બિચરે આકાશ ॥ ૧ ॥ બચનાગાદિક મારક વિષ નર ખાત હિ કર પ્રયાસ ॥ ૨ ॥ વ્યાઘ્ર ભુજંગ કરાલ ધરે કર જો કર પ્રાણ વિનાશ ॥ ૩ ॥ ચિંતન કથન દત્ત બોધન કર અવિચલ પદમેં નિવાસ ॥ ૪ ॥

જે અભ્યાસની દૃઢતાથી દુઃસાધ્ય સુસાધ્ય થાય છે. પરકાયાપ્રવેશ પણ અભ્યાસનુંજ ફળ છે, તો સ્વકાયા (આત્મરૂપ)ને વિષે પ્રવેશ કરવો એ શું અસંભવિત વાત છે? પાણી પર ચાલવું, આકાશ ગમન, વગેરે યોગીઓએ સાધેલા સંયમઅભ્યાસનાંજ ફળ છે. બચનાગ, અફીણ વગેરે વિષમય પદાર્થોને પણ મનુષ્ય અભ્યાસબળના પ્રતાપે વધારે ને વધારે પ્રમાણમાં

ખાઇ શકે છે. અને તેનો થોડો સરખો પણ અંશ જો બીજા માણસોના પેટમાં જવા પામે છે, તો તેઓ ઝટ મરી જાય છે. તેજ પ્રમાણે વાઘ, સાપ એવાં ભયંકર જનાવરોને હાથમાં પકડીને સર્કસ વગેરેમાં લોકોને દેખાડવામાં આવે છે તે પણ દૃઢ અભ્યાસનુંજ બળ સમજવું. નહિ તો તેઓ પળવારમાં બીજા જીવોના પ્રાણનો નાશ કર્યા વગર રહે નહિ. તાત્પર્ય એ છે કે, સદ્‌ગુરૂએ કરેલા ઉપદેશનું ચિંતવન તથા અન્ય પુરૂષોને તેનુંજ કથન તથા ઉપદેશ, એ પ્રકારના બ્રહ્માભ્યાસવડે અચલપદને વિષે નિવાસ સિદ્ધ કરી શકાય છે.

॥ इति शिवम् ॥



## ષષ્ઠ પુષ્પ.



### મલિન વાસનાના ભેદ તથા સ્વરૂપ.

राम वासनया बन्धो मुक्त्यै निर्वासनं मनः ।
तस्मान्निर्वासनीभावमानयस्व विवेकतः ॥ यो. वा. ॥

જીવન્મુક્તિનું સાધન જે મનોનાશ છે, તે પ્રથમ સાધવું જોઇએ અને તેને માટે અખિલ વાસનાઓનો ક્ષય થવો આવશ્યક છે. વિદ્યા ધનાદિ મદને લીધે જે પુરૂષ સત્સમાગમ, શુશ્રૂષા કરવામાં પ્રવૃત્ત થતો નથી, તેને માટે વિચારવડે વાસનાઓનો ક્ષય કરવો, એજ મનોનાશક ઉપાય કહેલો છે. વાસનાદ્વારા સંસાર કારાગૃહમાં બંધન પ્રાપ્ત થએલું છે, તે વિવેકરૂપી શસ્ત્રવડે કાપી નાંખવામાં આવે તોજ જીવનો એ બંધનમાંથી છૂટકો થઇ શકે. એજ હેતુથી ભગવાન્ વસિષ્ઠજી રામચંદ્રને વાસનાશૂન્ય મન કરવાનો ઉપદેશ કરી રહ્યા છે. કેટલાક લોકો વાસનાક્ષય થયા પૂર્વેજ અલ્પકાલ અનુષ્ઠિત શ્રવણમનનધ્યાનાદિકોથી પોતાને કૃતકૃત્ય થઇ ગએલા માને છે, પરંતુ તે ભ્રમ માત્રજ છે એમ જાણવું.

विचारितमलं शास्त्रं चिरमुद्ग्राहितं मिथः ।
संत्यक्तवासनान्मौनादृते नास्त्युत्तमं पदम् ॥

શાસ્ત્રાદિકોનો પૂર્ણ વિચાર કર્યો તથા વિદ્વાન્ પુરૂષોની સાથે સંવાદ કરીને દૃઢ નિશ્ચય કર્યો કે મોક્ષશાસ્ત્રનું આજ રહસ્ય છે. તોપણ વાસનાઓનો ક્ષય થઇને નિર્વિકલ્પ-અસંપ્રજ્ઞાત-સમાધિરૂપ મુનિભાવ પ્રાપ્ત કર્યા વગર પરંપદનો લાભ સંપાદન કરી શકાતો નથી. હે રામ ! મ્હેં દશેદિશામાં

પરિભ્રમણ કરીને નિખિલ દ્રષ્ટવ્યને જોયું છે, પરંતુ વસ્તુનું યથાર્થસ્વરૂપ જોનારા પુરૂષો આ જગતને વિષે ઘણાજ દુર્લભ અને વિરલ મ્હારા જોવામાં આવ્યા છે. રામચંદ્રે પૂછ્યું કે વાસનાનું સ્વરૂપ કેવું છે? તે સમજ્યા વગર તેનો ત્યાગ થઇ શકે નહિ, માટે આપ તેનું લક્ષણ તથા પ્રકાર કહો. ત્યારે વસિષ્ઠજી કહેવા લાગ્યાઃ—"હે રામ! પૂર્વાપર વિચાર ન કરતાં, 'अहं मम' હું મ્હારૂં ઇત્યાદિરૂપ સંસ્કારવડે દેહાદિ પદાર્થોનું જે ગ્રહણ થાય છે તેનું નામ વાસના. પૂર્વાપરના વિચારયુક્ત જીવન્મુક્ત પુરૂષોને દેહાદિ સંસ્કાર હોતા નથી. કેમકે વાસનાના વિરોધીવિચાર એમનામાં જાગ્રત રહેતા હોવાથી દેહાદિ ભાવવડે ત્હેમને આચ્છાદન કરવા તે (વાસના) સમર્થ થતી નથી.

વાસના બે પ્રકારની છે, એક મલિન તથા બીજી શુદ્ધ. તેમાં શુદ્ધ વાસના એક રૂપજ રહે છે, અને તે તત્વજ્ઞાનના સાધનરૂપ છે. પરંતુ મલિન વાસના ત્રણ પ્રકારની ગણાવેલી છે. જ્યાં સુધી એ ત્રણેનો નાશ ન થાય ત્યાં સુધી તત્વજ્ઞાન યથાર્થ થતું નથી. શંકરાચાર્ય પણ કહે છે કેઃ—

**लोकवासनया जन्तोः शास्त्रवासनयाऽपि च ।**
**देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥**

લોકવાસના, દેહવાસના અને શાસ્ત્રવાસનાવડે સંશયવિપર્યયરહિત જ્ઞાન ઉત્પન્ન થતુંજ નથી. એટલા માટે તેનો પરિત્યાગ કરવો જોઇએ. લોકવાસનાનું સ્વરૂપ કેવું છે? તો મનુષ્ય પોતાના મનસંગાથે એવો વિચાર કરે છે કે મ્હારે મ્હારૂં વર્તન એવું રાખવું જોઇએ કે જેથી સઘળા મ્હારી સ્તુતિજ કરે, નિન્દા નહિ. પરંતુ આમ બનવું દુર્ઘટ છે. રામ કૃષ્ણ ઇત્યાદિ દેવ તથા બીજા પણ સંત મહાત્માઓને બધાજ લોકોએ ક્યાં સારા કહ્યા છે? પિતૃવચન સત્ય કરવા સારૂ રાજ્યાદિ વૈભવને તથા જનાપવાદને ખાતર પ્રત્યક્ષ સતી જાનકીનો પણ જેમણે ત્યાગ કર્યો હતો, તે રામની પણ હાલ શું ત્હમે થોડી નિન્દા સાંભળો છો? કૃષ્ણ તો ચૌર્ય કર્મ કરનારા, અને જાર શ્રેષ્ઠ, તેમજ ભારે કપટી એ દેવ શેના? જ્ઞાનેશ્વર, તુકારામ, રામદાસ, એકનાથ અને શંકરાચાર્ય સરખા તત્વજ્ઞાની, સર્વસંગ પરિત્યાગી આ પૃથ્વીપર કાંઇ થોડા મહાનુભાવ પુરૂષો થઇ ગયા છે? પરંતુ ત્હેમને પણ ક્યાં બધાજ લોકોએ આચાર વિચારમાં સારા કહ્યા છે? તે લોકોની જો આવી દશા છે, તો પછી સામાન્ય મનુષ્યના અંતરમાં એવા અશક્ય અર્થનો અભિનિવેશ થાય, તો તે કેવી રીતે સંપાદન થઇ શકે? કવિ કહે છે કેઃ—

इन्दुं निन्दति चक्रवाकयुगुलं भास्वं निधिं कौशिकः ।
स्वादुक्षीरमरोचकी सुकृतिनं पापी जडः पण्डितम् ।
त्यक्तं सर्वजनैः खलः कटुवचा ग्राम्यः पुमान्नागरम् ।
कः पैतामहगोलकेऽत्र निखिलैः संमानितो वर्तते ॥

અખિલ લોકોના તાપનો નાશકરીને આનંદ આપનારા ચંદ્રમાની ચક્રવાક પક્ષી નિન્દા કરે છે. ( રાત્રીના વિષે ચક્રવાક પક્ષીના જોડાનો—સ્ત્રી પુરૂષનો—વિયોગ થાય છે.) જેના વડે સર્વને આરોગ્ય પ્રાપ્તિ થાય છે એવા તેજોનિધિ (સૂર્ય)ની ઘૂવડ પક્ષી નિન્દા કરે છે. ( દિવસમાં ઘુવડ અંધ રહે છે; તેથી એને દિવાંધ પણ કહે છે.) જ્વરાદિકોથી રૂચિરહિત મનુષ્ય, કેશર શર્કરા ઇલાયચી નાંખીને સુગંધિત, સુમધુર, તથા મધુસ્વરૂપ બનાવેલા દુધની નિન્દા કરે છે. સર્વસંગપરિત્યાગી સાધુ પુરૂષની. દુર્જન કઠોર ભાષણવડે નિન્દા કરે છે. તેજ પ્રમાણે ગ્રામ્યજન ( ગામડીયો ) નગરવાસી (શહેરી) ચતુર સુંદર પુરૂષની નિન્દા કરે છે. તાત્પર્ય, એ છે કે આ પિતામહનિર્મિત બ્રહ્માંડને વિષે અખિલ જનોવડે સંમાનિત, સ્તુત એવો કયો પુરૂષ છે? કોઇપણ નહિ. જગતમાં ગમે તેવું વર્તન રાખશો તો પણ લોકો તો નિન્દાજ કરવાના! એ વાતનો પ્રત્યંતર ભગવાન્ શંકરે પાર્વતિને બતાવી આપ્યો હતો.

એક વખત પાર્વતિ શંકરને કહેવા લાગી કે આપ જે સ્મશાનમાં ભૂત પિશાચ ગણની સાથે વિચરો છો, તથા સર્પાલંકાર ધારણ કરો છો, નરકપાલ (ખોપરી) લઇને ભિક્ષાટન કરો છો, ચિતાભસ્મ શરીરે ચોળો છો, ગજચર્મની લંગોટી પહેરો છો, અને વ્યાઘ્રાંબર ઓઢો છો, આપનો આવો આચાર જોઇને બધા લોકો નિન્દા કરે છે, તો આપ શા માટે સારાં સારાં વસ્ત્રાલંકાર ધારણ કરતા નથી? એમ કરશો તો લોકો સ્તુતિ કરશે. ત્યારે શંકર બોલ્યાઃ—"હે ભવાની! લોકો ક્યાં કોઇને પણ સારા કહે છે? ગમે તેવો આચાર રાખ્યો હશે તોયે અખિલ જનો કદી પણ સ્તુતિ કરવાના નથી. એ આચાર જેમને અનુકૂલ હશે તેઓ તેનાં વખાણ કરશે તથા જેમને પ્રતિકૂલ હશે, તેઓ નિન્દા કરશે. માટે લોકોની નિન્દા અગર સ્તુતિ તરફ દુર્લક્ષ રાખીનેજ શ્રેયોર્થી પુરૂષે પોતાનું વર્તન રાખવું જોઇએ.

મનુષ્ય દરિદ્રી હોય છે તો ત્હેને અકર્મી કહે છે અને ધનવાનને સારૂ કહે છે કે એ તો મહા અભિમાની છે. બહુ બોલનારાને વાચાળ, બકવાદ

કરનારો કહેશે, તેમજ બહુજ થોડું બોલનારો હશે તો હેને 'આ તો બહુ માની છે' એમ લોકો કહેશે. નિપુત્રિક હશે તો કહેશે કે એનું મ્હોં નહિ જોવું જોઇએ, અને ઘણા પુત્રવાળો હશે તો કહેશે કે ઘણી સંતતિ થવી એ પાપનું મૂળ છે. ધર્મ કરનારાને ઉડાઉ તથા નહિ કરનારાને કૃપણ (કંજુસ) કહે છે. કર્માનુષ્ઠાન કરનારને દાંભિક તથા નહિ કરનારાને નાસ્તિક, શ્રદ્ધાશૂન્ય કહે છે. સંતસંગીને મોટા ભગત ઉપદેશી બન્યા છે એમ, તથા સત્સંગ નહિ કરનારાને અજ્ઞાની, અભક્ત એ પ્રમાણે કહે છે. તાત્પર્ય એ છે કે જગતમાં કોઇને પણ બધાએજ સારો કહ્યો નથી અને કહેશે પણ નહિ; એટલા માટે તેની ઇચ્છા રાખવી એ યોગ્ય નથી. જગતની રીતિ, નીતિ, ભાષા કેવી છે તે માટે કહ્યું છે કે—

**દોહા**—ચલતી કું કહે ગાડી, આવતી કું કહે નાવ ।
કટી કું કહે ન કટી, જગકા ઉલટા ન્યાવ ॥

ગાડી જે આમ તેમ ચાલનારી છે તેને કહે છે 'ગાડી' અર્થાત્ જમીનમાં ગઢી ગએલી. પરંતુ દટાઇ ગએલી વસ્તુ ચાલે કેવી રીતે? તેજ પ્રમાણે જે આવજાવ કરે છે, નદીપાર ઉતારી દે છે એવી જે નાવ (નૌકા) તેને કહે છે કે 'નાવ' ન આવ, નહિ આવ. અને જેનું નાક કપાયા જેવું છે, તીણું ને ઉંચું ગયું નથી (અર્થાત્ ચીબું છે) ત્હેને નકટી (કપાયલું નથા નાક જેવું) એ પ્રમાણે કહે છે. એ ઉપરથી લોકોની કેવી ઉલટી રીતિ નીતિ છે, તે જણાઇ આવે છે. ચતુર વિવેકી પુરૂષ જે પ્રમાણે, મૂઢ લોકો ત્હેની નિન્દા કરે છે છતાં પરમાત્મસેવન કરે છે, તેજ પ્રમાણે કલ્યાણની ઇચ્છા રાખનારા પુરૂષે નિન્દા સ્તુતિ પર ધ્યાન નહિં પહોંચાડતાં શુદ્ધાચાર રાખવો જોઇએ. ભ્રમર મકરંદનું પાન કરે છે તે વખતે દેડકો શું થોડી ગર્જના કરે છે? પરંતુ તે ક્યાં તેના કર્ણકટુ શબ્દ તરફ કાન ધરે છે? તેની ગર્જના સાંભળીને ભયભીત થાય તો પુષ્પમકરંદ પાન કરવાનું શી રીતે તેને મળી શકે? તેજ પ્રમાણે મનુષ્ય દેડકાની પેઠે ગર્જના કરીને નિન્દા કરે છે તેના તરફ જો કર્ણવૃત્તિ દોડાવવામાં આવે તો, મુનિજન–હૃત્કમલ મકરન્દ (આનંદ રસ પરમાત્મા)નો લાભ થઇ શકે નહિ

શંકર પરમાત્મા આ પ્રમાણે પાર્વતિને કહેવા લાગ્યા, તથા પ્રત્યક્ષ અનુભવ દેખાડવા સારૂ પોતે નંદી વાહનપર પાર્વતી સહિત બેસીને બહાર જવાને નીકળી પડ્યા. ત્યારે ત્હેમને જોઇને કેટલાક લોક કહેવા લાગ્યા:– "જુઓ ભાઇ! આ બન્ને જણા પેલા નન્દીપર સવાર થયા છે પરંતુ

એમના મનમાં એ વાતનો વિચાર સરખો પણ આવતો નથી કે અમારા બન્નેના ભારથી એ જાનવર બીચારૂં મરણ પામશે. ગરીબ મુંગા પ્રાણીને માટે એમના મનમાં જરીએ દયા નથી. મરી જાય તો તેમાં એમને શી પરવા ? એ લોકોનું આવું વચન સાંભળીને પાર્વતિને નંદી પરથી ઉતારી દીધી અને મહાદેવ એકલા નંદી પર બેસીને ચાલવા લાગ્યા; પાર્વતિ તેમની સાથે સાથેજ પગે ચાલતાં હતાં. આવો પ્રકાર જોઇને બીજા કેટલાક માણસો કહેવા લાગ્યા કે:—"જુઓ, ભાઇ ! આ શંકર પોતાની સુંદર કોમળાંગી સ્ત્રીને પગે ચલાવે છે, અને પોતે એકલા વાહન પર બેસી રહ્યા છે. એમનું શરીર પણ પુષ્ટ તથા બળવાન્ છે, અને સ્ત્રીના કરતાં પુરૂષનું શરીર કઠણ પણ હોય છે, તે છતાં સ્ત્રીને ખાતર એમના મનમાં દયા નથી અને વિચાર પણ એમને નથી થતો કે ચાલવાનો શ્રમ એનાથી શી રીતે સહન થઈ શકશે ? " એમનું એવું ભાષણ સાંભળીને શંકરે પોતે વાહન ઉપરથી ઉતરીને ગૌરીને બેસાડી.

થોડેક દૂર જતાં વળી પાછા બીજા કેટલાક લોક મળ્યા. તેઓ કહેવા લાગ્યા:—"જુઓ! આ આટલો ધરડો થયો છે, તો પણ કેટલો સ્રૈણ છે? પોતે પગે ચાલે છે અને બૈરીને વાહન પર બેસાડી છે." એ સાંભળીને શંકરે પાર્વતિને ફરી પાછી ઉતારી દઇને બન્ને પગે ચાલવાં લાગ્યાં; નંદી ખાલીજ સાથે સાથે ચાલતો હતો. વળી પાછા કેટલાક લોકોએ ટીકા કરવા માંડી કે "જુઓ! આ બન્ને પગે ચાલે છે પણ વાહનપર બેસતા નથી શી જાનવરની મમતા છે ? ખાવા પીવાનું પૂરૂં પાડી રક્ષણ કરવા છતાં બેસવા માટે જાનવર જો ઉપયોગમાં ના આવે તો, તે શા ખપનું ? પછી તો નાહક પોષણ કર્યા બરોબરજ. લોકોનું આવું ભાષણ સાંભળીને શંકરે પાર્વતિને કહ્યું:—"જોયું ? ગમે તેવું વર્તન રાખવા છતાં નિંદક જનો તેને સારૂં ગણતા નથી. નંદી પર પહેલાં આપણે બન્ને બેઠાં હતાં, પછી હું એકલો બેઠો, પછી તું એકલી બેઠી. આખરે કોઇ પણ ન બેઠું, તો પણ કોઇએ પ્રશંસા કરી નથી, કેવળ નિન્દાજ કરી છે. આ ઉપરથી બધા લોકો પાસેથી સારૂં કહેવડાવવાનો કોઇએ પણ મોહ રાખવો જોઇતો નથી; એ વાતજ અશક્ય છે. અને કદાચિત્ લોકોએ સ્તુતિ કરી હશે, તો પણ તેનાથી શું પુરૂષાર્થની પ્રાપ્તિ થવાની હતી ? નહિજ. એટલા માટેજ એ લોકવાસના મલિન વાસના કહી છે. એકાદશ સ્કંધમાં ભિક્ષુ ગીતામાં કહ્યું છે કે:—

क्षिप्तोऽवमानितोऽसद्भिः प्रलब्धोऽसूयितोऽथवा ।
ताडितः संनिबद्धो वा वृत्त्या वा परिहापितः ॥

निष्ठितो मूत्रितो वाऽज्ञैर्बहुधैवं प्रकंपितः ।
श्रेयस्कामः कृच्छ्रगत आत्मनाऽऽत्मानमुद्धरेत् ॥

આત્મપ્રાપ્તિની ઇચ્છા કરનારા પુરૂષનો દુષ્ટ લોકોએ તિરસ્કાર કર્યો હોય, ત્હેની મશ્કરી અગર નિન્દા કરી હોય, મારપીટ કે બંધન કર્યું હોય અથવા ત્હેના ઉપજીવિકાનું સાધન નષ્ટ કર્યું હોય, મૂઢ લોકોએ શરીરપર થૂંક અગર મૂત્ર નાંખ્યું હોય, એ પ્રમાણે બહુ બહુ પ્રકારે તેનું મન આત્મચિંતનમાંથી ભ્રષ્ટ થાય તેવો પ્રયત્ન કર્યો હોય, ભારે સંકટનો પ્રસંગ આવી પડયો હોય તોપણ તેને વિવેક બુદ્ધિથી સહન કરીને મુમુક્ષુએથી આત્મનિષ્ઠાથી પોતાની જાતનો સંસારબંધનમાં છુટકો કરી લેવો. તાત્પર્ય એ છે કે લોકવાસના તત્ત્વજ્ઞાન પ્રતિબંધક છે, માટે ત્હેની ઇચ્છા તો કરવીજ નહિ, પરંતુ લોકોએ ખુબ પજવણી કરી હોય, તો પણ ત્હેની જરીએ પરવા રાખ્યા વગર સાધનાભ્યાસને વિષે નિરત રહેવું. હવે બીજી શાસ્ત્રવાસના જે મલિન છે, તેનું લક્ષણ કહેવામાં આવે છે.

શાસ્ત્રવાસનાના ત્રણ પ્રકાર છે. એક પાઠવ્યસનરૂપ, બીજી બહુ શાસ્ત્રવ્યસનરૂપ, તથા ત્રીજી શાસ્ત્રાર્થાનુષ્ઠાનવ્યસનરૂપ. અહર્નિશ પાઠ કરવાનું (ગોખવાનું) વ્યસન પરમાર્થને મલિન કરી દે છે, અને ચિત્તને વિશ્રાન્તિ મળતી નથી. ત્રિવર્ત્ત નામના ઋષિએ પાંચસો વર્ષ સુધી વેદપઠન કર્યું હતું, અને વાદમાં ઇન્દ્રને પણ જીત્યો હતો. એ પ્રમાણે અપાર વિદ્યા મેળવી હતી, પરંતુ વાદવિવાદવડે બહુજ બ્રહ્મદ્રોહ થઇ જવાથી શરીર અહર્નિશ સંતપ્ત થવા માંડયું તથા ચિત્ત પણ વ્યાકુળ બન્યું. જ્યારે ત્હેણે વાદવ્યસન છોડી દઇ, ગુરૂની પાસે જઇને વેદાન્તશાસ્ત્રનું પઠન કર્યું ત્યારે ત્હેનું ચિત્ત શાંત થયું. બીજી—બહુશાસ્ત્રવ્યસનરૂપ દુર્વાસાને ઇષ્ટ હતી. દુર્વાસાને શાસ્ત્રનું અત્યંત વ્યસન લાગુ પડયું હતું. તેઓ હમેશાં શાસ્ત્રપુસ્તકાદિકોથી ભરેલા ત્રણસે ઘોડા સાથે રાખીને ફરતા. એક વખત કૈલાસપર ત્હેમની સ્વારી આવી પહોચી. મહાદેવજી તે વખતે બેઠા હતા અને ત્હેમની પાસે બીજા પણ ઋષિ લોકો તેમજ નારદજી પણ બેઠા હતા. નારદની સ્વારી ભારે કલહપ્રિય ! દુર્વાસાને દેખતાંવારને ટકોર કરીને નારદ બોલ્યાઃ—" હે મહાદેવ ! જુઓ આ ભારવાહી રાસભ (ગધેડો) આવ્યો છે. તે સાંભળતાંજ દુર્વાસા ક્રોધથી લાલ ચોળ થઇ ગયા અને બોલ્યાઃ—" કેમરે ! કોણ ગધેડો ? " મહાદેવજીએ દુર્વાસાને ગુસ્સે થયલા જોઇને વિચાર કર્યો કે હવે તો અહીં ઝઘડો થયા વિના

રહેશે નહિ. તેથી પોતેજ સાન્ત્વન કરવાના હેતુથી ત્હેને કહેવા લાગ્યા કે દુર્વાસા ! આટલાં બધાં પુસ્તકોનો ભાર સાથે રાખવાં છતાં ત્હમારૂં અંતઃકરણ શાન્ત થયું નથી, તો પછી નારદનું કહેવું ખોટું પણ શું છે ? હવે ત્હમે એ શાસ્ત્રવ્યસન છોડી દઇને સ્વાનુભવમંદિરમાં વિરાજમાન થઇ જશો તો ત્હમને સુખ શાન્તિ મળશે. એ પ્રમાણે મહાદેવે ત્હેમને ઉપદેશ કર્યો, ત્યારે સુખી થઇને સઘળા પુસ્તકોનો બોજો ત્હેમણે સમુદ્રમાં પધરાવી દીધો. એટલા માટેજ કહ્યું છે કેઃ—

अनंतशास्त्रं बहुवेदितव्यमल्पश्च कालो बहवश्च विघ्नाः ।
यत्सारभूतं तदुपासितव्यं हंसो यथा क्षीरमिवांबुमिश्रम् ॥

આ જગતતમાં અનેક પ્રકારનાં શાસ્ત્ર છે, અને તેમાં પ્રતિપાદન પણ ઘણા પદાર્થોનું કરવામાં આવેલું છે. મનુષ્યનું આયુષ્ય બહુ ટુંકું છે, અને તે પણ આધિ વ્યાધિ તેમજ બીજાં અનેક પ્રકારનાં વિઘ્નોથી સદૈવ યુક્ત છે. તેટલા માટે મુમુક્ષુએ હંસ પક્ષીની પેઠે સાર ભૂતનુંજ ગ્રહણ કરવું. હંસ પક્ષી જળ તથા દૂધ એકત્ર થયાં હોય છે, તો ત્હેમાંથી અસાર એવા જળને છોડી દઇ, સારભૂત દૂધનુંજ ગ્રહણ કરે છે. તેજ પ્રમાણે શાસ્ત્રના જડાંશને છોડી સાર અંશનેજ ગ્રહણ કરી લેવો. માર્કંડેય પણ કહે છે કેઃ—

सारभूतमुपासीत ज्ञानं यत्स्वार्थसाधकम् ।
ज्ञानानां बहुता यैषा योगविघ्नकरी मता ॥
इदं ज्ञेयमिदं ज्ञेयमिति यस्तृषितश्चरेत् ॥
असौ कल्पसहस्रेषु नैव ज्ञानमवाप्नुयात् ॥

પોતાના અર્થની જેનાથી સિદ્ધિ થતી હોય એવા જ્ઞાનની ઉપાસના કરવી ઉચિત છે. બહુ શાસ્ત્રોનું અવલોકન એ ચિત્તની એકાગ્રતામાં વિઘ્નરૂપ છે. જે પુરૂષ આ ગ્રન્થ જોવો જોઇએ, પેલો પણ જોવો જોઇએ એવી તૃષ્ણા રાખીને ભટકતો ફરે છે, ત્હેને હજારો કલ્પમાં પણ સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. સારાંશ, કે ઘણાશાસ્ત્રનાવ્યસનરૂપ વાસના ઘણાજ કલેશોથી યુક્ત, અભિમાનનો હેતુ, પુરૂષાર્થને અનુપયોગી, તેમજ જન્મનું બીજ સમજીને તેનો ત્યાગ કરવો જોઇએ. હવે ત્રીજી શાસ્ત્રાર્થના અનુષ્ઠાનનીવ્યસનરૂપવાસના, નિદાઘ તથા દાસને થઇ હતી, તે કહેવામાં આવે છે.

ઋભુ નામના ઋષિએ નિદાઘ શિષ્યને વેદાન્ત જ્ઞાનનો ઉપદેશ કરીને પોતે બાર વર્ષ પર્યન્ત યાત્રા કર્યા કીધી, પછી નિદાઘના આશ્રમમાં આવીને

જુએ છે તો ત્હેને એમનું સ્મરણ સરખું પણ રહ્યું ન હતું. એટલુંજ નહિ પણ ગુરૂ આવતાંવારને ત્હેણે એમને પૂછ્યું કેઃ—" આપ કોણ છો ? ક્યાંથી આવ્યા છો ? શી ઇચ્છા છે ? " એ પ્રમાણે કહેવા લાગ્યા. એને હમેશાં અનેક કર્મોનાં અનુષ્ઠાનનું વ્યસન લાગુ પડ્યું હતું, અને તેથી એની બુદ્ધિ તથા નેત્ર મલિન થઇ ગયાં હતાં, તેથી ગુરૂની એને ઓળખાણ પડી નહિ. ગુરૂ પણ હસીને કહેવા લાગ્યા કેઃ—" મ્હને અવિનાશી એવા મૃષ્ટાન્નરસનું ભોજન આપ, કે જેનાથી કદી પણ મન ઉદ્વિગ્ન થાય નહિ; ખાતાં ખાતાં કંટાળો કે અરૂચિ ઉપજે નહિ અને પછી ભૂખ પણ લાગે નહિ. તથા જેમાં ' હું તું ' ( अहं त्वं ) ઇત્યાદિ કાચા પણું રહે નહિ, અને જે હટયોગાદિથી બળી પણ ગયું નથી એવું થાય. હું હસ્તપાદાવિશલ્ય તથા દંતજીવ્હામુખવિરહિત છું. માટે અખિલ ઇન્દ્રિયાદિકોને સમજ ન પડે એવું ભોજન મને આપ. " એવું ભાષણ સાંભળતાં અવાજ ઉપરથી નિદાઘે જાણ્યું કે આ તો ગુરૂમૂર્તિ છે. તેથી ઝટ ત્હેમની પાસે જઇને સાષ્ટાંગ પ્રણામ કર્યા. અને પોતે પીછાણ્યા નહિ તે ખાતર ત્હેમની ક્ષમા માંગી. ત્યાર બાદ નિદાઘે ત્હેમને એક માસ સુધી પોતાને ત્યાં રાખ્યા, તે વખતે ત્હેમણે ફરીથી કહ્યું કેઃ—હે નિદાઘ !

वंशपात्रमिवापूर्णं पूर्णं घटशतैरपि ।
क्रियाजालं कथं साधो विरागाय न जायते ॥
ब्रह्मणो दिनमारभ्य यावदद्यकृताः क्रियाः ।
मुहूर्तं हंत संसारी नैव निश्चिन्ततां गतः ॥

હે ક્રિયાસાધનપરાયણ ! અસંખ્ય ઘડાઓના પાણીવડે વાંસના પાત્રને ભરી દીધું હશે, તોપણ તે જેમ અપૂર્ણજ રહે છે તેજ પ્રમાણે સ્વઅંધકારક જાળના જેવું કર્મ છે તે ત્હમને વિરાગઉત્પત્તિ કરવા માટે કારણભૂત કેમ થતું નથી ? એવા શ્રમદાયી કર્મનું ત્હમને અહર્નિશ લાગુ પડેલા વ્યસનને જોઇને મ્હને ત્હમારી મૂઢતાને માટે આશ્ચર્ય ઉપજે છે. કદાચિત્ તું કહેશે કે કર્મ કરવાથી પૂર્ણતા પ્રાપ્ત થશે, પરંતુ એ ભ્રમ છે. અરે ! બ્રહ્મદેવના દિવસથી આરંભ કરીને આજ દિન સુધી ઘણા જીવોએ કર્મ કર્યાં છે, પરંતુ ત્હેમનામાં કોઇ પણ સંસારી જીવને એક ક્ષણ ભર પણ ચિત્તસ્થૈર્યથી ઉત્પન્નથનારા સુખની પ્રાપ્તિ થઇ નથી, અને ત્હમને જે ત્હેમનાવડે પૂર્ણતાની આશા રહે છે, ત્હેનાથી

મ્હને ભારે ખેદ થાય છે. એ પ્રમાણે ત્હેને બહુ બહુ જ્ઞાનોપદેશ કર્યો અને પછી પોતે યાત્રા માટે જતા રહ્યા.

ત્યાર બાદ બાર વર્ષ પછી ઋભુ પોતાના શિષ્ય નિદાઘની પાસે આવ્યા ત્યારે તે કુશ સમિધ વગેરે લઇને વનમાંથી આવતો હતો. એટલામાં તે નગરનો રાજા શિકાર કરીને પાછો નગરદ્વારસમીપ આવી પહોંચ્યો. રાજાની સાથે ઘણા આદમી હોવાથી ભીડ પણ ભારે થઇ હતી, તેથી નિદાઘ રસ્તાની એક બાજુએ એક જગ્યા પર ઉભો થઇ રહ્યો હતો. એજ સમયે ગુરૂ ઋભુ મહર્ષિ અકસ્માત્ ત્યાં આગળ આવી પહોંચ્યા તથા નિદાઘ પાસે ઉભા રહ્યા. એક બીજાએ એકમેકને દીઠાં, છતાં નિદાઘે ત્હેમને ઓળખ્યા નહિ; કેમકે કર્માનુષ્ઠાનમાં વૃત્તિ નિમગ્ન થઇ હતી. ગુરૂએ કહ્યું:— "કેમરે ! અહીં કેમ ઉભો થઈ રહ્યો છે ?" નિદાઘે કહ્યું:—"રાજાની સ્વારી જાય રહી છે, ને ભીડ ઘણી થઇ ગઇ છે તે ત્હમને જણાતું નથી શું ?" ગુરૂ બોલ્યા:—"હું નિરંજન વનમાં નિવાસ કરૂં છું, તેથી મ્હારી જાત શિવાય બીજું કશુંય ત્યાં આગળ મ્હને જણાતું નથી. હવે તુંજ મ્હને કહી દે ને કે રાજા કોણ અને રંક કોણ ? મૂઢ કોણ તથા જ્ઞાની કોણ ? બદ્ધ કોણ, મુક્ત કોણ ? તે હું પણ જોઇશ. મ્હને તો નાનું મોટું કાંઇ પણ દેખાતું કે સમજાતું નથી." નિદાઘે કહ્યું:—"શું ત્હમારી આંખો ફુટી ગઇ છે કે ત્હમારાથી દેખાતું નથી ? આ જુઓ ! હાથી ઉપર રાજા સ્વાર થઇને પરિવાર સહિત જાઇ રહ્યો છે. ગુરૂ બોલ્યા:—"એ ક્ષણભંગુર કાંઇ પણ મ્હારી નજરે પડતું નથી." નિદાઘ બોલ્યો:— "બરાબર નજર કરીને જોશો તો જણાશે કે નીચે હાથી તથા ઉપર રાજા છે."

ગુરૂએ કહ્યું:—"એક વ્યાપક ચૈતન્ય વગર નીચે ઉપર, હાથી રાજા નાનું મોટું વગેરે કાંઈ પણ નજરે પડતું નથી." નિદાઘ આખરે બોલી ઉઠ્યો:—"ત્હમને ભ્રમ થયો હશે, તેથીજ ત્હમે આવું બોલો છો." ગુરૂએ અંતમાં કહ્યું:—"હે પાષાણ ' ત્હને અન્તર સૂક્ષ્મ દૃષ્ટિ નથી તેથીજ તું રાજા પરિવાર ઇત્યાદિ નામરૂપાત્મક માયિક સ્થૂલઆકાર કહે છે તથા દેખાડે છે. ત્હને ઉપદેશ કર્યો તે વ્યર્થ ગયો તથા મ્હને નાહક શ્રમ પડયો. અરે ! રાજા કોણ ? જે સાક્ષી સર્વ ચરાચરને પોતાની સત્તા-વડે ચલાવે છે તેજ." એ પ્રમાણે જ્યારે ઉપદેશ કર્યો ત્યારે નિદાઘે ગુરૂને ઓળખ્યા અને નમન કરીને અપરાધની ક્ષમા માંગી. ગુરૂએ ત્હેને ઉઠાડીને આલિંગન દીધું અને કહ્યું:—"હે નિદાઘ ! ભેદ બુદ્ધિ છોડી દે ! અનુષ્ઠાન વ્યસનથી ત્હમારૂં ચિત્ત મલિન થયું છે, પરંતુ અનુષ્ઠાનનો

કર્તા તું તો સર્વ વ્યાપક છે. ત્યાં જો દૃષ્ટિ રાખીશ તો નિખિલ સાધન નષ્ટ થશે. હે નિદાઘ ! જેમનો અગ્રભાગ તીવ્ર હોવાથી જેઓ સૂક્ષ્મ શસ્ત્રની ધારની પેઠે કામ બજાવે છે તથા જે લીલા રંગના છે તથા શુદ્ધિ કરનારા છે તેથી કરીને પવિત્રીભૂત થઇને જેઓ હાથને વિષે બ્રહ્મ ( વેદોક્ત ) કર્મ સમયે નિવાસ કરે છે એવા દર્ભનું નામ જે કુશ છે તેનો હેતુ એ છે કે, તેઓ કુત્સિત 'અમંગલપાપના' શાતન ( નાશક ) થઇ પડે છે. તેજ પ્રમાણેઃ—

पवित्राः सूक्ष्मशास्त्रार्थास्तीक्ष्णाग्रा हरिताश्च ये ।
शातना कुत्सितस्यैते कुशा इति निरूपिताः ॥
तत्पवित्रकरो भूत्वा मुनिः सव्येन वर्त्मना ।
वेदान्तसूत्रं यत्सूत्रं यस्याथर्वशिखा शिखा ॥
जिज्ञासा दीर्घतिलको ब्रह्मकर्म समारभेत् ।

જે અજ્ઞાન ( સંશય વિપર્યયાદિ )ની નિવૃત્તિ કરે છે, અને વેદાન્તની વિરુદ્ધ નહિ હોવાથી જે પવિત્ર છે, તથા સૂક્ષ્માર્થ વિષયક ( સ્થૂલ લૌકિક દૃષ્ટિને અગોચર ) શાસ્ત્રોના ઉપદેશ વાક્યોનો જે તાત્પર્યાર્થ છે, તેજ પ્રમાણે અજ્ઞાન ભેદવાને એવા તાત્પર્યપર્યવસાયી જેનાં અગ્ર છે તેમજ બુદ્ધિમાં નિરન્તર સ્ફુરિત થનારાં અને કુત્સિત ( બંધક હોવાથી અશુભ ) સંસારનાં શાતન ( નાશક ) એવા શાસ્ત્રાર્થનેજ 'કુશ' એ નામથી જ્ઞાનીઓએ કથન કર્યું છે. લૌકિક કુશમાં એવી પવિત્રતા નથી. એટલા માટે, જે પ્રમાણે તું બન્ને હાથમાં લૌકિક ( કુશોનું ) પવિત્ર ધારણ કરે છે તથા ડાબી ખાંધ ઉપરથી જમણી કેડને વિષે સૂત્ર ( યજ્ઞોપવીત ) અને મસ્તક પર શિખા તથા કપાળ ઉપર લાંબું તિલક કરીને સંધ્યાદિ બ્રહ્મ ( વેદોક્ત ) કર્મ કરે છે, તેજ પ્રમાણે 'જ્ઞાનીના સમાન' જે શાસ્ત્રાર્થરૂપ કુશોના પવિત્રને વેદાન્તથી અવિરુદ્ધ એવા સાંખ્ય તથા યોગ રૂપ બન્ને હાથમાં ધારણ કરશે, અને અદ્વૈતતાત્પર્યરૂપ સવ્યમાર્ગ વડે જ્ઞાનસાધનભૂત વ્યાસપ્રણીત સૂત્ર ( વેદાન્ત સૂત્ર ) ને કંઠમાં ધારણ કરીને અથર્વ[1] શીર્ષ મંત્રોની શિખા તથા જીજ્ઞાસા રૂપ દીર્ઘ તિલક લગાવીને બ્રહ્મકર્મ ( ब्रह्मार्पणं ब्रह्महविः ઇત્યાદિ ગીતોક્ત કર્મ ) નું આચરણ કરશે તો એવા કર્મ વડે તું પરમ નિર્મળ રૂપ બનીશ. આ પ્રમાણે એ કર્મનું આચમન પણ હું તને કહું છું:—

૧. અથર્વવેદના શિરઃસ્થાનીય ઉપનિષન્મંત્રરૂપ ( ચોટલી )

जडं करतले कृत्वा समुद्रमिव कुंभजः ।
यदाचामति योगीन्द्रस्तदाचमनमुत्तमम् ॥

જ્ઞાની તેમજ કર્મશ્રેષ્ઠ અગસ્તિએ કરતલમાં જળ ( સમુદ્ર )ને લઇને જે પ્રમાણે તેનું આચમન કર્યું હતું, તેજ પ્રમાણે તું પ્રકૃતિ પુરૂષ તથા તેના કાર્ય ( આત્માનાત્મ )નું વિવેચન કરનારા સાંખ્યરૂપ કરતલને વિષે જડ ( અજ્ઞાન અને તેના કાર્ય રૂપ જળ )ને ધારણ કરીને યોગીન્દ્રની પેઠે પ્રાશન કર; એજ આચમન સર્વોત્તમ છે. સારાંશ એ છે કે દૃશ્ય મિથ્યા છે એ પ્રમાણે આત્માનાત્મવિવેકવડે જાણીને તથા પરમ પુરૂષ પરમાત્માની સાથે પોતાનો અભિન્નભાવ જોઇને, ' સમુદ્રજળપાન કરીને અગસ્તિ અવશિષ્ટ રહ્યા તે પ્રમાણે, ' એક અદ્વિતીય બ્રહ્મરૂપવડે સ્થિત રહેવું. એજ દૃશ્ય જડ-જળનું પાન કરવાનું કહ્યું છે. આ પ્રમાણે ઋભુ ગુરૂએ નિદાઘને અખિલ બ્રહ્મકર્મનો રહસ્યોપદેશ કર્યો ત્યારે ત્હેનું અનુષ્ઠાનવ્યસન છૂટી ગયું.

એમનો બીજો શિષ્ય દાસ નામે હતો ત્હેને પણ કર્મના અનુષ્ઠાનનું ઘણુંજ વ્યસન લાગુ પડી ગયું હતું. ત્હેને તો એ વ્યસનથી સર્વ કાંઇ અપવિત્રજ લાગતું, અને તેથી પોતાને રહેવા સારૂ પણ પવિત્ર સ્થાન પૃથ્વીપર કોઇ પણ સ્થળે ત્હેને જણાતું નહિ. હું પવિત્ર તથા પૃથ્વી મલ-મૂત્રાદિકોથી યુક્ત માટે અપવિત્ર છે એમ સમજી, એક ઝાડ ઉપર આશ્રમ બનાવીને તે ત્યાં રહેતો. મેઘોદકથી (વરસાદના પાણીથી) સ્નાન સંધ્યાદિ અનુષ્ઠાન તેમજ પાન પણ કરતો. આ પ્રમાણે પોતાના શિષ્યની કર્માનુષ્ઠાન-વ્યસનવાસના જોઇને, એક વખત ઋભુઋષિએ ત્હેની પાસે આવીને કહ્યું:—" હે દાસ નીચે તો આવો " ત્હેણે જવાબ દીધો:—" આ પૃથ્વી મલિન તથા અપવિત્ર હોવાથી હું પવિત્રતાથી વૃક્ષઉપર બેઠો છું, તે નીચે શું કરવા આવું " એ સાંભળીને ગુરૂ હસીને બોલ્યાઃ—અરે ! તું મહા અવિવેકી મૂઢ છે. ત્હારૂં શરીર પંચભુતાત્મક છે, અને તેમાં મલમૂત્રાદિ અપવિત્ર પદાર્થ સદૈવ ભરેલા છે; લોહી, માંસ, હાડકાં વગેરેથી તો તે રચાએલું છે. એમ હોવા છતાં તું તારી જાતને મહાપવિત્ર તથા કર્માનુષ્ઠાની સમજે છે, એ કેવું આશ્ચર્ય છે ? એનો સંગ પહેલાં છોડીદે. ત્હારીજ ત્હને શુદ્ધિ નથી તો વૃક્ષપર બેઠાનું શું ફળ થવાનું

---

૨. जल સંસ્કૃતમાં ' ડ ' અને ' લ ' નો અભેદ હોવાથી ' जल तथा ' जड ' એ બન્નેને એક રૂપજ સમજવાં.

હતું ?" આ પ્રમાણે જ્યારે બહુ બોધ કર્યો ત્યારે તે નીચે ઉતરીને ગુરૂને નમસ્કાર કરવા લાગ્યો. પછી ત્હેમણે ઉત્તમ ઉપદેશ આપીને ત્હેનું અનુષ્ઠાન-વ્યસન છોડાવ્યું અને ત્હેને બ્રહ્મનિષ્ઠ બનાવી દીધો. એ પ્રમાણે જ્ઞાનની પ્રતિબંધક 'ત્રણ પ્રકારની મળીને એકજ' મલિન શાસ્ત્રવાસના છોડી દેવી જોઇએ.

હવે ત્રીજી જે દેહવાસના કહી છે તેના પણ ત્રણ પ્રકાર છે. એક દેહમાં આત્મત્વભ્રાન્તિરૂપ, બીજી ગુણાધાનત્વભ્રાંતિરૂપ અને ત્રીજી દોષાપનયનત્વભ્રાન્તિરૂપ. દેહમાં આત્મત્વભ્રાન્તિ વિરોચનાદિકોમાં તથા ત્હેમના અનુયાયી આજ કાલના અખિલ લોકોમાંજ છે. ગુણાધાનભ્રાન્તિ બે પ્રકારની છે. એક લૌકિક અને બીજી શાસ્ત્રીય. ઉત્તમ શબ્દાદિ વિષયોનું સંપાદન લૌકિક ગુણાધાન, તેમજ ગંગાસ્નાન શાલિગ્રામ તીર્થ આદિકોનું સંપાદન શાસ્ત્રીય ગુણાધાન છે. દોષાપનયન પણ બે પ્રકારનું છે. એક લૌકિક તથા બીજું શાસ્ત્રીય; વૈદ્યોક્ત ઔષધાદિકોને લીધે જ્વરાદિ દોષની નિવૃત્તિ તે લૌકિક દોષાપનયન, અને શાસ્ત્રોક્ત આચમનાદિકોથી અશૌચનિવૃત્તિ એને શાસ્ત્રીયદોષાપનયન કહ્યું છે. એ પ્રમાણે ત્રિવિધ દેહવાસના કરવામાં અશક્ય, અને જન્મનાહેતુ, પુરૂષાર્થના અહેતુરૂપ હોઇ, મલિનતા યુક્ત હોવાથી ત્યાજ્ય કહી છે. લોકવાસના, શાસ્ત્રવાસના, દેહવાસના જો કે વિવેકશૂન્ય પુરૂષોને ગ્રાહ્ય લાગે છે, છતાં તેઓ જીજ્ઞાસુ પુરૂષને જ્ઞાનોત્પાદનમાં તથા વિદ્વાન પુરૂષને જ્ઞાન નિષ્ઠામાં વિરોધી થઇ પડે છે; એટલા માટે તેમનો ત્યાગ કરવો ઉચિત છે. એ ત્રણે બાહ્ય મલિનવાસના થઇ એજ પ્રમાણે અન્તર મલિનવાસના, કામ ક્રોધ દંભદર્પાદિ આસુરી સંપત્તિરૂપ ગણાય છે. તેઓ સર્વ અનર્થનાં મૂળ છે, અને તેમને માનસ વાસના કહે છે. વસિષ્ઠજી કહે છે કેઃ—

मानसी वासना: पूर्वं त्यक्त्वा विषयवासना: ।
मैत्र्यादिवासना राम गृहाणामलवासना: ॥

હે રામચંદ્ર ! લોકવાસના, શાસ્ત્રવાસના, દેહવાસના જેમને મલિન વિષયવાસના કહે છે તેઓનો તથા આસુરીસંપત્તિરૂપ માનસ વાસનાઓનો પરિત્યાગ કરીને મૈત્રી, મુદિતા, કરૂણા ઇત્યાદિ શુભવાસનાઓને તું ગ્રહણ કર. શુભ[1] વાસનાઓનું ઉત્પાદન તેજ મલિનવાસનાઓનો ત્યાગ સમજવો.

૧ એ વાસનાઓનું વર્ણન યોગવાસિષ્ઠમાં ઘણું કરેલું છે અને તેજ પ્રમાણે શ્રી. પ. પ. મધુસુદન સરસ્વતી સ્વામીજીએ ગીતાના છઠ્ઠા અધ્યાયના બત્રીશમાં શ્લોકની ટીકામાં કરેલું છે, તે જીજ્ઞાસુએ મૂળમાંજ જોવું ઉચિત છે. અંહી વિશેષ વિસ્તાર કરવાથી સામાન્ય વર્ગને રૂચિકારક લાગે નહિ. કેમકે વિષય સૂક્ષ્મ હોવાથી કઠણ છે. તેથીજ ટુંકમાં ( કિંચિત્ ) બતાવ્યું છે.

જલમૃત્તિકા વગેરે ઉપાધિઓના સંબંધથી ચંદન કપૂરાદિમાં ઉત્પન્ન થએલી દુર્ગન્ધ ઉત્તમ પ્રકારે સંઘર્ષણ થતાં દૂર થઇને દિવ્ય સુગંધ પ્રકટ થાય છે; તેજ પ્રમાણે અન્તઃકરણમાં સ્થિત જે રાજસ તામસ બુદ્ધિઉત્પાદક વાસનારૂપી ધૂળવડે પરમાત્મપદને પ્રાપ્ત કરાવનારી શુભવાસના લિપ્ત થઇ છે. પરન્તુ ગુરૂ મુખે શ્રવણ કરેલા અર્થના વારંવાર વિચારરૂપ સંઘર્ષણ-વડે શુદ્ધ થઇને, ચંદનની સુગંધની પેઠે, બ્રાન્તિરહિત નિર્મલ પ્રતીત થાય છે. જેમ જેમ પ્રત્યગાત્માને વિષે મનસ્થિત થતું જાય તેમ તેમ વૈષયિક વાસનાનો તે પરિત્યાગ પણ કરતું જાય છે. સંપૂર્ણ વાસનાઓની નિવૃત્તિ થયે નિરાવરણ આત્માની ઉપલબ્ધિ થાય છે, એટલા માટેજ શંકરાચાર્યે કહ્યું છે કેઃ—

संसारकारागृहमोक्षमिच्छोरयोमयं पादनिबंधश्रृंखलम् ।
वदन्ति तज्ज्ञाः पटुवासनात्रयं योऽस्माद्विमुक्तः समुपैति मुक्तिम् ॥

સંસાર બંદીખાનામાંથી છુટવાની ઇચ્છા રાખનારા પુરૂષની લોકવાસના શાસ્ત્રવાસના અને દેહવાસના, લોખંડની પાદબંધન કરનારી બેડીજ છે, એમ વિદ્વાન્ લોકો કહે છે. જે પુરૂષ એમાંથી છુટયો, અર્થાત્ વિચારરૂપી હથોડા વડે જેણે એ બેડીઓને તોડી નાંખી હશે તેજ મુક્તિ મેળવી શકે તેમ છે. જરા વધુ ખ્યાલ કરો. મહાત્મા નરહરિનાથ કવિ કહે છે કે વૈષયિકવાસના દુષ્ટ પૂતના રાક્ષસી જેવી છે.

बालानां भक्षिका भीमा पूतना दुष्टवासना ।
कृष्णेन रुधिरं पीत्वा प्रापिता साऽपि तत्पदम् ॥

નાનાં બાળકોને મારવા માટે કંસે મોકલેલી પૂતના નામની રાક્ષસી બહુ ભયંકર અને દુષ્ટવાસનાવાળી હતી. ગોકુળમાં નંદનો પુત્રોત્સવ સમારંભ ચાલી રહેલો જોઇને, ત્હેણે સુંદર સ્રીનું રૂપ લઇને ત્યાં પ્રવેશ કીધો. નંદના ઘરમાં જ્યારે તે ગઇ, ત્યારે કોઇએ ત્હેને પ્રતિબંધ કર્યો નહિ. ત્યાં આગળ પથારીના ઉપર ભગવાન્ કૃષ્ણને પડી રહેલા જોઇને, ત્હેમને સામાન્ય સમજી, ત્હેણે ઉંચકી લીધા. યશોદા, રોહિણી વગેરે સ્રીઓ જેઓ પાસે હતી ત્હેમણે તે દીઠું, છતાં ત્હેમનાથી ત્હેને અટકાવ કરી શકાયો નહિ. કેમકે ત્હેનું રૂપ જોઇને સર્વ મોહિત થઇ ગયાં હતાં. પછી પૂતનાએ પોતાનો વિષ-યુક્ત સ્તન ત્હેના મુખમાં આપ્યો ત્યારે પરમાત્મા શ્રી કૃષ્ણે બન્ને હાથ-વડે તે સ્તનને મજબૂત પકડી રાખી તે માંહેનું દૂધ, વિષ રૂધિર, બધુંજ

પાન કરી ગયા અને તેની સાથે ત્હેના પ્રાણ વાયુનું પણ પાન કર્યું. ત્યારે તે પૂર્વ રૂપ લઇને પ્રગટ થઇને પછી મરી ગઇ. આખરે જ્યારે ત્હેને બાળી, ત્યારે ત્હેના દેહમાંથી ચંદનના જેવો સુગંધીદાર ધૂમાડો નીકળ્યો. જે શરીરને ભગવાનનો સ્પર્શ થયો, અને દૂધને બ્હાને સર્વ પાપોનું હરણ કરીને જેને નિષ્પાપ બનાવી હતી, ત્હેના સુગંધિતત્વને માટે શું આશ્ચર્ય ? એટલુંજ નહિ પણ, શ્રી કૃષ્ણે ત્હેને પોતાનું પ્રસિદ્ધ પદ-સ્વરૂપ-પ્રાપ્ત કરાવી દીધું. એ લૌકિક કથાનું તાત્પર્ય આ પ્રમાણે સમજવું જોઇએઃ—

આ શરીરરૂપ ગોકુળમાં અહંકારરૂપ કંસની દાસી વિષયોવડે મલિન થએલી વાસનાજ નિવાસ કરે છે. તે બાળકોને ( અવિવેકીઓને ) ખાય છે પણ ખરી તથા ભય પણ બતાવે છે. તેજ પ્રમાણે 'પૂત-ના' અર્થાત્ પવિત્ર અન્તઃકરણનો નાશ કરી દઇને તેને રાગદ્વેષાદિથી મલિન કરે છે. એવી મોક્ષને માટે અત્યન્ત અયોગ્ય જે સૂક્ષ્મ વિષયેચ્છાસંસ્કારરૂપ વૃત્તિ છે, તેનું કૃષ્ણ (બ્રહ્મ) સ્વરૂપની સાથે અભિન્નતાથી અનુસંધાન કરીને ચિદાત્માએ રૂધિરપાન કરવું; યાને પોતાના ઉપરનું તેનું આવરણ દૂર કરી દેવું તથા તેને બ્રહ્મથી અભિન્ન એવા આત્મરૂપ પદને પ્રાપ્ત કરાવવી. મતલબ એ છે કે તે વાસનાને આત્માકાર બનાવવી. મનનશીલ વિવેકી પુરૂષો એમજ કરે છે કે, કૃષ્ણરૂપનું દૃઢ અનુસંધાન કરીને પૂતના ( पूतं पवित्रं रागादिहीनं अंतःकरणं नाशयतीति पूतना ) દુષ્ટ વાસનાનું આવરણરૂપ રૂધિરપાન કરીને તેને તત્પદને વિષે પ્રાપ્ત કરાવી દે છે. ( આ શ્લોકનાં પદ શ્લિષ્ટ-દ્વિઅર્થક છે, અને તેમનો સ્પષ્ટાર્થ યોગ્ય તેટલો કર્યો છે ) સારાંશ એ છે કે પરમાત્માના ધ્યાનથી વાસનાનું દુષ્ટત્વ-માલિન્ય-દૂર થઇને તે શુદ્ધ થાય છે, તોપણ એવા પ્રકારની ધ્યાનભાવના પણ ચિત્તના અત્યન્ત માલિન્યમાં થશે નહિ, તેટલા માટે વસિષ્ઠજીએ મૈત્ર્યાદિ વાસનાનું અનુષ્ઠાન પ્રથમ કરવાનું કહ્યું છે, જેનું પૂર્વ કથન થઇ ગયું છે તથા આગળ પણ વિસ્તારથી વર્ણન થવાનું છે.

આના પર એ શંકા થાય છે કે, બાહ્ય વિષયસુખનો અનુભવ અનેક જન્મોનો છે, એથી કરીને તે સુખ માટેની ઇચ્છા પણ પ્રબળ થાય છે. આત્માનંદનો અનુભવ કોઇને થતો નથી, કેમકે નિદિધ્યાસનવડે તથા સમાધિના પરિપાકથી સાક્ષાત્કાર થાય, તોજ તેમ થઇ શકે. એથી જેમનું અન્તઃકરણ વિષયાસક્ત છે, ત્હેને તે સુખની લોલુપતા હોવાથી, ત્હેનું મન બ્રહ્મરૂપ આત્માને વિષે સ્થિત થવું અશક્ય છે. વાર્તિકકાર પણ કહે છે કે;—

अप्यानन्दः श्रुतः साक्षान्मानेनाविषयीकृतः ।
दृष्टानंदाभिलाषं स न मन्दीकर्तुमप्यलम् ॥

બ્રહ્માનંદને માટે શાસ્ત્રપ્રમાણ ઉપરથી ગમે તેટલું શ્રવણ કર્યું હશે, તોપણ જ્યાં સુધી તેનો અનુભવ નથી ત્યાં સુધી બાહ્યસુખવિષયક અભિલાષા કમી થવી અસંભવિત છે. એના સમાધાનમાં કહેવામાં આવે છે કે:—

## પદ-રાગ—કાલિંગડા, તાલ-દાદરા.

વિષયવાસના હિ મનકું દુઃખ બહુ દેવે । જાનત યહ ધીર પુરૂષ ક્ષણ સુખ ન લેવે ॥ધ્રુ॥ બાહ્ય સ્પર્શ ભોગ એક । લવ દેત જો તોભિ તોખ । જાનો પ્રાણ હરણ બીખ । મીન નષ્ટ હોવે દેખ । ન મિલે કદા સુધા જીસકું વો પયદધિ સેવે ॥૧॥

વિષય વાસના મનને અત્યન્ત પીડે છે, એવો સર્વને અનુભવ છે. વૈષયિક સુખ ક્ષણભંગુર છે તથા પરસ્વાધીન પણ છે એમ સમજીને કોઇપણ વિચારશીલ પુરૂષ તેને સારૂ લોલુપ થશે નહિ. બાહ્ય વિષયસુખ જો કે ક્ષણભર આનંદ આપે, તો પણ મીન જે પ્રમાણે માંસને માટે લુબ્ધ થઇને દોડી જાય છે, અને રસાસ્વાદ લે છે તો તે આમિષના મધ્યભાગમાં આવેલા લોઢાના કાંટાથી તેનું મોત નીપજે છે, તેજ પ્રમાણે તેના રસાસ્વાદથી વિષતુલ્ય પરિણામ ભોગવવું પડે છે. એટલા માટેજ જ્ઞાની વિચારવડે તે વાસનાને દાબી દે છે અને આત્માનંદના નિત્યાનુભવને માટે પ્રયાસ કરે છે. અમૃતપાન કરવાને જેઓ અસમર્થ છે, તેઓ દહી દુધ વગેરેથી તૃપ્ત થઇને આનંદ માની લે છે, તથા અમૃતને અલભ્ય સમજીને તેની ઉપેક્ષા કરે છે. વળી આત્મસુખ આત્માનંદ—બીલકુલ અનુભૂત નથી એમ પણ કહી શકાય નહિ. વિચાર કરો. ભગવદ્ ગીતામાં ભગવાને શું કહ્યું છે?

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥

બાહ્ય શબ્દાદિ વિષયોમાં અનાસક્ત થઇને જે પુરૂષ સુષુપ્તિકાળમાં અંતરાત્માના આનંદમાં સ્થિત થઇને જે સુખનો અનુભવ લે છે, તે સુખજ તે થાય છે. કોણ? તો કે, બ્રહ્મયોગ (સમાધિ) ને વિષે જેની બુદ્ધિ સ્થિર થએલી છે એવો બ્રહ્મવેત્તા. આ પ્રકારના કથન વડે બ્રહ્મવેત્તાનું

સુખથી અભિન્નત્વ દર્શાવ્યું છે, એમ સમજવું. ' ब्रह्मविद् ब्रह्मैव भवति ' એ પ્રમાણે શ્રુતિ પણ છે. હવે આના પર શંકા થશે કે, જો સુષુપ્તિ અને સમાધિ એ બન્નેમાં એકજ સુખ છે તો પછી સુષુપ્તિસ્થ તથા સમાધિસ્થ પુરૂષમાં શો ફરક છે ? તો, યોગી મૂલ અ-વિદ્યાનો ક્ષય થઈ જવાથી અક્ષય્ય સુખ ભોગવે છે અને સુપ્ત (સૂઈ રહેલા) પુરૂષની અવિદ્યા નષ્ટ નહિ થઇ ગએલી હોવાથી તેને સુખ ક્ષણ ભરજ મળે છે. દ્વૈતદર્શન બન્ને સ્થિતિમાં નહિ થતું હોવાથી, ઉભયત્ર એકજ સુખ કહ્યું; અને મોક્ષસુખ (આત્માનંદ) જે બધામાં મુખ્ય છે, તેનો પણ સર્વને અનુભવ છે, અને તેટલા ખાતર બાહ્ય સુખનો પણ ત્યાગ કરવો એ યોગ્ય તથા સુલભ છે, એ પ્રમાણે સમજવાનું કહ્યું. સારાંશ કે કોઇ પણ જ્ઞાની આનંદશૂન્ય વિષયોમાં રમમાણ થતો નથી. વસિષ્ઠજી કહે છે કેઃ—

ब्रह्मानंदरसं पीत्वा उन्मत्तस्यैव योगिनः ।
इन्द्रोऽपि रंकवद्भाति का कथा नृपकीटकैः ॥
लब्धत्रिलोकीराज्यो ना भिक्षां नाऽकांक्षते यथा ।
एवं लब्धपरानंदः क्षुद्रानंदं न कांक्षति ॥

હે રામ ! બ્રહ્માનંદરસનું પાન કરીને ઉન્મત્ત થએલા યોગીને ઇન્દ્ર પણ રંક ભીખારી–જેવો ભાસે છે, તો પછી કીટકો (કીડાઓ)ના જેવા રાજા-ઓની તે શી વાત કરવી ? ત્રૈલોક્યનું રાજ્ય જે પુરૂષને પ્રાપ્ત થયું છે, તે જેમ ભિક્ષા માંગવાનું પસંદ કરતો નથી, તેજ પ્રમાણે પરમાનંદની પ્રાપ્તિ જેને થઇ છે, તે ક્ષુદ્ર વિષયાનંદની ઇચ્છા કરતો નથી. મહાનંદદાયી ચંદ્રમાનો ઉદય થતાં કયો મૂઢ પુરૂષ ચિત્રસ્થ ચંદ્રનાં દર્શનની ઇચ્છા કરશે ? મોટા તથા સુંદર નગરમાં રહેનારા ચતુર પુરૂષનું મન, હલકા ગામ-ડામાં નિવાસ કરનારી સ્ત્રી, રાજી કરવાને માટે કેવી રીતે સમર્થ થઇ શકશે ? ગૌરીના નૃત્યથી આનંદિત થએલા શંકરના મનને મર્કટ વાંદરા વગેરેનો નાચ શી રીતે ખુશ કરી શકશે ! મેઘ ખૂબ ચઢી આવીને આકાશને વિષે સ્થિત થઇ રહ્યો હશે, તોપણ જે પ્રમાણે તે નિર્વિકાર રહે છે, તેજ પ્રમાણે વૈરાગ્યની દૃઢતાથી, તથા વિચારના અભ્યાસથી જેની વાસનાઓનો ક્ષય થયો છે, એવા તત્ત્વજ્ઞાનીના અન્તઃકરણને જગત્ સંબંધી કોઇ પણ ભાવ રંજીત કરતો નથી. મતલબ, એ છે કે લોકપાલભોગ્ય ત્રૈલોક્યરાજ્યાદિ ઐશ્વર્ય અગર જો કે જ્ઞાની પુરૂષને અદૃષ્ટવડે પ્રાપ્ત થયું હશે, અને તેને

વિષે ત્હેની સ્થિતિ હશે, તોપણ તે તેનાથી અલિપ્તજ રહેવાનો. આ ઉપરથી એ સિદ્ધાન્ત નીકળે છે કે, વિષયભોગવાસનાનો તેમજ વિષયજન્ય ક્ષણિક સુખનો અક્ષય્ય બ્રહ્માનંદની પ્રાપ્તિને માટે ત્યાગ કરવામાં આવે છે, અને ઘણાકોએ તે પ્રમાણે ત્યાગ કર્યો છે પણ ખરો. જ્યાં સુધી વિચાર-પરાયણ બન્યા નથી ત્યાં સુધી તે આપણને દુસ્ત્યજ જણાય છે. હવે શુભ વાસનાઓનું ઉત્પાદન થાય તો મલિન વૈષયિક વાસના છૂટી જાય, તથા નાશ પામે, એ પ્રમાણે કહેલું હોવાથી, મૈત્ર્યાદિ શુભ વાસનાઓનું લક્ષણ પણ જાણવું જોઇએ; એથી કરીને અગ્રિમ પુષ્પમાં તેનો વિકાસ કરવામાં આવશે.

॥ इति शिवम् ॥

## સપ્તમ પુષ્પ.

### શુભ વાસનાનું સ્વરૂપ તથા ભેદ.

सद्वासनास्फूर्तिविजृंभणे सत्यसौ विलीनाप्यहमादिवासना ।
अतिप्रकृष्टाप्यरुणप्रभायां विलीयते साधु यथा तमिस्रा ॥ वि॰ चू.॥

શુભવાસનાસ્ફૂર્તિ વૃદ્ધિંગત થઇ જતાં અંહકારાદિ મલિન વાસના, સૂર્ય પ્રભાના ઉદયથી અંધકાર યુક્ત રાત્રીની માફક સારી પેઠે નષ્ટ થઇ જાય છે. મનમાં વિષયોનું ચિંતન, અને બાહ્ય શરીરની પ્રવૃત્તિ, એ બન્ને વડે વાસનાઓની વૃદ્ધિ થઇને, જીવાત્માના જન્મમરણરૂપ સંસારની ઉત્પત્તિ થાય છે. એટલા માટે વિષયચિંતન, બાહ્ય ક્રિયા અને વાસના એ ત્રણેનો નાશ થાય તેટલા ખાતર સર્વત્ર અને સર્વદા અખિલ વિશ્વને ચિન્માત્રરૂપ અવલોકીને બ્રહ્મભાવની વાસના દૃઢ કરવી જોઇએ. સ્થૂલ શરીરની ગમનાગમનાદિ બાહ્ય ક્રિયાઓનો નાશ થઇ જવાથી અન્તરના વિષયચિન્તનનો નાશ થાય છે. અને તે વડે બાહ્ય અને આભ્યન્તર ઉભય-વિધ વાસના નષ્ટ થઇને, સંસારબંધની નિવૃત્તિ થાય છે. એનેજ જીવન્મુક્તિ કહી છે. એવી સ્થિતિ પ્રાપ્ત થવાને માટે, ઉપર જે બ્રહ્મત્વભાવનાની વાસના દૃઢ કરવાનો ઉપાય દર્શાવ્યો છે, તે ચિત્તની મલિનતામાં થાય તેમ નથી. એથી કરીને પાતંજલસૂત્રોક્ત મૈત્ર્યાદિ ભાવનાનું અનુષ્ઠાન થવું જોઇએ.

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ।

સુખી પ્રાણીઓની સાથે મિત્ર ભાવથી વર્ત્તવું, દુઃખી માણસો પર કૃપાની ભાવના, પુણ્યવાન્ પ્રાણીઓને જોઇને આનંદિત થઇ જવું, તથા પાપી પુરૂષોની સાથે ઉદાસીન ભાવથી રહેવું. એ પ્રમાણે ચારે ભાવનાના અનુષ્ઠાનથી ચિત્તની પ્રસન્નતા થશે અને પછી તેની એકાગ્ર સ્થિતિ બની રહેશે.

મનુષ્યના ચિત્તના વિષે રાગ, દ્વેષ, ઇર્ષ્યા, બીજાના અપકારની ઇચ્છા, અસૂયા, અમર્ષ ઇત્યાદિ છ પ્રકારના મલ નિવાસ કરે છે, અને તેમનાથી ચિત્ત વિક્ષિપ્ત થઇ જાય છે. એથી કરીને જ્યાં સુધી તેમની નિવૃત્તિ નથી થઇ ત્યાં સુધી ચિત્તની પ્રસન્નતા તથા તેની એકાગ્રતા થવી દુઃસાધ્ય છે એમ સમજવું. હવે રાગાદિવડે ચિત્તકાલુષ્ય કેમ થાય છે, તે ક્રમશઃ દેખાડવામાં આવશે.

મનુષ્યને, પોતે અગાઉ અનુભવ કરેલા સુખની પછી, ત્હેને તેની સ્મૃતિ થાય છે: અને એવુંજ સુખ મ્હને સર્વકાલ પ્રાપ્ત થાઓ એવી ત્હેના અન્તઃકરણને વિષે રાજસવૃત્તિ ઉત્પન્ન થાય છે, જેને રાગ કહે છે. પરંતુ અખિલ સુખ સાધન, અને વિષયોની પ્રાપ્તિ થવી અશક્ય છે, અને તેના અભાવે સુખ સંપાદન થતું નથી. એથી કરીને વિષયપ્રાપ્તિરહિત રાગ ચિત્તને મલિન કરી દે છે. તેજ પ્રમાણે કોઇ દુઃખના અનુભવ પછી તે દુખનું સ્મરણ થઇને, "એવું દુઃખ સાધનો સહિત મ્હને કદી પ્રાપ્ત થાય નહિ," એ પ્રમાણે રજ-તમ મિશ્રિત એવી જે અન્તઃકરણની વૃત્તિ ઉત્પન્ન થાય છે તેને દ્વેષ કહેવામાં આવે છે. પરંતુ એમ થવું અસંભવિત છે. કેમકે દુઃખ હેતુ જે શત્રુ અને સિંહ વ્યાઘ્રાદિ છે, તેમનો નાશ કરવાને કોઇ સમર્થ નથી. એ કારણને લીધે એ દ્વેષ ચિત્તને વિક્ષિપ્ત કરીને કલુષિત કરી દેછે. અન્ય પુરૂષોનાં ગુણ સંપત્તિ જોઇને ચિત્તમાં જે ક્ષોભ થાય છે તેને ઇર્ષ્યા કહે છે, અને કોઇનો અપકાર (હેરાનગતિ) કરવાની ઇચ્છા તથા સ્તુત્ય ગુણોમાં દોષારોપણ (જેમકે, કોઇ વ્રતાચરણશીલને દંભી પાખંડી કહેવો) તેમજ કોઇએ આપણી નિન્દા પૂર્વક અપ્રતિષ્ઠા કર્યા બાદ તે અસહ્ય થઇને, તેનો બદલો લેવાની જે ક્રિયા તેનું નામ અમર્ષ; ઇત્યાદિવડે ચિત્ત વિક્ષિપ્ત થાય છે અને માલિન્યયુક્ત બની જાય છે. તેવા કાલુષ્યની નિવૃત્તિ કેવી કેવી ભાવના દ્વારા થાય છે, તે દેખાડવામાં આવે છે.

સુખી મનુષ્યને જોઇને ત્હેની સાથે મૈત્રી કરી અને એ મ્હારા મિત્રનું સુખ તે મ્હારૂંજ છે, એમ સમજવું. જે પ્રમાણે એકાદ રાજા પોતાના રાજ્યપદ પરથી નિવૃત્ત થવા છતાં, પુત્રના રાજ્યલાભને પોતાનુંજ માને છે, તેજ પ્રમાણે મિત્રસુખને જો પોતાનું સુખ માનવામાં આવે, તો સુખવિષયક રાગ નિવૃત્ત થઇ જાય. તથા પરકીય સુખને પોતાનું સમજવાથી ત્હેના ઐશ્વર્યને જોઇને ચિત્તો વિષે ઇર્ષ્યા પણ થશે નહિ.

એજ પ્રમાણે દુઃખી પુરૂષને જોઇને પણ એવો વિચાર કરવો જોઇએ, આ ગરીબ બીચારાને કેટલું બધું કષ્ટ થતું હશે? મ્હારા પર સંકટ આવી પડયું હતુ તે વખતે મ્હારે પણ કેટલું દુઃખ ભોગવવું પડયું હતું? એ પ્રમાણે વિચાર કરીને ત્હેનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરવો. એ પ્રમાણે કરૂણાભાવના ચિત્તને વિષે ઉદિત થશે તો, સર્વને સુખની ચાહના કરતા રહેવાથી, વૈરીનો અભાવજ થઇ જવાને; અને દ્વેષ તથા પરાપકારની ઇચ્છા નષ્ટ થઇ જશે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

प्राणा यथात्मनोऽभीष्टा भूतानामपि ते तथा ।
आत्मौपम्येन सर्वत्र दयां कुर्वन्ति साधवः ॥

પોતાનો જીવ જેમ આપણને વ્હાલો હોય છે, તેજ પ્રમાણે બીજા પણ સકલ પ્રાણીઓને એ પ્રાણ પરમ પ્રિય હોય છે. એ વિચારથી સાધુજન પોતાના પ્રાણતુલ્ય સર્વની ઉપર દયા કરે છે. કવિ કહે છે કેઃ—

स्वदुःखे स्वीयदुःखे वा दृश्यंते के न दुःखिनः ।
दृश्यंते विरलाः केऽपि परदुःखेन दुःखिनः ॥

પોતાના તેમજ પોતાના સંબંધી જનોના દુઃખથી દુઃખિત થનારા મનુષ્યો આ જગત્માં જોવામાં આવે છે; એ પ્રમાણે કોણ દુઃખિત નહિ થાય? પરંતુ પારકાના દુઃખે દુઃખી થનારા માણસો બહુજ વિરલ હોય, જવલ્લેજ જોવામાં આવે છે. એવા પ્રકારની ભાવના જેમનામાં હોય છે, ત્હેમને પરમાત્માએ પરમયોગી કહ્યા છે.

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

હે અર્જુન! જે યોગી પોતાના દૃષ્ટાન્તથી અખિલ ભૂતોને વિષે સુખ અને દુઃખ સમાન જુએ છે, અર્થાત જે પ્રમાણે પોતાને સુખ પ્રિય તથા દુઃખ અપ્રિય થઇ પડે છે, તેજ પ્રમાણે સઘળાજ પ્રાણીઓને લાગે છે, એમ સમ-

જીને જે કોઇ પણ પ્રાણીને પીડા કરતો નથી, એટલે સુખજ આપે છે ત્હેને સર્વ યોગીઓમાં ઉત્કૃષ્ટ માનવામાં આવેલો છે. આ ઉપરથી મનુષ્યે સકલ પ્રાણીઓ પર પ્રેમ રાખીને કાયિક, વાચિક તેમજ માનસિક એવા કોઇ પણ કર્મવડે ત્હેને પીડા આપવી ના જોઇએ; તોજ ત્હેને શ્રવણમનનવડે જ્ઞાન સાધ્ય થઇને તેનું ફળ જે મોક્ષ છે તેની પ્રાપ્તિ થશે; અન્યથા નહિ.

એક વેદાન્તી પોતાના શિષ્યોને બોધ કરી રહ્યો હતો કે, 'आत्मवत्सर्वभूतानि' પોતાના સમાન આબ્રહ્મસ્તંબપર્યન્ત સઘળા જીવોને સમજવા જોઇએ. મ્હોંડેથી એ પ્રમાણે ચાલી રહ્યું હતું જ્ઞાન કથન, અને એક હાથે માંકડને પકડીને પાસે જે દીવો હતો તેના તેલમાં પધરાવી દેતા હતા. યદ્યપિ તેલનું નામ સ્નેહ છે અને કદાચિત્ તે પણ સ્નેહ વડે (પ્રેમપૂર્વક) તેમાં માંકડને નાંખતા હોય તો કોને ખબર? તો પણ આટલી વાત તો સાચી હતી કે તે સ્નેહ (તેલ) તે માંકડને નિઃસ્નેહ (પ્રાણરહિત) કરી નાંખતો હતો. તેનામાં સ્નેહવડે (પ્રેમપૂર્વક) રક્ષણ કરવાની શક્તિ ન હતી. ત્યારે એક આદમીએ ત્હેમને કહ્યું કેઃ—"આપનો ઉપદેશ કેવો થઇ રહ્યો છે અને વર્તન કેવું વિપરીત થાય છે? અર્થવિનાનું પઠન (ભણવાનું) અને વર્તન વગરનું અર્થજ્ઞાન નિષ્ફળ છે." એવું તેનું વચન સાંભળીને તે ચકિત અને લજ્જીત થયા. તુકારામનું વચન છે કેઃ—

"જૈસા બોલે તૈસા ચાલે । ત્યાચી વંદાવી પાઉલે"

જે મનુષ્ય મુખવડે જેવું બોલે છે તેવુંજ વર્તન રાખે છે ત્હેના પગને પૂજવા જોઇએ. આજકાલ તો જ્યાં જુઓ ત્યાં લોકોને ઉપદેશ કરનારાઓ પોતાના ઉપદેશની વિરૂદ્ધજ આચરણ કરતા જોવામાં આવે છે. અર્થાત્ એવા ઉપદેશકોના વચનનું પરિણામ શ્રોતાઓનાં અન્તઃકરણની ઉપર કેવું થશે? જેમનામાં આચાર અને વિચાર એકરૂપે રહે છે, ત્હેમનાજ બાપણની લોકોને કાંઇક અસર થાય છે, તથા તેઓજ પૂજ્ય વંદનીય છે. પરન્તુ બોલવું અને તે પ્રમાણે આબેહુબ આચરણ રાખવું એ પ્રકારના મનુષ્યો વિરલજ હોય છે. સારાંશ, કે સાધુ તથા યોગીજન આ પ્રમાણે સકલ જીવોને આત્મતુલ્ય ગણી પીડા આપતા નથી અને બને તેટલું સુખજ આપે છે.

પૈઠણ ક્ષેત્રમાં એકનાથ મહારાજ જેઓ મોટા મહાત્મા થઈ ગયા, તેઓ એક દિવસ વૈશાખ માસમાં ગોદાવરીના ઉપર સ્નાનસંધ્યાદિ નિત્ય કર્મ કરીને ઘેર જવાને નીકળ્યા. તો માર્ગમાં અંત્યજનો એક બાળક ગંગાની રેતીમાં રડતો રડતો ચાલતો ત્હેમના જોવામાં આવ્યો, અને સૂર્યના કિરણો

વડે સંતપ્ત થએલી રેતીથી ત્હેના પગ બળતા હોવાનું ત્હેમના જાણવામાં આવ્યું, ત્યારે તેઓ કરૂણાથી આર્દ્ર થયા અને દોડતા જઇને ત્હેમણે ત્હેને ઉંચકીને ગોદમાં લીધો. છોકરો સ્પષ્ટ નહિ બોલતો હોવાથી કોનો છોકરો છે તે ત્હેમના સમજવામાં ન આવ્યું; છતાં ત્હેને પૂછવા લાગ્યા:—' ત્હારાં માબાપ ક્યાં રહે છે!' છોકરાએ હસ્તસંકેતથી બતાવ્યું કે 'આણી તરફ ચાલો.' થોડેક દૂર જતાં ત્હેનું ઘર આવ્યું, અને તે છોકરો જોરથી રડતાં ત્હેની મા ઘરમાંથી બહાર આવી. જુએ છે તો એ બ્રાહ્મણશ્રેષ્ઠ મહાત્મા એકનાથ પોતાના છોકરાને લઇને આવ્યા છે. એકનાથે કહ્યું:—' માજી! આ ત્હમારોજ છોકરો?' બાઇએ કહ્યું:—' હા, મહારાજ!' એકનાથ બોલ્યા:— " માજી! એ ગંગાની રેતીમાં એકલો રોતો રોતો ચાલતો હતો; મ્હેં એને જોયો ત્યારે રોવાનું કારણ ધ્યાનમાં આવ્યું. ગ્રીષ્મ ઋતુ, અને તેમાં વળી મધ્યાન્હકાળ, રેતી ખુબ તપી ગયેલી, એવે વખતે એની સ્થિતિ કેવી થઇ હશે તેનો વિચાર કરી જુઓ. મોટા માણસોને પણ એ વખતે રેતીમાં ચાલવું ભારે થઈ પડે છે. પગ તો એવા શેકાઇ જાય છે કે ન પૂછો વાત. એનું દુઃખ જોઇને મ્હેં એને ઉંચકી લીધો, પરંતુ એ કોનો છોકરો છે, ક્યાં રહે છે, તે કાંઇ માલૂમ પડયું નહિ. એને પૂછયું ત્યારે હાથનો ઈશારો કરીને બતાવ્યું કે આમ ચાલો, ત્યારે હું એને અહીં લઇ આવ્યો. હવે એને સભાલજો, તાપ તડકામાં કાંઇ જવા દેશો નહિ." એમ કહીને તે છોકરાને ત્હેને સ્વાધીન કરી દીધો

બાઇએ મહારાજનો ઉપકાર માન્યો અને કહ્યું કે આપની ભૂતદયા-વિષયક લોકોને મ્હોંડેથી ખ્યાતિ સાંભળી હતી, તેજ પ્રમાણે આજ પ્રત્યક્ષ અનુભવ્યું. નહિ તો અમારા અન્ત્યજના છોકરાને કોણ સ્પર્શ સરખો પણ કરવાનું હતું? એના દુઃખથી દુઃખી થઇને, આપની જાતની માફક એના પર પ્રેમ આણીને આપ એને અહીં ઉંચકીને લઇ આવ્યા, ધન્ય છે આપને! અન્ત્યજનો છોકરો છે એ પ્રમાણે એના મુખેથી જાણ્યું ત્યારે ગંગા પર ફરી જઇને ત્હેમને સ્નાન કરવું પડયું. નાહી રહીને પછી પોતાને ઘેર ગયા. થોડા દિવસ પછી આ પ્રમાણે ચમત્કાર થયો.

એક બ્રાહ્મણ મહારોગથી પીડાતો હતો અને કંદમૂલાદિ ખાઇને ત્ર્યંબકેશ્વર ક્ષેત્રમાં બાર વરસ સુધી અનુષ્ઠાન કરી રહ્યો હતો. ત્હેને ત્ર્યંબકેશ્વર મહાદેવનું આ પ્રમાણે દૃષ્ટાન્ત થયું કે તું પૈઠણ ક્ષેત્રમાં જા અને ત્યાં એકનાથ નામના સાધુ મહા ભગવદ્ભક્ત છે, જેમની સર્વ પ્રાણીઓના તરફ સમાન દૃષ્ટિ છે, ત્હેમની પાસે જઇને પુણ્યની યાચના કરજે. ત્હેમણે એક

અંત્યજનો છોકરો જે ખરા તાપમાં રેતીમાં થઇને આકુળવ્યાકુળ અવસ્થામાં રોતો રોતો જતો હતો, ત્હેને ઉંચકીને સ્વપુત્ર તુલ્ય ગણીને, ત્હેની માતા પાસે મૂકી આવ્યો હતો. તેને લીધે ત્હેમને પુણ્ય થયું છે. એ પુણ્ય જો એ ત્હને આપશે તો આ રોગમાંથી ત્હારી મુક્તતા થશે. ત્યાર પછી તે બ્રાહ્મણ પૈઠણમાં આવીને એકનાથની શોધ કરવા લાગ્યો. ગંગાજીપર સ્નાન કરે છે એવું લોકોની મારફત સાંભળતાં, તે ગંગાજીપર આવી પહોંચ્યો. ત્યાં એકનાથને જોઇને નમસ્કાર કર્યાં અને 'ત્ર્યંબકેશ્વરના દૃષ્ટાન્તથી હું ત્હમારી પાસે આ રોગની નિર્મુક્તિને માટે આવ્યો છું, એથી કરીને એ અંત્યજના છોકરાનું રક્ષણ કરવાનું આપને જે પુણ્ય પ્રાપ્ત થયું હોય તે મ્હને આપો,' એ પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે એકનાથે કહ્યું:—"મહારાજ! એજ શું? પરંતુ મ્હારાં બીજાં બધાં પુણ્યકર્મનું દાનોદક જોઇતું હોય તો આપું." બ્રાહ્મણે કહ્યું:-"તેજ એક કર્મનું પુણ્યદાન કરો; મહાદેવની એને માટેજ આજ્ઞા થએલી છે." એકનાથે જેવું ગંગોદક હાથમાં લઇ સંકલ્પ કરીને તે કર્મનું પુણ્ય એ બ્રાહ્મણના હાથમાં આપ્યું કે તેજ ક્ષણે, લોકોની સમક્ષ તે બ્રાહ્મણનો રોગ નાશ પામ્યો. સર્વને ભારે વિસ્મય થયો અને ત્હેમની જગતમાં સર્વ સમદૃષ્ટિને સારૂ વિખ્યાતિ થઇ.

પરમેશ્વરના અનન્ય ઉપાસક દેહાત્મબુદ્ધિ છોડીને આત્મબુદ્ધિથી વિચરે છે, એ કારણને લીધેજ ત્હેમનામાં આવી સમતા દૃષ્ટિગોચર થાય છે. રાજા રંક, પંડિત, મૂઢ, સુરૂપ કુરૂપ, કુલવાન્ અકુલીન, બ્રાહ્મણ અન્ત્યજ એ પ્રકારનો ભેદ, દેહબુદ્ધિવાળાઓને વિષે હોય છે, અને તે લોકો પોતાના સુખને ખાતર બીજાને ગમે તેટલો ત્રાસ પડે, દુઃખ થયું હોય, તે જોવા છતાં તેની ઉપેક્ષા કરે છે. પરંતુ આત્મજ્ઞપુરૂષ સર્વનું સુખ દુઃખ આત્મતુલ્ય ગણીને કોઇને પીડા કરતો નથી, પરંતુ તેને દૂર કરે છે અને યથાશક્તિ કષ્ટ વેઠીને સુખ આપે છે. સારાંશ, દુઃખીને માટે મુમુક્ષુના અન્તરમાં કરૂણા ભાવનાની ઉત્પત્તિ થવી જોઇએ.

રાગદ્વેષની માફક પુણ્ય-પાપ પણ ચિત્તની મલિનતાનું કારણ છે. લોકો સ્વાભાવિક રીતેજ પુણ્ય કર્મનું અનુષ્ઠાન કરતા નથી, અને પાપ કર્મ તો કરે છેજ. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

**पुण्यस्य फलमिच्छन्ति पुण्यं नेच्छन्ति मानवाः ।**
**न पापफलमिच्छन्ति पापं कुर्वन्ति यत्नतः ॥**

મનુષ્ય પુણ્ય કર્મોનું ફળ જે સુખ તેની ઇચ્છા કરે છે, પરંતુ પુણ્ય

કર્માનુષ્ઠાન કરતા નથી. અને પાપનું ફળ જે દુઃખ તેની ઇચ્છા કરતા નથી પરન્તુ પાપ કર્મ તો પ્રયત્નપૂર્વક કરે છે. એ કેવું આશ્ચર્ય જનક છે ! જે અનાજનું બીજ જમીનમાં વાવ્યું હશે તેનાથી તેજ અનાજ ઉપજવાનું. ઘંઉ વાવવાથી ડાંગર અથવા તૂવેર વાવ્યાથી ચણા કદી ઉગતા નથી. તેજ પ્રમાણે આ શરીર ક્ષેત્રને વિષે પાપ કર્મનું બીજારોપણ કર્યાથી દુઃખ અને પુણ્ય કર્મનું બીજ વાવશો તો સુખજ નીપજશે. એક જાતનાં ઝાડને અન્ય જાતીય ફલ થએલાં કદી કોઇ જગ્યાએ જોયાં છે ? નહિજ. પુણ્યકર્મ ન કરતાં પાપકર્મ કર્યાં કરવાથી મનુષ્યને આખરે પશ્ચાતાપ થાય છેજ અને તેમ થવાથી હેનું ચિત્ત મલિન થાય છે. શ્રુતિમાં પણ આવું વર્ણન છે.

" किमहं साधु ना करवं किमहं पापमकरवम्. "

જે પુરૂષ પુણ્ય કર્મનું અનુષ્ઠાન કરતો નથી, તે જ્યારે પુણ્યવાન્ પુરૂષને સુખી થએલો જુએ છે ત્યારે 'મ્હેં આવું સુખાવહ કર્મ શા માટે કર્યું નહિ !' એ પ્રમાણે પશ્ચાત્તાપ કરે છે. તથા જે પુરૂષ પાપકર્મ કરે છે, અને તેનું ફળ જે દુઃખ છે તે અનુભવે છે ત્યારે તે એમ બોલે છે કેઃ—"આ પ્રકારનાં દુઃખપ્રાપક કર્મો મ્હેં શા માટે કર્યાં ? મ્હારી અક્કલ કયાં જતી રહી હતી ? મ્હારી બુદ્ધિ કેવી બ્હેર મારી ગઇ ?" ઇત્યાદિ પશ્ચાત્તાપ કરે છે. એથી કરીને પુણ્યવાનને જોઇને આનંદ માનવો જોઇએ, કે ધન્ય છે એને ! કે તન મન અને ધનથી એ પુણ્ય કર્મોમાં પ્રવૃત્ત થયો છે. ધન્ય છે એનાં માતા પિતા ! કે જેમનાથી આવા ભાગ્યશાલી, કુલ-દીપ પુરૂષની ઉત્પત્તિ થઇ છે. આ પ્રકારની મુદિતા ભાવના, ચિત્તમાં ઉત્પન્ન થશે તો અસૂયારૂપ ચિત્તનો મલ અવશ્ય નષ્ટ થશે. તથા એવી શુભ વાસનાવાળો હોવાથી પોતે સાવધાનતાથી અશુકલકૃષ્ણનામા પુણ્યવિષે પ્રવૃત્ત થશે, અર્થાત્ પુણ્યકર્મ અકરણ વિષયક પશ્ચાતાપથી હેનું ચિત્ત વિક્ષિપ્ત થશે નહિ.

કર્મ ચાર પ્રકારનાં હોય છે. એક કૃષ્ણ, બીજું શુકલકૃષ્ણ, ત્રીજું શુકલ અને ચોથું અશુકલાકૃષ્ણ. તેમાં દુઃખરૂપ ફળ દેનારાં બ્રહ્મહત્યાદિરૂપ જે દુષ્ટ પુરૂષોનાં કર્મ છે, તેમને કૃષ્ણકર્મ કહેવામાં આવે છે. દુઃખમિશ્રિત સુખરૂપ ફળ દેનારાં, અને વ્રીહિ, યવ, ઘૃત, પશુ, સ્ત્રી આદિ બાહ્ય સાધ-નોવડે સાધ્ય એવાં જે યજ્ઞાદિકર્મ છે, તેમને શુકલકૃષ્ણ કહે છે. કેમકે યજ્ઞાદિક, પશુવધાદિ પરપીડાદ્વારા પાપજનક, તેમજ બ્રાહ્મણોના પ્રત્યે દક્ષિણ

દાનાદિરૂપ પરાનુગ્રહદ્વારા પુણ્યજનક છે. તેજ પ્રમાણે સુખમાત્રનું ફળ આપનારાં જે મનોમાત્ર સાધ્ય તપ વેદાધ્યયન, ધ્યાન આદિ કર્મ છે તે શુક્લ કહેવાય છે. એમને વિષે પર પીડા ન હોવાથી કેવળ પુણ્ય માત્રનીજ ઉત્પત્તિ છે. એ ત્રણે પ્રકારનાં કર્મ અયોગી પુરૂષનાં કહ્યાં છે. યોગી સન્યાસી પુરૂષનાં તો અશુક્લ અકૃષ્ણ કર્મ હોય છે. યદ્યપિ યોગી યમ નિયમાદિ શુભ કર્મોનું અનુષ્ઠાન કરે છે, તોપણ ફલ કામના રહિત હોવાથી, તે કર્મ શુકલ નથી; તેમજ નિષિદ્ધ કર્મોથી ભિન્ન હોવાથી કૃષ્ણ પણ નથી. પરંતુ અશુક્લ અકૃષ્ણ હોવાથી પુણ્યપાપસંબંધવાળાં નથી; માટે યોગીનુંજ ચિત્ત કૈવલ્ય સંપાદનને સારૂ યોગ્ય હોય છે. બીજા મનુષ્યોનાં ચિત્ત પાપ, પુણ્ય, પુણ્યપાપ સંબંધયુક્ત હોવાથી કૈવલ્યને માટે ત્હેમની યોગ્યતા નથી હોતી. મુદિતાભાવનાવાળો પુરૂષ સાવધાનતાથી અશુક્લ અકૃષ્ણ કર્મ-વિષે પ્રવૃત્ત થશે એમ કહ્યું હતું, એટલા માટે ચાર પ્રકારનાં કર્મોનાં ભેદનું કથન કરીને તેમનું સ્વરૂપ બતાવ્યું.

તથા પાપી પુરૂષોને જોઇને આપણા ચિત્તને વિષે ઉપેક્ષા ભાવના ધારણ કરવી. 'એ મ્હને કુત્સિત વચન કહે અગર અપમાન કરે, છતાં મ્હારે શા માટે એની સાથે કુટિલતાથી વર્તવું, અથવા તેનો બદલો લેવો ? પોતાના કર્તવ્યનું ફળ એ ભોગવશે.' આ પ્રકારની ઉપેક્ષાભાવનાથી અમર્ષરૂપી ચિત્તના મલની નિવૃત્તિ થશે. તાત્પર્ય, એ છે કે મૈત્રી, કરૂણા, મુદિતા, ઉપેક્ષા એ ચારે ભાવનાના અનુષ્ઠાનથી નિખિલ ચિત્તમલની નિવૃત્તિ થઇ જાય તો વર્ષાઋતુ પછીના જલની માફક ચિત્ત નિર્મલ થાય છે, અને પછી એકા-ગ્રતાસ્થિતિ સંપાદન કરવાને તે સમર્થ બનશે. નિર્મલ અને નિશ્ચલ જળમાં જે પ્રમાણે સૂર્યનું પ્રતિબિંબ સ્પષ્ટ પડે છે, તેજ પ્રમાણે નિર્મલ અને સ્થિર ચિત્તને વિષે આત્માનંદનું પ્રાકટ્ય થાય છે. મલિન ચિત્તવાળા પુરૂષે અગર જો કે ખૂબ વેદાન્તવાકયોનું શ્રવણ કર્યું હશે, તથા બીજાને સંભ-ળાવ્યાં પણ હશે અને 'હું બ્રહ્મ છું' એ પ્રમાણે ત્હેને જ્ઞાન પણ થયું હશે, તોપણ શું ? જ્યાં સુધી વૈષયિક ભાવના (વાસના)નો પ્રતિબંધ દૂર થશે નહિ, ત્યાં સુધી અનુભવ અપરોક્ષજ્ઞાન થઈને પરમાનંદપ્રાપ્તિ કદી પણ થશે નહિ. એને માટે ભર્તૃહરિનું દૃષ્ટાન્ત છે.

કોઇ એક રાજાનો ભર્તૃ નામે મન્ત્રી હતો, તે રાજાની આજ્ઞા લઇને પોતાના વિરોધી દૂર દેશના લોકોનો નિગ્રહ ( શાસન ) કરવા સારૂ નીકળી પડયો. ત્યાં જઇને ત્હેમને દંડ દઇ રાજ્યની મર્યાદા કાયમને માટે સ્થાપિત કરી દેવા ખાતર ત્હેને ત્યાં લાંબી મુદત સુધી પોતાનો મુકામ કરવો

પડ્યો. એ અરસામાં રાજાની સમીપ જે એના શત્રુપક્ષના લોકો રહેતા હતા ત્હેમણે એકમત કરીને આ પ્રમાણે સર્વત્ર જાહેર કરી દીધું કે ત્યાંના લોકોએ ભર્તુંને મારી નાંખ્યો છે.

કર્ણોપકર્ણ વૃત્તાન્ત સાંભળતાં રાજાને પણ પોતાના મંત્રી ભર્તુંને શત્રુઓએ મારી નાંખ્યાની ખબર પહોંચી. આણી તરફથી ભર્તુ મંત્રી રાજાના ઉપર સમાચાર પત્ર મોકલ્યાં કરતો, પરંતુ તે સઘળા પત્રો રસ્તામાંથીજ તે લોકો પોતાના નોકરો મારફત પડાવી લેવરાવતા. એથીકરીને એના સંબંધી કાંઇ પણ સત્ય વૃત્તાન્તની રાજાને ખબર પડવી નહિ. તે મંત્રીપર રાજાને ઘણોજ પ્રેમ હોવાથી, ત્હેના વધના સમાચાર સાંભળીને તે બહુ દુઃખી થયો. એ લોકોએ વિદ્વાન્ પંડિતો મારફત રાજાને ઉપદેશ કરાવીને ત્હેનો મોહ શોક દુર કરાવી દીધો, અને બીજો મંત્રી નિયમિત કરીને રાજ્ય ચલાવવાની સલાહ આપી. રાજાએ તે પરથી બીજો મંત્રી નીમીને કારભાર ચલાવરાવ્યો ત્યારે તે મન્ત્રી વગેરે લોકોએ વિચાર કર્યો કે વખતે રાજાની અને ભર્તુની કોઇ સમય પર મુલાકાત થઇ જશે, તો આપણું કપટ ઉઘાડું પડી જઇને રાજા તરફથી આપણને શિક્ષા પણ થશે. એથીકરીને એવી કાંઇક યુક્તિ આપણે કરવી જોઇએ કે જેથી ભર્તુ મળે છતાં રાજા ત્હેની સાથે ભાષણ સરખું પણ ન કરે.

આણી તરફથી ભર્તુમંત્રી રાજ્ય મર્યાદાની બધી સ્થાપના કરી, કૃતકૃત્ય થઇને, પોતાની નગરી તરફ પાછો આવવા નીકળી પડ્યો, પરંતુ રસ્તામાંજ ત્હેણે સાંભળ્યું કે રાજાએ તો બીજો મંત્રી જે મ્હારો વેરી હતો તેનેજ નીમી દઇને રાજ્ય કારભાર ચલાવવા માંડ્યો છે. ત્યારે તો રાજાની મ્હારા પર અપ્રીતિજ થઇ હશે એમ સમજીને તેમજ ત્યાં જઇશ તો મ્હારા પ્રતિસ્પર્ધીઓ રખેને મ્હારો ઘાતપાત કરશે એ કારણથી ત્હેને વૈરાગ્ય ઉપજ્યો. પછી તે મંત્રીપદ છોડીને અરણ્યમાં જઇને બેઠો અને તપ કરવા લાગ્યો. એ વૃત્તાન્તની જ્યારે એના શત્રુભૂત મંત્રી વગેરેને ખબર પડી, ત્યારે તે સઘળાઓએ એક મત કરીને રાજાને એ પ્રમાણે ભેરવ્યું કે, આપનો મંત્રી ભર્તુ મરી ગયો હતો, પરંતુ પિશાચયોનિમાં ઉત્પન્ન થયો છે અને આખા શરીરે ભસ્મનો લેપ કરીને માળા ધારણ કરીને ભયંકર સ્વરૂપમાં વનમાં વિચરે છે, એમ ઘણા લોકો કહે છે. હમને ડર રહે છે કે આપનો એના પર અને એનો આપના પ્રત્યે ઘણોજ પ્રેમ હતો, તેથી એનો કદાચ કોઇ પણ જગો પર આપની સાથે મેળાપ ન થઇ જાય. કેમકે એમ થતાં આપને બાધા થશે તો તેની નિવૃત્તિ થવી બહુ મુસ્કેલ છે. એમ કહે-

વાય છે કે એને કાંઇક સાંસારિક વાસના રહી જવાથી પિશાચ યોનિની પ્રાપ્તિ થઈ છે. લોકોએ એ પ્રમાણે વિપરીતભાવના રાજાના અન્તઃકરણમાં ઠસાવી દીધી.

ત્યારબાદ થોડા દિવસ પછી વનમાં શિકાર કરવા સારૂ રાજા એક દિવસ નીકળ્યો અને તે એજ ભર્તુવનને વિષે આવી પહોંચ્યો. રાજાએ જ્યારે દૂરથીજ ત્હેને ભસ્મ ચર્ચિત, ગળામાં માળા, માથા પર જટા વધી ગએલી, તથા દાઢીયુક્ત એવી દશામાં દીઠો ત્યારે ત્હેણે એમજ માન્યું કે એ પિશાચજ છે. કેમકે પેલા લોકોએ એવોજ મિથ્યાભાવ ઉત્પન્ન કરી દીધો હતો. એથી કરીને ત્હેણે જો કે એને દીઠો અને જાણ્યું કે એ ભર્તુજ છે, તે છતાં પહેલાં જેમ ત્હેને જોવાથી આનંદ થતો હતો, તે પ્રમાણે આ વખતે ન થયો. તે આનંદાનુભવનો પ્રતિબંધક પિશાચ-ભાવ થયો, જેણે તે બન્નેનો સમાગમ ન થવા દીધો. રાજા ભયનો માર્યો પાછો ચાલ્યો આવ્યો. આ પ્રમાણે શ્રવણવડે ભલે જ્ઞાન થાય કે હું બ્રહ્મ-રૂપ છું, પરંતુ બુદ્ધિ ( ચિત્ત ) ના સંશયવિપર્યયયુક્તપણાને લીધે, આત્માનું અપરોક્ષ જ્ઞાન થઇને પરમાનંદની પ્રાપ્તિ થશે નહિ. એટલા માટે પ્રથમતઃ ચિત્તનું માલિન્ય શુભ વાસનાઓ વડે દૂર કરી દેવું. વાસનાઓનો ક્ષય વિષયાદિકોના વિચારથી થાય છે અને વિરક્તિ ઉપજે છે, તે પ્રકારનો અગ્રિમ પુષ્પમાં વિકાસ કરવામાં આવશે.

॥ ઇતિ શિવમ્ ॥

## અષ્ટમ પુષ્પ.

### વિષયસ્વરૂપવિચાર.

पाताळे भूतले स्वर्गे वने वा गिरिकंदरे ।
विचारेण विना जंतुर्न सुखं लभते कचित् ॥

મનુષ્ય પાતાળમાં, સ્વર્ગમાં, પૃથ્વીપર, અરણ્ય તથા ગિરિકંદરોમાં જઇને ઘણો વખત સુધી ત્યાં નિવાસ કરશે, તો પણ વિચાર કર્યા વગર કોઇ પણ સ્થળે કોઇને પણ સુખ થતું નથી. અવિવેકી મનુષ્ય સદા અનર્થમાંજ પડે છે, એવું ડગલે ડગલે જણાઇ આવે છે. વિચાર કરવાથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાય છે. એટલા માટે, આપાતરમણીય વિષયોને માટે મનુષ્યે

નિરંતર વિચાર કરવો ઘટે છે; તોજ તેનું સત્યસ્વરૂપ સમજાઇને તેને માટે કદી વાસના ઉત્પન્ન થશે નહિ. વિદ્યારણ્ય સ્વામીજીએ પણ કહ્યું છે કે, જે પ્રમાણે પુરૂષ, ભાર્યાપુત્ર ઇત્યાદિકોથી દુ:ખ થતાં ત્હેમનાથી વિરક્ત થઇને, તે ભાર્યાદિકોની નિવૃત્તિ કરનારા સંન્યાસાશ્રમને ગ્રહણ કરે છે, તેજ પ્રમાણે વિદ્યામદ, ધનમદ, કુલાચારમદ ઇત્યાદિ અનેક દુષ્ટ વાસના મનુષ્યને પીડા કરતી હોય તો, ત્હેણે વાસનાઓના વિરોધિ અભ્યાસનું અવલંબન કરવું; એમ કરવાથી અખિલ વાસનાઓ છૂટી જશે. એટલા માટેજ કહ્યું છે કે:—

## પદ–રાગ, આશાવરી—તાલ, ત્રિતાલ.

કરના નિત હી વિષય વિવેક ॥ ધ્રુ ॥ ધન કામિની સુત દેહાદિકમેં સુખદ ન કોઈ એક ॥ ૧ ॥ આદિ મધ્ય અરૂ અંતકાળ જે દુ:ખદ હોત અનેક ॥ ૨ ॥ દત્તપ્રભુપદ જો તૂ સેવે કર બોધામૃત સેક ॥ ૩ ॥

વિષયાદિકોને માટે જ્યારે વિચાર કરવામાં આવે ત્યારેજ દોષદૃષ્ટિ પ્રાપ્ત થાય અને વિષયવિરક્તિ થઇને સદા આત્મબોધને માટે પ્રવૃત્તિ રહેશે. દેહ, સ્ત્રી, પુત્ર, વિત્ત વગેરે વિષય સુખપ્રદ નથી એ પ્રમાણે વિચારવડે ખ્યાલમાં આવશે. એ વિષયો ત્રિકાલ—આદિ મધ્ય અંત—માં અનેક પ્રકારનાં દુ:ખનાંજ આપનારા છે. પરંતુ એ પ્રકારની વિચારપ્રવૃત્તિ પણ શ્રી ગુરૂ અને પરમાત્માની સેવા કરવામાં આવે તોજ થાય અને ત્હેમના પ્રસાદથી જ્ઞાનામૃતની વૃષ્ટિ થઇને જીવ ત્રિતાપ નિર્મુક્ત થશે. હવે વિષયને માટે કેવા પ્રકારે વિચાર કરવો તે ક્રમશ: દેખાડીશું.

તેમાં પ્રથમ, મનુષ્યની સર્વ વિષયોમાં દેહના ઉપર વિશેષ પ્રીતિ હોય છે, તે સુંદર તથા સદા પવિત્ર લાગે છે, તેને માટે વિચાર કરવો ઉચિત છે. ખ્યાલ કરો! લોકો જે દેહને સુવર્ણનાં અલંકાર, સુંદર વસ્ત્ર ઇત્યાદિકોથી વિભૂષિત કરે છે, અને ચંદન, કેશર, કસ્તૂરી, અત્તર વગેરે લગાડીને સુગંધિત કરે છે, તેમાં જો સ્વત: રમ્યત્વ હત અને સુગંધિપણું હત તો વસ્ત્રાભુષણ ધારણ અને ચંદનાદિ વિલેપન કોઈ ન કરત. કમલ જાતેજ સુંદર હોવાથી શૈવાલયુક્ત થવા છતાં તેની સુંદરતા નષ્ટ થતી નથી. નૈસર્ગિક સુંદરતાવાળી વસ્તુને શોભાને સારૂ બીજા કોઇ સાધનની આવશ્યકતા રહેતી નથી. દેહમાં મૂળથીજ અરમણીયત્વ હોવાથી, વસ્ત્રભૂષણાદિ ધારણ, અને દુર્ગન્ધિત્વ હોવાથી ચન્દન વગેરે લગાડવાં પડે છે, એ તો પ્રત્યક્ષ સિદ્ધ છે. ગરમીમાં પરસેવો પુષ્કળ થાય છે, તે વખતે શરીરનું તથા

તેનાં કપડાંઓનું કેવું દુર્ગન્ધિપણું હોય છે, તે ખાસ ખ્યાલમાં આવે છે. સારાંશ, અવિવેકથીજ સુવર્ણાલંકાર વસ્ત્રાદિકોનું સુંદરત્વ અને ચન્દનાદિકોનું સુગંધિત્વ દેહ ઉપર આરોપણ કરવાથી જે તેનું રમ્યત્વ લાગે છે, તે ભ્રાન્તિમાત્રજ જાણવું. માંસાહારી વ્યાઘ્રાદિ પશુ અને ગૃધ્રાદિ પક્ષીઓના ભક્ષણને માટે યોગ્ય અને અગ્નિને કાષ્ઠની માફક સળગાવવામાં યોગ્ય દેહની અરમ્યતા (માંસરૂપથી અને દાહ સમયે દુર્ગન્ધિરૂપથી) સ્પષ્ટ જણાઇ આવે છે. પ્રબોધ ચન્દ્રોદયકાર મહાત્મા કૃષ્ણમિશ્રયતિ કહે છે કેઃ—

अस्त्राक्षीन्नवनीलनीरजदलोपांतातिसूक्ष्मायतं ।
त्वङ्मात्रांतरितामिषं यदि वपुर्नैतत्प्रजानां पतिः ।
प्रत्यग्रक्षरदस्त्रमिश्रपिशितग्रासग्रहं गृध्नतो ।
गृध्रध्वांक्षवृकास्तनौ निपतिताः को वा कथं वारयेत् ॥

નૂતન નીલકમળના દળથી પણ અત્યંત મૃદુ અને વિસ્તૃત એવી ત્વચાવડે આચ્છાદિત કરી દીધું છે માંસ જેનું એવું શરીર, બ્રહ્મદેવે નિર્માણ ન કર્યું હત અને ખુલ્લુંજ રાખ્યું હત તો નૂતન રક્તમિશ્રિત માંસગ્રાસના અભિલાષથી આ શરીરપર ગૃધ્ર, કાગડા, શિયાળ, વરૂ, શ્વાન ઇત્યાદિ પશુ પક્ષી ધસી આવત અને ફાડી ખાત. તે વખતે તેનું નિવારણ કોણ કેવી રીતે કરી શકત ? સારાંશ, એક ઉપરની ત્વચા જોઇનેજ મનુષ્ય મોહિત થાય છે પરંતુ ભીતરમાં શું ભરેલું છે, તેનો વિચાર કોણ કરે છે ? મકાનને જેમ રંગ રોગાન વડે બહારથી ખુબસુરત બનાવવામાં આવે છે, તે પ્રમાણે આ શરીરરૂપી મકાનને બહારથી ગોરી, કાળી ઇત્યાદિ નાના રંગની ત્વચા લગાડીને સુંદર બનાવેલું છે. વિષ્ણુ પુરાણમાં કહ્યું છે કેઃ—

मांसासृक्पूयविण्मूत्र स्नायुमज्जास्थिसंहतौ ।
देहे चेत्प्रीतिमान् मूढो भविता नरकेऽपि सः ॥

હે અવિવેકી ! માંસ, રૂધિર, પૂય, મલ, મૂત્ર, નાડી, મજ્જા અને હાડકાં ઇત્યાદિ મલિન પદાર્થોના સમૂહરૂપ આ શરીરમાં જે તું પ્રીતિ કરે છે તો નરકના ઉપર પણ ત્હારી પ્રીતિ થવી જોઇએ. કેમકે, નરકને વિષે એ શિવાય બીજી કઇ વસ્તુ હોય છે ? જે પુરૂષ પોતાના શરીરની દુર્ગન્ધિનો ખ્યાલ કરીને વૈરાગ્યને પ્રાપ્ત નહિ થાય, ત્હેને વૈરાગ્યને માટે બીજો ઉપદેશ શો હોઇ શકે ? એથી કરીને વિવેકી પુરૂષે આ શરીરને નરક રૂપ જાણીને તેની આસક્તિ છોડી દેવી. જરા વધુ વિચાર કરો !

कलेवरमिदं स्थानं विग्रहो मूर्तिमानसौ ।
पंचभूतनिवासोऽयं कथं तत्र सुखी भवेत् ॥

આ શરીર કલહનું તથા અધર્મ પ્રચુર કલિકાલનું વસતિ ગૃહ છે. જે
ાણે સાર્વભૌમ રાજાને અખિલ પૃથ્વી વાસસ્થાન હોય છે, તો પણ
ાદ દેશને વિષે ત્હેને ખાસ અભિમાનનો વિષય ઘર અગર દુર્ગાદિ વસતિ-
ન હોય છે, તેજ પ્રમાણે કલહ તથા કલિકાલનું અખિલ બ્રહ્માંડને વિષે
પકત્વ હોવા છતાં, શરીરને વિષે સ્વીય અભિમાનપૂર્વક નિત્ય સ્થિતિ
એમ સમજવું. કોઈ સ્થળમાં કિંચિત્ કાળ જો તેનો નિવાસ હોય છે,
કેટલું દુઃખ થાય છે કે ન પૂછો વાત. પરંતુ શરીરમાં તો એની નિત્ય
તિ હોવાથી, ત્યાં સુખની શંકા સરખી પણ કેમ હોઇ શકે ? વળી એ
મૂર્તિમંત વિગ્રહ છે ( विविधैर्व्याधिभिर्गृह्यते विग्रहः शरीरं, तथा विहतं
ाम्-परमंडले दाहलुंठनच्छेदादि-विग्रहः युद्धम् ) અનેક વ્યાધિઓ વડે ગ્રહણ
ામાં આવે છે એટલા માટે શરીરનું નામ વિગ્રહ છે. તેજ પ્રમાણે શત્રુ-
ળમાં જઇને તેનો દાહ તથા લુંટફાટ અને છેદન વગેરે ક્રિયા કરવામાં
 છે તેથી યુદ્ધનું નામ પણ વિગ્રહ છે. અખિલ ભૂતોનો અને ભૌતિક
દ્રયોનો પરસ્પર વિરૂદ્ધ સ્વભાવ હોય છે અને તેનું કાર્ય એ દેહ હોવાથી
વિગ્રહ (યુદ્ધ) રૂપત્વ સ્વભાવિકજ છે. તથા પંચ ભૂતો ( પિશાચ ) નું
સ્થાન પણ છે. એવા નિરંતર યુદ્ધ સ્થાનમાં તેમજ ભુતવસતિમાં સુખ
રીતે હોઇ શકે? વ્યવહારમાં એમ થતું હોય તો અહીં ( શરીરમાં )
હોય. આ પ્રમાણે દેહને માટે વિચાર કરવાનો કહ્યો છે. તથા દ્રવ્યને
વિચાર કરશો તો એમજ માલુમ પડશે કે મહા કષ્ટથી તે સંપાદન
માં આવે છે, રક્ષણ કરવામાં પણ ક્લેશ થાય છે, ખર્ચ થાય તોપણ
અને નાશ થાય તો પણ દુઃખ. એથી કરીને જ્ઞાની, એ ત્રણે
માં દુઃખદાયી અર્થ (ધન) ને ધીક્કારે છે. વસિષ્ઠજીએ કહ્યું છે કેઃ—

मूरिभावविकाराणां जरामरणकर्मणाम् ।
दैन्यदौरात्म्यदाहानामर्थः सार्थ इति स्मृतः ॥
अनुत्तमसुखं रामे चिराय परिरोषते ।
जगत्तृणशिखादृष्ट्या सोऽर्थ पश्य दुराग्रहः ॥

મ ! ચિંતા, શોક, મોહાદિ જે ભાવવિકાર તથા જરા, મરણ, દુષ્કર્મ
દૈન્ય, દુષ્ટાત્મતા, સંતાપ દાહાદિકોનો સમૂહ અર્થ (ધન) માં નિવાસ

કરે છે, એમ કહ્યું છે. એનું નામ જો કે અર્થ છે, તો પણ તેને અનર્થ રૂપજ સમજો. જે પુરૂષને ઉત્તમ મોક્ષાખ્ય સુખની અપેક્ષા હોય, ત્હેણે જગત્રૂપી તૃણના અગ્રભાગવત્ અર્થાત્ તુચ્છદૃષ્ટિથી એ ધનના તરફ જોવું; અને તેની સ્પૃહામાંથી ઉપરામવાને પ્રાપ્ત થવું. અર્થસ્પૃહા ત્યાગજ પરમાર્થ (મોક્ષ) નો મુખ્ય ઉપાય છે. એ પ્રમાણે ધન સંબંધી વિચાર કર્યો છે, તોપણ લોકો મહા મોહરૂપી મગરથી ગ્રસ્ત થએલા છે, એટલા માટે અર્થને સારૂ કદર્યતા (કંજુસપણું) ધારણ કરીને પરમાર્થનો ત્યાગ કરે છે, એ કેટલું બધું આશ્ચર્યજનક છે? કંજુસનું લક્ષણ સ્મૃતિમાં આ પ્રમાણે કહ્યું છેઃ—

आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयन् ।
देवतातिथिभृत्यांश्च स कदर्य इति स्मृतः ॥

જે પોતે પણ ખાતો નથી ને ધર્મકૃત્ય કરતો નથી, પુત્રોને, સ્ત્રીને, દેવતા અતિથિ તથા નોકરોને સર્વથા ત્રાસ આપે છે, એવો જેનો સ્વભાવ હોય છે ત્હેને કદર્ય કહેવામાં આવે છે. તાત્પર્ય કે, દૈવયોગથી વૈભવ પ્રાપ્ત થયો હોય અને તેનો ત્યાગ (દાન) પરમાર્થને ખાતર ન થાય તો શા કામનું? તેનાથી તો અનર્થનીજ પ્રાપ્તિ નિઃસંશય થવાની.

બ્રહ્મદેવે આ જગત્ પોતાની મેળેજ સંસારચક્રને વિષે ફરતું રહે તેટલા ખાતર બે વસ્તુ નિર્મી છે. એક શસ્ત્રી અને બીજું નિધન (જેનાવડે હિંસા કરવામાં આવે છે તે શસ્ત્રી એટલે તરવાર, અને જેનાવડે હનન કરવામાં આવે છે તે નિધન એવો એનો અર્થ સમજવો) એ બન્નેના ગ્રહણથી પોતાની મેળેજ નાશ થાય છે. અર્થાત્ સ્ત્રીનું નામજ શસ્ત્રી અને ધનનું નામ નિધન એ પ્રમાણે પહેલાં રાખવામાં આવ્યું હતું; અને એમના ગ્રહણથી ઘાત પાત થતા હોવાનું અનુભવમાં પણ આવે છે. પરંતુ પાછળથી બ્રહ્મદેવને વિચાર થયો કે, એમનું આવું ભયંકર નામ રાખવાથી કોઈ ત્હેમનો સ્વીકાર કરશે નહિ. ત્યારે શું કરવું? એટલામાં ત્હેમને એવી યુક્તિ સૂઝી કે એમનાં નામના આદ્યવર્ણ (શ, નિ)ને ગુપ્ત રાખવાથી કોઇને ત્હેમના વાસ્તવ સ્વરૂપનું જ્ઞાન થશે નહિ, અને ગ્રહણ કરશે; એ હેતુથી 'સ્ત્રી' અને 'ધન' એવું નામ રાખ્યું, તથા ત્હેમને ઉપરથી માધુર્ય રાગવડે રંગી દીધાં. એથી કરીને અખિલ ચતુર અને જ્ઞાની પુરૂષ પણ ત્હેમના પૂર્વ ઘાતક સ્વભાવને નહિ ઓળખીને ઉપરના વર્ણ (નામના અક્ષર સ્ત્રી અને ધન તથા ગૌર રંગાદિ) સૌન્દર્યના પર મોહિત થઇને આસક્તતા ધારણ કરે છે. પરંતુ ત્હેમનો પૂર્વ સ્વભાવ જો કોઇ મોક્ષેચ્છુએ જોવો હોય

તો તેમના નામના આદ્ય અક્ષરોને જોવા. તે ઉપરથી યથાર્થ ગુણનું જ્ઞાન થશે. બન્નેના નામના આદ્યાક્ષર 'શનિ' એ પ્રમાણે છે. શની દૃષ્ટિગત થતાં સર્વસ્વની હાનિ થાય છે એ વાત પ્રસિદ્ધ અનુભવમાં પણ છે. તેજ પ્રમાણે એ બન્ને પદાર્થો પણ દષ્ટિ સંગત થશે તો ગ્રહણેચ્છા અને તદ્દાસક્તતા તથા સર્વસ્વ (પુણ્ય સંચય)ની હાનિ થઇને, જીવ સદા સંસારમાં ભમતો રહેશે. એમના નામના એક એક વર્ણનો (અક્ષરનો) જો આવો પ્રભાવ છે, તો પછી સર્વ વર્ણ (રંગરૂપ)નું ગ્રહણ કરવાથી શું થશે તેનો વિચાર સહજ થઇ શકે તેમ છે. તાત્પર્ય એ છે કે, સ્ત્રી અને ધનના પ્રસંગથી પરમાર્થ-હાનિ થાય છે, માટે વિચાર કરીને તેમનું સ્વરૂપ જાણી લેવું, અને ત્યાગ કરવો. અહી સુધી ધન સંબંધી વિચાર કર્યો છે, હવે આગળ સ્ત્રીને માટે પણ જુઓ.

ધનાભિલાષની પેઠે સ્ત્રી અને પુત્રાભિલાષા પણ વિવેકવડે દૂર કરવી જોઇએ.

> उज्वलतामतिदूरेऽपि सरसा अपि नीरसाः ।
> स्त्रियो हि नरकाग्नीनामिन्धनं चारु दारुणम् ॥
> जन्मपल्वलमत्स्यानां चित्तकर्दमचारिणाम् ।
> पुंसां दुर्वासनारज्जुर्नारी बडिशपिंडिका ॥
> इतो मांसमितो रक्तमितोस्थीनीति वासरैः ।
> ब्रह्मन्कति प[illegible] याति स्त्री विशरारुताम् ॥

(યોગવાસિષ્ટના વૈરાગ્ય પ્રકરણમાં આ વિચાર ઉત્તમ અને વિસ્તૃત છે; મોક્ષેચ્છુએ ત્યાંજ જોવું ઉચિત છે. તો પણ કિંચિત્ બતાવવામાં આવે છે.) ઉપરથી જોવામાં સરસ પરંતુ અંદરથી નીરસ, એ પ્રકારની સ્ત્રીઓ વિષય-લુબ્ધ પુરૂષને દગ્ધ કરનારા નરકરૂપ અગ્નિનું મનોહર પરંતુ ભયંકર ઇન્ધન (કાષ્ટ) છે એમ સમજવું. જન્મરૂપ તળાવમાં રહેનારા અને ચિત્તરૂપ કીચડમાં સંચાર કરનારા પુરૂષરૂપ માછલાંઓનો, સ્ત્રીએ દુર્વાસના રજ્જુની સાથે બાંધેલો લોહ કંટકપરનો માંસપિંડ છે એમ જાણવું. રામચંદ્ર કહે છે કે હે બ્રહ્મન્! સ્ત્રીના શરીરમાં અંહી જોશો તો માંસ, પેલી તરફ જોશો તો રૂધિર, અંહી જુઓ તો હાડકાં, એ પ્રમાણે સ્ત્રી એ માંસાદિકોની રચેલી પુતળીજ પ્રતીત થાય છે. તથા અલ્પ કાળમાં તેની સુંદરતા નષ્ટ થઇ જાય છે. એ પ્રમાણે વિચાર કરવાથીજ યથાર્થ રૂપનો ખ્યાલ થશે.

અવિવેક કાળમાં સ્ત્રીયોમાં સૌન્દર્ય ભાસે છે અને મનુષ્ય મોહિત થાય છે.

કોઇ એક ગામમાં કોઇ અત્યંત રૂપાળી વેશ્યા નીતિથી ભગવદ્ ભજન કરીને રહેતી હતી. કેવળ પૂર્વ પાપના બળથી વેશ્યા જાતિમાં ઉત્પન્ન થઇ હતી એટલુંજ; પણ તે સ્વકર્મથી વિમુખ રહેતી. ત્હેને જોઇને એક વિષયાસક્ત પુરૂષ મોહિત થઇને, તેને વશ કરવાને સારૂ પ્રયાસ કરવા લાગ્યો. તે વેશ્યાને તો પોતાના દેહને માટે વિરક્તિ ઉપજી હતી, તેથી શરીરને કોઇ વિષયવડે સુખ આપતી નહિ. એક દિવસ તે વિષયી પુરૂષે પ્રાર્થના કરી ત્યારે ત્હેણે પણ ત્હેને પોતાની અનુકૂલતા દેખાડીને, બીજે દિવસ ઘેર આવવા કહ્યું. પછી ત્હેણે યુક્તિવડે તે વિષયીનો મોહ દૂર કરાવવાનો પ્રયત્ન કર્યો. ત્હેણે એક વૈદ્યની પાસેથી જુલાબની ગોળી લીધી અને ઝાડા થયા ત્યારે પોતાના ઘરમાંજ બેઠી. બે ચાર જુલાબ થતાં ત્હેના મુખની કાંતિ ફીકી પડી ગઇ, અને આંખો પણ ઉંડી ચઢી ગઇ; એવી સ્થિતિમાં ત્યાંજ પડી રહી. જ્યાં ત્યાં દુર્ગન્ધિ અને માખીઓ પણ ઘણી ઉડી રહી હતી, એટલામાં તે વિષયલંપટ પુરૂષ આવી પહોંચ્યો.

ઘરમાં આવતાં વારને ઘણીજ બદબો આવવા લાગી, તેથી ત્હેણે નાકે કપડું લગાવ્યું. આગળ આવીને જુએ છે તો પેલી વેશ્યા જમીનપર પડેલી છે અને ત્હેની ચારે તરફ મેલું (નરક) પડેલું છે તથા માખીઓ ઉડી રહી છે એ પ્રમાણે જોવામાં આવ્યું. પ્રફુલ્લ કમલના જેવું જે ત્હેનું મુખ હતું તે નિસ્તેજ થઇ ગયું તથા નેત્ર પણ જે કમલ પત્રના જેવાં વિસ્તૃત હતાં તે ભયંકર જણાવા લાગ્યાં. તે પુરૂષે ત્હેની પાસે જઇને પૂછ્યું કે ત્હમારી આવી દશા શાથી થઇ? ત્હેણે કહ્યું, 'ત્હમારા ખાતર મ્હારી આવી દશા થઇ છે.' તે બોલ્યોઃ-"મ્હારે લીધે કેવી રીતે?' વેશ્યાએ કહ્યું:— જે શરીરપર ત્હમે લુબ્ધ થયા હતા અને જેને માટે મ્હેં ત્હમને બોલાવ્યા હતા, તે આ વસ્તુ (મેલ) મ્હેં ત્હમારે માટે શરીરમાંથી બ્હાર કાઢી રાખી છે. હવે ત્હમને ગમે તો એ લો અથવા આ મ્હારૂં શરીર લો. જે આપની દૃષ્ટિમાં સુંદર જણાય તે લો. એ પદાર્થવડે મ્હારી સુંદરતા આપને જણાતી હતી. આ શરીરમાં એવાજ પદાર્થ ભરેલા છે બીજું કશું નથી. ડુક્કર મળનેંજ રમણીય અને મધુર સમજીને તેનું સેવન કરે છે, તેજ પ્રમાણે અવિવેકી, વિષ્ઠા મૂત્ર રક્ત માંસાદિકથી ભરેલા પોતાના તેમજ સ્ત્રીના શરીરને સુંદર સમજીને તેની આસક્તિ રાખીને સેવન કરે છે. પરંતુ વિવેકસંપન્ન જ્ઞાની એ પ્રકારનું આ શરીરનું અશુચિત્વ તથા દુર્ગન્ધિત્વ જાણીને તેનાપર આસક્ત થતા નથી. વેશ્યા બોલીઃ—હવે કહો ત્હમારે આ મલ જોઇએ

છે કે મલથી ભરેલો આ દેહ જોઇએ છે? હાલે જે તમે દેહની કાન્તિ જોઇ હતી તે આજે કયાં છે? કેમકે આ મળ શરીરમાંથી બહાર નીકળી ગયો અને તેના વડેજ તેની રમણીયતા હતી. આ પ્રમાણે તે પુરૂષે એનું વચન સાંભળ્યું તથા તે દેખાવ જોઇને મનમાં ત્રાસ પણ ઉપજ્યો હતો તેથી લજ્જીત થઇને ત્યાંથી ચાલ્યો ગયો. ત્યારથી ત્હેની વિષયાસક્તિ કમી થઇ ગઇ અને વિરક્તતા ઉપજી. સારાંશ, જ્યાં સુધી મનુષ્ય હરેક વસ્તુનું સ્વરૂપ તથા ગુણોનો વિચાર કરતો નથી, ત્યાં સુધી ત્હેને તે વિષયસંબંધી સૌન્દર્ય જણાય છે અને તે વસ્તુ ઉપભોગ્ય છે એમ લાગે છે.

આ પ્રકારના વર્ણનથી સ્ત્રીઓની નિન્દા કરી છે એમ નહિ સમજવું. જગતમાં જેટલા વિષય છે, તેમાં સ્ત્રી સમાન બીજો મોહક વિષય નથી, અને જેને ખાતર મોહ (અવિવેક) થાય છે, ત્હેના યથાર્થ ગુણ દોષોનું વર્ણન કરવામાં આવે છે, ત્યારેજ મોહ છૂટી જાય છે. શંકરાનંદજીએ કહ્યું છે કેઃ—

यद्वन्नारी दुःखकरी कामिनः पुरुषस्य हि ।
नार्या अपि च कामिन्याः पुमान्दुःखकरस्तथा ॥

ततो दुःखकरः कामो न नारी न नरोऽपि च ।
एवं विज्ञाय मतिमान् कामं शत्रुमिमं त्यजेत् ॥

જે પ્રમાણે કામી પુરૂષને નારી દુઃખદાયક હોય છે, તેજ પ્રમાણે કામાસક્ત નારીને પણ પુરૂષ દુઃખકર હોય છે. વાસ્તવિક રીતે જોતાં, નારી અથવા નર કોઇને દુઃખકારક નથી, પરંતુ કામ છે. માટે, બુદ્ધિમાન્ પુરૂષે મુખ્ય દુઃખદ શત્રુ જે કામ તેનો વિચાર પુર્વક પરિત્યાગ કરવો ઘટે છે. તાત્પર્ય એ છે કે પરસ્પરનો પરસ્પરને વિષે જે કામ (અભિલાષ) છે તેજ પરસ્પરને દુઃખ આપે છે; સ્ત્રીએ નથી દુઃખ દેતી અને પુરૂષ પણ નથી દેતો. પુરૂષે જે પ્રમાણે સ્ત્રીને માટે વિચાર કરવાનો છે તે પ્રમાણે સ્ત્રીએ પણ પુરૂષવિષયક વિચારવડે પોતાની વૈષયિક વાસના છોડી દેવી જોઇએ. જે પ્રમાણે પુરૂષ તેજ પ્રમાણે સ્ત્રી પણ પુરૂષને સુંદર ઉપભોગ્ય સમજે છેજ.

શંકરદિગ્વિજયના ચતુર્થ સર્ગમાં શ્રી શંકરાચાર્યે જે જે ઉપાયવડે જે જે વૃત્તિઓનો ઉચ્છેદ કર્યો હતો તેનું વર્ણન તેમાં કર્યું છે તે ત્યાંજ જોઇ લેવું; તોપણ અંહી કાંઇક કહીશું. જેમણે કામ (વિષયાભિલાષ)નો કામ્યવસ્તુ વિષયક દોષોના વિચારવડે નાશ કરી દીધો હતો. તથા કઠોર ભાષણ, પરપીડા, ક્રોધ ઇત્યાદિકોનું શાંતીથી શમન કર્યું. પદાર્થની અપ્રાપ્તિ

અને પ્રાપ્તિથએલાના નાશ વિષયક જે દીનતા, અને તે પ્રમાણે સંચય, અનૃતભાષણ, પરદ્રવ્યસંબંધી લોભ, અને સત્પાત્રમાં ધનનું અસમર્પણુ એ સર્વને સંતોષવડે અંતર્ગૃહમાંથી દૂર કાઢી નાંખ્યા. મત્સરનું અનસૂયાવડે દમન કર્યું. ધર્માતિક્રમનો હેતુ જે મદ, તેનો તથા સ્વપૂજ્યત્વ અભિમાનનો 'બીજાનો ઉત્કર્ષ પોતાનાં કરતાં અધિક થાઓ,' એ પ્રમાણે ચિરકાલ પર્યન્ત ચિંતના કરીને નાશ કર્યો. અને તૃષ્ણારૂપી પિશાચને ઉત્તમ તૃપ્તિલક્ષણુ ગુણવડે મારી નાંખી. કહેવાનો હેતુ એ છે કે સ્ત્રીવિષયક ભોગેચ્છાનો ઉચ્છેદ ત્યારેજ થાય છે કે જ્યારે તે ભોગેચ્છાના આલંબનીભૂત સજીવ સ્ત્રીના શરીરલક્ષણુ વસ્તુનો વિચાર કરશે. ત્વઙ્માંસ રૂધિર અસ્થિ ઇત્યાદિ પદાર્થોના સંઘાત (સમૂહ) વિશેષને સ્ત્રીવ્યક્તિ માનવામાં આવે છે. પરંતુ સૂક્ષ્મબુદ્ધિએ તે પદાર્થોનું પૃથક્ વિવેચન કરવામાં આવે તો સંઘાત વૈચિત્ર્યથી ભિન્ન કામિનીની પ્રતીતિ થશે નહિ, અને ત્હેમના ઉપભોગની ઇચ્છાનો ઉચ્છેદ થશે. એટલા માટેજ કવિઓને સ્ત્રીશરીરની નિન્દા કરવી પડે છે, અને કરે છે પણુ ખરા. અને જે પ્રમાણે બાહ્ય શરીરનો વિચાર કરવાની જરૂર છે, તે પ્રમાણે ત્હેમની અંતર વૃત્તિઓનો પણુ વિચાર કરવો ઘટે છે, એમ સમજીને ત્હેમના સ્વભાવની પણુ નિન્દા કરેલી છે. આ ઉપરથી એમનો હેતુ નિન્દાપર્યવસાયી છે એમ સમજવું જોઇતું નથી. એમ જો હત તો અન્યત્ર આવું વર્ણન નહિ મળી આવત. જુઓ વિષ્ણુ પુરાણુ! બ્રહ્મવૈવર્ત્ત! બૃહત્ પારાશર સ્મૃતિ! મનુસ્મૃતિ! ઇત્યાદિ ગ્રન્થો કેવું વર્ણન કરી રહ્યા છે?

> देवतिर्यङ्मनुष्यादौ पुन्नाम्नि भगवान्हरिः ।
> स्त्रीनाम्नि लक्ष्मीर्मैत्रेय नानयोर्विद्यते परम् ॥ वि. पु. ॥
> यत्किंचित्त्रिषु लोकेषु स्त्रीरूपं देवि दृश्यते ।
> तत्सर्वं त्वत्स्वरूपं स्यादिति शास्त्रेषु निश्चयः ॥ ब्र. वै. ॥
> स्त्रियस्तुष्टाः स्त्रियो रुष्टास्तुष्टा हृष्टाश्च देवताः ।
> वर्धयंति कुलं तुष्टा नाशयन्त्यपमानिताः ॥ बृ. पा. ॥
> यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ॥
> यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ म. स्मृ. ॥

આ જગતમાં દેવ મનુષ્ય તિર્યક્ જાતિમાં જે જે પુરૂષ તે તે ભગવાન વિષ્ણુનું રૂપ અને સ્ત્રીને લક્ષ્મીરૂપ સમજવું. એ બન્નેના

સિવાય બીજું કાંઇ નથી. હે દેવિ! ત્રૈલોક્યના વિષે જે કાંઇ સ્ત્રીરૂપ દેખાય છે, તે સઘળું ત્હમારૂંજ સ્વરૂપ છે, એ પ્રમાણે શાસ્ત્રમાં નિશ્ચય કરેલો છે. એથી કરીને સ્ત્રીઓની તુષ્ટિ રૂષ્ટીથી દેવતા તુષ્ટ ને રૂષ્ટ થાય છે. તુષ્ટ થાય તો કુલની વૃદ્ધિ અને અપમાન કરવામાં આવે તો કુલનો નાશ કરી નાંખે છે. જ્યાં ખાનપાન વસ્ત્રાલંકારાદિક વડે સ્ત્રીઓનું પૂજન (સત્કાર) થાય છે, ત્યાં આગળ દેવતાઓનો પ્રસાદ હોય છે: અને જ્યાં એવો સત્કાર કરવામાં આવતો નથી ત્યાં દેવતાઓના પ્રસાદનો અભાવ હોવાથી યાગાદિ ક્રિયા નિષ્ફળ થાય છે. ( અંહી સકલ ક્રિયાને નિષ્ફલ કહી છે તે નિન્દા અર્થવાદાત્મક છે એમ સમજવું. ) કોઇ પણ કવિ અથવા શાસ્ત્રપુરાણાદિ-કર્તાનો સ્ત્રીની નાહક નિન્દા કરવી એવો હેતુ હોયજ નહિ કેમકે પ્રસંગ વિશેષમાં તેઓજ સ્ત્રીઓના અનેક ગુણોનું વર્ણન પણ કરી ચૂક્યા છે; પ્રસંગોપાત્ત તે બતાવવામાં આવશે. એ વાત જવાદો પરંતુ સોમવંશના રાજા પુરૂરવાને પશ્ચાત્તાપ થયા બાદ ત્હેણે જે વિચાર કર્યો હતો તેનો ખ્યાલ કરો.

ચંદ્રપુત્ર બુધથી ઇલાના ( સુદ્યુમ્નના ) ઉદરમાં પુરૂરવા નામનો રાજા ઉત્પન્ન થયો હતો. તે મહા પરાક્રમી, ઉદાર, સુંદર, સુશીલ ઇત્યાદિ ગુણોથી યુક્ત હતો. એક વખત દેવર્ષિ નારદને મ્હોંડે ત્હેના સૌન્દર્યાદિ ગુણોનું વર્ણન ઇન્દ્રભુવનમાં ઉર્વશીએ સાંભળ્યું અને તે કામાકુળ થઇને પુરૂરવાની પાસે આવી. ( મિત્રાવરૂણના શાપથા ત્હેને મનુષ્યત્વ પ્રાપ્ત થયું હતું, જેથી મનુષ્યોના સાન્નિધ્યમાં રહેવાની કંઇ અડચણ ન હતી. ) ત્હેને જોઇને રાજા આનંદિત થઇને બોલ્યો કેઃ—" હે સુન્દરાંગી ! તું મ્હારી સાથે રહીશ તો આપણે ઘણા વખત સુધી ક્રીડા કરીશું.' ઉર્વશીએ કહ્યુંઃ—' ત્હમારા સ્વરૂપમાં કોનાં મન તથા નેત્ર રમમાણ થાય નહિ ? હે રાજન્ ! આ બન્ને મેષ મ્હારા પુત્ર સમાન છે, તેમને આપના પાસે રહેવા દો. હું ત્હમારી સાથે રહીશ, પરંતુ મ્હારા નિયમ સાંભળો. હું કેવળ ઘૃત ભક્ષણ કરીને રહેવાની છું તથા રતિકાલ વિના જો ત્હમે મ્હને નગ્ન જણાશો તો હું ત્હમને છોડીને ચાલી જઇશ. રાજાએ ઉર્વશીનો કરાર કબૂલ કર્યો અને ત્હેની સાથે તે યથેચ્છ સુખ ભોગવવા લાગ્યો. આણી તરફ સ્વર્ગમાં જ્યારે ઉર્વશી જોવામાં ન આવી, ત્યારે ઇન્દ્રે ગન્ધર્વોને કહ્યું કે આ મ્હારી સભામાં ઉર્વશી વગર કાંઇ શોભા જણાતી નથી, માટે એવો કાંઇક ઇલાજ કરો કે જેથી તે પાછી આવી શકે.

પછી ગન્ધર્વોએ મધરાતનાં અંધારામાં જઇને, ઉર્વશીએ રાજાની પાસે રાખેલાં બન્ને મેષો (ઘેટાં) નું હરણ કીધું. જ્યારે તે મેષ 'મેમે' શબ્દથી બૂમ

પાડવા લાગ્યાં, ત્યારે ઉર્વશી શોક કરતી ઉઠી, અને બોલવા લાગી કેઃ-"હું દૂખી ગઇ! પુરૂરવા મ્હારો ધણી શાનો? મ્હારાં અપત્યોનું ચોરોએ હરણ કર્યું છે, ત્યારે એ શૂરવીર હોવા છતાં, સ્ત્રીની માફક ભયભીત થઇને સુઇ રહ્યો છે. એના પર વિશ્વાસ રાખીને હું ફસાઇ ગઇ!" આ પ્રમાણે ઉર્વશીએ રાજાના હૃદયને વાગ્બાણથી વિદ્ધ કર્યું, ત્યારે તે ક્રોધાયમાન થઇને નગ્નાવસ્થામાં હાથમાં ખડ્ગ લઇને ગન્ધર્વોની પાછળ દોડ્યો. રાજાને જોઇને ત્હેમણે મેષને છોડી દીધાં, અને ત્યાં ખૂબ પ્રકાશ કરી દીધો. એટલામાં ઉર્વશીએ રાજાને નગ્ન દીઠો અને વિચાર કર્યો કે એને પહેલાં કહેવામાં આવેલું પણ એણે તોડયું છે, માટે હું એને છોડીને ચાલી જઇશ. આ પ્રમાણે રાજાના આવતાં પહેલાજ ઉર્વશી નીકળી નાઠી. ત્યારબાદ રાજા પાછો આવીને જુએ છે તો મંચકપર ઉર્વશી નથી, ત્યારે તો તે અતિશય વિહ્વલ થઇને ત્હેને માટે શોક કરતો કરતો પૃથ્વીપર ભટકવા લાગ્યો. ફરતાં ફરતાં કુરૂક્ષેત્રમાં સરસ્વતીને કિનારે તે ઉર્વશી રાજાના જોવામાં આવી; તે વખતે એ ત્હેને કહેવા લાગ્યોઃ—"હે સ્ત્રી! મ્હને સંકટમાં છોડીને ચાલ્યા જવું એ ત્હને ઉચિત નથી. આ શરીરને અંહી સુધી તુંજ ખેંચી લાવી છે, અને અંહીજ એ પડે છે, એને વરૂ ગૃધ્ર વગેરે ખાય છે, માટે ચાલ અને મ્હારી સાથે રમમાણથા." આના ઉપર ઉર્વશીએ શો જવાબ દીધો? તેઃ—

मा मृथाः पुरुषोऽसि त्वं मा स्म त्वाऽद्युर्वृका इमे ।
क्वापि सख्यं न वै स्त्रीणां वृकाणां हृदयं यथा ॥

હે રાજા! મરીશ નહિ! પુરૂષના જેવો પુરૂષ થઇને કેમ ધૈર્ય ત્યાગ કરે છે? એ વરૂઓને (વરૂ તુલ્ય ઇન્દ્રિયોને) ત્હારો દેહ ખાવા દઇશ નહિ અર્થાત્ ઇન્દ્રિયોને સ્વાધીન થઇશ નહિ. સ્ત્રીઓનાં અંતઃકરણ વરૂઓનાં અંતઃકરણનાં જેવાં કઠણ હોય છે. સ્ત્રીઓની સાથે સખ્યત્વ કદીપણ સારૂં નથી. સ્ત્રીઓ નિર્દય, ક્રૂર, દુઃસહ તથા પ્રિયકાર્ય સાધવામાં ચાહે તે સાહસ ખેડનારી હોય છે. અસ્તુ! હે રાજન્! આ સંવત્સરની આખરે એક રાત સુધી તું મ્હારી સાથે આનંદથી રહીશ. આટલું સાંભળીને રાજા પોતાની નગરી તરફ પાછો આવ્યો.

વર્ષની આખરે જ્યારે રાજા ફરી કુરૂક્ષેત્રમાં આવ્યો ત્યારે ત્હેને પુત્ર સહિત ઉર્વશી મળી, અને રાજાએ ત્હેની સાથે એક રાત ત્યાં રહીને આનંદપૂર્વક પસાર કરી. બીજે દિવસે ઉર્વશી જવાની હોવાથી રાજાને ભારે ખેદ

થયો, ત્યારે ઉર્વશી બોલી:—' તું ગન્ધર્વોની પ્રાર્થના કરે તો તેઓજ મ્હને ત્હારે સ્વાધીન કરે. ' ત્હેના કહ્યા મુજબ રાજાએ ગન્ધર્વોનું સ્તવન કર્યું ત્યારે ત્હેમણે સંતુષ્ટ થઇને ત્હેને એક અગ્નિસ્થાલી આપી. એમાં ત્હેમનો એવો અભિપ્રાય હતો કે, એણે (પુરૂરવાએ) તે અગ્નિવડે કર્માનુષ્ઠાન કરીને, તેની મારફત ઉર્વશીને મેળવી લેવી. પરંતુ રાજાને તે સ્થાલીજ ઉર્વશી છે એમ લાગ્યું અને તેને લઇને તે વનમાં ફરવા લાગ્યો. થોડાક દિવસ પછી ત્હેના સમજવામાં એમ આવ્યું કે ' એ તો ઉર્વશી નથી, પરંતુ અગ્નિસ્થાલી છે, ' ત્યારે તે એને વનમાં મુકીને પોતાને ઘેર આવ્યો ગયો. તોપણ રોજ રાત્રે પુરૂરવા તે સ્થાલીનું નિરંતર ધ્યાન કરતો હતો. એ પ્રમાણે ઘણા દિવસ વિત્યા બાદ, ત્હેના મનમાં ત્રણ વેદ પ્રકટ થયા. ત્યારે તે જ્યાં આગળ પેલી સ્થાલી મુકી દીધી હતી તે જગોએ ગયો અને ત્હેણે અશ્વત્થ વૃક્ષનાં બે અરણી તૈયાર કરીને ઉર્વશીલોકની પ્રાપ્તિને અર્થે તેમનું મંથન કરીને તેમનામાંથી અગ્નિ ઉત્પન્ન કર્યો. પછી તે અગ્નિવડે ત્હેમણે યજ્ઞપતિ પરમાત્માની આરાધના કરી અને રાજા પુરૂરવાને ગન્ધર્વલોકની પ્રાપ્તિ થઇ. ત્યાં ત્હેને ઉર્વશીનો લાભ પ્રાપ્ત થયો, અને ત્હેની સાથે ઘણો વખત સુધી એણે વિષય ભોગ કર્યો; દૈવયોગથી જ્યારે એને વિરક્તા થઇ, ત્યારે ત્હેણે આ પ્રમાણે ગાથા વર્ણવી છે.

અરે ! મ્હારા મોહની પરાકાષ્ઠા થઇ ! કામ વડે મ્હારૂં મન દૂષિત થયું અને ત્હેમાં એ ઉર્વશીએ દૃઢાલિંગન દીધું, તેના આનંદમાં સૂર્યનો ઉદય અને અસ્ત ક્યારે થયો તથા આયુષ્ય પણ કેટલું વીત્યું ત્હેની પણ મ્હને સ્મૃતિ રહી નહિ. હું સાર્વભૌમ રાજા હોવા છતાં તૃણની પેઠે મ્હને તજી જનારી સ્ત્રી (ઉર્વશી) ની પાછળ ઉન્મત્ત થઇને રડતો કકળતો ' ગધેડા ગધેડીની પાછળ જેમ નિર્લજ બનીને દોડે છે તે પ્રમાણે ' દોડયો પણ ખરો.

किं विद्यया किं तपसा किं त्यागेन श्रुतेन वा ।
किं विविक्तेन मौनेन स्त्रीभिर्यस्य मनो हृतम् ॥

જેનું મન સ્ત્રીઓએ હરી લીધું છે, ત્હેની વિદ્યાનો શો ઉપયોગ ? ત્હેનું તપ પણ નિરર્થક છે; તથા સન્યાસનું તેમજ શાસ્ત્રાધ્યયનનું પણ શું ફળ ? ત્હેનો એકાન્ત વાસ, મૌન વગેરે અખિલ ક્રિયા વ્યર્થ છે. આહુતિથી અગ્નિ જેમ તૃપ્ત થતો નથી, તેજ પ્રમાણે મ્હારા મનનો કામ પણ તૃપ્ત થતો નથી. પરમેશ્વરના શિવાય બીજો કયો પુરૂષ આ સ્વૈરિણી વેસ્યાએ મ્હારૂં મન જે આકર્ષણ કર્યું છે, તે માંહેથી મ્હને વિમુક્ત કરવાને સમર્થ છે ?

। ઉર્વશીનો કાંઈ દોષ નથી. રજ્જુનું સ્વરૂપ નહિ જાણવાથી ' એ
ર્પ છે ' એવી ભ્રાન્તિથી કોઇ મનુષ્ય દુઃખી થાય તો ત્હેમાં રજ્જુનો
। અપરાધ ? તેજ પ્રમાણે અજીતેન્દ્રિય એવા મ્હેં મ્હારી બુદ્ધિથી ઉર્વ-
ને વિષે સૌગન્ધ્ય, સૌન્દર્ય, પ્રેમ ઇત્યાદિ ગુણોનું અજ્ઞાનવડે આરોપણ
ર્યુ, એ અપરાધ મ્હારો છે ઉર્વશીનો નથી. ક્યાં શુચિત્વ, સૌમનસ્ય,
ાગન્ધ્ય એ ગુણો ? અને મલિન, દુર્ગન્ધ પૂર્ણ, અપવિત્ર ત્હેનો દેહ
ાં ? સ્ત્રીના શરીરપર અનેક ગુણોનું આરોપણ કરીને, રમમાણ થનારા
હારા સમાન જે પુરૂષો હશે, ત્હેમને કૃમિ તુલ્યજ સમજવા. કેમકેઃ—

त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसंहतौ ।
विण्मूत्रपूये रमतां कृमीणां कियदन्तरम् ॥

ત્વચા, માંસ, રક્ત, સ્નાયુ, મેદ, મજ્જા અને હાડકાં એ સર્વનો સમુદાય
યા વિષ્ટા, મૂત્ર પૂય એમનો ભંડાર જે દેહ તેને વિષે રમમાણ થનારા પુરૂષોમાં
મને મલાદિમાં રમમાણ થનારા કૃમિયોમાં કેટલો ફરક હશે ? એ પ્રમાણે રાજાએ
 હુ વર્ણન કર્યું છે. જ્યાં સુધી એનામાં વિષયાસક્તતા હતી, ત્યાં સુધી એ
ચારવિમુખ હતો, અને જ્યારે વિરક્તતા થઇ, ત્યારે વિચારવડે એને તેજ
ીદેહ ( જે પ્રથમ રમણીય લાગતો હતો તે ) અપવિત્ર દુર્ગન્ધયુક્ત
તીત થવા લાગ્યો. આખરે રાજાએ ઉર્વશી લોકોનો ત્યાગ કરીને, પોતાના
દયસ્થ પરમાત્માને જાણીને, જ્ઞાનવડે અખિલ મોહનો ત્યાગ કીધો અને
રમ શાન્તિ સંપાદન કરી. સારાંશ કે, આપણા અન્તઃકરણમાં જ્યારે દૈવ-
ાગથી વિચારપૂર્વક વિષયવિરક્તિ ઉપજશે, ત્યારે આપણને પણ આ પ્રકા-
નું કથન યા લેખન સત્ય છે એમ લાગશે. પરંતુ જ્યાં સુધી મનની
વષયાસક્તિ છે, ત્યાં સુધી સ્ત્રીઓને માટે યત્કિંચિત્ પણ કોઇ વાંકું બોલે
ગર લખે, તો તે નિન્દાજ છે અને એવું લખનારા બોલનારાને કાંઈ પણ
ાન નથી એવો ભાસ થશે. આ પ્રમાણે સ્ત્રીઓને માટે વિચાર બતાવ્યો
તે મોક્ષેચ્છુને અવશ્ય કરણીય છે. અસ્તુ ! હવે પુત્ર સંબંધી વિવેક
દ્યારણ્ય સ્વામીજીએ આત્માનંદ પ્રકરણમાં દર્શાવ્યો છે, તે કહેવામાં આવે છે.

अलभ्यमानस्तनयः पितरौ क्लेशयेच्चिरम् ।
लब्धोऽपि गर्भपातेन प्रसवेन च बाधते ॥
जातस्य ग्रहरोगादिः कुमारस्य च मूर्खता ।
उपनीते त्वविद्यत्वमनुद्वाहश्च पण्डिते ॥

यूनश्च परदारादिर्दारिद्यं च कुटुंबिनः ।
पित्रोर्दुःखस्य नास्त्यंतो धनी चेन्म्रियते तदा ॥

પુત્ર થતો નથી એ કારણથી માતા પિતાને દુઃખ થાય છે અને ત્હેની પ્રાપ્તિને માટે મંત્ર, યંત્ર, પીપલપૂજન વગેરે સાધનાનુષ્ઠાન કરતાં ક્લેશ થાય છે. પ્રયત્ન કરતાં કરતાં ગર્ભધારણા થઇને તેનો પાત થાય તો પણ દુઃખ. તેજ પ્રમાણે જન્મકાળમાં પણ દુઃખ થાય છે. જન્મ વખતે જો કે માતાનેજ દુઃખ થાય છે, તોપણ ત્હેના દુઃખથી પિતા પણ દુઃખી થાય છે. જન્મ થયા પછી ગ્રહોની તથા રોગોની પીડા થાય તોપણ દુઃખજ. કુમાર અવસ્થામાં ત્હેની મૂઢતાનું દુઃખ ઉપજે છે. મૌંજીબંધન પછી પુત્ર અભણ રહે તો પણ દુઃખ. વિદ્વાન થઇને કુંવારો રહે તો પણ ક્લેશ થાય છે અને પરસ્ત્રીનું વ્યસન લાગી જાય તો પણ દુઃખ થાય છે. વિવાહિત થઇને દરિદ્રી રહે તો પણ દુઃખ અને ધન કમાતો થઇને મરી જાય, તો પછી માતા પિતાના દુઃખનો છેડોજ નથી. સારાંશ, આ પ્રકારનો, અનુભવ પણ જગત્માં ઘણા લોકોને છે, એથી કરીને એને માટે વધારે કથનની શું જરૂર રહે છે ? વિચાર કરવાથી, પુત્ર વડે પણ સુખ નથી, એમ નિશ્ચય થાય છે, અને પુત્રાભિલાષા ( વાસના ) દૂર થાય છે. એવા ગૃહાદિ તેમજ બીજા વિષયોની વાસના વિચાર કરીને નિવૃત્ત કરવી. તોજ મનની ચંચળતા નષ્ટ થઇને તે સ્થિર થાય છે.

वासनायास्तथा वन्हेर्ऋण व्याधिद्विषामपि ।
स्नेहवैरविषाणां यः शेषः स्वल्पोऽपि बाधते ॥

અગ્નિ, ઋણ, રોગ, શત્રુ, સ્નેહ, વેર અને વિષ, એમનો જો કદાચિત્ યત્કિંચિત્ પણ અંશ રહે, તો પણ ફરી તેની વૃદ્ધિ થઇને મનુષ્યને દુઃખ દે છે. જુઓ ! અગ્નિનો એકાદ તણખો પણ મોટા મોટા મકાનોને ભસ્મ કરી દે છે. ઋણ પણ વ્યાજ રૂપથી વૃદ્ધિંગત થઇને, દુઃખ દે છે. રોગ કિંચિત્ શરીરમાં રહી જાય તો દૃઢમૂલ થઇને અસાધ્ય થઇ જાય છે. શત્રુની ઉપેક્ષા કરે તો તે બળવાન્ થઇને દુઃખ દે છે. સ્નેહ (મમતા) પણ વૃદ્ધિંગત થઇને જન્મ મરણ સંસારમાં ફરી ગબડાવી પાડે છે. વૈરનું નિર્મૂલન કરવામાં ન આવે તો અનર્થ ઉપજે છે. ઝેરનો પણ કાંઇક અંશ રહી ગયો હોય છે તો મૃત્યુ થાય છે. તે પ્રમાણે વાસના પણ શેષ રહે તો જીવને પીડા થવાની. એટલા માટે નિઃશેષતાથી તેનો ક્ષય કરવો. હવે ચોથો ઉપાય કહેવામાં આવે છે.

વાસનાઓનું અનન્ત પ્રાબલ્ય હોવાથી, વિચારદ્વારા જે પુરૂષને તેનો ત્યાગ કરવો અશક્ય હોય ત્હેને માટે મનોનિગ્રહને સારૂ પ્રાણસ્પન્દ નિરોધ એજ ઉપાય કહ્યો છે. કેમકે પ્રાણસ્પન્દ અને વાસના એ બન્નેય ચિત્તનાં પ્રેરક છે. તે બન્નેના નિરોધવડે ચિત્તની અવશ્ય શાંતિ થાય છે. શરીરમાં રહેલા એકજ વાયુને ઉર્ધ્વ ગમનત્વને માટે પ્રાણ અને અધોગમન કરે છે તેથી અપાન એવી સંજ્ઞા મળેલી છે. ( प्रकर्षेण देहादिसंघातं अनिति जीवयतीति प्राणः। अपानिति निसृत्य बहिः मारयति देहादिसंघातं सोऽपानः ) દેહાદિ સંઘાતને જે ઉત્તમ પ્રકારે જીવાડે છે તે પ્રાણ, અને બહાર નીકળીને તેને મારે છે તે અપાન, આ પ્રમાણે તેમનાં નામની નિરૂક્તિ કહી છે. એટલુંજ નહિ પણ તેજ શરીરસ્થ વાયુ ભિન્ન ભિન્ન સ્થાનમાં ગમન કરે છે, એથી તેને દશ પ્રકારનાં નામ પ્રાપ્ત થયાં છે. જે પ્રમાણે બન્ને કેદીઓના હાથમાં એકજ બેડી હોય છે, તો તે જેમ પરસ્પરને ખેંચે છે, તેજ પ્રમાણે અપાન વાયુ પ્રાણને અને પ્રાણ વાયુ અપાનને આકર્ષે છે. અને એ પ્રમાણે બન્નેને શૃંખલાવત્ બંધન પ્રાપ્ત થઇ જવાથી, ચિત્ત નિશ્ચલ રહેતું નથી, અને તેને માટે પ્રાણાપાનનો અવરોધ કરવો પડે છે. હવે તેમાં મતભેદ દર્શાવવામાં આવે છે.

चले वाते चलं चित्तं निश्चले निश्चलं भवेत् ।
चित्ते चले चलः प्राणो निश्चले निश्चलो भवेत् ॥

પ્રાણવાયુની ચંચલતાથી જીવોપાધિ ચિત્ત (મન) ચંચલ થાય છે અને તેની સ્થિરતાથી ચિત્ત પણ નિશ્ચલ થાય છે એમ કેટલાક કહે છે. તથા બીજા એમ કહે છે કે, સંકલ્પવિકલ્પને લીધે ચિત્તની ચંચલતા છે અને તેને લીધે પ્રાણવાયુ ચંચલ થાય છે. તથા સંકલ્પવિકલ્પશૂન્ય થતાં ચિત્ત સ્થિર થઇ જાય છે, તે વખતે પ્રાણવાયુ પણ નિશ્ચલ થઇ જાય છે. સારાંશ, હઠયોગી પ્રાણવાયુનો જય કરીને, એટલે સ્થિરતાથી ત્હેને સ્વાધીન કરીને મનઃસ્થૈર્ય સંપાદન કરે છે. સાંખ્યપાતંજલયોગી મનનું સ્થૈર્ય સંપાદન કરીને પ્રાણવાયુના નિશ્ચલત્વનો લાભ સંપાદન કરે છે. હવે ત્રીજા મનનશીલ વેદાન્તી એવું કહે છે કે, મન અને પ્રાણ એ બન્નેનું સ્થૈર્ય સંપાદન કરવાથીજ આત્મસ્વરૂપમાં નિશ્ચલ સ્થિતિનો લાભ થાય છે. આ પ્રમાણે જીવબ્રહ્મૈક્યજ્ઞાનપ્રાપ્તિરૂપ યોગનાં ત્રણ પ્રકારનાં સાધન થયાં એમ સમજવું.

પ્રાણનિરોધદ્વારભૂત પ્રાણાયામાદિ યોગવડે મનને સ્વાધીન બનાવવું એવો હઠયોગીઓનો નિશ્ચિત મત છે. તેજ પ્રમાણે વિવેકરૂપ મનના અંશવડે સંકલ્પવિકલ્પરૂપ મનના અંશને ( સંકલ્પાદિનો નાશ કરીને ) સ્થિર

કહેવો, એ પ્રમાણે સાંખ્યપાતંજલ યોગીઓનો નિશ્ચયાત્મક સિદ્ધાન્ત છે. તેના ઉપર, કેવળ વિવેકથી મન:નિશ્ચલ થતું નથી પરંતુ પ્રાણનિરોધથી થાય છે. અને એ પ્રમાણે યોગીઓમાં પ્રત્યક્ષ જોવામાં આવે છે પણ ખરું, એ પ્રમાણે યોગીઓનું કહેવું છે. આના પર સાંખ્યપાતંજલયોગો કહે છે કે કેવળ પ્રાણાયામાદિથી પ્રાણનિરોધ કર્યો, તો પણ મનની મૂઢતા નષ્ટ થતી નથી, એથી તે બીજરૂપે અવશિષ્ટ રહે છેજ; અને તેને લીધે સુષુપ્તિ અને મૂર્ચ્છાની માફક મનોલયરૂપ પુરૂષાર્થ સિદ્ધ થતો નથી. મનન કરવાને યોગ્ય વિષયોની મિથ્યાત્વપ્રતીતિ વિવેકવડે દઢતર થઇ જાય તો મનના શૈથિલ્યથી લયરૂપ પુરૂષાર્થ સિદ્ધ થાય છે. તે બન્નેને વેદાન્તી કહે છે કે હે ભાઇઓ!:—

मनप्राणलयकृजस्ते तु श्रेष्ठतराः स्मृताः ।

[illegible]हठिना मूढास्ते मंडा न तु योगिनः ॥

મન અને પ્રાણ એ બન્નેનો જેઓ આત્માને વિષે લય કરી દે છે તેઓ અત્યંત શ્રેષ્ઠ છે એમ મુનિઓએ કહ્યું છે. જે મૂઢ પુરૂષો ગુરૂશિક્ષા-રહિત નિષ્ફળ હઠાભ્યાસમાં જો રત થયા હોય તો ત્હેમને ભંડ ( ભાંડ ) હટક્રિયાના વિનોદી સમજવા. તેઓ સત્ય હઠયોગાભ્યાસી નથી પરંતુ હઠ-મિષથી લોકોને ફસાવે છે એમ સમજવું; ઇત્યાદિ બોધસારમાં પણ કહેલું છે.

હવે વસિષ્ઠજીએ શ્રી રામચંદ્રજીને જે ઉપદેશ કર્યો છે તે બતાવવામાં આવે છે; વસિષ્ઠજી કહે છે કેઃ—

द्वे बीजे चित्तवृक्षस्य प्राणस्पन्दनवासने ।

एकस्मिंश्च तयोः क्षीणे क्षिप्रं द्वेऽपि विनश्यतः ॥

હે રામ! ચિત્તરૂપ વૃક્ષનાં બે બીજ છે. એક પ્રાણોનું સ્પન્દન (ચલન) અને બીજું વાસના. એ બન્નેમાંથી એકનો નાશ થતાં બન્નેયનો નાશ થાય છે. પ્રાણાયામના દઢ અભ્યાસથી, આસન ભોજનાદિકોના નિયમથી અને ગુરૂએ બતાવેલી યુક્તિથી પ્રાણવાયુનો નિરોધ કરી શકાય છે. તથા અસંગ વ્યવહાર રાખવાથી, પ્રપંચચિંતવન પરિત્યાગથી અને શરીરાદિ નાશવાન્ છે ઇત્યાદિ જાણવાથી વાસના નિવૃત્ત થાય છે. એમાંથી જેને માટે તમારી ચાહના હોય તે કરો.

હવે કરવામાં આવેલા વાસના ક્ષયના રક્ષણને માટે કેટલાક એમ કહે છે કે આર્જવાદિ જે ષડ્ગુણ તેનો અભ્યાસ કરવો જોઇએ, તોજ નિઃસંશય જીવન્મુક્તિ સુખનો લાભ થશે. એ ષડ્ગુણ અને તેમનાં લક્ષણ નીચે બતાવવામાં આવે છેઃ—૧ આર્જવત્વ ૨ પંડકત્વ ૩ પંગુત્વ ૪

અંધત્વ ૫ બધિરત્વ ૬ મુગ્ધત્વ એ ૭ ગુણો છે. હવે એમનાં લક્ષણ ક્રમશઃ કહેવામાં આવે છે.

૧ અન્ન ભક્ષણ કરતી વખતે આ સારૂં છે અને આ ખરાબ છે, એવી ચિકિત્સા કરીને મૃષ્ટાન્નને માટે આસક્તિ અથવા રૂચિરહિત અન્નનો ત્યાગ ન કરવો જોઇએ, અને હિતકારક, સત્ય તેમજ પરિમિત ભાષણ કરવું જોઇએ, એટલે અજીહ્વત્વ થયું સમજવું. જીહ્વા હોવા છતાં પણ નહિ જેવી હોય તો ત્હેને અજીહ્વ કહેવામાં આવે છે, અને એનો જે ભાવ તે અજીહ્વત્વ છે, એમ સમજવું. ૨ નવ પ્રસૂત સ્ત્રી અને સોળ વરસની યુવતિ તથા જરા વડે જર્જરિત થએલી સો વરસની બુઢ્ઢી એમને જોવા છતાં, મનની જે નિર્વિકારિતા તેનું નામ ષંડકત્વ જાણવું. પંઢ પુરૂષ ત્હેમને જોઇને ક્યાં વિકૃતિ ધારણ કરે છે ? એ પ્રમાણે જે, પુરૂષ હોવા છતાં પણ વિકારશૂન્ય હોય તે ષંઢવત્ છે, અને ત્હેનો જે ભાવ તે ષંડકત્વ.

૩ ભિક્ષાને માટે અને મળ મૂત્ર વિસર્જનને માટે જેનું ગમન યોજનથી અધિક થતું નથી, તે પંગુ અને તેનો ભાવ તે પંગુત્વ કહેવાય છે. પંગુ ક્યાં દૂર જાય છે ?

૪ બેઠા હોય અગર ચાલતા હોય તો પણ સોળ હાથ જમીન છોડીને દૃષ્ટિ ત્હેનાથી વધારે દૂર ઉંચે ના જાય, તેનું નામ અંધત્વ. આંધળો ક્યાં જોઇ શકે છે ? તેજ પ્રમાણે દૃષ્ટિ હોવા છતાં મર્યાદિત સ્થળને વિષે ત્હેની સ્થિતિ રાખે તે અંધ, અને તેનો ભાવ તે અંધત્વ કહેવાય છે.

૫ હિત કારક, મિત, ચિત્તવેધક, શોકનાશક ભાષણ સાંભળવા છતાં કાંઇ પણ ન સાંભળતા હોય તેવા કાન બને તેનું નામ બધિરત્વ જાણવું. બધિર ( બહેરા ) ની પાસે ગમે તેટલું અને ગમે તેવું ભાષણ કરવામાં આવ્યું હશે, તો પણ ત્હેના પર શું પરિણામ થવાનું હતું ? તેજ પ્રમાણે કાન હોવા છતાં પણ સાંભળ્યાની જેના મન પર કાંઈ અસર થતી નથી, તે બધિરવતજ છે. અને ત્હેનો જે ભાવ તે બધિરત્વ છે. ૬ વિષયોના સંનિધાનમાં અને વિષયોનો ભોગ કરવાનું સામર્થ્ય હોવા છતાં પણ ઇન્દ્રિયાદિકોની જે નિર્વિકારતા, એટલે સુપ્ત પુરૂષની માફક નિરન્તર વિષય સમીપ પણ નિશ્ચલતા, તેનું નામ મુગ્ધત્વ છે. કેટલાક પુરૂષોને વિષયોની અનુકૂલતા હોય છે, પરન્તુ ઉપભોગ સામર્થ્ય હોતું નથી; તથા કેટલાક લોકોનામાં ઉપભોગ સામર્થ્ય હોવા છતાં ત્હેમને વિષયોની પ્રાપ્તિ થતી નથી. એટલા માટેજ અંહી ઉપભોગનું સામર્થ્ય અને વિષયોના અનુકૂલતા એ બન્ને ગુણો કહ્યા છે. ઉંઘી ગએલા પુરૂષની આસપાસ સ્ત્રી

રૂપ્યાદિ વિષય હોવા છતાં, તે વખતે તે જેમ નિર્વિકાર રહે છે, તેજ પ્રમાણે જાગૃતિમાં જે મનુષ્ય એ બન્ને ગુણોથી યુક્ત થઈને નિર્વિકાર રહે છે, ત્હેને મૂઢ (મુગ્ધ) કહે છે. તેનો જે ભાવ, તેનું નામ મુગ્ધત્વ. આ પ્રકારના છ ગુણોનો જો બરાબર અભ્યાસ કરવામાં આવે તો વાસનાક્ષય કાયમ રહીને મનનો નિગ્રહ બરાબર થઈ શકે.

અંહી સુધી, સર્વ અનર્થોનું મૂળ મન છે, અને તેનો નિગ્રહ અભ્યાસ તેમજ વૈરાગ્યવડે થાય છે. એ પ્રમાણે ગીતાના વચનથી અને વાસિષ્ઠના ચારે ઉપાયોથી સિદ્ધ કરી બતાવ્યું છે; તથા મહાદેવ પ્રોક્ત યોગ અને જ્ઞાન, એ ચિત્તના નિરોધના બે માર્ગનું પણ પ્રથમ વ્યાખ્યાન કરવામાં આવ્યું છે. ભગવાન્ કૃષ્ણપ્રોક્ત અભ્યાસને માટે મહાદેવપ્રોક્ત યોગમાર્ગ તથા વૈરાગ્યને માટે જ્ઞાન ( આત્માનાત્મ વિવેક ) છે એમ સમજવું. તેજ પ્રમાણે વાસિષ્ઠના ચારે ઉપાય કૃષ્ણ અને શિવ-પ્રોક્ત બન્ને ઉપાયોના અંતર્ગત છે, એમ જાણવું. નામભેદ હોવાથી પરસ્પર વિરોધ છે, એમ સમજવું નહિ. અત્યાર સુધી એકલા મનોનિગ્રહનું પ્રકરણ ભિન્ન ભિન્ન રીતે સમજાવવામાં આવ્યું છે. વિષય એકજ હોવા છતાં, ગણિતમાં જેમ એકજ ઉદાહરણ ભિન્ન ભિન્ન રીતે છોડવવામાં આવે છે, તેજ પ્રમાણે ભિન્ન ભિન્ન શ્લોકો અને દૃષ્ટાન્તોથી સાધારણ લોકોની સમજમાં સુલભતાથી આવે એટલા ખાતર વિસ્તૃત વર્ણન કરેલું છે; આગળ પણ એમજ સમજવું.

આ પ્રમાણે આ પ્રથમ સ્કંધના દ્વિતીય ગુચ્છમાં સંસારકારણ મનનું સ્વરૂપ, તથા તેના નિગ્રહના ઉપાય, વૈરાગ્યાભ્યાસ સ્વરૂપ, મલિન અને શુભ વાસનાનો ભેદ, વિષયવિવેક, ઇત્યાદિ વિષયોનું ઉદાહરણ સહિત વર્ણન કરેલું છે. હવે પછીના દ્વિતીય સ્કંધના પ્રથમ ગુચ્છમાં યોગ અને જ્ઞાનની સિદ્ધિ, જે ભક્તિવડે થઇ શકે છે, તે ભક્તિનું માહાત્મ્ય તથા પ્રકાર રહસ્ય તેમજ ઉદાહરણ સહિત સપ્રમાણ પ્રતિપાદન કરવામાં આવશે.

**इतिश्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंदसरस्वतीशिष्य श्रीदत्तात्रय विरचित श्रीदत्तप्रबोधकल्पद्रुमे प्रथमस्कंधस्य द्वितीयो गुच्छः ॥ १ ॥**

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

॥ इति शिवम् ॥



# પ્રથમ સ્કંધ સમાપ્ત.

આ પુસ્તકનો પ્રથમ સ્કંધ પૃ. ૧ થી ૨૩૨ સુધી સુરત—ખપાટિયા ચકલા
લક્ષ્મીનારાયણની વાડીમાં આવેલા "જૈન વિજય" પ્રી. પ્રેસમાં
મુલચંદ કસનદાસ કાપડીઆએ છાપ્યું.

# અનુક્રમણિકા.

## દ્વિતીય સ્કંધ—પ્રથમ ગુચ્છ.



## દ્વિ૦ સ્કં૦ દ્વિતીય ગુચ્છ.





# શુદ્ધિપત્ર



# દ્વિતીય સ્કંધ.

| પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ | પૃષ્ઠ | પંક્તિ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૧ | ૯ | વશીભૂત | ૨૩ | ૧ | જોવું |
| ૧ | ૧૦ | બતાવવામાં | ૨૩ | ૧૨ | કર્યું |
| ૧ | ૧૩ | સંસૃતિ | ૨૩ | ૧૪ | દ્વરિપાળ |
| ૨ | ૧ | પ્રણિધાન | ૨૪ | ૨ | ત્હેમની |
| ૨ | ૨ | ઇશ્વર | ૨૪ | ૧૦ | ત્હારી સાથે |
| ૨ | ૧૧ | કર્મો કરતાં | ૨૫ | ૪ | અગોચ્ય |
| ૨ | ૨૩ | પ્રાપ્તવ્યની | ૨૬ | ૨૭ | **मैदं-।स्यालस्य** |
| ૫ | ૨૬ | આપણે | ૨૭ | ૧૨ | દેખાડશે |
| ૮ | ૪ | એવો | ૨૭ | ૩૦ | ખોલ્યું |
| ૮ | ૧૫ | **प्रपश्यंति** | ૨૮ | ૧૪ | ભક્તિને |
| ૮ | ૨૯ | **पाताले** | ૩૦ | ૬ | શાંત્યાદિ |
| ૮ | ૩૦ | **गत्वापि** | ૩૦ | ૮ | લૌકિક |
| ૯ | ૧ | કરીને | ૩૦ | ૧૧ | નિરતિશય |
| ૯ | ૩૦ | અનુભવ | ૩૦ | ૨૬ | પ્રકારની |
| ૧૨ | ૨૧ | ભજન | ૩૧ | ૨૯ | ધર્વણાદિ |
| ૧૫ | ૧૯ | ગાયન | ૩૨ | ૧૬ | ભેદન |
| ૧૫ | ૨૦ | શ્રી | ૩૬ | ૧૨ | આકાશને |
| ૧૬ | ૨૦ | પરમાત્માની | ૪૨ | ૧૬ | કર્માનુષ્ઠાન |
| ૧૮ | ૩૧ | સરખી | ૪૮ | ૨૭ | રહ્યા |
| ૧૯ | ૨૩ | વ્રજવાસી | ૪૯ | ૨૭ | શ્રીકૃષ્ણની |
| ૨૦ | ૨૭ | મધના | ૫૧ | ૨૦ | ત્રિવક્રા |

| પૃષ્ઠ | પંકિત | શુદ્ધ | પૃષ્ઠ | પંકિન | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૫૨ | ૮ | આંગળી | ૧૫૭ | ૫ | અનિર્વચનીય |
| ૫૫ | ૮ | અંતઃકરણની | ૧૬૨ | ૩ | તથા |
| ૫૫ | ૧૦ | નિરૂપદ્રવી | ૧૬૩ | ૧ | સૈન્યની |
| ૫૫ | ૧૯ | ભકિત | ૧૬૯ | ૧૮ | ઉઠયા |
| ૫૫ | ૨૮ | કર્મોમાંથી | ૧૭૧ | ૪ | શબ્દશાસ્ત્ર |
| ૬૨ | ૧૩ | ત્હેમનાથી | ૧૭૧ | ૫ | ઉપયોગ |
| ૭૧ | ૩૨ | ધર્મ | ૧૭૧ | ૧૫ | હ્રસ્વ |
| ૭૭ | ૨૯ | कैरवच्छेदे | ૧૭૨ | ૧૩ | बुद्धे |
| ૯૪ | ૧૦ | ભકિતના | ૧૭૨ | ૧૪ | स्यात् |
| ,, | ,, | નવસાધન | ૧૭૫ | ૨૮ | भ्यासेन |
| ૧૧૦ | ૨૦ | કાંટા | ૧૭૭ | ૧૭ | કદાચિત્ |
| ૧૧૭ | ૨૪ | વિષય | ૧૭૭ | ૨૦ | येनेदं |
| ૧૧૯ | ૧૩ | નાયક | ૧૮૩ | ૩ | रुग्णाः |
| ૧૨૨ | ૨૦ | શ્રીમદ્ | ૧૮૩ | ૧૭ | બાલ્યાવસ્થા |
| ૧૨૩ | ૧૫ | શુકદેવ | ૧૮૮ | ૧૩ | સ્ત્રીને |
| ૧૨૫ | ૧ | શુકાચાર્ય | ૧૯૧ | ૫ | સમીપવર્તી |
| ૧૨૫ | ૧ | ભાગવત | ૧૯૨ | ૬ | પ્રકારનું |
| ૧૨૮ | ૧૧ | ભગવાનની | ૧૯૨ | ૯ | ઉચ્ચાર |
| ૧૨૯ | ૧૬ | રમમાણ | ૧૯૩ | ૨૯ | द्विज |
| ૧૨૯ | ૧૮ | સંસારાર્ણવ | ૧૯૫ | ૮ | कचन |
| ૧૩૧ | ૭ | ચાકણુ | ૧૯૭ | ૨૫ | તેમનો |
| ૧૪૫ | ૧ | જે | ૧૯૮ | ૩૨ | મોહિનીએ |
| ૧૪૯ | ૩૧ | ચાલી | ૨૦૬ | ૬ | આત્માનાત્મ |
| ૧૫૦ | ૧ | શ્રીમદ્ | ૨૦૮ | ૩૨ | અગડબંબ |
| ૧૫૦ | ૧૦ | બોલ્યા | ૨૦૯ | ૧૮ | મનુષ્ય |
| ૧૫૦ | ૨૪ | પહેલાંજ | ૨૧૪ | ૨ | છતાં |
| ૧૫૧ | ૩૨ | શ્રવણુ | ૨૧૪ | ૧૮ | કર્યું |
| ૧૫૪ | ૧૯ | ખડ્ગ | ૨૧૫ | ૬ | અક્રૂર |

। तत्सत्प मात्मन नमः ।

# श्रीदत्तप्रबोध कल्पद्रुम.

## દ્વિતીયસ્કંધ—પ્રથમ ગુચ્છ.

### પ્રથમ પુષ્પ.

ॐ नमो भगवते दत्तात्रेयाय.

**ભેદશૂન્ય ભક્તિદ્વારા યોગ અને જ્ઞાન સિદ્ધિ.**

—✻—

**भक्तिमेवाभिवांछंति त्वभ्द्रक्ता: सारवेदिन: ।**
**संसारामयतप्तानां भेषजं भक्तिरेव ते ॥ अ० रा० ॥**

ચિત્તને વશીભૂત કરવા માટે પહેલાં જે યોગ તથા જ્ઞાન એ બે માર્ગ બતાવવામાં આવ્યા છે, તે બન્નેની સિદ્ધિ ભગવદ્ ભક્તિ સિવાય થતી નથી. એટલા માટેજ કહ્યું છે કેઃ—

**પદ. રાગ–હમીર–તાલત્રિતાલા.**

**જયોં લૌં ભક્તિ ન આવે હાત ॥ ધ્રુ ॥ ત્યોં લૌં સંસૃતિ ભય નિઃશેષ માનો કબ હું ન જાત ॥ ૧ ॥ ત્રિવિધ એષણા છોડ હરિ ભજે તો રજતમ મલ શાંત ॥ ૨ ॥ નિર્મળ ચિત્તમેં સ્વાત્મા પ્રગટત જસ શારદ નિશિનાથ ॥ ૩ ॥ સાત્વિક શ્રદ્ધાયુત નિષ્કામ કર્મ કરો દિન રાત ॥ ૪ ॥ દત્તાત્રય ગુરૂપદ સેવત ફિર ધ્યાત અખંડ દિગાત ॥ ૫ ॥**

પતંજલીએ કહ્યું કેઃ—"**समाधिसिद्धिरीश्वरप्रणिधानात्**" જેણે સર્વ કર્મો ને કાયિક, વાચિક, માનસિક સમસ્ત વ્યાપારોને, ઈશ્વર આધીન જાણ્યા છે, અને કોઇપણ કાર્યના ફળ તરફ દ્દષ્ટી રાખી નથી, તથા શારીરિક સુખનું અનુસંધાન નહિ કરતાં, તે સર્વને પરમેશ્વર પ્રત્યે સમર્પણ કરીને, ત્હેના ધ્યાનમાં નિમગ્ન થઇને, એકતાનથી પરમેશ્વરના નામનું ચિંતન

આ પ્રાણિધાન, યા ભક્તિ કરેલી છે, અને તેનાથી પ્રસન્નતા પૂર્વક સન્મુખ થએલો ઈશ્વર જ્યારે અનુગ્રહ કરે છે, ત્યારે યોગીને અત્યંત શીઘ્ર સમાધિનો લાભ, અને સમાધિફલ પ્રાપ્ત થાય છે. એજ આશયથી મહાદેવ પણ કહે છે કેઃ—"**न सिद्ध्यति महायोगी मदीयाराधनं विना ।** " હે પાર્વતિ ! મ્હારી આરાધના કર્યા વગર મહાયોગીને પણ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. વસિષ્ઠજી પણ શ્રી રામચંદ્રજીને કહે છેઃ—**महेशानुग्रहादेव प्राप्तव्यं प्राप्यते नरैः ।** " પરમ પુરૂષ પરમાત્માં મહાદેવના અનુગ્રહ વડેજ મનુષ્યોને પ્રાપ્તવ્ય અર્થની પ્રાપ્તિ થાય છે. મનુષ્ય જન્મને વિષે પ્રાપ્ત કરવા યોગ્ય એકમાત્ર બ્રહ્મજ્ઞાનજ છે, જેનો લાભ મહાદેવની ભકિત વિના થતો નથી. એ સાંભળીને શ્રી રામજીએ કહ્યું કે હે ગુરવર્ય ! પાંડિત્ય, સદાચાર, તપઃકર્માદિ પ્રાક્તન કર્મો વડે પ્રબલ હોવાથી તેમની સહાયતાથી પ્રાપ્તવ્યની પ્રાપ્તિ થાય છે, એમ આપે અગાઉ કહ્યું હતું; તો હવે ઇશ્વરાનુગ્રહની અપેક્ષા હોવાનું કેમ કહો છો ? આનાપર વસિષ્ઠજીએ કહ્યું:—

**नाभिजात्यं न चारित्र्यं न नयो न च विक्रमः ।**
**बलवंति पुराणानि सखे कर्माणि केवलम् ॥**

પ્રાક્તન પુરાતન કર્મો અનંત તેમજ બળવાન છે, અને વર્ત્તમાન કાળમાં થનારો પુરૂષ પ્રયત્ન તેના કરતાં અત્યંત અલ્પ છે. માટે ઇશ્વિરના અનુગ્રહ વગર તેનો જય થઈ શકે નહિ, અને સિદ્ધિ પ્રાપ્ત થાય નહિ. પહેલાં પણ મ્હેં ત્હમને ઇશ્વરની સહાયની અપેક્ષા અંતરમાં રાખીનેજ, અહીં જે સાંપ્રતમાં કરવામાં આવનારો પુરુષ પ્રયત્ન છે, તેના પ્રાબલ્યનું વર્ણન કરી બતાવ્યું છે. ઇશ્વરની સહાયતા રહિત પ્રયત્નનું પ્રાધાન્ય બતાવવામાં આવ્યું નથી. એટલા માટે તું નિઃસંશય સમજ કે, મહેશના અનુગ્રહ વડેજ મનુષ્યોને તે તે પ્રાતવ્યની પ્રાપ્તિ થાય છે. કેવલ સદાચાર, તપ, પાંડિત્ય, નીતિ, વિક્રમ એમના વડે નથી થતી. ઇશ્વરાનુગ્રહ વગર જેમ સમાધિ સિદ્ધ થતી નથી, તેજ પ્રમાણે જ્ઞાનની પ્રાપ્તિ પણ ભક્તિ વિના થતી નથી.

**यथा ज्ञानं विना मुक्तिर्नास्ति युक्तिशतैरपि ।**
**तथा भक्तिं विना ज्ञानं नास्त्युपायशतैरपि ॥**

જે પ્રમાણે મહાવાક્યોપ્તન્ન જીવબ્રહ્મૈક્યવિષયકજ્ઞાન વિના અસંખ્ય યોગ ધારણાદિ યુક્તિઓ વડે મોક્ષ નથી મળતો, તેજ પ્રમાણે ઇશ્વર વિષયક પ્રેમ લક્ષણ વૃત્તિરૂપ ભક્તિ શિવાય કર્મ વગેરે શતાવધિ ઉપાયોથી આત્મબોધ થતો નથી.

જો કે ભક્તિથી આત્મબોધ, અને તેના વડે મુક્તિ આવો સામાન્ય નિયમ કહ્યો છે, તોપણ વસિષ્ઠાદિ મુનીને જ્ઞાની અને નારદાદિને ભક્ત એ પ્રમાણે કહેવામાં આવે છે. ગંગાસ્નાનથી શરીરગત તાપ અને પાપનો નાશ થાય છે, એ વાત પ્રસિદ્ધ છે. તાપની શાન્તિને અર્થે ગંગામાં સ્નાન કરનારા પુરુષનાં પાપ પણ નાશ પામે છે, તથા પાપનો નાશ કરવાના હેતુથી સ્નાન કરનારા પુરુષનો તાપ પણ દૂર થાય છે. પાપ, તાપ, સ્નાન એ ત્રણે કાર્ય બન્નેને સમાન છે, તોપણ તેમાંહેના એકને શૈત્યાર્થી અને બીજાને શુદ્ધયર્થી એવા નામથી લોકો ઓળખે છે. બન્નેની વાસના ભિન્ન ભિન્ન હોવાથી બન્નેનાં નામ જેમ જૂદાં જૂદાં પડયાં, તેજ પ્રમાણે જે વિવેકી પુરુષોએ મુક્તિને માટે ચેતન પરમાત્માનો આશ્રય લીધો છે, તેઓ ભક્તિ સહિત આત્મબોધ પ્રાપ્ત કરીને; મોક્ષને પ્રાપ્ત થયા છે. ત્હેમને જ્ઞાન અને ભક્તિનો સમ અભ્યાસ હોવાથી, લોકમાં તેમજ શાસ્ત્રમાં "જ્ઞાની" એ નામ વડે ત્હેમનું વર્ણન કરેલું છે. તેજ પ્રમાણે જે પુરુષ સંસારમાં દોષ દૃષ્ટિ પ્રાપ્ત થવાથી વિરક્ત થયા છે, પરંતુ જ્ઞાન અને મોક્ષેચ્છા રહિત થઇને કેવળ ભક્તિને ખાતર દુઃખહર્તા હરીનું અવલંબન કરે છે, ત્હેમને હરિભક્તિના પ્રભાવથી રાગાદિમલ નિવૃત્તિપૂર્વક જીવબ્રહ્મૈક્યજ્ઞાન ઉત્પન્ન થાય છે; એવા બોધને પ્રાપ્ત થએલા પુરુષોને પુરાણાદિમાં "ભક્ત" એ નામથી વર્ણવ્યા છે. જ્ઞાની તથા ભક્તને વૈરાગ્ય, ભક્તિ, જીવબ્રહ્મૈક્યવિજ્ઞાન, મોક્ષ ઇત્યાદિ ફળ સમાન છે, તોપણ ભિન્ન વિષયક વાસનાના ભેદથી તે બન્નેનાં નામને પૃથક-પણું પ્રાપ્ત થએલું છે.

**मुक्तिर्मुख्यफलं ह्यस्य भक्तिस्तत्साधनत्वतः ॥**
**भक्तस्य भक्तिर्मुख्यैव मुक्तिः स्यादानुषंगिकी ॥**

જ્ઞાનીને મુકિત મુખ્ય ફળ હોઇ, ઇશ્વર વિષયક પ્રેમવૃત્તિ (ભકિત) એ મોક્ષના સાધનરૂપ હોવાથી ગૌણફળ છે. ભક્તને પ્રેમવૃત્તિ (ભક્તિ) મુખ્ય ફળ અને મુક્તિ આનુષંગિક (ભક્તિની પાછળ થનારૂં ગૌણ) ફળ છે. કાર્ય કારણા-તીત, પરમાનંદ સ્વરૂપ, સર્વ દુઃખહર્તા, પરમેશ્વરની પ્રેમલક્ષણા વૃત્તિને પુરઃસર કરીને સનક સનંદનાદિ અને વ્યાસ વસિષ્ઠાદિ તથા નંદી, સ્કન્દ, શુક ઇત્યાદિ, જીવન્મુક્તિના સુખથી પણ ભક્તિ સુખને અધિક ગણીને, તેનો અનુભવ કરે છે.

આનાપર શંકા ઊઠશે કે ભક્તિ દ્વૈતમિશ્રિત હોવાથી, 'વિષમિશ્રિત અન્નના વિષત્વની માફક' દુઃખરૂપ હોવા છતાં, તેને સુખરૂપત્વ શી રીતે હોઇ શકે ? દ્વૈત વિના ભજન શી રીતે થઈ શકે ? શ્રુતીમાં પણ કહ્યું છે

કે, "**यो वै भूमा तत्सुखं नाल्पे सुखमस्ति.**" જે વસ્તું દેશ કાલાદિ ત્રિવિધ પરિચ્છેદ શૂન્ય સર્વવ્યાપક છે, તેનુંજ સુખરૂપ ભૂમા શબ્દવડે કથન કરેલું છે. તેનાથી ભિન્ન અખિલ પદાર્થ દુઃખરૂપ છે. પુરૂષ પોતાથી ભિન્ન જેને જુએ છે, સાંભળે છે તથા સમજે છે, તે પદાર્થ અલ્પ, હોઇ દુઃખરૂપ થઇ પડે છે.

"**द्वितीयाद्वै भयं भवति.**" (આત્મભિન્ન દ્વિતીય વસ્તુથી ભય નીપજે છે) એ શ્રુતિપ્રસિદ્ધ છે. તો પછી ત્હમે એમ કેમ શ્રુતિ વિરૂદ્ધ કહો છો કે ભક્તિને વિષે (સેવ્યસેવક, ભજ્ય ભજક દ્વૈતમાં) અત્યંત સુખ છે? એના સમાધાનમાં કહેવામાં આવે છે કે, જીવબ્રહ્મૈક્યજ્ઞાન થતાં પહેલાં દ્વૈત મોહ ઉત્પન્ન કરે છે, પરંતુ બોધ પ્રાપ્તિના પછી સ્વેચ્છાથી ભક્તિ કરવા ખાતર કલ્પના વડે કરવામાં આવેલા દ્વૈતમાં સામાન્ય એકરૂપ સુખના કરતાં પણ આનંદ દ્વિગુણિત થએલો હોવાથી, એ દ્વૈત અત્યંત સુંદર અને શ્રેષ્ઠ છે. જુઓ ભાગવત પ્રથમ સ્કન્ધ.

**आत्मारामाश्च मुनयो निर्ग्रंथा अप्युरुक्रमे ।**
**कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरिः ॥**

સચ્ચિદાનંદ ઘન આત્માને વિષે જેઓ સદા ક્રીડા કરે છે તથા ક્રોધ, મમતા, અહંકાર ઇત્યાદિ ગ્રંથિ (વિકાર) જેમના અન્તઃકરણમાંથી નષ્ટ થયા છે, એવા જેઓ મનનશીલ મુનિઓ છે, તેઓ પણ પરમાત્માની નિષ્કામ (શ્રવણકીર્તનાદિ નવલક્ષણ) ભક્તિ કરે છે. આનાપર એમ ન કહેવું કે, "**प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्तते.**" (મૂઢ પણ પ્રયોજન વગર કોઈ કાર્ય કરવા સારૂ પ્રવૃત્ત થતો નથી) એ ન્યાયથી, ફલકામના શૂન્ય અને પરમાનંદાનુભવી મુનિઓની ક્રિયારૂપ ભક્તિને વિષે પ્રવૃત્તિ શી રીતે થઈ શકે? કેમકે, અખિલ દુઃખનાશક હરિ એવા છે કે, જેમના ગુણ નિરપેક્ષ પુરૂષોને પણ ત્હેમના સ્વરૂપને વિષે પ્રવર્તાવે છે. હવે પૂર્વોક્ત ભક્તિને માટે કલ્પિત દ્વૈતનું સુખાતિશય દેખાડવામાં આવે છે.

જીવબ્રહ્મૈક્યલક્ષણ આનંદની પ્રાપ્તિ થઇ, છતાં જે જીવ ભક્તિને માટે પરમાત્માનું દ્વૈત સ્વીકારે છે તે તો પરસ્પર પ્રેમયુક્ત દંપતીના પૃથક્પણાની માફક અમૃત સમાન છે. જેમ જાયા અંતરમાં પતિપ્રેમયુક્ત બને છે, તોપણ લૌકિક વ્યવહારથી લજ્જીત થઇને ભિન્ન રહે છે, અને ચમત્કાર વતી થઇને પતિને વિષે નિત્ય આનંદની વૃદ્ધિ કરે છે. તેજ પ્રમાણે જીવબ્રહ્મૈક્ય તાત્વિક સ્વીકારીને ભજન નિમિત્ત દ્વૈત (સેવ્યસેવક ભાવલક્ષણ) અંગિકાર કરવામાં આવ્યું હોય તો, તે ભક્તિ શતાવધિ મુક્તિ ના કરતાં

અધિક આનંદ ઉપજાવે છે. પ્રિયપત્ની પ્રિયતમના હૃદયમાં પ્રેમરીતિથી ભલે ક્રીડા કરે, અથવા ત્હેના ચરણકમલની સેવા કરે, પરંતુ બંન્નેમાં સુખ તો સમાનજ રહે છે. તેજ પ્રમાણે તત્વજ્ઞાની નિર્વિકલ્પ (નામરૂપ જાત્યાદિ વિકલ્પ જેમાં નિવૃત્ત થાય છે તે) સમાધિને વિષે રમણ કરે, અગર ભક્તિના પ્રકારમાં વિહાર કરે, તો પણ ઉભયત્ર સુખ સમાનજ છે, એમ નક્કી સમજવું. એથી કરીને બુદ્ધિમાન્ પુરૂષે સેવ્યસેવકાદિલક્ષણભેદ ગલિત થયો હોય તો પણ શ્રવણાદિ નવલક્ષણલક્ષિત ભક્તિ સહિત પ્રેમ વડે પરમાત્માનું ભજન ધ્યાનાદિ કરવું ઉચિત છે- ચતુર બુદ્ધિશાળી સ્ત્રી જો કે પોતાના હૃદય વડે પતિની સાથે એક થએલી હોય છે, તે છતાં લુગડાંના છેડાથી તેમને અંતરિત કરીને પતિના સામું જુએ છે; તે વગર એને સુખ થતું નથી. તેજ પ્રમાણે શ્રવણાદિ ભક્તિ વગર કેવળ સમાધિમાં સુખ નથી હોતું. મધુસૂદન સરસ્વતી સ્વામીજીએ ભક્તિ રસાયનમાં આ પ્રમાણે વર્ણન કર્યું છે કે:—

> **योगे नास्ति गतिर्न निर्गुणविधौ संभावना दुर्गमे ।**
> **नित्यं नीरसया धिया परिहृते क्रे पैहिकामुष्मिके ।**
> **गोपः कोऽपि सखाकृतः स तु ननानांगनासंगवा- ।**
> **नस्माकं पदमर्थयंति मुनयश्चित्रं किमस्मात्परम् ॥**

ચિત્ત નિરોધરૂપ અષ્ટાંગ યોગમાં મ્હારો પ્રચાર નથી; નિશ્ચયજ્ઞાનની પ્રાપ્તિ જેમાં દુર્લભ છે, એવા નિર્ગુણ બ્રહ્મપ્રતિપાદક વેદાન્તને વિષે મ્હારી ગતિ નથી; તથા ઐહિક પારલૌકિક વિષય જન્ય સુખમાં બુદ્ધિને નીરસતા લાગતી હોવાથી, મ્હેં કોઈ અનિર્વચનીય, નાનાપ્રકારની સ્ત્રીઓના સંગી એવા જે ગોપાળ (ગોવાળીઆ) છે, ત્હેમની સાથે મૈત્રી સંપાદન કરી છે. આનાપર કોઈ એમ પણ કહેશે કે, ગોપાળની સંગતિથીજ બુદ્ધિભ્રંશ થઇને અધ:પાત થાય છે, તો પછી અનેક સ્ત્રીઓનો સંગ કરનારાની મૈત્રીથી થાય, એમાં તો કશું કહેવા જેવુંજ રહેતું નથી. એના સમાધાનમાં આ પ્રમાણે સમજવાનું છે કે, પૂર્વોક્ત સ્ત્રીસંગી ગોપાલના મિત્ર જે આપણા થયા છીએ, તે આપણા પ્રેમાનંદસ્થિતિરૂપ અધિકારની પ્રાપ્તિ પોતાને થાય, એવી મુનિઓ સુદ્ધાં પ્રાર્થના કરે છે. એનાથી અધિક આશ્ચર્ય બીજું શું હોઈ સકે ? નહીંજ. ભૂમાનંદરૂપ સાકાર કૃષ્ણનાં બાહય ધ્યાનાર્ચનાદિ કરનારા હમારા શરીર ઉપર રોમાંચ ચમત્કૃતિ જણાય છે, મન પણ પ્રેમલક્ષણ વૃત્તિ વડે આનંદ સમૃદ્ધ થયું છે, પ્રેમાશ્રુથી

પૂર્ણ નેત્રમુખને સુશોભિત કરે છે, સર્ગ્દ્ (અવ્યકતાક્ષર) વાણી પણ કંઠનો અવરોધ કરે છે, એવા લક્ષણ સંપન્ન જે અમે, તેમને અન્ય વિષયનો અંગિકાર કરવાને માટે ક્ષણ માત્રની પણ ફુરસદ મળતી નથી, તે છતાં સાયુજ્યાદિ ચતુર્વિધ મુક્તિ "જીવ બ્રહ્મૈક્ય લક્ષણ મોક્ષ હેતુ" ભક્તિનાદ્વારમાં દાસ્ય કરવાને ચંચલ થાય છે. એથી કરીને પ્રપંચ નિવૃત્તિ થવાથી હમારે મુક્તિની શી જરૂર છે? સારાંશઃ—

**लवणेन यथा हीनं भोजनं न रसावहम् ।**
**तथा भक्तिं विना सर्वाः सत्क्रिया निष्फलेरिता ॥**

લવણ વિના ભોજન રસદાયક થતું નથી, તેજ પ્રમાણે હરિની ભક્તિ વગર જપ તપાદિ જે અખિલ ક્રિયા તે રસ દાયક થતી નથી '**रसो वै सः**' એ શ્રુતિમાં પરમાત્મા આનંદરસરૂપ છે એમ કહ્યું છે, તે પરથી રસદાયક એટલે 'પરમાત્મપ્રદ' ભકિતશૂન્ય ક્રિયા હોતી નથી, એમ સમજવું. આ કથનથી એ સિદ્ધ થયું કે, યોગ તથા જ્ઞાનની ઇચ્છા કરનારા પુરૂષે હરિ ભકિત અવસ્ય કરવી જોઇએ. એનાપર એક દૃષ્ટાન્ત આપવામાં આવે છે.

એક વખત શ્રી કૃષ્ણ ભગવાનને સોળ હજાર એકસોને આઠ સ્ત્રીઓએ પૂછયું કે, 'હમે ત્હમને કેવી રીતે પ્રિય છીએ?' ત્યારે શ્રી કૃષ્ણે એકને ખાંડના જેવી, બીજીને ગોળ સદૃશ, ત્રીજીને બરફી મુજબ, ચોથીને લાડુની માફક, કોઇને દહીં, દૂધ, દ્રાક્ષ, માખણ, મુરબ્બો, શેરડી વગેરે સમાન, જેવી જેની યોગ્યતા હતી તે પ્રમાણે ઉપમા આપીને કહ્યું. બધાંના પછી મુખ્ય રાણી રૂક્મિણીજીએ પૂછયું, 'હે ભગવન! હું આપને કેવી રીતે પ્રિય છું?' સાંભળતાં વારને દેવ બોલી ઉઠયાઃ—"તું તો મ્હને લવણના સમાન પ્રિય છે." એવું સાંભળીને ત્હેનું મુખ મ્લાન થઇ ગયું, અને મનમાં ઓછું પણ આવ્યું. આવું જોઇને સત્યભામાદિ ત્હેની શોકયો કહેવા લાગી કેઃ—"હે રૂક્મિણી! ત્હમને તો ઉપમાં અમૃતની આપવી જોઇતી હતી, પરંતુ અગસ્તિ બ્રાહ્મણના મૂત્રથી ઉદ્ભૂત એવો જે સમુદ્ર અને તેનો મલ જે લવણ તેની ઉપમાં આપવામાં આવી છે. આવું સાંભળીને તે બહુ ક્રોધાયમાન થઇ ગઇ અને ખાનપાન વગેરે સઘળું ત્હેણે છોડી દીધું.

આ વાત જ્યારે ત્હેમની સાસુ દેવકીને કાને ગઇ, ત્યારે ત્હેણે ત્હેમને સમજણ પાડવા સારૂ એક યુકિત રચી. એક દિવસ સત્યભામાદિ અષ્ટ નાયિકા સમેત સર્વ સ્ત્રીઓને પોતાને મંદિર ભોજનને માટે નિમંત્રણ કર્યું. નાના પ્રકારનાં પકવાન્ન તથા શાકભાજી, ચટણી, રાયતાં વગેરે પદાર્થ તૈયાર કરી, પાત્ર પીરસીને વહુઓને જમવા બેસાડી. કોઇપણ પદાર્થમાં

લવણ (મીઠું) નાંખ્યું ન હતું. સર્વ સ્ત્રીઓ બધી વાનીઓ ચાખી જુએ છે તો કોઇમાં પણ મીઠું જણાતું નથી. ત્યારે તેઓ "મીઠું લાવો, મીઠું લાવો" એમ બૂમ પાડવા લાગી. દેવકીએ કહ્યું:—"આજે મીઠું કોઇએ ન માંગવું. ખાંડ, ગોળ, બરફી, પેંડા જલેબી, લાડૂ શ્રીખંડ, બાસુંદી વગેરે ચાહે તે માંગો." ત્યારે બધીય બોલી ઉઠી:—"મીઠું હોય તોજ આ અન્ન સ્વાદિષ્ટ લાગે, તે વિના ફીકું લાગે છે. ચાહે તેટલા મૃષ્ટ પદાર્થ હોય, પરંતુ લવણ વિના તેઓ બધા વ્યર્થ છે" તે સાંભળી સાસુ દેવકી બોલી:—"હે સ્ત્રીઓ! હવે આમ કેમ બોલો છો? રૂક્મિણીને શ્રી કૃષ્ણે લવણની ઉપમા આપી, તે વખતે ત્હમે બધીઓ એને ચીડવતી હતી અને હવે તેજ લવણને સઘળા પદાર્થોમાં શ્રેષ્ટ તથા રસદાયક કેમ કહો છો?" એ સાંભળી બધીય ચૂપ થઇ ગઇ, અને રૂક્મિણીને બરાબર સમજાયું કે સઘળામાં લવણ અત્યુત્તમ હોવાથીજ મ્હને તેની ઉપમા આપવામાં આવી હતી, પરંતુ હુંજ તે સમજી નહિ ને નાહક રીસાઈ. સારાંશ કે, લવણ વિના રસોઈ જેમ નિઃસત્વ છે તેજ પ્રમાણે ભકિત વગર સર્વ ક્રિયા નિઃસત્વ તથા નિષ્ફળ નીવડે છે. એટલા માટેજ શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

तपंतु तापैर्निपतंतु पर्वतादटंतु तीर्थानि पठंतु चागमान्।
यजंतु यागैर्विवदंतु वादैर्हरिं विना नैव मृतिं तरंति॥

કોઇ પુરૂષ અગ્ન્યાદિ અનેક તાપો વડે ચિરકાલ ઉગ્ર તપ કરે અથવા અત્યંત ઉચ્ચ પર્વત ઉપરથી નીચે પડે, અગર પ્રયાગ પુષ્કરાદિ અનેક તીર્થોમાં જઇને વિધિપૂર્વક સ્નાનદાનાદિ કર્મ કરે, કિંવા ન્યાય, મીમાંસા, વેદાંતાદિ અનેક શાસ્ત્રોનું નિરંતર અધ્યયન પણ કરે, અથવા અશ્વમેધાદિ અનેક યજ્ઞો કરીને વિધ્યુકત યજન કરે તેમજ વાદવિવાદ પણ કેમ ન કરે! પરંતુ હરિ વગર જન્મમરણરૂપ સંસાર સમુદ્રને તે તરી શકશે નહિ; એટલે મોક્ષની પ્રાપ્તિ તેને થશે નહિ. અર્થાત્ ભક્તિપૂર્વક આરાધન વડે પ્રસન્ન થએલા હરિજ જ્ઞાનપ્રદાનદ્વારા સંસાર બંધનમાંથી છૂટકો કરી શકે છે. ગ્રંથકાર કહે છે કેઃ—

धुनोति निबिडं तमः परिलुनाति पापाटवीम्।
तनोति च [illegible]नोति मानोत्सवान्।
भनक्ति च पुनः पुनर्मनु मनः सुधानि[illegible]—।
र्व्यनक्ति परिपक्वि[illegible] [illegible]रीयामक्तिः शुभम्॥

વૃષગિરીશ ભક્તિના બે અર્થ છે. એક વૃષગિરિશ એટલે વેંકટાચલ નિવાસી શ્રીનિવાસ, જેને બાલાજી કહે છે. તે જે પહાડ ઉપર છે તેને વેંકટગિરિ અગર શેષાચલ પણ કહે છે. બીજો અર્થ વૃષગિરીશ એટલે મહાદેવ. વૃષના સમાન શુભ્ર એવી જે ગિરિ અર્થાત્ રૌપ્યમય કૈલાસ તેના સ્વામી શ્રી શંકર, એ પ્રમાણે સમજવો. એ બેમાંથી ગમે તે કોઈની પણ ભક્તિ કરવામાં આવે તો તે નિબિડતમ (વિપુલઅજ્ઞાન) નો નાશ કરે છે. જે પ્રમાણે કુઠાર વનને કાપી નાંખે છે, તે પ્રમાણે પાપ સમૂહનો નાશ કરી દે છે. મનોરથને પૂર્ણ કરી દે છે. તથા અનેકવિધ આનંદોની વૃદ્ધિ કરે છે. વારંવાર મનને અમૃત પ્રવાહની સાથે સંયુક્ત કરે છે યાને ઇશભક્તિ વડે સ્વર્ગપ્રાપ્તિ, નંદન વનવિહાર, વિમાનારોહણ, અમૃતપાન વગેરે લાભ થાય છે. સારાંશ કે શુભ ફલ સંપાદન કરી દે છે. એથી કરીને મનુષ્યે અભ્યુદય, નિઃશ્રેયસ પ્રાપ્ત્યર્થ શંકર અગર વિષ્ણુ એમાંથી પોતાની રૂચિ અનુસાર ગમે તે એકની ભક્તિ કરવી. પરંતુ એ બન્નેમાં ભેદભાવ રાખવો નહિ. ભવિષ્ય પુરાણમાં મહાદેવજી કહે છે કેઃ—

**विष्णोरन्यं प्रपश्यंति ये मां ब्रह्माणमेव च ।**
**कुतर्कमतयो मूढाः पच्यंते नरकेष्वधः ॥**

જે પુરૂષો મ્હને અથવા બ્રહ્મદેવને વિષ્ણુથી ભિન્ન જુએ છે, તેઓ કુતર્ક બુદ્ધિયુક્ત મૂઢ હોઈ નિરંતર નરકને વિષે સડયાં કરે છે અને ઉત્તરોત્તર અધોગતિને પ્રાપ્ત થાય છે. એટલા માટે બુદ્ધિમાન પુરૂષે પ્રથમ ભેદબુદ્ધિ છોડીને પછીથી જે દેવતામાં પોતાની વિશેષ શ્રદ્ધા હોય તે એક દેવતાનુંજ ભજન કરવું. એટલુંજ નહિ પરન્તુ—

**शिवे च भक्तिर्बहुला यदि स्यात्तदा शिवत्वेन भजेन्मुरिं हि ।**
**हरौ च भक्तिर्बहुला यदि स्यात्तदा हरित्वेन भजेच्छिवं हि ॥**

જે મનુષ્યની મહાદેવને વિષે અધિક ભક્તિ હોય ત્હેણે શિવત્વથી વિષ્ણુનું ભજન કરવું અર્થાત્ વિષ્ણુને મહાદેવરૂપ જાણીને ભક્તિ કરવી. અને જો વિષ્ણુમાં અધિક ભક્તિ હોય તો વિષ્ણુત્વથી શંકરનું ભજન કરવું. એમ કર્યાથી ત્હેમની શીઘ્ર પ્રસન્નતા થશે. ભેદબુદ્ધિવાળા પુરૂષોને કોઈપણ સ્થળે નિર્ભયતાની પ્રાપ્તિ થતી નથી.

**पातले भूतले स्वर्गे कैलासे वाब्जजाल्ये ।**
**गत्वापि भेदविन्मूढो नाभयंलभते क्वचित् ॥**

ભેદ બુદ્ધિવાળો મૂઢ પુરૂષ, બલિરાજાનું નિવાસ સ્થાન જે પાતાળ છે ત્યાં કદાચ કાંઈ પ્રયત્નથી ગમન કરશે, અથવા પૃથ્વીપર વિચરશે કિંવા

દેવતાની નિવાસભૂમિ સ્વર્ગને વિષે યજ્ઞાદિ શુભ કર્મો કરીને ભલે ગમન કરે અગર વૈકુંઠાદિકમાં જાય, તોપણ ત્હેને અભય (બ્રહ્મ) પદની પ્રાપ્તિ કદાપણ થશે નહિ. ભેદ બુદ્ધિ બે પ્રકારની. એક શિવ તથા વિષ્ણુ ભિન્ન છે એવી બન્નેમાં ભેદબુદ્ધિ અને હું તથા પરમાત્મા એ બન્ને એકબીજાથી ભિન્ન છીએ એવી બીજી ભેદબુદ્ધિ. એ બન્ને તરેહની ભેદબુદ્ધિ તજીને શિવ અગર વિષ્ણુની ભક્તિ કરવી ઉચિત છે. તોજ અભયપદની પ્રાપ્તિ નિઃસંશય થશે. વાસિષ્ઠના ઉપશમ પ્રકરણમાં પ્રહલાદ ચરિત્રમાં કહ્યું છે કેઃ—

**अविष्णुः पूजयन्विष्णुं न पूजा फलभाग् भवेत ।**
**विष्णुर्भूत्वा यजेद्विष्णुमयं विष्णुरहं स्थितः ॥**
**आत्मा नारायणश्चैव न भिन्नस्तिलतैलवत् ।**
**तथैव शौक्ल्यपटवत्कुसुमामोदवत्तथा ॥**
**यो हि विष्णुः स एवात्मा यो ह्यात्माऽसौ जनार्दनः ।**
**विष्ण्वात्मशब्दौ पर्यायौ यथा विटपिपादपौ ॥**

જે પુરૂપ પોતાને વિષ્ણુરૂપ જાણ્યા વગર વિષ્ણુનું પૂજન કરે છે, ત્હેને તે પૂજનનું ફલ પ્રાપ્ત થતું નથી. એથી કરીને હું વિષ્ણુરૂપજ સ્થિત છું, એ પ્રમાણે પોતાને વિષ્ણુરૂપ સમજીને વિષ્ણુનું પૂજન કરવું ઉચિત છે. આત્મા અને નારાયણ એ બન્ને જૂદા નથી પરંતુ એકજ છે. જેમ તલમાં તેલ રહે છે, તે જો કે બહાર કાઢવામાં આવ્યું હોય તો પણ ભિન્ન ગણાતું નથી તેજ પ્રમાણે આત્મા અને વિષ્ણુનો અભેદ જાણવો. આ દૃષ્ટાંતથી વિકારિત્વ પ્રાપ્ત થાય છે, એવી કોઇ શંકા કરે માટે દૃષ્ટાંતર કહે છે. જે પ્રમાણે વસ્ત્રનું શ્વેતપણું અથવા પુષ્પોનો સાર સુગંધ કહેવાય છે તે પ્રમાણે જીવોનો પરમાર્થ સાર વિષ્ણુ છે એવો અભેદ જાણવો. જે વિષ્ણુ તેજ આત્મા, અને જે આત્મા તેજ જનાર્દન વિષ્ણુ છે એમ સમજવું. વિષ્ણુ અને આત્મા એ બન્ને શબ્દ, જેમ વિટપિ અને પાદપ વૃક્ષ પર્યાયવાચિ છે તેવાજ પર્યાયાત્મક છે. વિષ્ણુ પુરાણમાં પણ કહ્યું છે કેઃ—

**अहं हरिः सर्वमिदं जनार्दनो नान्यत्ततः कारणकार्यजातम् ।**
**ई[illegible]मना यस्य न तस्य भूयो भवोद्भवा [illegible] भवंति ॥**

હું હરિ સ્વરૂપ છું તથા આ સર્વ ચરાચર જનાર્દનરૂપ હુંજ છું, એનાથી બીજું કોઈ કારણ અગર કાર્ય નથી. એવો જે પુરૂપના મનને અનુભવ થયો હશે, ત્હેને ફરી કદી સંસારોત્પન્ન દ્વંદ્વરોગોની પીડા થશે નહિ. એટલા માટે અભયપદની પ્રાપ્તિને અર્થે ચિત્તને જે વૃત્તિરહીત કરીને વશીભૂત કરવાનું છે તેને માટે ચાહે તો યોગ અગર જ્ઞાનનો આશ્રય કરવામાં

આવે, પરંતુ તે બન્નેની સિદ્ધિ પરમેશભક્તિ વગર નથી; તે પરમાત્મભક્તિ, પોતાની જાત અને પરમાત્મા એ બન્નેના અભેદ વડે તથા શિવ અને વિષ્ણુ એમના ભેદ રાહિત્યથી કરવી જોઇએ, એટલું સિદ્ધ થયું. (શિવ વિષ્ણુના અભેદનું આગળ એકાદ ગુચ્છમાં વિસ્તૃત વર્ણન થશે. અહીં સંક્ષેપમાં કહેલું છે.)

એનું ઉદાહરણ જોશો તો કલિકાળમાં અનેક ભક્તો થઈ ગયા છે, જેમાં સૌરાષ્ટ્ર દેશમાં જૂનાગઢમાં નરસિંહ મહેતા નામે ભક્ત થઇ ગયો. એમણે પરમાત્મા શંકર તથા વિષ્ણુમાં ભેદભાવ જોયો નહતો અને અખંડ દઢ ભક્તિવડે ત્હેમની કૃપા સંપાદન કરી હતી. એ વૃત્તાન્ત પ્રસિદ્ધ હોવા છતાં પ્રસંગોપાત્ત અહીં તેનું કિંચિત્ વર્ણન આપવામાં આવે છે.

નરસિંહ મહેતાની બાલપણથીજ પરમાત્મા અને ત્હેમના ભક્ત સાધુ સંતોને વિષે પ્રીતિ હતી. એક દિવસ, બાળકોની સાથે રમતાં રમતાં ત્હેમને થાક લાગ્યો અને તરશ લાગવાથી ઘેર આવીને ભાભીની પાસે પીવાને માટે પાણી ત્હેમણે માંગ્યું. તે વખતે ભાભીએ ત્હેમની ઘણી નિન્દા કરી, અને પાણી આપ્યું નહિ. બસ ! એજ કારણ ત્હેમના વૈરાગ્યને માટે હેતુ ભૂત થયું. નરસિંહ મહેતા ઉદાસ થઇ ગયા, અને તેજ ક્ષણે ઘરમાંથી નીકળી નાઠા અને સમુદ્ર કિનારે મહાદેવના સ્થાનમાં આવીને સાત દિવસ નિરાહાર તપ કર્યું. જે પ્રમાણે પૂર્વે વ્યાઘ્રપાદ ઋષિના પુત્ર ઉપમન્યુએ શંકરનું આરાધન કર્યુ હતું, અથવા ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવે પાંચ વરસની ઉમ્મરમાં ભગવાન્ શ્રી વિષ્ણુનું આરાધન કર્યું હતું, તેજ પ્રમાણે એકાગ્ર અન્તઃકરણથી અને અચલનિષ્ઠાથી નરસિંહ મહેતાએ શ્રી શંકરની ઉપાસના કરી. ભાભીના વચનથી તેઓ ઉદાસ થઇ ગયા હતા તેજ પ્રમાણે હવે તેઓ સાચા * ઉ (શંકર) ના દાસ થઈ ગયા. પરમાત્માની નિરતિશય પ્રીતિરૂપ ભક્તિ વગર કેવળ ઉદાસ થઇને મનુષ્ય બેસે તો તેનો શો ઉપયોગ ? પરંતુ નરસિંહ મહેતા તો એવા ઉના (શંકરના) દાસ બની ગયા હતા કે ત્હેમણે પણ લીધું કે "જો શંકર દર્શન નહિ દે તો મ્હારા શરીરનું ત્હેમને બલિદાન આપીશ." ત્યારે મહાદેવ વિચારમાં પડયા અને મનમાં કહેવા લાગ્યા કે મ્હારા કેટલાક ભક્ત ગંધમાલ્ય ધૂપદીપાદિ ષોડશોપચારથી પૂજન કરે છે, કેટલાક ગંગાદિક કાવડમાં લાવી મ્હને અર્પણ કરે છે, કોઈ લક્ષ બિલ્વપત્ર ચઢાવે છે, કોઈ રત્નાદિક પણ સમર્પણ કરે છે,

* "उकार. शंकर: प्रोक्त:" એકાક્ષરીકોશમાં ઉકારને શંકર વાચક કહ્યો છે.

તથા કેટલાક લક્ષાવધિ રૂપીયા ખર્ચીને મંદિરાદિ બંધાવે છે, પરંતુ એ બધામાં શરીર લોભ હોય છે; અને આ નરસિંહ તો શરીરનો અહંમમ ભાવ છોડીને નિરાહારી થઇ આજ સાત દિવસથી પૂજન, ધ્યાન, જપાદિ કરી રહ્યો છે. તથા હું જો દર્શન ન દઉં તો મ્હારા ચરણ ઉપર શરીર છોડવાનો એણે નિશ્ચય કર્યો છે. હવે જો કદાચિત્ પ્રગટ થઇને એની કામના હું પૂર્ણ નહિ કરૂં તો તે પણ ઠીક ગણાશે નહિ. આવો વિચાર કરી શ્રી શંકર ત્હેમના ઉપર અનુગ્રહ કરવાને ખાતર પ્રકટ થયા અને "વરંબ્રૂહિ" એ પ્રમાણે કહ્યું. નરસિંહે શંકરનું દિવ્ય સ્વરૂપ દીઠું ને પોતાને ધન્યભાગ્ય માની, ઝટ ઉભાથઇને ત્હેમને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા.

**चन्[illegible]ाननार्धदेहाय चंद्रांशु[illegible]सितमूर्तये ।**
**चन्द्रार्कानलनेत्राय चन्द्रार्धशिरसे नमः ॥**

હે અર્દ્ધનારી નટેશ્વર ! હે કર્પુરગૌર ! હે ત્રિનેત્ર ! હે ચંદ્રાર્ધમૌલી ! હું આપને નમસ્કાર કરૂં છું. શંકરે ત્હેમને આશીર્વાદ આપીને દઢ આલિંગન દીધું અને શું ઇચ્છા છે તે જણાવવા કહ્યું. ત્યારે નરસિંહે કહ્યું:—"હું અજ્ઞાની હોવાથી મ્હારૂં શેમાં હિત છે અને શેમાં અહિત છે તે હું જાણતો નથી. એથી કરીને જે વસ્તુ આપને અત્યંત પ્રિય હોય તે મ્હને આપો, અને કલ્યાણ કરો " મહાદેવે કહ્યું:—"પહેલાં દ્વાપર યુગમાં શ્રીકૃષ્ણે પ્રગટ થઇને જે રાસ લીલા કરી હતી તેજ મ્હને અત્યંત પ્રિય છે." નરસિંહે કહ્યું:—"ભલે ! તેજ મ્હને બતાવો." પછી મહાદેવે ત્હેની કામના પૂરી કરવા ખાતર અને પોતાનું વચન સત્ય કરવા સારૂ ક્ષણમાત્રમાં ત્હેને યોગ સામર્થ્યથી વૃંદારણ્યમાં જ્યાં શ્રીકૃષ્ણ રાસલીલા નિત્ય કરતા હતા, ત્યાં આગળ મૂકી દીધા. ત્યાં જતાંવારને નરસિંહે ભગવાન્ શ્રીકૃષ્ણની મૂર્તિ જોઈ, અને પ્રણામ કર્યા.

**[illegible] यस्य भवंति भृंगा मंदाकिनी यन्मकरंदबिन्दुः ॥**
**तवारविन्दाक्ष पदारविंदं वन्दे चतुर्वर्गचतुष्पथं तत ॥**

હે કમલનયન ! નિખિલદેવ જેની સેવા કરવાને માટે ભ્રમરવત્ આસક્ત થાય છે અને ગંગા જેના મકરંદ સ્થાનભૂત છે, તથા ધર્માદિ ચતુર્વિધ પુરૂષાર્થનું જ્યાં આગળ પર્યવસાન થાય છે, એવા આપના ચરણ કમળને હું વંદુ છું. જે પ્રમાણે પાંડવોની સ્ત્રી દ્રૌપદીને કૌરવાદિકોએ સભામાં આણીને ત્હેની વિટંબના કરી તે પ્રમાણે ઉગ્ર જે કામ ક્રોધાદિ વિકાર છે, તેઓ મ્હારી બુદ્ધિની વિટંબના કરે છે, તથા ધર્મન્યાયથી તેને ભ્રષ્ટ કરીને

પોતાને વશ કરવા ચાહે છે. તો જે પ્રમાણે સાધ્વી દ્રૌપદીનું આપે સંરક્ષણ કીધું તે પ્રમાણે મ્હારી બુદ્ધિપર આપ દયા કરીને એ દુષ્ટોના ત્રાસમાંથી છોડાવો અને આપની પાસે રાખી લ્યો. આવું સાંભળીને શ્રીકૃષ્ણે મહાદેવને પૂછયું કે "આ કોણ આપની સાથે આજે નવિન આવ્યો છે ?" શંકરે કહ્યું:—એ જૂનાગઢનો રહેવાશી છે અને નરસિંહ મહેતા એનું નામ છે, તથા નાગરની જ્ઞાતિમાં એનો જન્મ થયો છે. મ્હારૂં તપ કરવાથી મ્હેં પ્રસન્ન થઇને એને કહ્યું કે જે ત્હને અભિષ્ટ હોય તે માંગી લે. ત્યારે એણે કહ્યું કે જે પદાર્થ ત્હમને અત્યંત પ્રિય હોય, તે મ્હને આપો. એટલા માટે હું એને મ્હારી સાથે અહીં લઈ આવ્યો છું. કેમકે, આપ શિવાય બીજુ શું મ્હને પ્રિય છે ? આપની રાસલીલા નિખિલ ચરિત્રોમાં મ્હને અધિક પ્રિય છે, એથી એ એને દેખાડવાનો મ્હારો હેતુ છે. પછી પરબ્રહ્મસ્વરૂપ પરમાત્માએ નરસિંહના હાથમાં દીવી આપી, અને રાસલીલા જોવાનું કહ્યું. ત્યાં અંધારૂં હતું તેથી પરમાત્માએ દીવી આપી હતી, એમ નહતું. પરંતુ ગીતામાં જે કહ્યું છે કે,—

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥
तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता॥

જે મ્હારા ભક્તો પ્રીતિપૂર્વક, અર્થાત્ લાભ, પૂજા, ખ્યાતિ ઈત્યાદિકોથી સંકલ્પ રહિત થઇને હું જે પરમેશ્વર વાસુદેવ, ત્હેના સ્વરૂપને વિષે સતત્ એકાગ્ર બુદ્ધિ રાખે છે, અને ભજન કરે છે, ત્હેમને બુદ્ધિ (જ્ઞાન) યોગનો લાભ કરી દઉં છું કે, જેનાથી તેઓ આત્મત્વથી મ્હને પ્રાપ્ત થાય છે. ત્હેમનું પરમ કલ્યાણ શી રીતે થાય, એ પ્રકારના અનુગ્રહને માટે હું ત્હેમના અંતઃકરણમાં સ્થિત રહીને પ્રબળ એવા જ્ઞાનરૂપ દીપ વડે, અવિવેકોત્પન્ન મિથ્યાપ્રત્યયલક્ષણ મોહાન્ધકારને, સર્વ અનર્થોનું હેતુભૂત એવું જે મૂલાજ્ઞાન તેનો નાશ કરીને દૂર કરૂં છું. એમાં કહેલો જે જ્ઞાનદીપ, તેજ ભક્તના હાથમાં ભગવાન્ આપે છે કે જેના વડે પ્રથમ તે પોતાના આત્માને દેહથી ભિન્ન જોઇ શકે છે. દીપકનો પ્રકાશ અલ્પ હોય છે, જે પાસેની વસ્તુ જોવા સારૂ ઠીક છે. પરંતુ દૂરની વસ્તુ જોવા માટે સૂર્યનો પ્રકાશજ હોવો જોઇએ, તોજ યથાર્થ જણાઇ આવશે. જ્ઞાન પણ બે પ્રકારના સમજો. એક વ્યતિરેક જ્ઞાન (દેહથી આત્માને પૃથક્ જાણવો), અને બીજું અન્વયજ્ઞાન (અખિલચરાચરને આત્મરૂપથી ઓળખવું). ઉપર ગીતાના શ્લોકમાં વ્યતિરેકજ્ઞાનને માટે

દીપનું દૃષ્ટાન્ત સમજવું, અને અન્વયજ્ઞાનને સારૂ ભાસ્વાન્ (સૂર્ય) નું દૃષ્ટાન્ત જાણવું. કેમકે આત્માનું જો કે દેહથી વૈલક્ષણ્ય સમજાયું હશે, તોપણ સકલ જગત્ બ્રહ્મરૂપ છે (આત્મરૂપ છે) એ પ્રમાણે જ્યાંસુધી અનુભવમાં નહિ આવે ત્યાંસુધી પૂર્ણજ્ઞાન થયું, અથવા પૂર્ણજ્ઞાની થયો, એમ નહિ કહી શકાય. **"भास्वता"** એ શબ્દને દીપનું વિશેષણ કરવા કરતાં ભિન્નપદ કરીને તેને સૂર્યવાચક સમજવું. વ્યતિરેકજ્ઞાન દીપકતુલ્ય, અને અન્વયજ્ઞાન સૂર્યતુલ્ય છે; એવાં બે પ્રકારનાં જ્ઞાન પરમાત્મા ભક્તને આપીને, આવરણ તેમજ વિક્ષેપ, એ બે પ્રકારનાં અજ્ઞાનનો નાશ કરે છે, એમ જાણવું. ગીતામાં જે પ્રમાણે ઉપદેશ કર્યો છે તેની પ્રત્યક્ષકૃતિ પરમાત્માએ નરસિંહ મહેતાના હાથમાં દીવી આપીને કરી બતાવી છે અને હેને પોતાનું તથા વિશ્વનું ભગવદ્રૂપે દર્શન કરાવ્યું. તેજ પ્રમાણે આપણે પણ જો પ્રભુની ભક્તિમાં મચ્યા રહીશું, તો અંતઃકરણરૂપ વૃંદાવનમાં સદાનંદરૂપ આત્મા ( કૃષ્ણ )ની અનંતવૃત્તિઓની સાથે થનારી રાસક્રીડા જોવા સારૂ પરમાત્મા આપણા હાથમાં જ્ઞાનરૂપ દીપક અને જ્ઞાનરૂપ માર્તણ્ડ આપીને આપણને કૃતાર્થ કરશે. અસ્તુ.

નરસિંહ મહેતાએ હાથમાં દીવી લીધા બાદ, પરમાત્મા મુરલીનો મધુર ધ્વનિ કરવા લાગ્યા. એટલામાં ગોપીરૂપ ધારણ કરનારી અખિલ શ્રુતિઓ, ત્યાં આગળ આવી પહોંચી. શ્રુતિઓને નિર્ગુણ સ્વરૂપની પ્રાપ્તિ નહિ હોવાથી ગોપીઓનું સ્વરૂપ ધારણ કરીને, તેઓ અવતીર્ણ થઈ, અને શ્રીકૃષ્ણરૂપ વડે અવતીર્ણ થએલા સગુણ બ્રહ્મની આરાધના કરીને તદાનંદને પ્રાપ્ત થઈ. એ પ્રમાણે વર્ણન કરેલું છે. એના પછીઃ—

**रासोत्सवः संप्रवृत्तो गोपीमंडलमंडितः ।**
**योगेश्वरेण कृष्णेन तासां मध्ये द्वयोर्द्वयोः ॥**
**प्रविष्टेन गृहीतानां कंठे स्वनिकटं स्त्रियः।**
**यं मन्येरन्नभस्तावाद्विमानशतसंकुलम् ॥**

ગોપીઓનાં મંડળથી સુશોભિત જણાતો રાસોત્સવ શરૂ થયો. કૃષ્ણે અનેકરૂપ ધારણ કર્યાં, અને મંડલાકાર સ્થિર રહેલી બબ્બે ગોપીઓની વચમાં પ્રવિષ્ટ થઈને, બન્ને બાજુએ બન્નેના કંઠમાં હાથ ધારણ કર્યા. દરેક સ્ત્રીને, " કૃષ્ણ મ્હારી પાસેજ છે, અન્યત્ર નથી," એમ લાગ્યું. "કૃષ્ણે અનેક રૂપ કેવી રીતે ધારણ કર્યાં, અને તેઓ સઘળીની પાસે હોવા છતાં પ્રત્યેક સ્ત્રીને મ્હારી પાસેજ છે, એમ કેમ લાગ્યું ?" આવી શંકા ન કરવી. કેમકે એતો યોગાધિપતિ હોવાથી, ત્હેમની શક્તિ પ્રાણીઓની કલ્પનાતીત છે, ત્હેમણે ગોપી-

ઓને કાંઈક એવોજ મોહ લગાડી દીધો કે ન પૂછો વાત ! એવામાં આકાશમાં પણ સેંકડો વિમાનોની ભીડ થઈ ગઈ. બબ્બે સ્ત્રીઓની વચમાં પોતાની સ્થિતિ કરીને, પરમાત્માએ આ શ્રુતિનો અર્થ સ્પષ્ટ કરી બતાવ્યો છે.

"अन्यदेव तद्विदितादथो अविदितादधि ।" ( केनोपनिषद् )

સદ્‌વસ્તુ (બ્રહ્મ) મન અને વાણીનો અવિષય હોવાથી વેદ્ય નથી. તથા 'ઘટ છે, પટ છે' ઇત્યાદિ વાક્યો ઉપરથી તે સકલ વસ્તુઓને વિષે એ સત્‌નું સત્વ છે, એવો સકલ લોકોને અનુભવ પણ છે. એથી કરીને તે અવેદ્ય છે, એમ પણ કહી શકાતું નથી. એ પ્રકારની સદ્‌વસ્તુ વિદિતથી અન્ય અને અવિદિતથી પણ અન્ય છે, એમ શ્રુતિમાં કહ્યું છે. વિદિતનો અર્થ શું ? જાણવામાં આવેલું. તો, વિદક્રિયાનું જે કર્મભૂત તે કહીંને કહીં કોઈના જાણવામાં આવવાનુંજ. અર્થાત્ તે સઘળું કાર્યરૂપ, અને તેની ગણત્રી વિદિતમાંજ થવાની. પરંતુ એ બ્રહ્મ તો વિદિતથી, એટલે જાણવામાં આવેલાથી કાંઈ બીજુંજ છે. આ ઉપરથી એ અજ્ઞાત, 'નહિ જાણવામાં આવેલું' હશે એવી કોઈ શંકા કરશે, એટલા માટે શ્રુતિમાં કહ્યું છે કે, એ બ્રહ્મ અવિદિતથી યાને નિખિલ કાર્યસમૂહનું બીજ અવિદ્યાથી પણ ભિન્ન છે. વિદિતવર્ગ તે સઘળા અલ્પ, નાશવંત અને દુઃખરૂપ હોવાથી ત્યાજ્ય છે. બ્રહ્મવિદિતથી ભિન્ન હોવાથી ત્યાજ્ય નથી એવો ભાવ છે. તેજ પ્રમાણે તેને અવિદિતથી પણ ભિન્ન કહેલું છે, માટે ગ્રાહ્ય પણ નથી. સારાંશ, જે વસ્તુ જાણનારથી ભિન્ન હશે તે તો વિદિત કિંવા અવિદિત કોટિમાં આવવાની. પરંતુ અહીં તો બન્નેનો નિષેધ કરેલો છે, માટે જાણનારનું સ્વરૂપજ બ્રહ્મ છે, એમ સમજવું. પરમાત્માએ એ અર્થ, પોતે બન્ને ગોપીઓની વચમાં ઉભા રહીને વ્યક્ત કરી બતાવ્યો છે કે, હે બાઈઓ ! હું વિદિત અને અવિદિત, એ બન્ને કોટિઓથી ભિન્ન છું, તે જોઈ લ્યો ! ત્યાં પણ એક ગોપી જાણતી હતી કે મ્હારી પાસે છે અને બીજી જાણતી ન હતી કે ત્હેની પાસે છે. એ પ્રમાણે અલૌકિક રાસલીલા નરસિંહ મહેતાએ જોઈ. શંકર ભગવાન્ તેમાં મૃદંગ વગાડી રહ્યા હતા. શંકરના તાંડવ નૃત્યમાં વિષ્ણુ મૃદંગ વગાડે છે, અને વિષ્ણુરૂપ કૃષ્ણની રાસલીલામાં શંકર વગાડે છે એવું વર્ણન છે. એ લીલા જોઈને નરસિંહ મહેતાની વૃત્તિ તદાકાર થઈ અને ત્હેમનું દેહભાન એટલું બધું નષ્ટ થઈ ગયું કે હાથમાંની દીવી બળતાં બળતાં આખરે ત્હેમનો હાથ પણ બળવા લાગ્યો, તોપણ ત્હેમને ખબર પડી નહિ. પછી રાધાના કહેવાથી શ્રી કૃષ્ણે ત્હેમની પાસે જઈ, ત્હેમના માથાપર હાથ મૂકી સાવધ

કર્યા અને ત્હેમનો અત્યંત પ્રેમ જોઇને પ્રસન્ન થયા. નરસિંહ મહેતાએ પ્રાર્થના કરી કે, ' હે પ્રભો ! મ્હારી ઇચ્છા આટલી છે કેઃ—

नाथ योनिसहस्रेषु येषु येषु व्रजाम्यहम ।
तेषु तेष्वच्युता भक्तिरच्युतास्तु सदा त्वयि ॥

હે પ્રભો ! "કર્માનુસાર મ્હારો જે જે યોનિને વિષે જન્મ થાય તે તે ઠેકાણે ત્હમારા પ્રત્યે અચ્યુત (કોઇપણ કાળે કોઇ વિઘ્નાદિકો વડે ભ્રષ્ટ ન થાય એવી) ભક્તિ ઉત્પન્ન થાય." પરમાત્માએ કહ્યું:-હે નરસિંહ! હવે ત્હમને ફરી જન્મ પ્રાપ્ત થશે નહિ. જેની દૃષ્ટિનો વિષય હું થયો હઇશ ત્હેની ચિજ્જડ ગ્રંથીનું ભેદન થાય છે, અખિલ કર્મ નાશ થઈ જાય છે, અને સકળ સંશય દૂર થાય છે. ત્હેં હમણાં જે મ્હારી લીલા જોઇ, ત્હેનું નિરંતર ગાયન કર્યા કરવું અને લોકોને સંભળાવવું. એમ કરવાથી સદૈવ મ્હારી સ્થિતિ ત્હારી પાસે રહેશે, અને આ લોકને વિષે આનંદનો ઉપભોગ કરીને આખરે તું મ્હારા સ્વરૂપને પ્રાપ્ત થશે. એમ કહીને પરમાત્મએ પોતાના કંઠનો હાર ત્હેમના ગળામાં પહેરાવી દીધો. ત્યાર પછી રાસલીલા ખલાસ થઇ ગઇ અને નરસિંહ મહેતા પરમાત્મા શંકરની સાથે જેવા આવ્યા હતા, તેજ પ્રમાણે પૂર્વ સ્થાનમાં ( સમુદ્ર કિનારે ગોપીનાથ મહાદેવના મંદિરમાં ) આવી પહોંચ્યા. ત્યારબાદ શંકર અંતર્ધ્યાન થઈ ગયા અને નરસિંહ મહેતાએ ઘણા દિવસ લગી ત્યાંજ રહીને સ્વયંસ્ફુર્તિથી રાસલીલાનું કવિત્વ કરીને ગાયત કર્યા કીધું. એમનું ભજન સાંભળવાને માટે લોકો પણ ત્યાં ઘણાં આવવાં લાગ્યા. આ પ્રમાણે ભક્તિવડે નરસિંહ મહેતાએ શંકર અને શ્રી કૃષ્ણનો પ્રસાદ સંપાદન કીધો અને કૃતાર્થ થયા. એથી કરીને, આપણે પણ દેહની અહંતા અને મમતા તજીને આપણી રૂચિ અનુસાર, પરંતુ ભિન્નભાવ છોડીને, શિવ અગર વિષ્ણુની ભક્તિ કરીશું તો શું અંતઃકરણ વૃંદાવનમાં સદાનંદરૂપ કૃષ્ણની વૃત્તિ ગોપીઓની સાથે થનારી રાસલીલા નહિ જોઇ શકીશું ? અવશ્ય જોઇશું. મહાત્મા કહે છે કેઃ—

गोपीपदार्थो गोपानामंगनेति स्फुटं पुनः ॥
श्रुतिनाडी चिरूपगूढार्थोऽप्यत्र बुध्यताम॥

યદ્યાપિ 'ગોપી' શબ્દનો અર્થ 'ગોપસ્ત્રી' એ પ્રમાણે લૌકિકમાં પ્રસિદ્ધ છે, તોપણ ગૂઢાર્થમાં તેનો અર્થ શ્રુતિ (વેદ), નાડી તથા વૃત્તિ એવો સમજવો. યોગના પક્ષમાં એમ સમજવું કે, યોગરૂપ માર્ગને વિષે વિહાર કરનારી, અને અતનુ (મોક્ષ) સુખ પ્રાપ્તિની ઉત્સુકતા જેમને છે એવા પ્રકારના શરીરમાં

જે એકસો ને એક નાડીયો સર્વત્ર ફેલાઇ રહી છે, તેમનો ઉજ્જવલ ભાવ જોઇને તેમની સાથે અંતરવૃન્દાવનમાં યોગીશ્વર શ્રીકૃષ્ણ રમમાણ થયા હતા. પૂજ્યપાદ મહર્ષિ વ્યાસજીએ આજ અર્થ કહ્યો છે, તે તેતે પદપરથી તર્ક વડે જાણવો ઉચિત છે. અસ્તુ ! રાસલીલાનું વિસ્તૃત રહસ્યપૂર્વક વર્ણન, અને તેનાપરના દોષારોપનું ખંડન પ્રસંગોપાત કરવામાં આવશે. તથા નરસિંહ મહેતાનું ચરિત્ર, તેમજ ગીતાના ઉપરોક્ત બે શ્લોકોના અર્થ, જે અહીં ટુંકમાં કહેવામાં આવ્યા છે, તે અન્યત્ર વિસ્તારપૂર્વક કહેવામાં આવશે. પ્રસ્તુત આ ઉપરથી આટલુંજ લેવાનું કે યોગ અગર જ્ઞાનની સિદ્ધિને માટે પરમાત્માની ભક્તિ અવશ્ય કરવી જોઇએ, અને રામાયણમાં પણ કહ્યું છે કે, 'હે પ્રભો ! ભ્રમરવત્ સારગ્રાહી ત્હમારા ભક્તો સાર્વકાલ ભક્તિની ઇચ્છા કરે છે. કેમકે ત્હમારી ભક્તિજ સંસારરોગાદિથી સંતપ્ત થએલા પુરુષોને દિવ્ય ઔષધ તુલ્ય છે, એ પ્રમાણે તેઓ જાણે છે. એથી કરીને આપણે પણ ત્હેમની પેઠે ભક્તિ વાંછા કરીશું તો ભવરોગથી શું નિર્મુક્ત નહિ થઇશું ? અવશ્ય થઇશુંજ. પરંતુ દૃઢ વિશ્વાસ હોવો જોઇએ.

॥ इति शिवम ॥



# દ્વિતીય પુષ્પ.

## ભક્તિમાં ત્રિદોષ અને ભક્તિ વડે દ્વિવિધ દોષનો નાશ.

**पुंस्त्वे स्त्रीत्वे विशेषो वा जातिनामाश्रमादयः ।**
**न कारणं मद्भजने भक्तिरेव हि कारणम् ॥ अ. रा.**

સૃષ્ટિથી ભિન્ન અને બુદ્ધિથી પર એવા પરમાત્માની પ્રાપ્તિ ભક્તિ વડે થાય છે. ભક્તિ એટલે નિરતિશયપ્રીતિ. ઇશ્વરમાં પરમ અનુરાગરૂપ ભક્તિ અલૌકિક હોય છે. લૌકિકપ્રીતિ ત્રણ પ્રકારની છે, અને તેમને સ્નેહ, પ્રેમ અને શ્રદ્ધા કહે છે. પુત્રાદિકોનાપર જે પ્રીતિ તેને સ્નેહ, સ્ત્રી તથા મિત્રાદિ પ્રત્યે જે પ્રીતિ તે પ્રેમ, અને ગુરૂ, માતા પિતાદિકના ઉપર જે પ્રીતિ તેને શ્રદ્ધા કહે છે. પોતાના કરતાં નાના ઉપરની પ્રીતિ સ્નેહાત્મક, બરાબરીયા પરની પ્રેમાત્મક, તથા શ્રેષ્ઠજનો પ્રત્યેની શ્રદ્ધાત્મક સમજવી. આ ત્રણે પ્રકારની

પ્રીતિ નશ્વર અને લૌકિક છે; કેમકે જગતજ જ્યાં નશ્વર છે, ત્યાં તેનો આશ્રય નશ્વર હોય તેમાં શું કહેવાનું ? પરંતુ ભકિત તેનાથી વિલક્ષણ છે. કારણ એ છે કે અવિનશ્વર પરમાત્માને વિષે અલૌકિક પ્રીતિજ તેનું સ્વરૂપ છે. એવી નિરતિશય પ્રીતિરૂપ ભકિતને ત્રણે દોષોથી અલિપ્ત રાખવી જોઇએ, અને ત્રિગુણસંપન્ન બનાવવી જોઇએ; પરંતુ આત્મતાથી સગુણભજન થયા વગર એવી ભકિત પ્રાપ્ત થવી દુર્લભ સમજવી.

પ્રથમ ભકિતને 'નિમિત્ત' એ દૂષણ છે. કુટુંબરક્ષાને માટે ધનની પ્રાપ્તિને અર્થે અને માનને માટે ઘણા લોકો રાજસેવા કરે છે, પરંતુ રાજાના ઉપર ત્હેમની ખરી પ્રીતિ હોતી નથી, પોતાના કુટુંબ ઉપરજ હોય છે. તેજ પ્રમાણે ભુકિત મુકિત માટે ઇશ્વરને ભજવા, ત્હેમના પર પ્રેમ કરવો, એમાં પોતાનીજ પ્રીતિ સ્પષ્ટ દેખાય છે, દેવની નહિ. પરંતુ જે પ્રમાણે પોતાનો આત્મા નિર્નિમિત્ત પ્રિય હોય છે, તેજ પ્રમાણે પરમાત્મા પ્રત્યેના પ્રેમને પણ નિમિત્ત ન હોવું જોઇએ. એવી ભકિત થવા સારૂ, તે પરમાત્માજ આપણો આત્મા છે એવા જ્ઞાનની આવશ્યકતા રહે છે. એ પ્રકારના જ્ઞાન થયા બાદ જે પ્રેમપૂર્વક ભજન કરવામાં આવે, તેને દોષરહિત નિર્નિમિત્ત ભકિત કહી શકાય. સારાંશ, કે ભકિતને કાંઇપણ કારણ ન હોવું જોઇએ.

ભકિતને બીજો દોષ વ્યવહિતપણાનો છે. દેવને ભેદભાવથી ભજવામાં આવે છે, અને શીઘ્ર કલ્યાણ ન થાય તો, ત્હેમને માટે અપ્રિયત્વ થઈ જાય છે; પરંતુ તેજ નારાયણ મ્હારો આત્મા છે, એવો બોધ જેને થયો હશે, ત્હેને એક ક્ષણભર પણ પરમાત્મા અપ્રિય લાગશે નહિ. આત્મા જો ક્ષણભર અપ્રિય હોય તોજ દેવ અપ્રિય થાય. બધામાં દેહ અત્યંત પ્રિય હોય છે, પરંતુ આત્મા દેહથી ભિન્ન છે અને અનંત છે, એવું જ્ઞાન થતાં વારને તે દેહ અપ્રિય થઈ પડે છે. કેમકે તેની નશ્વરતા સમજવામાં આવે છે. અજ્ઞાની પુરૂષ પણ આત્માની પ્રીતિથી દુઃખિત થઇને કહે છે કે, અરે ! મ્હને નાક, કાન, નેત્ર આપીને બચાવો. આત્મપ્રીતિ આશ્ચર્યકારક છે, કેમ ? તે જુઓ. કોઇપણ પદાર્થ જોયા વગર મનુષ્યની તેને વિષે પ્રીતિ બંધાતી નથી. પરંતુ આત્માને કદી કોઇએ જોયો નથી, છતાં તેનાપર જેટલી પ્રીતિ હોય છે તેટલી દેહપર નથી હોતી. તો પછી દેહ સંબંધી સ્ત્રી પુત્ર ધનાદિપર ના હોય તેમાં શું આશ્ચર્ય ? આત્માના શિવાય બીજી કોઈ એવી વસ્તુ નથી કે મનુષ્ય જેનાપર જોયા વગર પ્રેમ કરે અને ક્ષણભર પણ અપ્રિય થાય નહિ. કર્મ વડે જેને જે શરીરની પ્રાપ્તિ થએલી છે, ત્યાં પણ તેને તે

કદી અપ્રિય લાગતો નથી. તે આત્મા હરિપરમાત્માજ છે એવું જ્ઞાન થયા પછી વ્યવહિતપણું નષ્ટ થઈ જાય છે. ઇશ્વર અને આત્મા ભિન્ન છે એવા જ્ઞાન વડેજ અવ્યવહિતપણું નષ્ટ થાય છે. પરમાત્મા એક ક્ષણભર પણ અપ્રિય લાગવા નહિ જોઇએ, એવી અવ્યવહિત ભકિત થવાને માટે, આત્મપ્રીતિથી ભજન કરવું જોઇએ.

ભકિતને ત્રીજો દોષ વ્યભિચારનો કહેલો છે. અવ્યભિચાર એ લક્ષણ વડે યુક્ત જે ભકિત તે ઉત્તમ ગણાય છે. બે સ્થાનપર જે પ્રીતિ તે વ્યભિચારી ભકિત કહેવાય છે. વ્યવહારમાં અસતી સ્રીને વ્યભિચારી કહેવામાં આવે છે, તે શા માટે ? તો, ત્હેનો પણ પ્રેમ પોતાના પતિ ઉપર અને જાર ઉપર એ પ્રમાણે બે ઠેકાણે હોય છે. તેજ પ્રમાણે જેઓ ભેદબુદ્ધિથી ભજન કરે છે, ત્હેમનો પ્રેમ થોડોક આત્માપર અને થોડોક ભગવાનપર હોય છે. અર્થાત્ આત્માના કલ્યાણને માટે ત્હેમનું ભજન થાય છે. એટલુંજ નહિ, પણ જો કે થોડોક પ્રેમ દેવ ઉપર અને થોડોક પ્રેમ આત્મા ઉપર હોય છે, તોપણ આત્માના ઉપરજ વિશેષ પ્રેમ રહે છે. આત્મપ્રીતિ હશે નહિ તો પછી દેવની ભકિતની શી ગરજ ? પરંતુ ભકિતવડે મ્હારૂં કલ્યાણ થાઓ એવી મનમાં ભાવના રહેવાથી ઇશ્વરના કરતાં પણ પોતાના આત્મા પ્રત્યેની પ્રીતિ વધારે થાય છે. પરંતુ જે ઉપાસકને ઉપાસ્ય પરમાત્મા મ્હારોજ આત્મા છે. એવું જ્ઞાન થયું હશે તો વ્યભિચાર દોષ ગલિત થશે અને અવ્યભિચારી ભકિત થશે. એ પ્રમાણે નિમિત્ત, વ્યવહિતપણું અને વ્યભિચાર એ ત્રિદોષ શૂન્ય અને તેનાથી વિરૂદ્ધ એવા નિર્નિમિત્ત, અવ્યવહિતત્વ, તથા અવ્યભિચારિત્વ, એ ત્રણે ગુણો વડે સંપન્ન ભકિત જે કરે છે, ત્હેનેજ સત્યજ્ઞાનિ ભક્ત જાણવો. એકાદશ સ્કન્ધમાં ભગવાન્ કહે છે કેઃ—

> **यथाग्निः सुसमिद्धार्चिः करोत्येधांसि भस्मसात् ।**
> **तथा मद्विषया भक्तिरुद्धवैनांसि कृत्स्नशः ॥**
> **भक्त्याहमेकया ग्राह्यः श्रद्धयाऽऽत्मा प्रियः सतां ।**
> **भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् ॥**

દીવો સળગાવતી વખતે અથવા રસોઇને માટે સળગાવેલા અગ્નિનો એકપણ તણખો ઘાસ ઉપર પડે તો, ઘાસ સળગી ઉઠે છે, અને તેને લીધે મોટા મોટા મકાન, ગામ, નગર, પહાડ, અરણ્ય ફુંકાઈ જાય છે. તેજ પ્રમાણે મદ્વિષયક થોડી સરખી પણ શ્રદ્ધાયુક્ત ભક્તિ ચિત્તને વિષે પ્રવિષ્ટ થઈ હશે તો, સંચિતક્રિયમાણપાપાટવી ભસ્મીભૂત થઇ જાય છે. કપૂર

અગ્નિ ને અડકતાં વારને નિઃશેષ બળી જાય છે, તેજ પ્રમાણે ભક્તિ વડે ચિત્તસ્થ સકલ દોષો બળી જાય છે, અને ત્યારબાદ બ્રહ્મરૂપ આત્મા પ્રકાશિત થાય છે. 'ભક્ત' કહેવડાવવું સારૂં લાગે છે, પરંતુ ભજનમુદ્રા કઠણ છે, જ્ઞાનનું કથન કરવું સુગમ છે, પરંતુ ભક્તિ રહસ્ય અત્યંત ગુહ્ય છે. કૃપણ ભલે દૂર ગયો હશે તોપણ ત્હેના ઘરનો ખજાનો મનમાંજ રાખે છે, ભુલી જતો નથી, તે પ્રમાણેજ મ્હારે માટે હૃદયમાં પ્રેમ હોવો જોઇએ; કિંવા ગર્ભધારણા થયા બાદ, સ્ત્રી જે પ્રમાણે ત્હેને આનંદથી વૃદ્ધિંગત કરે છે, અથવા જમાઈ નિરંતર ઘેર આવે તોપણ સાસુ ત્હેને માટે જેમ સર્વસ્વ ખર્ચી નાંખે છે, અગર ખેડુત જેમ ખેતરમાં ઉલ્હાસથી બીજ અધિકાધિક રોપ્યાં કરે છે, તેજ પ્રમાણે મ્હારે સારૂ અંતરમાં પ્રેમ રાખીને સર્વસ્વ અર્પણ કરવાને પણ ઉલ્હાસયુક્ત બનવું, એ પ્રકારની ભક્તિ અને ભક્ત દુર્લભ જાણવા. સગુણ, સુરૂપ અને સમર્થ પતિના ગયા બાદ ત્હેને લીધે સાધ્વી સ્ત્રીની જેવી અવસ્થા થાય છે, તેજ પ્રમાણે મ્હારે માટે અંતઃકરણ બનવું જોઇએ. હે ઉદ્ધવ! સાધુઓને પ્રિય અને ત્હેમનો આત્મા એવો જે હું ( પરમાત્મા અસાધુઓને પ્રિય નથી, અને જો કે ત્હેમનો આત્મા તો પરમાત્માજ છે તોપણ તેઓ આત્મત્વથી જાણતા નહિ હોવાથી—'**सतां-प्रियः आत्माअहं**' ઇત્યાદિ પદમૂળમાં છે ), તે કેવળ શ્રદ્ધામૂલક ભક્તિ વડે વશ કરી શકાઉં છું; મદ્વિષયક નિરતિશય પ્રીતિરૂપ ભક્તિ, નીચકુળમાં જન્મ થવા છતાં, ચાંડાલાદિકોને પણ એ દોષમાંથી શુદ્ધ કરે છે. દોષ બે પ્રકારના હોય છે; એક આગંતુક, અને બીજો સ્વાભાવિક. અજામીલ, વાલ્મીકિ, હરિપાળભક્ત વગેરે ઉત્તમ કુળમાં જન્મ્યા હતા તોપણ કર્માચરણથી ત્હેમનામાં જે દુષ્ટત્વ આવ્યું હતું તે ઇશ ભક્તિવડે નષ્ટ થઈ ગયું. તથા સ્વાભાવિક દુષ્ટપણું રીંછ વાનરાદિકોમાં, ગીધ જટાયુ, સર્પકાલિયા, વ્રજવાસી ગોપાલાદિકોમાં, તેમજ ધર્મવ્યાધ, દાસીપુત્ર વિદુર, તથા કળિયુગમાં અંત્યજાદિ ભક્તો થઈ ગયા, ત્હેમનામાં હતું. પરંતુ પરમાત્માની ભક્તિથી તે સ્વાભાવિક દોષ (નીચકુળમાં જન્મ, એ દોષ) નષ્ટ થઇને, તેઓ પરમ પવિત્ર તથા જગતમાં પૂજ્ય થઈ ગયા. ભગવાન્ ગીતામાં કહે છે કેઃ—

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।**
**साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥**
**क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति ।**
**कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥**

હે અર્જુન ! અત્યંત પાપાચરણ કરનારો કોઈ એકાદ પુરૂષ, પૂર્વભાગ્યોદયથી પશ્ચાત્તાપપૂર્વક અનન્ય ચિત્ત થઇને, હું જે ભગવાન્ વાસુદેવ ત્હેનું ભજન કરે તો ત્હેને સાધુજ સમજવો. કેમકે પરમેશ્વરના ભજન પ્રભાવથી હું કૃતાર્થ થઇશ, અર્થાત્ સકલ પાપ નિર્મુક્ત થઇને મ્હને મોક્ષ મળશે, એવો એનો દૃઢ નિશ્ચય થયો હોય છે; અને તેને અનુસરીને, તે મ્હારાજ 'નહિ કે અન્ય દેવતાઓનાં' ભજનમાં પ્રવૃત્ત થાય છે; અને એજ પ્રમાણે બીજા જે દેહ પુત્ર કલત્રદ્રવ્યાદિ વિષયો છે તેમાં એનું ચિત્ત હોતું નથી. અન્યત્ર પણ કહ્યું છે કે:—

अतिपापप्रसक्तोऽपि ध्यायन्निमिषमच्युतम् ।
भूयस्तपस्वी भवति पंक्तिपावनपावनः ॥
प्रायश्चित्तान्यशेषाणि तपःकर्मात्मिकानि वै ।
यानि तेषामशेषाणां कृष्णानुस्मरणं परम् ॥
प्रायश्चित्तानि चीर्णानि नारायणपराङ्मुखम् ।
न निष्पुनंति राजेन्द्र सुराकुंभमिवापगाः ॥

પાપકર્મ કરવામાં અત્યાસક્ત પુરૂષ પણ જો ક્ષણાર્ધ નિત્યકૂટસ્થ, અસંગ, અચ્યુત પરમાત્માનું ધ્યાન કરે તો. તે તપઃ સંપન્ન તેમજ શુચિભૂત થઈ જાય છે. તથા ત્રિસુપર્ણ ભણનારા, ચતુર્વેદી, વાજપેય ચયનાદિ યાગ કરનારા જેઓ સર્વ પંક્તિઓને પાવન કરે છે, ત્હેમને પણ પૂજા નમસ્કારાદિક વડે પવિત્ર કરે છે; અર્થાત્ સર્વને પૂજ્ય થઈ પડે છે. કૃચ્છ્ર, અતિકૃચ્છ્ર, મહાકૃચ્છ્ર, ચાંદ્રાયણાદિ નિખિલ તપોરૂપ પ્રાયશ્ચિત્ત છે, અને વાજપેય, રાજસૂય, અશ્વમેધ ઇત્યાદિ કર્મરૂપ પ્રાયશ્ચિત્ત છે, તે સર્વમાં સદાનંદસ્વરૂપ પરબ્રહ્મ શ્રી કૃષ્ણનું અનન્યતાથી સ્મરણજ શ્રેષ્ટ છે. કેમકે જે પાપની નિવૃત્તિને માટે કૃચ્છ્રાદિ પ્રાયશ્ચિત્ત કરવામાં આવે છે, તેનાથી તો તેજ પાપ દૂર થાય છે; અન્ય સંચિત તેમજ આગામિ પાપ દૂર થતાં નથી. અને એકાગ્ર મનથી તથા અભેદ વડે આત્મરૂપ શ્રીકૃષ્ણનું સ્મરણ, ચિંતન શતાવધિ જન્મોમાં કરેલાં પાપ અને પુણ્ય કર્મોનો નાશ કરીને મોક્ષ આપે છે, એટલા માટેજ તેને અધિક ગણ્યું છે. જે પ્રમાણે મદ્યના ઘડાને પવિત્ર કરવાનું કામ શતાવધિ નદીઓને હાથે થતું નથી, તેજ પ્રમાણે પુરૂષ ભલે પ્રાયશ્ચિત્તાદિ કર્મોનું આચરણ કરે, પરંતુ નારાયણથી વિન્મુખ (કદી ભગવાનનું એકાગ્રતાથી ભજન નહિ કરતો) હશે તો તે કર્મ ત્હેને પૂર્ણતાથી પવિત્ર કરી શકશે નહિ. પૂર્વ કથિત દુરાચારી, ઉત્તમ નિશ્ચયવાન હોવાથી મ્હારા ભજન પ્રભાવથી નિખિલ

દુષ્ટાચારનો પરિત્યાગ કરીને સત્વર ધર્મનિષ્ઠ થાય છે, તથા શાશ્વત શાન્તિને પણ પ્રાપ્ત થાય છે. એમાં ત્હારે સંદેહ ન રાખવો. **"न वासुदेवभक्तानामशुभं विद्यते क्वचित्"** હું જે ભગવાન્ વાસુદેવ છું, ત્હેના ભક્તોને કદી અશુભ સંસારની પ્રાપ્તિ થતી નથી. હે કૌન્તેય! અનન્યતાથી ભજન કરનારો મ્હારો ભક્ત અતિ મૂઢ કયાં ન હોય? તોપણ ત્હેનો નાશ (અધોગતિ) થતો નથી, એવી તું, મ્હારી ભક્તિને માટે વાદવિવાદ કરનારા પુરુષોની આગળ જઇને પ્રતિજ્ઞા કર. એને માટે અજામિલ, પ્રલ્હાદ, ધ્રુવ, ગજેન્દ્રાદિ ભક્તોનાં ઉદાહરણ પ્રસિદ્ધજ છે. પરમાત્માએ એ બંન્ને શ્લોકોમાં આગંતુક દોષ વડે પ્રાપ્ત થએલા દુષ્ટત્વનો પોતાની ભક્તિના પ્રભાવથી નિસ્તાર થાય છે, એમ કહ્યું. એનાપર એક દૃષ્ટાંત જુઓ આ પ્રમાણે છે:—

હરિપાળ નામે એક ભક્ત દક્ષિણમાં ઔંઢયા નાગનાથ ક્ષેત્રમાં થઇ ગયા. ભગવાન્ શ્રી વિઠ્ઠલ ઉપર એમને ઘણી પ્રીતિ હતી. સાધુ સંતના ઉપર ત્હેમને અત્યંત નિષ્ઠા હોવાથી, તે ત્હેમની પૂજા કરીને અન્નદાન વસ્ત્રસમર્પણ વગેરે કર્યાં કરતા; જ્યાંસુધી પાસે પુંજી હતી ત્યાંસુધી ત્હેમણે એ પ્રમાણે દાન કર્યાં કીધું, પરંતુ જ્યારે ત્હેમની દરિદ્ર અવસ્થા થઇ ગઇ, ત્યારે ભારે વિમાસણમાં પડયા. કેમકે, ત્હેમની કીર્તિ સાંભળીને સાધુમહાત્મા આવતા તો તેમનું પહેલાનાં જેવું આદરભર્યું આતિથ્ય થતું નહિ. સંતોની પૂજા તથા ત્હેમને અન્નદાન કરવાની મનમાં ઇચ્છા હતી અને તેમ જો ન થાય તો સત્વની હાનિ થશે, એ વિચારથી ત્હેમણે એવું કરવા માંડયું કે, આસપાસના જંગલમાં જઇને પ્રવાસી લોકોને લૂંટીને ત્હેમના દ્રવ્યથી સાધુઓનો સત્કાર કરવો. તોપણ ત્હેમનો એવો નિયમ હતો કે કદી કોઇનો પ્રાણઘાત કરવો નહિ અને સાધુ સન્તોને ઉપદ્રવ કરવો નહિ. ફક્ત ભય દેખાડીને ત્હેમની પાસેનું ધન લૂંટી લેતા. એટલુંજ નહિ પણ એ દ્રવ્યથી જે અન્નસંતર્પણ કરતા હતા તેનો પુણ્યાંશ જેનું દ્રવ્ય હોય ત્હેને મળો, એ પ્રમાણે ભગવાનને પ્રાર્થના કરતા. એમનો આવો ક્રમ ચાલી રહ્યો હતો એ અરસામાં એક દિવસ મોટી સાધુમંડળી ત્હેમને ઘેર આવી ચડી. ત્યારે ભારે વિમાસણમાં પડી વિચાર કરવા લાગ્યા કે પાસે તો કાંઇ નથી, અને મોટા મોટા સાધુઓ આવ્યા છે, તો હું એમને શું ખવડાવીશ? હે ભગવન! હે વિઠ્ઠલ! સાધુને ત્હમારૂં રૂપ જાણીને આજ દિન સુધી મ્હેં એમની સેવાપૂજા કરી છે પરંતુ આજે જે અકસ્માત સાધુઓનો જમાવ થયો છે, ત્હેમને જો મ્હારાથી અન્નદાન નહિ કરી શકાય તો મ્હારૂં રૂપ શા કામનું? સત્વની હાનિ થશે અને અપકીર્તિ થશે. મનમાં એ પ્રમાણે વિચાર કરીને, સાધુઓને નમન

કરી ઘરમાં બેસાડીને, પોતે ધનુષ્ય તથા પાંચ બાણુ હાથમાં લઇને જંગલમાં ગયા. ત્યાં આગળ એક ટેકરા ઉપર ઉભા રહીને જુએ છે કે રસ્તાપર કોઈ આવે છે કે નહિ ? ઘણી વાર સુધી રાહ જોઈ, પણ તે દિવસે તે રસ્તાપર કોઈ આદમી આવ્યું નહિ, ત્યારે તો ઘણા દુઃખી થઇને ભગવાનની પ્રાર્થના કરવા લાગ્યા કે, આજે મ્હારૂં સત્વ જાય છે, જલદી દોડીને સહાય કરો તો ઠીક. નહિ તો હું આજ પ્રાણત્યાગ કરવાનો છું. એમ કહીને ધનુષ્યને બાણ જોડીને તેના વડે કંઠ ભેદન કરીને પોતે મરી જવાને તૈયાર થયા. ત્યારે ભગવાન્ ત્હેમની દૃઢ નિષ્ઠા જોઇને પ્રસન્ન થયા. અને નહિ જાઉં તો એ ખરેખર દેહ છોડી દેશે એમ ધારીને રૂક્મિણીને કહેવા લાગ્યા–"રૂક્મિણી ! મ્હારા ભક્તને જોવાની ઇચ્છા હોય તો જલદી શાહુકારની સ્ત્રીનું રૂપ લઇને મ્હારી સાથે ચાલો: "હું શાહુકાર બનું છું." રૂક્મિણી સ્વરૂપ બદલીને શેઠાણી થઈ અને ભગવાન્ શેઠજી બન્યા. અને બન્ને જણાં બળદની ગાડીમાં બેસીને જ્યાં હરિપાળ હતા ત્યાં આગળ થઇને જવા લાગ્યા. હરિપાળે ત્હેમની ગાડીના તથા બળદના ઘંટા ઘુઘરમાળા વગેરેનો અવાજ સાંભળ્યો, અને કોઈ શેઠ આવે છે એમ અનુમાની લીધું. જ્યારે તેઓ પાસે આવ્યા ત્યારે જોઇને ખુશ થયા અને ત્હેમની ગાડીની આગળ જઇને ઉભા રહ્યા. હાથમાંહેના ધનુષ્યને બાણ જોડીને તેમને ધમકી આપી કે કયાં જાઓ છો ? આ વનને વિષે જે જે લોક આવે છે ત્હેમનું દ્રવ્ય છીનવી લીધા વગર હું ત્હેમને આગળ જવા દેતો નથી. માટે જો તમે ત્હમારો જીવ બચાવવા માંગતા હો, તો ત્હમારા શરીરપરના વસ્ત્રાલંકાર ઉતારી દો અને સઘળું દ્રવ્ય અહીં ધરી દો; નહિ તો આ બાણુ વડે હું ત્હમારા બન્નેના પ્રાણુ લઇશ. તે સાંભળતાં વારને શાહુકાર તથા ત્હેની સ્ત્રીએ ઘણા ભયભીત થઇને પ્રાર્થના કરી પરંતુ તે કશું ત્હેણે લક્ષમાં લીધું નહિ. ત્યારે તે બન્નેએ લાચારીથી વસ્ત્રાલંકાર વગેરે અખિલ દ્રવ્ય ત્હેની આગળ ધરી દઇને કહ્યું કે કૃપા કરીને હમને પ્રાણદાન કરો. હરિપાળે ત્હેમને અભય આપીને તે દ્રવ્ય લીધું. અને ઘેર આવી બજારમાંથી સઘળી સામગ્રી આણી અને સંતોને આનંદથી ભોજન કરાવ્યું.

આણી તરફ જંગલમાં રૂક્મિણીએ ભગવાનને કહ્યું કે "હે પ્રભો ! આપના ભક્તે તો આપણું સર્વસ્વ લઈ લીધું, હવે આગળ શું કરીશું ? એવો કેવો ભક્ત ?" શ્રી વિઠ્ઠલે કહ્યું:—"એણે આપણને જીવતા છોડ્યા એજ એનો ઉપકાર માનો. એ હરિપાળ ભક્ત નિઃસીમ છે, પરંતુ સંતસેવાને સારૂ પ્રવાસીનું દ્રવ્ય લે છે. સાધુસંતોના ઉપર એને કેવો પ્રેમ છે ? એની

કેવી રીતિ છે ? તે જોવું હોય તો મ્હારી સાથે ચાલો." પછી ભગવાન્ વૈરાગી બન્યા અને રૂક્મિણી વૈરાગણ બની, અને હરિપાળને ઘેર આવીને 'જય સીતારામ' 'જય રાજારામ' એ પ્રમાણે નામોચ્ચાર કર્યો. એ કોઈ સાધુનો અવાજ છે એમ સમજીને હરિપાળ સામા આવ્યા અને વૈરાગીને જોઈ સાષ્ટાંગ પ્રણિપાત કર્યા તથા પૂજા કરી અને કહ્યું કે, "દર્શનથી હું કૃતાર્થ થયો છું. આપની શી ઇચ્છા છે ? તે કહો." હરિપાળે એ પ્રમાણે પૂછ્યું ત્યારે વૈરાગીએ જવાબ દીધો કે ત્હમારી કીર્તિ સાંભળીને હમે બન્ને જણાં અહીં આવતા હતા, પરંતુ પાસેના જંગલમાં કોઈ ચોરોએ હમને લૂંટી લીધા છે." હરિપાળે કહ્યું:—"મહારાજ ! આપ જેવા સાધુને જેણે લૂંટયા હોય ત્હેનો પ્રાણ હું લઇશ; આપ બેફીકર રહો. પણ પ્રથમ આપ ભોજન કરો, પછીથી હું તેનો પત્તો લગાડીશ." આટલું સાંભળ્યા બાદ, વૈરાગીનું રૂપ છોડીને ભગવાને પહેલાંના જેવું શાહુકારનું રૂપ ધારણ કર્યું અને રૂક્મિણી પણ પહેલાંની પેઠે શેઠાણી બની ગઈ. જેમને મેં લૂટ્યા તેજ આ શાહુકાર અને એની સ્ત્રી છે, એવું જોતાં વારને હરિપાળ ચકિત થયા. એણે જોતજોતામાં વૈરાગીનું રૂપ છોડીને આ રૂપ ધારણ કર્યું ને ઉપરથી એ ભગવાનજ છે, તથા મ્હારે માટે શાહુકારનું રૂપ લઇને અરણ્યમાં પ્રગટ થયા હતા એ પ્રમાણે તેના સમજવામાં આવ્યું; એટલે હરિપાળે ઝટ પાસે જઇને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા અને મ્હેં આપને ઓળખ્યા નહિ. તેથીજ મ્હારે હાથે આવો મહાન્ અપરાધ થયો છે, એ પ્રમાણે કહીને ત્હેમની ક્ષમા માંગી. તથા વસ્ત્રાલંકાર જે ત્હેમની પાસેથી છીનવી લીધાં હતાં, તે સઘળાં ત્હેમને સમર્પણ કરીને કહ્યું કે, "આપનું સત્ય સ્વરૂપ દેખાડો, નહિ તો અહીંજ આપના ચરણ ઉપરજ હું મ્હારો દેહ છોડી દઇશ. મ્હેં હવે તો આપને ઓળખ્યા છે, માટે મ્હારી વંચના કરશો નહિ" હરિપાળનું અંતર શુદ્ધ હતું તથા એ કર્મને માટે ત્હેને પશ્ચાત્તાપ પણ થયો હતો, અને પરમાત્મા ઉપર તો ત્હેને નિરતિશય પ્રેમ હતો, એ સર્વ વાતની ભગવાન્ અંતર્યામીને ખબર હતીજ; તેથી ત્હેની ઇચ્છા પૂરી કરવા માટે શાહુકારનું રૂપ છોડી દઈ, પોતે ચતુર્ભુજરૂપ વડે પ્રગટ થયા અને રૂક્મિણીજીએ પણ વાસ્તવિકરૂપ લીધું અને બન્નેએ ત્હેને દર્શન આપ્યાં. પછી હરિપાળે ગદ્‌ગદ થઇને નમસ્કાર કરી પ્રાર્થના કરવા માંડી ત્યારે પરમાત્માએ કહ્યું કે આજથી ત્હારે ઘેર રિદ્ધિ સિદ્ધિ નિવાસ કરશે, જેથી ત્હારાથી સંતજનોની સુખરૂપ સેવા થયાં કરશે. હરિપાળે કહ્યું:—હે પ્રભો ! મ્હારે હાથે આ ચૌર્ય કર્મ થયું છે, તેથી મ્હને ભારે અનુતાપ થાય છે, પરંતુ સત્વભ્રષ્ટ

ન થવાય એટલા માટે નિરૂપાય થઇને મ્હેં એ માર્ગ સ્વીકાર્યો હતો; અને સંતોને આપનું સ્વરૂપ જાણીને ત્હેમથી સેવા પૂજા કરતો હતો. ભગવાને કહ્યું:—હે હરિપાળ! જે મ્હારો ભક્ત થાય છે, એટલે અનન્ય ચિત્તથી મ્હારૂં ભજન કરે છે અને દેહનો અહંભાવ તથા વિષય મમતા છોડી દે છે, ત્હેનાં નિખિલ પાપ કર્મો મ્હારા ભક્તિ પ્રભાવથી નષ્ટ થઇ જાય છે અને ત્હેને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય છે. જ્યારથી ત્હારૂં ચિત્ત મ્હારામાં તેમજ મ્હારી વિભૂતિરૂપ સંતોને વિષે અનુરક્ત થયું છે અને તું અંતરમાં દયાભાવ રાખે છે તથા કાયા વાચા મન વડે મ્હારા ભજનમાંજ પ્રવૃત્ત થયો છે ત્યારથી ત્હારા હાથે થનારાં કર્મોને ત્હારી કોઈ પ્રકારનો સંબંધ રહ્યો નથી. જે પોતાને જે કર્મનો કર્તા માને છે, ત્હેને તેના ફળના ભોક્તા પણ થવું પડે છે. તું તો કર્તા ભોક્તાપણાનો ભાવ છોડીને કર્મ કરે છે, અને મુખથી પણ કહેતો હતો કે, "આ દ્રવ્ય જેનું છે ત્હેને ફળ મળે." હવેથી નિરંતર સિદ્ધિ પ્રભાવથી તું મ્હારા ભક્તોનું પૂજન કરશે અને ભજન પ્રભાવથી ત્હારો ઉદ્ધાર થશે. એટલું કહીને પરમાત્મા શ્રી વિઠ્ઠલ અંતર્ધાન થઈ ગયા. સારાંશ કે, ભગવદ્ ભક્તિથી આગંતુક દોષ નાશ પામે છે, એ સિદ્ધ થયું. હવે સ્વાભાવિક દોષોની નિવૃત્તિ કરવાને પણ ભક્તિ સમર્થ છે, તે કહેવામાં આવશે. ગીતોપનિષદમાં કહ્યું છે કે:—

**मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम्॥**

હે પાર્થ! અંત્યજાદિ પાપયોનિમાં ઉત્પન્ન થએલા અને કૃષ્યાદિ કર્માસક્ત વૈશ્ય તથા અધ્યયન રહિત સ્ત્રી શૂદ્રાદિ, અનન્ય ભાવથી મ્હારે શરણે આવી ભજન કરે છે તો તે સઘળા ઉત્તમ ગતિને પ્રાપ્ત થાય છે. ભક્તિમાં જાતિને મહત્વ નથી. ચંદન, બાવળ, ખેર, આમલી ઇત્યાદિ કાષ્ઠાદિકોનો ભેદ જ્યાં સુધી તેઓ અગ્નિમાં પ્રવિષ્ટ થયા નથી, ત્યાંસુધી જણાય છે.

નદીઓ જ્યાંસુધી સમુદ્રની સમીપમાં પહોંચી નથી ત્યાંસુધીજ ભિન્ન ભિન્ન જણાય છે. તેજ પ્રમાણે શૂદ્ર, અંત્યજ વગેરે ઉચ્ચ નીચ ભાવ પણ જ્યા લગી પરમ પ્રેમ પુરઃસર પરમાત્માનો આશ્રય કરીને ત્હેમની ભક્તિમાં પ્રવૃત્ત થયા નથી ત્યાં લગીજ રહે છે એમ જાણવું. કર્મકાંડમાં આર્ય અનાર્ય, ચારે વર્ણ તથા આશ્રમ અને સ્ત્રી પુરુષ એમના ભેદને અનુસરીને અધિકારીનો નિર્ણય કરવામાં આવે છે; કિંવા જ્ઞાનકાંડમાં અધિકાર પ્રાપ્ત્યર્થે સાધન ચતુષ્ટય સંપન્ન થવું પડે છે; ભક્તિમાં તે પ્રમાણે કોઇ વિધિ નથી. પરમા-

ત્માનો આશ્રય કરવામાં, "ત્હેમની ઉપર નિરતિશય પ્રેમ રાખીને ભજન કરવામાં" સ્ત્રી પુરુષ, બાળ વૃદ્ધ જ્ઞાની અજ્ઞાની, બ્રાહ્મણ અંત્યજ એ સર્વનો સમાન અધિકાર છે. સારાંશ કે વેદાધ્યયન શૂન્ય અને શ્રવણ મનન કરવાને અયોગ્ય એવા જે સ્ત્રી શૂદ્રાદિ ત્હેમને પરમગતિ પરમાત્મભક્તિથી મળે છે. તો પછી વેદશાસ્ત્રાધ્યયનનિપુણ અને સદ્ધર્મનિષ્ઠ એવા જે બ્રાહ્મણાદિ છે, ત્હેમને મળે એમાં શો સંદેહ ? એ પ્રમાણે ભગવાન્ કહે છેઃ—

किं पुनर्ब्राम्हणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

હે પાર્થ ઉત્તમકુળમાં જેમનો જન્મ છે, તથા સદાચાર સંપન્ન એવા બ્રાહ્મણ અને સૂક્ષ્મ વસ્તુનો વિવેક કરનારા ક્ષત્રિય મ્હારો આશ્રય કરશે અને અનન્ય ભક્ત થઈને મારું ભજન કરશે તો, ત્હેમને પરમગતિ (મોક્ષ) મળે એમાં શું કહેવાનું ? એટલા માટે, હે અર્જુન ! આ પ્રકારનું મ્હારી ભક્તિનું મહાત્મ્ય જાણીને તું મ્હારૂં ભજન કર. આ મર્ત્યલોક અનિત્ય છે, મનુષ્ય જન્મ વારંવાર મળતો નથી. અને તેમાં પણ આધ્યાત્મિકાદિ દુઃખોનો અનુભવ વિશેષ છે; માટે અનિત્ય સુખની પ્રાપ્તિને માટે પ્રયત્ન રહિત થઈને, જ્યાંસુધી એ દેહનો પાત થયો નથી ત્યાં સુધી અત્યંત શીઘ્રતાથી મ્હારા ભજનમાં પ્રવૃત્ત થા. આ પરથી એ સિદ્ધાન્ત નીકળ્યો કે પરમાત્માની પ્રાપ્તિ નિરતિશય ભક્તિમાં જેવી થાય છે, તેવી બીજા કોઈ સાધનમાં સુલભતાથી થતી નથી. એથી કરીને ભગવાનના ઉપદેશ મુજબ આપણે પણ ભક્તિ કરવી અને મનુષ્ય માત્રનો તેમાં અધિકાર છે. અધ્યાત્મ રામાયણમાં કહ્યું છે કે, પુરૂષ, સ્ત્રી, વર્ણાશ્રમ ઇત્યાદિકોની વિશેષતા ભક્તિને માટે કાંઇ કારણરૂપ નથી. આ પ્રકારનું બ્રહ્મસ્વરૂપ ગોપાળોને શ્રીકૃષ્ણે બતાવ્યું હતું.

એક વખતે નંદે એકાદશીવ્રત કરીને પરમેશ્વરની આરાધના કરી, અને દ્વાદશીને દિવસે સ્નાન કરવાને માટે યમુનાના જળમાં પ્રવેશ કર્યો, તે વખતે મધ્યરાત્રિનો સમય હતો. સૂર્યોદય થયા બાદ દ્વાદશી એક ઘટકાભર રહી હોય તો, તેમાં પારણાં કરવાને માટે મનુષ્યે મધ્યરાત્રી પછી સ્નાન કરીને એ પ્રહર દિવસ પર્યન્તનાં પોતાનાં અખિલ નિત્ય કર્માનુષ્ઠાન કરવાં, એવો શાસ્ત્રાર્થ છે, તે પ્રમાણને અનુસરીને નન્દે અપરાત્રમાં યમુનામાં સ્નાન કરવા માટે તેના ઉદરમાં પ્રવેશ કર્યો; પરંતુ એ રાક્ષસોનો વખત છે, એ પ્રમાણે ત્હેમના ખ્યાલમાં આવ્યું નહિ. તે વખતે ત્યાં આગળ વરૂણનો સેવક એક

દૈત્ય હતો, ત્હેને એમ ન સમજાયું કે આ નંદ શાસ્ત્રપ્રમાણને અનુસરીનેજ સ્નાન કરે છે, તેથી તે દૈત્ય ત્હેમને પકડીને વરૂણની પાસે લઇ ગયો. તે વખતે બીજા ગોપાળો ત્હેમની સાથે હતા, તેઓ હે કૃષ્ણ! હે બલરામ! એ પ્રમાણે પોકાર કરીને રડવા લાગ્યા. જ્યારે બધાને ખબર પડી કે નંદ યમુનામાં ડુબી ગયા છે. ત્યારે શ્રીકૃષ્ણ સમેત ગોપાળ ત્યાં આવ્યા. પરમાત્માએ સઘળું જાણી લીધું અને સર્વને અભય આપીને, પોતે ત્યાંજ જલમાં ડુબકી મારીને વરૂણની પાસે આવી પહોંચ્યા કૃષ્ણ આવતાં વારને વરૂણે સિંહાસનપર બેસાડીને ત્હેમનું પૂજન અને અને સ્તવન કર્યું કે હે પરમાત્મન્!

हृदयं यस्य यासीश सोऽनंतं सुखमश्नुते ।
सद्नेऽद्य ममायातस्तन्मे भाग्यं वदामि किम ॥

જેના હૃદયમાં તું જાય છે (પ્રગટ થાય છે) તે અવિનાશી સુખનો અનુભવ કરે છે. પણ મ્હારા તો ઘરને વિષે ત્હારૂં આગમન થયું છે, તેથી મ્હારા ભાગ્યનું વર્ણન હું શું કરૂં? ત્હમારા ચરણની સેવા કરનારો પુરુષ સંસારમાંથી નિર્મુકત થઇ જાય છે. તું પૂર્ણ પરબ્રહ્મસ્વરૂપ છે તથા અખિલ જીવોનો નિયામક છે, એવા ત્હને હું પ્રણામ કરૂં છું. આજે મ્હારે જન્મનું સાર્થક થયું છે, અને સકલ પુરૂષાર્થોની પ્રાપ્તિ થઇ છે એમ હું માનું છું. મ્હારા સેવકને ધર્મશાસ્ત્ર અવગત નથી અને પોતાનું કર્તવ્ય શું છે તથા કોની સાથે કેવું વર્તન રાખવું તેની પણ એને સમજ નથી; એથી એ ત્હમારા પિતાને અહિં લઇ આવ્યો છે. એ અપરાધની મ્હને ક્ષમા કરો. તું સર્વજ્ઞ હોવાથી મ્હારા અંતરનો ભાવ કેવો છે તે જાણે છેજ. હવે મ્હારા ઉપર કૃપા કરો ને પિતાને લઇ જાઓ, એમ કહીને નંદનો સત્કાર કરીને ત્હેમને સ્વાધીન કીધા. ત્યારપછી પરમાત્મા પ્રસન્ન અન્તઃકરથી ત્હેને આશીર્વાદ અને ક્ષમા આપીને નંદને ગોકુળમાં લઇ આવ્યા ત્યારે ગોપાળોને આનંદ થયો. એમાં પરમાત્માએ શો અભિપ્રાય પ્રગટ કર્યો છે? તોઃ—

निजाधीने भक्त्या भुवि मयि कृते क्वापि विधितो ।
जडे मग्नः स्याद्यद्धपदमिहास्योद्धरणकृत् ।
सदैवास्म्यालस्यं विजहदिति स व्यक्तमकरो- ।
दभिप्रायं स्वीयं वरुणगृहनंदानयनतः ॥

આ લોકમાં જો કોઇ પુરૂષ ભકિત પ્રભાવથી મ્હને સ્વાધીન કરે અને પછી દૈવયોગથી પ્રપંચના વિષયોમાં નિમગ્ન થઇ જાય તો, ત્હેના ઉદ્ધારને માટે આલસ્ય છોડીને હું નિરંતર તત્પર છું; આવો પોતાનો અભિપ્રાય

પરમાત્માએ વરૂણને ઘેરથી નંદને લાવીને વ્યક્ત કરી બતાવ્યો છે. કેમકે નંદે પરમાત્માની ભક્તિ કરીને ત્હેમને વશીભૂત કર્યા હતાજ. તથા દૈવયોગથી જડ (જલ) માં (સંસ્કૃતમાં 'ડ' અને 'લ' નો અભેદ માન્યો છે) ડુબી ગયા હતા. એવું જોઇ શ્રીકૃષ્ણે જાતે ત્યાં જઇને ત્હેમનો ઉદ્ધાર કર્યો. એથી કરીને આપણે પણ ભક્તિવડે એમને સ્વવશ કરીશું તો, આ જડ સંસારમાંથી આપણો પણ તે ઉદ્ધાર કરશેજ. અસ્તુ ! નંદને વરૂણનું પરમ ઐશ્વર્ય તથા ત્યાંના સર્વ લોકોની કૃષ્ણની આગળની નમ્રતા, વરૂણકૃત પૂજન સ્તવન જોઇને ઘણુંજ આશ્ચર્ય લાગ્યું. અને ત્હેમણે એ નિખિલ વૃતાન્ત પોતાના જ્ઞાતિજનો (ગોપાળ) ને કહી સંભળાવ્યો. તે સાંભળીને ગોપાળોની ખાતરી થઇ કે કૃષ્ણ એ ઇશ્વર છે. ત્યારબાદ તે સઘળાઓને એવી ઇચ્છા થઈ કે એ પરમેશ્વર પોતાનું સૂક્ષ્મ પરબ્રહ્મસ્થાન હમને પ્રાપ્ત કરાવી દેશે કે ? દેખાડશો ખરા કે ? ત્હેમનો એ વિચાર અંતર્યામી શ્રીકૃષ્ણના જાણવામાં આવ્યો અને ત્હેમની ઇચ્છા પૂર્ણ કરવા માટે કૃષ્ણે આ પ્રમાણે વિચાર કર્યો. મ્હારૂં સત્ય સ્વરૂપ માતા યશોદાએ પહેલાં જોયું છેજ, અને પિતા નંદે દૈવયોગથી હમણાં વરૂણને ઘેર જોયું. મ્હારા સ્વરૂપને વિષે નિમગ્ન થએલી ગોપિકાઓ આગળ રાસલીલામાં મ્હારૂં સત્ય સ્વરૂપ જોશે. તો હવે અવશિષ્ટ રહેલા એવા જે આ ગોપાળો છે, ત્હેમની ભક્તિને ખાતર મ્હારે મ્હારા શ્રુતિ પ્રતિપાદિત સ્વરૂપનું ત્હેમને દર્શનનું સુખ આપવું યોગ્ય છે. એ પ્રમાણે ભક્તવત્સલ પ્રભુના મનમાં આવ્યું. પછી એક વખત શ્રીકૃષ્ણે અખિલ ગોપાળોને બ્રહ્મહ્રદને વિષે (જ્યાં અક્રૂરે સ્નાન કર્યાબાદ ત્હેને વૈકુંઠદર્શન અને કૃષ્ણના સત્યસ્વરૂપનું દર્શન થયું હતું તે સ્થાનનું નામ બ્રહ્મહ્રદ છે, ત્યાં આગળ) સ્નાન કરવા સારૂ પોતાની સાથે લઇ આવ્યા, અને ત્યાં ડુબકી મારતી વખતે ત્હેમને વૈકુંઠનાં તેમજ પ્રત્યક્ષ પોતાનાં દર્શન કરાવ્યાં. જ્યાં વેદાદિ સ્તુતિ કરી રહ્યા છે એવો દેખાવ જોઇને તદ્દન વિસ્મય પામ્યા અને પરમાનંદમાં નિમગ્ન થયા. ઉદકમાંથી બહાર આવીને જુએ છે તો પહેલાંની માફક કૃષ્ણનું સ્વરૂપ જોઇને, તે આશ્ચર્ય કરવા લાગ્યા. એમાં પરમાત્માએ ભાવ આ બતાવ્યો છે કેઃ—

अस्मिन्नेव जडे ममास्ति वसतिर्[1]ह्या नमोवह्निमो: ।
प्रत्यक्षीक्रियतेऽत्र तैश्च [2]भुवने ये म[illegible]पानोत्तरा: ।

[1] સ્તનપાન કરતી વખતે અને માટી ખાધી હતી ત્યારે મુખ બોલ્યું હતું તે વખતે મુખમાં અખિલ વિશ્વરૂપ દેખાડયું હતું. [2] ભુવનના બે અર્થ છે એક જગત્ અને બીજો જલ.

इत्थं श्रुत्युपपाद्यमर्थमखिलप्रत्यक्षतां प्रापयं— ।
श्चक्रे तज्जल एव तान्प्रति तदा लोकं स्वमीशः स्फुटम् ॥

સર્વવ્યાપી મ્હારી પરમાત્માની સ્થિતિ સર્વવ્યાપી આકાશતુલ્ય જે આ જડસંસારમાં ગૂઢરૂપે છે, તે મ્હારી કૃપાને પાત્ર થએલા લોકોનેજ આ ભુવનમાં (જગતમાં) પ્રત્યક્ષ અનુભવમાં આવે છે. આ પ્રમાણે શ્રુત્યાદિકોનો પ્રતિપાદ્ય અર્થ સર્વ લોકોને પ્રત્યક્ષ પ્રાપ્ત કરાવનારા શ્રીકૃષ્ણે તે ગોપાળોને તે ભુવન (જલ) માં પોતાના તે લોક અને સ્વરૂપનું દર્શન કરાવ્યું. એથી કરીને આપણે પણ પ્રાર્થના કરવી કે હે વિભો ! એ લોકોને દેખાડેલા સ્વરૂપનો દર્શનાનંદ આપનારૂં હમારૂં જન્માન્તરીય પુણ્ય ન હોય તો ભલે ! ન હોવા દો. પરંતુ ક્રીડાને માટે ધારણ કરેલા રૂપનું તો દર્શન કરાવો. સારાંશ કે, જ્યાંસુધી ભક્તિનો આશ્રય નથી ત્યાંસુધી ઈશ દર્શનને માટે પ્રતિબંધક એવા આગંતુક અને સ્વભાવિક દોષો (પાપો) ની નિવૃત્તિ થશે નહિ. ગોપાળ તેમજ ગોપિકાઓનાં કુળ કયાં ઉત્તમ હતાં ? એ પ્રમાણે ખ્યાલમાં લાવીને સર્વજનોએ પરમાત્માના અનુગ્રહને સારૂ ત્હેમની ભક્તિનો આશ્રય કરવો. આ પુષ્પમાં આગંતુક તેમજ સ્વાભાવિક દોષ ભક્તિદ્વારા દૂર થઇને પરમાત્માની કૃપા થાય છે, તે ઉદાહરણ સહિત બતાવ્યું છે.

॥ इति शिवम् ॥

---

# તૃતીય પુષ્પ.

## ભક્તિ વગર કાન્તિપાંડિત્યાદિ ગુણ વ્યર્થ છે.

मद्भक्तानां प्रशान्तानां योगिनां वीतरागिणाम् ।
हृदये सीतया नित्यं वसाम्यत्र न संशयः ॥ अ. रा. ॥

પરમાત્માના ભજન વગર સંપાદન કરેલા પાંડિત્ય ચાતુર્યાદિ ગુણ વ્યર્થ છે એમ સમજવું. મહાત્મા એકનાથ કહે છે કેઃ—

પદ–રાગ–મ્હાર–તાલ ત્રિતાલા.

ભજન વિન ધિક્ ચતુરાઇ ગ્યાન ॥ ધ્રુ ॥ પોથી પુરાન બાંચત સબ હી વામેં નહિ ગુરૂજ્ઞાન ॥ ૧ ॥ એક કહે હમ આત્મગ્યાની ગ્યાન નાહિ અભિમાન ॥ ૨ ॥ એકા જનાર્દન ગુરૂકા બંદા ભક્તિ ભજનમેં પ્રાન ॥ ૩ ॥

भा रतीशितुरिवास्तु विग्रहे भारती भवतु वाक्पतेरिव।
भारतीह सकलोऽपि तद्गुणो यस्य भक्तिरचला न माधवे॥
ज्ञाताः सुचातुर्यकलाः समस्ता न सेवितं कृष्णपदारविन्दम्।
न शोभते तस्य तथा यथैव सिंदूरबिन्दुर्विधवाललाटे॥

વિવિધ વ્યાધિઓ વડે ગ્રહણ કરવામાં આવે છે એવું જે વિગ્રહ (શરીર) તેની કાન્તિ રતિપતિ મદનની તુલ્ય હોય તથા બૃહસ્પતિ સદૃશવાણી હોય, પરંતુ જે પુરૂષની રમાપતિ ભગવાનને વિષે નિર્મલ તથા નિશ્ચલ ભક્તિ નથી, ત્હેનાં સકલ સૌન્દર્ય પંડિતાઇ વગેરે ગુણો બોજારૂપ જાણવા. ભારવાહકને જેમ સુખ નથી હોતું તેજ પ્રમાણે ઉપર કહેલા ગુણોના ભારવાહકને પણ વિશ્રાન્તિ સુખ મળતું નથી. ચતુર્દશ વિદ્યા તથા ચોસઠ કળાઓને પણ સારી રીતે જાણી હશે પણ ભગવાન્ શ્રીકૃષ્ણ ચન્દ્રના ચરણુ કમલ સેવનમાં જેની પ્રીત નથી, ત્હેના એ સઘળા ગુણો વિધવાના લલાટમાં સિન્દુર બિન્દુની માફક શોભા આપતા નથી. વિધવા સ્ત્રીની પાસે ઘણાયે અલંકારો હોય અને શરીરપર તે ધારણ કરતી હોય, તોપણ સૌભાગ્યદાયક પતિ વગર તે જેમ શોભતાં નથી, તેજ પ્રમાણે સૌભાગ્ય (સુંદરતા) દાયી પરમ પુરૂષ પરમાત્મરૂપ પતિ વિના અર્થાત્ ત્હેમની ભક્તિ વગર, અલંકાર શાસ્ત્રાદિ શોભાદાયક થતાં નથી. મહાત્મા નરહરિનાથે બોધસારમાં વર્ણન કર્યું છે કે વૃષભાન દુલારી રાધાએ શ્રીહરિની પ્રાપ્તિને માટે કયા શારીરિક શૃંગારાદિ વેષ ધારણ કર્યા હતા? અથવા વાક્ચાતુર્ય ગ્રહણ ક્યારે કર્યું હતું? કાંઇજ નહિ. ત્હેણે તો કેવળ પ્રેમના નૈરન્તર્યથી કૃષ્ણને વશીભુત કરી રાખ્યા હતા. તેજ પ્રમાણે પંચમ ભૂમિકા ઉપર આરૂઢ થએલી યોગીની વાળના જેવી અતિ સૂક્ષ્મ બુદ્ધિ કયા સંન્યાસાદિ શૃંગાર તથા વાક્પાંડિત્ય ધારણ કરે છે? નહિજ. પરંતુ નિરતિશય પ્રેમનો જે અખંડ પ્રવાહ છે, તેના વડેજ તે હરી (સર્વ દ્વૈતનું હરણ કરનારા આત્મા) ને વશીભૂત કરે છે. એથી કરીને આશ્રમ, વેષ, પાંડિત્યાદિકોને આત્મ સાક્ષાત્કારનો હેતુ જાણશો નહિ. અલંકારાદિકોનું વ્યર્થત્વ જાણવું, કેમકે તેમના વિષે પરમાત્મ પ્રાપ્તિનો અભાવ છે. કવિ કહે છે કેઃ—

नालंकृता नो कुलीना न विदग्धा न सुन्दरी।
यस्यां तु रमते स्वामी सा सौभाग्यवती वधूः॥

એકાદ સ્ત્રી અલંકારાદિથી જો કે વિભૂષિત થઇ હશે તથા શ્રેષ્ઠ કુલમાં ઉત્પન્ન થઇ હશે અને તેજ પ્રમાણે ચાતુર્યયુક્ત તેમજ રૂપવતી હશે, તોપણ

ત્હેના પ્રેમ રાહિત્યને લીધે પતિ સમાગમ જો થતો નહિ હોય તો, તેના અભાવથી પુત્રજન્ય સુખનો પણ અભાવજ રહેવાનો અને તેથી તે સૌભાગ્યવતી કહેવાશે નહિ. પરંતુ જો સ્ત્રીના નિરતિશય પ્રેમવડે ત્હેનો પતિ ત્હેની સાથે ક્રીડા કરતો હશે તેજ સ્ત્રીને સુભૂષિત, કુલીન, ચતુર, સુંદર તથા સૌભાગ્યવતી ( પુત્રજન્ય સુખ છે જેને ) એ પ્રમાણે કહી શકાશે. તેજ પ્રમાણે જે બુદ્ધિ શૃંગારાદિ અલંકાર યુક્ત અને સંન્યાસવેષ પૂર્વક શાંત્યાદિ વૃત્તિઓથી ભૂષિત થઇ હશે, તથા કુ—લીના ( કૌ ક્ષેત્રે લીના ) ક્ષેત્રાકારતાથી નષ્ટ થએલી છે અને લૌકિક પાંડિત્યાદિ ગુણવાળી પણ હોય અને તેજ પ્રમાણે સુંદર (નિર્મળ) પણ હશે તોપણ તેથી કાંઇ તે સૌભાગ્યવતી (सु शोभनं भगं ऐश्वर्यादिषट्कं तद्विद्यते यस्यां सा ) 'શોભનષડ્ગુણૈશ્વર્યવતી' થતી નથી અર્થાત્ મુક્ત થતી નથી. પરંતુ જેને વિષે નિરતિશય પ્રેમ હોવાથી ત્હેનો પતિ ( સચ્ચિદાનંદ દાનવડે પાલન કરનારો એવો જે કૂટસ્થ આત્મા તે ) રમમાણ થાય છે, એટલે સહજ સુખરૂપથી આવિર્ભૂત થાય છે, તેજ વધૂ (वधयति हिंसति सर्वं द्वैतं इति वधूः) 'સકલ દ્વૈતનો નાશ કરનારી અદ્વૈત આત્માકાર બુદ્ધિ' ગણાય છે, અર્થાત્ તે ષડ્ગુણ ઐશ્વર્યમતી, નિત્ય તૃપ્તિમતી તથા મુક્ત હોય છે. સારાંશ કે, આત્મસુખના આવિર્ભાવના અભાવમાં અલંકાર, કુલીનત્વ, ચાતુર્ય, સૌન્દર્ય એ સર્વ વ્યર્થ છે. એટલા માટે પરમાત્મા ( સગુણ અગર નિર્ગુણ )ને વશીભૂત કરવા સારૂ બુદ્ધિને વિષે અખંડ પ્રેમ હોવો જોઇએ. જ્ઞાની અને ભક્ત એ બન્નેનાં લક્ષણ ભિન્ન છે એ પ્રમાણે વેદાંતશાસ્ત્ર અગર ઉપાસના પ્રતિપાદક શાસ્ત્રમાં કોઇપણ ઠેકાણે વર્ણન મળી આવતું નથી. બન્નેને અગાઉ બતાવેલાં લક્ષણોની આવશ્યકતા રહે છે.

**विरागश्च विचारश्च शौचमिन्द्रियनिग्रहः ।**
**वेदे च परमा प्रीतिस्तदेकं लक्षणं द्वयोः ॥**

વિષય વૈતૃષ્ણ્ય, વિવેક, શૌચ, (અંતર રાગાદિમલ રાહિત્ય અને બાહ્ય સ્નાનાદિ ક્રિયા એ પ્રમાણે બે પ્રકારની શુદ્ધિ ) તથા શ્રોત્રાદિ ઇન્દ્રિયોને તેમના વિષયોથી નિગ્રહીત કરવી, વેદમાં અને (ચકારથી) દેવમાં અવ્યભિચારી પ્રીતિ ઇત્યાદિ લક્ષણ સત્ય જ્ઞાની તેમજ સદ્ભક્તનાં એકસરખાંજ હોય છે. એથી જ્ઞાન અને ભક્તિનો ઐક્યભાવ સમજવો. એમ શા પરથી કહો છો ? એવી શંકા થાય તો ગીતોપનિષદ્ના ઉપાસનાકાંડના દ્વાદશ અધ્યાયના 'अद्वेष्टा सर्वभूतानां' ઇત્યાદિ આઠશ્લોક અને તેનાજ જ્ઞાનકાંડના ત્રયોદશ અધ્યાયના 'अमानित्वमदंभित्वं' ઇત્યાદિ પાંચે શ્લોક મનન પૂર્વક વાંચવાથી

અગર સાંભળવાથી ભક્તિ તેમજ જ્ઞાનનાં લક્ષણુ એકજ છે એ પ્રમાણે ખ્યાલમાં આવશે. કહેવાની મતલબ એ છે કે, નિરતિશય પ્રીતિરૂપ ભક્તિ વગર ભક્તને કે જ્ઞાનીને ઇશ (સગુણ કે નિગુણ)નો સાક્ષાત્કાર થવાનો નથી. બન્નેના ભજનમાં કિંચિત્ અલ્પભેદ ભલે હોય, તોપણ તે બન્નેના પરિણામ તો એક રૂપજ છે, એટલા માટે જ્ઞાનીમાં અગર ભક્તમાં કશો ભેદભાવ રાખવાનું કે સમજવાનું પ્રયોજન રહેતું નથી. અન્યત્ર પણ કહ્યું છે કેઃ—

या राकाशशिशोभना गतघना सा यामिनी यामिनी ।
या सौन्दर्यगुणान्विता पतिरता सा कामिनी कामिनी ।
या गोविन्दरसप्रमोदमधुरा सा माधुरी माधुरी ।
या लोकद्वयसाधनी तनुभृतां सा चातुरी चातुरी ॥

તેજ યામિની ( રાત્રિ ) સારી કહેવાય છે કે જે વાદળાં વગરનાં પૂર્ણિમાના ચન્દ્રમાથી શોભિત છે. પૂર્ણિમાનો ચંદ્ર હોવા છતાં વાદળાં હોય અથવા વાદળાં નહિ હોવા છતાં પૂર્ણચંદ્રયુક્ત રાત્રિ નથી, તો તેની શી શોભા ? તથા તેજ કામિની (સ્ત્રી)ને ઉત્તમ જાણવી કે જે સૌન્દર્યાદિ ગુણુ યુક્ત થઇને પોતાના વિવહિત પતિને વિષેજ મન, વચન તેમજ કર્મ વડે આસક્ત થઇને રહે છે; તેજ માધુરી સર્વોત્કૃષ્ટ છે કે જે ગોવિંદના ભક્તિ-રસોત્પન્ન આનંદથી મૃષ્ટ છે અને તેજ પ્રમાણે મનુષ્યોની ચાતુરી પણ તેનેજ સમજવી કે જેના વડે આ લોક તથા પરલોક સુધાય છે. અર્થાત્ આ લોકને વિષે ધર્મકર્માચરણુ અને ભગવદ્ભક્તિવડે અભ્યુદય સંપાદન કરીને જ્ઞાનદ્વારા સદ્ગતિ પણ પ્રાપ્ત થાય. એવી ચાતુરી જ્યાં સુધી મેળવી નથી ત્યાં સુધી બીજી બધી ચતુરાઇ વ્યર્થ છે એમજ સમજવું. એકાદશ સ્કંધમાં ભગવાન્ ઉદ્ધવને કહે છે કેઃ—

यथाग्निना हेम मलं जहाति ध्मातं पुनः स्वं भजते च रूपम् ।
आत्मा च कर्मानुशयं विधूय मद्भक्तियोगेन भजत्यथो माम् ॥
यथा यथाऽऽत्मा परिमृज्यतेऽसौ मत्पुण्यगाथाश्रवणाभिधानैः ।
तथा तथा पश्यति वस्तु सूक्ष्मं चक्षुर्यथैवांजनसंप्रयुक्तम् ॥

સુવર્ણને જેમ અગ્નિથી તપાવ્યું હોય તોજ અંદરનો બધો મેલ છોડી દે છે અને પોતાનું પૂર્વ વિશુદ્ધરૂપ ધારણ કરે છે; ઉપરથી ખુબ ધોયું હોય અગર ઘર્ષણાદિ બીજી ક્રિયાઓ પણ કરી હોય તોપણુ તેનાથી તેનો અંદરનો મેલ જતો નથી; તેજ પ્રમાણે આત્મા પણ મ્હારી ભક્તિના યોગ-વડે નિખિલ કર્મવાસનાઓને છોડયા બાદ મ્હારા સ્વરૂપને પ્રાપ્ત થાય છે;

એવું સામર્થ્ય અન્ય સાધનોને વિષે નથી. મ્હારી પવિત્ર કથા સાંભળવાથી અગર વર્ણવાથી જેમ જેમ ચિત્ત નિર્મળ થતું જાય છે, તેમ તેમ પુરૂષને અંજન કરવામાં આવેલી આંખ્યોની પેઠે સૂક્ષ્મ વસ્તુ દેખાવા લાગે છે. પૃથ્વીની અંદર જે ગુપ્ત ધન છે તે સિધ્ધ અંજન વગેરે આંખ્યોમાં લગાડવાથીજ જણાય છે, તેજ પ્રમાણે પરમાત્મભજનથી જ્ઞાનની પ્રાપ્તિ થઇને જીવ ચૈતન્ય ઘન થઇ જાય છે, એથી કરીને પ્રથમ આ શરીરને ઉપાસનામાં નિયુક્ત કરવું.

खगासने भव्यगुणेऽन्तरेण वरं शरं रीतिधरं नियोज्य ।
उपासनस्यातिबलेन सौम्य त्वं सूक्ष्मलक्ष्यं प्रति विध्य शीघ्रम्॥

જે પ્રમાણે ધનુર્ધારી ઉત્તમ ગુણયુક્ત ધનુષ્યમાં પિત્તળરખા ભૂષિત બાણને જોડીને શરાભ્યાસ બલ વડે અત્યંત સૂક્ષ્મ લક્ષ્યનું તરત ભેદન કરે છે, તેજ પ્રમાણે હે સૌમ્ય! તું ઉત્તમ ગુણયુક્ત જે ગરૂડવાહન પરમાત્મા ત્હેમને વિષે 'રી' એ વર્ણને મધ્યમાં ધારણ કરવાવાળું શ્રેષ્ઠશર યાને શરીર ("શર" શબ્દની વચમાં 'રી' વર્ણ મૂકવાથી "શરીર" શબ્દ બને છે) ને જોડીને ઉપાસનાના દૃઢ અભ્યાસ બલથી સૂક્ષ્મ લક્ષ્ય પરમાત્મ વસ્તુ, જે મન વાણીને અગોચર છે તેનું, ભેદન કર. અર્થાત્ જે પ્રમાણે બાણ લક્ષ્યને વિષે પ્રવિષ્ટ થાય છે તેજ પ્રમાણે તું, પ્રથમ સ્થૂલ પરમાત્માની ઉપાસના કર્યા બાદ, ત્હેમના પ્રસાદથી પ્રાપ્ત થએલા જ્ઞાન દ્વારા સૂક્ષ્મ અક્ષર બ્રહ્મને વિષે પ્રવિષ્ટ થા. દેવતાઓની ઉપાસનાઓથી જ્ઞાન પ્રતિબંધનો નાશ થાય છે. એનાપર ભારતમાં એક ઇતિહાસ વર્ણવ્યો છે.

કોઇ એક દરિદ્રી બ્રાહ્મણ પૈસાના લોભથી ધર્માચરણમાં પ્રવૃત્ત થયો હતો. ત્હેણે અનેક દેવતાઓની ઉપાસના કીધી, છતાં ધન મળ્યું નહિ ત્યારે તે વિચાર કરવા લાગ્યો કે કયો દેવ સત્વર પ્રસન્ન થાય તેમ છે? તે વખતે દેવતાઓનો સેવક કુંડધાર નામનો મેઘ ત્હેને દૃષ્ટિગોચર થયો. ત્હેનાપર ત્હેની ભક્તિ ચોંટી અને એ મ્હારી ધન કામના ત્વરિત પૂરી કરશે એવા નિશ્ચયથી ત્હેણે પુષ્પ ધૂપ દીપ બલિપ્રદાન વગેરે ઉપચારોથી ત્હેની પૂજા કીધી ત્યારે તે કુંડધાર બોલ્યો:—હે બ્રહ્મન્!

ब्रम्हघ्ने च सुरापे च चौरे भग्नव्रते तथा ।
निष्कृतिर्विहिता सद्भिः कृतघ्ने नास्ति निष्कृतिः॥

બ્રહ્મહત્યા કરનારો, મદ્યપાન કરનારો, ચોર તથા વ્રતભંગ થએલા પુરૂષનાં પાપોની નિવૃત્તિને માટે મહાત્માઓએ પ્રાયશ્ચિત્ત કહ્યાં છે પરંતુ કૃતઘ્નીનું પ્રાયશ્ચિત્ત કહ્યું નથી; માટે હું પ્રસન્ન છું, જે કાંઇ ઇચ્છા હોય તે પ્રગટ

કરો. ત્યારે બ્રાહ્મણે વિપુલ ધનની ઇચ્છા બતાવી. કુંડધારે વિચાર કર્યો કે, એ કેવળ દ્રવ્ય માંગે છે પરંતુ તે નશ્વર છે અને તેના સંયોગથી મનુષ્ય સદાચાર ભ્રષ્ટ થઇને દુર્ગતિને પ્રાપ્ત થાય છે. માટે હું એનું પરમ કલ્યાણ કરૂં કે જેનાથી એનું તપ તેમજ મ્હારી પ્રસન્નતા પણ સાર્થક થાય. ત્યારબાદ તે બ્રાહ્મણે દર્ભાસનપર પડ્યા પડ્યા તે કુંડધારના તેજ વડે સ્વપ્નમાં આ પ્રમાણે દેખાવ જોયો. દેવતાઓની સભામાં મણિભદ્ર સત્કર્મ કરનારાઓને રાજ્યાદિ સંપત્તિ આપી રહ્યા છે અને દુરાચાર કરનારાની સંપત્તિનું હરણ કરી રહ્યા છે. તે સભામાં કુંડધાર જઇને નમસ્કાર કરીને દેવતાઓની સામે જમીનપર પડી રહ્યા છે. ત્યારે દેવતાઓની આજ્ઞાથી મણિભદ્રે ત્હેને પૂછ્યું કે, "તમારે શું જોઇએ છે?" કુંડધાર બોલ્યોઃ—"આ બ્રાહ્મણ મ્હારી બહુ ભક્તિ કરે છે માટે એનાપર આપ કૃપા કરો." મણિભદ્રે કહ્યુંઃ–'ઠીક! દેવતાઓની આજ્ઞાથી હું ત્હેને જોઇએ તેટલું દ્રવ્ય આપું છું.' કુંડધારે શરીર અને દ્રવ્યની ક્ષણભંગુરતા જાણીને કહ્યું '**धर्मेऽस्य रमतां बुद्धिः**' 'એની બુદ્ધિ ધર્મને વિષે નિરંતર રમમાણ થાય એવું કરો.' તે સાંભળીને મણિભદ્રે કહ્યુંઃ—

**प्रीतास्ते देवताः सर्वा द्विजस्यास्य तथैव च।**
**भविष्यत्येष धर्मात्मा धर्मे चाधास्यते मतिः॥**

હે કુંડધાર! તમારા આ વચનથી સકલ દેવ પ્રસન્ન થયા છે તથા એ બ્રાહ્મણના ઉપર પણ પ્રસન્ન થયા છે. તમારી ઇચ્છાનુસાર એ ધર્માત્મા થશે. એની બુદ્ધિ સદા ધર્મકર્માચરણમાં સ્થિર રહેશે. એવો અભીષ્ટ વર મળવાથી કુંડધારને આનંદ થયો. આટલું જોઇને બ્રાહ્મણ સાવધ થઇને કહેવા લાગ્યો કે આને મ્હારાં સુકૃતની ખબર નથી તો બીજો કોણ જાણવાનો હતો અને ઉપકાર કરવાનો હતો? હવે મ્હારે વનમાં રહીનેજ તપાચરણ કરવું જોઇએ. દેવતાઓના વરપ્રદાનથી ત્હેને વૈરાગ્ય થયો અને વનમાં જઇને તે ઘોર તપ કરવા લાગ્યો. ફળ, મૂળ, ઉદક, વગેરેનું સેવન કરવાથી તથા શ્રદ્ધાપૂર્વક ધર્મમાં નિરત થવાથી ત્હેને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઇ અને ત્હેનો એવો નિશ્ચય થયો કે જો હું કોઇને રાજ્યાદિ સંપત્તિ પ્રસન્ન થઇને આપીશ તો મ્હારૂં વચન મિથ્યા થશે નહિ. એવી સિદ્ધિ પ્રાપ્ત થયા બાદ કુંડધાર ત્હેની પાસે આવીને બોલ્યોઃ– "હવે તમને દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે, તેના વડે રાજાઓને જે ગતિની પ્રાપ્તિ થઈ છે તે જુઓ." કુંડધારના વચનપરથી તે બ્રાહ્મણે જોયું તો પોતાની દિવ્ય દૃષ્ટિ વડે હજારો રાજા લોકો નરકને વિષે પડેલા ત્હેના જોવામાં આવ્યા. ત્યારપછી કુંડધારે કહ્યુંઃ—

**मां पूजयित्वा भावेन यदि त्वं दुःखमाप्नुयाः ।**
**कृतं मया भवेत्किं ते कश्च तेऽनुग्रहो भवेत् ॥**

હે બ્રહ્મન્ ! ત્હેં ભક્તિથી મ્હારી પૂજા કરી અને ત્હને આમના જેવું દુઃખ પ્રાપ્ત થયું હત તો મ્હેં ત્હારૂં શું કલ્યાણ કર્યું કહેવાત ? અથવા કયો અનુગ્રહ કર્યો એવું બનત ? પરંતુ ત્હને નિત્ય સુખ પ્રાપ્ત થાય તેટલા માટેજ મ્હેં દેવતાઓની પાસે ત્હમારી મતિ ધર્મનિષ્ટ થાય એવું વરદાન માંગી લીધું કેમકે:—

**न देवैरननुज्ञातः कश्चिद् भवति धार्मिकः ।**

દેવતાઓની આજ્ઞા વગર, પ્રસાદ વિના, કોઇ પણ ધર્મનિષ્ઠ થતો નથી. ત્હેમનાજ પ્રસાદથી બીજાને ચાહે તે આપવાનું સામર્થ્ય ત્હમારામાં આવ્યું છે. એ સાંભળીને બ્રાહ્મણે ત્હેને નમન કરીને કહ્યું:—ત્હમારી મ્હારા ઉપર ઘણી કૃપા થઈ છે પરંતુ ત્હમારો પ્રેમ કેવા પ્રકારનો છે તે કામ ક્રોધ લોભાદિકોને વશીભૂત થઇને જાણ્યું નહિ અને મ્હેં ત્હમારી અસૂયા કરી તે ક્ષમા કરશો. આ પ્રમાણે શિવ, શક્તિ, વિષ્ણુ ઇત્યાદિ દેવતાઓની ભક્તિ વડે ત્હેમનો પ્રસાદ થઇને મોક્ષોપાયાદિ અનુષ્ઠાન વિરોધી રજતમ ગુણોનો અને તેમના કાર્યોનો લય થઇને સત્વ વૃદ્ધિદ્વારા જ્ઞાન લાભ તથા મોક્ષ મળે છે. એટલા માટે ઉપાસના અવશ્ય કરવી કે જેનાવડે રાગદ્વેષાદિવૃત્તિઓના લય પુરઃસર જ્ઞાન પ્રકાશ તથા આનંદ લાભ અવશ્ય થશે. હવે પરમાત્માનું ભજન કેવી રીતે કરવું જોઇએ ? તેને માટે ગીતોપનિષદમાં શ્રીકૃષ્ણ ભગવાન્ શ્રીમુખેજ કહે છે કે, હે અર્જુન !:—

**यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।**
**यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥**

શાસ્ત્ર વ્યતિરિક્ત સ્વાભાવિક રાગથી જે તું ગમનાદિ લૌકિક કર્મ કરે છે, તથા શરીર ઇન્દ્રિયાદિકોની તૃપ્તિને માટે અથવા કર્મસિદ્ધિને ખાતર શાસ્ત્રીય અને અનાયાસલબ્ધ અન્નભક્ષણ કરે છે, અને શાસ્ત્રોક્ત શ્રૌત સ્માર્ત અગ્નિહોત્રાદિહોમ તું કરે છે, તેમજ અતિથિ બ્રાહ્મણાદિકોને ધનધાન્ય, કન્યા, ગાય, જમીન, ઇત્યાદિ વસ્તુઓનું દાન કરે છે, તેજ પ્રમાણે અજ્ઞાત પ્રામાદિક પાપોની નિવૃત્તિને માટે જે કાંઈ ચાંદ્રાયણાદિ તપ કરે છે, અથવા ઉચ્છૃંખલ પ્રવૃત્તિનો નાશ કરવા માટે શરીરેન્દ્રિયસંઘાતનું જે નિયમન કરે છે તે સર્વ લૌકિક વૈદિકકર્મ મ્હારે વિષે સમર્પણ થાય એવું

કર. પરંતુ મ્હેં એવાં કર્મ કરી ભગવાનને સમર્પણ કર્યાં છે એવી અંતરમાં સ્મૃતિ પણ ન રહેવી જોઇએ. ત્યારેજ એ સમર્પણરૂપ ભજનનું ત્હને અનંત ફલ પ્રાપ્ત થશે.

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥**

આ પ્રમાણે પરમગુરૂ પરમેશ્વર જે હું ત્હેનું, અનાયાસ સિદ્ધ સકલ કર્મ સમર્પણરૂપ ભજન કરવામાં આવે તો, ઇષ્ટાનિષ્ટ ફલપ્રદ બંધક કર્મોમાંથી તું મુક્ત થઈશ. જેમ અગ્નિમાં દગ્ધ કરેલા ધાન્યબીજને ફરીથી અંકુર પ્રાપ્ત થતો નથી તેજ પ્રમાણે મ્હારામાં સમર્પણ કરેલાં કર્મો ત્હને શુભાશુભ ફળ આપવાને સમર્થ થશે નહિ. સકલ કર્મોને પરમાત્માને વિષે સમર્પણ કરવાં એ યોગની માફક ચિત્તશોધક હોવાથી, સંન્યાસ યોગવડે શોધિત અંતઃકરણ થએલો તું કર્મબંધનોમાંથી જીવત અવસ્થામાંજ છૂટો થઇને સમ્યગ્ દર્શનવડે અજ્ઞાન આવરણની નિવૃત્તિપૂર્વક **'अहं ब्रह्मास्मि'** એ શ્રુતિ વાકયો-નુસાર મ્હારો સાક્ષાત્કાર કરશે, ત્યારપછી પ્રારબ્ધ કર્મ સમાપ્ત થયા ( આ શરીરના પતન ) બાદ વિદેહ કૈવલ્યરૂપ એવા મ્હને પ્રાપ્ત થઇશ. એટલા માટે સંસાર નિવૃત્તિ તેમજ પરમાનંદની પ્રાપ્તિને માટે ઇશભજન કરવું મોક્ષેચ્છુને ઉચિત અને આવસ્યક છે.

આનાપર શંકા થશે કે, ભજન કરનારા ભક્તો ઉપર એ ઇશ્વર અનુગ્રહ કરે છે અને ત્હેમનેજ સંસાર નિવૃત્તિપૂર્વક આનંદની પ્રાપ્તિ કરાવી દે છે, અભક્તોને તેમ કરતો નથી; તો ત્હેનામાં રાગદ્વેષ સ્પષ્ટ હોવાથી એ પરમેશ્વર કેવી રીતે થઈ શકે છે ? તથા **' निर्दोषं हि समं ब्रह्म '** પરબ્રહ્મ પરમાત્મા સમ અને દોષ શૂન્ય છે એમ કહેવું પણ ઉક્તિમાત્ર છે, વાસ્તવિક ત્હેનામાં વિષમતા છે. તો એના સમાધાનમાં કહેવામાં આવે છે કેઃ—

**समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥**

હે અર્જુન ! બ્રહ્માદિ સ્તંબપર્યંત નિખિલ પ્રાણીઓમાં મ્હારો સચ્ચિ-દાનંદ રૂપ વડે તેમજ અંતર્યામી રૂપથી તુલ્યજ નિવાસ છે. તો પછી ભક્તો તથા અભક્તોના ફળમાં વિષમતા કેમ હોવી જોઇએ ? એમ જો તું પૂછતો હોય તો સાંભળ. જે મનુષ્યો સર્વકર્મસમર્પણરૂપ ભક્તિથી મ્હારૂં ભજન કરે છે ત્હેમનું અંતઃકરણ, રજ અને તમ મલથી નિર્મુક્ત થઇને સત્વગુણની આધિક્યતાથી મહાકારવૃત્તિ ધારણ કરવાને સમર્થ થાય છે અને એ રીતે તે

મ્હારામાં નિવાસ કરે છે. તથા હું પણ ત્હેની અત્યંત નિર્મલચિત્તવૃત્તિમાં પ્રતિબિંબિત થઇને વર્તું છું. સ્વચ્છ દ્રવ્યનો સંબંધ જેની સાથે થાય છે તેનો આકાર તે પોતે ધારણ કરી શકે છે. તથા તે પણ સ્વચ્છ વસ્તુને વિષે પ્રતિબિંબિત થાય છે એવો બન્નેનો સ્વભાવ છે. મલિન વસ્તુ કોઇનો પણ આકારને પોતાને વિષે ધારણ કરી શકતી નથી અને તેની નિકટનો પદાર્થ પણ તેને વિષે પ્રતિબિંબત થતો નથી. સર્વવ્યાપી અને સમ આકાશનું પ્રતિબિંબ સ્વચ્છ પાણી અગર દર્પણને વિષે પડે છે; મલિન પત્થર, દિવાલ, માટી, ઘટ વગેરેમાં પડતું નથી. તેજ પ્રમાણે પરમાત્મા ભજન પ્રભાવ વડે ભક્તોના નિર્મલ અંતઃકરણને વિષે આનંદરૂપથી પ્રગટ થાય છે પરંતુ વૈષયિક વાસના મલથી અસ્વચ્છ બનેલાં અભક્તોના અંતઃકરણમાં પ્રગટ થતા નથી. આ પરથી પરમાત્મામાં રાગદ્વેષ છે એમ નહિ સમજવું. સૂર્યપ્રકાશ અગર આકાશના દર્પણાદિકોમાં રાગ અને ઘટાદિકોની સાથે દ્વેષ કેવી રીતે હોઇ શકે? તેજ પ્રમાણે પરમાત્મા ભક્તોને વિષે રાગ કે અભક્તોના પ્રત્યે દ્વેષ કરતા નથી; તે તો સર્વત્ર એક સરખાજ છે, તોપણ એ ભજન પ્રભાવ સમજવો, કે જેનાથી ભક્તોને સંસારની નિવૃત્તિ થાય છે, અને અભક્તોને બંધનની પ્રાપ્તિ થાય છે. શીતકાળમાં જેઓ સૂર્યના તડકામાં આવીને બેસે છે ત્હેમનીજ ટંડીનું તે (સૂર્ય) નિવારણ કરે છે, નહિ કે ઘરમાં બેઠેલાંઓની પણ. આ ઉપરથી શું સૂર્યમાં વૈષમ્યની કલ્પના કરવી? અથવા કલ્પતરૂની પાસે જેઓ જાય છે ત્હેમનીજ કામના તે પૂર્ણ કરે છે, જેઓ નથી જતા ત્હેમની નહિ. એથી શું કલ્પતરૂ રાગદ્વેષયુક્ત છે એમ સમજવાનું? શીતનિવૃત્તિ અગર કામના પૂર્તિ જેમ પુરૂષ પ્રયત્ન સાધ્ય છે, તેજ પ્રમાણે સંસારનિર્મુક્તિ તેમજ આનંદપ્રાપ્તિ પણ પુરૂષ પ્રયત્ન વડે લભ્ય છે. વિષમતા હોય તો તે પરમાત્માની નથી પરન્તુ મનુષ્યોની છે. પરમાત્મા જે કહે છે કે, મ્હારો નિવાસ ભક્તોને વિષે છે અભક્તોમાં નથી, એનો હેતુ એજ સમજવો. અભક્તોને તો પરમાત્માનું વિસ્મરણ હોય છે, તો પછી પરમાત્મા શી રીતે કહી શકે કે હું ત્હેમને વિષે છું? જે પુરૂષ પાણીમાં પ્રવિષ્ટ છતાં તૃષિત છે અગર અન્નમાં દાટેલો હોવા છતાંયે ક્ષુધિત છે, ત્હેને અન્નમાં અને જલમાં સ્થિત છે એમ કોણ કહેશે? જલ સમૃદ્ધિમાં જે જળ પીતો હોય અને અન્ન સમૃદ્ધિમાં રહીને અન્ન ખાતો હોય ત્હેનેજ જળમાં અને અન્નમાં સ્થિત છે એમ લોકો કહેશે. તેજ પ્રમાણે ભક્ત સદા પરમાત્માનું સ્મરણ કરીને ત્હેમના સ્વરૂપમાં રત થાય છે, માટેજ 'તે મ્હારામાં અને હું ત્હેનામાં છું' એ પ્રમાણે ભગવાને જે કહ્યું છે તેનો આશય એજ

છે એમ જાણવું. ભજન પ્રભાવથી ભકત સંસારનિર્મુકત થાય છે અને અભક્ત સંસારચક્રમાં ભમણ કરતો ફરતો દુઃખ અનુભવે છે, તેથી પરમાત્માને વિષે રાગદ્વેષાદિ વિષમતાનું આરોપણ ન કરવું જોઇએ.

વળી '**अप्राणो ह्यमनाः शुभ्रः**' એવી પણ શ્રુતિ છે. રાગ દ્વેષ અર્થાત્ પ્રિય અપ્રિય ભાવ મનના છે અને પરમાત્મા તો મન વિરહિત છે, તેથી પરમાત્મા કોઇના ઉપર પ્રેમ અગર કોઇનો દ્વેષ કરી શકતા નથી એ પણ સમજી લેવું. તાત્પર્ય કે, ઇશ્વર જો કે '**सत्यज्ञानानंतात्मक**' છે, એટલે સર્વત્ર સદાપરિપૂર્ણ હોવાથી સમ છે તથા સર્વ મનુષ્યો તેને પ્રાપ્ત થયા જેવા છે તોપણ જન્માન્ધને પ્રતિદિન પ્રકાશિત થનારો સૂર્ય જેમ અપ્રાપ્તજ હોય છે, તેજ પ્રમાણે અજ્ઞાન આવરણ વડે અંતર્દષ્ટિ આચ્છાદિત થઇ જવાથી પ્રાણીઓને તે અપ્રાપ્ત લાગે છે. ભજન વડે અજ્ઞાન પટલ (પડદો) દૂર થઈ જાય તો પૂર્વ પ્રાપ્તજ પ્રાપ્ત થયા જેવુંજ લાગે છે. એથી કરીને સર્વદા શ્રદ્ધાયુકત મનથી ભજનમાં તત્પરતા રાખવી.

એક વખતે બાદશાહે બિરબલને પૂછયું કે, સંસારમાં કોઇ રાજા, મહારાજા, શ્રીમંત છે અને કોઈ ભૂખે મરે છે તેનું શું કારણ છે? તે સાંભળીને બીરબલે કહ્યું:—

રામ ઝરોકે બૈઠકે સબકા મુજરા લેત।
જાકી જૈસી ચાકરી તાકો તૈસા દેત॥

બાદશાહ, તેનો યથાર્થ તેમજ ગંભીર અર્થ સમજીને આનંદિત થયો. વાસ્તવિક પરમાત્માની જે જેવી સેવા પૂજા વગેરે કરે છે ત્હેને પરમાત્મા પણ તદનુરૂપ ફળ આપે છે. બ્રહ્મસૂત્રમાં પણ એ પ્રમાણે છેઃ—

**वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात्तथा हि दर्शयति।**

દેવાદિ પ્રાણી અત્યંત સુખી, પશ્વાદિક અતિ દુઃખી તથા મનુષ્યાદિ મધ્યમ ભોગ સંપન્ન એવી વિષમ સૃષ્ટિ ઉત્પન્ન કરનારો ઈશ્વર વૈષમ્ય[1] અને નૈર્ઘૃણ્ય[2] દોષયુક્ત છે એવી કોઇને શંકા થાય, પરંતુ કોઈની પણ અપેક્ષા કર્યા વગર જો ઇશ્વરે વિષમ સૃષ્ટિ નિર્માણ કરી હત તો એ દોષ ત્હેના ઉપર આવત પરંતુ ઇશ્વરને પ્રાણી માત્રના ધર્માધર્મની અપેક્ષા રહે છે, એથી કરીને વિષમ સૃષ્ટિ થાય તો તેમાં કાંઈ ઇશ્વરનો અપરાધ નથી. ઇશ્વર વરસાદના જેવા છે. વ્રીહિયવાદિ ધાન્યની ઉત્પત્તિને માટે પર્જન્ય જે પ્રમાણે સાધારણ કારણ છે અને એ ધાન્યોમાં વૈષમ્ય ઉત્પન્ન થાય છે તો તેનું કારણ તેના બીજોમાં રહેલું એવું જે અસાધારણ સામર્થ્ય છે તેજ મનાય છે; તેજ પ્રમાણે દેવ મનુષ્યા-

૧ વિષમતા. ૨. નિર્દયતા.

દિકોની સૃષ્ટિને માટે ઈશ્વર સાધારણ કારણ હોય છે અને તેમાં જે વૈષમ્ય જણાય છે તેનું કારણ તે તે જીવોને વિષે સ્થિત થઇ રહેલાં અસાધારણ કર્મોજ જાણવાં. આ પ્રમાણે ધર્માધર્મની અપેક્ષા કરનારો ઈશ્વર વૈષમ્ય નૈર્ઘૃણ્ય દોષરહિત છે અને શ્રુતિમાં પણ એ પ્રમાણે વર્ણન છે. સારાંશ કે, ઈશ્વરના અનુગ્રહ નિગ્રહ પ્રાણીઓનાં સારાં બુરાં કર્મોના ઉપરજ અવલંબન કરે છે. એથી કરીને, ત્હેમના ( ઇશ્વરના ) અનુગ્રહને માટે ત્હેમનું ભજન કરતાં રહેવું જોઇએ. પરમાત્મા શ્રી રામચંદ્રજીનું વચન છે કે જે મ્હારા ભક્ત અત્યંત શાન્ત તથા રાગદ્વેષશૂન્ય અને મ્હારા સ્વરૂપને ચિત્તવૃત્તિ લગાડીને સ્થિત થઇ રહે છે ત્હેમના હૃદયને વિષે સીતા સહિત હું નિરન્તર નિવાસ કરૂં છું એમાં સંશય ન કરવો. એનો અનુભવ હનુમાને બધાને બતાવી આપ્યો હતો.

પરમાત્મા શ્રીરામચંદ્રને રાજ્યાભિષેક થયા બાદ ત્હેમણે ઋષિ જનો, રાજા લોકો તેમજ બ્રાહ્મણ સમૂહનું વસ્ત્ર અલંકારાદિકથી સન્માન કર્યું હતું. પછી જે કપિજનોએ પોતાને સહાય કરી હતી, ત્હેમનું સન્માન કરવાનો વિચાર રામચંદ્રના મનમાં સ્ફુર્યો. પ્રથમતઃ રાજા સુગ્રીવને બોલાવીનેઃ—

**सूर्यकान्तिसमप्रख्यां सर्वरत्नमयीं स्रजं ।**
**सुग्रीवाय ददौ प्रीत्या राघवो भक्तवत्सलः ॥**

રામચંદ્રે, બધી જાતના રત્નોથી ગુંથેલી અને જેનું તેજ સૂર્યની કાંતિ તુલ્ય હતું, એવી એક માળા સુગ્રીવના કંઠમાં નાંખી દીધી અને કહ્યુંઃ—" હે સુગ્રીવ ! ત્હારા ઉપકાર તો મ્હારાપર અનેક છે તોપણ આ મ્હારો તુલસીપત્રતુલ્ય પ્રસાદ છે એમ સમજીને આ માળાને જો તું નિરંતર ત્હારા કંઠને વિષે ધારણ કરીશ તો મ્હારી સ્મૃતિ રહેશે અને એના વડે ત્હારી ગ્રીવા (કંઠ) સુશોભિત થઇને 'સુગ્રીવ' એ નામ સાર્થ થશે. '**सुष्ठु[1] ग्रीवा यस्य सः सुग्रीवः**' ત્યારપછી વાલિપુત્ર અંગદને બોલાવીને ત્હેને દિવ્ય બાહુભુષણની જોડ આપી. કેમકે, પરમાત્માના મનમાં પોતાના ભક્તજનોને માટે અત્યંત વાત્સલ્ય હોવાથી ત્હેમણે આવો વિચાર કર્યો કે, જે અંગદે મ્હારા કાર્યને ખાતર સ્વશરીર પ્રાણ અર્પણ કરીને પોતાનું નામ યથાર્થ કર્યું, ( **अंगं ददातीति अंगदः[2]** ) ત્હેને હું અનંગદ (અંગ નહિ દેનારો) કેમ થાઉં ? સમજો કે પરમાત્માએ જાણે એજ વિચારથી અંગદને અંગદ (બાહુભુષણ) આપ્યું. આ ઉપરથી

૧ જેની ગ્રીવા (ગરદન) સુંદર છે તે સુગ્રીવ. ૨. જે અંગ (શરીર) આપે છે તે અંગદ.

એમ સમજવું જોઇએ કે પરમાત્માને જે જે પ્રમાણે ભજે છે ત્હેને પરમાત્મા તે મુજબ ફલ પ્રદાન કરે છે. ત્યારબાદ રામચંદ્રે જાનકીના કંઠમાં હીરા માણેકનો હાર, જે ચંદ્ર તુલ્ય સૌમ્ય અને શાંત હતો તે પણ આપી દીધો. તેમજ જાંબુવાન, નળ, ઋષભ, ગવય, ગવાક્ષ વગેરે સર્વને અધિકાર અને ક્રમાનુસાર વસ્ત્રાલંકારથી પરમાત્માએ સન્માનિત કર્યાં. પરંતુ જેણે અનંત ઉપકાર કર્યા હતા અને જે સહાયભૂત ન થયા હત તો એ સઘળાંને હાથે કાંઇપણ વિક્રમ થાત નહિ, એવા હનુમાનને જ્યારે કાંઇપણ ન આપ્યું ત્યારે જાનકીને આશ્ચર્ય લાગ્યું અને રામચંદ્રને ત્હેમણે કહ્યું કેઃ—" હે પ્રભો ! મહાન આશ્ચર્યની વાત છે કે આપ એકને બીલકુલ ભૂલી ગયા છો. સમુદ્રનું ઉલ્લંઘન કરીને જેણે મ્હારી શુદ્ધિ આપને સમજાવી અને લંકા દહન કરી, અક્ષાદિ રાવણના પુત્રોને મારી નાંખ્યા, અશોક વનનો નાશ કરીને જંબુમાલીનું નિર્દલન કર્યું, મયશક્તિથી હત થએલા લક્ષ્મણને ઉઠાડવાને માટે અલ્પકાળમાં દ્રોણાચલ આણી દીધો અને અહિમહીની નગરીમાં જેણે આપનું રક્ષણ કર્યું, એવા અનેક ઉપકાર અને પરાક્રમ કરનારા હનુમાનને આપ કેમ ભૂલી ગયા ? એમને કેમ આપે કાંઇપણ વસ્ત્રાલંકાર નહિ આપ્યાં ? પહેલાં આપ હવે એનું સન્માન કરીને એને સંતુષ્ટ કરો. " રામચંદ્રે કહ્યું:—હે જાનકી ! જે વસ્તુથી હનુમાનને સંતોષ થાય એવી મ્હારી પાસે વસ્તુ નથી, માટે મ્હેં એને કશું આપ્યું નથી. ત્રિભુવનના ઉપર જેને વિષતુલ્ય દૃષ્ટિ થઈ છે એવા ભક્તને કયા પ્રકારના વસ્ત્ર અલંકાર આનંદ ઉપજાવવાના હતા ? ક્ષુધા વડે પીડિત થએલા મૂઢ પુરૂષ પણ અન્નને વિષયુક્ત જાણ્યા પછી ખાતો નથી, તોપછી મૃષ્ટાન્નનું ભક્ષણ કરીને જે તૃપ્ત થયો છે એવો જ્ઞાની તેને ખાવાની ઇચ્છા કેમ કરશે ? તેજ પ્રમાણે ઉભય લોકોના ભોગને વિષે જેને દોષ દૃષ્ટિ થઈ છે એવો સાધક પુરૂષ, દૈવથી પણ જો કોઇ વિષય આવી મળ્યો હોય છે તો તેનાથી પીડિત થાય છે તો પછી તત્વજ્ઞાની જીવન્મુક્ત તેનાથી શી રીતે આનંદિત થશે ? રામચંદ્રે કહ્યું—'હે જાનકી ! આ હનુમાનને તું બીજા વાંદરાઓનો જેવો સાધારણ જાણીશ નહિ. એનું જ્ઞાન, એની દૃષ્ટિ તથા રીતિ એમનાથી ઘણી ભિન્ન અને દૂર છે.' જાનકીએ વિચાર કર્યો કે ગમે તે થાય પરંતુ આજના આનંદકાલમાં એને કાંઇપણ આપીને સન્માન કર્યા વગર ઠીક ગણાશે નહિ. તેથી ત્હેણે ભગવાનને કહ્યું:— " આપે જે આ અમૂલ્ય હાર મ્હને આપ્યો છે, તેજ હું હનુમાનને આપીને સંતુષ્ટ કરૂં છું. " રામચંદ્ર બોલ્યાઃ—ભલે ! ત્હારી જેમ ઇચ્છા હોય તેમ કર." પછી હનુમાનને પાસે બોલાવીને જાનકીએ તેજ રત્નમય માળા ત્હેના

ગળામાં નાંખી દીધી અને કહ્યું:–હે હનુમાન્ ! પરમાત્માએ સઘળાને બક્ષિસ આપી પરંતુ તમને કશું આપ્યું ન હતું, તેથી મ્હેં તમને આ મ્હારા પ્રાણતુલ્ય હાર પારિતોષિક તરીકે અર્પણ કર્યો છે. હનુમાનના ગળામાં હાર અપાયા બાદ ત્હેણે તેમાંહેના રત્નો અને મોતીની ચમક જોઇને, તેમાંહેથી એક એક રત્ન કાઢી કાઢીને ફોડીને જોવાં માંડયાં. એવું જોઇને:—

हा हेति जल्पितं सर्वैस्तदा स-वानरैः ।
स्वजातीयमरे कर्म त्वया कृतमरिंदम ॥

સકલ દેવવાનર હાં હાં કરીને કહેવા લાગ્યાઃ–"હે હનુમાન્ ! ત્હેં ત્હારો જાતિ સ્વભાવ પ્રગટ કરી બતાવ્યો. જાનકી માતાએ આપેલો અમૂલ્ય હાર તોડી ફોડીને ફેંકી દીધો એ ત્હેં નિન્દ્ય કૃત્ય કર્યું. ગર્દભાદિકની આગળ મૃષ્ટાન્ન બનાવીને રાખ્યું હોય તો તેનો ત્હેને શો સ્વાદ પડવાનો હતો ? આંધળાની આગળ નૃત્ય અને બ્હેરાની આગળ ગંધર્વનું ગાયન કિંવામૂઢને ધર્મકથાનો ઉપદેશ કર્યો હોય તો તે જેમ વ્યર્થ છે, તેજ પ્રમાણે તમારા જેવા વાંદરાઓને રત્નમોતીઓનો હાર આપવો એ નિરર્થક છે. એ કૃત્યથી ત્હેં અખિલ વાનર જાતિને કલંકિત કરી છે. ભલે ! એમ કરવામાં ત્હારો શો હેતુ છે તે કહે." હનુમાને જવાબ દીધોઃ–"જે વસ્તુમાં સ્વયંપ્રકાશ પ્રભુ રામ નથી તેને હું પાસે રાખતો નથી. રત્ન મોતી ઉપરથી તેજસ્વી પરંતુ અંદરથી તેજહીન હોવાથી મ્હેં ફેંકી દીધાં છે." ત્યારે જાંબુવંતાદિ બોલ્યાઃ–"એમ છે, તો ત્હારા શરીરમાં રામ કયાં છે તે દેખાડ." હનુમાને વિચાર કર્યો કે, આ લોકોને પ્રત્યક્ષ અનુભવ દેખાડવો જોઇએ. શાબ્દિકબોધથી અંતર્ગત તિમિર નષ્ટ થતું નથી;તેને માટે અનુભવ દીપ હોવો જોઇએ. જે પ્રમાણે સાયંકાળે અંધારૂં થયું હોય તેવે વખતે 'દીવો કરવો જોઇએ' એ પ્રકારના ભાષણથી તે અંધારૂં દૂર થતું નથી, પરંતુ તેના નિવારણને માટે જયારે દીવો પ્રત્યક્ષ પ્રગટાવવામાં આવે છે ત્યારેજ તે દૂર થાય છે, તેજ પ્રમાણે આ શરીરને વિષે રામ (ચિદ્રૂપ બ્રહ્માત્મા) છે કે નથી તે હું આ લોકોને ખૂબ ભાષણ કરીને સમજાવું તોપણ એમનું સંશય તિમિર નષ્ટ થશે નહિ. એટલા માટે મ્હારે એમને પ્રત્યક્ષ બતાવવું જોઇએ. એમ કહીને:—

विदीर्य वक्षः-जलमजनीसुतः प्रदर्शयामास च राममद्वयम् ।
हृदंबुजे संस्थितमब्जलोचनं महीसुताराधितपादपंकजम् ॥

હનુમાને પોતાનું વક્ષઃસ્થળ ફાડીને હૃત્કમલને વિષે અદ્વય, કમલનયન, એવા શ્રીરામ સ્થિત છે અને જાનકી જેના ચરણ કમલની સેવા કરે છે એ પ્રમાણે

સઘળાઓને તે બન્નેનું પ્રત્યક્ષ દર્શન કરાવ્યું, ત્યારે તેઓ છક થઇ ગયા. એટલામાં રામચંદ્રે પાસે આવીને ત્હેને સાવધ કર્યા અને ધન્યવાદ આપ્યો. ત્યારબાદ બન્નેએ હનુમાનને વરપ્રદાન કર્યું.

मारुतेर्वैभवं दृष्ट्वा सर्वे संतोषमागताः ।
रामेणालिंगितः श्रीमान् हनुमानंजनासुतः ॥

આ પ્રમાણે હનુમાનનું ઐશ્વર્ય જોઇને સઘળા આનંદ પામ્યા અને પરમાત્માએ પોતાનું સર્વસ્વ એવું જે સ્વશરીરનું આલિંગન તે હનુમાનને દીધું. ભક્ત જેના ચરણ કમલ ઉપર તુલસી ચઢાવે છે તો ત્હેને વૈકુંઠની પ્રાપ્તિ થાય છે, તેજ પ્રભુએ હનુમાનને સકલ અંગવડે આલિંગન દીધું, તો પછી ત્હેના ભાગ્યનું તે શું વર્ણન કરવું? ત્હેને મેળવવાનું શું બાકી રહ્યું? સારાંશ કે, હનુમાનની માફક જે ભક્તો રાગદ્વેષરહિત થઇને કાયા વાચા અને મન વડે પરમાત્માનું આરાધન કરે છે, ત્હેમના અંતરમાં પરમાત્મા એ પ્રમાણે વાસ કરે છે એ સિદ્ધ થયું. એ પ્રકારનો પોતાની ભક્તિનો અધિકાર લોકોમાં પ્રસિદ્ધ કરી બતાવવા સારૂજ પરમાત્માએ ત્હેને કાંઇપણ ઇનામ આપ્યું ન હતું. હનુમાનનો ભક્તિપ્રભાવ જોઇને સુગ્રીવ, બિભીષણ, જાનકી, તેમજ 'હમે ભક્ત છીએ એવું કહેનારા,' બીજા પણ જેઓ હતા, ત્હેમનું અભિમાન ગળી ગયું.

॥ इति शिवम् ॥

---

# ચતુર્થ પુષ્પ.

## ભજનરહિત મનુષ્યની શવતુલ્યતા.

परां त्यक्त्वा मामेव चिन्तयेद्यो ह्यतन्द्रितः ।
स्वात्मनैव मां नित्यं जानाति न विभेदतः ॥ दे. भा. ॥

આગલા પુષ્પમાં પરમાત્માના ભજનથી મોક્ષ મળે છે એ પ્રમાણે કહેલું છે, તે ઉપર કોઇ એમ કહે છે કે અવિદ્યાની નિવૃત્તિ થઇને બ્રહ્મભાવ પ્રાપ્તિરૂપ મુક્તિને માટે આત્મજ્ઞાન એજ એક ઉપાય છે, એ શ્રુતિમાં કહેલું છે. જુઓ, શ્વેતાશ્વતરોપનિષદ્:—

तमेव विदित्वाऽतिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ।

અધિકારી પુરૂષ તે આત્માનો સાક્ષાત્કાર કરીને સંસારરૂપ મૃત્યુનું ઉલ્લંઘન કરે છે તથા બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. હું બ્રહ્મરૂપ છું એ પ્રકારના જીવબ્રહ્મના અભેદજ્ઞાન વગર મુક્તિને માટે બીજો કોઈ માર્ગ નથી. તેજ પ્રમાણેઃ-

तत्त्वमस्यादिवाक्योत्थज्ञानं मोक्षस्य साधनम् ।

"તત્ત્વમસિ" આદિ વાક્યોપદેશથી ઉમજ થએલું એવું જે જ્ઞાન તેજ મુક્તિનું સાધન છે, એમ બૃહન્નારદીયમાં કહ્યું છે. તો પછી, પરમાત્માની ભક્તિ (ભજન) કરવાથી જીવની સંસારમાંથી મુક્તિ થાય છે એમ કેવી રીતે સંભવી શકે? આ પ્રકારની શંકાના સમાધાનમાં સમજવું જોઇએ કે, 'જ્ઞાન વિના મોક્ષ નથી' એ શ્રુતિનું વાક્ય સત્ય છે, પરંતુ તેવું જ્ઞાન કોને થાય છે? તે જોવું જોઇએ. ભગવાન્ રામચંદ્રે હનુમાનને ઉપદેશ કર્યો હતો કેઃ-

ऐक्यज्ञानं यदोत्पन्नं महावाक्येन चात्मनो: ॥
तदाऽविद्या स्वकार्यैश्च नश्यत्येव न संशय: ॥
एतद्विज्ञाय मद्भक्तो मद्भावायोपपद्यते ।
मद्भक्ति विमुखानां हि शास्त्रगर्तेषु मुह्यताम् ।
न ज्ञानं न च मोक्ष: स्यात्तेषां जन्मशतैरपि ॥

હે હનુમાન! જે વખતે પુરૂષને કર્માનુષ્ઠાન વડે પાપ ક્ષય થઇને જીવ ઇશ્વરનું ઐક્યજ્ઞાન મહાવાક્યવડે થાય છે, તે વખતે અવિદ્યા તેના કાર્ય "અખિલ પ્રપંચ" સહિત નાશ પામે છે એમાં સંદેહ નથી. પરંતુ મનુષ્ય મ્હારી ભક્તિ કરે તોજ ત્હેને ઐક્યજ્ઞાન થાય છે અને મ્હારા સ્વરૂપને તે પ્રાપ્ત થાય છે. જેઓ મ્હારી ભક્તિ કરવાને બદલે, શાસ્ત્રોમાં કહેલા અનેક કર્મરૂપ ખાડામાં પડે છે યાને અનેક પ્રકારનાં કર્માનુષ્ઠાન કરવામાં આસક્ત રહે છે, ત્હેમને શતાવધિ જન્મોમાં પણ જ્ઞાન થવાનું નથી અને મોક્ષ પણ મળશે નહિ. એથી કરીને જ્ઞાનનું મુખ્ય સાધન ભક્તિ છે. ગીતોપનિષદમાં પણ ભગવાન્ કહે છે કેઃ—

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासत: ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥

હે અર્જુન! આ પ્રમાણે મ્હેં ત્હને શરીરરૂપી ક્ષેત્ર અને અમાનિત્વાદિ વીશ ગુણો, જે જ્ઞાનનાં સાધન છે તે, અને જ્ઞેય એવું જે બ્રહ્મ ત્હેને સ્વરૂપ તેમજ તટસ્થ એ બન્ને લક્ષણોથી સંક્ષેપમાં વર્ણન કરીને કહ્યાં છે; જેના ઉપર વસિષ્ઠાદિકોએ વિસ્તારરૂપમાં વર્ણન કરેલું છે. તે બધાંયને મ્હારો ભક્ત (જે હું

પરમ ગુરૂ ભગવાન્ વાસુદેવ, ત્હેને શરણે આવીને સર્વાત્મભાવથી ભજે છે તે) વિવેકવડે યથાર્થ જાણીને મોક્ષ પ્રાપ્ત કરવાને માટે યોગ્ય થાય છે. તુલસીદાસજી કહે છે કેઃ—

॥ દોહા ॥ રામચંદ્રકે ભજન બિનુ જો ચહપદ નિર્બાણુ।
ગ્નાનવંત અપિ સોપિ નર પશુ બિનુ પૂંછ બિષાણુ ॥
રાકાપતિ ષોડશ ઉગહિં તારાગણુ સમુદાય।
સકલ ગિરિન દવ લાઇએ રવિ બિનુ રાતિ ન જાય ॥
બારિ મથે બરૂ હોઈ ઘૃત સિકતાતે બરૂ તેલ।
બિનુ હરિ ભજન ન ભવ તરિય યહ સિદ્ધાંત અપેલ ॥

પરમાત્મા શ્રી રામચંદ્રના ભજન વગર જે પુરૂષ મોક્ષની ઇચ્છા કરતો હશે, તે જોકે ગ્નાની હશે તોપણ ત્હેને શીંગડાં અને પૂંછડી વગરનો પશુજ સમજવો. આકાશમાં ષોડશ કલાયુક્ત ચંદ્રનો ઉદય થયો હોય તથા તે સમયે સકલ નક્ષત્રગણ પણ પ્રકાશિત થયા હોય, તેમજ જગત્‌મા જેટલા પહાડ છે તેટલાને અગ્નિ લગાડીને પ્રદીપ્ત કર્યા હોય તોપણ તે સઘળાના એક સમયાવચ્છેદ પ્રકાશથી કાંઈ રાત્રી કદી દૂર થવાની નથી. તેનો નાશ તો એક સૂર્યોદયથીજ થાય છે. કદાચ પાણીનું મથન કરવાથી ઘી પણ નીકળી શકે, રેતીના નિષ્પીડનથી તેલ પણ ઉત્પન્ન થાય, પરંતુ હરિભજન વગર આ જન્મમરણરૂપ સંસારસમુદ્ર તરી શકાશે નહિ એવો નિશ્ચલ સિદ્ધાન્ત સમજવો, અને મહાત્માઓનો અનુભવ પણ એવો છે. સુરદાસજીએ કહ્યું છે કેઃ—

## પદ—રાગ—ખંમાજ—તાલત્રિતાલા.

**ભજન બિનુ જીવત જૈસે પ્રેત ॥ધ્રુ॥ મલિન મંદમતિ ડોલત ઘરઘર ઉદર ભરનકે હેત ॥૧॥ કબહું પાપ કરે પાવત ધન ગાંઠી ધૂત તહાં દેત ॥૨॥ ગુરૂ બ્રાહ્મણ સન્તજન સજ્જન જાત ન કબહું નિકેત ॥૩॥ સેવા નહિ ભગવંત ચરનકી ભવન નીલકો ખેત ॥૪॥ તાકી કહા કહો સૂનિ સૂરજ બૂડત કુટુંબ સમેત ॥૫॥**

મનુષ્ય જન્મની પ્રાપ્તિ થયા બાદ, જે મંદ બુદ્ધિનો મનુષ્ય કેવલ ઉદર પોષણને માટે ઘેર ઘેર ભટકે છે અને પાપાચરણ વડે દ્રવ્ય મેળવીને તેનો દુરૂપયોગ કરે છે તથા ગુરૂ, બ્રાહ્મણ, સંત મહાત્માઓની પાસે જઇને કદી ગ્નાન સંપાદન કરતો નથી, તેમજ પરમાત્માની સેવા, અર્ચા, ભજન વગેરે કરતો નથી ત્હેને જીવતો પ્રેત જેવો જાણવો. તે મૂઢ પોતાના કુટુંબ સહિત

આ સંસારઅર્ણવને વિષે ડૂબી જાય છે એમ સમજવું. પરલોકમાં ત્હેની શી ગતિ થશે તે કહી શકાતી નથી. કોઇ કવિએ કહ્યું છે કેઃ—

> ते शवाः पुरुषा लोके येषां हृदि न केशवः ।
> केशवार्पितचित्तास्तु न शवाः केशवाश्रते ॥

જે પુરૂષોના હૃદયમાં કેશવ નથી અથાત્ જેમણે સંત સમાગમ વડે આત્માનાત્મ વિચારથી ભગવાન્ કેશવ પરમાત્માને પોતાના આત્મા તરીકે જાણ્યા નથી, ત્હેમને પ્રેત તુલ્ય સમજવા. પરમાત્મા જો કે સર્વનો આત્મા છે, છતાં જ્યાં સુધી ત્હેને આત્મત્વથી ઓળખ્યા નથી ત્યાં સુધી તે હૃદયમાં છે એમ શી રીતે કહી શકાય? કોઇનો ગળામાં રત્ન લટકતું હોય પરંતુ ત્હેને કદાચ ત્હેની ખબર ન હોય (તેનું ત્હેને વિસ્મરણ થયું હોય) તો ત્હેના ગળામાં જે રત્ન છે તે નથી જેવુંજ સમજવું. તેજ પ્રમાણે સર્વવ્યાપી પરમાત્માને વિષે આપણે સ્થિત છીએ અને તે આપણા વિષે છે, તેનું આપણને જ્યાં સુધી જ્ઞાન નહિ હોય ત્યાં સુધી આપણે ત્હેનામાં નથી અને તે આપણા વિષે નથી એમજ માનવું પડશે. એટલા માટેજ કહ્યું છે કે કેશવરહિત ચિત્ત જેનું હોય ત્હેને પ્રેતના જેવોજ જાણવો. તેજ પ્રમાણે જેનું ચિત્ત કેશવાર્પિત થયું હોય ત્હેને સજીવ સમજવો; એટલુંજ નહિ પણ ત્હેને કેશવરૂપ જાણવો. મીઠું પાણીમાં પડવાથી તે જેમ જલરૂપ થઇ જાય છે, તેજ પ્રમાણે ચિત્ત પણ ચિદ્રૂપ કેશવમાં અર્પિત થવાથી કેવળ ચિદ્રૂપ બની જાય છે. વસિષ્ઠજીએ પણ કહ્યું છે કે, હે રામ!:—

> भान्तीह भासा यस्यार्कवन्हीन्दुमणितारकाः ।
> तथा जगति राजन्ते ज्ञातज्ञेया नरोत्तमाः ॥
> धरा[illegible]कीटेभ्यो गर्दभेभ्योऽपि मानवाः ।
> तिर्यग्भ्यश्चाप्यतत्वज्ञा राम तुच्छतराः स्मृताः ॥
> तावत्संमोहयेत्तल्लो देही याव[illegible] ।
> आत्मज्ञ एव सं[illegible]कश्चेतनेनेति तद्विदः ॥
> अनात्मज्ञो हि दुःखेहः प्रस्फुरन्नपि भूतले ।
> शव एव भ्रमत्युच्चैरात्मज्ञस्तु सचेतनः ॥

જે પ્રમાણે પરમાત્માના પ્રકાશથી પ્રકાશિત થનારા સૂર્ય, અગ્નિ, ચન્દ્ર, અને તારાઓ આ બ્રહ્માંડમાં શોભે છે, તેજ પ્રમાણે જે પુરૂષશ્રેષ્ઠોએ જ્ઞેય વસ્તુને (બ્રહ્મને) જાણી છે અર્થાત્ સાક્ષાત્કાર કર્યો છે, તેઓ તેમની પેઠેજ આ જગત્માં સુશોભિત જણાય છે. જેમને તત્ત્વજ્ઞાન થયું નથી તેઓ તો પૃથ્વી

છિદ્રમાં વાસ કરનારા કીટક તથા ગર્દભાદિ પશુ અને પક્ષી ઇત્યાદિકોથી પણ અધિક મૂઢ કહેવાય છે. તત્ત્વજ્ઞાનના અભાવને લીધે ત્હેમને અધમતમ કોટયાવધિ યોનિ મળ્યાં કરશે. જ્યાં લગી દેહી (જીવ) અનાત્મવાન્ રહે છે, ત્યાં સુધી સંમોહરૂપી વેતાલ ત્હેનામાં નાચ્યાં કરે છે અને એટલા માટે ત્હેને અચેતન કહે છે. આત્મજ્ઞ પુરૂષજ ચેતનસંયુક્ત થાય છે માટે ત્હેને સચેતન કહ્યો છે. આત્મજ્ઞાનશૂન્ય પુરૂષ આ ભૂમિ ઉપર જો કે ચાલે છે, ફરે છે, રહે છે, તોપણ ત્હેની સર્વ ચેષ્ટાઓ ત્હેને પોતાનેજ દુઃખદાયી હોવાથી, ને જીવતો હોવા છતાં શવરૂપે ફરે છે એમ જાણવું. પિશાચ, પ્રેતાદિકોની ક્રિયા આપણને દુઃખ દેનારી હોવાની વાત પ્રસિદ્ધ છે. કેવળ આત્મવેત્તા પુરૂષનેજ સચેતન સમજવો. મહાત્મા વસિષ્ઠના આવા વચનાનુસાર સચેતનત્વ પ્રાપ્તિને સારૂ આત્મજ્ઞાન સંપાદન કરવું ઉચિત છે; પરંતુ તે આત્મજ્ઞાન પરમેશ્વરના અનુગ્રહ વગર થઇ શકતું નથી, માટે એકાગ્ર ચિત્તથી ત્હેનું ભજન પૂજન કરવું જોઇએ. પરમાત્માનાં બે રૂપ છે; એક સગુણ અને નિર્ગુણ. ચંચલ બુદ્ધિના મનુષ્યોથી નિર્ગુણ નિરાકાર અને વ્યાપક પરમાત્માની ઉપાસના થવી કઠણ છે, માટે પ્રથમ સગુણ બ્રહ્મ પરમાત્માની ભક્તિ કરવી ઉચિત છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

निर्विशेषं परं ब्रह्म साक्षात्कर्तुमनीश्वरा ।
ये मन्दास्तेऽनुकंप्यंते सविशेषनिरुपणैः ॥
वशीकृते मनस्येषां सगुणब्रह्मशीलनात् ।
तदेवाविर्भवेत्साक्षा पेतोपाधिकल्पनम ॥

જે મંદ બુદ્ધિવાળો પુરૂષ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને અસમર્થ છે, ત્હેના ઉપર જ્ઞાની મહાત્મા ગુરૂ સગુણ બ્રહ્મનું નિરૂપણ કરીને અનુગ્રહ કરે છે. તે સગુણ બ્રહ્મનું ધ્યાન કરતાં જ્યારે અધિકારી પુરૂષોનું ચિત્ત શુદ્ધ અને એકાગ્ર બને છે ત્યારે ત્હેમને સર્વોપાધિરહિત નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર સુલભતાથી થાય છે. અને એટલા માટેજ મહર્ષિઓએ સગુણ પંચ મૂર્તિઓની ઉપાસના પ્રકાશિત કરી છે. અને કહ્યું છે કેઃ—

उपासनं पंचविधं ब्रह्मोपासनमेवतत् ।

વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય અને ગણપતિ એ પાંચ મૂર્તિઓની ઉપાસના તે સગુણ બ્રહ્મનીજ ઉપાસના જાણવી. કેમકે એ સર્વે સગુણ પરમેશ્વરનાંજ રૂપ છે. એમાંથી જે કોઇના ઉપર આપણો ભાવ વિશેષ હોય ત્હેમનું ભજન અવશ્ય કરવું. એમના પ્રસાદથી બ્રહ્માત્માનું અભેદજ્ઞાન નિઃસંશય થશેજ. અધ્યાત્મમાં કહ્યું છે કેઃ—

**भक्तिर्जनित्री ज्ञानस्य भक्तिर्मोक्षप्रदायिनी ।**
**भक्तिहीनेन यत्किंचित्कृतं सर्वमसत्समम् ॥**

જ્ઞાન, વૈરાગ્ય, નિવૃત્તિ, ધૃતિ, શાન્તિ, બ્રહ્મસ્થિતિ, એમની માતા મ્હારી ભકિત છે. જગતમાં જે પુરૂષને વિષે એ ગુણો દેખાઇ આવે, ત્હેને પરમાત્માની ભકિતમાં વિશારદ સમજવો. એ ગુણોની ઉત્પત્તિ ભકિત શિવાય થતી નથી. ભકિત રહિત પુરૂષ જે કાંઇ કરે છે ત્હેનું સર્વ કર્મ અસત્ યાને નિષ્ફળજ જાણવું. ભસ્મમાં આહુતિ પ્રદાન કરવાથી જે ફળ થાય છે તેજ ફળ ત્હેને મળશે. એથી કરીને આધ્યાત્મિક ઉન્નતિને માટે જેટલા ઉપાય શાસ્ત્રાદિકોમાં કહ્યા છે, તેમની સિદ્ધિ ઉપાસના વડેજ થાય છે એવો મહાત્માઓનો અનુભવ છે,

**न योगे नैव करणे मूलाधि ानामेच्यते ।**
**मूलाधिष्ठानसंप्राप्तिर्भजने सहजा नृणाम् ॥**

કવિ કહે છે કે, આ ચરાચરનું મૂલભૂત અધિષ્ઠાન જે પરમાત્મા છે, ત્હેની પ્રાપ્તિ મનુષ્યોને અષ્ટાંગ યોગનું અવલંબન કરવા છતાં થશે નહિ. કદાચિત્ થાય તો અત્યંત કષ્ટથી. '**योगश्चित्तवृत्तिनिरोधः**' નિખિલ ચિત્તવૃત્તિઓના નિરોધને યોગ કહે છે. તે કેવો છે? તો, '**योऽगः**' જે પહાડજ છે. પહાડપર ચઢવું જેમ કષ્ટદાયી છે તેજ પ્રમાણે યોગાવલંબન દુઃખદાયી સમજવું. તથા કરણ યાને જ્યોતિષ્ટોમાદિ નાના પ્રકારની યજ્ઞ યાગાદિ ક્રિયા; તેમાં પણ સુલભતાથી પરમાત્માની ઉપલબ્ધિ થતી નથી. તેટલા માટે સગુણ બ્રહ્મની ઉપાસના (ભજન)માં ચિત્તને જોડવું. અર્થાન્તરથી કહે છે કે મૂલનક્ષત્રની સ્થિતિ કયાં છે તે જોવા સારૂ કોઇ પુરૂષ હાથમાં પંચાંગ લઇને યોગના ખાનામાં અગર કરણના ખાનામાં જુએ તો જન્મભર ઢુંઢતા રહેવા છતાં ત્હેને તેમાં તેનો પત્તો શી રીતે મળવાનો હતો? પરંતુ જો કદાચિત્ ત્હેની દૃષ્ટિ ભ–જનમાં યાને નક્ષત્ર સમૂહને વિષે જાય ('ભ' નામ નક્ષત્રનું છે) તો ઝટ મૂળનક્ષત્ર ત્હેના જોવામાં આવે. પંચાંગમાં પાંચ ખાના હોય છે. તિથિ, વાર, નક્ષત્ર, યોગ અને કરણ. અશ્વિની આદિ સત્તાવીશ નક્ષત્રમાં મૂળ નક્ષત્ર છે. તે નક્ષત્રોના ખાનામાં જો જુએ ત્હેને સુલભતાથી તથા જલદી જેમ મૂળની પ્રાપ્તિ થવાની, તેજ પ્રમાણે યોગ, કરણ, તિથ્યાદિકના ખાનામાં જોવાથી કદી થશે નહિ. તેજ પ્રમાણે યોગ, યજ્ઞાદિસાધનમાં પ્રવેશ કરવાથી પરમાત્માની પ્રાપ્તિ થતી નથી પરંતુ ભજન (ભકિત)માંજ શીઘ્ર થાય છે એમ સમજવું.

व्याधस्याचरणं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का ।
का जातिर्विदुरस्य यादवपतेरुग्रस्य किं पौरुषम् ।
कुब्जायाः कमनीयरूपमधिकं किं तत्सुदाम्नो धनम् ।
भक्त्या तुष्यति केवलं न तु गुणैर्भक्तिप्रियः श्रीपतिः ॥

કર્માચરણથી ભક્તિ પ્રાપ્ત થાય છે, એમ કહેતા હો તો વ્યાધનો આચાર કેવો હતો? અત્યંત નિન્દ્ય. પરંતુ ત્હેની ભક્તિ નિર્મળ અને દૃઢ હોવાથી ત્હેનાપર પરમાત્માનો પ્રસાદ થયો અને સંસારમાંથી ત્હેની મુક્તિ થઈ. આ ઉપરથી કર્મજ ભગવત્ પ્રાપ્તિનો હેતુ છે એમ કહી શકાય તેમ નથી. કદાચિત્ એમ કહેવામાં આવે કે તે વયોવૃદ્ધ હતો માટે ત્હેની ઉમ્મર જોઇને ભગવાનને દયા ઉપજી હશે. તો ધ્રુવની ઉમ્મર કેટલી હતી? પાંચ વર્ષની. સાવકી મા સુરૂચિનું દુષ્ટ ભાષણ સાંભળીને ત્હેમના અંતઃકરણમાં તીવ્ર વૈરાગ્ય ઉપજ્યો અને જે પદ ઉપરથી પોતાને કોઈ 'ઉઠ' એ પ્રમાણે કહી શકે નહિ એવા પદની પ્રાપ્તિને માટે ત્હેણે ઘોર તપ કર્યું. ત્હેની દૃઢ નિષ્ઠાનું પારખું જોવા સારૂ નારદે ખૂબ બુદ્ધિભેદ કર્યો પરંતુ તેઓ પોતાના નિશ્ચયમાંથી બીલકુલ ડગ્યા નહિ. પછી નારદેજ દ્વાદશાક્ષરી મંત્રનો ત્હેમને ઉપદેશ કરીને મધુવનમાં મોકલ્યા. ત્યાં પણ ઇંદ્રે ત્હેમના તપનો ભંગ કરવા સારૂ બહુ બહુ વિઘ્ન નાંખ્યાં, છતાં ત્હેમણે પોતાનો નિર્ધાર કાયમ રાખ્યો. પછી ઇન્દ્રાદિ દેવે ત્હેમના તપથી ભયભીત થઇને વૈકુંઠમાં જઇને ભગવાનને તે વૃત્તાન્તનું કથન કર્યું. પરમાત્માએ ત્હેમને અભય આપ્યું અને ધ્રુવને દર્શન દઇને કૃતાર્થ કરવા માટે મધુવનમાં પોતે આવ્યા. ત્યાં ત્હેમણે ધ્રુવને સાવધ કર્યા અને વરપ્રદાન કરીને ત્હેમની ઇચ્છાનુસાર ત્હેમને માટે અચલપદ નિર્માણ કરી, તેમાં ત્હેમને સ્થાપિત કર્યા. એ પ્રમાણે ઉત્તાનપાદના પુત્ર ધ્રુવ ઉપર જે કૃપા થઈ હતી તે અચલ ભક્તિને લીધેજ. એટલા માટે પરમાત્માના પ્રસાદને માટે વયાધિક્યની જરૂર નથી; બાલ્યાદિ અવસ્થામાં પણ ઇશ કૃપા થાય છે. હવે કદાચિત્ કોઈ એમ કહે કે એ રાજપુત્ર હોવાથી વિદ્યાસંપન્ન હશે અને તેથી ત્હેની વિદ્યા જોઇને પરમાત્માએ કૃપા કરી હશે, તો ગજેન્દ્ર ક્યાં વિદ્યા ભણ્યો હતો? તે તો પશુ હતો. પરંતુ ત્હેનો શુદ્ધ પ્રેમ જોઇને ભગવાન્ વૈકુંઠમાંથી દોડી આવ્યા અને મગરનો સંહાર કરીને ત્હેને સંકટમાંથી છોડાવ્યો. એ ગજેન્દ્રની ઉત્પત્તિ ઐરાવતાદિના ઉત્તમ કુલમાં થઇ હતી માટે કુલવાન્ સમજીને પરમાત્માએ ત્હેનાપર કૃપા કરી હશે, એમ પણ નહિ સમજવું. કેમકે વિદુરની જાતિ કેવી હતી? તે તો દાસીના ઉદ-

રમાંથી ઉત્પન્ન થયા હતા. પરંતુ પરમાત્માનો ત્હેમના ઉપર નિરતિશય પ્રેમ હતો. "**ज्ञानी त्वात्मैव मे मतं**" એ ગીતાના વચનાનુસાર વિદુરજ્ઞાની હતા અને પરમાત્માને પોતાનો આત્મા સમજીને ભક્તિ કરતા હતા. તેથી ભગવાન્ પણ ત્હેને પોતાનો આત્મા માનતા હતા. કવિ કહે છે કે:—

**य : कृष्णेन महाप्रसादसुमुखीभूतेन तूत्पादित : ।**
**कृष्णनैव सहोषितो भगवता कृष्णेन चांते स्मृत : ॥**
**तत्त्वं कृष्णसखेन यस्य गदितं यः कृष्णकृष्णाब्रुव : ।**
**सोऽयं कृष्णमय : कथं न विदुरो वाच्य : सतां संसदि ॥**

જેને શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસે સુપ્રસન્ન અંતઃકરણથી ઉત્પન્ન કરીને અનુગ્રહ કર્યો હતો, તથા [1]કૃષ્ણ (અર્જુન) ની સાથે જે નિત્ય વાસ કરતા હતા અને ભગવાને પોતાના ધામમાં જતાં જેનું સ્મરણ કર્યું હતું, તેમજ ઉદ્ધવ અને મૈત્રેય એ કૃષ્ણ સખાઓએ જેને તત્વજ્ઞાનનું કથન કર્યું હતું અને જે બધો વખત મ્હોંડેથી "કૃષ્ણ કૃષ્ણ" એમ કહ્યાં કરતા હતા તે વિદુર કૃષ્ણમય છે એમ સજ્જનોની સભામાં કેમ કહેવામાં ન આવે ?

વિદુરનું દાસી પુત્ર હોવાનું કારણ આ પ્રમાણે કહેલું છે કે:—એક વખત કોઇ રાજાના ભંડારખાનામાં ચોરોએ ચોરી કરી અને નાશી ગયા ત્યારે તેમની તપાસ કરવા રાજાના સિપાઇઓ તેમની પાછળ પડ્યા. અમને પકડવાને માટે રાજાના સ્વારો આવે છે એવું જાણીને તે સઘળા ચોરો પાસેજ જે માંડવ્ય નામના ઋષિનો આશ્રમ હતો તેમાં ઘુસી ગયાં અને ત્યાંજ છુપાઈ રહ્યા. માંડવ્ય ઋષિ એક સૂર્યના ઉપાસક હતા અને તે વખતે તેઓ ધ્યાનસ્થ બેઠા હતા. જ્યારે સિપાઇઓએ પાછળથી ત્યાં આવીને શોધ કરી તો સઘળાજ ચોરો ત્યાં ત્હેમને જડી આવ્યા. પછી સઘળાને પકડીને લઈ જવા માંડ્યા ત્યારે માંડવ્ય ઋષિ પણ એ ચોરોના સાથી છે, એમ સમજીને તેમને પણ પકડ્યા અને સર્વને રાજાને પાસે લાવીને હાજર કરી દીધા. રાજાએ મુદ્દા માલ જોઇને તે સઘળાને શૂળીએ ચઢાવ્યા અને તેમાં માંડવ્યને પણ શૂળીપર ધરી દીધા. પરંતુ તે શૂળીઉપર એક વર્ષ પર્યન્ત પોતાના યોગ—સામર્થ્યથી માંડવ્ય રાહ્યા હતા. કેટલાક ઋષિઓએ પક્ષીનું રૂપ લઇને માંડવ્યની પાસે આવીને 'આમ કેમ થયું ?' એ પ્રમાણે તેમને પૂછ્યું. ત્યારે માંડવ્યે જવાબ દીધો કે, આ જન્મમાં તો મ્હેં કાંઈ પાપકર્મ કર્યાં નથી અને પૂર્વજન્મમાં થયાં હોય તો તે યાદ આવતાં નથી. તોપણ ક્ષણ માત્ર

1 અર્જુનનું નામ કૃષ્ણ છે; જુઓ મહાભારત વિરાટપર્વ.

દુર્જનની સંગતિનું આ પરીણામ છે એમ હું સમજું છું. પછી ઋષિઓ જતા રહ્યા અને દૂતોએ તેમનું ભાષણ રાજાને કહી સંભળાવ્યું. તે સાંભળીને રાજાને ભારે પશ્ચાત્તાપ થયો અને જ્યાં તેઓ હતા ત્યાં આગળ આવીને ઋષિને શૂળીપરથી ઉતારવાને માટે કહ્યું. દૂતોએ પ્રયત્ન કીધો પરંતુ તે શૂળી વધારેને વધારે ત્હેમના પેટમાં પેસવા લાગી; ત્યારે રાજાએ શૂળી કાપીને ત્હેમને નિર્મુક્ત કર્યા. તોપણ તે શૂળીનો અગ્રભાગ ત્હેમના ઉદરમાં રહ્યો હતો અને તે ઉપરથી ત્હેમનું નામ 'અણિમાંડવ્ય' એ પ્રમાણે પડયું. (અગ્ર ભાગને અણિ કહે છે) રાજાએ ત્હેમની પાસે પોતાની અપરાધની ક્ષમા માંગી, ત્યારે ઋષિએ કહ્યું:—'એમાં ત્હારો દોષ નથી; એ સઘળો મ્હારા દૈવનો ખેલ છે.' પછી ઋષિએ વિચાર કર્યો કે મ્હારે હાથે એવું કશું કર્મ થયું નથી, પરંતુ શિક્ષા તો મળી. તો એ કયા કર્મનું ફળ છે તે યમ ધર્મને પૂછયા વગર સમજાશે નહિ, તેથી સંયમિની નગરીને વિષે તેઓ આવી પહોંચ્યા. યમધર્મને ત્હેમણે પૂછયું કેઃ—એવું મ્હેં શું કર્મ કર્યું હતું કે જેથી મ્હને શૂળીની શિક્ષા થઈ? તે કહો. ત્યારે યમધર્મ બોલ્યાંઃ—" હે ઋષિ! આપે બાળપણમાં એક કીટકને કંટકના ઉપર ચઢાવીને તેને દુઃખ દીધું હતું તે કર્મનું આ ફળ છે." માંડવ્યે ગુસ્સે થઇને કહ્યું:—બાળપણનો અપરાધ જાણી જોઇને થતો નથી. તેવા અલ્પ અપરાધને માટે કેવી ભયંકર શિક્ષા ત્હમે કરી? સારાસાર વિચાર, કર્ત્તવ્યાકર્ત્તવ્ય વિચાર, વાચ્યાવાચ્ય વિચાર, તરતમ વિચાર ઇત્યાદિ ત્હમારામાં નહિ હોવાથી એવું કામ ત્હમારે હાથે થાય છે. ફરીથી આવો ત્રાસ કદી કોઇને થાય નહિ તેટલા માટે હું ત્હમને શાપ આપું છું કે, તમે મનુષ્ય લોકમાં દાસીના પુત્ર થશો. ત્યારબાદ યમધર્મે શાપ મુક્તતા માટે પ્રાર્થના કરી, ત્યારે ઋષિએ કહ્યું કે ત્હમારી ઉત્પત્તિ વ્યાસના વીર્યથી થશે અને ત્હમે મહાન્ ભગવદ્ ભક્ત અને ત્રિકાળ જ્ઞાની થશો. વિવેક વૈરાગ્ય યુકત થઇને સર્વદા શ્રીકૃષ્ણના ભજનમાં રત રહેશો અને એ યોનિવડે ત્હમારી મુકતતા થશે. ત્યાર પછી માંડવ્ય ચાલ્યા ગયા. તેજ ધર્મરાજા વ્યાસવડે દાસીના ઉદરમાં ઉત્પન્ન થયા અને ત્હેમનું નામ વિદુર પડયું. એવા દાસી પુત્ર વિદુર ઉપર ભગવાન્ શ્રીકૃષ્ણની કેટલી પ્રીતિ હતી તે પ્રસીદ્ધજ છે. ભગવાન્ શ્રીકૃષ્ણ કૌરવોની સાથે પાંડવોનો ઐકયભાવ કરાવવાને ધર્મરાજાના કહેવાથી જ્યારે વિષ્ટિ કરવા સારૂ હસ્તિનાપુર ગયા, તે વખતે દુર્યોધને ભગવાનને માટે ઉત્તમ મિષ્ટાન્નનું ભોજન તૈયાર કરાવીને ત્હેમને આમંત્રણ કર્યું હતું. ત્યારે ભગવાન્ બોલ્યા, " હે દુર્યોધન! ત્હારે ત્યાં મ્હારે ભોજન હોય નહિ; શત્રુના અન્નનું સેવન કરવું નહિ, તથા ત્હેને

પણ ભોજન આપવું નહિ એવી નીતિ છે. ” દુર્યોધને કહ્યું:—‘ ત્હમારે ને મ્હારે શત્રુત્વ કેવું ?’ દેવે કહ્યું:–જે પાંડવોની સાથે તું દ્વેષ કરે છે તે મ્હારા પંચ પ્રાણ છે; એટલા માટે જે ત્હેમનો શત્રુ તે મ્હારો શત્રુ, તથા જે ત્હેમનો મિત્ર તે મ્હારો મિત્ર, એથી હું ભોજન કરીશ નહિ. એ શિવાય, વ્યવહારમાં એવું જોવામાં આવે છે કે કોઇ પણ મનુષ્યનું ભોજન બીજાને ઘેર થવાને માટે બે નિમિત્ત હોય છે; એક આપત્તિ અને બીજો પ્રેમ.

**आपद्भोज्यानि चान्नानि प्रीतिभोज्यानि वा पुनः ।**
**न च संप्रियसे राजन्न चैवापद्गता वयम् ॥**

મનુષ્યના ઉપર આપત્તિ આવી પડે છે, ત્યારે ત્હેને બીજાને ઘેર ભોજનને માટે જવું પડે છે; તેજ પ્રમાણે બોલાવનારો ( નિમંત્રણ કરનારો ) પોતાને માટે અંતરમાં નિષ્કપટ પ્રેમ રાખતો હોય તોજ મનુષ્ય ત્હેને ઘેર ભોજન કરે છે. અંહિઆ બેમાંથી એક પણ પ્રસંગ નથી; ત્હારા મનમાં મ્હારે માટે પ્રેમભાવ નથી, કેવળ લૌકિકને ખાતર આદર અને આગ્રહ કરે છે. તેમજ મ્હને કાંઇ એવી આપત્તિ આવી પડી નથી કે જેને લીધે હું ત્હારે ત્યાં ભોજન કરૂં. એમ કહીને પરમાત્મા પોતાના સત્યપ્રેમી અને જ્ઞાની ભક્ત વિદુરને ઘેર વગર બોલાવ્યે ચાલ્યા ગયા. ઘરમાં વીદુરજી હતા નહિ પણ ત્હેમની સ્ત્રી વસ્ત્રરહિત થઇને ન્હાવા બેઠી હતી. ભગવાન્ દ્વારપર આવ્યા અને વિદુરને બૂમ પાડી તો ત્હેમનો અવાજ સાંભળીને તે પ્રેમથી ગદ્ગદ્ થઇ ગઇ અને પોતાની નગ્ન અવસ્થાનું ત્હેને ભાન રહ્યું નહિ; હતી તેવી હાલતમાંજ જલદી ઉઠીને સામે જઇને ત્હેમને ઘરમાં લઇ આવીને, ઉત્તમ આસન પર બેસાડયા અને પ્રણામ, પૂજન કર્યા બાદ પાકાં કેળાં લઈ આવીને પોતે સામે બેસીને વાતચીત કરતાં કરતાં કેળાંપરની છાલ ભગવાનના હાથમાં આપવા લાગી અને પોતે અંદરનો સાર અંશ ( ગલ ) ખાતી ગઈ. ભગવાન્ પ્રેમનાજ ભૂખ્યા માટે જે કાંઈ ત્હેમના હાથમાં આપવામાં આવતું તેના ઉપર લક્ષ રાખ્યા વગર ખાઈજ જતા. એટલામાં વિદુરજી બહારથી આવી પહોંચ્યા. ત્હેમને જોઇને સ્ત્રીને શરમ આવી અને તે ઉઠીને ઘરમાં ચાલી ગઈ વિદુરજીએ આવીને નમન કર્યું અને સ્ત્રીનું જે વિપરીત કર્મ જોવામાં આવ્યું તેને માટે કહેવા લાગ્યા કેઃ—“ હે પરમાત્મન્ ! ધન્ય મ્હારૂં ભાગ્ય કે આપ મ્હારે ઘેર પધાર્યા. આપ જગત્ પિતા હોવાથી મ્હારી સ્ત્રી આપની આગળ નગ્ન બેઠી તેને માટે મ્હને કાંઇ કષ્ટ થતું નથી; પરંતુ આપ ક્ષુધિતને મ્હારી સ્ત્રીએ કેળાં પરની છાલ ખાવાને આપી તે માટે મ્હને બહુ દુઃખ થાય છે

અને એણે કેમ એમ કર્યું તેનું મ્હને આશ્ચર્ય થાય છે." ભગવાન્ બોલ્યા :— "હે વિદુર ! ભક્તિથી મ્હને ચાહે તે વસ્તુ અર્પણ કરો તે ભક્ષણ કરવામાં મ્હને જેવો અને જેટલો આનંદ થાય છે તેવો અને તેટલો આનંદ અભક્તિથી અર્પણ કરેલા ઉત્તમ ઉત્તમપદાર્થો વડે પણ થતો નથી અને તેવા પદાર્થો હું ખાઉં પણ નહિ. ત્હમારી સ્ત્રીનો મ્હારા પર કેટલો બધો પ્રેમ ? કે જે મ્હારો શબ્દ સાંભળતાં વારને દેહભાન ભુલી ગઇ. મ્હને પણ પ્રેમ ભક્તિવડે ભાન રહ્યું નહિ અને એણે જે આપ્યું તેની મહત્તા તથા નિકૃષ્ટતાનો ખ્યાલ સરખો પણ ન રહેવાથી હું તે ખાઈ ગયો. ત્યારબાદ વિદુરજી શિલોંછ[1] વૃત્તિ કરીને જે કાંઇ અનાજના કણ એકઠા કરી લાવ્યા હતા તેની રસોઇ તૈયાર કરાવી અને ભગવાનની સાથે ભોજન કીધું. વિદુરને ઘેર ભોજન જેટલું પ્રિય અને મિષ્ટ લાગ્યું તેટલું દેવકીના હાથનું દ્વારકામાં લાગ્યું ન હતું. અન્નની મિષ્ટતા પ્રેમ વડે છે; ગોળ સાકર વડે નથી. સારાંશ, દુર્યોધન અભક્ત હતો માટે ત્હેમના ભોજનનો અનાદર કરીને ભક્ત વિદુરને ત્યાં પરમાત્મા પ્રેમ પૂર્વક જમ્યા હતા. આ ઉપરથી પ્રભુ પ્રસાદને માટે જ્ઞાત્યાદિકોની અપેક્ષા નથી એ સિદ્ધ થયું.

વિદુરમાં શૂરવીરતા હતી માટે એવો અનુગ્રહ થયો એમ કહો તો, યાદવોના રાજા ઉગ્રસેનમાં કયાં એવી મરદાઈ હતી કે જેને લીધે ભગવાન્ ત્હેને રાજ્યગાદી અર્પણ કરીને પોતે ત્હેની સેવામાં રહે ? કંસ તો ત્હેને સ્વબલથી રાજ્ય ભ્રષ્ટ કર્યો હતો અને પોતે જાતે રાજ્ય કર્યા કરતો હતો. ઉગ્રસેન સૌન્દર્યવાન્ હતો માટે કૃપા થઈ એમ પણ નહિ સમજવું, કારણ કે કુબ્જા જે કંસની દાસી હતી ત્હેનું શું સ્વરૂપ હતું ? ત્હેનું નામજ ત્રિવક્રા અર્થાત્ કમ્મર, છાતી તથા ગર્દનથી તો તે વાંકી હતી. દૃષ્ટાંતમાં સમજવું કે બાલબોધ અક્ષરમાં દીર્ઘ 'ई' વર્ણ જેવો હોય છે તેવું ત્હેનું રૂપ હતું તો પણ, ત્હેનો પ્રેમ સરલ (નિષ્કપટ) હતો. કુબ્જાનું વૃત્તાન્ત ભાગવત હરિવંશાદિ ગ્રંથોને વિષે છે, તેમાંહેનો કાંઇક અંશ ઉદાહરણ તરીકે અહીં આપવામાં આવે છે.

કંસ વધને માટે જ્યારે શ્રીકૃષ્ણ બલરામાદિની સાથે મથુરાના રાજમાર્ગ ઉપરથી જઈ રહ્યા હતા, તે વખતે એક કુબ્જા (છાતી, કમ્મર અને ગર્દનમાં વાંકી એવી) તરૂણ સ્ત્રી દૃષ્ટિગોચર થઇ. ત્હેના હાથમાં અંગરાગ (સુગંધી દ્રવ્યનો લેપ) એક પાત્રમાં ભર્યો હતો, અને રસ્તાપરથી તે જઇ રહી હતી. ભગવાને પૂછયું:—તું કોણ છે ? અને આ અંગરાગ ત્હેં કોને

---

૧ ખેતરમાં પડેલા દાણા વીણવા તે. "**उंछः कणश आदाने कणिशाद्यर्जनं शिलं**" ઇતિઅમરઃ વિશેષ મનુસ્મૃતિમાં જુઓ.

માટે તૈયાર કર્યો છે ? તે કહે. હમને બન્નેને એ અંગરાગ સમર્પણ કરવાથી ત્હારૂં કલ્યાણ થશે." તેને કહ્યું:—"મ્હારૂં નામ ત્રિવક્રા છે; હું કંસની દાસી છું અને આ અંગરાગ ત્હેને માટે તૈયાર કરીને લઇ જાઉં છું. હમારી ઇચ્છા હોય તો એ અંગરાગ હમને સમર્પણ કરૂં અને હમારે શરીરે હું લગાડું." કુબ્જાએ રામ કૃષ્ણના શરીરપર તે અંગરાગનું લેપન કર્યું ત્યારે ભગવાન્ પ્રસન્ન થયા. સ્વદર્શનનું ફળ કેવું હોય છે તે બતાવી આપવાને માટે ત્હેનું શરીર સીધું કરવાનો ત્હેમણે મનપર લીધું અને કૃષ્ણે પોતાના બન્ને પગ ત્હેના ચરણપર દબાવી રાખીને બન્ને આંગળીક હડપચીની નીચે રાખીને ઝટકો દીધો ત્યારે તેજ ક્ષણે ત્હેનું શરીર સરલ અને સુંદર બન્યું. કવિ કહે છે કે:—

**यन्नामस्मृतिरप्यस्मिन्मनोवाग्वक्रतापहृत् ।**
**किमत्र चित्रं तद्गात्रमवक्रं तत्करादभूत् ॥**

જેમનું નામ સ્મરણ આ જગત્માં પુરૂષના મનની તથા વાણીની વક્રતા દૂર કરી દે છે, ત્હેમના પ્રત્યક્ષ હાથથી તે કુબ્જાનું શરીર સરલ બન્યું એમાં તે શું આશ્ચર્ય ? ત્હેની તેવા પ્રકારની સેવાથી સંતુષ્ટ થએલા પરમાત્માએ તે સ્થાનની વક્રતા દૂર કરી દીધી. મૃદુભાષણ અંગરાગ સમર્પણ અને હાથવડે વિલેપન કુબ્જાએ કર્યું હતું. તેજ પ્રમાણે આપણી વાણીની વક્રતા દૂર થવા માટે પરમાત્માની સાથે મૃદુભાષણ, અર્થાત્ વેદશાસ્ત્રાદિકોથી સંસ્કારયુક્ત વાણીવડે ત્હેમનું સ્તવન તથા ત્હેમના ભક્તોની સાથે સત્ય, હિતાવહ, પ્રિય, પરિમિત ભાષણ થવું જોઇએ; તેમજ અંગરાગ ( શરીરપ્રેમ ) પરમાત્માને સમર્પણ એટલે શરીરવત્ પરમાત્મા ઉપર પ્રેમ કરવો જોઇએ, તો માનસિક સરલતા[૧] થશે. અને કુબ્જાએ જે પ્રમાણે પોતાના હાથથી લેપ કર્યો તેજ પ્રમાણે આપણા હાથવડે ગંધ પુષ્પાદિ સમર્પણપૂર્વક પરમાત્માની જો પૂજા કરવામાં આવે તો શરીર સંબંધી વક્રતા નહિ થાય. જ્યાંસુધી કુબ્જાનામાં ત્રિવક્રભાવ હતો ત્યાંસુધી અનંગરાગ (મોક્ષપ્રીતિ)નો ત્હેને આવિર્ભાવ થયો ન હતો. જ્યારે સર્વત્ર સરલતા અને સુંદરતા થઈ, એટલે અનંગરાગ ([૨]કામપ્રેમ)

---

૧ શરીરપ્રેમ મનમાં રહે છે અને તેનાથી વક્રતા થાય છે પરંતુ તે પ્રેમ છોડી દેવાથી મન સરલ સ્વાભાવિક થઈ જાય છે અને તેનો અનુભવ પણ આપણને થઈ શકે તેમ છે. ૨ અંગરાગ ( શરીરપ્રેમ અને લેપ ). અનંગરાગ (શરીરપ્રેમ શૂન્ય, મોક્ષ પ્રેમ અને કામપ્રેમ,)

ત્હેના વિષે ઉત્પન્ન થયો. અંહી અનંગના બે અર્થ તેમજ અંગરાગનાં પણ એ અર્થ સમજવા. અંગરાગ (શરીરપ્રીતિ) પરમાત્માને સમર્પણ નહિ કરો તો, અનંગરાગ (મોક્ષની પ્રીતિ) ઉત્પન્ન થશે નહિ. દૃષ્ટાન્તમાં સમજવું જોઇ એકે કુબ્જાએ અંગરાગ–લેપ–દીધો ત્યારે તે અનંગરાગ–કામ પ્રીતિયુક્ત બની.

સારાંશ કે, કાયિક, વાચિક, માનસિક એ ત્રણ પ્રકારની આપણામાં વક્રતા હોવાથી મોક્ષસુખની ઇચ્છા આપણને થતી નથી. એ ત્રણે પ્રકારનો વક્રભાવ નહિ થઇને સર્વત્ર સરલતા (જેવું મનમાં તેવુંજ બાધણ અને જેવું ભાષણ તેવુંજ વર્તન) થવા સારૂ પરમાત્માની કાયિક, વાચિક, માનસિક ભક્તિ કરવી જોઇએ એ સિદ્ધ થયું. મનમાં પ્રભુનું ધ્યાન, વાણીવડે ત્હેના ગુણનું વર્ણન, અને શરીરવડે ત્હેની અર્ચનાદિ સેવા કરવાથી ત્હેની કૃપા થઇને હાલ જે આપણે અનંગરાગી (કામરાગી) છીએ, તે અનંગરાગી (મોક્ષરાગી) બનીશું. પરમાત્માની કૃપાને રૂપાદિકની આવશ્યકતા નથી એ કુબ્જાના ઉદાહરણથી સિદ્ધ થયું. એનાપર એવી શંકા કરવામાં આવે છે કે, કુબ્જાની પાસે પુષ્કળ દ્રવ્ય હતું તે જોઇને પરમાત્માએ ત્હેનાપર કૃપા કરી. એના સમાધાનમાં સમજવું જોઇએ કે સુદામા અત્યંત દરિદ્રી હોઈ એની પાસે કાંઈપણ ન હતું. પરમાત્માની ભેટમાં ચાર મુઠી પંઉઆ ત્હેમણે માગીને આણ્યા હતા, એટલી બધી તો ત્હેમની દરિદ્રતા હતી ! પરંતુ પ્રેમવડે સંપન્ન હતા તેથી ભગવાને પોતાના જેવી સુવર્ણ નગરી ત્હેમને માટે નિર્માણ કરી દીધી. આ ઉપરથી ઉત્તમ કુળમાં જન્મ, સૌન્દર્ય, વિદ્યા, પૌરૂષ, સંપન્નતા, કર્મઠપણું, યોગ ઇત્યાદિ સાધનવડે પરમાત્મા પ્રસન્ન તેમજ પ્રગટ થતા નથી એ સિદ્ધ થયું. કેવળ ભક્તિ વડેજ સંતુષ્ટ થાય છે અને ભક્ત ઉપર અનુગ્રહ કરે છે. એટલા માટે, આપણે પણ પરમાત્માની ભક્તિપ્રિયતા જાણીને ત્હેમના ઉપર આત્મતુલ્ય નિરતિશય પ્રેમ કરવો અને ભજનમાં પ્રવૃત્ત થવું, જેથી ભેદભાવ નષ્ટ થઇને અદ્વિતીય આત્માને વિષે સ્થિતિ થશે.

॥ इति शिवम् ॥

---

# પંચમ પુષ્પ.

## સગુણ અને નિર્ગુણ ભકિતલક્ષણ અને તેના પ્રકાર.

**भक्तिर्नवविधा ज्ञेया पापारण्यदवोपवा ॥ बृ. ना० ॥**

અરણ્ય ગમે તેટલું મોટું હોય, વૃક્ષોવડે ફાલ્યું હોય, તોપણ દાવાગ્નિ જેમ તેને સફાચટ કરી દે છે, તે પ્રમાણે પરમાત્માની ભકિત પાપરૂપી અરણ્યને ભસ્મીભૂત કરી દેવા સારૂ તે દાવાનળના જેવીજ છે, એ પ્રમાણે બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે. પુરાણોની ગણના પૂર્વાચાર્યોએ શ્રુતિ સ્મૃતિ ઇતિહાસની પંકિતમાં કરેલી છે. સ્મૃતિઓ તો શ્રુતિઓની અલ્પાંશ છાયા લઇને બનાવવામાં આવી છે, પરંતુ પુરાણોમાં તો શ્રુતિ તેમજ સ્મૃતિ એ બન્નેની છાયા લેવામાં આવી છે. વેદને સૂત્રસ્થાનીય સમજો અને સ્મૃતિઓને સૂત્રભાષ્ય કહો તથા પુરાણોને ભાષ્ય અને સૂત્રોનાં ઉદાહરણ સમજવાં એ અત્યંત યુક્ત છે. સ્ત્રીઓ અને શૂદ્ર વેદના અધિકારી નથી, એટલા માટે વેદના અધિકારીઓના હિતને સારૂ પુરાણોની રચના કરવામાં આવી છે. તેમાં કેટલાંક સાત્વિક, અને કેટલાંક રાજસતામસ છે. એકંદર પુરાણોની સંખ્યા અરાઢ છે. તેમનાં નામ અને ગુણ નીચે દર્શાવવામાં આવે છેઃ—

वैष्णवं नारदीयं च तथा भागवतं शुभम् ।
गारुडं च तथा पाद्मं वाराहं शुभदर्शने ॥
सात्विकानि पुराणानि विज्ञेयानि शुभानि वै ।
ब्रह्मांडं ब्रह्मवैवर्त्तं मार्कंडेयं तथैव च ॥
भविष्यं वामनं ब्राह्मं राजसानि निबोधत ।
मात्स्यं कौर्मं तथा लैंगं शैवं स्कान्दं तथैव च ॥
आग्नेयं च षडेतानि तामसानि निबोधत ।

વિષ્ણુ, નારદીય, ભાગવત, ગરૂડ, પદ્મ, વારાહ એ છ સાત્વિક પુરાણો છે. બ્રહ્માણ્ડ, બ્રહ્મવૈવર્ત્ત, માર્કંડેય, ભવિષ્ય, વામન અને બ્રહ્મપુરાણ એ છ રાજસ પુરાણો છે. એમનુંજ શાકત પુરાણો એવું બીજું નામ છે. મત્સ્ય, કૂર્મ, લિંગ, શિવ, સ્કન્દ, અને અગ્નિપુરાણ એ છ તામસ કહ્યાં છે. આ કથન પદ્મપુરાણના ઉત્તરખંડ મુજબ છે. પુરાણોને વિષે વિશેષ માહીતી

આગળ એકાદ પુષ્પમાં કહેવામાં આવશે. કહેવાની મતલબ એ છે કે પુરાણો ને આજકાલના સુધારકોની માફક ગપાટા સપાટા નહિ સમજશો. પ્રકરણના પ્રારંભમાં જણાવેલા શ્લોક સાત્વિક બૃહન્નારદીયનો છે, અને પ્રમાણને માટે ઉદ્ધૃત કરેલો છે.

સાધન બે પ્રકારનાં હોય છે. એક તો બહિરંગ અને બીજું અંતરંગ. જેના વડે અંતઃકરણ લાંબે વખતે શુદ્ધ થાય તેને બહિરંગ સાધન કહે છે, અને અંતઃકરણ જેથી શીઘ્ર નિર્મલ બને તેને અંતરંગ સાધન કહે છે. કર્મ વડે અંતઃકરણની શુદ્ધિ થતાં ઘણા દિવસો લાગે છે તેથી તેને બહિરંગ સાધન, તેમજ ઇશભકિતથી સત્વર મનઃશુદ્ધિ થતી હોવાથી ભકિતને અંતરંગ સાધન કહ્યું છે. મોક્ષેચ્છુએ અવશ્યજ નિર્વિઘ્ન, નિરૂપદ્રવી. એવા ભક્તિપથનું અવલંબન કરવું જોઇએ. કહ્યું છે કેઃ—

## પદ—રાગ-બિહાગ—તાલત્રિતાલા.

**ભક્તિ નિષ્કંટક પથ જાન ॥ ધ્રુ ॥ રાજમાર્ગ જીમિ નૈન મૂંદ કર ભાગે તોભિ ન હાન ॥ ૧ ॥ નારદ શુક મુનિ જીસ મારગ રત હોકર અમૃતપાન ॥ ૨ ॥ તામસ રાજસ સાત્વિક ઐસે ત્રિપ્રકાર હો ભાન ॥ ૩ ॥ શ્રવણ કીર્ત્તન સ્મરણ દિ નવવિધ હૈ તિસકેમાન ॥ ૪ ॥ ભેદ શૂન્ય ફલરહિત નિર્ગુણ દત્તચિત્ત કર ગાન ॥ ૫ ॥**

યોગાભ્યાસ કરનારા પુરૂષોએ બ્રહ્મસ્વરૂપ પ્રાપ્તિનો માર્ગ, જે સર્વાન્તર્યામી ષડ્ગુણૈશ્વર્ય સંપન્ન ઇશ્વરની ભકિત છે, તે કરવી જોઇએ. એના જેવો બીજો માર્ગ નથી. રાજમાર્ગે ગમન કરનારાઓને કાંટા, કાંકરા, ખાડા ટેકરા વગેરેનો ભય હોતો નથી. આંખ બંધ કરીને ગમન કયાં ના કરે? છતાં પડવાનો ભય નથી હોતો તેજ પ્રમાણેઃ—

**एष निष्कंटकः पंथा यत्र संपूज्यते हरिः।**
**धावन्निमील्य वा नेत्रे न स्खलेन्न पतेदिह ॥**

એ ભકિતમાર્ગ કંટક રહિત છે; તે એવો માર્ગ છે કે જેમાં ઘણા મહાત્મા લોકો પ્રવૃત્ત થઇને પરમાત્મા હરિની પૂજા કરે છે અને જેમાં નેત્ર મીંચીને દોડનારો પણ કોઇ સ્થાન આગળ અટકતો અગર પડી જતો નથી. 'દોડનારો' એનો અર્થ 'ધર્માનુષ્ઠાનનાં કર્મોમાંથી કાંઇક અનુષ્ઠાન છોડી દઇ, ઝટઝટ આગળના કર્તવ્યોનું અનુષ્ઠાન ચલાવનારો, એવો થાય છે. આંખ બંધ કરીને આંધળાની પેઠે દોડવું, એટલે અજ્ઞાનથી નાશવું. કેમકેઃ—

**શ્રુતિસ્મૃતી ઉમે નેત્રે વિપ્રાણાં પરિકીર્તિતે ॥**
**એકેન વિકલઃ કાણો દ્વાભ્યામન્ધઃ પ્રકીર્તિતઃ ॥**

શ્રુતિ અને સ્મૃતિ, એ બન્ને બ્રાહ્મણનાં નેત્ર કહેલાં છે. એમાંથી એક જેને નથી તે કાણો અને બે નથી તે આંધળો સમજવો. યોગાભ્યાસ અગર કર્મકાંડમાં કર્મોની કાપકૂપ થાય તો વૈગુણ્ય થઇને ફલ મળતું નથી. પરંતુ ભકિતમાર્ગમાં એકાદ સીડી છોડી દેવા છતાં પ્રત્યવાય લાગતો નથી તેમજ ફળ પણ ડૂબી જતું નથી. તેજ પ્રમાણે વેદશાસ્ત્રવ્યુત્પત્તિશૂન્ય (એજ અંધત્વ અગર અજ્ઞાનતા) હોય, તોપણ કોઇ પ્રકારનું વિઘ્ન નહિ થતાં ભક્તિસંપન્ન પુરૂષ સુગમતાથી બ્રહ્મસ્થિતિને પ્રાપ્ત થાય છે. વેદશાસ્ત્રરૂપી ચક્ષુ પ્રાપ્ત થયાં એટલે તેનાવડે પરમાત્માની ભક્તિ ઉત્પન્ન થાય છે અને ત્હેનું સ્વરૂપ ઓળખી શકાય છે એવો નિયમ નથી. એ ચક્ષુ વગર પણ પરમાત્માનું સ્વરૂપ ઓળખવામાં આવે છે તથા દૃઢ ભક્તિ પણ થાય છે. એને માટે એક ઉદાહરણ આપીશું:—

એક વખત બળરામ અને કૃષ્ણ ગોપાળ બાળસહિત યમુનાને કિનારે ગાયો ચરાવવા સારૂ ગયા હતા. તે દિવસે કોઇએ પણ ઘેરથી કશું ખાવાનું સાથે લીધું ન હતું. બે પ્રહર દિવસ થયા પછી બધાને જયારે ક્ષુધા લાગી, ત્યારે ગોપાળબાળ રામ કૃષ્ણની પાસે આવીને કહેવા લાગ્યાઃ—"હે રામ! હે કૃષ્ણ! અત્યારે ક્ષુધા હમને બહુ પીડે છે, તો એની શાન્તિ કરવાને માટે ત્હમે સમર્થ છો; માટે કાંઇક ઉપાય કરો. આજ હમારામાંથી કોઇએ પણ ખાવાને માટે કાંઈ પણ સાથે આણ્યું નથી" ભગવાન્ કૃષ્ણે કહ્યું!—"હે ગોપાળો! અંહિયાં પાસેજ યમુનાના કિનારા ઉપર વેદપાઠી શાસ્ત્રસંપન્ન એવા મોટામોટા વિદ્વાન્ બ્રાહ્મણો સ્વર્ગ પ્રાપ્તિને અર્થે બૃહસ્પતિ સત્ર નામનો યજ્ઞ કરી રહ્યા છે; ત્યાં જાઓ અને મ્હારૂં તથા બલરામનું નામ દઇને ત્હેમની પાસે અન્નની યાચના કરો, તેઓ ત્હમને અન્ન આપશે, પરમાત્માએ અંતર્યામી હોવાથી જાણી લીધું કે એ બ્રાહ્મણોના હાથે ત્હેમને અન્ન મળવાનું નથી, ને છતાં ત્હેમની પાસે પોતાના મિત્રો અને ભક્ત ગોપાળોને મોકલવામાં ત્હેમનો આશય આ પ્રમાણે હતો, કેઃ—

**વક્તારો બ્રહ્મવાર્તા સદસદ્દભિમતયો યે ચ યજ્ઞધ્વજા યે।**
**તેષાં શ્રદ્ધા ન કસ્મિન્ફલમપિ ન મત્પ્રીતિરિત્યત્ર બોધઃ ॥**

આ જગત્‌માં જે લોકો બ્રહ્મવાર્તા (વેદાંતનો ઉપદેશ) કરનારા છે, તથા સત્ અસત્ શું છે તેનો વિચાર કરવામાં જેમની બુદ્ધિ રોકાએલી છે,

અને જેઓ યજ્ઞધ્વજ (યજ્ઞ યાગાદી ક્રિયા વડે, મંદીરની ધ્વજાની માફક પોતાના મુખ વડે ફડફડાટ કરીને પોતાના મહત્વનું કથન કરનારા) હોય છે, ત્હેમની કશામાં શ્રદ્ધા હોતી નથી અને શ્રદ્ધાના અભાવથી ફળ પણ મળતું નથી. તથા ત્હેમના મનમાં મ્હારે વિષે પ્રીતિરૂપ ભક્તિ નથી.એ બધી બાબતનું જ્ઞાન લોકોને કરી દેવું જોઇએ, એ હેતુથી પરમાત્માએ પોતાના મિત્રોને ત્યા મોકલ્યા હતા, નહિ તો જે પ્રભુથી પોતાના ભક્તોનું અપમાન કોઈ કરે તો તે સહન થતું નથી, તેજ પરમાત્મા જાણી જોઇને બ્રાહ્મણોના હાથે ગોપાળોનું અપમાન કરાવવા સારૂજ ત્હેમને ત્યાં મોકલે એ શી રીતે સંભવે? અસ્તુ!

પરમાત્માની આજ્ઞા થતાં વારને તે સઘળા ગોપાળોએ ત્યાં જઇને, રામકૃષ્ણના નામથી કથન કર્યું કે "એમને બહુ ક્ષુધા લાગી છે અને તેઓ અન્ન માંગે છે માટે આપજો," એવી પ્રાર્થના કરી. બ્રાહ્મણોએ એમની પ્રાર્થના સાંભળી પણ કૃષ્ણ યઃકશ્ચિત્ મનુષ્ય છે એવું તેઓ સમજતા હતા, અને પોતાને અખિલ વર્ણોના ગુરૂ માનતા હતા, તેથી ત્હેમણે 'આપીએ છીએ' કિંવા 'નથી આપતા' એમાંનો કાંઇપણ અક્ષર મ્હોંડામાંથી કાઢ્યો નહિ. ત્યારે સઘળા ગોપાળ પાછા આવ્યા અને સકલ વૃત્તાન્ત શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા. પછી ભગવાને કહ્યું કેઃ—"હવે તમે એ લોકોની સ્ત્રીઓની પાસે જઇને બલરામ સહિત હું અહીં આવ્યો છું અને ક્ષુધિત છું, એમ કહેશો તો તેઓ તમને પુષ્કળ અન્ન આપશે. એ સ્ત્રીઓનો જો કે શરીર વડે ઘરમાં નિવાસ છે, તોપણ બુદ્ધિવડે ત્હેમનો સઘળીઓનો નિવાસ મ્હારા સ્વરૂપ વિષેજ છે." પછી ગોપાળ ત્યાં જઇને બ્રાહ્મણ સ્ત્રીઓને પ્રણિપાત કરીને કહેવા લાગ્યા કેઃ—"હે સાધ્વીઓ! બલરામ અને કૃષ્ણ ગાયો ચરાવતા અહીંયા પાસેજ આવી પ્હોંચ્યા છે, અને એમને ક્ષુધા લાગી છે, માટે જલદી અન્ન પ્રદાન કરો." સાંભળતાંવારનેજ બધીય વિકલ થઇને મનમાં વિચારવા લાગી કેઃ—

**क्रतु : किमेतैः क्रियते क्रतुभुक् तु क्षुधाकुलः ।**
**पतिकल्याणमिच्छंत्यस्तत्तृप्त्यैता क्षुनोत्सवाः ॥**

અંહી હમારા પતિ યજ્ઞ કરવા બેઠા છે, અને ત્યાં ક્રતુ (યજ્ઞ) ભોક્તા પરમાત્મા તો ક્ષુધાથી પીડિત થાય છે. એ કેટલું બધું આશ્ચર્ય? એમણે વિચાર કર્યો કે એમની તૃપ્તિ થયા વગર યજ્ઞ શું ફળ આપવાનો હતો? પતિઓનું કલ્યાણ ઇચ્છિનારી એ સ્ત્રીઓ હતી, તેથી અન્ન પ્રદાન કરીને યજ્ઞપતિ પરમાત્મા શ્રી કૃષ્ણનો સંતોષ કરવા સારૂ ત્હેમના મનમાં આનંદ

થયો. અનેક પ્રકારનાં અન્ન પાત્રોમાં ભરીને સકળ બ્રાહ્મણ સ્ત્રીઓએ જવાની તૈયારી કરી. એવામાં ત્યાં જે ત્હેમના પતિ, બંધુ, આપ્ત, મિત્ર વગેરે જેઓ હતા ત્હેમને ખબર પડતાં તેઓએ ત્હેમને જવાનો પ્રતિબંધ કર્યો. પરંતુ નદી જ્યારે સમુદ્રના તરફ જાય છે, ત્યારે તો વચમાં ઉચ્ચ નીચ પ્રદેશ, ખડક, પહાડ વગેરે હોવા છતાં ત્હેમની કયારે પરવા કરે છે? તેજ પ્રમાણે અનન્યતાથી ભજનમાં નિરત થએલી સકલ સ્ત્રીઓનો ચૈતન્યરૂપ પરમાત્માની પાસે જવાનો નિશ્ચય થતાં નિખિલ પ્રતિબંધનો ત્હેમણે પ્રતિકાર કર્યો. કવિ કહે છે કેઃ—

**योगज्ञैर्यज्ञैर्ब्रह्मज्ञैरपि मनागनाकलिता ।**
**भाविकजनहृदयगता मयि रतिरेवंविधेत्यलमकथयत् ॥**

યોગીજન, યજ્ઞકર્મ કરનારા અને જાણનારા, તેમજ બ્રહ્મજ્ઞાન સંપન્ન વેદાન્તીઓના અન્તઃકરણમાં જેનો યત્કિંચિત્ પણ વાસ નથી, એવી ભાવિક જનોના હૃદયમાં મ્હારે માટે એ પ્રકારની પ્રીતિ સંપૂર્ણતાથી થાય છે, એવું સર્વને તથા ગોપાળોને દેખાડવા સારૂજ પરમાત્માએ એ બ્રાહ્મણપત્નિઓનું વર્ણન કરીને ત્હેમની પાસે જવા કહ્યું હતું. સર્વ સ્ત્રીઓ ત્યાંથી જે નીકળી તે જ્યાં બલરામ અને કૃષ્ણ હતા ત્યાં આગળ આવી પહોંચી અને સર્વને ઉત્તમ અન્ન આપીને સંતૃપ્ત કર્યા. બાદ પરમાત્માએ ત્હેમને આશીર્વાદ આપ્યો અને પછી યજ્ઞમંડપમાં જવાનું કહ્યું. પરમાત્મકૃપાથી ત્યાં ગયા બાદ કોઇએ ત્હેમને દોષ દીધો નહિ, પરંતુ ત્હેમના પતિઓને ઉલટો પશ્ચાત્તાપ થયો અને તેઓ કહેવા લાગ્યા કેઃ—

**शुद्धं जन्म बहुज्ञता निरवधिर्यज्ञक्रियापाटवम् ।**
**शंकाशून्यमखंडितो व्रतविधिर्वंशोऽपि सभ्येडित : ।**
**नैकेनापि मिथाश्रिता ध्रुवममीत्युद्भुतभावेन य-।**
**नीता : श्रीपतिसंमुखं तदखिलाम्वच्मो न धिग्धिक्कथम ॥**

હમોએ શુદ્ધ જન્મ, નિઃસીમ બહુજ્ઞતા, શંકારહિત યજ્ઞ ક્રિયામાં કુશળતા અખંડવ્રતવિધિ અને સભ્ય લોકો વડે સ્તુત્ય એવો વંશ, એ સઘળાંનો આશ્રય કર્યો છે, પરંતુ એમાંથી એકે પણ પોતાના આશ્રિત જે અમે, ત્હેમના અંતઃકરણમાં ઉત્કૃષ્ટ પ્રેમ ભકિત ઉત્પન્ન કરીને શ્રી કૃષ્ણની સન્મુખ પહોંચાડયા નહિ. એથી એ સઘળા ગુણોને ધિક્ ધિક્ એમ કેમ નહિ કહીશું? સારાંશ કે, એક ભગવદ્‌ભકિત વિના સઘળું વ્યર્થ છે. હમારૂં મહદ્‌ભાગ્ય કે આવી સ્ત્રીઓની પ્રાપ્તિ થઇ. જેમના ભક્તિ પ્રભાવથી હમારી બુદ્ધિ હવે પરમાત્મા હરિમાં નિશ્ચલ થઇ છે.

આ વૃત્તાન્તથી એટલું નિશ્ચિત થયું કે, વેદશાસ્ત્ર સંપન્નત્વરૂપ નેત્ર પ્રાપ્ત થવા છતાં, ભક્તિ તેમજ પરમાત્માનુંસ્વરૂપ જાણવા માટે તો અંધત્વજ રહે છે. અને શાસ્ત્રદષ્ટિવિહીનત્વરૂપ અંધાપો હોવા છતાં પણ ભક્તિ થાય છે, અને પરમાત્મસ્વરૂપ જાણી શકાય છે. કોઇ કવિએ વર્ણન કર્યું છે કેઃ—

**त्वन्मायया कमलनाभ विमोहितानां विद्यावतां जडधियामपि को विशेषः ।**
**गाढान्धकारकवलीकृतलोचनानामुन्मीलनेन किमुतापि निमीलनेन ॥**

હે પદ્મનાભ ! ત્હમારી માયાથી મોહિત થઇને સંસારમાં પડેલા અને વિષય સેવન કરનારા જે ષટ્શાસ્ત્રસંપન્ન વિદ્વાન્ તેમજ મૂઢ બુદ્ધિના મનુષ્યો છે, ત્હેમનામાં શો વિશેષ છે ? કાંઇપણ નહિ. અંધકારે આવૃત કરેલાં નેત્રોને ખોલવા અગર બંધ કરવાથી શું કાર્ય કે ઉપયોગ થવાનો હતો ? અંધકારમાંથી ચક્ષુષ્માન્ પુરૂષ જાય અગર આંધળો જાય તો બેમાંથી એકને શું વસ્તુનું દર્શન થશે ? નહિજ. તેજ પ્રમાણે શાસ્ત્રદષ્ટિસંપન્ન અને શાસ્ત્ર-દૃષ્ટિશૂન્ય, જો માયારૂપ અંધકારથી મોહિત થયા હશે તો તે બેઉમાં કાંઈ ફરક નથી. તાત્પર્ય કે, પરમાત્મભક્તિ વડે નિર્મલ અંતર્દૃષ્ટિ થઇને વસ્તુ (આત્મા) નું દર્શન થાય છે. હવે ભક્તિ કેટલા પ્રકારની હોય છે, તે દેખાડવામાં આવે છે.

ભક્તિયોગ આચરણ કરવાના ભિન્ન ભિન્ન માર્ગ ઘણા હોવાથી ભક્તિ-યોગના પ્રકાર પણ અનેક છે. મનુષ્યોના સ્વભાવભૂત ગુણોની વૃત્તિઓ ભિન્ન ભિન્ન હોય છે અને એટલા માટે ત્હેમના અભિપ્રાય પણ જૂદા જૂદા હોય છે. અર્થાત્ ભક્તિ કરવામાં કોઇનો કોઇએક પ્રકારનું ફળ મેળવવાનો સંકલ્પ, તો બીજાનો કાંઈ બીજુંજ મેળવવાનો ઉદ્દેશ રહેલો હોય છે. એવા જૂદા જૂદા સંકલ્પોને લીધે ભક્તિના અનેક ભેદ થયા છે. ભાગવતમાં કહ્યું છે કેઃ—

**अभिसंधाय यो हिंसां दंभं मात्सर्यमेव वा ।**
**संरंभी भिन्नदृग्भावं मयि कुर्यात्स तामसः ॥**
**विषयानभिसंधाय यशऐश्वर्यमेव वा ।**
**अर्चादावर्चयेद्यो मां पृथग्भावः स राजसः ॥**
**कर्मनिर्हारमुद्दिश्य परस्मिन्वा तदर्पणम् ।**
**यजेद्यष्टव्यमिति वा पृथग्भावः स सात्त्विकः ॥**

કોઇ ક્રોધી પુરૂષ, શંકર અને વિષ્ણુ ભિન્ન તથા હું અને પરમાત્મા ભિન્ન એવી ભેદબુદ્ધિ વડે કોઇની હિંસા, દંભ, માત્સર્ય, એમાંથી કોઇપણ એકાદ ફળ મેળવવાના સંકલ્પથી મ્હારી ભક્તિ કરે અગર કરશે તો ત્હેને

તામસભક્ત સમજવો. હિંસાને માટે ભક્તિ કરનારો અત્યંત અધમ, ઢોંગી ત્હેનાથી કાંઇક ઠીક, અને મત્સરી એ ત્રણેમાં સારો. એવા તામસ ભક્તોના ત્રણ ભેદ થયા. ભેદ દૃષ્ટિ રાખનારો પુરૂષ વિષય સુખ, કીર્તિ, કિંવા ઐશ્વર્ય મેળવવાની ઇચ્છાથી મૂર્ત્યાદિકોને વિષે મ્હારી આરાધના કરતો હોય તો, ત્હેને રાજસ (મધ્યમ) ભક્ત જાણવો. વિષય સુખોને માટે ભક્તિ કરનારો નિકૃષ્ટ, કીર્તિને માટે કરનારો ત્હેનાથી અધિક યોગ્યતાવાળો અને ઐશ્વર્યને માટે ભજનારો, તેઓમાં ઉત્તમ. એવા રાજસ ભક્તોના પણ ત્રણ ભેદ છે. તેજ પ્રમાણે ભેદબુદ્ધિજ રાખનારો પુરૂષ, પાપ ક્ષયને સારૂ, ઇશ્વર સંતોષને માટે, અથવા 'પૂજા કરવી' એવી આજ્ઞા છે તે પૂર્ણ કરવાના ઉદ્દેશથી ભક્તિ કરતો હોય તો તે સાત્વિક ભક્ત સમજવો. પાપક્ષયને માટે ભક્તિ કરનારો ત્રણેમાં કનિષ્ઠ દરજ્જાનો, ઇશ્વરપ્રીતિને માટે ભજન કરનારો મધ્યમ, અને વેદવિધિ પૂર્ણ કરવા ખાતર ભક્તિ કરનારો ઉત્તમ છે. આ પ્રમાણે સાત્વિક ભક્તોના પણ ત્રણ પ્રકાર થયા. સારાંશ કે, સાત્વિક, રાજસ, તામસ એ ત્રિવિધ ભક્તિના ત્રણ ત્રણ ભેદ મળીને નવ ભેદ થયા. એ નવ પ્રકારની ભક્તિના પણ ફરીઃ—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥

શ્રવણ, કીર્તન, સ્મરણ, ચરણસેવા, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય તેમજ આત્મનિવેદન એવા નવ નવ પ્રકારના ભેદ છે. એ સર્વે મળીને ભક્તિના (૮૧) એક્યાશી પ્રકાર થયા. પરંતુ નિર્ગુણ ભક્તિનો પ્રકાર એકજ છે.

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गंगांऽभसोंऽबुधौ ॥
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।
अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ॥

જે પ્રમાણે ગંગાના જળની ગતિ સમુદ્રની તરફ જાય છે, તેજ પ્રમાણે નિખિલ પ્રાણીઓની બુદ્ધિગુહાને વિષે સ્થિત, ઉત્તમ પુરૂષ જે હું, તે મ્હારે માટે, કેવળ મ્હારા ગુણોનું શ્રવણ કરીને કોઇ પણ ફળની ઇચ્છા તથા ભેદ બુદ્ધિ રાખ્યા વગર જે ભક્તિ કરવી. તેજ નિર્ગુણ ભક્તિનું લક્ષણ કહેલું છે; અને એજ સકલ સાધુપુરૂષોને સંમત શ્રેષ્ઠ ભક્તિ છે. મહાત્મા કહે છે કેઃ—

**आदिमा भक्तिरित्येतत्सर्वसज्जनसंमतम् ।**
**यन्नाशोचिता सैव मुक्तिर्भवति निश्चितम् ॥**

ફલાનુસંધાનશૂન્ય અને ભેદદર્શનરહિત એવી જે ભક્તિ તેજ આદિમાં (શ્રેષ્ઠ) અને મુક્તિરૂપ છે, એવો સજ્જનોનો નિશ્ચિત મત છે એમ જાણવું. હવે ભક્તિ મુક્તિરૂપ કેમ થાય છે તે શબ્દથી જુઓ. ભક્તિ શબ્દના "આદિમા' આદ્ય વર્ણ ભકારમાં મકાર કરો તો 'મક્તિ' એ પ્રમાણે થશે. તેને અ–નાશ અને ઉ–ચિત કરો, એટલે મક્તિના મકારમાં જે અકાર છે તેનો નાશ કરો તો મ્‌ક્તિ એ પ્રમાણે થાય છે, અને પછી તે મ્‌ક્તિના 'મ્‌કારને' 'ઉ'કાર યુક્ત કરો એટલે 'મુક્તિ' એ શબ્દ સિદ્ધ થયો. સારાંશ, ભક્તિ જો 'અન્ આશા ઉચિતા' ફલાશા સમવેત ન હોય તો તેનાથી અંતઃકરણ શુદ્ધિ-દ્વારા જ્ઞાનપ્રાપ્તિ અને મોક્ષ નિઃસંશય થાય છે. એ પ્રમાણે ભેદશૂન્ય પણ ભક્તિ હોવી જોઇએ.

એવી નિર્ગુણ ભક્તિ કરનારા પુરૂષોને સાલોક્ય (એક લોકમાં રહેવું) તથા સાર્ષ્ટિ (ઇશ સમાન ઐશ્વર્યભોગ) સામીપ્ય (ઇશ સંનિધાનમાં સ્થિતિ) સારૂપ્ય (ભગવત્સમાનરૂપ) અને સાયુજ્ય (ભગવદ્રૂપમાં ઐક્યતા) ઇત્યાદિ મુક્તિ આપવામાં આવે, તોપણ તેઓ સ્વીકાર કરતા નથી. તો પછી તેમને તેની ઇચ્છા થાય એવી શંકા સંભવી શકેજ કેમ? નહિજ. એમને કેવળ મ્હારી સેવાને માટે પ્રીતિ શિવાય બીજું કશું જણાતું નથી.

**स एव भक्तियोगाख्य आत्यंतिक उदाहृतः ।**
**येनातिव्रज्य त्रिगुणं मद्भावायोपपद्यते ॥**

એનેજ આત્યંતિક (અચલ) ભક્તિ યોગ કહે છે. એના વડે પુરૂષ, સત્વ રજ અને તમ એ ત્રણે ગુણોનું કાર્ય જે સંસાર, તેને પાર થઇને મ્હારા બ્રહ્મ સ્વરૂપને પ્રાપ્ત થાય છે, એમ ભગવાન્ કહે છે. એટલા માટે ભક્તિ-માર્ગનું આલંબન શ્રેયસ્કર છે. ગીતોપનિષદમાં ભગવાન્ કહે છે કે હે અર્જુન !:—

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥**
**योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।**
**श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥**

---

૧ એ પદ શ્લિષ્ટ (દ્વિઅર્થક) છે અને તેનો અર્થ ખુલાસાવાર લખ્યો છે. જરા સૂક્ષ્મ દ્રષ્ટિથી જોવું.

કૃચ્છ્ર, ચાંદ્રાયણ, પંચાગ્નિ સાધન ઇત્યાદિ તપ કરનારાથી યોગી શ્રેષ્ઠ છે. કેમકે, '**तपसा कल्मषान्हंति**' એ સ્મૃતિ પરથી તપનું ફળ પાપનિવૃત્તિ છે, અર્થાત્ અલ્પ છે. પરંતુ યોગી તો પુનરાવૃત્તિ રહિત વિદેહ મુક્તિ પથગામી હોવાથી, તેની યોગ્યતા તપસ્વીઓના કરતાં અધિક છે. તેમજ મીમાંસાદિશાસ્ત્રાર્થ જાણનારા કરતાં પણ તે ઉત્કૃષ્ટ છે. કારણ કે, હેનાં શાસ્ત્રાર્થ જ્ઞાનનું ફળ ધર્માનુષ્ઠાન કરવું અને કરાવવું એટલુંજ અમથું છે. જેકે સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**यस्तु व्याकुरुते वाचं यस्तु मीमांसते गिरम् ।**
**तावुभौ पुण्यकर्माणौ पंक्तिपावनपावनौ ॥**

વેદ વાણીનું વ્યાખ્યાન કરનારા તથા તેની મીમાંસા (અર્થ વિચાર) કરનારા એ બંન્નેને પુણ્યવાન્ અને પાવન કરનારાના પણ પાવન કરનારા કહ્યા છે, તોપણ પુણ્ય કર્મને લીધે પુણ્ય લોકની હેમને પ્રાપ્તિ થઇ તે છતાં પુનરાવૃત્તિ અચૂક થવાની, માટે યોગીને હેમનાથી શ્રેષ્ઠ કહ્યા છે. તેજ પ્રમાણે યોગીને અગ્નિહોત્રાદિ કર્મ કરનારા કરતાં પણ શ્રેષ્ઠ સમજવો. આનાપર શંકા થશે કે, શ્રુતિમાં એવું કહ્યું છે કે, '**अपाम सोममभृता अभूम**' '**अक्षय्यं ह वै चातुर्मास्ययाजिनः सुकृतंभवति**'. 'હમે સોમપાન કરીને અમર થયા છીએ;' 'ચાતુર્માસ્ય યાગ કરનારાનું પુણ્ય અક્ષય્ય થાય છે'. તો આ વચનોને શું મીથ્યા કહેવાં? તો એના સમાધાનમાં આ પ્રમાણે સમજવાનું છે કે એ વચનો પરથી જોકે સોમયોગ કર્તા મૃત્યુ રહિત થાય છે, તેમજ ચાતુર્માસ્ય યાગ કર્મ કરનારાનું પુણ્ય પણ અક્ષય્ય (નાશ રહિત) થાય છે, એમ ઉપર ઉપરથી જણાય છે, તોપણ એનો આશય એવો છે કે સામાન્ય મનુષ્યોના કરતાં સોમપાન કરનારાને મૃત્યુ કમ યાને વારંવાર નથી હોતું; અને જ્યોતિષ્ટોમાદિકોના કરતાં ચાતુર્માસ્ય યાગનું પુણ્ય ઘણા વખત સુધી રહે છે, એટલુંજ જાણવું; હેમને મુક્તિ મળે છે એમ નહિ સમજવું. એમ જો સમજવામાં આવે તો—

**नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशंति ।**

સ્વર્ગલોકમાં પુણ્યફળનો ઉપભોગ લીધા બાદ, ફરી પાછા તેઓ આ મનુષ્ય લોકમાં અગર તેનાથીયે હીન યોનિમાં જન્મ લે છે, એવું કથન કરનારી શ્રુતિ યથાર્થ થશે નહિ. અર્થાત્ કર્મમાર્ગી પુરૂષોના કરતાં યોગી શ્રેષ્ઠ છે. એથી કરીને મોક્ષની અપેક્ષા હમને હોય તો યોગી બનવું. જેનાથી હમને યોગનિષ્ઠાવડે સમ્યગ્જ્ઞાન થઇને પુનરાવૃત્તિ રહિત બ્રહ્મપદ 'વિદેહ

કૈવલ્ય' પ્રાપ્ત થશે. હવે સમાધિનું સંતત અનુષ્ઠાન ન કરે તો, વેદાંતનું શ્રવણ અને વ્યાખ્યાન ઘણીયે વખત કર્યું હોય, તોપણ પુરૂષને સમ્યગજ્ઞાન સિદ્ધિ અને વિદેહમુક્તિ થવી અસંભવિત છે. એટલા માટે દેશ, કાળ, આસનબંધ ઈત્યાદિ શ્રમવિરહિત સમાધિ સૂચિત કરવાની ઈચ્છાથી, એવા સમાધિ કરનારાની સ્તુતિ કરે છે. હે અર્જુન! વિરાટ્, હિરણ્યગર્ભ ઈત્યાદિ ઉપાસના કરનારા સર્વ યોગીઓમાં જે પુરૂષ પ્રાક્તન સંસ્કાર અને સત્સંગતિના પ્રભાવથી મ્હારા ભજનના પ્રત્યે અતિશય શ્રદ્ધાયુક્ત થાય છે, અને વિપરીત પ્રત્યયોને ઉત્પન્ન થવા દેતો નથી, અને શ્રુતિ સ્મૃતિયુકત્યાદિ પ્રમાણો વડે નિશ્ચિત કરેલા, સચ્ચિદાનંદ અદ્વિતીય પરબ્રહ્મરૂપ મ્હારામાં પ્રવિષ્ટ થએલા અંતઃકરણ વડે, ઈશ્વરેશ્વર જે હું સગુણ નારાયણ ત્હેનું અત્યુચ્ચ બુદ્ધિથી ભજન કરે છે, તે યોગી શ્રેષ્ઠ છે એવો મ્હારો મત છે. યોગાભ્યાસ તથા ભજનના પરિશ્રમ તુલ્યજ, પરંતુ મદ્વિષયક ભક્તિરહિત પુરૂષોના કરતાં મ્હારો ભક્તજ શ્રેષ્ઠ છે. એથી કરીને તું ભક્ત થઈશ તો અનાયાસે ઉત્તમ યોગી થઈશ., એમાં શો સંદેહ? આ વચન પરથી અંતર્દૃષ્ટિ થઈને વૃત્ત્યન્તરશૂન્ય બની સર્વને બ્રહ્મરૂપ જોવા અને શ્રદ્ધાયુક્ત થઈને પરમાત્માનું ભજન કરવું, એજ સહુથી શ્રેષ્ઠ છે. અને એવું કરનારો પુરૂષ ભગવાનને અત્યંત પ્રિય અને સહુથી શ્રેષ્ઠ સંમત છે, એમ સિદ્ધ થયું.

આ પ્રમાણે પરમાત્માના ભક્ત ઘણા થઈ ગયા, જેમાં નામદેવ અત્યંત વિખ્યાત હતા. પરમાત્માની આજ્ઞાથી ઉદ્ધવ ભક્તજ આ કલિકાળમાં ભક્તિ માર્ગ પ્રગટાવવાને માટે નામદેવરૂપે અવતીર્ણ થયા હતા. કવિ કહે છે કેઃ—

**यस्य नाम्नः परा ख्यातिः सदा सर्वत्र राजते ।**
**सत्यं ब्रवीमि लोकेऽत्र सदामोदरसंगतः ॥**

જેમના નામની સર્વત્ર સદા અત્યંત પ્રસિદ્ધિ વિરાજીત છે, તે '**स-दामा-उदर-संगतः**' દામા નામના પિતાના ઉદરથી ઉત્પન્ન થએલા નામદેવ ભક્ત '**सदा-मोदरसं-गतः**' નિરંતર બ્રહ્માનંદ રસને પ્રાપ્ત થયા હતા, એ હું સત્ય કહું છું. કેમકે, તે નામદેવ '**स-दामोदर-संगतः**' દામોદર (શ્રી કૃષ્ણરૂપ વિઠ્ઠલ) ના સ્વરૂપમાં પોતાનું ચિત્ત પ્રવિષ્ટ કરીને સ્થિત થઇ રહ્યા હતા, એથી ત્હેમને આનંદરસની પ્રાપ્તિ કેમ ના હોઇ શકે? પરમાત્માના નામની પણ અખિલ લોકોમાં અતીવ ખ્યાતિ વિરાજમાન છેજ; અને ત્હેમનું નામ 'દામ-ઉદર-સંગત થવાથી' દામોદર પણ છે. એક વખત યશોદાએ શ્રીકૃષ્ણને દામ વડે (ગાય બાંધવાના દોરડા વડે) ઉખલની સાથે બાંધ્યા હતા, તે પરથી

દામોદર એ નામ ત્યારથી ત્હેમનું પડયું. એવા દામોદરના ભકિતપરાયણ નામદેવ પંઢરપુર ક્ષેત્રમાં નિવાસ કરતા હતા.

મોગલાઇમાં બેદર નામના ગામમાં એક બ્રાહ્મણ સદાચારસંપન્ન તથા શ્રી વિઠ્ઠલની ભકિત કરીને નિવાસ કરી રહ્યો હતો; ત્હેનાપર કાંઇક સંકટ આવતાં, ત્હેણે માનતા લીધી કે જો મ્હારૂં એ અરિષ્ટ દૂર થશે તો હું પંઢરપુરથી નામદેવને અહીં બોલાવીને શ્રી વિઠ્ઠલનો ઉત્સવ સમારંભ કરીને તેમાં નામદેવનું કીર્ત્તન કરાવીશ તથા બ્રાહ્મણ ભોજન કરીશ. ઇશકૃપાથી ત્હેની કામના પૂરી થઇ ત્યારે બ્રાહ્મણે પંઢરપુર જઇને નામદેવને પોતાનો હેતુ જાહેર કર્યો. પછી શ્રી વિઠ્ઠલની આજ્ઞા લઇને, મોટી વૈષ્ણવ મંડળી રસ્તાપર ભારે પ્રેમથી મૃદંગ, તાળ, વીણાયુક્ત ભજન કરતી કરતી જઈ રહી હતી અને રાત્રે જ્યાં મુકામ થતો, ત્યાં પણ કીર્ત્તન થતું. થોડા દિવસમાં બધી મંડળી બેદર આવી પહોંચી. ત્યારે ત્હેમની ચાલી રહેલી ગર્જનાથી બાદશાહ ભયભીત થયો અને ત્હેને એમ લાગ્યું કે, કોઇ શત્રુનું સૈન્ય સમેત ગર્જના કરીને ચઢાઇ કરવાને આવ્યો છે. ત્હેણે ઝટ પોતાના પ્રધાન કાશીનાથ પંતને બોલાવ્યા અને લડાઇની તૈયારી કરવા કહ્યું. કાશીનાથપંતે વિચાર કર્યો કે, શત્રુ એકાએક કોણ આવ્યો છે? પહેલાં કાંઇક પૂછપરછ તો કરે. ત્યારબાદ સૈન્યની તૈયારી કરાશે. સિપાઇઓને મોકલીને તપાસ કરતાં ખબર પડી કે, પંઢરપુરથી નામદેવના ભક્ત સંતમંડળી સહિત આવ્યા છે, અને તે સઘળા લોકો ભજન કરે છે તેની એ ગર્જના છે; કોઇ શત્રુ આવ્યો નથી. બાદશાહને પ્રધાને જ્યારે કહ્યું કે, 'નામદેવ ભક્ત ભજન કરતા આવી પહોંચ્યા છે,' ત્યારે તો બાદશાહ ખીજવાઇને બોલ્યો કે, 'એવો નામદેવભક્ત કોણ છે? અને આ પ્રમાણે કેમ ભજન કરે છે? કે જેથી આદમીને ડર લાગે.' બાદશાહે સિપાઇઓને કહ્યું કે એને પહેલાં પકડીને અહીંજ લઈ આવો. હુકમ થતાંવારને બાણતુલ્ય વેગથી સિપાઇઓ દોડયા અને નામદેવને તથા બીજા પણ લોકોને પકડીને બાદશાહની પાસે લઈ ગયા. બાદશાહે એ નામદેવમાં કેવી શકિત છે? તે સત્ય ભકત છે કે ઢોંગી છે? ત્હેની પરીક્ષા કરવાની ઇચ્છાથી એક ગાયને ત્યાં આણીને મારી નાંખી, અને પછી બાદશાહે નામદેવને કહ્યું કે, જો તું સત્ય ભકત હોય તો આ ગાયને જીવાડ. નહિતો આ બધો ત્હારો ઢોંગ છે એથી તું લોકો વડે પૂજાય છે અને તું ત્હેમને લૂટે છે, એમ સમજીને હું ત્હને દેહાંત દંડની સજા કરીશ. ત્યારે તો બધી મંડળી ગભરાઈ ગઇ કે, આતો અનર્થ થયો. અંહી આપ શા માટે

આવ્યા ? હવે યવન બાદશાહ શાસન કર્યા વગર રહેશે નહિ. એવો કઠણ પ્રસંગ જ્યારે નામદેવના જોવામાં આવ્યો ત્યારે ત્હેમણે સઘળાંને આશ્વાસન આપીને શ્રી વિઠ્ઠલનું સ્તવન કરવાં માંડ્યું. હે ભકતવત્સલ ! દીનદયાળ કૃપા કરો.

## પદ–રાગ–ખમાજ–તાલ દાદરા.

દીનકો દયાલુ સુન્યો અભય દાનદાતા। સાંચી બિરૂદાવલિ તુમ જગતકેપિતુમાતા ॥ ટેક ॥ વ્યાધ ગીધ ગણિકા ગજ ઇહિમેં કો જ્ઞાતા। સુમિરત તુમ તબહિં આયે ત્રિભુવન વિખ્યાતા ॥ ૧ ॥ કેશિકંસ દુષ્ટમારિ મુષ્ટિક કિયો ઘાતા। અપને ધ્રુવ રાજ કાજ કેતક યહ બાતા ॥ ૨ ॥ તીલોકવિભવ દિયો તંડુલ કે ખાતા। સર્વસુ પ્રભુ રીઝી દેત તુલસી કે પાતા ॥ ૩ ॥

હે પ્રભુ ! આપ જગતના માતાપિતા છો, તેથી બાલકોને (ભકતજનોને) અભયદાન વડે સર્વ પ્રકારનાં સંકટ ભયમાંથી મુકત કરો છો. એ પ્રમાણે વેદ, શાસ્ત્ર પુરાણ, સંત મહાત્મા આપની બિરૂદાવલિનું વર્ણન કરે છે. નાત ભાત, જ્ઞાની અજ્ઞાની વગેરે ભેદને કયાં આપ ગણો છો ? શુદ્ધ પ્રેમથી જેઓ આપની સ્મૃતિ પરાયણ થાય છે, ત્હેમના સંકટ સમયે આપ દોડતા જાઓ છો, અને ત્હેમને દુઃખમાંથી છોડાવો છો. વ્યાધ, ગીધ, ગણિકા, ગજેન્દ્ર, ધ્રુવ, સુદામા ઇત્યાદિ ભકતોના પર આપે કેવી કૃપા કરી હતી ? એમાં કોણ જ્ઞાન સંપન્ન હતું ? અત્યારે આ બાદશાહે ગાયને મારીને 'એને જીવાડો નહિ તો ત્હમારો શિરચ્છેદ કરવામાં આવશે' એવું સંકટ ઉપસ્થિત કર્યું છે. ભકતની છલના કરનારા જે કંસ, કેશી, ચાણૂર, મુષ્ટિક ઇત્યાદિ દુષ્ટો હતા ત્હેમનો સંહાર કરીને આપે ભકતોની રક્ષા કરી છે. તેજ પ્રમાણે આ સમયે દોડતા આવીને આ બાદશાહને પ્રતીતિ બતાવશો તોજ ત્હમારા ભકતો તથા ભકિતનો મહિમા કાયમ રહેશે. આ પ્રમાણે નામદેવની કરૂણાવાણી સાંભળીને ભગવાન્ ઝટ ત્યાં આવ્યા, અને ગુપ્તરૂપથી નામદેવની પાસે પ્રગટ થઇને કહેવા લાગ્યા કે, 'ડરવું નહિ.' મ્હારા નામની સંજીવિની ધારા ત્હમારી પાસે છે તેના વડે તું આ ગાયનું શિર તેના શરીરની સાથે જોડીશ કે તરતજ તે ઉઠીને ઉભી થશે. પરમાત્માની આજ્ઞાનુસાર નામદેવે શિર હાથમાં લઇને ગાયના શરીરને લગાડ્યું કે તરતજ તે ઉભી થઈ અને ભગવાન્ અંતર્હિત થયા. જે અંતર્હિત ( અંતરનું હિત ) કરે છે, તે "અંતર્હિત" ગુપ્ત થાય છેજ. બાહ્યહિતકરનારા પ્રગટ થાય છે; યાને ત્હેમની ઇચ્છા જગત્માં

પોતાના નામની પ્રગટતા થાય એવી હોય છે. પરંતુ સત્ય અંતરંગ હિત કરનારા, પોતે સદા ગુપ્ત રહેવાની (લોકોમાં પોતાના નામની ખ્યાતિ ન થાય એવી) ઇચ્છા કરે છે. પરમાત્મા 'અંતર્હિત,' અંતરમાં સ્થિત થઇને, અંતહિંત (અંતરંગ હિત) વડે સદા અંતર્હિત (ગુપ્ત) થવા જેવાજ છે. એટલા માટે પરમાત્મા ભક્તના સંકટ પ્રસંગમાં જોકે પ્રકટ થાય છે, તોપણ ભક્ત વિના બીજા કોઇને એમનું દર્શન થતું નથી. એ પ્રમાણે ઘણી જગો પર પુરાણાદિ ગ્રંથોમાં તથા ભક્ત માલિકામાં વર્ણન મળી આવે છે. અસ્તુ ! પરમાત્મા ગુપ્ત થયા. સર્વ સંતજનોને આનંદ થયો અને બાદશાહની ખાત્રી થઇ કે એ નામદેવ મોટા ઓલિયા ફકીર જેવા ચમત્કારી છે. પછી ત્યાંથી બધાને છોડી દીધા અને જીવતી કરવામાં આવેલી ગાય નામદેવની સાથે જતી રહી પણ બાદશાહે કાંઇ ઇનકાર ન કર્યો. પછી નામદેવ બ્રાહ્મણને ઘેર ગયા અને ત્યાં કથા, કીર્તન, બ્રાહ્મણ ભોજન વગેરે પ્રકાર થયો.

આણી તરફ એવો ચમત્કાર થયો કે ભક્તનો છળ કરવાથી પરમાત્માનો કોપ થયો અને નગરમાં નાના પ્રકારના વિષારી સર્પ ઉત્પન્ન થઇને, લોકોને કરડીને મારી નાંખવા લાગ્યા. બાદશાહને એ અરિષ્ટની ખબર પડી, ત્યારે તે ગભરાઈ ગયો. પોતે ભક્તનો છળ કર્યો હતો તેનુંજ આ ફળ છે, એવું સમજીને બાદશાહે કાશીનાથપંત પ્રધાનને બોલાવીને કહ્યું કે, " હે પ્રધાન ! ત્હમારા મોટા ભક્ત નામદેવનો મ્હારા હાથે છળ થવાથી જ્યાં ત્યાં સર્પની ઉત્પત્તિ થઈ છે અને લોકો મરે છે. માટે મ્હારા તરફથી આપ નામદેવની પાસે જઈ નમસ્કાર કરીને આ સંકટમાંથી નિર્મુક્ત કરવા સારૂ ત્હેમની પ્રાર્થના કરો અને છળ થયો તે ખાતર ક્ષમા માંગો. કાશીનાથપંત બાદશાહની આજ્ઞા ઉપરથી નામદેવની પાસે આવીને પ્રાર્થના કરવા લાગ્યા કે આપ કૃપા કરીને લોકોનું તથા બાદશાહનું રક્ષણ કરો. કેમકે શહેરમાં એકાએક સર્પ ઉત્પન્ન થયા છે, અને લોકો પણ ઘણા મરી ગયા છે. આપની કૃપા થશે તો આ અરિષ્ટ ટળશે. આપનો છળ થયો, માટે બાદશાહ તરફથી ક્ષમા માંગવાને માટે હું આવ્યો છું. નામદેવે સાંભળતાં વારને કહ્યું:—'આપ ગભરાશો નહિ. છળને માટે મ્હારા મનમાં કાંઇ ક્ષોભ ઉપજ્યો નથી, અને આવો અનર્થ થયાની મ્હને તો ખબર સરખી પણ નથી. પરમાત્મા શ્રી વિઠ્ઠલ અરિષ્ટની શાન્તિ કરશે. એમ કહ્યું અને જે લોકોને સર્પ દંશ થયો હતો, ત્હેમની પાસે નામદેવ પ્રધાનની સાથે ગયા. કૃપા દૃષ્ટિથી ત્હેમને જોતાંવારને, તેઓ સઘળા ઉઠીને ઉભા થયા. તથા લોકોને અત્યંત આનંદ થયો અને તેઓ પ્રણામ કરવા લાગ્યા. પછી બાદશાહે પ્રસન્ન થઇને નામદેવને દરબારમાં

બોલાવીને ત્હેમનું ભારે સન્માન કર્યું, અને પોતાના અપરાધની પશ્ચાત્તાપ-પૂર્વક ક્ષમા માંગી લીધી. નામદેવે આશીર્વાદ આપ્યો, અને ત્યારબાદ બાદશાહે ભારે પ્રેમથી અને સમારંભ કરીને નામદેવને પોતાની નગરીમાંથી વિદાય કર્યા. સત્ય ભક્તના ઉપર ગમે તેટલું સંકટ આવી પડે, તોપણ પરમાત્મા ત્હેની પ્રેમ ભક્તિને વશીભૂત થઈ ગએલા હોવાથી, ત્હેના સંકટને સુદર્શન ચક્રથી અથવા 'સુ-દર્શન' પોતાના સ્વરૂપનું ઉત્તમ દર્શન આપીને, તેના વડે નષ્ટ કરી દે છે. એથી કરીને પરમાત્માની ભક્તિનું અવલંબન કરશો તો તેનાથી તેમના દર્શનપ્રતિબંધક પાપનો નાશ કરીને, તેઓ નિરંતર ત્હમારી દૃષ્ટિ (બુદ્ધિ) નો વિષય થશે. પાપારણ્યને બાળીને ખાખ કરવા સારૂ પરમાત્માની પૂર્વકથિત ભક્તિ દાવાગ્નિ સમાન પ્રબળ છે.

॥ इति शिवम् ॥

---

# ષષ્ઠ પુષ્પ.

---

## ભક્તિશૂન્ય જ્ઞાન શ્રમદાયક છે.

**भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ॥ गी. ॥**

સરોવરમાંથી ઝરાઓની જેમ, અભ્યુદય અને મોક્ષરૂપ પરમ કલ્યાણ જેમાંથી ઉત્પન્ન થાય છે, એવી પરમાત્મભક્તિનો અત્યંત અનાદર કરીને, જે પુરૂષ કેવળ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત્યર્થ પરિશ્રમ ઉઠાવે છે, ત્હેને ક્લેશ વિના બીજું શું ફળ મળવાનું હતું ? ધાન્યકણરહિત એકલાં છોડાંને કૂટનારા પુરૂષનો શ્રમ જેમ મિથ્યા છે, શ્રમ વિના ત્હેને જેમ બીજું ફળ મળતું નથી, તેજ પ્રમાણે ભક્તિને અલ્પ ગણીને તુચ્છકારનારા મનુષ્યોને અને જ્ઞાનને માટે પ્રયાસ કરનારાઓને ફળ એક માત્ર આયાસજ પ્રાપ્ત થાય છે. ધાન્ય અલ્પ હોય છે, તોપણ તેના પાકથી તુષ્ટિ અને પુષ્ટિ થાય છે, તેજ પ્રમાણે પરમાત્મભક્તિવડે પૂર્ણ તૃપ્તિ થાય છે. તુલસીદાસ કહે છે કેઃ—

### પદ-રાગ-પિલુ-તાલ દીપચંદી.

**રામભક્તિમહિમાપરિહર હી । કેવલજ્ઞાનહેતુશ્રમકરહીં ॥ધ્રુ॥**
**તે જડ કામધેનુગૃહત્યાગી । ખોજતઆકફિરહીંપયલાગી ॥૧॥**
**સુનુખગેશ હરિભક્તિબિહાઇ । જે સુખચાહહિઆનઉપાયી ॥૨॥**
**તે શઠ મહાસિંધુબિનુતરણી । પૈરિપાર ચાહત જડકરણી ॥૩॥**

જે માણસો પરબ્રહ્મ પરમાત્મા શ્રી રામચંદ્રની ભક્તિ છોડી જ્ઞાનને માટે અત્યંત શ્રમ કરે છે, તેઓ મૂઢ બુદ્ધિ હોઇ કામધેનુનો આશ્રય છોડીને દૂધ પ્રાપ્તિને માટે આંકડાના ઝાડને ઢુંઢે છે એમ સમજવું. ભક્તિ વગર અન્ય ઉપાય વડે પરમ સુખની ઇચ્છા રાખનારા પુરૂષો, નૌકાનો અનાદર કરીને પગ-વડેજ મહોદધિને તરીને પાર જવાની ઇચ્છા કરનારા મૂઢજનોના જેવા જાણવા. નૌકા વગર સિંધુતરણ જેમ અશક્ય છે, તેજ પ્રમાણે ભવસમુદ્રને પેલે પાર (બ્રહ્મ) પહોંચવાનું ભક્તિરૂપ નૌકા વિના થતું નથી. ગીતામાં પણ કહ્યું છે કેઃ—

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

ભગવાન્ કહે છે કે હે અર્જુન ! સગુણ ઉપાસના કરનારાઓને જો કે શ્રમ પડે છે, તોપણ તેઓ એક એક પગથીયે ધીરે ધીરે ક્રમથી ચઢી જાય છે અને પરાકાષ્ઠાને—પરમ પુરૂષ પરમાત્માને—પ્રાપ્ત થાય છે. પરંતુ આકાશમાં યુદ્ધ કરવાની માફક જેઓ નિરાલંબમાં, નિર્વિષયમાં ચિત્ત સ્થિર કરે છે ત્હેમને અત્યંત ક્લેશ થાય છે. સારાંશ નિર્ગુણ બ્રહ્મચિંતનપરાયણ પુરૂષોને પક્ષી-ઓની માફક અકસ્માત ઉર્ધ્વપદમાં ઉડનારાઓની પેઠે અત્યંત આયાસ થાય છે. કેમકે, દેહાભિમાની પુરૂષોને અવ્યક્તગતિ અર્થાત્ નિર્ગુણ બ્રહ્મપ્રાપ્તિ અત્યંત દુઃખવડે થાય છે, પરંતુ મ્હારા ભક્તોને મ્હારા પ્રસાદથી અનાયાસે થાય છે. એટલા માટે તું સગુણ બ્રહ્મની એકાંત ભક્તિ કર; જેથી ત્હને પરમ પુરૂષાર્થની સિદ્ધિ થશે.

એક બ્રાહ્મણ વિવેકસિન્ધુ નામનો વેદાન્તનો ગ્રન્થ વાંચી રહ્યો હતો; પરંતુ જાતે તો અવિવેકસિંધુ હતો. ત્હેણે જ્યારે તુકારામની કીર્તિ સાંભળી, ત્યારે ત્હેણે ત્હેમની પાસે જઇને તે ગ્રંથમાંહેનો કાંઇક અર્થ સમજી લેવાનો વિચાર કર્યો. પૂના પાસે દેહૂ નામના ગામમાં, ઇન્દ્રાયણી નદીના કિનારે જ્યાં તુકારામ ભજન કરતા બેઠા હતા, ત્યાં આગળ તે બ્રાહ્મણે, આવીને નમસ્કાર કરીને કહ્યું કેઃ—મહાત્મા મુકુંદરાજે વિવેકસિંધુ નામે જે અધ્યાત્મગ્રંથ રચ્યો છે, તેનું પારાયણ હું અહિંયાં કરૂં છું તે આપ સાંભળો. ત્હેના સંતોષને ખાતર તુકારામે તે વાત કબૂલ કરી, પરંતુ જ્યારે બ્રાહ્મણે વાચવા માંડયું તુકારામે માથાપર ગોદડું ઓઢી દીધું. બ્રાહ્મણે પૂછયુંઃ—'આમ કેમ ?' તુકારામે ખુલાસો કર્યો કે મન આમતેમ દોડે છે માટે આંખ બંધ કરીને ઉપર ગોદડું ઓઢી દઇને એકાગ્રતાથી સાંભળું છું, આપ પારાયણ કરો. બ્રાહ્મણે પછી એક પ્રહર પર્યન્ત ગ્રંથ વાંચી તેનો અર્થ કહ્યો, પરંતુ જ્યારે તુકારામ તરફનો

કાંઈપણ હોંકારો ન મળ્યો ત્યારે બ્રાહ્મણ સાશંક બન્યો. તેણે માથા પરનું ઓઢણું એક તરફ ખસેડીને જોયું તો, કાનમાં બન્ને આંગળીયો ઘાલીને, તુકારામ મુખવડે નામસ્મરણ કરી રહેલા જોવામાં આવ્યા. બ્રાહ્મણ વિરસ થઈને બોલ્યો કેઃ–હે તુકારામ ! મ્હારા પાઠમાં તથા અર્થમાં કાંઇ ભુલચૂક થાય તો તે ત્હમારા સાંભળવામાં આવે એટલા માટે મ્હેં અહીં ત્હમારી પાસે આવીને ગ્રંથ વાંચ્યો પણ ત્હમે તેના તરફ કાંઇ લક્ષ આપ્યું નહિ. પછી તુકારામે એક અભંગ (કવિતા) માં તે બ્રાહ્મણને કહ્યું:—" મહારાજ ! મ્હારો તો નામસ્મરણનો નિયમ છે; એ સિવાય બીજી કોઇ વાતોને હું સાંભળતો નથી, અને ગામ છોડી અરણ્યમાં એકાંત રહેવાની મતલબ પણ એજ છે કે તેમ કર્યાથી ચિત્ત વિક્ષેપ થતો નથી. સંપૂર્ણ જગત્ બ્રહ્મરૂપ છે એવું પઠન કરીને તથા લોકોને સમજાવાને કોડીને માટે ઝઘડો કરવો અને મોહિત થઈ જવું બહુ ખરાબ કહેવાય. નિખિલ પ્રપંચ બ્રહ્મરૂપ છે એવું ભાસતું હોય તો લાભ હાનિવડે ચિત્ત કેમ વ્યાકુળ થાય છે ? સારાંશ કે, બ્રહ્મ સાંભળવું અને સંભળાવું એ જેટલું સુલભ છે. તેટલો તેનો અનુભવ નથી.

વિરકતવેષ ધારણ કરીને મુખથી વૈરાગ્યોપદેશ કરનારા, પરંતુ સ્વયંધન-લુબ્ધ એવા લોકો આ દુનિયામાં કાંઈ થોડા નજરે પડે છે ? ઘણાજ. પરંતુ એમનાથીતોઃ—

**रागिणी गणिका वित्तं यद्वांछति वरा हि सा ।**
**धिक्कं वैराग्यवक्तारं वाचालं वित्तलंपटम् ॥**

પ્રસિદ્ધ વેશ્યાપણ સારી ! જે ધનની ઈચ્છા કરે છે. કેમકે તે તો રાગવતી (વિષયોને માટે સકામ)જ હોય છે. પરંતુ બીજાને વિરકતતાનો ઉપદેશ અને પોતે અંતરમાં ધન લોભી, એવા પુરૂષને ધિક્કાર છે. એવા વાચાલનું વાકય નિરર્થક થઈ પડે છે. આના પર કોઇ એમ પણ કહી શકે કે ઘણા શાસ્ત્રવકતા પુરૂષો પણ ધન સંપાદન કરવા ખાતર પ્રયત્ન અને કલેશ સહન કરતા નથી શું ? તો પછી ત્હેમની નિન્દા શા માટે ? એના સમાધાનમા જાણવું જોઇએ કે જે પ્રમાણે વેશ્યા ઘણા ધનિક લોકોના મનનું રંજન કરીને દ્રવ્ય કમાય છે, અને 'હું મહા ધનવતી, રૂપવતી, ચાતુર્યવતી છું' એવી પોતાની પ્રશંસા કરે છે, તે પ્રમાણે શાસ્ત્રવકતા પુરૂષો પણ ધનાઢયોનાં મનરંજન કરીને, ધનસંપાદન કરી, 'હું મોટો પંડિત છું, હું આટલું દ્રવ્ય કમાયો છું, મ્હારા જેવો કોણ છે ?' એમ પ્રશંસા કરે છે. એથી ત્હેમને

ગણિકા જેવાજ જાણવા. હવે એમ કહેવામાં આવે કે ધન વગર ક્યાં લૌકિકમાન, પ્રતિષ્ઠા મળે છે? માટે વિદ્વાનલોકો તે હેતુથી દ્રવ્યસંપાદન કરે છે, તો સાંભળો. વિત્તાર્જનવડેજ વિદ્વાનોની પ્રતિષ્ઠા થતી હોય તો પછી, વિદ્વાન્ અને વેસ્યાના જ્ઞાનમાં શો ફરક રહ્યો? સમાનતાજ થઈ કે નહિ? વસ્તુતઃ વિદ્યાવડેજ વિદ્વાનોની પ્રતિષ્ઠા છે; અને જે ધનકૃત લાગે છે તે ભ્રમ છે. સારાંશ કેઃ—

**न शोभते तथैवायं लोभी वेदान्तवाचकः।**
**चौर्येण निगडे दत्तो जटाभस्मधरो यथा ॥**

જેમ કોઈ પુરુષ માથે જટા જૂટ અને શરીરે ભસ્મ લગાડીને વૈરાગ્યવેષમાં ફરે, પણ કોઈ જગોએ ચોરી કરવાથી ત્હેના પગમાં બેડી પડે તો તે જેમ શોભતો નથી, તે પ્રમાણે લોભી વેદાંતવકતા પણ શોભતો નથી; તે બન્નેનો વિરોધ છે. તેને પોતાને વિષે દેખાડી આપનારો ઉપહાસાસ્પદ નહિ થઇ પડે કે? થાયજ. એટલા માટેજ મહાત્મા પ્રાર્થના કરે છે કેઃ—

**अनित्यमिति यो वक्ति सेवते नित्यमेव तत्।**
**बहिर्मुखस्य तस्यास्यं मा दर्शय महेश्वर ॥**

હે પરમેશ્વર! જે પુરુષ પોતાને જ્ઞાની માનીને આ સઘળું નશ્વર છે, એમ મ્હોંડે બોલે છે અને પોતે તો સાવકાલ તે અનિત્ય વસ્તુઓનો ઉપભોગ કરે છે, તેવા વિરકતાધમનું મુખપણ હમને દેખાડશો નહિ. તાત્પર્ય કે, એવા પુરુષનું મુખાવલોકન પણ નહિ કરવું જોઇએ. લોભના આશ્રયવડેજ અભિલષિતવિષયોની ઇચ્છા, અને તે પૂર્ણ કરવા સારૂ બધા લોકોનું સેવકત્વ કરવું પડે છે. પરંતુ લોભનો પરિત્યાગ (નિષ્કામતા) થઇ જાય તો મનુષ્યને કોઇના સેવક થવું પડે? કોઇના પણ નહિ; અને ત્હેનેજ સ્વારાજ્ય સિદ્ધિફલનો લાભ થશે. આ પ્રકારની નિષ્કામતા કેમ થાય? અને લોભરાહિત્ય કોનો આશ્રય કરવાથી થઇ શકે?

**सकामाः कामिनी लुब्धा निष्कामा मोक्षलोभिनः।**
**भावं लुब्धो हि भगवान्निर्लोभोऽत्यंतदुर्लभः ॥**

જગતમાં જે કામયુકત પુરૂષો હોય છે, તેઓ સ્ત્રીદ્રવ્યાદિ વિષયાદિકોના લોભથી ગ્રસ્ત થએલા જોવામાં આવે છે; તથા જે કામ રહિત (વિરકત) છે, ત્હેમનામાં મોક્ષનો લોભ હોય છે. એથી કરીને સકામ અગર નિષ્કામના આશ્રયથી લોભ છૂટે એમ લાગતું નથી. કદાચિત્ એમ કહો કે ભગવાનનો આશ્રય લો. પરંતુ જે ષડ્ગુણૈશ્વર્યસંપન્ન હોવા છતાંયે ભાવ

(પ્રેમ) ને માટે લોભી બને છે, ત્હેમનો આશ્રય કર્યાથી લોભનાશ શી રીતે થઈ શકવાનો હતો ? તો પછી નિર્લોભ કોઈ નથી, એમ થયું; અને એમ જો હોય તો અસાધ્ય લોભજયના વિચારથી શું ફળ ? એવી શંકા થશે, માટે કહ્યું છે કે કેવળ બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્ત પુરૂષજ લોભ રહિત હોય છે; પરંતુ અત્યંત આયાસવડેજ એવાનો લાભ થાય છે અને કેવળ ત્હેનો આશ્રય કર્યાથીજ લોભને જીતી શકાય છે. એટલા માટે તેની પ્રાપ્તિના સાધનોમાં દૃઢ થઇને પ્રવૃત્તિ કરવી, એ આશય છે.

તુકારામ કહે છે કે હે મહારાજ ! પ્રથમતઃ આપ અવિવેકસિંધુ (સંસાર)ની ઉપાસના છોડી દો અને વિવેકસિંધુ (પરમાત્મા)ની સગુણ ભક્તિ કરો, તથા નિષ્કામ કર્મ કરીને ત્હેમને સમર્પણ કરશો, તો અંતઃકરણ નિર્મલ બનશે અને પછી બ્રહ્માનુભવ થશે. જ્યાં લગી શમદમાદિ સંપત્તિજ પ્રાપ્ત થઈ નથી, ત્યાંસુધી એ વેદાંત ગ્રંથનું પઠન પાઠન શ્રમદાયી થઇ પડે છે. કેવળ બ્રહ્મની વાર્તાથી કાંઇ પ્રયોજન નથી. પોપટ પક્ષી શું બોલતો નથી ? પરંતુ પોતે જે બોલે છે તેનો અર્થ ક્યાં ત્હેને સમજાય છે ? તેજ પ્રમાણે મોટા મોટા વેદાન્તના ગ્રંથો વાંચીને અક્ષરોચ્ચાર વગર ત્હમને પણ શો અર્થ સમજાતો હશે ? માટે પ્રથમ વૃત્તિઓને નિર્મલ કરશો, તો તેમાં સકલ શાસ્ત્રના અક્ષરનો અર્થ, જે 'અક્ષર પરબ્રહ્મ' તે પ્રતિબિંબિત થશે; અન્યથા નહિ. એ પ્રમાણે તુકારામે ખૂબ ઉપદેશ કર્યો ત્યારે તે બ્રાહ્મણનું ચિત્ત સગુણ ભજન કીર્તનમાં રત થયું અને તે મહા પ્રેમથી સંત મહાત્માઓનો સમાગમ કરીને ત્હેમના મુખથી પુરાતન વાક્ય સાંભળવા તથા ગાવા લાગ્યો. સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

**सांसारिकसुखासक्तं ब्रह्मज्ञोऽस्मीति वादिनम् ।**
**कर्मब्रह्मोभयभ्रष्टं तं त्यजेदन्त्यजं यथा ॥**

શબ્દસ્પર્શાદિ નાના પ્રકારના વિષયભોગસુખને સારૂ જેની આસક્તિ છે, અને મુખથી હું બ્રહ્મજ્ઞાની છું એમ કહે છે, તેવા ઉભય ભ્રષ્ટ પુરૂષનો અંત્યજની પેઠે દૂરથીજ ત્યાગ કરવો. કર્માનુષ્ઠાન તેમજ ભગવદ્ભક્તિના ત્યાગથી અંતઃકરણ અશુદ્ધ હોવાથી, બ્રહ્મપ્રાપ્તિ જેને થઇ નથી, તેથી કર્મ અને બ્રહ્મ બન્નેથી ચ્યુત થઇને ત્રિશંકુની માફક વચમાં લટકનારો પુરૂષ બહિષ્કૃત થવાને માટે યોગ્ય છે, એમ સમજવું. સારાંશ, શમદમાદિ સાધનસંપન્ન થવા સારૂ નિષ્કામ કર્મ તથા ઈશભક્તિ પુરૂષે અવશ્ય કરવી જોઇએ. કર્માનુષ્ઠાનવડેજ નિરતિશય પ્રીતિરૂપ ભક્તિ થાય છે. જે ધર્માનુષ્ઠાનવડે શ્રીકૃષ્ણ વિષે નિષ્કપટ અને નિશ્ચલ પ્રીતિ ઉત્પન્ન થાય તેજ ઉત્તમ ધર્મ

જાણવો. કેમકે અંતઃકરણની પ્રસન્નતાને માટે ભગવદ્ભક્તિજ મુખ્ય કારણ છે. આનાપર શંકા થશે કેઃ—

**तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन दानेन तपसाऽनाशकेन ।**

એ શ્રૌતવાક્યમાં એમ કહ્યું છે કે, બ્રાહ્મણો વેદ વચનના બળથી તથા યજ્ઞ, દાન, તપ ઈત્યાદિ કર્મોના અનુષ્ઠાનવડે તે આત્મજ્ઞાનની ઇચ્છા કરે છે. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે ધર્મવડેજ જ્ઞાનની ઇચ્છા તેમજ જ્ઞાન થાય છે. અને તમે તો ધર્મથી ભક્તિ ઉત્પન્ન થવી જોઇએ એમ કહો છો, તે સત્ય કેમ માનવામાં આવે ? એના સમાધાનમાં જાણવું જોઇએ કે વેદ વચનમાં જે કહ્યું છે કે ધર્માનુષ્ઠાનથી જ્ઞાનેચ્છા તથા જ્ઞાન થાય છે, તે સત્ય છે. પરંતુ તે જ્ઞાન એકાએક થતું નથી; પરંપરાવડે થાય છે. ભગવાન્ શ્રી વ્યાસજી ભાગવતમાં લખે છે કેઃ—

**वासुदेवे भगवति भक्तियोगः प्रयोजितः ।**
**जनयत्याशु वैराग्यं ज्ञानं यत्तदहैतुकम् ॥**
**धर्मः स्वनुष्ठितः पुंसां विष्वक्सेनकथासु यः ।**
**नोत्पादयेद्यदि रतिं श्रम एव हि केवलम् ॥**

ભગવાન્ શ્રીકૃષ્ણના ઉપર પરમ પ્રેમભક્તિ રાખવાથી વૈરાગ્ય જલદી થાય છે, અને તે વૈરાગ્યથી ઉપનિષદ્‌માં કહેલું તથા તર્ક કુશળ પુરૂષ, તર્કશક્તિની સહાયતાથી જેનો અનુભવ ન લઇ શકે તેવું, તત્ત્વજ્ઞાન થાય છે. ભક્તિમાર્ગનું અવલંબન કરવાથી, જ્યારે અંતરમાં વૈરાગ્ય થાય છે, ત્યારેજ તેનો અનુભવ થાય છે. પુરૂષોએ ધર્માચરણ ખૂબ કર્યું હોય, પરંતુ તેનાથી પરમાત્માની કથાઓને વિષે પ્રીતિ ન ઉત્પન્ન થતી હોય તો, તે કર્મ ધર્માચરણ નથી, પરંતુ શ્રમ છે એમ સમજવું; તેનો કાંઇ ઉપયોગ નથી. તેમજ વેદાંત શ્રવણાદિકોથી તત્ત્વનો સાક્ષાત્કાર થવાનો છે તો પછી ભક્તિનું શું પ્રયોજન છે ? એમ પણ ન કહેવું. કવિઓએ અન્યત્ર વર્ણન કર્યું છે કેઃ—

**हरिपरिचरणं वृषानुबद्धं विहितं क्षेत्रविशुद्धयेऽथ तत्र ।**
**घनसुभगमहोदयामृतार्द्रे प्रभवति सत्प्रहितं स्वलब्धिबीजं ॥**

ધર્માનુષ્ઠાનસહિત પરમાત્મા હરિનું ભજન આ શરીર ક્ષેત્રની અત્યંત શુદ્ધિને માટે વિહિત કર્યું છે. ભગવદ્‌ગીતામાં શરીરને ક્ષેત્ર નામથી ભગવાને વર્ણવ્યું છેઃ—

**इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ।**

હે અર્જુન! પંચ કર્મેન્દ્રિય, પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ પ્રાણ અને અંતઃકરણ ચતુષ્ટય સહિત સુખ દુઃખાદિ ભોગોનું સ્થાન જે આ શરીર તેને ક્ષેત્ર એ પ્રમાણે કહેલું છે. લૌકિક ખેતરની માફક એમાં (શરીર ક્ષેત્રમાં) સુખ દુઃખાદિ ફળ ઉપજે છે, એથી તેને ક્ષેત્ર કહ્યું છે. કિંવા જેનાથી રાગદ્વેષાદિયુક્ત પુરૂષ નાશ પામે છે, માટે પણ તેને ક્ષેત્ર સમજવું. અથવા સર્વદા દીપજ્વાલાની માફક જે ક્ષયને પ્રાપ્ત થાય છે, તે ક્ષેત્ર. એને જે જાણે છે–એના પર જે અહંમમ ભાવ રાખે છે–હેને ક્ષેત્રજ્ઞ કહે છે. કૃષિક (ખેડુત) ખેતરના ફળનો ભોક્તા છે તેજ પ્રમાણે જીવાત્મા, આ શરીર ક્ષેત્રના સુખ દુઃખાદિ ફળનો ભોક્તા છે. એ પ્રમાણે આ શરીર અસજ્જડ દુઃખરૂપ અને આત્મા સચ્ચિદાનંદરૂપ છે, એવો બન્નેનો ભેદ જાણનારા વિવેકી પુરૂષોએ એ બંન્નેનું ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ નામથી કથન કર્યું છે. એવા શરીરક્ષેત્રની પ્રથમ ધર્મ અને ઉપાસના (ભક્તિ) વડે શુદ્ધિ કરવી જોઇએ. વિષયાસક્તિ તથા પાપકર્મ આચરણ વડે તેને વધારે મલિન (અશુદ્ધ) ન કરવું જોઇએ. કેમકેઃ—

अन्यक्षेत्रे कृतं पापं पुण्यक्षेत्रे विनश्यति ।
पुण्यक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥

બીજા ક્ષેત્રમાં એટલે ગામમાં કરેલું જે પાપ કર્મ, તે કાશી, પ્રયાગ, રામેશ્વરાદિ પુણ્યક્ષેત્ર સ્થલમાં જવાથી નષ્ટ થાય છે; પરંતુ ત્યાંજ જઇને કરેલું પાપ વજ્રલેપ સમાન અભેદ્ય થાય છે, અર્થાત્ નાશ પામતું નથી. તેજ પ્રમાણે અન્ય ક્ષેત્રમાં (શરીરમાં) કરેલું પાપકર્મ આ પુણ્યક્ષેત્રમાં (નરદેહમાં) બધુંજ નષ્ટ કરી શકાય છે. પરંતુ એવા પુણ્યક્ષેત્રમાં આવીને જો દુરાચાર કરવામાં આવે તો, તે પાપકર્મ કયા પુણ્યક્ષેત્રમાં નાશ પામવાનું હતું ? ક્યાંય પણ નહિ. તે પાપકર્મ વજ્રલેપ સમાન અભેદ્ય થઇને, જીવાત્માને વારંવાર જન્મમરણ સંસારમાં અનેકવિધ દુઃખ યોનિઓમાં જવું પડે છે. એટલા માટે ધર્મસહિત પરમાત્માનું ભજન કરીને મહાત્માના ઉપદેશાનુસાર એ ક્ષેત્રની શુદ્ધિ કરવી. એટલું થયા બાદ, ધનવત્ સુંદર કાન્તિવાળા પરમાત્માની કૃપારૂપી અમૃતવૃષ્ટિથી એ ક્ષેત્ર આર્દ્ર બનશે અને પછી સદ્ગુરૂએ ઉપદેશેલું આત્મલાભનું બીજ જે જ્ઞાન, તે એમાં ઉગમ થશે. અર્થાન્તરથી પણ જોઇશું તો ખેતરની શુદ્ધિને માટે, યાને તેમાં જે કાંટા, કાંકરા, ઘાસ વગેરે હોય છે તે દૂર કરી નિર્મલ બનાવવા સારૂ વૃષ (બળદ) સહિત જે હરિ (મોટું હળ) તેને ચારે બાજુએ ફેરવવું પડે છે. એકલા બળદ અગર એકલા હળને ફેરવવાથી ક્ષેત્રની શુદ્ધિ થતી નથી. એથી બળદ જોડેલા હળ

વડે કર્ષણ કરવું જોઇએ એમ કહ્યું છે, જે આપ અનુભવમાં પણ જુઓ છો. ત્યારબાદ મેઘનો, મૃગાદિ પર્જન્યનાં ઉત્તમ નક્ષત્રોની ઉપર મહોદય થઇને તેનાથી જલવૃષ્ટિ થઇને, ખેતર (ભીનું) આર્દ્ર બને છે. અને પછી ઉત્તમ તરેહથી વાવેલું તેમજ દ્રવ્ય લાભનું બીજ એવું અનાજ ખૂબ ઉગે છે તથા પરિપકવ થઇને દ્રવ્ય સમૃદ્ધિ થાય છે. એ પ્રમાણે આત્માનો લાભ ( સાક્ષાત્કાર) થવામાં કારણીભૂત જે જ્ઞાન, તે વર્ણાશ્રમના ધર્માનુસાર કર્મ કરીને પરમાત્માનું ભજન કરવાથીજ મળે અને બ્રહ્મસંપન્નતા બની રહે. પછી કોઈ વખત સંસારરૂપી આપદા (દરિદ્રતા) પ્રાપ્ત થશે નહિ. ઉદ્ધવને ભગવાન્ કહે છે કેઃ—

**धर्मः सत्यदयोपेतो विद्या वा तपसान्विता ।**
**मद्भक्त्यापेतमात्मानं न सम्यक् प्रपुनाति हि ॥**

હે ઉદ્ધવ ! મ્હારી ભકિત વિના ધર્મ પ્રમોપાદક હોઈ અધર્મ જેવોજ જાણવો. ભકિત વગર સત્યવચન પણ ગર્ભાન્ધના જેવું છે. ગર્ભાન્ધ જેમ દરેક પગલે પડે છે, તેજ પ્રમાણે તેવા સત્યવકતાનો પણ અધઃપાત થાય છે. ભકિત વગરની દયા પણ વિધવા સ્ત્રી જેમ ધર્મ વડે બહિષ્કૃત હોય છે, તેવીજ જાણવી. વિદ્યા પણ અવિદ્યા સમાન થઈ પડે છે. કાગડો ચંદ્રને દેખતો નથી, કિંવા ગધેડો ચંદનનો બોજો ઉઠાવે છે, પરંતુ તેની સારભૂત સુગંધને જાણતો નથી, તેજ પ્રમાણે ભકિત વિના વિદ્યાશાસ્ત્ર કેવળ ભારકારક જાણવાં; તેનાથી આત્મબોધ થતો નથી. તેવીજ રીતે ભકિત વગરનાં જે શરીરશોષણાદિ તપ તે પૂર્વ કર્મનાં દુઃખ ભોગ ભોગવવાં જેવાં છે; તે કાંઇ સદ્રૂપ તપઃક્રિયા નથી. સારાંશ કે, ભકિત રહિત જે જે સાધન છે તે તે કોશકાર કીટકની માફક પોતાનેજ બંધનાત્મક સમજવાં. (કોશકાર નામનો કીટક, પોતાના શરીરની ચારે તરફ ઘર બાંધે છે, અને પોતે જાતેજ બંધનમાં પડે છે અને દુઃખી થાય છે.) ત્રિકાલ સ્નાન, તેમજ ફલ, પર્ણ, જલ, વાયુ ઇત્યાદિકોનું સેવન, ગિરિ ગુહામાં નિવાસ, ભસ્મ અને માલાધારણ એક આસન પર બેસીને નાસિકાગ્રદષ્ટિરાખવી વગેરે સાધનાદિકોમાં, ભકિતરહિત મનુષ્યને મોક્ષ પ્રાપ્ત કરાવવાનું સામર્થ્ય નથી. કેમકે એમનામાં જો એવી શક્તિ હત તો, કવિ પૂછે છે કે આ જીવો મુકિતના ભાગી કેમ નથી થતા ?

**मीनः स्नानरतः फणी पवनभुक् मेषस्तु पर्णाशनो ।**
**नीराशी खलु चातकः प्रतिदिनं शेते बिले मूषकः ।**
**भस्मोऽ्लनततरा ननु खरो ध्यानाधिकढोवकः ।**
**सर्वे किं न हि यान्ति मोक्षपदवीं भक्तिप्रधानं तपः ॥**

માછલું નિરંતર સ્નાનને વિષે તત્પર રહે છે; સર્પ વાયુનો આહાર કરે છે; બકરો ઝાડનાં પાંદડાંજ ખાય છે; તથા ચાતક જલપાન કરીનેજ રહે છે; ઉંદર દરમાં રહે છે, અને ગર્દભ જાતિ ભસ્મ ચર્ચનમાં (રાખોડીમાં પોતાનું શરીર આળોટવામાં) તત્પર રહે છે; તેજ પ્રમાણે બગલો પણ ધ્યાનગ્રસ્ત થાય છે; પરંતુ એ સઘળાં પ્રાણીઓ સંસાર નિર્મુકત થઇને મુકિત પદવીને કેમ પ્રાપ્ત થતા નથી? અર્થાત્ એમની એ બધી ક્રિયાઓમાં કાંઈ ભકિતનું અધિષ્ઠાન ઓછુંજ હોય છે? જપતપાદિ નિખિલ ક્રિયાઓમાં ભકિતનું પ્રાધાન્ય હોય તોજ, તેમને સદ્રૂપ અને ફલપ્રદ કહી છે. એના ઉપર એક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છે:—

એક દેવદત્ત નામનો બ્રાહ્મણ હતો, તે ગંગાને કિનારે નિત્ય સ્નાન સંધ્યાદિ અનુષ્ઠાન કર્યા કરતો હતો અને ત્યાં આગળ પાસેના એક ગામમાં એક ભાવિક શૂદ્ર રહેતો હતો, જે પરમાત્માના ઉપર અત્યંત પ્રેમ રાખીને ત્હેમના ભજનમાં નિમગ્ન બન્યો હતો. કર્મધર્મસંયોગે એવું બન્યું કે એક વખત, બ્રાહ્મણ સ્નાન કરીને કંમ્મર સુધીના પાણીમાં ઉભો રહી હાથવડે નાક, ડબાવીને પ્રાણાયામ કરી રહ્યો હતો, તેવામાં પેલો ભાવિકશૂદ્રપણ ત્યાં આવી પહોંચ્યો અને ત્હેણે પણ સ્નાન કર્યું. પરંતુ બ્રાહ્મણ ઘણો વખત પાણીમાં નાક પકડીને અનુષ્ઠાન કરે છે, એવું જોઇને તે વિસ્મિત થયો અને ત્હેનાપર ત્હેની ભાવના બેઠી, કે એ મોટો તપસ્વી છે. ત્હેનું એ કર્મ પૂર્ણ થયા બાદ ત્હેણે નાક છોડી દીધું, અને પોતે કિનારાપર આવ્યો. શૂદ્રે નમસ્કાર કરી પૂછ્યું:—"મહારાજ? પાણીમાં ઉભા રહી, નાક પકડીને આપ આ કયું અનુષ્ઠાન કરી રહ્યા છે? એનાથી શું ફળ મળે છે? તે કહો. બ્રાહ્મણે વિચાર કર્યો કે આપણાં બ્રહ્મકર્મનો મર્મ એને કહ્યાથી શી મતલબ? પરંતુ પૂછેછે તેથી કાંઈ પણ કહેવું તો જોઇએજ. તેથી એને ફોસલાવવાને ખોટુંજ અડાવ્યું:— "અરે ભાઇ? ભગવદ્દર્શનને માટે નિત્ય હું અહીં આવીને પાણીમાં ઉભો રહી, નાક ડબાવીને પ્રાણવાયુનો નિરોધ કરૂંછું. એના વડે ભગવાન્ દર્શન દઇને કામ સફળ કરે છે. શૂદ્રે વિચાર કર્યો કે એવું જો સુલભ સાધન છે તો હું પણ કરૂં. બ્રાહ્મણ જૂઠું બોલે નહિ એવી તે ભાવિકની ખાતરી હતી. તેથી, ત્હેના વચન ઉપર શૂદ્રનો ભાવ (વિશ્વાસ) બેઠો, અને બ્રાહ્મણના ગયા પછી ત્હેણે પાણીમાં ઉભા રહીને, નાક ડબાવીને પ્રાણ નિરોધ કર્યો. મનમાં પરમાત્માને માટે ભાવ પણ હતોજ. માટે જ્યાં સુધી પરમાત્મા દર્શન દેશે નહિ, ત્યાં સુધી હું નાક છોડીશ નહિ, એવો દૃઢ નિશ્ચય કરીને ત્હેણે એ

ક્રમે શરૂ કર્યું. નિરક્ષર મનુષ્યમાં શ્રદ્ધા ભક્તિ વિશેષ હોય છે, એનો જ ગતમાં અનુભવ પણ મળે છે. શિવ સંહિતામાં લખ્યું છે કે:—

फलिष्यतीति विश्वासः सिध्देः प्रथमलक्षणम् ।

આ કર્મ અવસ્ય ફલદાયક થશેજ એ પ્રકારનો જે દૃઢ વિશ્વાસ તેજ પરમાત્મ-સિદ્ધિનું પ્રથમ લક્ષણ છે. ભારતના શાંતિપર્વમાં પણ કહ્યું છે કે:—

वाग्वृद्धं त्रायते श्रद्धा मनोवृद्धं च भारत ।
श्रद्धावृद्धं वाङ्मनसी न कर्म त्रातुमर्हति ॥

હે યુધિષ્ઠિર ! જે કર્મ વાચાવડે અને મનવડે ભ્રષ્ટ હોય છે તેનું શ્રદ્ધા વડે રક્ષણ થાય છે. પરંતુ જે કર્મ શ્રદ્ધાથી હીન (ભ્રષ્ટ) થએલું હશે, તેનું રક્ષણ કરવાને મન તથા વાણી સમર્થ નથી. કેવળ નાક ડબાવીને પ્રાણવાયુનો નિરોધ કરવાથી પરમાત્માનું દર્શન કાંઈ થોડુંજ થાય છે ? ઉલટો પ્રાણ પણ નીકળી જાય. પરંતુ એ વાત ત્હેના ખ્યાલમાં ન હતી અને અન્તઃકરણનો નિર્મલ ભાવ હોવાથી, અચલ શ્રદ્ધાથી તે શૂદ્ર પાણીમાં ઉભો રહ્યો અને બ્રાહ્મણ વચનાનુસાર ત્હેણે સકલ શરીરસ્થ વાયુનો નિરોધ કર્યો. પરંતુ જ્યારે પેટ વધીને વાયુથી ફૂલી ગયું અને વ્યાકુલતા થઇ, ત્યારે પરમાત્માએ વિચાર કર્યો કે હવે જો કદાચિત્ હું નહિ જાઉં તો આ ગરીબ બિચારો મરી જશે. એ બ્રાહ્મણે જોકે એને તો ફસાવવાને માટેજ કહ્યુ છે, તોપણ એનો મ્હારા પ્રત્યે શુદ્ધ ભાવ છે અને બ્રાહ્મણ વચનના ઉપર વિશ્વાસ છે, તેથી એ અચલ નિષ્ઠાથી આ કર્મ કરી રહ્યો છે. જો હું પ્રગટ નહિ થાઉં તો એ દેહ પણ છોડી દેશે પરંતુ એ કર્મમાંથી કદી નિવૃત્ત થશે નહિ. પરમાત્મા ભાવના ભૂખ્યા છે, તેથી દયાર્દ્ર અંતઃકરણથી જ્યાં શૂદ્ર હતો ત્યાં આગળ પ્રગટ થયા. ભગવાન્ ભાવને અનુસરીને સ્થૂલરૂપ ધારણ કરીને ભક્તને દર્શન દે છે, એમ ભાગવતમાં પણ કહ્યું છે:—

त्वं भावयोगपरिभावितहृत्सरोज ।
आस्से श्रुतेक्षितपथो ननु नाथ पुंसाम् ।
यद्यद्धिया त उरुगाय विभावयन्ति ।
तत्तद्वपुः प्रणयसे सद- ग्रहाय ॥

હે નાથ ત્હમે શ્રુતિદ્વારા લભ્ય છો, તોપણ ભાવયોગથી યુક્ત ભક્તોના હૃત્કમલમાં આપના સ્વરૂપને પ્રગટ કરો છો. જે જે ભાવથી ભક્ત ત્હમારી ભાવના કરે છે, તે તે ભાવનાનુસાર ત્હમે શરીર ધારણ કરીને ભક્તના ઉપર અનુગ્રહ કરો છો તથા દર્શન દો છો. જે સુંદર મૂર્તિનું દર્શન કરીને

ભક્તનાં મન તથા નેત્ર આનંદથી પ્રફુલ્લ બને છે. આ ઉપરથી ભક્તના ઉપર પરમાત્માનો કેટલો પ્રેમ હોય છે, તે સિદ્ધ થયું. દર્શન અગર અનુગ્રહને માટે પરમાત્મા કદી પોતાના મનમાં આ ઉત્તમ છે અને પેલો અધમ છે; એ કુળવાન છે અને તે અકુલીન છે; તથા આ રૂપવાન તે કુરૂપ, આ ધનવાન્ તે દરિદ્રી; આ બાળ તે વૃદ્ધ, એ સ્તુત્ય તે નિન્દ્ય, આ સ્ત્રી તે પુરૂષ એ પ્રકારનો ઉચ્ચ નીચ ભાવ ધારણ કરતા નથી. અસ્તુ!

પરમાત્મા પ્રગટ થઇને તે શૂદ્રને કહેવા લાગ્યા કેઃ—"અરે! નાક છોડી દે. જેના દર્શન માટે તું ઘણા વખતથી નાક ડબાવીને ઉભો થઈ રહ્યો છે, તે હું ત્હારો ભાવ જોઇને પ્રસન્ન થયો છું અને પ્રગટ થયો છું." તે શૂદ્રે ભગવાનને જોયા, તો પણ એ દેવ છે એમ ત્હેની ખાતરી ન થઈ, અને તેથી તે સાશંક થઇને જોવા લાગ્યો. અંતર્યામી પરમાત્માએ ત્હેનો ભાવ સમજી જઇને કહ્યું કેઃ-"અરે! હું દેવ છું, સત્ય કહું છું." આખરે શૂદ્રે કહ્યુંઃ-"જ્યારે તે બ્રાહ્મણ મ્હને કહે ત્યારે ખાતરી થાય." સાંભળીને ભગવાન્ હસવા લાગ્યા અને વિચારમાં પડયા કે, એનો નિર્મળ ભાવ જોઇને હું પ્રગટ થયો છું અને એ કહે છે કે, બ્રાહ્મણ કહે કે 'તું દેવ છે' તો મ્હારી ખાતરી થાય. હવે શું કરવું? તે બ્રાહ્મણ તો અભક્ત હોવાથી દર્શનને માટે અયોગ્ય છે. તે છતાં પરમાત્માએ એનો હેતુ પૂર્ણ કરવા ખાતર કહ્યું કે "જા બ્રાહ્મણને બોલાવી લઇ આવ અને ત્હારી ખાતરી કરી લે" શૂદ્રે મનમાં વિચાર કર્યો કે આણી તરફ હું બ્રાહ્મણને બોલાવવા માટે જાઉં અને અહીંથી એ જો પલાયન કરી જાય તો શું કરૂં? મ્હારો શ્રમ વ્યર્થ જાય. તેથી દેવને કહ્યુંઃ—"જો તું દેવ છે તો હું ત્હને અહીં બાંધીને તે બ્રાહ્મણને બોલાવવાને જાઉં." દેવે કહ્યુંઃ—"હું નહિ નાશી જાઉં, તું એને જલદી બોલાવી લાવ." શૂદ્રે કહ્યુંઃ—"નહિ, જો તું નાશી જાય તો મ્હારો આટલો શ્રમ ફૂટી પડે." આખરે પરમાત્માએ તે વાત કબુલ કરી, અને શૂદ્રે એક ઝાડની સાથે બાંધી રાખ્યા અને પોતે બ્રાહ્મણને બોલાવવા સારૂ ગામમાં ગયો. કૃતાન્ત કાળનું બંધન કરનારા પ્રભુને પ્રેમ વગર બીજું કોણ બાંધી શકવાનું હતું? એટલા માટેજ કવિએ કહ્યું છે કેઃ—

बन्धनानि किल सन्ति बहूनि प्रेमर[illegible]बन्धन मन्ये।
दारुभेदनिपुणोऽपि ष[illegible]यो भवति कजकोशे॥

જગત્માં અનેક પ્રકારનાં બન્ધન પ્રસિદ્ધ છે, જેમાંથી મનુષ્ય કોઇને કોઇ દિવસે છૂટી શકે છે. પરંતુ સત્ય બન્ધન હમે તો તેજ સમજીએ છીએ કે, જે પ્રેમરૂપ દોરી વડે બાંધે છે. એમાંથી કદી દેવ અગર મનુષ્ય કોઈ

છૂટી શકતું નથી. ભલભલાં કાષ્ટનું ભેદન કરવાનું જેનામાં સામર્થ્ય છે, એવા ભ્રમરનું કમળની આગળ કશું સામર્થ્ય ચાલતું નથી. વાસ્તવ કમલ જુઓ તો અત્યંત કોમળ! પરંતુ ત્યાં આગળ ત્હેને પ્રેમવડે બન્ધન પ્રાપ્ત થએલું હોવાથી તે ક્રિયાશૂન્ય બની જાય છે. જેને કોઈ પ્રકારની કામના અગર વાસના નથી, ત્હેને પ્રેમ શિવાય બીજું કોઈ બન્ધન કરી શકે તેમ નથી. તેનો પ્રેમ તે શૂદ્રમાં હતો, તેથી પરમાત્મા ત્હેના બન્ધનમાં રહ્યા. અસ્તુ!

શૂદ્ર બ્રાહ્મણની પાસે આવીને કહેવા લાગ્યો કેઃ–"મહારાજ! આપના ગયા પછી નદીમાં કમ્મર સુધીના પાણીમાં હું ઉભો રહ્યો હતો, અને આપે ભગવદ્દર્શનનો જે ઉપાય બતાવ્યો હતો, તેનું મ્હેં અનુષ્ઠાન કર્યું હતું. હવે ત્યાં આગળ કોઈ આવીને કહે છે કે હું દેવ છું અને ત્હમારી ભક્તિ જોઈને પ્રગટ થયો છું; જે ઇચ્છા હોય તે કહો હું પૂરણ કરી દઉં છું. તો આપ ત્યાં ચાલો અને સત્ય દેવ છે કે કોઇ બીજોજ છે તે કહો." બ્રાહ્મણે કહ્યુંઃ—"ભાઇ! દેવ કદી આટલા અલ્પ કાળમાં દર્શન દે છે? ઘણા લોકો ધ્યાન ધારણા સમાધિ વગેરે કરે છે તો ત્હેમને પણ જલદી દર્શન દેતા નથી તે શું ત્હમારા નાક પકડવાથી ત્વરિત આવીને પ્રગટ અને પ્રસન્ન થવાના હતા? ત્હમને ફસાવવા સારૂંજ કોઇ આવીને એ પ્રમાણે જૂઠુંજ કહેતો હશે." શૂદ્રે કહ્યુંઃ—"ત્યાં સુધી ત્હમે આવો અને જુઓ; દેવ હશે તો ઠીક, નહિ તો પછી એ છે ને હું છું, જોઈ લેવાશે." બ્રાહ્મણ ત્હેના આગ્રહને લીધે ત્યાં ગયો, પરંતુ પોતે પાપી હોવાથી ત્હેને તે સ્વરૂપ ન જણાયું. શૂદ્રે બતાવીને કહ્યું કે, "મહારાજ! આ વૃક્ષની સાથે જેને બાંધ્યો છે, તેજ કહે છે કે હું દેવ છું." **'पश्यन्ति ज्ञानचक्षुषः'** જન્મજન્માન્તરનાં પાપ નાશથી જેમની દૃષ્ટિ નિર્મળ થઇ છે અને એથી જેમને ગુરૂકૃપાથી જ્ઞાનસંપન્નતા પ્રાપ્ત થઈ છે, તેઓજ પરમાત્મરૂપ જોઇ શકે છે. શૂદ્રના ભાવને લીધે પરમાત્માએ ત્હેને દિવ્ય દૃષ્ટિ દઇને, ઇન્દ્રિયાદિને અગોચર એવું પોતાનું રૂપ દેખાડ્યું, પરંતુ બ્રાહ્મણમાં શ્રદ્ધા ભક્તિ નહિ હોવાથી, પાસેજ વૃક્ષની સાથે બાંધેલા પરમાત્માનું દર્શન કરવાને તે સમર્થ નહિ થયો. બ્રાહ્મણે કહ્યુંઃ—"ભાઇ! ત્હમારી દૃષ્ટિને ભ્રમ થયો હોય એમ લાગે છે. અહીં તો મ્હારી નજરે કોઇ આવતું નથી. દેવ સર્વ પ્રાણીઓને સમ હોવાથી, ત્હને દેખાય અને મ્હને નહિ, એ સંભવતું નથી. અથવા ત્હને કોઇ પિશાચનો ભાસ થતો હશે. કેમકે અહિયાં પાસેજ શ્મશાન છે, અને તેનો વાસ સદા શ્મશાનમાં હોય છે. આટલું સાંભળીને 'આણે મ્હારો નિયમ ભંગ કર્યો' એ વિચારથી શૂદ્રને ક્રોધ ચઢ્યો અને તે કહેવા

લાગ્યો કે, 'તું કોણ છે તે સાચે સાચું કહી દે. તું જો દેવ હોય તો મને જે પ્રમાણે દેખાય છે, તે મુજબ આ બ્રાહ્મણને કેમ પ્રતીત થાય નહિ ? એ પરથી તું ભૂત પિશાચ હશે એમ હું માનું છું. ત્હેં નાહક મારા અનુષ્ઠાનમાં ભંગાણ પાડયું માટે હું તને માર્યા વગર છોડવાનો નથી. કેમકે દેવદર્શન માટે ત્હેં ભારે પ્રતિબંધ કર્યો છે.' આ પ્રકારની તે ભાવિક શૂદ્રની ઉક્તિ સાંભળીને પરમાત્માએ વિચાર કર્યો કે આ માણુસની શ્રદ્ધા બ્રાહ્મણ ઉપર છે, એથી એ બ્રાહ્મણના કહ્યા વગર મ્હને દેવ તરીકે માનવાનો નથી. માટે એને ખાતર બ્રાહ્મણને દર્શન આપવું જોઇએ. એ બ્રાહ્મણનો પણ કાંઇક જન્માન્તરનો પુણ્ય સંગ્રહ હશે, તેથી પરમાત્મા ન્હેની દૃષ્ટિના વિષય થયા. બ્રાહ્મણે જ્યારે તે રૂપ જોયું, ત્યારે તો તે વિસ્મિત થઇને કહેવા લાગ્યો કેઃ—"ભાઇ ! એજ દેવ છે. જેમનું દર્શન દેવ મુનિજનોને પણ દુર્લભ છે, તે ત્હમારી ભક્તિને લીધે પ્રસન્ન થઇને પ્રગટ થયા છે. બ્રાહ્મણે દેવને નમસ્કાર કર્યા અને સ્તુતિ પણ કરી. તેની આંખો આનંદાશ્રુથી ભરાઈ ગઇ, કંઠ ગદ્ગદ્ થઇ ગયો અને પેલા શૂદ્રને કહ્યુંઃ— "ભાઇ ! ત્હને ધન્ય છે. મ્હેં ચિરકાલ અહીં અનુષ્ઠાન કર્યું, તો પણ આજ સુધી મ્હને દર્શન નથી થયું, પરંતુ ત્હમારે લીધે આ દિવ્યરૂપનાં આજે હું દર્શન કરી શકું છું." જ્યારે બ્રાહ્મણે આ પ્રમાણે કહ્યું ત્યારે શૂદ્રની ખાતરી થઇ કે એ દેવજ છે, અને ત્યાર બાદ ત્હેણે પરમાત્માને દંડવત્ પ્રણામ કર્યા અને પ્રાર્થના કરી કે, હે ભગવન્ !:—

भक्ति मुहुः प्रवहतां त्वयि मे प्रसंगो ।
भूयादनन्त महताममलाशयानाम् ।
येनांजसोल्बणमुरुव्यसन भवाब्धिम् ।
नेष्ये भवद्गुणकथामृतपानमत्तः ॥

મ્હારી ત્હમારી પાસે એક યાચના છે તે પૂરી કરો. ત્હમારી નિરંતર ભક્તિ કરનારા નિર્મળ અન્તઃકરણના જે મહાન્ સાધુઓ હોય, ત્હેમનો મ્હને વારંવાર સમાગમ થતો રહે. જેથી હું નિત્ય ત્હમારા ચરિત્રકીર્તનામૃતનું પાન કરીને નિશ્ચિન્ત રહીશ. અને અનેક દુઃખોથી ભરપૂર એવા ભયંકર આ સંસારરૂપ સમુદ્રને સુલભતાથી તરી જઇશ. બ્રાહ્મણે પણ આખરે પ્રાર્થના કરી કે હે પ્રભો ! જન્માન્તરના સુકૃતથી આજે આપનું દર્શન થયું છે, તો આપની પાસે હું બીજું શું માંગું ? મોક્ષપ્રદાતા આપની પાસે જે પુરુષ વિષયાદિકોની ઇચ્છા પ્રગટ કરે છે તે જાણે રત્નાકર (સમુદ્ર) નો આશ્રય કરીને કોડીઓનો સંચય કરે છે, એમ સમજવું ઉચિત છે.

न कामयेऽन्यं तव पादसेवनात् किंचनप्रार्थ्यतमात्परं विभो ।
आराध्य कस्त्वां ह्यपवर्गदं हरे वृणीत आर्यो वरमात्मबन्धनम् ॥

હે પરમાત્મન્! જેમણે સર્વ સંગ પરિત્યાગ કર્યો છે, એવા પુરૂષ ત્હમારા ચરણની સેવાજ પોતાને હાથે થાય એવું ત્હમારી પાસે ખાસ કરીને માંગે છે. એટલા માટે હું પણ ત્હમારી પાસે ત્હમારી સેવા શિવાય બીજું કશું માંગતો નથી. હે હરે! મોક્ષદાતા પ્રભુ! ત્હમારી આરાધના કરીને આત્માને બન્ધનમાં ફસાવનારા વરની યાચના કરનારો કોઇ વિવેકી પુરૂષ હશે કે? નહીંજ. પરમાત્માએ આશીર્વાદ દઇને તે બન્નેની ઇચ્છા પૂરણ કરી અને પોતે અન્તર્ધ્યાન થયા. તેજ દિવસથી તે બ્રાહ્મણે અને શૂદ્રે પૂર્ણ વિરક્ત બનીને યાવજ્જન્મ આનંદપૂર્વક પરમાત્માનું ભજન પૂજન કર્યા કીધું.

સારાંશ કે, નિર્મળ ભાવવગર પરમાત્માનું દર્શન થવું કઠણ છે, એમ સમજીને પરમાત્મભક્તિનો આશ્રય કરવો. અનન્ય ભક્તિદ્વારાજ હું (પરમાત્મા) એ પ્રમાણે મનુષ્યોથી જોવાવાને માટે શક્ય છું. અર્જુનને વિશ્વરૂપ દેખાડ્યા બાદ ભગવાને એ પ્રમાણે જે કહ્યું હતું, તે વચન ખ્યાલમાં રાખવું.

॥ इति शिवम् ॥

# સપ્તમ પુષ્પ.

## સર્વ સાધનોમાં ભક્તિનું પ્રાધાન્ય.

यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान् ।
न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्य सिद्धिदः ॥ भाग' ॥

મનુષ્યોને સંસારમુક્તિ સંપાદન કરવા પરમાત્માએ જ્ઞાનયોગ, ભક્તિયોગ, તેમજ કર્મયોગ એવા ત્રણ ઉપાય કહ્યા છે. એમનેજ જ્ઞાનકાંડ, ઉપાસનાકાંડ, કર્મકાંડ કહે છે. કર્મોનું ફળ દુઃખરૂપ છે, એમ સમજીને તેમને માટે વિરક્તિ ઉપજતાં, જેમણે તેમનો ત્યાગ કર્યો છે, એવા વિપર્યાસક્તિશૂન્ય ત્યાગી પુરૂષોને જ્ઞાનયોગ સિદ્ધિપ્રદ થાય છે. જે પુરૂષોના અન્તરમાં ભાગ્યવશતાથી ઇશ્વ કથામાં શ્રવણ, તથા ગાયન, વર્ણન કરવા પ્રત્યે શ્રદ્ધા ઉત્પન્ન થઈ છે, અને કર્મ ફળના ભોગોને માટે જેઓ વિરક્ત પણ થયા નથી; તેમજ અત્યાસક્ત પણ નથી, ત્હેમને ભક્તિયોગ સિદ્ધિ—

દાયક થાય છે. તાત્પર્ય કે, વિષયોમાં સદા દોષદર્શન તો થાય છેજ, પરંતુ તે છતાં જેઓ તેમનો ત્યાગ કરવાને સમર્થ થતા નથી; અને વિષયભોગ કાળમાં જેમ એકાદ રાજાને, કારાગૃહમાં રાખીને ત્યાં ત્હેને સ્ત્રી ચન્દનાદિ ભોગ પૂરા પાડવામાં આવે તો પણ તે તો તેમને વિષ તુલ્ય માને છે, અને પોતાનો છુટકો તેમાંથી ક્યારે અને કેમ થાય તેનોજ વિચાર કર્યાં કરે છે, તેજ પ્રમાણે જેમને અનુતાપ થાય છે અને સંસારકારાગૃહમાંથી છુટાય તો સારૂં એમ લાગે છે, અર્થાત્ જેઓ વિષયાસક્ત નથી તેમજ વિષય-વિરક્ત પણ નથી, એવા પુરૂષોને ભક્તિયોગ ફળપ્રદ કહ્યો છે. એ પરથી મધ્યમ અધિકારીઓને માટે ભક્તિયોગ વિહિત છે, એમ સિદ્ધાન્ત સમજવો. તો પણ ઉત્તમ અને કનિષ્ઠ અધિકારીઓને માટે ભક્તિ વિહિત નથી એમ માનવાનું કારણ નથી. કેમકે સદ્રૂપ બ્રહ્મપ્રાપ્તિ જેમને થઇ છે, એવા ઉત્તમ જ્ઞાની અધિકારીને પરાભક્તિની પ્રાપ્તિ થએલીજ હોય છે. તેજ પ્રમાણે કનિષ્ઠ અધીકારીને વૈધીભક્તિ સર્વ પ્રકારે હિતાવહ છે. ભક્તિ કોને કહે છે? તોઃ—ભગવદ્ભાવ વડે દ્રવીભૂત થએલી જે 'ભગવદાકારરૂપ મનની સવિકલ્પ વૃત્તિ,' તેને મહાત્માઓ ભક્તિ કહે છે. ભક્તિ અનાયાસથી તેમજ નિર્વિઘ્નતાથી પરમાત્મપ્રાપ્તિ કરાવી દે છે. ખેતરને પાણી પાવાને સારૂ બે ઉપાય જણાય છે, એક કોસથી કૂવાનું પાણી કાઢીને અને બીજો ઉપાય, નદીની નહેર વગેરે ખોદીને પાણી આણવાનો. કોસવડે કૂવાનું પાણી કાઢે છે, ત્હેને પરિશ્રમ ઘણો અને પાણી પણ થોડું નીકળે છે. કોસ, દોરડાં, બળદોને જોડી પ્રાતઃકાળથી સાયંકાળ પર્યન્ત સતત્ બળદોને મારપીટ કરી, આગળ પાછળ ખૂબ આવાગમન કર્યાથી જે પાણી નીકળે છે, તેનાથી ખેતરની જમીન થોડીજ પલળે છે. એમાં જો ભોગ જોગે કોસ ફૂટી તૂટી જાય, અથવા દોરડું તુટી જાય અગર બળદોને કાંઇ રોગ ઈજા વગેરે થઇ જાય તો જમીન સુકાઈ જાય છે અને કશુંય હાથમાં આવતું નથી. કારણ એ છે કે, જમીનની ભિનાશનો નાશ થઇ જાય છે. પરંતુ નદીની નહેરનું તેવું નથી, એને એક વાર ખોદીને માર્ગ બનાવી દીધો કે, રાત દિવસ ખૂબ પાણી વહ્યાં કરે છે, જેથી ખેતર સદા આર્દ્ર રહે છે; તેમજ અનાજ પણ ખૂબ પાકે છે તથા દ્રવ્ય પણ મળે છે. તેજ પ્રમાણે જ્ઞાનને, કોસના પાણી જેવું સમજવું. કેમકે, ગંભીર શાસ્ત્રરૂપ કૂવામાંથી પાણી કાઢવાનો શ્રમ ઘણોજ અને તેનાથી આ શરીરરૂપ ક્ષેત્ર ભીનુ થવાને ઘણા વખતની અપેક્ષા રહે છે; અને તેમાં જો દૃઢ વૈરાગ્યરૂપ દોર તૂટી જાય, કિંવા ઇન્દ્રિયરૂપ બળદો બીમાર પડે યાને વિકલ થઈ જાય, અથવા અન્તઃકરણરૂપ કોસ ફાટી જાય, એટલે વિવેક

શૂન્ય થાય, તો પછી શું પૂછવું? એમાંથી થોડું પણ ક્યાં ન થયું હોય! આ શરીર ક્ષેત્રનો જેટલો પ્રદેશ આર્દ્ર બન્યો હશે, તે સઘળો શુષ્ક થઇને તેમાંહેનું મોક્ષ ફળ હાથમાં આવશે નહિ. પરંતુ મનોનદી પાપાત્મિકા તેમજ પુણ્યાત્મિકા બન્ને રીતે વહે છે, તેનો સંસારના તરફનો પાપાત્મક પ્રવાહ નિરૂદ્ધ કરીને, સચ્ચિદાનંદ પરમાત્મરૂપ સમુદ્રના તરફ ગંગાના ઓઘના સમાન વાળવામાં આવે તો, આ શરીરક્ષેત્ર કદી પણ સુકાશે નહિ; ભગવદ્રસથી નિત્ય આર્દ્ર રહેશે, તેમજ મોક્ષફલ પણ જલદી અને નિઃસંદેહ નિર્વિઘ્નતાથી હાથમાં આવશે. એટલા માટે પ્રથમ વૈધી ભક્તિ કરવી, યાને ગુરૂના ઉપદેશને અનુસરીને વિધિનિષેધપૂર્વક વિવિધ અંગોનું નિયમિત સાધન કરવું, જેનાથી ઉચ્ચ ભક્તિનો અધિકાર પ્રાપ્ત થશે. એજ વૈધી ભક્તિના શ્રવણ કીર્તનાદિ (૯) નવ પ્રકાર છે, જે સત્વાદિ ગુણભેદથી ત્રિવિધ ત્રિવિધ વર્ણવ્યા છે. નિર્ગુણભક્તિ તો એકજ પ્રકારની છે, એ પ્રમાણે શાસ્ત્રમાં મળી આવે છે. એ બધું પહેલાં બતાવવામાં આવ્યું છે. એટલા માટે કહ્યું છે કેઃ—

## પદ–રાગ –કાલિંગડો, તાલ–ચલતી.

**દ્રઢધર ભક્તિ તું મનમેં ॥ ધ્રુ ॥ સારથિ હોકર રાજ્ય કિયો હે પાંડવકો જગમેં ॥૧॥ પ્રહલાદકી રક્ષાર્થ ધર્યો રૂપ નરહરિ ખંભમેં ॥ ૨ ॥ વ્રજવાસી જન સંકટ દેખ્યો પિયો અનલ બનમેં ॥ ૩ ॥ દત્તાત્રય પ્રભુ અંતરજામી દેખેગા તનમેં ॥ ૪ ॥**

હે જીવ! તું પરમાત્માને માટે મનમાં દૃઢ ભક્તિભાવ ધારણ કર. કે જે અનેક પ્રકારનાં વિઘ્નોવડે ચલિત ન થાય. ચારે દિશાઓમાંથી ઝંઝાવાત છૂટવા છતાં, પર્વત જે પ્રમાણે પોતાના સ્થાનમાંથી યત્કિંચિત્ પણ ચલિત થતો નથી, તેજ પ્રમાણે પુષ્કળ આપદાઓ આવી પડે તોપણ પરમાત્માનું નિરતિશય પ્રેમથી ભજન પૂજન ખંડિત નહિ થવું જોઇએ. અસંભાવના અને વિપરીતભાવનારૂપી પવન, ગમે તેટલા જોરથી વાય તો પણ 'પોતાના દૃઢ નિશ્ચય તથા શ્રદ્ધાથી ચલિત નહિ થઇ જવું', એનેજ દૃઢ નિશ્ચય કિંવા અચલ ભક્તિ કહે છે. પાંડવાદિકોમાં એ પ્રકારની ભક્તિ હતી, તેથી પરમાત્મા શ્રીકૃષ્ણે માનાપમાન છોડીને, અર્જુનના રથપર સારથીપણું કર્યું, અને કોરવાદિકોને હણીને પાંડવોનું રાજ્ય જે હેમણે છીનવી લીધું હતું, તે હેમને ફરી સંપાદન કરાવી દીધું. પ્રહલાદની ભક્તિ તો વિશ્રુતજ છે. જેના સંરક્ષણને માટે પરમાત્માને નર અને સિંહ એવું મિલિતરૂપ ધારણ કરવું પડયું હતું. કેમકે બ્રહ્મદેવની સૃષ્ટિમાં જેટલા પદાર્થ છે તેનાથી એનું મરણ નહિં હતું.

એટલા માટે પરમાત્માએ બ્રહ્માદિવ્યતિરિક્ત નરસિંહરૂપ પ્રગટ કર્યું. તેજ પ્રમાણે શ્રીકૃષ્ણે વ્રજવાસીજનોપર આવેલું સંકટ જોઇને દ્વાદશ ગામમાં જે અનલ પ્રદીપ્ત થયો હતો તેનું પાન કરીને ત્હેમનું રક્ષણ કીધું. એ સંબંધી વિસ્તૃત વૃતાન્ત ભાગવત તેમજ હરિવંશાદિ ગ્રંથમાં વર્ણવ્યો છે. તોપણ અંહિ થોડુંક વર્ણન કરીશું.

કાલિયાંના હાથમાંથી કૃષ્ણની મુક્તતા થઈ ત્યારે નંદ, યશોદા, ગોપાળ વગેરે સર્વને આનંદ થયો અને તે રાત્ર ત્યાંજ જમનાને કિનારે તેઓ સઘળાં રહી ગયાં. ગ્રીષ્મઋતુને વિષે ઘણું કરીને અરણ્યમાં અગ્નિ પ્રગટ થાય છેજ; તે નિયમાનુસાર ત્યાં મધ્યરાત્રે અગ્નિ પ્રદીપ્ત થયો, અને વ્રજવાસી લોકોની ચારે તરફ પ્રસરીને તેમને સળગાવવા લાગ્યો. અગ્નિજ્વાળા જ્યારે શરીરે લપટાવા લાગી અને દાહ થવા લાગ્યો ત્યારે બધાજ ઝટ ઉઠ્યા અને જોવા લાગ્યા તો પોતાની ચારે બાજુએ અગ્નિ પ્રજ્વલિત થયો છે. એવું ત્હેમના જોવામાં આવ્યું. તાપ હોય તોજ મનુષ્ય જાગૃત (વિવેકી) બને; નહિ તો ઉંઘ્યાજ કરે, અર્થાત્ અવિવેકી બની જાય. જે પરમાત્માએ પોતાની શકિતથી યમુનાના વિષમય જલમાં પ્રવેશ કરીને કાલિયાના દમનપૂર્વક તેને નિર્મલ કર્યું, તે આનંદ કંદ, દયાંબુધિ, ગોવિન્દને એ વ્રજવાસીજન પ્રાપ્ત હોવા છતાં, પામર લોકોથી સેવિત એવું જે નિદ્રાસુખ, તેનો અનુભવ લે છે, એ કેટલું બધું આશ્ચર્ય છે? એથી અગ્નિ ત્હેમને જગાડવાને માટેજ જાણે પ્રગટ થયો હોય એવું લાગે છે. આપણને પણ સંસાર અરણ્યમાં ત્રિવિધ તાપ પાસે આવીને જગાડે છે કે, હે ભાઇ! ઉઠો. પરમાત્માને ત્હમે સમીપવર્તિ પ્રાપ્ત થયા છો, તથા ત્હેમનું સામર્થ્ય પણ ત્હમે જાણો છો, એમ હોવા છતાં ત્હમે કેમ ઉંઘો છો? નિદ્રાદિ વિષયસુખ તો પશુ આદિ યોનિને વિષે પણ છે. એટલા માટે વિવેક ધારણ કરો, અને પરમાત્માનો સાક્ષાત્કાર કરીને પરમાનંદનો અનુભવ લો. બીજી યોનિઓના કરતાં મનુષ્ય યોનિમાં પરમાત્માની સંનિધાનતા (સમીપતા) અધિક હોય છે, જે પ્રસિદ્ધજ છે. અસ્તુ! અગ્નિના તાપથી ગોપાળ સાવધ થયા અને સ્વરક્ષાને અર્થે શ્રીકૃષ્ણને શરણે ગયા; પરંતુ આપણે ત્રિતાપોથી સંતપ્ત થઇએ છીએ, છતાં પરમાત્માની તરફ આપણા અન્તઃકરણની વૃત્તિ જતી નથી, એ આપણું દુર્દૈવજ સમજવું.

तदाऽ[illegible]कं अजजातमस्मि[illegible] हि कृष्णेन [illegible]पार्श्वेन।
निरीक्ष्य विभ्रस्ताधिवस्त[illegible] ते तमाय[illegible] [illegible]त्मन[illegible]वै॥

ભગવાન્ શ્રીકૃષ્ણે અખિલ લોકોપર કૃપા કરી કે એ વૃન્દારણ્યમાં [1]જડ જાત (જલસમૂહ અર્થાત્ કાલિન્દીનો પ્રવાહ) ને જડપ્રાણીઓને પણ સર્પ-નિર્મુક્ત કર્યા. જળ નિર્મલ કીધું અને પશુ પક્ષી તથા વૃક્ષલતા વગેરેને વિષયુક્ત જલના તુષારમાંથી બચાવ્યાં. એ સઘળું ગોપાળોએ દીઠું હતું તેથી ત્હેમના મનમાં એમને વિષે વિશ્વાસબુદ્ધિ ઉપજી હતી. એથી તે અવારે પોતાને એ સંકટમાંથી મુક્ત કરવાને સમર્થ એવા શ્રીકૃષ્ણની પ્રાર્થના કીધી. ગોપાળોમાં જે વિશ્વાસ હતો, તે આપણામાં ક્યાં છે ? શું આપણે દેખતા નથી, કે સાંભળતા પણ નથી ! કે આ સંસારમાં પરમાત્માએ હજારો જડ મૂઢ જાતિઓનો ઉદ્ધાર કર્યો છે. પરંતુ આપણે અવિશ્વાસી હોઈ ત્રિતાપાગ્નિ-માંથી છૂટવા સારૂ ત્હેમને શરણે જતા નથી. અથવા એ યોગ્યજ છે એમ સમજવું. કેમકે, બધાજ જો એમને શરણે જાય તો યમરાજનું નરક શૂન્ય (ખાલી) બની જાય; તેનો ઉપભોગ પછી કોણ કરે ! એટલા માટે ઇશ્વરસૃષ્ટ નરકનો યોગ્ય ઉપયોગ થવો જોઇએ એમ સમજીને નર નારાયણને ભજતા નથી તે યુક્તજ છે. અસ્તુ ! ગોપાળોએ અનન્યતાથી પ્રાર્થના કરી કે હે શ્રીકૃષ્ણ ! હે બલરામ ! હમે ત્હમારા ભક્ત છીએ. અને આ અગ્નિ અમારો ગ્રાસ કરે છે. એ કાલાગ્નિમાંથી બચવું અત્યંત કઠીણ છે. હમને મૃત્યુનો ભય નથી, પરંતુ ત્હમારો વિયોગ થશે, તેથી હમને દુઃખ થાય છે. ત્હમારા ચરણનો ત્યાગ હમારાથી થઇ શકે તેમ નથી, એટલા માટે હમારી રક્ષા કરો. ગોપાળોની પ્રાર્થના સાંભળી અને પોતાને સારૂ ત્હેમના અન્તઃકરણમાં કેવો ભાવ અને કેવા પ્રકારનો પ્રેમ છે, તે જાણ્યું અને પરમાત્માએ વિચાર કર્યો કેઃ—

सर्वदाहं निराकर्तुं सर्वदाऽहं रसाश्रित : ।
सत्कथं तन्न चेत्कुर्वे सत्कथं स्याद्यशो मम ॥

સર્વજનોના સર્વ પ્રકારના દાહનું શમન કરવાને સારૂ "હું નિત્ય રસાશ્રિત છું" એ પ્રમાણે શ્રુતિમાં તેમજ સાધુઓએ મ્હારૂં વર્ણન કર્યું છે. એથી કરીને જો આ વખત એ સઘળાંઓનો તાપ શાન્ત નહિ કરૂં તો મ્હારો તે યશ (કીર્તિ) સત્ય શી રીતે થશે ? રસ નામ જલનું તેમજ આનંદાદિરસનું છે, પરમાત્મા આનંદરસપૂર્ણ હોવાથી, જે પ્રમાણે લૌકિકરસ (જલ) ના સિંચનથી અગ્નિશમન થાય છે, તેજ પ્રમાણે આનંદરસની વૃષ્ટિથી ત્રિતાપ

---

૧ સંસ્કૃતમાં 'ડ' અને 'લ' એ બેનો અભેદ હોવાથી જડની જગોપર જલ થયું છે.

(સંસાર દુઃખ) નું પણ શમન થાય છે. પરમાત્માએ પોતાના ભક્તોની દુઃખદ સ્થિતિ અવલોકી અને 'આપના વગર આ સંકટમાંથી હમને કોઈ મુક્ત કરે એમ નથી.' એવો એમનો દૃઢભાવ જાણ્યો અને સકલ જગન્નિયામક. અનંત શક્તિ ધારણ કરનારા, તથા જેમના સ્વરૂપનો અંત નથી એવા શ્રીકૃષ્ણે તે દાવાગ્નિનું પાન કર્યું. તાત્પર્ય એ છે કે, અખિલ તાપો (દાહો) થી યુક્ત અને એથી હંમેશાં સર્વને સંતપ્ત કરનારા એવા લોકોની પાસે આપણે આપણા તાપની શાન્તિની અર્થે જઇએ છીએ, પરંતુ જેમની પાસે બીલકુલ રસ (દયારસ) નથી, તેઓ આપણો સંતાપ શી રીતે દૂર કરવાના હતા ? તેનો વિચાર આપણે કરતા નથી. જલ વિના અગ્નિનું શમન થતું નથી તથા રસ (પ્રેમ) વગર તાપ શાન્ત થતો નથી. પરમાત્મા રસપૂર્ણ હોવાથી, સન્ત, ભક્ત, મુની સર્વદા ત્હેમનો આશ્રય કરીને તાપ નિર્મુક્ત થઇ જાય છે. એવું સમજીને તાપદ લોકોનો કદી આશ્રય કરવો નહિ, અને આનંદ પ્રાપ્ત્યર્થ એક પરમાત્માની અનન્ય ભક્તિ કરવી જોઇએ, એ સિદ્ધ થયું; કેમકે પરમાત્મા 'અનેક તાપ હંતા' છે. અનેક પ્રકારના તાપોનો નાશ કરનારા છે. અને 'અનેકના અપહંતા' યાને નામરૂપાત્મક જગત્ જે આપણને પોતાના જ્ઞાનથી તેમજ પરમાત્માથી પૃથક્ અને અનેકવિધ ભાસે છે, તે અનેકતાનો નાશ કરવાવાળા છે અર્થાત્ ત્હેમના પ્રસાદથી એકાત્મભાવની પ્રાપ્તિ થાય છે. એટલા માટે મનુષ્યે ઈશ ભક્તિનું અવલંબન કરવું. ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર સ્વમુખેજ કહે છે કે:—

**न साधयति मां योगो न सांख्यं धर्म एव च ।**
**न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥**

હે ઉદ્ધવ ! માંરૂપવ: (મ્હારા સંબંધી) વૃદ્ધિંગત થએલી ભક્તિ જેવી મ્હને વશ કરી લે છે, તે પ્રમાણે યોગ (અષ્ટાંગ) સાંખ્ય (પ્રકૃતિ પુરૂષાત્મક શાસ્ત્ર) તેમજ ધર્મ, વેદાધ્યયન, તપ તથા દાન વશ કરી લેતા નથી. રત્નમાં જેવી દીપ્તિ નિવાસ કરે છે, સૂર્યની સાથે જેવી કાન્તિ રહે છે, તેવી ભક્તિને વિષે મ્હારી નિશ્ચિત સ્થિતિ છે. નાક વિના જેમ શરીરની શોભા, કિંવા શિર વિના જેવા અવયવ, અગર પતિ વિના જેવું સૌભાગ્ય તેવાંજ ભક્તિ વગર નિખિલ સાધનોને વ્યર્થ સમજવાં. એના પર ઉદ્ધવ કહે છે કે:—હે ભગવન્ ! વેદવાદી પુરૂષ મોક્ષ પ્રાપ્તિનાં સાધન ઘણાં કહે છે, તો શું એ સઘળાંનેજ પ્રધાન સમજવાં, અથવા એમાંથી એકાદનેજ મુખ્ય માનવું ? શંકાનો હેતુ એ છે કે, આપે તો મન સર્વત્ર નિઃસંગ થઇને આપના સ્વ-

रूपमां लागी जाय एवो' निष्काम भक्ति योगज उत्तम साधन छे एम कह्युं छे. एथी म्हारा आ संदेहने दूर करो. भगवान् कहे छे केः—

मन्मायामोहितधियः पुरुषाः पुरुषर्षभ ।
श्रेयो वदन्त्यनेकान्तं यथाकर्म यथारुचि ॥
धर्ममेके यशश्चान्ये कामं सत्यं दमं शमम् ।
अन्ये वदन्ति स्वार्थं वा ऐश्वर्यं त्यागभोजनम् ॥
केचिद्यज्ञतपोदानं व्रतानि नियमान्यमान् ।

हे पुरुष श्रेष्ठ ! म्हारी मायाथी मोहितबुद्धि पुरुष पोताना कर्मानुसार तथा रुचिने अनुरूप कल्याण (मोक्ष) ना मार्ग अनेक छे एम कहे छे. केटलाक जनो अर्थात् मीमांसको नित्य नैमित्तिक कर्मनेज मोक्ष साधन कहे छे. एमनुं कहेवुं एवुं छे केः—

मोक्षार्थी न प्रवर्तेत तत्र काम्यनिषिध्दयोः।
नित्यनैमित्तिके कुर्यात्प्रत्यवायजिहासया ॥

मोक्षनी इच्छा करनाराए सकाम तेमज निषिद्ध कर्मोने सारु प्रवृत्त थवुं नहि. प्रत्यवाय न थाय तेटला खातर नित्य नैमित्तिक कर्मो करतां रहेवुं. हवे एना उपरज थोडोक विचार करवामां आवे छे.

प्रत्यवाय उत्पन्न न थाय तेटला माटे नित्य नैमित्तिक कर्मोनुं अनुष्ठान थाय, अने स्वर्ग नर्कनी प्राप्ति न थाय, तेथी निषिद्ध कर्मोनो त्याग कराय, तो वर्तमान शरीरवडे जे कर्मफलोनो उपभोग थवानो छे, तेमनो भोगवडे क्षय थया बाद, आ देहनुं पतन थया पछी 'जन्मान्तर प्राप्त थवानुं कारण अवशिष्ट नहि रहेवाथी,' जीवने ब्रह्मैक्यसाक्षात्कार थया वगरज, स्वरूपावस्थान मोक्ष प्राप्त थशे, ए प्रमाणे कर्म जड मीमांसकोनुं कहेवुं छे. 'संसारनी प्राप्ति कर्मथीज थाय, तेथी कर्मरूप निमित्तनोज अभाव थइ जाय, तो संसारनो अभाव थशे.' ए प्रमाणे त्हेमनो तर्क छे, पण ते अयोग्य छे.

विचार करो ! संसारनां हेतु कर्मोनो नाश थयो के नहि ए तर्कवडे समजवुं कठण छे. केमके इष्टानिष्ट फळ देनारां मनुष्यनां जन्मान्तरीय संचित कर्मो घणांज थयां होय छे. तेमनां फळ परस्पर विरुद्ध होवाथी, एक जन्ममां तेमनो उपभोग थवो असंभवित छे. मनुए कह्युं छे के, ब्रह्महत्या करनाराने श्वान, सुकर, गर्दभ, उंट, बळद, घेटां, मृग, पक्षी, चंडालादियोनिओमां जन्म लेवो पडे छे. ए परथी ख्यालमां आवशे के, एक

જન્મમાં અખિલ સંચિત કર્મફલનો ભોગ લેવાવો અશક્ય છે. કારણકે કેટલાંક પ્રબળ સંચિત કર્મોથી આ દેહ નિર્માણ થાય છે, અને બીજાં કેટલાકને દેશ, કાલ, નિમિત્ત વગેરેની રાહ જોવી પડે છે. તેથી અવશિષ્ટ રહેલાં સંચિત કર્મોનો, સાંપ્રતના ઉપભોગથી ક્ષય થવો અસંભવિત છે; અને એ કારણને લઇને આ દેહનો પાત થયા પછી, અન્ય દેહ પ્રાપ્તિના કારણનો અભાવ થયો, એવો નિશ્ચય કરવો પણ અશક્ય છે. હવે એનાપર એવી શંકા થશે કે, જેમનાં ફલનો આરંભ થયો નથી એવાં પુણ્ય પાપકર્મ ભલે બાકી રહે પરંતુ નિત્ય નૈમિત્તિક કર્મોવડેજ તેમનો ક્ષય થશે. એના સમાધાનમાં એમ સમજવાનું છે કે જન્માન્તર સંચિત પુણ્યકર્મ, તેમજ નિત્ય નૈમિત્તિક કર્મ એ બન્ને શુદ્ધરૂપ હોવાથી તેમને વિષે વિરોધ નથી. વિરોધ હોય તોજ વિનાશ પામે છે. જન્માન્તર સંચિત પાપકર્મ અશુદ્ધિરૂપ હોવાથી નિત્ય નૈમિત્તિક કર્મોની સાથે તેમનો વિરોધ છે. તેથી તેઓ નષ્ટ થશે; તો પણ તેટલાથી અન્ય દેહ પ્રાપક કારણનો અભાવ સિદ્ધ થશે નહિ. કેમકે પુણ્યકર્મ તો બીજો દેહ પ્રાપ્ત કરાવવામાં કારણભૂત છેજ. એ શિવાય, 'પાપ કર્મથી પુણ્ય કર્મનો પૂર્ણ નાશ થાય છે' એવું કયાંઇ કહ્યું નથી. તથા નિત્ય નૈમિત્તિક કર્માનુષ્ઠાનથી 'પ્રત્યવાય (દોષ, પાપ) ઉત્પન્ન થાય તેટલુંજ ફળ મળે છે અને બીજું કાંઇ નહિ;' એને માટે પણ પ્રમાણ મળતું નથી. તેમનાથી બીજું આનુષંગિક ફળ થવું સંભવનીય છે. આપસ્તંબ મહર્ષિનું કહેવું એવું છે કેઃ—

"आम्रे फलार्थे निर्मिते छायागंधावनूत्पद्येते एवं
धर्मं चार्यमाणमर्था अनूत्पद्यंते"

અનુભવે જો કે ફલ પ્રાપ્તિને માટે આમ્રવૃક્ષ વાવ્યું હશે, તોપણ 'કેરી મળવી' એ મુખ્ય ફલ શિવાય, છાયા અને ગંધ એ આનુષંગિક ફળ પણ ઉત્પન્ન થાય છેજ તેજ પ્રમાણે ધર્માનુષ્ઠાન ચાલી રહ્યું હોય તો અર્થ પ્રાપ્તિ એ (ગૌણ) આનુષંગિક ફળ ઉત્પન્ન થતુંજ રહે છે. સારાંશ કે, સમ્યગ્જ્ઞાન (આત્મ સાક્ષાત્કાર) થયા વગર જન્મથી મરણ પર્યન્ત કામ્ય અને નિષિદ્ધ કર્મો સર્વથાજ તજી દેવાની પ્રતિજ્ઞા કોઇના પણ હાથે થવી શક્ય નથી. (એનો વિસ્તાર અન્ય ગ્રન્થમાં જોવો ઉચિત છે. અહિંયાં પ્રસંગોપાત્ત દિગ્દર્શન કર્યું છે. કેમકે સામાન્ય જનતાથી સમજાવું અશક્ય છે.) અસ્તુ!

બીજા અલંકાર શાસ્ત્રી તો, કાવ્ય નાટક અલંકાર વગેરે કવિત્વજ મોક્ષના સાધન છે, એમ માને છે. એમનું વચન એવું છે કેઃ—

यावत्कीर्तिर्मनुष्यस्य पुण्या लोकेषु गीयते ।
तावद्वर्षसहस्राणि स्वर्गलोके महीयते ॥

જ્યાં લગી મનુષ્યની નિર્મલ કીર્તિનું લોકોમાં વર્ણન થાય છે, ત્યાંસુધી હજારો વર્ષોસુધી તે સ્વર્ગ લોકમાં આનંદથી રહે છે. કોઈ, વાત્સ્યાયનાદિ કામ શાસ્ત્રકાર કામોપભોગનેજ કર્ત્તવ્ય માને છે. સાંખ્ય અને યોગ શાસ્ત્રકાર સત્ય, દમ, શમ, વગેરેનેજ મોક્ષ સાધન કહે છે. નીતિશાસ્ત્રકાર તો સાર્વભૌમ રાજ્યનેજ મોક્ષ માને છે, અને સામદામાદિને તેનાં સાધન બતાવે છે. કોઇ શિખાસૂત્ર ત્યાગ, યાને સંન્યાસનેજ મોક્ષનું સાધન કહે છે. ભૂતચૈતન્યવાદિ ચાર્વાક (ચારૂવાક્-સુંદર વાણી નાસ્તિક દેહાત્મવાદિઓની વાણી લોકોને કેટલી સુંદર લાગે છે તથા રૂચિકારક થઇ પડે છે, તે અનુભવમાં આવે છેજ. ચારૂ-વાક્' ઉપરથીજ ચાર્વાક એ શબ્દ થયો છે.) સ્થૂલ દેહનેજ આત્મા માને છે, એમનું એવું કહેવું છે કે, તંડુલચૂર્ણાદિ એકત્ર થઇને મદ્યરૂપમાં પરિણત થઇ જવાથી, તેમનામાં જેવી મદશક્તિ આવિર્ભૂત થાય છે, તેજ પ્રમાણે પૃથ્વી, આપ તેજ અને વાયુ એ ચાર ભૂતોના સંયોગથી શરીર બને છે, અને પછી તેનામાં ચૈતન્ય ઉત્પન્ન થાય છે. તથા 'હું સ્થૂલ છું' 'કૃશ છું' ઇત્યાદિ અનુભવથી એજ સિદ્ધ થાય છે કે, દેહજ આત્મા છે. આ શરીર મ્હારૂં છે, એવું કથન ઔપચારિક ( ગૌણ ) છે. એવા દેહાત્મવાદી ચાર્વાક કહે છે કે, શાસ્ત્રમર્યાદાને છોડીને યથેષ્ટ વિષયોપભોગ કરવો, એજ પુરૂષાર્થ છે. કેમકેઃ—

भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ।
तस्मात्सर्वप्रयत्नेन ऋणं कृत्वा घृतं पिब ॥

શરીર બળી ખાખ થયા પછી થોડુંજ આ મળે છે! સ્વર્ગ ક્યાં અને નરક ક્યાં છે? એટલા માટે બને તેટલા પ્રયત્નથી દેવું પણ કરવું અને ઘી પીવું; એવું એમનું વચન છે. કોઇ અશ્વમેધ, રાજસૂયાદિ યાગને મોક્ષ સાધન માને છે. કેટલાક મૂર્તિની ઉપાસના, કોઇ શરીરશોષણતપ, કેટલાક અન્ન, જમીન, હિરણ્ય (સોનું) વગેરે દાન તથા પ્રાકૃતિક એકાદશી, પ્રદોષ, અનંતવ્રત, સંકષ્ટીચતુર્થ્યાદિવ્રતોનેજ મોક્ષ સાધન કહે છે અને બીજા કેટલાક યમ નિયમોને બતાવે છે. હે ઉદ્ધવ! એ સાધનો વડે મેળવેલા સ્વર્ગાદિલોક કર્મોથી રચિત હોઇ નિત્ય નથી, એ લોકોને વિષે આનંદ અલ્પ, તેમજ ક્ષયભોગ કાળમાંજ દ્વેષ નિન્દાદિકોથી યુક્ત હોવાથી શોકવડે વ્યાપ્ત થએલાંજ હોય છે. પરંતુ મ્હારા સ્વરૂપની પ્રાપ્તિથી ... જેમના અંતે ...

સ્વલા સ્રી પતિનો સ્પર્શ કરતી નથી તે પ્રમાણે, વિષયાભિલાષા સ્પર્શતી નથી. અને જેમણે મ્હારે વિષે ચિત્ત પ્રોયું છે, તેમના અન્તરમાં હું પરમાનંદરૂપે પ્રકાશિત થાઉં છું. એ સ્વરૂપભૂત આનંદ વડે એમને જે સુખ થાય છે, તે વિષયોથી વ્યાપ્ત જેમનું ચિત્ત છે, તેમને શી રીતે મળવાનું હતું ? એ કારણને લીધે ભકિતજ સર્વ સાધનોમાં શ્રેષ્ટ છે. સ્પર્શમણિને લોખંડનું એક અંગ અડકતાંવારનેજ સર્વાંગ સુંદર થઇ જાય છે, તેજ પ્રમાણે મ્હને જો એક ચિત્ત સ્પર્શ કરે તો નિખિલ અંગ ચિદ્રૂપ બની જાય છે. એટલુંજ નહિ, પરંતુ અખિલ સૃષ્ટિ સુવર્ણમય ( શોભનવર્ણ બ્રહ્મમય ) થઇ જાય છે. હું પ્રગટ થાઉં છું એમ કહ્યું તે ઉપરથી 'પહેલાં નહિ હતો, અને નવિન પ્રકાશિત થાઉં છું', એમ નહિ સમજવું; પરંતુ વાદળાનું આવરણ ગયા બાદ સૂર્ય જે પ્રથમથીજ ઉદિત થયો છે તે જણાય છે, તેજ પ્રમાણે વિષયાવસ્થા નષ્ટ થતાંવારને હું પ્રતીત થાઉં છું. એવો મદર્પિતચિત્ત ભક્તઃ—

**न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यम् । नसार्वभौमं न रसाधिपत्यम् ।**
**न योगसिद्धी[illegible]नर्भवं वा । मय्यार्पितात्मे[illegible]ति मद्विनाऽन्यत् ॥**

રસાતલના આધિપત્યને ઇચ્છતો નથી; કયો જ્ઞાની આમ્રફલને છોડી ખોળ ગ્રહણ કરશે ? તથા કસ્તૂરી આગળ જેમ માટી, તેજ પ્રમાણે તે ભક્ત ઇન્દ્ર-પદને, તથા વિષ્ટામાં જે ચણો હોય છે તેની માફક સાર્વભૌમપદને સમજે છે. તે ચણો જેમ ડુક્કરને પ્રિય હોય છે. તેજ પ્રમાણે વિષયાસક્ત પુરૂષને સાર્વભૌમપદ પ્રિય લાગે છે. છાશ અને દૂધ સમાનજ દેખાય છે, તોપણ જ્ઞાની દૂધપાનજ કરે છે, અને છાશને દૂર કરી દે છે. તેજ પ્રમાણે સત્યલોક અને ભક્તિસુખ સમ દેખાવા છતાં સદ્‌ભક્તજ્ઞાની પરીક્ષા કરીને ભક્તિ સુખનેજ ગ્રહણ કરે છે. ત્હેને અણિમા મહિમા ઇત્યાદિ યોગસિદ્ધિઓની આશા હોતી નથી; વધુ શું કહીએ ? મોક્ષની પણ અપેક્ષા રહેતી નથી. હુંજ ત્હેને અત્યંત પ્રિય હોવાથી, મ્હારા શિવાય બીજા કશાની ત્હેને આકાંક્ષા થતી નથી. જેણે વસ્તુઓનો સંગ્રહ કરવો છોડી દીધો છે, ઇન્દ્રિયોનું આકલન કર્યું છે, મન શાંત કરીને સર્વત્ર સમબુદ્ધિને ધારણ કરી છે, તેમજ ઇશ્વર પ્રેમથીજ જેનું ચિત્ત સંતુષ્ટ થયું છે, ત્હેને સર્વ દિશાઓ સુખમયજ થઇ પડે છે. અર્થાત્ ભક્તોનું સુખ સર્વત્ર પરિપૂર્ણ હોયછે; બીજા સાધકોની પેઠે સ્વર્ગાદિલોકમાંજ પરિચ્છિન્ન જેવું હોતું નથી.

**न तथा मे प्रियतम आत्म[illegible]नैर्न शंकरः ।**
**न च [illegible]णो न श्री[illegible] च यथा भवान् ॥**

હે ઉદ્ધવ! એવો ભક્ત મ્હને કેટલો પ્રિય હોય છે, તેને માટે હું શું કહું? બ્રહ્મદેવ મ્હારો પુત્ર! પરંતુ મ્હેં એને કર્મમાર્ગમાં નિરત કર્યો, અને ભક્તને હું નિષ્કર્મતા (બ્રહ્મભાવ) પ્રાપ્ત કરાવું છું. ગોપાળોની સાથે મ્હેં દહી ભાત ખાધા તથા ગોવત્સ અને ગોપાલોનું રૂપ બનીને એક વરસ સુધી ભક્તને ઘેર રહ્યો. સારાંશ કે, ભક્તના જેવો, બ્રહ્મદેવ પુત્ર હોવા છતાંયે પ્રિય નહિ થઈ પડયો. શંકર મ્હારૂં સ્વરૂપજ! જેને માટે મ્હેં બીજી વાર મોહિનીનું રૂપ લીધું હતું, અને તેમ કરીને ત્હેમને મોહિત કર્યા હતા; પરંતુ ભક્ત રૂકમાંગદને તો મોહિનીની જાળમાંથી નિર્મુક્ત કીધો હતો. એ ઉપરથી ભક્તના જેવા તો તેઓ પણ પ્રિય નથી, એમ જાણવું. સંકર્ષણ (બલરામ) મ્હારા મોટા ભાઈ, તોપણ ભકત પાંડવોનું રક્ષણ કરવા ખાતર, યુદ્ધ સમયે મ્હેં એમને યુક્તિથી તીર્થયાત્રા કરવા મોકલી દીધા; પરંતુ ભકતચૂડામણિ અર્જુનને ખાતર, મ્હેં મ્હારી શસ્ત્રધારણ નહિ કરવાની પ્રતિજ્ઞા મિથ્યા કરીને ભીષ્મની સાથે લડતી વખતે હાથમાં ચક્ર લીધું; અર્થાત્ ભકતના જેવો ભાઈ પણ પ્રિય નથી. લક્ષ્મી મ્હારી મુખ્ય રાણી, પરંતુ ત્હેને ચરણસેવામાં રોકી છે અને ગોપીઓને તો મ્હેં ખાંધ ઉપર ઉપાડી લીધી. જે લક્ષ્મીનો નિઃશેષત્યાગ કરી દે છે તે મ્હને અત્યંત પ્રિય હોય છે; પરંતુ જે લક્ષ્મીને ખાતર મ્હારી ભકિત કરે છે ત્હેને નહિ લક્ષ્મી અને નહિ હું એવું થાય છે. એટલુંજ શું? પરંતુ વેદશાસ્ત્રપ્રતિપાદિત જે આ મ્હારૂં ચતુર્ભુજ શરીર, તેનાપર પણ મ્હારો વિશેષ પ્રેમ નથી. જો હત, તો આ વક્ષઃસ્થલ ઉપર ભૃગુલાંછન શા માટે ધારણ કરત? તથા ગામો ચરાવવાને માટે તેમની પાછળ પાછળ વનવન અને પહાડો પર શા માટે જાત? તેમજ અર્જુનના રથને શા સારૂ ઘોડાઓ જોડત અને તેમને ધોત પણ શા માટે? રાજસૂયયજ્ઞમાં ધર્મરાજાને ત્યાં બ્રાહ્મણોની અજીઠી પત્રાવળ શા માટે ઉંચકત? હું પૂર્ણકામ હોવા છતાં પ્રેમી ભકતોને માટે સદા સકામ છું. હે ઉદ્ધવ! તું મ્હારો ભકત જેટલો મ્હને પ્રિય છે, તેટલા બ્રહ્મદેવ, શંકર, બલરામ, લક્ષ્મી, તેમજ સ્વશરીર પણ પ્રિય નથી. ઉદ્ધવ ભગવાનને અત્યંત પ્રિય થયા તેનું કારણ કવિઓએ લખ્યું છે કે, સત્વાત્મક શ્રીકૃષ્ણને સત્વશીલતા પ્રિય હોવી સ્વાભાવિક છે. શંકરમાં તામસતા, બ્રહ્મદેવમાં રાજસપણું, લક્ષ્મીમાં રજો ગુણાધિક્યથી ચાંચલ્ય, બલરામમાં રાજસ તામસત્વ, અને પોતાની પણ સત્વરૂપતા કેટલાક સ્થળમાં ચલિત (મિથ્યા) થઈ હતી, પરંતુ એ ઉદ્ધવની સત્વશીલતા સદા અખંડરૂપે સ્થિત છે; એટલા માટે તે અત્યંત પ્રિય થઇ પડયા. એટલુંજ નહિ પણ, કહ્યું છે કે જે ઉદ્ધવ તે માધવ રૂપજ!

**यस्योपसर्गः क च नास्ति लोके सदा समाकारतया स्थितो यः।**
**स उद्धवो माधव एव साक्षादित्थं कथं प्राज्ञजनैर्न वाच्यम्॥**

જગત્‌માં જેમનો કોઇને ઉપદ્રવ નથી, તથા જે નિરન્તર સમતાથી સર્વત્ર સ્થિત છે; યાને યદ્યપિ આ જગત્ નામ અને રૂપવડે વિષમ જણાઈ આવે છે, તોપણ, 'ચરાચરમાં ચૈતન્યરૂપ આત્મા સમરૂપથી સ્થિત છે' એવી જેમની બુદ્ધિ અધિષ્ઠાન સમબ્રહ્મરૂપમાં સ્થિતિને પ્રાપ્ત થઇ છે, તે ઉદ્ધવ સાક્ષાત્ માધવરૂપજ છે, એમ જ્ઞાની પુરૂષ કેમ નહિ કહેશે ? અર્થાન્તરન્યાસથી જુઓ. ઉદ્ધવ એ શબ્દનો ઉપસર્ગ રહિત કરીને જોશો તો. 'ધવ'જ શેષ રહેશે. **'उत् धव'** ધવની પાછળ ઉત્ ઉપસર્ગ છે તેનો લોપ કરવો અને બાકી રહ્યો જે ધવ શબ્દ તે સમાકાર, યાને માકાર વર્ણ યુક્ત કરવો, તો માધવ એમ થાય છે. માધવ નામ લક્ષ્મીપતિનું છે. તાત્પર્ય, ઉપસર્ગશૂન્ય, અને સમાકારતાથી સ્થિત જેમનું અંતર છે, તે ઉદ્ધવને માધવરૂપજ જાણવા. પ્રભુના ભકત પ્રભુરૂપ થાય છે, એવું અન્યત્ર વર્ણન મળી આવે છે; તથા જેનું ઉદાહરણ પણ દર્શાવવામાં આવે છે. જુઓ !

એક વખત દીવાળીના તહેવારમાં નામદેવે વિચાર કર્યો કે આજે બધા લોકો પ્રાતઃકાળમાં અભ્યંગ સ્નાન કરશે, માટે ભગવાન્ શ્રી વિઠ્ઠલને આપણે ઘેર સ્નાન કરવા બોલાવવા. ત્હેમણે પોતાની માતાને એ હેતુ સમજાવ્યો, અને કહ્યું કે હું વિઠ્ઠલને સ્નાન કરવા માટે જલદી તેડી લાવું છું, તું પાણી ગરમ કરીને રાખજે; એમ કહીને મન્દિરમાં જઇને ભગવાનને નામદેવ કહેવા લાગ્યાઃ—"હે વિઠ્ઠલ ! આજે દીવાળી છે માટે તું હમારે ઘેર મંગળસ્નાન કરવાને ચાલ; આપણે બન્ને બરાબર ન્હાઇશું." દેવે કહ્યુંઃ— "હે નામદેવ ! મંગલ આરતીને વખતે સંતજનો સ્હવારમાં વહેલા આવશે અને તે વખતે હું મ્હારા સ્થાનપર નથી, એવું ત્હેમના જોવામાં આવે તો નાહક વાચ્યતા થાય અને મ્હારી પત જાય, માટે દુરાગ્રહ કરશો નહિ." નામદેવે કહ્યુંઃ—માતાને કહીને સઘળી તૈયારી કરીને હું તમને બોલાવવાને આવ્યો છું, માટે તમારે ચાલવું જોઇએ. તમારા વગર હું આજે સ્નાન, ખાન, પાન વગેરે કાંઇ નહિ કરૂં." ત્યારે દેવ બોલ્યાઃ—"જો તું મ્હારા સ્થાનપર સ્થિત થાય તો હું તમારે ઘેર જલદી જઇને, અભ્યંગસ્નાન કરીને આવું, અને ત્યાર પછી તું જઇને નાહી લેજે." નામદેવે એ વાત કબુલ કરી, અને ઘણા આનંદની સાથે શ્રી વિઠ્ઠલે પોતાના આસનની ઉપર ત્હેમને ઉભા રાખીને પોતાનો પોશાખ, કિરીટ, કુંડલ, હાર, શીરપેચ વગેરે અલંકાર

ત્હેમના શરીરપર નાંખી દીધા. કમ્મર ઉપર હાથ રાખવાનું તથા પગ સરખા જોડી રાખવાનું કહ્યું. ભગવાન્ કહેવા લાગ્યાઃ—"નામદેવ ! મ્હારી ટેક રાખજે. સંતમંડળી નિયમાનુસાર મંગલઆરતીના દર્શનને માટે આવશે, માખણ તથા શાકેરનું નૈવેદ્ય મુખ પાસે લાવીને બતાવશે, પરંતુ ત્હારે ચાટવું નહિ, ખાવું પણ નહિં. તેમજ કોઈની પણ સાથે હસવું બોલવું નહિ. ચૂપચાપ ઉભા રહીને સર્વ ચરિત્ર ગુપ્તરૂપથી જોયાં કરવું. હવે હું ત્હારે ઘેર ન્હાવા જાઉં છું, પરંતુ હું જ્યાં સુધી પાછો આવું નહિ ત્યાં સુધી શીખવ્યા પ્રમાણે ત્હારે ઉભા થઈ રહેવું. પછી નામદેવને ઘેર ભગવાન્ આવ્યા અને ત્હેની માતા ગુણાબાઇને કહેવા લાગ્યા કે, "મ્હને જલદી સ્નાન કરાવો. મ્હારા સિંહાસનપર મ્હેં નામદેવને ઉભા રાખ્યા છે, અને ત્હેની ઇચ્છાનુસાર હું અહીં ન્હાવા આવ્યો છું. મ્હારે જલદી પાછાં જવું જોઇએ, નહિ તો બધા સંતોમાં મ્હારી ફજેતી થશે." એવું સાંભળીને નામદેવની માતાએ ભગવાનને તૈલાભ્યંગસ્નાન કરાવ્યું તથા ઉપહાર પણ કરાવ્યો. જનાબાઇ જે નામદેવની દાસી હતી, ત્હેણે એ વાત સાંભળતાંજ મંદિરમાં જઇને નામદેવનું રૂપ જોયું, અને મનમાં કહેવા લાગી કેઃ—"ધન્ય છે, નામદેવને ! જગતમાં કોઈ એવો ભકત નહિ થયો હોય કે જે પ્રત્યક્ષ પ્રભુના સિંહાસન ઉપર બિરાજમાન થઇને તદ્રૂપતાથી લોકોને દર્શન આપે. જનાબાઇએ ભગવાનને મ્હોંડે વાત સાંભળી હતી, એથી નામદેવને ત્હેણે ત્યાં જઇને જોયા અને ઓળખી કાઢયા; પરંતુ બીજાઓને તો નામદેવ શ્રી વિઠ્ઠલ રૂપેજ પ્રતીત થયા.

એ જનાબાઇને કૃષ્ણાવતારની કુબ્જાદાસીનો અવતાર કહી છે. એક વખત એનાં મા બાપ, એની જ્યારે સાત વરસની ઉમ્મર હતી ત્યારે એને પંઢરપુરની યાત્રામાં, પોતાની સાથે લઇ ગયાં હતાં. ત્યાં આવ્યા બાદ ત્હેણે પોતાનાં માબાપને કહ્યું કે હું પાછી હવે ત્હમારે ઘેર આવવાની નથી, જીંદગી ભર અહીંજ રહીશ. બહુ બહુ સમજાવા છતાં હેણે જ્યારે આખરે માન્યું નહિ, ત્યારે માબાપ ત્હેને શ્રી વિઠ્ઠલનાથજીનાં મહાદ્વારમાં છોડીને ચાલ્યાં ગયા. પછી નામદેવની મુલાકાત થઇ અને ત્હેમણે પૂછ્યું કે, 'તારૂં નામ ગામ શું છે ? ત્યારે છોકરીએ કહ્યુંઃ—"મ્હારૂં નામ જની છે. અને વિઠ્ઠલ રૂકિમણીજ મ્હારાં માબાપ છે." નામદેવને ત્હેના ઉપર દયા ઉપજી, અને ત્યાંથી ત્હેને પોતાને ઘેર લઇ આવીને, માતાને ત્હેનું રક્ષણ કરવા સારૂ કહ્યું. લોકો જ્યારે ત્હેને પૂછતા કે તું કોણ છે ? ત્યારે તે, નામદેવની દાસી હું છું" એમ ત્હેમને કહેતી. નામદેવને ત્યાં સંસારનું કામ કરીને અખંડ હરિસ્મરણ તથા

રાત્રીને વિષે કીર્ત્તન શ્રવણુ કરતી. એ પ્રમાણે નામદેવની સંગતિથી ત્હેનો કાળ આનંદપૂર્વક વ્યતીત થતો. ત્હેના પ્રેમને લીધે ભગવાન્ શ્રી વિઠ્ઠલ, ત્હેની સાથે અનાજ દળવામાં મદદ લાગતા. એટલા માટેજ કવિએ કહ્યું છે કે:—

**श्रीरमारमणप्रेमा यत्र स्थेमानमाश्रितः ।**
**अतिधन्या सतां मान्या सैव नामजनी[1] मता ॥**

જેનામાં લક્ષ્મીપતિના પ્રત્યે પ્રેમ સ્થિરીભૂત થયો હતો, એવી અત્યન્ત ધન્ય અને સંતોને માન્ય નામદેવની દાસી જે જની (જનાબાઇ) તેજ હમને માનનીય લાગે છે. શ્લિષ્ટાર્થમાં સમજવું કે, તેજ જની (જન્મ) પ્રસિદ્ધ અને હમને માન્ય છે કે, જેનામાં ભગવાનને વિષે અત્યંત તેમજ અચળ પ્રીતિ છે; અને સજ્જનોએ પણ તે માન્ય તથા અત્યંત ધન્ય કહી છે. અસ્તુ ! નામદેવને જોઇને જનાબાઇ ઘેર પાછી આવી અને નામદેવની માતાને કહ્યું:— "હે ગુણાબાઇ ! તું અદિતિ તથા દેવકી કરતાં પણ વિશેષ ભાગ્યવતી છે. કેવું આશ્ચર્ય ! પાષાણની મૂર્તિ, પરંતુ નામદેવની ભક્તિને લીધે ત્હેની સાથે સદા સગુણરૂપ ધારણ કરીને ખેલી રહી છે, તથા ખાયાં પીયાં કરે છે.

ત્યારબાદ, દેવ નામદેવને ઘેરથી મંદિરમાં જઇને પોતાના સ્થાનપર ઉભા રહ્યા, અને નામદેવને ઘેર મોકલ્યા. સારાંશ, ભક્ત અને પરમાત્મા એક રૂપજ છે, એવો અનુભવ પ્રગટ કરી બતાવવા સારૂ પરમાત્માએ આ ચરિત્ર બનાવી દેખાડયું. એથી કરીને સકલ સાધનોમાં ભક્તિનેજ પ્રધાન સમજીને ઇશ પ્રાપ્ત્યર્થ તેનું આલંબન કરવું. ધર્મકર્માચરણ જો કે ઉત્તમ છે, તોંપણ ભકિતની સહાયતા તેને આવશ્યક છે, એવું અન્યત્ર પણ કહ્યું છે:—

**सत्तारकः स्याद्भजनेन युक्तो नृणां समृद्धः किल सत्पथोऽपि ।**
**साहाय्यकं चेन्न शतह्रदाया घनाघनः किं रसदानदक्षः ॥**

સત્પથ, યાને વેદોકત ધર્મકર્માચરણરૂપ માર્ગ જો પરમાત્મા ભજન યુક્ત હશે, તોજ મનુષ્યોને ઉત્તમ રીતે સંસારાર્ણવમાંથી તારવાને સમર્થ થશે. ઘનાઘન યાને વૃષ્ટિકારક મેઘ ત્યારેજ રસ (જલ) દાનમાં દક્ષ થાય છે કે, જ્યારે તેને વીજળીની સહાયતા મળે છે. અર્થાન્તરથી જોઇશું તો સત્પથ, યાને નક્ષત્ર માર્ગ જે આકાશ (નક્ષત્ર આકાશમાર્ગગામી હોય છે તે પ્રસિદ્ધજ છે) તે भ-जन-युक्त (નક્ષત્ર સમૂહ સંપન્ન) હોય તોજ, તે સત્તારક (ઉત્તમ તારકા વિશિષ્ટ)

---

૧ 'नाम-जनी' નામદેવની દાસી જની, અને 'नाम' (પ્રસિદ્ધ) 'जनी' (જન્મ) એ પ્રમાણે પદચ્છેદ તેમજ અર્થ સમજવો.

છે એમ કહેવાશે. નક્ષત્રશૂન્ય આકાશ જેમ સત્તારક નથી, તેજ પ્રમાણે ભજનશૂન્ય સત્પથ પણ ઉત્તમ તારક નથી. એથી કરીને વીજળી સમાન પરમાત્મભકિતની જો તેને ઉત્તમ સહાય મળે તો, તે સન્માર્ગ રસ (રસરૂપ પરમાત્મા) નું દાન કરવામાં દક્ષ, પ્રવીણ, સમર્થ થાય છે, એમ સમજવું. કેવળ શુષ્ક ક્રિયા અગર શુષ્ક જ્ઞાનથી રસરૂપ પરમાત્માનો લાભ થતો નથી, એમ સમજીને પરમાત્મ ભકિતને મનમાં દૃઢ કરવી, એ પ્રમાણે મહાત્માઓનો ઉપદેશ છે.

॥ इति शिवम ॥

---

# અષ્ટમ પુષ્પ.

---

## ભકિતનું ઉત્પાદક નૌસાધન.

तक्कृतस्य नृतस्य मम किं क्रियते नरै:।
बहिर्वाभ्यन्तरे वापि मया भावो हि गृह्यते शि० पु० ॥

આ નરદેહ, જ્ઞાન અને ભકિત એ બન્નેનો સાધક હોવાથી, નરકસ્થ જીવ જેમ મનુષ્યદેહની ઇચ્છા કરે છે, તેજ પ્રમાણે સ્વર્ગસ્થ દેવો પણ તેની કામના કરે છે. કેમકે સ્વર્ગીય અગર નારકીય દેહ, જ્ઞાન તથા ભકિત સાધવાને સમર્થ નથી. એટલા માટે વિવેકી પુરૂષે, નરકમાં જવાની જેમ ત્હેની ઇચ્છા થતી નથી તેજ પ્રમાણે, સ્વર્ગની કામના પણ છોડી દેવી; અને મનુષ્ય શરીર ઉત્તમ છે, છતાં તે ફરી પ્રાપ્ત કરવાની આશા ન રાખવી. દેહાસકિતથી મનુષ્યનું સ્વાર્થના તરફ અવધાન રહેતું નથી. આ દેહ ભકિત તથા જ્ઞાન સાધવાવાળો છે એમ જાણવું, અને જો કે એ પુરૂષાર્થ આપનારો છે, તોપણ નશ્વર, ક્ષણભંગુર છે, એ પ્રમાણે ધ્યાનમાં રાખવું. તેમજ પ્રમાદ છોડીને મૃત્યુ પહેલાં મોક્ષને માટે પ્રયત્ન કરવો. જેમ પક્ષી, વૃક્ષ ઉપર ઘર બાંધીને રહે છે, પરંતુ નિર્દય પુરૂષ તેને તોડવા મંડે છે તો તેની આસકિત છોડીને ત્યાંથી ચાલ્યું જાય છે; તેજ પ્રમાણે દિવસ અને રાત્રી આપણાં આયુષ્યને તોડી રહ્યા છે એવું જાણીને ભયનાં માર્યાં જેમનાં અંગ કંપિત થાય છે, અને જેઓ કોઇપણ કામના મનમાં નહિ રાખતાં, દેહાદિ નિખિલ વસ્તુઓની આસક્તિનો પરિત્યાગ કરે છે, તે પુરૂષો પરમાત્માનું યથાર્થજ્ઞાન સંપાદન કરીને પરમ શાન્તિને પ્રાપ્ત થાય છે. મહાનુભાવ તુલસીદાસજીએ કહ્યું છે કે:—

## પદ–રાગ–પીલુ–તાલ–દીપચંદી.

નરસમાનનહિંકોનિહુદેહી ॥ જીવચરાચરયાચનાજેહી ।
નરકસ્વર્ગઅપવર્ગનિસેની ॥ જ્ઞાનવિરાગભક્તિસુખદેની ।
સોતનુધરિહરિભજહિંનજેનર ॥ હોયવિષયરતમંદમંદતર ।
કાંચનકાંચબદલિશઠજેહિં ॥ કરતેડારીપરિસમણિદેહી ।
અસહરિભક્તિસુગમસુખદાઈ ॥ કોઅસમૂઢનજાઈસુહાઈ ॥

નિખિલ ચરાચરના જીવ નરતનું પ્રાપ્ત કરવા સારૂ યાચના કરે છે, એવા દેહમાં આવીને જીવ નરકયોની, સ્વર્ગ અને મોક્ષ એમને ઉચ્ચ નીચ કર્મવડે સંપાદન કરે છે. જ્ઞાન વૈરાગ્ય ભક્તિ તથા પરમાનંદ જેનાવડે મળે છે, તેનો લાભ થયા બાદ, જે મનુષ્ય વિષયોમાં આસક્ત થાય, અને પરમેશને ન ભજે, તો ત્હેના જેવો મૂઢ બીજો કોણ જાણવો ? ખ્યાલ કરો, કે તે પુરૂષ જાણે સુવર્ણ આપીને કાચ લે છે, અથવા ભાગ્યવશાત્ સ્પર્શમણિ જે હાથ આવ્યો છે, તેને ફેંકી દેવા જેવુંજ કર્મ કરે છે. એવો મૂઢ કોણ હોય કે જેને હરિની ભક્તિ સુંદર તેમજ પ્રિય ન લાગે ? અધ્યાત્મ રામાયણમાં ભગવાન્ વ્યાસ લખે છે કેઃ—

भक्तिर्मुक्तिविधायिनी भगवतः श्रीरामचन्द्रस्य हे ।
लोकाः कामदुघांघ्रिपद्मयुगलं सेवध्वमत्युत्सुकाः
नानाज्ञानविशेषमंत्रविततिं त्यक्त्वा सुदूरे भृशम् ।
रामं श्यामतनुं स्मरारिहृदये भांतं भजध्वं बुधाः

હે સુજ્ઞજનો ! ષડ્ગુણઐશ્વર્યસંપન્ન શ્રી રામચન્દ્રની ભક્તિ મોક્ષ પ્રાપ્તિનું સાધન છે એટલા માટે, તમે અજ્ઞાનના વિવિધ ખેલ જેમ સાધનોના સમૂહ છે તેમને દૂર કરીને, અત્યંત ઉત્સુકતાથી કામધેનુ સદૃશ સકલેચ્છા પ્રપૂરક જે શ્રી રામચંદ્રના ચરણ કમળ યુગલ, તેની ખૂબ સેવા કરો. તે શ્યામ સુંદર પ્રભુ મદનરિપુ શંકરના હૃદયમાં નિત્ય નિવાસ કરે છે. તેજ પ્રમાણે શ્રી રામચંદ્રજીએ સ્વમુખે શબરીને કહ્યું છે કેઃ—

पुंस्त्वे स्त्रीत्वे विशेषो वा जातिनामाश्रमा न च ।
न कारणं मद्भजने भक्तिरेव हि कारणम् ॥
यज्ञदानतपोभिर्वा वेदाध्ययनकर्मभिः ।
नैव द्रष्टुमहं शक्यो मद्भक्तिविमुखैः सदा ॥

સ્ત્રી, પુરૂષ કિંવા જાતિ, નામ, આશ્રમ વગેરે વિશેષ, મ્હારી સેવા કરવાનાં સાધન નથી, ભકિતજ મુખ્ય સાધન છે. પુરૂષોએ પુષ્કળ યજ્ઞ, દાન તપશ્ચર્યા, વેદાધ્યયન, તથા તે શિવાય બીજાં પણ કર્મ કર્યાં હશે, તોપણ જો તેઓ મ્હારી ભક્તિ વિમુખ હશે, તો ત્હેમને મ્હારૂં દર્શન થવું શક્ય નથી. એટલા માટે હું ત્હમને ભકિતનાં સાધન કહું છું:—

**सतां संगतिरेवात्र साधनं प्रथमं स्मृतम्**

॥ દોહા ॥ બિનું સત્સંગ ન હરિકથા તેહિ બિન મોહન ભાગ।
મોહ ગયે બિનુ રામપદ હોઇ ન દૃઢ અનુરાગ।

સાધુઓનો સમાગમ કરવો એજ મુખ્ય સાધન કહ્યું છે. તુલસીદાસજીએ પણ સ્વાનુભવથી કહ્યું છે કે સાધુઓનો સમાગમ નહિ કરવાથી પરમાત્મ-કથાઓનું શ્રવણમનન થશે નહિ; અને તે વિના મોહનાશ પામશે નહિ. તેમજ જ્યાં સુધી, મોહ છે ત્યાં સુધી રામપદને સારૂ દૃઢ, અર્થાત્ ચાહે તેટલાં વિઘ્નો આવે તોપણ અચળ અનુરાગ–પ્રીતિ–ઉત્પન્ન થશે નહિ. એથી કરીને સકલ સાધનોનું મૂળ સત્સંગ છે એમ સમજવું. કવિ કહે છે કે:—

**या साध्वसंगता युक्तं जनता साध्वसं गता।**
**या साधुसंगता चित्रं जनता साऽध्वसंगता॥**

જે જનતા (જન સમૂહ) સાધુઓના સમાગમની વિમુખ હોય છે, તે સંસારભયને સદા પ્રાપ્ત થએલ છે, એમ સમજવું. પરંતુ આશ્ચર્ય એ છે કે જે જનતા સાધુઓની સાથે સંગત થએલ છે, તે પણ સાધ્વસને (ભયને) પ્રાપ્ત થએલ છે, એમ જાણવું. એમાં 'સાધ્વસંગતા' એ પદ પર શ્લેષ છે. ચતુર્થ ચરણમાં એવો પદચ્છેદ કરવો કે, '**सा जनता अध्वसंगता**,' યાને જે જનતા (જનસમૂહ) સાધુઓની સંગતિ કરે છે, તે સન્માર્ગ લગ્ન હોઇને, સંસારભય શૂન્ય બને છે; એમાં થોડો વિરોધાભાસ દેખાડયો છે, તે ઉપર કહેલા અર્થ મુજબ નિવૃત્ત પણ કરી બતાવ્યો છે. સત્સંગ પ્રભાવ કેવો હોય છે? તે જુઓ:—

**पंका[illegible] रजोभिः कलुषितहृदयः कंटकाव[illegible] संग-।**
**क्षेत्र्युर्या [illegible] भ्रमरा न इह स्यात्सदामन्द[illegible]र्णः।**
**तं धत्ते वासुदेवो निजकरकमले पद्मवत्सादरं तत्।**
**किं वाच्यं तत्र लक्ष्मीर्निवसति निभृतं नित्यदा। [illegible] ॥**

મનુષ્યની પાપયોનિમાં ઉત્પત્તિ થઈ હોય, રજોગુણથી ત્હેનું હૃદય મલિન થએલું હોય, તેમજ કંટકવત્ ફ્લાનુસંધાન કરતો પણ કેમ નહિ

હોય ? પરંતુ જો તેણે જ્ઞાની મહાત્મા પુરૂષોનો નિરન્તર સંગ કરીને, ત્હેમનો અનુગ્રહ સંપાદન કર્યો હશે, તો અસંભાવના વિપરીતભાવનારૂપી ભ્રમમાંથી નિર્મુક્ત થઇને, તે નિરંતર હર્ષપૂર્ણ સ્થિતિમાં રહેશે. પછી વાસુદેવ ભગવાન્, ત્હેને પોતાના હાથમાં પદ્મની માફક ધારણ કરતાં, તે પુરૂષમાં મોક્ષલક્ષ્મી સદા નિવાસ કરશે. અર્થાન્તરથી જોઇશું તો કમલ પણ કર્દમોત્પન્ન છે, તથા, પરાગપૂર્ણ તેનું અંતર હોય છે, તેમજ કંટકાદિથી યુક્ત તેનો દાંડો હોય છે, પરંતુ '**સૂર્યાત્તપ્રસાદ**' જો તેને સૂર્યની પ્રસાદ—પ્રફુલ્લતા—પ્રાપ્ત થઇ હશે, તો તે ભ્રમરોને હિતકારક થઇને. આમોદ (સુગંધ) વડે પૂર્ણ રહે છે. ત્યાર બાદ તેને પરમાત્મહસ્તમાં સ્થિતિ પ્રાપ્ત થાય છે, અને એવું પદ્મ લક્ષ્મીનું વસતિસ્થાન છે, જે પ્રસિદ્ધ પણ છે. એટલા માટે આત્માનાત્મભ્રમરાહિત્ય તેમજ સ્વરૂપાનંદસ્થિતિને માટે સત્સંગને પ્રથમ સાધન કહ્યું છે. સામાન્યતઃ પ્રાપ્ત થએલો સત્સંગ તથા સદર્શન પણ પુરૂષને અત્યુન્નત સ્થિતિએ પહોંચાડે છે. એનાપર એક દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છેઃ—

એક વખત નારદની સ્વારી વૈકુંઠમાં જઇને ભગવાનને સત્સમાગમ માહાત્મ્ય પૂછવા લાગી, ત્યારે દેવે કહ્યું:—"નારદ ! કાશીક્ષેત્રના ઉત્તર પ્રદેશમાં મહર્ષિવાલ્મીકિનો આશ્રમ છે, અને ત્યાં એક કૂવો છે, જેના ઉપર 'રક્તમુખ' નામનો એક શરટ[1] બેઠો છે, તેને પુછવાથી તે ત્હમને સત્સંગ માહાત્મ્ય બતાવશે; કેમકે તેની ત્હેને સારી પેઠે માહીતી છે. આટલું સાંભળીને નારદ ત્યાં જઇને ત્હેને પૂછવા લાગ્યા કે, ' હે રક્તમુખ ! સત્સમાગમ માહાત્મ્ય તું મ્હને કહે.' એ શબ્દ સાંભળતાવારને તે શરટ ગતપ્રાણ થઇને નારદના પગમાં પડયું. નારદ પણ એ જોઇને ખિન્ન મુખ થયા, અને વિષ્ણુની પાસે આવીને ત્હેમણે બનેલો વૃત્તાન્ત કહી સંભળાવ્યો. ફરી પાછું દેવે કહ્યું:— "નારદ જ્યાં ત્હમે ગયા હતા ત્યાં એક અસ્વત્થ (પીપળા)નું ઝાડ છે, જેના પર 'મરકતાંગ' નામનો એક નૂતન પોપટ છે, તે ત્હમને એ પ્રકાર બરાબર સમજાવશે." નારદ ફરીથી ત્યાં ગયા અને તે પોપટને પૂછવા લાગ્યા તો તે પણ તેજ ક્ષણે ગતપ્રાણ થઇને પડયો. એવું જોઇને નારદને વિચાર થઇ પડયો કે, જેની સાથે હું વાત કરૂં છું તે મરણ પામે છે, એ ભારે આશ્ચર્યની વાત છે. કદાચ મ્હારે હાથે હત્યા કરાવા સારૂ દેવે આ પ્રમાણે કહ્યું હોય તો દેવ જાણે ! પછી નારદે દુઃખી થઇને ફરી પાછા ભગવાનની પાસે આવીને કહ્યું કે, " હે ઇશ ! ફરી પાછું પણ એવુંજ થયું. એ પોપટ

1. સરડો.

કશોય જવાબ ન દીધો, પણ મ્હારા શબ્દો કાને પડતાં વારને દેહ છોડયો; હવે જે કાંઈ કહેવાનું હોય તે આપ જાતેજ કહો, બીજે કશે મોકલતા નહિ." ભગવાન્ બોલ્યાઃ—"નારદ ! હવે ત્હમને હું ખાતરીથી કહું છું કે કાશીના રાજાને એક નવો પુત્ર થયો છે, ત્હેને પૂછવાથી તે યથાર્થ જવાબ દેશે." નારદે જણાવ્યું:—" હે પરમાત્મન્ ! શરટ્ તથા પોપટ ગરીબ પ્રાણી, ત્હેમના મરી જવાથી મ્હને કોઇએ કાંઇ કહ્યું નથી; પરંતુ એ રાજપુત્રને પૂછતાંજ તેઓની માફક એ પણ ગતપ્રાણ થઈ જાય તો, રાજા દંડ કર્યા વગર રહે નહિ, અને ત્હેનું પાપ પણ ઘણું ભારે લાગે. માટે ત્યાં જવું મ્હને તો ઠીક લાગતું નથી." દેવે બહુ બહુ સમજાવ્યા બાદ નારદ ત્યાં બ્હીતા બ્હીતા ગયા. રાજાને ભારે આનંદ થયો, અને નારદને પ્રણામ તથા પૂજન વગેરે કરીને, પુત્રરત્ન પ્રાપ્તિની હકીકત કહી. ત્યારે નારદે 'એ પુત્રને જોવાની મ્હારી ઈચ્છા છે,' એમ કહેતાં રાજાએ ત્હેને આણીને નારદના ચરણપર મૂકી દીધો. નારદ સંદેહમાં પડી ગયા, કે રખેને એને પૂછવાથી પહેલાની માફક, એ પણ મરી જાય તો મ્હારી શી સ્થિતિ થાય ? માટે પૂછવું કે નહિ ? છતાં, આખરે ધીરજ રાખી, તે બાળકને ત્હેમણે પૂછયું કે, 'હે પુત્ર ! સત્સમાગમનું માહાત્મ્ય શું છે તે કહો. એટલુંજ સાંભળતાજ ત્હેણે કહ્યું, 'હે ભગવન્ ! :—

**प्राग्भवेऽहमासं कृकलासो दर्शनात्खलु ततः शुकपक्षी ।**
**भूपतेऽस्य तनयोऽस्म्य[illegible]त्र साधुदर्शनफलं किमु वच्मि ॥**

પૂર્વજન્મમાં હું કૃકલાસ–શરટ–હતો, જેમાં આપના દર્શન અને ક્ષણ માત્ર સમાગમ થયો, જેથી હું પક્ષીઓમાં શ્રેષ્ઠ એવો શુક–પોપટ–યોનિમાં ઉત્પન્ન થયો. ફરી પાછાં તે જન્મમાં આપનાં દર્શન સંગ થતાં, સર્વોત્કૃષ્ટ મનુષ્યોમાં, તેમાં પણ વળી રાજાને ત્યાં, અને કાશીક્ષેત્રમાં ઉત્પન્ન થયો છું. સાધુસમાગમ અને દર્શનનું હું એનાથી બીજું મહાત્મ્ય શું કહું ? સારાંશ, યથાર્થ સાધુ મહાનુભાવ પુરૂષોનાં દર્શનનો એવો પ્રભાવ અને ફલ હોય એમાં આસ્તિકને શું આશ્ચર્ય અગર શક હોઈ શકે ? એટલા માટેજ પરમાત્મભક્તિના સાધનમાં સત્સંગને મુખ્ય પહેલો કહેલો છે.

**द्वितीयं मत्कथालाप[illegible]तीयं मद्गुणेरणम् ।**
**व्याख्यातृत्वं मद्वचसां चतुर्थं साधनं भवेत् ।**
**आचार्योपा[illegible]नं भद्रे म[illegible]च्याऽभ[illegible] सदा ॥**

બીજું સાધન, મ્હારી કથા વાંચવી તે છે, ત્રીજું મ્હારા ગુણોનું કીર્ત્તન–ગાયન–કરવું, અને મ્હારા સ્વરૂપનું પ્રતિપાદન કરનારાં ઉપનિષદ્ વાક્યોનું વ્યાખ્યાન કરવું, એ ચતુર્થ સાધન છે. હે કલ્યાણિ! ગુરૂને પરમાત્મ–સ્વરૂપ જાણીને નિષ્કપટતાથી તેમની સેવા કરવી, એ પાંચમું સાધન છે. એકાદશ સ્કન્ધમાં ભગવાન્ શ્રી કૃષ્ણચંદ્રજીએ કહ્યું છે કેઃ—

**आचार्यं मां विजानीयान्नावमन्येत कर्हिचित् ।**
**न मर्त्यबुद्ध्याऽसूयेत सर्वदेवमयो गुरुः ॥**
**आचिनोति च शास्त्रार्थमाचारे स्थापयत्यपि ।**
**स्वयमप्याचरेद्यस्तु स आचार्य इति स्मृतः ॥**

હે ઉદ્ધવ! ગુરૂને પ્રત્યક્ષ હું પરમાત્મા છું એમ ગણવા અને ત્હેમનું કદી અપમાન નહિ કરવું, તેમજ 'સામાન્ય મનુષ્ય' એવી બુદ્ધિથી ત્હેમનાપર દોષારોપ પણ નહિ કરવો. કારણ એ છે કે, ગુરૂ સકલ દેવરૂપ છે. આચાર્ય–ગુરૂ–કોને કહેવા, તેને માટે કુલાર્ણવતંત્રમાં કહ્યું છે કે, જે શાસ્ત્રના અર્થ વ્યવસ્થિત કરે છે, અને તેને આચારમાં સ્થાપન કરીને સ્વતઃ (પોતે જાતે) પણ તેવું આચરણ કરે છે, ત્હેને સુજ્ઞ લોકોએ આચાર્ય કહ્યા છે. હવે છઠ્ઠું લક્ષણઃ—

**पंचमं पुण्यशीलत्वं यमादि नियमादि च ।**
**निष्ठा मत्पूजने नित्यं षष्ठं साधनमीरितम् ॥**
**मम मन्त्रोपासकत्वं सांगं सप्तममुच्यते ।**
**मद्भक्तेष्वधिका पूजा सर्वभूतेषु मन्मतिः ॥**

પુણ્ય કર્માચરણની રૂચિ, ચોરી નહિ કરવી તે, બ્રહ્મચર્ય, કોઇ વસ્તુનો સંગ્રહ નહિ કરવો, આસન પ્રાણાયામ, પ્રત્યાહાર તેમજ શુદ્ધતા, સંતોષ, તપ અને સ્વાધ્યાયાદિ નિયમવડે ધારણાધ્યાન સમાધિ, અને મ્હારી પૂજા કરવામાં નિષ્ઠા રાખવી, એ સઘળાં ષષ્ઠ સાધનનાં અંતર્ગત જાણવાં. મંત્ર-કલ્પમાં કહેવામાં આવેલા વિધિ પ્રમાણે મ્હારા મંત્રની સાંગ ઉપાસના કરવી, તેને સપ્તમ અંગ કહ્યું છે. તથા મ્હારા કરતાં પણ અધિક મ્હારા ભક્તોની પૂજા કરવી અને નિખિલ પ્રાણીઓમાં 'એ સઘળાં ભગવદ્રૂપજ છે' એવી બુદ્ધિ રાખવી. ભક્તોનો અનાદર કરીને જે મ્હારી પૂજા કરે છે, તે પૂજા નથી. પરંતુ મ્હને લત્તા પ્રહારજ છે, એમ હું સમજું છું. એકવાર કોઇ પરમાત્માનું સન્માન ન કરે તો, ભગવાન્ જેટલા ભક્તોના અસત્કારથી કોપાયમાન થાય છે, તેટલા તેનાથી રૂષ્ટ નહિ થાય. ભક્તોના આદરથી પિતા–

પુત્રન્યાયે ભગવાન્ સંતુષ્ટ થાય છે. જેમ, કોઇ સભામાં પિતા અને પુત્ર બન્ને આવ્યા હોય, અને પિતાને ગાદી બેસાડીને પુત્રને દૂર બેસાડે તો પિતા અસંતુષ્ટ થાય છે એવો વ્યવહારમાં અનુભવ છે. પરંતુ તેજ પુત્રનું સન્માન જો અધિક થાય, અને પિતાનું નહિ થાય તો તેથી ત્હેને (પિતાને) ક્રોધ નહિ ચડે; ઉલટો અધિક આનંદ થશે. તેજ પ્રમાણે ભગવાન્ અને ભક્ત પિતાપુત્રતુલ્ય હોવાથી, કોઇ ભગવાનનો અનાદર કરીને, ભક્તોનું સન્માન તથા પૂજન કરે તો તેનાથી પરમાત્મપિતા સંતુષ્ટ થશે; પરંતુ તેનાથી વિરુદ્ધ હોય, તો તે વાત ત્હેમનાથી સહન નહિ કરી શકાય. ચંપુકાર લખે છે કેઃ—

**चतुर्वेदव्याख्यायी सकलविहिताचारनिपुणो ।**
**[illegible] परिहरन् शास्त्रपदवीम् ।**
**यतिर्वाप्यन्यो वा हरिचरणभक्तान्यदि जना-।**
**नुपेक्षेत क्षांतिर्नभवति पदं विश्वगमितुः ॥**

ઋગાદિ ચતુર્વેદોનો અધ્યયન કરનારો, શાસ્ત્રોક્ત સકલ આચારમાં કુશળ, વર્ણાશ્રમના નિષિદ્ધ આચારોનો (લસણુ, ગાજર વગેરે પદાર્થોના ભક્ષણનો) ત્યાગ કરનારો, તેમજ શાસ્ત્રોક્ત માર્ગમાં ચાલનારો સંન્યાસી અથવા ગૃહસ્થ પરમાત્માના ભક્તોની અવજ્ઞા કરે તો, તેનું તે કર્મ વિશ્વપતિ પરમાત્માની ક્ષમાનું સ્થાન થશે નહિ. અર્થાત્ પરમાત્માની ત્હેના ઉપર કૃપા નહિ, પરંતુ કોપજ થશે, તેને માટે આ એક દૃષ્ટાન્ત છેઃ—

રામેશ્વર ભટ્ટ નામનો એક બ્રાહ્મણુ વેદશાસ્ત્રસંપન્ન તથા કર્માનુષ્ઠાન પરાયણુ હતો. તે તુકારામનો દ્વેષ કરીને 'એણે મોટું પાખંડ મચાવ્યું છે' એમ બધાંને કહ્યાં કરતો. તુકારામ જાતનો શૂદ્ર હોવા છતાં શ્રુતિસંમત ભાષણુ કરીને ભોળા લોકોને ત્હેણે ભરમાવ્યા છે. મોટા મોટા બ્રાહ્મણો પણુ ત્હેને નમસ્કાર કરે છે અને એ મોટો સાધુ છે એમ કહે છે. એના એવા પ્રકારના વર્તનથી કર્મમાર્ગ ડુબી જાય છે, અને હમારે નીચું જોવાનો વખત આવ્યો છે, એ પ્રમાણે તે બોલતો. કર્મઠલોકો હંમેશાં હરિની તથા ત્હેમના ભક્તોની નિન્દા તથા ત્હેમની સાથે દ્વેષ કર્યાંજ કરે છે. એ રીત નવીન નથી, પણુ પુરાતનજ છે. એકાદશ સ્કન્ધમાં કહ્યું છે કેઃ—

**श्रियां विभूत्याऽभिजनेन विद्यया त्यागेन रूपेण बलेन कर्मणा ।**
**जातस्मयेनांधधियः सहेश्वरान्सतोऽवमन्यन्ति हरिप्रियान्खलाः ॥**

કર્મઠ પુરૂષ, કર્મનો મર્મ (કર્માનુષ્ઠાન કેવી રીતે કર્યું હોય તો બાધક નહિ થાય, એ પ્રમાણે) સમજતા નથી, અને કર્માભિમાનથી ત્હેમનામાં કામ

ક્રોધ, લોભ, દંભ, ઇત્યાદિ વિકાર વૃદ્ધિંગત થાય છે. તેમાં જો હેમને ધનાદિ સંપત્તિ, ઐશ્વર્ય, ઉત્તમ કુળમાં જન્મ, વિદ્યા, દાન, રૂપ, બલ, કર્મ ઇત્યાદિકોની અનુકૂળતા હોય, તો અત્યન્ત ગર્વ ઉત્પન્ન થાય છે, અને હેની દૃષ્ટિ અંધ (વિચાર શૂન્ય) બની જાય છે; અને પછી તે દુષ્ટ પુરૂષો, પરમેશ્વર અને પરમેશ્વરને પ્રિય એવા સત્પુરૂષો તથા ભક્તજનોનું અપમાન કરે છે. વૃશ્ચિક (વીંછી) માં વિષ થોડું હોય છે, પરંતુ તેના કરડવાની વેદના પ્રબલ થઇ જાય છે, તેજ પ્રમાણે કર્મી પુરૂષોની વિદ્યા અલ્પ પરંતુ ગર્વ વિશેષ છે, અને તેના વડે બીજાને પ્રબલ વેદના થાય છે. અસ્તુ !

રામેશ્વર ભટ્ટે તુકારામની માનખંડના થઇને હેને કાંઇક પારિપત્ય થાય એ હેતુથી સરકારી અધિકારીની પાસે જઇને સકલ વૃતાંત્ત નિવેદિત કર્યો. ત્યારે એની ભલામણને લીધે દેહુગામના પટેલને તે અધિકારીએ હુકમ કર્યો કે, તુકારામને ગામ બહાર કાઢી મૂકો; તે ધર્મ વિરૂદ્ધ ચાલે છે. પછી જ્યારે પટેલ તથા ગામના લોકોએ તે હુકમ તુકારામને બતાવ્યો અને ગામની હદપાર થવા કહ્યું ત્યારે તુકારામે કાંઇપણ આનાકાની કીધી નહિ પરંતુ મનમાં વિચાર કરવા લાગ્યો કે, હવે મ્હારે ક્યાં જવું ? પરમાત્માનીજ ઇચ્છા નથી, કે મારે અંહિઆ રહેવું. અસ્તુ ! હવે પહેલાં રામેશ્વર ભટ્ટની પાસે જવું, એવો હેણે વિચાર કર્યો. કેમકે, એ સર્વ કૃત્ય હેનુંજ છે, એવું લોકો મારફત તુકારામના સમજવામાં આવ્યું હતું. રામેશ્વર ભટ્ટ વાઘોલી નામે ગામમાં રહેતા હતા, ત્યાં આગળ તુકારામ આવી પહોંચ્યા, તે વખતે સ્નાન કરીને તે સંધ્યાપૂજામાં, બેઠા હતા. તુકારામે હેને સાષ્ટાંગ પ્રાણિપાત કર્યા અને પરમાત્માના નામની ગર્જના કરી. રામેશ્વરે હેમના તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોયું, પરંતુ તેમનો બીલકુલ સત્કાર કર્યો નહિ, તેમજ મધુર ભાષણ પણ કર્યું નહિ. ભગવાન્ ઉદ્ધવને કહે છે કેઃ—

> अहं सर्वेषु भूतेषु भूतात्माऽवस्थितः सदा ।
> तमवज्ञाय मां मर्त्यः कुरुतेऽर्चाविडम्बनम् ॥
> यो मां सर्वेषु भूतेषु सन्तमात्मानमीश्वरम् ।
> हित्वाऽर्चां भजते मौढ्याद्भस्मन्येव जुहोति सः ॥
> द्विषतः परकाये मां मानिनो भिन्नदर्शिनः ।
> भूतेषु बद्धवैरस्य न मनः शान्तिमृच्छति ॥

હું સકલ ભૂતોને વિષે આત્મરૂપથી વિરાજમાન જે ભગવાન્ તેની અવજ્ઞા કરીને, જે પુરૂષ મારી પૂજા કરે જે તે વિટંબનાજ છે. સકલ

પ્રાણીઓને વિષે ઇશ્વર ભાવનાનો પરિત્યાગ કરીને જે મૂઢ બુદ્ધિ પૂજા કરે છે તે ભસ્મમાં આપેલી આહુતિની માફક નિષ્ફળ જાય છે. સર્વત્ર અદ્વિતીયતાથી મારો વાસ છે, તથાપિ શત્રુ મિત્ર ઇત્યાદિ વિચારથી જે પરમાત્માને ભિન્ન જુએ છે, અને ભૂતોમાં વૈરભાવ રાખે છે, ત્હેના ચિત્તમાં શાંતિ કદી પ્રાપ્ત થતી નથી. આ ઉપરથી ભૂતમાત્રની સાથે મિત્રભાવ રાખીને પરમાત્માની પૂજા કરવી જોઇએ, તોજ તે ફલપ્રદ થાય, એ પ્રમાણે સિદ્ધ થયું. કેમકે ઇશ્વરેજ જીવરૂપ કલાથી અખિલ ભૂતોમાં પ્રવેશ કર્યો છે, એ પ્રમાણે શ્રુત્યાદિકોમાં વર્ણવેલું છે. એટલા માટે સન્માનપૂર્વક ભગવદ્‌ભાવ સાથે પ્રાણી માત્રને પ્રણામ કરવા ઉચિત છે, અને સંતો તથા ભકતોની એ રીતિ પણ પ્રચલિત છે. અસ્તુ !

તેજ નિયમને અનુસરીને તુકારામે પ્રણામ કર્યા, પરંતુ મહામાની કર્મઠ રામેશ્વરે મ્હોંડેથી પણ ( આવો, બેસો વગેરે ) સત્કાર કીધો નહિ. પછી રામેશ્વરે કહ્યું:—" તુકારામ ! તું જાતનો શૂદ્ર છે અને ત્હેં જે કવિત્વ કર્યું છે, તેમાં શ્રુતિઓનો અર્થ ભરેલો છે. ત્હને શ્રુતિનો અધિકાર નથી. તેથી શ્રુતિસંમત બોલવું શાસ્ત્ર વિરૂદ્ધ છે. એનાથી કહેનારો તથા સાંભળનારો દોષિત થઇને અધોગતિને પ્રાપ્ત થાય છે. એટલા માટે એ પ્રમાણે બનાવેલી કવિતા ત્હારે કોઇપણ જગોએ બોલવી નહિ. તુકારામ મનમાં કહેવા લાગ્યા કે, "શ્રી વિઠ્ઠલની આજ્ઞાથી હું લોકોને ભકિતમાર્ગ બતાવતો હતો, પરંતુ મ્હારા શ્રમનું કાંઇ સાફલ્ય થયું નહિ; મ્હારી વાણી વ્યર્થ થઇ." ત્યારબાદ રામેશ્વરને ત્હેમણે કહ્યું:—"આપ વેદશાસ્ત્રસંપન્ન છો તથા બ્રાહ્મણ શ્રેષ્ઠ છો, એથી હું આપને ઇશ્વરરૂપ સમજું છું. આપની આજ્ઞા શિરસાવન્દ્ય ગણીને તે પ્રમાણે હું વર્તીશ. કોઇ સ્થળે એવી કવિતા કથામાં કહીશ નહિ, તેમજ નૂતન પણ બનાવીશ નહિ, પરંતુ આજસુધી જે કવિતા કરીને મ્હેં લખી રાખી છે, તેની શી વ્યવસ્થા કરવી તે કહો." રામેશ્વરે કહ્યું કે:–'જેટલી કવિતા ત્હેં આજસુધી કરી હોય તે બધી પાણીમાં ડુબાડી દે. તુકારામે કહ્યું 'ઠીક.' એ પ્રમાણે ત્હેની આજ્ઞા માન્ય કરીને તુકારામ પાછા પોતાના દેહૂ ગામમાં આવ્યાં અને દેવાલયમાં પરમાત્મા શ્રી વિઠ્ઠલ પાસે જઇને કહેવા લાગ્યા કે, "હે રૂક્મિણીપતે ! કર્ત્તા કરાવનારો તુંજ છે. હું તો પામર મૂઢ છું. ત્હમારી આજ્ઞાથી આજસુધી જે કાંઇ કવિત્વ મ્હેં કર્યું છે તે આજે પાણીમાં ડુબાડી દેવાનો પ્રસંગ આવ્યો છે." પછી ત્હેમણે જેટલી કવિતા લખી હતી તેનાં બધાં પુસ્તકો કપડામાં બાંધીને નીચે ડુબી જાય તેટલા માટે તેમાં પત્થર મૂકીને, ઇન્દ્રાયણિ નદીના પ્રવાહમાં તુકારામે પોતાને હાથે મૂકી દીધાં.

ત્યારે લોકો કહેવા લાગ્યા કે, તુકારામે કવિતા બનાવીને જગત્‌માં પૂજા, ખ્યાતિ, માન સંપાદન કરવાનો ઘાટ જમાવ્યો હતો, પરંતુ બધી બાજી બગડી ગઈ. રામેશ્વર ભટ્ટ વિદ્વાન્ બ્રાહ્મણ ! કેવળ સૂર્ય તુલ્ય પ્રતિમા ! એણે આ સઘળું કારસ્થાન રદ્દ કરી નંખાવ્યું. પહેલાં જૈમિની ઋષિએ ભારત ગ્રંથ કર્યો હતો, તે જેમ વ્યાસજીએ ડુબાડી દીધો, પરંતુ તેમાંથી એક અશ્વમેધ પર્વ રહેવા દીધું, જે આજ સુધી પ્રગટ છે. તેજ પ્રમાણે શંકરાચાર્યજીએ પણ જૈનમતના સર્વ ગ્રન્થ ડુબાડીને એક અમર કોશ ફક્ત રહેવા દીધો છે. તેવીજ રીતે રામેશ્વરે પણ તુકારામનું સર્વ કવિત્વ ડુબાડી દેવડાવીને કાંઇપણ શેષ રહેવા નહિ દીધું. એ પ્રમાણે કુટિલ લોકો યથેષ્ટ બોલતા હતા. એટલુંજ નહિ પણ તુકારામની પાસે આવીને દુષ્ટ ભાષણ કરવા લાગ્યા. હે તુકારામ ! ત્હેં પ્રપંચ છોડયો અને પરમાર્થનો આશ્રય કર્યો અને અભંગરૂપ કવિત્વ કર્યું, પરંતુ સઘળું પાણીમાં ગયું. ત્હમારી તો એવી વ્યવસ્થા થઇ છે કે, 'દુગ્ધામેં દોનો ગઈ, નહિ માયા નહિ રામ.' નહિ સધાયો પ્રપંચ અને નહિ સધાયો પરમાર્થ. હવે લોકોને મુખ દેખાડવું પણ ત્હમારે માટે અયોગ્ય છે. બીજો કોઈ ત્હમારી જગ્યાએ હત તો પ્રાણ ત્યાગ પણ કરી દેત.

એ પ્રમાણે તુકારામની બધા નિંદા કરવા લાગ્યા, ત્યારે ત્હેમના વાગ્બાણથી તુકારામનું હૃદય વ્યથિત થયું. આત્મહત્યામાં બહુ દોષ છે, એમ જાણીને ત્હેમણે તો પરમાત્મા શ્રીવિઠ્ઠલના ચરણારવિંદમાં પોતાનો દેહ છોડવાના હેતુથી પ્રાયોપવેશનું વ્રત લીધું. કાંઇ પણ ખાવું નહિ અને પીવું નહિ, અને એ રીતે શરીર ત્યાગ કરવો, તેને પ્રાયોપવેશ કહે છે. આણી તરફ પરમાત્માના ભક્તનો દ્વેષ કરનારા કર્માભિમાની રામેશ્વર ભટ્ટની ઉપર પરમાત્માની અવકૃપા થઈ. કેમકે તેના હાથે ભક્ત તુકારામનો છળ થયો હતો, જે પરમાત્માને અસહ્ય થઇ પડયો હતો. રાવણ, કુંભકર્ણે જોકે શ્રી રામની સાથે દ્વેષ કર્યો હતો, છતાં ત્હેમની સદ્‌ગતિ થયાનું પુરાણાદિમાં વર્ણન છે. પરંતુ ભક્તનો દ્વેષ કરનારા દુર્ગતિને પ્રાપ્ત થાય છે, સાધૂના છળથી હાનિ અને પાપવૃદ્ધિ થાય છે; તે પ્રમાણે રામેશ્વરના પુણ્યનો ક્ષય થયો, અને ત્હેને કેવું ફળ મળ્યું, તે જુઓ !

એક વખત રામેશ્વર પૂનામાં આવ્યા હતા અને બન્ને શિષ્યો સહિત 'અનગડશા' નામનો ફકીર સિદ્ધ પુરૂષ હતો, ત્હેના બગીચામાં પ્રાતઃકાળે ગયા, અને ત્યાં એક તળાવ હતું તેમાં ત્હેમણે સ્નાન કર્યું, અને મ્હોંડેથી મન્ત્ર ભણવા લાગ્યા. અનગડશા ફકીરે દૂરથી તે પ્રયોગ મન્ત્ર સાંભળ્યો અને શ્રાપ દઇ દીધો કે, 'મ્હારૂં નિમાજ પઢવાનું નિર્મલ જલ જેણે સ્નાનવડે મલિન

કરી નાંખ્યું, તેના આખા શરીરનો પાણી વગર સદૈવ દાહ થશે. ફકીર સિદ્ધજ હતો, તેથી હેના વચનનો અનુભવ રામેશ્વરને તાત્કાલિક થયો. પાણીમાંથી બહાર નીકળતાંવારને હેનું શરીર જાણે અગ્નિથી બળતું ના હોય, એવી પીડા થવા લાગી. ખૂબ જોરથી તે રડવા લાગ્યો અને શિષ્યોને કહ્યું કે, "હવે મ્હારો શો ઇલાજ કરવો ! મ્હારૂં સઘળું શરીર બળે છે. આ પીડા સહી શકાતી નથી." શિષ્યે કહ્યું:—કદાચિત્ અહીંયાં જે ફકીર છે, હેનીજ આ કૃતિ હશે. જો આપ એને શરણે જઈ પ્રાર્થના કરશો તો એ કાંઈ ઇલાજ બતાવશે. શિષ્યનું ભાષણ પસંદ ન પડયું; કેમકે હેમણે વિચાર કર્યો કે, હું પવિત્ર વિદ્વાન બ્રાહ્મણ અને આ ફકીર યવન છે; એને શરણ જવું મ્હારે અયોગ્ય છે. ચાર ઘટિકા પાણીમાં રહ્યા પરંતુ જ્યાંસુધી પાણીમાં રહ્યા ત્યાંસુધી કાંઇક શાંતિ, પરન્તુ પાણીની બહાર નીકળ્યા કે પાછી પહેલા જેવી આતશગરમી જણાતી. રામેશ્વરની આવી સ્થિતિ સાંભળીને તેમજ જોઇને, લોકો કહેવા લાગ્યા કે, 'ભાઈ ! એણે કર્મઠપણાના અભિમાનથી ( અહંભાવથી ) ભગવદ્ ભક્ત તુકારામનો દ્વેષ કર્યો, તેથી શ્રી વિઠ્ઠલની અવકૃપા થઈ. અનગડશા ફકીર કેવળ નિમિત્તમાત્ર થયા એમ સમજો. અરે ! તુકારામનું બધું કવિત્વ એણે હેમના હાથેજ નદીમાં ડુબાડી દેવડાવ્યું, એ કાંઇ સારૂં કામ કર્યું ? અસ્તુ !

રામેશ્વરને પીડા જ્યારે દુઃસહ થઈ, ત્યારે પૂનાની પાસે આલંદી નામના ગામમાં જ્યાં શ્રી જ્ઞાનેશ્વર મ્હારાજની સમાધિ છે, ત્યાં જઇને એક ઝાડની નીચે બેઠા અને ઉપર એક અભિષેકપાત્ર બાંધી દીધું, જેમાં શિષ્યો વારંવાર પાણી ભર્યાં કરતા હતા અને જળધારની નીચે રામેશ્વર બેઠા હતા તથા અન્નપાણી છોડી દઇને જ્ઞાનેશ્વરની સ્તુતિ કરી રહ્યા છે કે, " હે જ્ઞાનદેવ ! આપ વિષ્ણુનો અવતાર છો. અનગડશા ફકીરના શાપથી મ્હારા શરીરનો દાહ થઇ રહ્યો છે, તે શાંત કરો, હું આપને શરણ છું."

આણી તરફ તુકારામની સ્થિતિ જોઇને શ્રી વિઠ્ઠલ બાલરૂપે હેમની પાસે આવીને કહેવા લાગ્યા કે, "તું મ્હારો ભક્ત થઇને ચિન્તામાં કેમ પડયો છે ? દુઃખ કેમ કરે છે ? મ્હારૂં નામસ્મરણ કરનારા ભક્ત પ્રહલાદનો શું હેના પિતાએ થોડો છળ કર્યો હતો? શું થોડો દ્વેષ કર્યો હતો? પર્વતપરથી ફેંકી દીધો હતો, સમુદ્રમાં ડુબાડી દીધો હતો, અગ્નિમાં આળોટાવ્યો હતો, સર્પદંશ કરાવ્યો હતો, ઝેર પીવડાવ્યું હતું, હાથીના પગતળે છુંદાવ્યો હતો, તે છતાં એ સઘળા ઉપાયો વ્યર્થ નીવડયા હતા. આખરે મ્હેં પ્રગટ થઇને મ્હારા અને મ્હારા ભક્તના શત્રુ હિરણ્યકશિપુનો સંહાર કરીને ભક્તનું રક્ષણ કીધું. મ્હારૂં આવું ચરિત્ર

શું ત્હેં સાંભળ્યું નથી અગર જાતે વર્ણવ્યું નથી ? સુરદાસજીએ એક પદમાં પરમાત્માના એજ ભાવનું વર્ણન કરી બતાવ્યું છે, જે નીચે મુજબ છેઃ—

### પદ–રાગ–બહાર–તાલત્રિતાલા.

**હમ ભગતકે ભગત હમારે ॥ ધ્રુ ॥ જો મેરે ભગતકા બૈર-કરત હૈ સૌ નિજ બૈરિ હમારે ॥ ૧ ॥ સુનો અર્જુન પ્રતિજ્ઞા હમારી યહવ્રત ટારે ન ટારે ॥ ૨ ॥ સુરદાસ પ્રભુ ભગત બિરોધી નિરખ સુદર્શન જારે ॥ ૩ ॥**

સારાંશ, પ્રભુના ભકત જો કે શરીરથી ભિન્ન થયા તોપણ અંતરથી તો એકરૂપજ છે. ભગવાન અર્જુનને પોતાનું વ્રત-નિયમ-કહે છે કે જે મ્હારા ભક્તોની સાથે વિરોધ કરે છે, તે મ્હારો શત્રુજ છે શત્રુનો સંહાર કરવો, એ તો મ્હારી પ્રતિજ્ઞા અબાધિત છે. આજ સુધીમાં મ્હેં ઘણાયે ભક્તવિરોધિઓને સુદર્શનવડે સળગાવી દીધા છે. એ પ્રમાણે પરમાત્મા પોતાના ભકતને સારૂ અભિમાન ધરાવીને તેનું સદૈવ પાલન કરે છે. શ્રી વિઠ્ઠલે તુકારામને કહ્યું કે, ત્હમારી લખેલી અભંગની ચોપડીઓ પાણીમાં મ્હેં સાચવી રાખી છે અને એનો અનુભવ ત્હમને જલ્દી થશે. ત્યારબાદ ભગવાન્ અંતર્ધ્યાન થયા. તુકારામ મરી ગયા કે જીવે છે તે લોકો વારંવાર ત્યાં જઇને જોયા કરતા હતા. તેઓ જેમ સુતા હતા તેમજ શરીરને હલાવ્યા ચલાવ્યા વગર પડી રહ્યાં હતા. કેટલાક તો મરી ગયા એમ પણ કહેવા લાગ્યા; કેટલાક કહેતા કે 'જુઓ ! શ્રીહરિ જેમના રક્ષક છે તે મરે કેમ ? એમણે અન્ન જળ છોડયાં તોપણ એમના શરીરની કાન્તિ સતેજ છે અને મ્હોંડામાંથી નામ ધ્વનિ પણ મંદમંદ નીકળે છે, તે સાંભળો. તેર દિવસ પછી પરમાત્માએ લોકોને દૃષ્ટાંત આપ્યું કે, તુકારામનાં અભંગલિખિત સર્વ પુસ્તકો મ્હેં પાણીમાં સાચવી રાખ્યાં છે, તે પ્રાતઃકાળમાં તરીને નદીમાં આવશે, તે બહાર કાઢી લેજો. બીજે દિવસે પ્રાતઃકાળમાં લોકો નદીપર ગયા અને સકલ પુસ્તકો 'પાણીનો સંપર્ક જેમને નથી, એવી અવસ્થામાં ઉપર તરે છે એ પ્રમાણે' જોઇને આનંદ પામ્યા અને તેમને કાઢી લીધાં. પછી લોકોએ એ વૃત્તાન્ત તુકારામને જાહેર કર્યો, જેનાથી ત્હેમને આનંદ થયો, અને તેઓ પરમાત્માની સ્તુતિ કરવા લાગ્યા.

આણી તરફ રામેશ્વર ભટ્ટને આલંદીમાં જ્ઞાનદેવનું દૃષ્ટાન્ત થયું કે પૂર્વે દ્વાપરયુગમાં અર્જુનતુલ્ય શ્રીકૃષ્ણનો ભકત જે ઉદ્ધવ થઈ ગયા, તેજ આ કળિકાળમાં નામદેવ નામથી પ્રગટ થયા હતા. એ નામદેવનો અવતાર આ તુકારામ છે અને

જગતમાં પ્રેમળ અંતઃકરણથી તેઓ લોકોને ભકિતમાર્ગનું વર્ણન કરી બતાવે છે. એમની સાથે દ્વેષ કરવાથી ત્હમારૂં સુકૃત નષ્ટ થયું અને પાપ સંગ્રહ થયો. હવે જો તું પ્રેમભાવ મનમાં ધારણ કરીને ત્હેમને શરણે જઇશ તો આ પીડામાંથી નિર્મુક્ત થઇને સંસાર વ્યાધિથી પણ નિર્મુકત થઇશ. એ શિવાય અન્ય ઉપાયોથી તાપની શાંતિ થવાની નથી. એવું સાંભળીને રામેશ્વરને પશ્ચાતાપ થયો અને તુકારામનો છળ, તિરસ્કાર મ્હેં કર્યો તેનુંજ આ પરિણામ છે, એવી તેના મનની ખાતરી થઈ. વળી, તેર દિવસ સુધી તુકારામના લખેલાં સકલ પુસ્તકો પાણીમાં રહીને હાલ શ્રી વિઠ્ઠલના દૃષ્ટાંતથી લોકોએ નદીમાંથી બહાર કાઢયા છે, અને તેમને પાણીનો યત્કિંચિત્ પણ સ્પર્શ થયો નથી, એવું જયારે લોકોના મોંહેથી ત્હેમણે સાંભલ્યું ત્યારે તો રામેશ્વરની ખાતરી પૂર્ણ થઇ ગઈ કે તુકારામ, એ ઇશ્વરના કૃપાપાત્રીભૂત છે, એમા સંદેહ નથી. રામેશ્વરે અનુતાપયુક્ત થઇને, પોતાને ક્ષમા કરવા સારૂ તુકારામને એક પત્ર લખ્યો, અને શિષ્યને હાથે દેહુગામ તે પત્ર મોકલી આપ્યો.

તુકારામના મનમાં શત્રુ મિત્ર ભાવ બીલકુલ વાસ કરતો નહિ હોવાથી રામેશ્વરના પત્રનો સર્વ શરીરદાહનો વૃતાંન્ત વાંચીને ત્હેમનું મન દયાથી આર્દ્ર બન્યું, અને તેમણે એક અભંગ લખીને શિષ્યને હાથે રામેશ્વરની તરફ મોકલી આપ્યો, તે અભંગમાં આમજ લખ્યું હતું કે 'આપણું ચિત્ત શુદ્ધ હશે તો શત્રુ પણ મિત્ર બનશે, વ્યાઘ્ર, સર્પ વગેરે કાંઇપણ ઇજા કર્યા વગર પાસે આવીને બેશશે, વિષ પણ અમૃત થશે, પરંતુ એવા થવા માટે ઇશ્વરની કૃપા સંપાદન કરવી જોઇએ, અને તે કૃપા સર્વ પ્રાણીઓને વિષે આત્મદૃષ્ટિ રાખવાથી થાય છે.' આ પ્રકારનો અર્થયુક્ત અભંગવાળો પત્ર શિષ્યે રામેશ્વરને આપ્યો, અને તેણે તે વાંચ્યો એટલે તરતજ અનગડશાના શાપથી થતો દાહ શાંત થઇ ગયો. એ અનુભવથી રામેશ્વર તો બહુજ લજ્જીત થયા કે હું બ્રાહ્મણ છું, વિદ્વાન છું, કર્મકાંડી છું, એવું અભિમાન કરીને તુકારામની સાથે દ્વેષ કરતો હતો, પરંતુ તેમના હાથે લખેલા અને મ્હોડેથી નીકળેલો આ અભંગ વાંચતાજ અનેક દિવસથી થઇ રહેલો શરીરતાપ મટી ગયો; તો તેમની યોગ્યતાનું વર્ણન મ્હારે શું કરવું ? સંતોનો મહિમા અવર્ણ્ય હોય છે, એવું કહીને ત્યાંથીજ તુકારામને સાષ્ટાંગ નમસ્કાર કર્યા. જ્ઞાનેશ્વરના દૃષ્ટાંતની સત્ય પ્રતીતિ થઈ, એવું કહેવા લાગ્યા અને પૂર્ણ વિરક્ત થઇને તુકારામના દર્શનને માટે નીકળી પડયા.

આણી તરફ તુકારામને ખબર પડી ગઇ કે રામેશ્વર ભટ્ટ મ્હારા દર્શન માટે આવે છે ત્યારે તેઓ સામા ગયા. બંન્નેની માર્ગમાંજ મુલાકાત થઇ અને

રામેશ્વરે પોતાના અપરાધની ક્ષમા માંગી અને કહ્યું કે, આપના અભંગથી મ્હારાપર અનુગ્રહ થયો કે તે વાંચતાં વારને અખિલતાપ શાંત થયો, એથી હવે હું આપનો સંગ છોડીને બીજે કહીં જનાર નથી. એવું કહીને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને તુકારામને પોતાના સદ્ગુરૂ કરીને રામેશ્વર પોતે તેમના શિષ્ય બનીને ત્યાંજ રહ્યા, બ્રાહ્મણે પોતાની જાતીથી નીચ જાતિનો ગુરૂ નહિ કરવો એવું વર્ણન છે, તોપણ રામેશ્વરે તુકારામના સામર્થ્યનો પ્રત્યક્ષ અનુભવ લીધો હતો, તેથી તેમના મનમાં જાતિ, વર્ણ, આશ્રમ, ઇત્યાદિકોને માટે કાંઇ પણ શંકા નહિ ઉપજી. વાસ્તવિક રીતે જોતાં પરમાત્માને વિષે જેમની અનન્યતા થઈ છે તેમનામાં જાતિ, પાંતિ કશું રહેતું નથી. અગ્નિની સાથે જેમનો ઐક્યભાવ થઇ ગયો છે એવા કાષ્ઠાદિકોમાં ક્યાં જાતિ પાંતિ જણાઇ આવે છે? જે તુકારામની વેદાન્તપૂર્ણ વાણી હતી, તેમને શૂદ્ર અથવા વાણી (વાણીયા) કેમ કહી શકાય? એ તુકારામની તુલનાને માટે કોણ યોગ્ય છે કે જેમણે સશરીર વૈંકુઠ ગમન કર્યું હતું? એમની તો પૂર્ણ પરબ્રહ્મરૂપની સાથેજ તુલના કરવી જોઇએ, એ પ્રમાણે મોટા મોટા વિદ્વાનોએ પણ લખ્યું છે. તાત્પર્ય એ છે કે, પરમાત્માના ભક્તનું અપમાન, તિરસ્કાર, દ્વેષ કરવાથી કદી કોઇનું કલ્યાણ થશે નહિ. એથી કરીને પરમાત્મા કરતાં પણ ત્હેમના ભક્તોનું અધિક માન સન્માન કર્યાં કરવું; તેમ કર્યાથી પરમાત્માને સંતોષ થાય છે. એને માટે બીજા ઘણા દૃષ્ટાન્તો ઇતિહાસ પુરાણાદિમાં મળી આવે છે, જે પ્રસંગોપાત બતાવવામાં આવશે. હવે તુકારામનું 'તુકારામ' એ નામ કેમ પડયું તે કહીશું.

પૂના પાસે દેહુ નામના ગામમાં શૂદ્ર જાતિમાં તુકારામનાં માતાપિતા ઉત્પન્ન થયાં હતાં. બાપનું નામ મોરોબા અને માતાનું નામ કનકાઈ હતું. બન્ને પરમાત્માનાં મોટાં નિષ્ઠાવાન્ ભક્ત હતાં. એક વખત [1]આળંદી તરફ યાત્રાને સારૂ ઘણા ભક્તજનો નામઘોષ કરતા જઇ રહ્યા હતા, ત્હેમને તેઓએ પૂછ્યું કે 'કયાં જાઓ છો?' ત્યારે તેઓએ કહ્યું કે, જ્ઞાનેશ્વર મહારાજનાં દર્શનાદિયાત્રા માટે હમે જઇએ છીએ; ત્હમારે આવવું હોય તો હમારી સાથે ચાલો. ત્હેમનું વચન સાંભળીને તે બન્ને જણાં યાત્રાળુ લોકોની સાથે આળંદીમાં આવ્યાં, અને જ્ઞાનેશ્વરનાં દર્શન કરીને સાધુસંતનાં કીર્ત્તનમાં જઇને બેઠા. કીર્ત્તનમાં સંત મુખેથી એવું વચન નીકળ્યું કે, ધન્ય રાજા દશરથ

---

૧. પૂનાથી ૭ કોસપર એ ગામ છે. જ્યાં જ્ઞાનેશ્વરની સમાધી છે કાર્તિકમાસમાં મોટી યાત્રા ભરાય છે.

અને કૌશલ્યા ! કે જેમનાં ઉદરમાં સાક્ષાત્ પરબ્રહ્મ રામરૂપે અવતીર્ણ થયા. તથા અહોભાગ્ય નંદયશોદાનાં ! કે જે શ્રીકૃષ્ણને અહર્નિશ ગોદમાં લઇને સ્તનપાન કરાવતી હતી. આ જગતમાં તેઓજ ધન્ય કહી શકાય કે જેમના ઉદરમાં ભગવાન્ આવિર્ભૂત થાય." દશરથ કૌશલ્યા અને નંદયશોદાએ જ્યારે જન્માન્તરમાં તપ કર્યું ત્યારેજ પરમાત્મા ત્હેમના વિશુદ્ધ અંતરમાં પ્રગટ થયા, તેજ પ્રમાણે આપણે પણ આપણું અંતઃકરણ નિર્મળ કરીશું, તો પરમાત્મા શું આપણે વિષે આવિર્ભૂત નહિ થાય? રામકૃષ્ણ સમાન સગુણ-મૂર્તિ કદાચ આપણા ઉદરથી પ્રગટ નહિ થાય તોપણ આપણે જો વિશુદ્ધ જ્ઞાનીભકત થઇશું તો તે પરમાનંદરૂપથી આપણા અંતરમાં પ્રગટ થયા વિના રહેશે નહિ; એમ નિઃસંશય સમજવું.

પરમાત્મા રામચંદ્ર, લક્ષ્મણ અને સીતાની સાથે જ્યારે ચિત્રકૂટની પાસે મહર્ષિ વાલ્મીકિના આશ્રમમાં આવ્યા, અને ત્હેમને પૂછ્યું કે, "મહા-રાજ ! જ્યાં મ્હારાથી આનંદથી રહી શકાય એવું એકાદ સ્થાન આપ મ્હને બતાવો તો થોડોક વખત હું ત્યાં રહું." ત્યારે વાલ્મીકિએ કહ્યું, હે રામ ! અખિલ લોકોનું નિવાસ સ્થાન તુંજ છે, અને સકલ પ્રાણી ત્હારે રહેવાનાં ઘર છે. એ ત્હારાં સામાન્ય વસતિસ્થાન કહ્યાં છે, તો પણ તું પૂછે છે તો વિશેષ સ્થાન પણ કહું છું.

[illegible]ान्तानां सम[illegible]ष्टीनामद्वेष्टॄणां च जंतुषु ।
त्वामेव भजतां नित्यं हृदयं तेऽधिमंदिरम् ॥
निरन्तराभ्यासदृढी[illegible]त्मनां त्वत्पादसेवापरिनिष्ठितानाम् ।
त[illegible]नामकीर्त्या हतकल्मषाणां [illegible]सीतासमेतस्य गृहं हृदब्जे ॥

અખિલ લોકોમાં જે પુરૂષો શાંત થઇને સર્વત્ર સમદૃષ્ટિ રાખે છે, અને કોઇની સાથે દ્વેષભાવ રાખતા નથી, તથા નિત્ય ત્હમારી ભકિત કરતા હશે, ત્હેમનું હૃદય ત્હમારે રહેવાને માટે સર્વોકૃષ્ટ મંદિર છે. તેમજ નિરન્તર ધ્યાનના અભ્યાસથી, જેમનાં મન ત્હમારા સ્વરૂપમાં નિશ્ચલ થયાં હશે, અને જેઓ ત્હમારી સેવા કરવામાં તત્પર રહે છે, અને ત્હમારા નામ સંકીર્તનથી જેમનાં પાપ દગ્ધ થયાં હશે, ત્હેમનાં હૃદયકમળમાં સીતાસહિત ત્હમારૂં ઘર (નિવાસ) બનશે. આ ઉપરથી સમજાશે કે પરમાત્મા જો કે સર્વવ્યાપી છે તોપણ ઉપર કહેલાં સાધનો વડે જેમનું મન નિર્મળ થયું હશે, તેમને વિષે પરમા-ત્મા સદૈવ પોતાના આનંદ સ્વરૂપથી નિવાસ કરશે. વિચાર કરો કે, સાધારણ શ્રીમાન્ ગૃહસ્થ કિંવા રાજા વગેરે આપણે ઘેર આવવાના હોય તો આપણે

આપણા ઘરનો અંતર્બાહ્ય કેટલું સાફસફ રાખીએ છીએ ! રંગ વગેરે દેઇને કેવું તેને સુશોભિત કરીએ છીએ ? તથા ઉત્તમ બેઠક પણ ત્હેની યોગ્યતાના પ્રમાણમાં કેવી કરીએ છીએ ! તો પછી અખિલ દેવોના દેવ, જે પરબ્રહ્મ પરમાત્મા ત્હેમના આગમન (આવિર્ભાવ) ને માટે આપણા શરીરગૃહની અંતર્બાહ્ય કેવી નિર્મળતા કરવી જોઇએ ? ભકિતરૂપરંગવડે અંતરને પણ રંગિત કરી દેવું જોઇએ. ત્યારેજ તે પ્રાર્થના કર્યાથી પ્રગટ થશે, એમાં સન્દેહ નથી. મલિન પુરૂષોને ઘેર રાજા કદી આવતા નથી, એવો અનુભવ છે, તો વૈષયિક વાસના વડે મલિનાંતર પુરૂષના ઘર (શરીર)માં પણ પરમાત્મા શી રીતે આવી શકે ? (પ્રગટ થઈ શકે ?) અસ્તુ !

સંતકીર્તનમાં ઉપરોક્ત વર્ણન શ્રવણ કરીને, તુકારામની માતાએ તે લોકોને પૂછ્યું કે મ્હારા પેટે યશોદા કૌસલ્યાતુલ્ય પરમાત્મા શીરીતે અવતરે તે કહો; ત્યારે તે લોકોએ કહ્યું:—દેવની પાસે જઇને પ્રાર્થના કરો કે 'હે પ્રભો ! તમે મારા ઉદરમાં પ્રગટ થાઓ' પછી તે દેવાલયમાં જઇને જ્ઞાનેશ્વરની પાસે પ્રાર્થના કરવા લાગી કે, ,હે દેવ ! મારે પેટે ત્હમે ઉત્પન્ન થાઓ. ત્રણ દિવસ પર્યન્ત એવીજ પ્રાર્થના કરતી બેઠી હતી. તેવું જોઇને જ્ઞાનેશ્વરને ચિંતા થઈ, અને વિપ્રવેષ લઇને તેઓ તેની પાસે આવીને કહેવા લાગ્યા કે "બાઇ ! દેવ અહીંઆં નથી પંઢરપુરમાં છે. ચાલો મારી સાથે હું તમને બતાવું. એટલુ સાંભળીને તેઓ બંન્ને જણાં (મોરોબા અનેત્હેની કાંતાકનકાઇ) ઉઠયા અને તે વિપ્રની સાથે પંઢરપુર ચાલ્યાં. જ્ઞાનેશ્વર સાક્ષાત્ વિષ્ણુરૂપજ હતા, તેઓ ત્હેમને ક્ષણવારમાં પંઢરપુર લઈ આવ્યા, અને દેવના દ્વારમાં બેસાડી દીધા. તથા ત્હેમને ઉપદેશ પણ કર્યો કે, હવે એ દેવની પાસે "મ્હારા પેટથી ત્હમે ઉત્પન્ન થાઓ' એવી પ્રાર્થના કરતા રહેજો, તો ત્હમારી કામના પૂર્ણ થશે. પછી જ્ઞાનેશ્વર (વિપ્રવેષી) ગુપ્ત થયા.

તુકારામના માતા પિતા રાત્રદિવસ શ્રીવિઠ્ઠલની પ્રાર્થના કરવા લાગ્યાં કે "પ્રભો ! ત્હમે હમારે પેટે ઉત્પન્ન થાઓ. ત્યારે તો દેવને સંકટ થયું, અને ત્હેમણે રૂકિમણીને કહ્યુંકે, 'શું કરવું ? એ લોકોને બીજો પુત્ર થાય એમ છે નહિ, એવા એમના કર્મનો યોગ છે, રૂક્મિણીએ કહ્યું:—'નામદેવની પાસે આપનું લ્હેણું બહુ બાકી છે, માટે ત્હેમને કહો કે ત્હમે જન્મલો અને પૂર્વ સંકલ્પ પૂરો કરો,' (નામદેવે સોકરોડ અભંગ કરવાનો સંકલ્પ કર્યો હતો, તેમાંથી ૮૪૪૫૦૦૦૦૦ જેટલી કવિતા કરી હતી, અને ૫૫૧૦૦૦૦૦ જેટલી બાકી રહી હતી, એટલા માટે બીજો જન્મ લઇને પહેલાંના કવિત્વનું પણ પૂર્ણ કરવાનું કહેવાનું રૂકિમણીએ શ્રીવિઠ્ઠલને સ્મરણ કરાવ્યું. એ પ્રમાણે ભક્તિવિજયાદિ

ગ્રંથમાં વર્ણન છે.) ત્યારબાદ નામદેવને જન્મ લેવા સારૂ ભગવાને કહ્યું ત્યારે તેઓ બોલ્યા કેઃ—"હું ગર્ભવાસમાં જાઉં નહિ, અને દેહસહિત મ્હને વૈકુંઠ લઈ જવાનું કબુલ કરતા હો તો આપના કહ્યા મુજબ હું જન્મ લઉં." દેવે તે વાત કબુલ કીધી અને ત્હેમને સ્વપ્નમાં કહ્યું કે' નવમાસ પછી ત્હમે પુત્રને જોશો, અને તે હું દેવજ પ્રગટ થયો છું, એમ માનજો. સ્વપ્નમાં દેવનું દૃષ્ટાંત થયું તેથી ત્હેમને આનંદ થયો, અને બધાને કહ્યું પણ ખરૂં કે હમારે પેટે દેવ હવે પુત્રરૂપે ઉત્પન્ન થવાના છે.

નવ માસ વીત્યાબાદ એક દિવસ કનકાઈ કીર્તનમાં બેઠી હતી તો અકસ્માત ત્હેની ગોદમાં બાળક પ્રગટ થયું. ત્હેનો ત્હેણે (ગર્ભ ધારણ વગર પુત્ર થવો અસંભવિત જાણીને) જ્યારે સ્વીકાર ન કર્યો ત્યારે પૂજારીઓને સ્વપ્નમાં દેવનું દૃષ્ટાન્ત થયું કે, "તે પુત્ર હુંજ છું, એમ એને કહેવું અને ખાતરીને માટે જેમ તે કહે તેમ કરીને ત્હેને દેહૂગામ મોકલી દેવો." ત્યાર બાદ પૂજારીઓ કનકાઇને પૂછવા લાગ્યા કે, 'એનો ત્યાગ તું કેમ કરે છે?' કનકાઇએ કહ્યુંઃ— દેવે કહ્યુ હતું કે હું ત્હમારા 'ઉદરમાં આવીશ' તો ત્હેમના વગર મ્હારે આ પુત્ર ના જોઈએ. અને ગર્ભવતી થયા વગર એકાએક એ કેવી રીતે ઉત્પન્ન થયો, તેને માટે પણ શંકા હોવાથી મ્હેં એનો ત્યાગ કર્યો. પુજારી બોલ્યોઃ—"એ સાક્ષાત્ દેવજ છે એમ સમજ." ત્યારે તે બોલી કે, "એ પુત્ર જો દેવની બરાબર તુલામાં થાય, તોજ હું ત્હમારી વાત સત્ય માનીને એને લઉં." પછી પુજારીઓએ ચંદ્રભાગા નદીના કીનારાપર તુલા કરવા સારૂ મોટો કાંટો ખડો કરી દીધો અને એક તરફ દેવની મૂર્તિ તથા બીજી બાજુએ તે પુત્રને રાખીદીધો. બધા લોકો જુએ છે તો તે નાનું બાળક ભગવાનની મૂર્તિની બરાબર (તાજવામાં) વજનમાં ઉતર્યું. ત્યારે બધાને આનંદ થયો અને ખાતરી થઈ કે એ સાક્ષાત્ દેવજ છે; પછી ત્હેણે તે બાળકને લીધું, અને સઘળાઓએ ત્હેનું સન્માન પણ કર્યું. પછી ત્યાંથી તે બંન્ને જણા તે બાળકને લઇને દેહૂગામ પાછા આવ્યા,

દેવ તથા ભક્ત એકરૂપ હોવાથી તે બન્નેનું એક તોલ થયું, તેમાં શી નવાઇ ? મરાઠી ભાષામાં 'તુક' શબ્દ તોલવાચક છે, તથા વિઠ્ઠલ, કૃષ્ણ, રામ એ બધા એકરૂપજ છે. 'રામકૃષ્ણના જન્મથી કૌશલ્યા યશોદા ધન્ય થઇ, એવું કીર્તનમાં સાંભળીને કનકાઇને ઇચ્છા થઇ' કે મ્હને પણ એવો પુત્ર થાય તો સારૂં. તેની કામના પૂર્ણ કરવા ખાતર નામદેવને જન્મ આપ્યો, પરંતુ ખાતરી નહિ હોવાથી, એ દેવ છે કે નહિ તે જોવા સારૂં તોલ કરાવ્યું. જ્યારે તુકમાં (તોલમાં) તે બરાબર થયા, ત્યારે ત્હેમને રામજ છે એમ

સમજીને, ત્હેમનું નામ 'તુકારામ એવું રાખ્યું'. અર્થાત્ તુલનામાં રામ બરાબર થયા હોવાથી, તે 'તુકારામ' એ નામથી પ્રસિદ્ધ થયા. ઉદ્દવજ નામદેવ-ભક્ત તરીકે અવતર્યા હતા અને તેજ નામદેવ, તુકારામરૂપે ફરી પ્રગટ થયા. તેજ પ્રમાણે જ્ઞાનેશ્વર પણ ફરી એકનાથરૂપે પ્રગટ થયા હતા, એવું વર્ણન છે. દેવના જેમ વારંવાર ભિન્ન ભિન્ન નામરૂપાત્મક અવતાર થાય છે, તેજ પ્રમાણે ભકતોના પણ ભિન્ન ભિન્ન નામરૂપથી જન્મ થાય છે. અસ્તુ ! હવે સિંહાવલોકન કરીને (સિંહ આગળ ગમન કરે છે અને પાછું જુએ છે તે પ્રમાણે) જુઓ. અષ્ટમ સાધન આ છે કેઃ—

**बाह्यार्थेषु विरा[illegible] शमादिसहितं तथा ।**
**अष्टमं नवमं तत्त्वविचारो मम भामिनी ॥**

શમ અને દમ ( અંતરિન્દ્રિય અને બાહ્યેન્દ્રિય નિગ્રહ ) સહિત બાહ્ય-વિષયાદિકોને માટે વૈરાગ્યયુક્ત થવું જોઇએ. અને મ્હારા તાત્ત્વિક સ્વરૂપનો વિચાર કરવો, તેને નવમું સાધન કહ્યું છે. હે શબરી ! એ નવ પ્રકારના સાધનોનું અવલંબન કરનાર પુરૂષ હશે, અગર સ્ત્રી હશે, કિંવા પશુપક્ષી પણ ક્યાં નહિ હોય ? ત્હેની મ્હારાપર ભકિત યાને શુદ્ધ પ્રેમ થાય છે, અને તાત્કાલ ત્હેને મ્હારા તત્ત્વનો સાક્ષાત્કાર થાય છે, તથા મ્હારા સ્વરૂપનો અનુભવ સિદ્ધ થતાંજ, તેજ જન્મમાં મુકિતને પ્રાપ્ત થાય છે. એ કથનથી મોક્ષનું કારણ ભકિત છે તે પૂર્ણ સિદ્ધ થયું.

રસાયણ જે પ્રમાણે તૃષ્ટિ પુષ્ટિદાયક હોય છે, તેજ પ્રમાણે ભક્તિ પણ જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ વગેરેની નાશક હોવાથી [1]રસાયનરૂપ (આનંદ રસરૂપ પરમાત્માની માર્ગભૂત, પ્રાપક) છે. ધર્મ, અર્થ, કામ, મોક્ષ, જ્ઞાન, વૈરાગ્ય, અંતઃકરણ શુદ્ધિ એ બધાને માટે મુખ્ય સાધન ભકિતજ છે, એમ સમજીને સનક, સનંદન, નારદાદિકોએ તેનું અવલંબન કર્યું હતું. ઇતર સાધન ભકિતની અપેક્ષા રાખે છે, પરંતુ ભકિત (પ્રેમલક્ષણ વૃત્તિ) કશાની અપેક્ષા રાખતી નથી.

સારાંશ કે, ઇશ્વરના અનુગ્રહ વગર કોઇ પ્રાણી સંસારમાંથી નિર્મુકત થતું નથી, અને અનુગ્રહ ભકિત વિના દુર્લભ છે. બોધસારમાં કહ્યું છે કેઃ—

**ईश्वरः परिपूर्णत्वान्न तु कि[illegible]पेक्षते ।**
**प्रीत्यया[illegible] प्रसन्नः सन्नपि [illegible]र्यादनुग्रहम् ॥**

---

१. रसस्य परमानं रसपरमात्मनः अयनं मार्ग[illegible]तं मा[illegible]र्थः.

ઇશ્વર પરિપૂર્ણ-સચ્ચિદાનંદ ઘનતાથી આપ્તકામ-હોવાથી તે યજ્ઞદાનાદિ કિંવા સ્વભોગના ઉપયોગી દ્રવ્યાદિકોની ઇચ્છા કરતો નથી. કેવળ નિરતિશય પ્રીતિવડેજ શીઘ્ર શ્રેષ્ઠ અનુગ્રહ કરે છે. એમાં આશય એ છે કે, યજ્ઞ દાન જપાદિ સ્વધર્માનુસ્થાન વડે ઇશ્વર પ્રસન્ન થાય છે, તોપણ ઘણે લાંબે વખતે અને ભકિતની અપેક્ષાથીજ તેમ થાય છે; પરંતુ અન્ય નિરપેક્ષ જે ભક્તિ તેનાવડે તો ત્વરિતજ ત્હેમના (ઇશ્વરના) પ્રસાદનો લાભ થાય છે. તથા ભકિત સાપેક્ષ અન્ય સાધનોવડે સંસારસંબંધી ફલનું કારણ જે ઇશ્વરાનુગ્રહ તે થાય છે, અને કેવળ ભક્તિ વડે ઇશ્વરના પ્રસાદથી સદ્‌ગુરૂની પ્રાપ્તિ થઇને જ્ઞાન મળે છે, અને જીવ બ્રહ્મભાવને પ્રાપ્ત થાય છે. એટલા માટેજ શિવપુરાણમાં શંકરજીએ કહ્યું છે કે, સર્વપ્રકારથી કૃતકૃત્ય અને તૃપ્ત મ્હારા પરમાત્માના સંતોષને માટે મનુષ્યો કેવાં કર્મ કરશે, અગર કઇ વસ્તુ સમર્પણ કરશે, કે જેના ગ્રહણથી હું આનંદિત થાંઉ? કાંઈ પણ નહિ. પરંતુ કેવળ ભકતજનોના હૃદયસ્થ પ્રેમભાવનુંજ ગ્રહણ કરીને હું સંતુષ્ટ થાંઉ છું. એટલા માટે પરમાત્મા પ્રત્યે અંતરમાં મુખ્ય નિરતિશય પ્રેમરૂપ ભકિત ધારણ કરવી.

આ પ્રમાણે આ દ્વિતિય સ્કન્ધના પ્રથમ ગુચ્છમાં ભકિતનું પ્રાધાન્ય તથા તેના દોષ અને પ્રકાર, તેમજ તેની પ્રાપ્તિનાં સાધન ભિન્ન ભિન્ન રીતે અને ઉદાહરણ સહિત વર્ણવ્યાં છે. હવે અગ્રિમ (આગલા) ગુચ્છમાં વૈધીભકિતના શ્રવણાદિ નવ અંગોનું સરહસ્ય તથા ઉદાહરણ પૂર્વક વિસ્તૃતપણે પ્રતિપાદન કરવામાં આવશે.

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंदसरस्वतीशिष्य श्रीद[illegible]विरचित श्रीद[illegible]बोधकल्पद्रुमे द्वितीय [illegible]धस्य प्रथमो गुच्छः ॥ १ ॥

॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥

॥ इति शिवम् ॥



। ॐ तत्सत्परमात्मने नमः ।

# श्री सत्प्रबोधकल्पद्रुम.

## द्वितीयस्कंध—द्वितीय गुच्छ.

## प्रथम पुष्प.

### श्रद्धायुक्त श्रवण अने श्रवणमां विघ्न कथन.

**श्रवणाद्वस्तुविज्ञानं दर्शनाच्चित्तरंजनम् ॥ दे. भा. ॥**

विधि निषेधने वश थइने विधियुक्त भक्तिना श्रवणादि नव अंगोना अनुष्ठानथी साधक, उंची पराभक्तिनी भूमिकामां चढी शके छे. परमात्मानी गुणकथानुं श्रवण ए प्रथम अंग छे. परमात्मानी कथा, श्रवणद्वारा हृदयकमलमां पेशीने, जेवी रीते शरदऋतु सरोवरना जळने निर्मळ करी दे छे तेवी रीते अंतर्गत भावोने शुद्ध करी दे छे. षड्रसवाळा अन्नना भोजनवडे जिव्हाने जेवो आनंद थाय छे तदनुसार महानुभाव सत्पुरुषोना मुख वडे भगवाननी कथा सांभळीने रसज्ञ श्रोताओना कानने आनंद थाय छे. अरसज्ञने शब्दालंकार अने अर्थालंकारयुक्त वाणीथी गमे तेटली कथा संभळावो तोपण, एमने तो तेमां रस पडशेज नहि. एटला माटे कोई कविए परमात्मानी प्रार्थना करी छे के, हे प्रभो! अमारा कपाळ उपर पूर्वजन्मनां बधां कर्मोनां फळो भोगववानुं भले लखो! परंतु अरसिक जनोमां जइने तेमनी पासे उत्तम कवित्वनो उपदेश करवानुं लखशोमां. केमके, ते अमाराथी सहन करी शकाशे नहि. वास्तविक छे! चंद्रना उदयवडे चंद्रकांतनो मणि द्रवे छे, परंतु बीजो कोईपण पत्थर क्यां पीगळे छे? ए प्रमाणे महात्मा कविओना त्रण तापने शमाववनारा वचनरूप चंद्रमावडे रसिकजनोना चंद्रकांतमणितुल्य अंतर सरस ( रसयुक्त, जळयुक्त ) थइने स्रवे छे; पण पाषाण जेवा अरसिकोनुं अंतर द्रवतुं नथी.

મદારી મોરલી વગાડે છે ત્યારે તેના મધુર ધ્વનિ વડે સર્પાદિ કેવા આનંદથી ડોલી રહે છે, તે આપણે જોઈ શકીએ છીએ; એ જાતિને કાન પણ નથી. પણ જેમને કર્ણેન્દ્રિય આપી છે, તેઓ જો નવરસાત્મક પરમાત્માની કથાનું શ્રવણ કરે નહિ અને આનંદ પામે નહિ તો તેઓને સકર્ણ કેમ કહેવાય? તો વિકર્ણજ સમજવા. કોઈ કવિ કહે છે કે, શેષને બ્રહ્માજીએ કાન ન આપ્યા તેનો હેતુ એ છે કે:—

**अकर्णमकरोच्छेषं विधिर्ब्रह्मांडभेदधीः ।**
**श्रुत्वा रामकथां रम्यां शिरः कस्य न कंपते ॥**

પરમાત્મા શ્રી રામચંદ્રની રમણીય કથાનું શ્રવણ કરવાથી કોનું મસ્તક કંપિત નહિ થાય? આનંદવડે સર્વકોઈ પોતાની ગરદન હલાવે છે. તો પછી શેષના કાનપર એ કથા જાય તો તે શું પોતાની ડોક કેમ નહિ હલાવે? પરંતુ હલવાથી તેના શિરપર બ્રહ્માંડ રહેલું છે તેનું પતન થઇને સર્વલોકનો નાશ થઇ જાય, એ ભયથી બ્રહ્માજીની બુદ્ધિ ગ્રસ્ત થઈ અને એમણે શેષને કર્ણ રહિત બનાવ્યો. સારાંશ, કે પરમાત્માની કથા કર્ણેન્દ્રિયયુક્ત પુરૂષોને અવસ્ય સાંભળવા યોગ્ય છે. એ વિના કાનની શુદ્ધિ થાય નહિ અને જ્ઞાન પણ થાય નહિ.

પાંચ જ્ઞાનેન્દ્રિયોમાં કર્ણ અને નેત્ર એ બે ઉત્તમ છે. કર્ણવડે સાંભળ્યું હોય તો વસ્તુ વિષયક જ્ઞાન થાય છે. શ્રવણ કર્યા વિના વ્યાવહારિક વસ્તુઓનું પણ જ્ઞાન કોઇને પણ કયાં થાય છે? નહીં. જ્યારે સ્થૂલવસ્તુના વિજ્ઞાનને પણ શ્રવણની જરૂરિયાત અવસ્ય હોય છે ત્યારે સૂક્ષ્મ એવી પરમાત્મવસ્તુના જ્ઞાન માટે તો તેની જરૂરિયાત હોયજ. તેમાં શો સંદેહ? તદનુસાર નેત્ર વડે વસ્તુને જોઇને ચિત્તમાં આનંદ થાય છે, તથાપિ કેવલ વસ્તુને જોઇને જે આનંદ થાય છે તેના કરતાંયે વિશેષ આનંદ તે વસ્તુનાં રૂપગુણ યથાર્થ સાંભળીને થાય છે. વસ્તુ જોવાની પ્રવૃત્તિ પણ, મનુષ્યના અંતરમાં ઇચ્છા ઉત્પન્ન થયા વિના થતી નથી. અને એ ઇચ્છા તેના રૂપગુણો સાંભળ્યાં વિના થતી નથી. આગ્રામાં તાજમહાલ સુંદર છે, એમ પ્રથમ કોઇને મ્હોંએ સાંભળ્યું હોય તો પાછળથી તેને જોવાની ઇચ્છા અને પ્રવૃત્તિ થાય; ન સાંભળ્યું હોય તો આગ્રામાં જાય તોપણ પરભાર્યો તાજમહેલ જોયા વગર આવતો રહે. એ પ્રમાણે પરમાત્માના ગુણોના અને રૂપઆદિના શ્રવણ, જે વેદશાસ્ત્રપુરાણાદિમાં વર્ણવેલાં છે તે, સત્પુરૂષોના મુખવડે કહેવામાં આવે તો ઇશ્વરના દર્શનની ઇચ્છા અને તેને માટે પ્રવૃત્તિ થાય. એટલા માટે કહે છે કેઃ—

## પદ–રાગ–ધનાશ્રી–તાલત્રિતાલા.

શ્રવણુ કરો હરિકથા રસિક તુમ ॥ ધ્રુ ॥
ધન સુત દારા માયિક સબહી મોહ ન કરના વૃથા. ॥ ૧ ॥
શુદ્ધ બુદ્ધ અવિનાશ નામ લે દૂર કરો ભવવ્યથા ॥ ૨ ॥
ગોવિંદકેગુન ગાય નિત્ય હી ગમન કરો યહી પથા. ॥ ૩ ॥
કહે દત્તાત્રય અમૃતસિદ્ધિ હો નિગમાગમ મથા. ॥ ૪ ॥

હે રસિક જનો, તમે સંસારનાં દુઃખ દૂર કરવાને માટે પુત્ર, કલત્ર, દ્રવ્યાદિ વિષયોનો મોહ છોડી દો. કેમકે તે સઘળું માયિક છે. એટલા માટે એના ઉપર મમતા કરવી વૃથા છે, એમ જાણીને શુદ્ધબુદ્ધમુક્તસ્વરૂપવાળા અવિનાશી પરમાત્માનું નામ લઇને એમના ગુણાનુવાદનું ગાન કરો. તથા સુંદર મધુર કથા શ્રવણુ કરો. એ માર્ગે ચાલશો તો નક્કી અમૃતસિદ્ધિ (બ્રહ્મપ્રાપ્તિ) થશે એમ નિઃસંશય સમજો. વેદ શાસ્ત્ર અને પુરાણોનું મંથન કરીને જોશો તો એજ સુલભ સન્માર્ગ છે એવી ખાતરી થશે. જ્યોતિષમાં અમૃતસિદ્ધિયોગ લખ્યો છે, તે યોગસમયે કયાંઈ ગમન કરે તો કાર્યસિદ્ધિ થાય એમ કહેલું છે. એનું લક્ષણુઃ—

**आदित्यहस्ते गुरुपुष्ययोगे बुधानुराधा शनिरोहिणी च ।**
**सोमे च श्रवणं भृगुरेवती च भौमाश्विनी चामृतसिद्धियोगः ॥**

રવિવારે હસ્ત નક્ષત્ર હોય, ગુરૂવારે પુષ્ય નક્ષત્ર, બુધવારે અનુરાધા, શનિવારને દિવસે રોહિણી, તથા સોમવારે શ્રવણુ, શુક્રવારે રેવતી, અને મંગળવારે અશ્વિની નક્ષત્ર હોય ત્યારે અમૃતસિદ્ધિયોગ થાય છે. કદાચ એ યોગમાં કંઇ વ્યાવહારિક કાર્ય કરવામાં આવે તો તે સિદ્ધ થતું હશે, પરંતુ આપણે જે 'મૃત સિદ્ધિયોગ' સંપાદન કર્યો છે (જન્મ મરણુરૂપ સંસારની પ્રાપ્તિ અવિચ્છિન્ન થાય એવો કર્મયોગ સિદ્ધ કર્યો છે.) તેનો નાશ કરીને પોતાના નામાનુસાર યથાર્થ અમૃત (બ્રહ્મ) સિદ્ધિ કરવાનું તેમાં સામર્થ્ય નથી; પરંતુ પરમાત્માની કથાનો જો સંયોગ કરવામાં આવે તો, તે સત્ય બ્રહ્મ પ્રાપ્તિ સિદ્ધ કરી આપે છે. તે શ્રવણુ ત્રણુ પ્રકારનું છે; સાત્વિક રાજસ અને તામસ. વેદાંતશાસ્ત્ર અને તેના વ્યાખ્યાનરૂપ પુરાણોને સાંભળવાં તેને સાત્વિક કહે છે; સાહિત્ય તથા મીમાંસા વગેરે રાજસ શ્રવણુમાં આવે છે. ન્યાયશાસ્ત્ર અને યુદ્ધવિષયનું શ્રવણુ તામસ કહેલું છે. એમાં

પુરાણોનું શ્રવણ મુખ્ય છે. જેથી કરીને સૂક્ષ્મ આત્માખ્યવસ્તુના ભાનવડે બુદ્ધિનું સામર્થ્ય વધે છે. અને એ સિવાય પાપનાશ, પુણ્યોત્પત્તિ ઈત્યાદિ ફળ પણ મળે છે. ભગવાન્ શ્રી કૃષ્ણ ઉદ્ધતને કહે છે કેઃ—

> श्रद्धालुर्मे कथाः शृण्वन् सुभद्रा लोकपावनीः ।
> [illegible] जन्म चाभिनयन्मुहुः ॥
> मदर्थे धर्मकामार्थानाचरन्मदपाश्रयः ।
> लभते निश्चलां भक्तिं मय्युद्धव सनातने ॥
> सत्संगलब्ध्या भक्त्या मयि मां स उपासिता ।
> स वै मे दर्शितं सद्भिरंजसा विंदते पदम् ॥

શ્રદ્ધાયુક્ત અંતઃકરણ કરીને મારી કથા સાંભળવી જોઇએ. હરિકથાના શ્રવણ સમયે મનને અર્થારૂઢ કરવું તેને શ્રદ્ધાયુક્ત શ્રવણ કહે છે. નહિ તો મન અનર્થકારી સાંસારિક વિષયોમાં હોય અને કાન કથાના શ્રવણમાં હોય તો તેનું ફળ શું ? વક્તા જે કાંઈ બોલે છે, તેનું શ્રોતા એકાગ્રચિત્તથી શ્રવણ કરે અને તેનો અર્થ સમજવા તરફ વૃત્તિ રાખે તોજ યથાર્થ અર્થની (સકલ વેદશાસ્ત્રાદિનો અર્થ જે પરમાત્મા તેમની) પ્રાપ્તિ થાય છે. નાસ્તિક પુરૂષો શ્રવણ શું નથી કરતા ? પરંતુ સાંભળીને પણ 'દેવ કયાંઇ નથી, હોય તો દેખાય,' એમ તેઓ કહે છે. અને દેવ છે એમ કહેનારાઓને ઉદરપોષક જાણે છે. આ પ્રકારની નાસ્તિકતાને તિલાંજલી આપીને આસ્તિકતાની વૃદ્ધિ પમાડવી, એટલે પરમેશ્વર છે અને હું એની કથા સાંભળું તો આ સંસાર તરી જાઉં એવો જે મનમાં ભાવ હોય તેને શ્રદ્ધા કહે છે. તથા શ્રવણ સમયમાં અને ધ્યાનકાલમાં લય, વિક્ષેપ, કષાય અને રસાસ્વાદ એ ચાર વિઘ્ન છે, એમનું પણ નિવારણ કરી દેવું જોઇએ. અજીર્ણ, અતિરિક્તભોજન અને શ્રમ ઈત્યાદિકોવડે સુષુપ્તિકાલની પેઠે મનનો લય થાય છે, એને લય કહે છે. વિષયચિંતનરૂપ કામ, તથા વિષયભોગ કર્યાથી જે ચિત્તની ચંચળતા થાય છે, તે વિક્ષેપ. અને રાગદ્વેષાદિ પ્રબળ વાસનાઓ વડે મનનું જે સ્તબ્ધ—જડવત્-થઈ જવું તે કષાય. જેમ એકાદ ઘોડો અથવા બળદ ચાલતાં ચાલતાં અટકી જાય છે, એને પછી ગમે તેટલો મારો તથાપિ કિંચિત્ પણ આગળ પાછળ ખસતો નથી, પણ એક સ્થાનપરજ ઉભો રહે છે. તેજ પ્રમાણે સગુણ યા નિર્ગુણનું પ્રતિપાદન કથામાં ચાલતું હોય એમાં મન ગમે તેટલું આગળ પ્રેર્યું હોય તોપણ તે જતું નથી ને સ્તબ્ધ થઇ જાય છે, એ લક્ષણ કષાયનું છે. તથા કથામાં હાસ્યભાવ અને શૃંગારનું વર્ણન ચાલતું હોય તે શ્રદ્ધાવડે

શ્રવણ કરવાથી ચિત્તને જે આનંદ થાય છે તે રસાસ્વાદ. એ ચારેને દૂર કરીને જો પુરૂષ શ્રવણ કરે તો એને વસ્તુનું-યથાર્થ વિજ્ઞાન થાય છે.

એ સિવાય પ્રેમ પણ ત્રણ પ્રકારનો છે. સાત્વિક, રાજસ અને તામસ. ભયંકર યુદ્ધકથા, શૂરવીરોના પરાક્રમની વાર્તા શ્રવણ કરવાથી ચિત્તને શ્રવણકાલમાં જે આનંદ થાય તથા પ્રેમ ઉપજે તે રાજસ પ્રેમ જાણવો.

દુઃખની કે શોકની વાર્તા શ્રવણ કરવાથી નેત્રોમાં અશ્રુપાત, શરીરનો કંપ, સ્ફુરણાદિ પ્રકાર ઇત્યાદિ ચિહ્ન જોવામાં આવે તો તે તામસ પ્રેમ સમજવો. અને વેદપ્રતિપાદિત ભગવાનની ચતુર્ભુજ પીળાં વસ્ત્રવાળી, શંખચક્રગદાદિ આયુધવાળી જે સગુણ મૂર્તિ તેનું વર્ણન સાંભળવાથી જે આનંદ થાય છે અને જે પ્રેમ ઉપજે છે તેને સાત્વિક કહેલો છે. તથા સર્વમાં તે શ્રેષ્ઠ સમજવો. પરંતુ એમાં પણ નિર્ગુણ પ્રેમ અતર્ક્ય છે. સૈંધવનો એક કણ સમુદ્રમાં જો પડ્યો હોય તો તે તેમાં ઓગળીને સિંધુની સાથે ઐક્યભાવને પ્રાપ્ત થઈ જાય છે અને સમુદ્રના જેટલોજ તે થઈ જાય છે. એ પ્રમાણે નિર્ગુણનું વર્ણન સાંભળીને ચિત્ત ચૈતન્યસમુદ્રમાં ડુબી જાય છે અને ઉપર આવતું નથી, તે નિર્ગુણ પ્રેમ. એવી અવસ્થાનાં ચિહ્ન રોમાંચનું પુલકિત થવું, નેત્રોનું આનંદાશ્રુ પૂર્ણ થવું, અને કંઠનું ગદ્‌ગદ થવું વગેરે કહેલાં છે. પરંતુ તે પ્રેમ નિર્મલ અંતઃકરણમાંજ હોય છે. એટલા માટે પ્રથમ મનઃ-શુદ્ધિવડે સગુણ સ્વરૂપનું ધ્યાન અને લીલાઓનું શ્રવણ કરવું જોઇએ. કેમકે એ સઘળું પરમ મંગળકારી છે. ભગવાન્ કહે છે કેઃ—હે ઉદ્ધવ, મ્હારા ચરિત્રોનું અને મ્હારા અવતારોનું કીર્તન તથા સ્મરણ કરવું અને એનું વારંવાર અનુકરણ પણ ચલાવવું. મ્હારે માટે ધર્મ, અર્થ અને કામનું આચરણ કરીને કેવલ મ્હારોજ આશ્રય કરીને રહેવું. (ભગવાનને માટે અર્થસેવન યાને એમનું આરાધન કરવાના ઉપયોગમાં આવે એ હેતુથી દ્રવ્ય સંપાદન, અને તેમને ખાતર કામસેવન એટલે તેમની પ્રસાદી સમજીને વસ્ત્રાલંકાર, પુષ્પમાલા ગંધાદિ ધારણ કરવાં.) એ પ્રમાણે ચાલવાવાળા પુરૂષને અનાદિ એવા મ્હારા સ્વરૂપમાં નિશ્ચલ ભક્તિ પ્રાપ્ત થાય છે. સાધુઓના સમાગમથી મ્હારે વિષે એવી ભક્તિ ઉત્પન્ન થતાંજ તે પુરૂષ મ્હારૂં ધ્યાન કરે છે, અને સાધુઓએ દેખાડેલાં મ્હારા સ્વરૂપને વગર પ્રયાસે નિશ્ચયપૂર્વક પ્રાપ્ત થાય છે. એટલા માટે સાત્વિકશ્રદ્ધા અને પ્રીતિયુક્ત થઇને મહાત્મા પુરૂષોના મુખથી સગુણ કથાઓનું શ્રવણ અવશ્ય કરવું. શ્રવણ કરવાને માટે સત્ત્વપ્રધાન ભાગવત પુરાણ અતીવ શ્રેષ્ઠ છે. બોપદેવ કવિએ કહ્યું છે કેઃ—

**वेदः पुराणं काव्यं च प्रभुर्मित्रं प्रि[illegible]वचः ।**
**बोधयंतीति ह प्राहुस्त्रिवद्भागवतं पुनः ॥**

વેદ, પુરાણ તથા કાવ્ય એ ક્રમથી પ્રભુ, મિત્ર અને પ્રિયસ્ત્રીનાં વચનો જેવાં છે. એમનો હેતુ મનુષ્યમાત્રને જાગૃત કરવાનો છે. પરંતુ ભાગવતમાં એ ત્રણે ગુણો હોવાથી તે વિશેષથી શ્રેષ્ઠતાને પ્રાપ્ત થયું છે. વેદની સમાન જે ભાગવત પ્રભુતા (અધિકારીપણું–મોટાઇ)થી હિતોપદેશ કરીને મનુષ્યોને સાવધ કરી દે છે. તથા પુરાણોની સમાન મિત્રતાથી સલાહ વગેરે આપે છે. અને કાવ્યની પેઠે સ્ત્રીના ભાષણની સદૃશ મનોહર થઇને અંતઃકરણને આનંદમય બનાવી દે છે. એ પ્રકારે એક ભાગવતમાં ત્રિવિધ ગુણ ભરેલા છે. એટલા માટે સત્ત્વાપાદક (સત્વગુણ તથા સાધુત્વ આપનાર) ભાગવતનું મોક્ષેચ્છુએ અવશ્ય સેવન કરવું ઇષ્ટ છે. કવિ વર્ણન કરે છે કેઃ–

**काव्येनासुरसंपत्तिर्नाटके [illegible]ः ।**
**न रामताऽलंकारित्वे वरा भागवतस्थितिः ।**

કાવ્ય–કાદમ્બરી વગેરે ગ્રન્થોના શ્રવણ પઠનના અભ્યાસ વડે ગીતામાં કહેલી આસુરી સંપત્તિ ઉત્પન્ન થાય છે. જે પ્રકારે કાવ્ય–શુક્ર–ની સંગતિ વડે વૃષપર્વાદિ દૈત્યોમાં—આસુર સંપત્તિ (સ્વભાવ)ની સમૃદ્ધિ થઈ હતી. તથા નાટકાદિમાં બાલભાષાનો પ્રચાર છે એટલા માટે પ્રાકૃત–સાધારણ જનોની એમાં વિશેષ પ્રવૃત્તિ હોય છે. કેમકે એમાં બાલ–અજ્ઞ–માણસોને પ્રિય એવા વિષયો ભરેલા હોય છે. એ પ્રમાણે અલંકાર શાસ્ત્રાદિનો અભ્યાસ કરીને અલંકારિત્વ સંપાદન કર્યું હશે તોપણ રામત્વ પ્રાપ્ત થવાનું નથી. એમાં થોડુંજ રામના યશનું વર્ણન છે ? જે ઠેકાણે લંકારિત્વ હોય ત્યાં રામતા હોય છે. એટલે લંકાના જે શત્રુ તે રામ હોય છે. એમાં એ ભાવ સમજવો કે–શરીરરૂપી લંકાની ઉપર જ્યાં સુધી અહંમમ ભાવ હોય અને તે લંકાને જ્યાં સુધી સુવર્ણ–શોભનઅક્ષરનાં–અલંકાર વગેરેથી સુશોભિત કરવામાં પ્રેમ છે ત્યાં સુધી રામત્વ (બ્રહ્મરૂપત્વ) પ્રાપ્ત થશે નહિં વાસ્તે કહે છે કે–ભાગવતમાં મનને સ્થિર કરવું એ સહુથી શ્રેષ્ઠ છે. જે ભાગવતની નિષ્ઠા છે તે ભગવાનનીજ નિષ્ઠા સમજવી. પરંતુ એ શું સર્વ લોકોને સુલભ છે ? નહિં. 'ભાગવત.' મહાભાગ્યવાનનીજ તેમાં દૃઢ નિષ્ઠા થાય છે, મંદભાગ્યવાળાઓની થતી નથી. સારાંશ કે એ પ્રમાણે ભાગવતના શ્રવણ વડે સત્ત્વગુણોની ઉત્પત્તિ થઇને સત્વશીલ અને સત્ત્વપ્રિય ભગવાનની સાથે ઐક્યતાની પ્રાપ્તિ થશે. જે પ્રમાણે રાજા પરીક્ષિતને થઈ હતી.

ભાગવતમાં પણ દશમ સ્કંધ પ્રધાન માનેલ છે અને તેમાં પણ રાસ-પંચાધ્યાયીનું વિશેષ પ્રાધાન્ય છે. શરીરમાં અનંતવૃત્તિયો છે, તથાપિ તેમાં જે પ્રમાણે પંચ પ્રાણવૃત્તિયો શ્રેષ્ઠ છે, અથવા નંદનવનમાં મંદાર, પારિજાત, સંતાન, કલ્પવૃક્ષ, હરિચંદન ઈત્યાદિ પંચકલ્પતરૂ શ્રેષ્ઠ છે, અથવા દેવતાઓમાં વિષ્ણુ આદિ પંચાયતન, અથવા યજ્ઞોમાં પંચ મહાયજ્ઞ શ્રેષ્ઠ છે, તે પ્રમાણે શ્રીમદ્‌ભાગવતમાં રસમય રાસપંચાધ્યાયી વરિષ્ઠ–અતિ શ્રેષ્ઠ–છે. કેમકે એમાં અત્યંતપ્રિય અને હિતકારક એવા આનંદરૂપ પરમાત્માના જ્ઞાનનો ઉદય થએલો હોવાથી તે અતિ સુશોભિત થઈ છે. જેનું અર્થાવલોકન કરવાથી યોગીને એમ લાગે છે કે એમાં ફલસહિત યોગના જ્ઞાનનુંજ વર્ણન કરેલું છે. કર્મ કાંડીને ક્રિયાના પૂર્ણફળનું અને ઉપાસકને ઉપાસનાસિદ્ધિનું, તેમજ જ્ઞાનીને સાધનસહિત અદ્વિતીય, બ્રહ્મરૂપનુંજ વર્ણન છે એમ દેખાય છે. તથા કામી પુરૂષને ઇંદ્રિઓના વિષયવિલાસનું વર્ણન, એટલે એ રાસપંચાધ્યાયી શૃંગારરસ પ્રધાન છે, અને એમાં નાયક અને નાયિકાનાં વિલાસ વર્ણન કરેલાં છે એમ ભાસે છે. વધારે શું કહીએ ? પરંતુ જે જે કોઈ જેવી જેવી બુદ્ધિથી આ પંચાધ્યાયીનું અવલોકન કરે છે, એ સર્વેને પોતપોતાના અભીષ્ટ –ઇચ્છીત–ફળનો લાભ થાય છે. ગીતાજીની ઉપર જે પ્રમાણે અનેક ટીકાઓ છે તે પ્રમાણે રાસપંચાધ્યાયી ઉપર પણ અનેક ટીકાઓ થયેલી છે. અને ગીતાતુલ્યજ તેનું માહાત્મ્ય છે. ગીતામાં કેવલ ઉપદેશ અને તેમાં તદનુસાર પ્રત્યક્ષ લીલા એટલુંજ વિશેષ છે. ગીતાના પાઠવડે જે પ્રમાણે બ્રહ્મપ્રાપ્તિ થાય છે તે પ્રમાણે એનાં પણ પઠનશ્રવણથી સદાનંદરૂપ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થાય છે.

જેના પહેલા અધ્યાયમાં યોગ, બીજામાં ઉપાસના, ત્રીજામાં અધિષ્ઠાન-ચિંતન, ચોથામાં અપરોક્ષજ્ઞાન (સાક્ષાત્કાર) અને પાંચમામાં પૂર્ણ આનંદ રસનો ઉદય, એ આવેલાં છે. મહાત્મા નરહરિનાથ કહે છે કેઃ—

[illegible]त्तिगापीजनैः क्रीडन्न[illegible]चर्यं न मुञ्चति ।
यत्रांतरात्मा गोपालस्तद्भागवतमुत्तमम् ॥

જે ભગવાને પ્રતિપાદન કરેલાં છે એવાં જ્ઞાનશાસ્ત્ર (ભાગવત) માં અંતઃકરણની વૃત્તિઓરૂપ ગોપીસમૂહની સાથે રમવાવાળા અંતરાત્મા (બ્રહ્મથી અભિન્ન પ્રત્યગાત્મા) ગોપાળ (અધિષ્ઠાન સહિત બુદ્ધિસ્થચિદાભાસ) બ્રહ્મચર્ય (તત્પદનો લક્ષ્યાર્થ અને જગત્કારણ જે બ્રહ્મ તેમાં અભિન્નતાથી વિચરવાનો સ્વભાવ) છોડતા નથી, એવું વર્ણન છે. જોકે તે વ્યવહારકાલમાં

સકલ અંતઃકરણની વૃત્તીઓની સાથે સારીરીતે બંધાયેલ છે, તોપણ પરમાર્થથી તેના સંસર્ગથી રહિતજ છે. બ્રહ્મઅભિન્ન પ્રત્યગાત્માજ સમષ્ટિવ્યષ્ટિરૂપ ચિદાભાસ છે, એવો સિદ્ધાંત છે. એમ ઉપર કહેલું લક્ષણપ્રધાન ભાગવતજ જ્ઞાનીયોને માટે શ્રવણ કરવા યોગ્ય છે. કેમકે જે ઉત્તમ ('**उद्गत-ततम**' યાને અજ્ઞાન નિવૃત્ત થયું છે જેનાવડે એમ હોવાથી શ્રેષ્ઠ છે. લૌકિક અર્થપણ એમાં કહેલો છે. જે સર્વ કોઇ જાણે છેજ. સર્વાંતર્યામી પરમાત્માજ ગોપાળ થઇને (સર્વ ઘરકામ કાજનો પરિત્યાગ કરીને રાસક્રીડામાં પ્રવૃત્ત થએલી એટલા માટે) વૃત્તિઓરૂપી જે ગોપીઓ તેમની સાથે રમમાણ થવા છતાં પણ જેમણે બ્રહ્મચર્ય-(જિતેંદ્રિયત્વ) છોડયું નહિ. એ પ્રકારનો અર્થ જેમાં પ્રધાનપણે કથિત છે, એવું ભાગવત પુરાણ શ્રેષ્ઠ જાણવું અને સાંભળવું. (એ પ્રમાણે એ શ્લોકમાં લૌકિક અને અલૌકિક એવો અર્થ શ્લેષાર્થમાં કહેલો છે તે સામાન્યરીતે સમજાવ્યો છે.) સારાંશ કે—ભાગવતની જેટલી મહત્તા કહીએ તેટલી થોડી છે.

એ લીલાપર તથા બીજાને માટે પણ અર્વાચીન લોકોએ દોષારોપ કર્યો છે. પરંતુ એ સર્વથાજ ઉન્મત્તનો પ્રલાપ છે. રાજા પરીક્ષિતને ઋષિ-પુત્રના શ્રાપવડે વિરક્તિ થઇ અને એમાંથી મ્હારો કોણ છૂટકો કરે ? એવા વિચારમાં તે પડયા ત્યારે અકસ્માત્ સ્વભાવતઃ જીવન્મુક્ત એવા પરમહંસ શ્રી શુકયોગીન્દ્રનું ત્યાં આગમન થયું. એમણે જે ભાગવત સંહિતા ('**सम्यक्‌हिता**') મોક્ષકલ્યાણ કારિણી સંભળાવી તે કેવળ રાજાનેજ નહિ પરંતુ હજારો બીજા મુનિઓને પણ સંભળાવી હતી. તો હવે એ વિચાર કરવા જેવી વાત છે કે, જે ભાગવતમાં વિશેષે કરીને રાસલીલા વગેરે ચરિત્રોમાં શૃંગારરસ પ્રધાન તથા સ્ત્રિયોના વિલાસનું વર્ણન કરવાનોજ ભાવ હત તો રાજા અને મુનિઓ તે સાંભળત ખરા ? અને સર્વસંગના પરિત્યાગી શુકદેવજી પણ તે કહેત ખરા ? એ વાતજ સર્વથા અસંભવિત છે. રાજા પરિક્ષિતના સમાન કોઇ પુરૂષના ઉપર એવો પ્રસંગ આવે તો એવે વખતે શૃંગારરસ પ્રધાન ગ્રંથોને સાંભળવા, અથવા તો જોવા, એને કેટલા પ્રિય લાગે ? એ બાબતનો વિચાર સૌ એ પોતપોતાના મનમાં કરી લેવો જોઇએ. અસ્તુ ! જ્યારે ભાગવતની લીલા લખવાનો પ્રસંગ આવશે ત્યારે લૌકિક અને અલૌકિક અર્થ બતાવીશું. એ ઉપરથી કોઈના મનમાં જો કદાચિત્ કોઇના ઉપદેશ શ્રવણથી અથવા પોતાની અર્ધપ્રબુદ્ધતાથી (અધકચરા જ્ઞાનથી) ભાગવતને વાસ્તે અશ્રદ્ધા ઉત્પન્ન થઈ હોય તો તે દૂર જતી રહેવાની; હાલ પ્રસંગોપાત્ત આટલુંજ વર્ણન કરવામાં આવેલું છે.

શ્રવણભક્તિ રાજા પરિક્ષિત સમાન કોઇથી થઈ નહોતી. હરિકથામાં એને કેવા પ્રકારનો પ્રેમ હતો કે તેને ક્ષુધા તૃષા (ભૂખ તરશ) વગેરે ઉર્મિ બિલ્કુલ પીડા દેતી ન હતી. શુકાચાર્યને તે એવું કહે છે કેઃ—

नैषातिदुस्सहा क्षुन्मां त्यक्तोदमपि बाधते ।
पिबंतं त्वन्मुखांभोजच्युतं हरिकथामृतम् ॥

હે ભગવન્! આપના મુખકમલમાંથી નીકળતી હરિકથારૂપી સુગંધીદાર મકરંદ, અથવા આપના આનંદપ્રદ મુખરૂપચંદ્રમામાંથી સ્રવતું હરિકથારૂપી અમૃત (સુધા) પાન કરવાવાળા ચકોર સમાન અથવા ભ્રમર સમાન, (અંભોજના બે અર્થ છે. એક કમળ અને બીજો ચંદ્ર. કેમકે કમળ, જળમાં ઉત્પન્ન થાય છે અને ચંદ્ર પણ પાણીમાંથી (સમુદ્રમાંથી) નીકળે છે. અંભોજનો કમળ અર્થ લઇએ તો રાજા ભ્રમર તુલ્ય સમજવો અને ચંદ્રમા અર્થ લઇએ તો રાજાને ચકોર જાણવો. કમળનો અને ભ્રમરનો તથા ચંદ્રનો અને ચકોરનો કેવા પ્રકારનો પ્રેમ છે, તે પ્રસિદ્ધજ છે. ભ્રમર, મકરંદનું પાન કરનાર અને ચકોર અમૃતનું પાન કરનાર છે.) જે હું તે મ્હને, મ્હેં જો કે આચમન સિવાય અન્ય ઉદકપાનનો પરિત્યાગ કર્યો છે તથાપિ આ દુસ્સહક્ષુધા પીડા કરતી નથી. ભૂખ અને તરસ પ્રાણની ઊર્મિઓ છે અને પ્રાણ સદા મનની સાથે રહે છે. તે મન પરમાત્મકથામાં આસક્ત થએલું છે તો પછી ક્ષુધા તૃષાવૃત્તિ રાજાને કેમ પીડા આપે ? એનો વ્યવહારમાં પણ આપ સૌ કોઇને અનુભવ થાય છે. આપણે એકાદ કાર્યમાં આસક્ત હોઇએ અને એ વખતે ઘરમાં ભોજનને માટે બોલાવે તો આપણને એ કાર્યની આસક્તિને લીધે ભોજન વગેરે કરવું સુઝતું નથી. ઘણો વખત વીતીજાય તોપણ ભૂખની સ્મૃતિ પણ થતી નથી. કેમકે કામમાં એકાગ્રમન લાગેલું હોવાથી અને મનની પાસેજ પ્રાણનું વિચરવું થાય છે એટલા માટે ભૂખ તરશ વગેરે વૃત્તિ ઉત્પન્ન થતીજ નથી. પરંતુ જ્યારે તે કાર્યમાંથી મન વ્યગ્ર થાય છે, ત્યાર પછી તે ભૂખ વગેરે યાદ આવે છે. એ કારણને લીધે મનને વશીભૂત કરવા માટે પ્રાણવાયુનો નિરોધ કરવો એ સાધન કહેલું છે. સારાંશ કે, ભૂખ બહુ દુઃખદાયી હોવાછતાં રાજા એકાગ્રમનથી કથા સાંભળ્યા કરતો હતો; એથી એને કાંઇ દુઃખ ન થયું. સર્વ દુઃખોની મર્યાદા કહી છે, પરંતુ ક્ષુધા દુઃખની નથી કહી.

मातृदुःखं च षण्मासं पितृदुःखं च वार्षिकम् ।
भार्यादुःखं पुनर्भार्या भ्रातृदुःखं दिने दिने ॥

માતા મરી જાય તો તેનું દુઃખ છમાસ સુધી થાય; પિતા મરી જાય તો એક વરસ પર્યંત, પત્ની મરે તો એનું દુઃખ બીજીસ્ત્રી મળે ત્યાં સુધી પરંતુ ભૂખનું દુઃખ દરરોજ જીંદગીપર્યંત રહે છે. અને એનોઅનુભવ મધ્યાન્હ સમત વીતી ગયા પછી ઝટ થાય છે. જેવો રાજાને શ્રવણાભિલાષ હતો તેજ પ્રમાણે શુકાચાર્ય પણ પ્રીતિયુક્ત અંતઃકરણવડે પરમાત્મસંબંધી સગુણ નિર્ગુણ જ્ઞાનનું વર્ણન કરતાં રાજાને આનંદિત કરતા હતા.

કવિ (શુક્ર)ની સમીપ જો બુધ (ગ્રહ) હોય તો નક્કી રસ (જળ)ની વૃષ્ટિ થાય છે પરંતુ જો કુજન્માં (મંગળ) અગ્રભાગમાં રહેલો હોય તો કદાચ કવિ સમર્થ હોય તોપણ જળવૃષ્ટિ કરવાને અસમર્થ થાય છે. એ પ્રકારે (જ્ઞાની) શ્રોતા કવિ (પંડીત) વક્તાની સમીપમાં હોયતો જેવો એના અનેક પદોથી અને વાક્યોવડે રસનો આવિર્ભાવ થાય છે, તે પ્રમાણે કુજન્મા (કુત્સિત નીચ પુરૂષ) શ્રોતા સમીપવર્તિ હોય તો થતો નથી. તોહવે જુઓ કે, રાજા પરિક્ષિતની સમાન બુધ શ્રોતા અને શુકાચાર્ય કવિ (ક્રાંતદર્શી, ત્રીકાલદર્શી) સમાન વક્તા અને એ બેના સંયોગવડે જ્યાં અલૌકિક રસ (આનંદરસ પરમાત્મા) નો આવિર્ભાવ થતો હતો, ત્યાં સાધારણ ષડ્સનો અને નવરસનો આવિર્ભાવ થાય એમા શું આશ્ચર્ય ! બીજું શું કહીએ ? આ ચાલતા વર્તમાન સમયમાં પણ ભાગવત સાંભળવા તથા સંભળાવવામાં આવે છે પણ એમાં સાધારણ લૌકિકઆનંદ પણ ઉપજતો નથી, ત્યાં અલૌકિક આનંદરસરૂપ પરમાત્માનો તો શીરીતે લાભ મળવાનો હતો ?

કોઈ એક રાજાને પંડિતજીએ બહુ વર્ષ સુધી શ્રીમતદ્ભાગવત સંભળાવ્યા કીધું. એક સમે રાજાએ પંડિતજીને પૂછ્યું:—મહારાજ ! પરિક્ષિતને જે ભાગવત સંભળાવ્યું હતું તે આ છે ? કે બીજું ? પંડિત બોલ્યા, રાજા ! શુકાચાર્યે જે ભાગવત પરિક્ષિતને સંભળાવ્યું હતું તેજ આછે. અને તે હું આપને દરરોજ સંભળાવું છું. રાજાએ કહ્યું, પણ અમોને સંદેહ થાય છે, કે સાત દિવસ શ્રવણ કરવાથી પરિક્ષિત સંસારથી નિર્મુક્ત થઈને પરમાનંદ રૂપ મોક્ષ પામ્યા. અને હું આજ કેટલાકોવરસથી સાંભળી રહ્યો છું છતાં મ્હારી મુક્તિ કેમ થતી નથી ? શું કાંઇ આપના કથનમાં ગડબડ સડબડ છે. અથવા મારા શ્રવણમાં કંઈ ખામી છે ? મને સમજણ પડતી નથી. માટે આપ એનું નિરાકરણ કરો. પંડિતજીએ કહ્યું, રાજા ! એનો યથાર્થ જવાબ હું થોડા દિવસ પછી તમને આપીશ અને સંશય રહિત કરીશ. ત્યાર પછી ઘણા દિવસ વીતી ગયા અને રાજાને એ વાતનું વિસ્મરણ થયું.

પછી એક દિવસ પંડિતજીએ પોતાને ઘેર રાજાને ભોજનનું નિમંત્રણ કર્યું ત્યારે રાજા પણ પ્રેમને વશ થઈ, સત્પાત્ર બ્રાહ્મણ જાણી ત્હેના આમંત્રણનો સ્વીકાર કર્યો. પંડિતજીએ બધી તૈયારી કરી અને રાજાને આવવા અગાઉ સાથે બે આદમીને બે થાંભલા સાથે મજબુત દોરડાથી બાંધી રાખ્યા. નક્કી કરેલા સમય પ્રમાણે રાજા તેને ઘેર આવી પહોંચ્યો. ઘરમાં જુએ છે તો સ્તંભની સાથે બે મનુષ્ય બાંધેલા નજરે પડયા. રાજાએ એને પૂછ્યું, મહારાજ ! આ શું ? એમને હાથે શો અપરાધ થયો કે તેથી આવી શિક્ષા કરી ? છોડી દો. મ્હારાથી આમની દુઃખદ સ્થિતિ જોઈ શકાતી નથી. પંડિતજી બોલ્યા, હે રાજા ! એ બેની એવી પ્રતિજ્ઞા છે કે, પહેલો જે છૂટે એણે બીજાને છોડવવો. રાજા હસ્યો અને બોલ્યો, પંડિતજી ! એ બંધાયેલા છે, એમાં કોણ કોને પ્રથમ છોડવે ? એક છૂટો થાય તો બીજાને છોડવી શકે. પંડિતજી એ કહ્યું રાજા ! તમ્હારા પૂછેલા પ્રશ્નનો ઉત્તર એમાં આવી ગયો.

શુકાચાર્ય અને પરિક્ષિત એ બેઉ સંસારવાસનાથી છૂટા થયેલા હતા. રાજા પરિક્ષિત બ્રાહ્મણનો શાપ સાંભળીને વિરક્ત થયો અને ભાગવત શ્રવણમાં એકાગ્રમનથી અન્નોદકનો પરિત્યાગ કરીને બેઠો હતો, અને શુકદેવ તો સ્વભાવથીજ મુક્ત હતા; એમના સમાન શ્રોતા વકતા દુર્લભ સમજવા. રાજા પરિક્ષિતની તમને અને શુકાચાર્યની મ્હને શીરીતે સમાનતા પ્રાપ્ત થઇ શકે તેમ છે ? લોઢાને સ્પર્શમણિ (પારસમણિ) નો સ્પર્શ થાય તો સોનું થઇ જાય છે. પરંતુ લોઢાને લોઢાનો સ્પર્શ થાય તો અથવા ઘર્ષણ કરે તથાપિ સોનું શીરીતે થઈ શકે ? તદનુસાર તમે અને અમે આ સંસારરૂપી અરણ્યમાં અહંકારવૃક્ષની સાથે વિષયવાસનારૂપ દોરડીવડે દઢ બંધાઈ ગયા છીએ; તો એ પુરૂષોની પેઠે આપણામાંથી પણ પ્રથમ કોણ કઇ રીતે છુટે ? અને બીજાને છોડાવે ! સુવર્ણતુલાનું દાન (શરીરના વજન બરાબર સોનું જોખીને આપવું તે) કરવાથી સ્વર્ગ મળે છે, પરંતુ ગાજરની તુલાનું દાન કરીને વિમાનની રાહ જોનારા પુરૂષના સમાનજ તમ્હારી ઇચ્છા અને પ્રશ્ન છે. એને માટે પુષ્કળ તપ કરવું જોઇએ ત્યારે વાસનાનો બંધ શિથિલ થઇ જાય; અને પછી મુકત થવાની ઇચ્છા એકાગ્રમનથી ભાગવત શ્રવણને માટે પ્રવૃત્તિ થાય. અને પછો રાજા પરિક્ષિતની પેઠે આપણને પણ પરમાનંદપ્રાપ્તિરૂપ મોક્ષ મળે. ભાગવત ગ્રંથ તેનોતેજ છે અને રાજા પરિક્ષિતને મોક્ષ મલ્યો એપણ સત્ય છે, પરંતુ એમની સમાન શ્રોતાઓનો અને વકતાપુરૂષનો અધિકાર ન હોવાથી આપણને અનુભવ થતો નથી. અને 'આ સઘળું મિથ્યા છે,' 'અને પુરાણો વગેરે ગપ્પાં છે' એમ લાગે છે. કદાચિત એ વખતે

દ્વાપરયુગ હતો, અને આજ કલિયુગ છે માટે એવું બનવું દુર્ઘટ ને અસંભવનીય લાગે, પરંતુ એ પણ વ્યર્થ છે. કોઈપણ દેશમાં અને કોઈપણ સમયમાં પરમાત્માનો લાભ એક સરખોજ હોય છે; માત્ર સાધનાકરનાર પુરૂષની અંતઃકરણવૃત્તિ નિર્મળ તથા એકાગ્ર હોવી જોઈએ, તો જલદી સિદ્ધિ પ્રાપ્ત થાય ફલાણા દેશમાં અને કાલમાં પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે એવું વર્ણન ક્યાંઈ પણ મળતું નથી. પુરાણાદિમાં કળિયુગના અનેક દોષોનું વર્ણન કરતાં એમાં એક મ્હોટો જબ્બર ગુણ બતાવ્યો છે કેઃ—

**कलेर्दोषनिधे राजन्नस्ति ह्येको महान्गुणः ।**
**कीर्तनादेव कृष्णस्य मुक्तबन्धः परं व्रजेत् ॥**

હે રાજન્, દોષોનો સમુદ્ર જે કળિ તેનો એક મહાન્ ભારે ગુણ છે કે, સદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણ ભગવાનના ગુણોનું કીર્તન, વર્ણન એકાગ્ર મનવડે કરવામાં આવે તો પુરૂષ ભવબંધનથી મુકત થઈ પરમ પદને પ્રાપ્ત કરે છે. કૃતાદિ યુગ સમાન બીજાં કઠણ સાધનોનું અનુષ્ઠાન કરવામાં લાંબો સમય ગુમાવવાનું કારણ નથી. તાત્પર્ય. સર્વવ્યાપી પરમાત્મા સર્વકાલમાં અને દેશમાં પોતાના અનન્ય ભકતોપર કૃપા કરે છે. એટલા માટે પ્રથમથીજ શ્રવણભક્તિને માટે રાજા પરિક્ષિતની પેઠે પ્રવૃત્ત થવું. પંડિતજીના એ તરેહના ઉત્તરથી રાજા શાન્ત અને સંશયશૂન્ય થયો, અને ભોજન કરીને પોતાના મહેલમાં ચાલ્યો ગયો. કવિ કહે છે કેઃ—

**युक्तं विरक्तः खलु विश्वदेवत्रितोत्तरागर्भभवः परीक्षित् ।**
**ददर्श विष्णोः श्रवणं तदादौ प्रत्यग्दृशिस्थो भजनस्य मध्ये ॥**

(superscript markers on the verse: १ over विश्वदेव, २ over उत्तरा, ३ over श्रवणं, ४ over प्रत्यग्दृशि, ५ over भजनस्य)

પરિક્ષિત રાજાએ હરિના ગુણોનું જે શ્રવણ કર્યું તે યોગ્ય સમજવું. જગત્પ્રભુ શ્રીકૃષ્ણે અશ્વત્થામાએ છૂટા મૂકેલા બ્રહ્માસ્ત્રનું નિવારણ કરવાને વાસ્તે ઉત્તરાના ગર્ભમાં પ્રવેશ કર્યો, અને પરિક્ષિતનું રક્ષણ કર્યું; એવો પરિક્ષિત વિપ્રશાપથી દુઃખી થઈને વિરક્ત થયો. અને સ્વરૂપજ્ઞાનમાં સ્થિત થઈને, નવ પ્રકારના ભજનમાં પ્રથમ જે શ્રવણ તેને જોઈને ભગવાન્ વિષ્ણુ-

---

૧. જગત્પ્રભુ અથવા વિશ્વદેવદેવતા. ૨. ઉત્તરા અભિમન્યુની સ્ત્રી, અને ઉત્તરાષાઢા. ૩. શ્રવણભક્તિ અને નક્ષત્રનું નામ; ૪. સ્વરૂપજ્ઞાન અને પશ્ચાદ્દૃષ્ટિ. ૫. નવવિધ ભકિત અને નક્ષત્રસમૂહ (અર્થ ખ્યાલમાં આવવા સારૂ બન્ને એ અર્થ લખ્યા છે, તે પરથી ઉપર લખેલા અર્થની સમજણમાં સુલભતા થશે.

સ્વરૂપમાં તદાકાર થઇ મહાત્મા શુકાચાર્ય પાસેથી શ્રીમદ્‌ભાગવત સાંભળવા લાગ્યો. અર્થાન્તરવડે (બીજો શ્લેષાર્થ.) એમ સમજો કે, વિશ્વદેવ જેનો દેવતા છે એવું જે ઉત્તરાષાઢા નક્ષત્ર એમાં સ્થિત થઇ પાછળ દૃષ્ટિ કરીને જે રહેશે તેના દેખાવામાં પ્રથમ, ભ—ગણ (નક્ષત્ર-સમૂહ)ની મધ્યે વિષ્ણુ દેવતા છે જેનો તે શ્રવણ નક્ષત્રજ આવશે. અશ્વિની વગેરે સત્તાવીશ નક્ષત્ર શુંશુમાર ચક્રમાં સ્થિત રહેલાં છે, અને ચક્ર જેવી રીતે ફર્યા કરે છે તેવી રીતે નક્ષત્રચક્ર પણ ફર્યા કરે છે. અશ્વિની વગેરે નક્ષત્ર પહેલાં જો નીકળી જાય છે, તો ઉત્તરાષાઢાપર સ્થિત થઇને પાછળથી જોવાવાળાને શ્રવણ નક્ષત્રજ પ્રથમ નજરે પડે છે. ઉત્તરાષાઢાની પછી શ્રવણજ છે અને એનો દેવતા પણ વિષ્ણુ છે. (આ શ્લોક જરા કઠિણ છે સાધારણ જનના ખ્યાલમાં આવે નહિ. એમાં શ્લિષ્ટપદ છે તે સંસ્કૃતજ્ઞ માણસોના ધ્યાનમાં આવશે. વિગ્રહ વગેરે વિશેષ કરવામાં આવે તો જેમને સંસ્કૃતપદનું જ્ઞાન નથી તેમને અધિક કઠીણ થઇ પડે.) તાત્પર્ય કેઃ—પરમાત્માની કથાના શ્રવણવડે વાસ્તવ સ્વરૂપના ગુણોનું જ્ઞાન થવાથી પરાભક્તિમાં સાધકપુરૂષ નિઃસંશય પહોંચી જાય.

હવે આ ઉપર શંકા થશે કે, જે પુરૂષનો પૂર્વ જન્મનો જેવો સંસ્કાર હોય છે, તેવીજ તેને વાસના થાય છે. હાલમાં જે સંસારની પ્રવૃત્તિમાં લોકો છે, તેમના પૂર્વજન્મમાં પણ સંસારનો સંસ્કાર હતો, એ પ્રમાણે અનુમાન થાય છે. એટલા માટે એવા લોકોને મોક્ષેચ્છા અને તેને અર્થે રાજા પરિક્ષિતની સમાન શ્રવણમાં પ્રવૃત્તિ કયા કારણથી ઉત્પન્ન થાય ? અજ્ઞ લોકોની સમજણ એવી જણાય છે કે, વિષયો વિના સુખ નથી અને વિષય તો વેદાંતપ્રતિપાદ્ય જે મોક્ષરૂપ બ્રહ્મ તેમાં છેજ નહિં. એ પ્રકારે વિપરીત જ્ઞાનીઓને પ્રથમ મોક્ષેચ્છા પણ કોઇ પ્રકારે સંભવિત નથી. એના સમાધાનમાં કહેલું છે કેઃ—

> [illegible] वा सकामस्य वा भक्तिर्विष्णोः शिवस्य वा ।
> [illegible] जाता मुमुक्षा कारणं हि तत् ॥

જગદ્‌વ્યાપક પરમાત્મા સાકાર વિષ્ણુ અથવા સુખરૂપ શંકરની નિષ્કામ અથવા સકામ, પ્રેમયુક્ત અંતઃકરણમાં ભક્તિ (ભજનપ્રવૃત્તિ) ઉત્પન્ન થાય તો એ મોક્ષેચ્છાનું કારણ છે. અથવા આ જન્મમાં યા તો જન્માંતરમાં નિષ્કામતાવડે ગંગાતીરાદિ પુણ્યસ્થાનમાં શીતોષ્ણાદિ સહન કરીને પોતાના વર્ણાશ્રમને ઉચિત કર્માનુષ્ઠાનરૂપ તપ કર્યું હોય તો, તે પુણ્યના પરિપાકવડે થએલાં શુદ્ધઅંતઃકરણવાળા પુરૂષોને મોક્ષની ઇચ્છા ઉત્પન્ન થશે.

ઉપાસના સહિત કર્મોનાં ફળ જૂદાં છે, તથાપિ ચિત્તશુદ્ધિ (રાગાદિ મલ રાહિત્ય)જ મુખ્ય ફળ સમજવું. અંતઃકરણની અતિશય શુદ્ધિ થઇ હોય તો તે કર્મોનું જીજ્ઞાસા ફળ થાય છે; અને તેના કરતાં પણ અતિશય શુદ્ધિ થઇ જાય તો કર્મોનું જ્ઞાન એજ ફળ થાય છે. બંધનનો હેતુ એવાં કર્મોનું ફળ, મુક્તિનું કારણ જે જ્ઞાન તે શી રીતે થાય? એ પ્રમાણે ન કહેવું. કેમકે, કામ્ય અથવા નિષ્કામ સત્કર્મોની ગતિ (ફળ) આશ્ચર્યરૂપ છે. કર્કટી રાક્ષસીને કામ્ય તપથી પણ મુક્તિના હેતુરૂપ જ્ઞાનનો લાભ થયો; એ પ્રમાણે વસિષ્ટજીએ ઉત્પત્તિ પ્રકરણમાં કહેલું છે, તથા મોહયગ્રસ્ત દાશૂરને પણ અગ્નિની આરાધનાવડે કદંબના વૃક્ષપર સ્થિત થયે સતે ત્યાંજ કરેલાં કર્મવડે અંતઃકરણની શુદ્ધિ થઇને જ્ઞાન પ્રાપ્ત થયું હતું. ઇત્યાદિ સ્થિતિ-પ્રકરમાં વસિષ્ઠજી એ વર્ણન કર્યું છે. માટે ઉપાસના અને કર્મ મુમુક્ષાનાં કારણો થાય છે; અને જ્ઞાનપ્રધાનફળના પ્રતિપાદક ઉપનિષદાદિ ગ્રન્થોએ પણ જ્ઞાનેચ્છુનાં અંતઃકરણની શુદ્ધિથી જ્ઞાનેચ્છા દૃઢ થવાને માટે નિત્ય નૈમિત્તિક નામે પ્રાયશ્ચિત્તકર્મોનો અંગીકાર કર્યો છે. એના સિવાય અન્ય પણ કારણ છે, કે જેથી કરીને મોક્ષની ઇચ્છા થાય છે.

**विदुषां वीतरागाणामन्नपानादिसेवया।**
**संगत्या प्रणयेनापि मुमुक्षाऽऽकस्मिकी भवेत्॥**

રાગદ્વેષરહિત જ્ઞાનિયોનું અન્ન ભક્ષણ, જળપાનાદિ સેવનવડે તથા તેમનાં દર્શન, સંભાષણ, સમાગમ, નમસ્કાર ઇત્યાદિથી કારણ વિના અકસ્માત્ મોક્ષવિષયક ઇચ્છા થાય છે. સારાંશ, ઉપર કહેલાં સાધનઅનુષ્ઠાનવડે મોક્ષેચ્છા થવી એ અસંભવિત નથી. તથાપિ તેમાંય જ્ઞાની મહાત્માઓનો સમાગમ અને અન્નપાનાદિનું સેવન શ્રેષ્ઠ સમજવું, એટલે અંતરંગ (જલ્દી અંતઃશુદ્ધિ અને જ્ઞાનેચ્છાનું) સાધન જાણી લેવું. માતંગ મહર્ષિના આશ્રમમાં શબરી રહી હતી અને એમના ઉચ્છિષ્ટ અન્નનું સેવન કરતી હતી. જેથી એને આત્મજ્ઞાન થયું હતું. એ પ્રમાણે મલપ્રભા-માહાત્મ્યની અંદર શબરીના ચરિત્રમાં વર્ણવેલું છે.

તથા કળીમાં પૈઠણ નામે ક્ષેત્રમાં જે એકનાથ નામે સાધુ થઈ ગયા. એમને પણ 'જનાર્દન' સદ્ગુરૂની સાથે સમાગમ, તેમનું અન્નસેવન વગેરેથી જ્ઞાન અને શ્રી દત્તાત્રયનું સાક્ષાત્ દર્શન થયું હતું. જનાર્દનપંતની ઉપર શ્રી દત્તાત્રયની પૂર્ણ કૃપા હતી. (એમનું સ્થાન દક્ષિણમાં ઔરંગાબાદની પાસે દોલતાબાદ નામે કિલ્લાપર છે) જેને વાસ્તે કવિ કહે છે કે:—

विध्वस्ततमः स्तोमो जयति द्विजराज एष आत्रेयः ।
श्रितसज्जनैकनाथो जनार्दनो यस्य वंशोऽभूत् ॥

જે પ્રકારે વિપ્રશ્રેષ્ઠ આત્રેય (ચંદ્ર) અંધકાર સમૂહને નાશ કરીને જગતમાં ઉત્કર્ષતાથી વર્તે છે અને તેમના કુલમાં આશ્રિતસજ્જનોનો સ્વામી જે જનાર્દન (કૃષ્ણ) તે ઉત્પન્ન થયા હતા, તે પ્રકારે દ્વિજશ્રેષ્ઠ આત્રેય (દત્તાત્રેય) પણ અજ્ઞાનસમૂહનો નાશ કરવાને જગતમાં ઉત્કર્ષતાથી વિચરે છે. અને તેમના વંશમાં જનાર્દન (પંત) ઉત્પન્ન થયા; તથા જેના આશ્રિત સજ્જન એકનાથ થયા. વંશ બે પ્રકારનો છે. એક જન્મ વંશ અને બીજો વિદ્યાવંશ. ચંદ્રના વંશમાં જનાર્દન ( કૃષ્ણ ) અને દત્તના વંશમાં જનાર્દન (પંત) ઉત્પન્ન થયા.

એકનાથ નાની ઉમરમાં એમની પાસે જઈ રહ્યા હતા અને તેઓ પ્રાતઃકાલથી ગુરૂ સૂએ ત્યાંસુધી આળસ વગર સેવા કરતા હતા. એમને પોતાના હાથવડે સ્નાન કરાવતાં અને પૂજા સાહિત્ય તૈયાર કરી આપતા. તથા ભોજન થયા બાદ એમનું ઉચ્છિષ્ટ શેષાન્ન અતિપ્રેમથી ભક્ષણ કરતા; એ પ્રમાણે તાંબૂલ પાંડીને આપતા; ચરણ દબાવતા ઇત્યાદિ સર્વ પ્રકારની સેવા મનોભાવથી તેઓ કરતા હતા. એટલુંજ નહિ પણ જનાર્દનપંત રાતમાં કફ પિત્તાદિ પીકદાનીમાં થૂંકતા, તેનું પણ એકાન્તમાં પ્રાશન કરતા. એવી સેવા કરતાં તીવ્ર મોક્ષેચ્છા ઉત્પન્ન થઈ, અને જનાર્દન પંતે પ્રસન્ન થઇ એકનાથને ઉપદેશ આપ્યો તથા શ્રી દત્તાત્રયનાં સાક્ષાત્ દર્શન કરાવ્યાં. સારાંશ, લોકોને યદ્યપિ વિષયનાં સુખ પ્રિય છે અને તેઓ તેમની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરે છે, તથાપિ કહેલાં સાધનનું અનુષ્ઠાન કરવાથી એમને મોક્ષેચ્છા ઉત્પન્ન થાય છે. એમને સુખનીજ અપેક્ષા થાય છે; પછી ભલે તે સુખ વિષયોથી યુક્ત હોય અથવા તેમના વિનાનું હોય. પરંતુ સુખજ આપણું પોતાનું સ્વરૂપ છે, એવું તેમને જ્ઞાન ન હોવાથી મોક્ષેચ્છા થતી નથી; અને તે જ્ઞાન અંતર મલિન હોવાથી થતું નથી. માટે સત્સમાગમાદિ સાધનોના અનુષ્ઠાન પરાયણ થવાની આવશ્યકતા છે. તે પછી રાજા પરિક્ષિત-તુલ્ય શ્રવણમાં નિરંતર એકાગ્રતા થશે અને મનન, નિદિધ્યાસનાદિવડે મોક્ષ મળશે એમ સમજવું.

॥ इति शिवम् ॥

# દ્વિતીય પુષ્પ.



## હરિકથા શ્રવણથી જ્ઞાન લાભ અને સંકટ વિમોચન.

**को निर्वृतो हरिकथासु रतिं न कुर्यात् ॥ भाग. ॥**

કૂપ બાંધવાના સમયમાં, કદાચિત્ એમાં કોઇ પડે તો ઉપર ચઢી આવવાને માટે સીઢી વગેરે ઉત્તમ બાંધી રાખે છે. જેના આલંબનવડે પુરૂષ, ઉંડા અને ઘનાંધકારયુક્ત કૂપમાંથી ધીરે ધીરે ઉપર ચઢી આવે છે. એ પ્રમાણે અવિદ્યારૂપી ગાઢાંધકાર જેમાં છે એવા સંસારરૂપ કુવામાં પડવાથી જેની [1]દૃષ્ટિ નાશ પામેલી છે એવા મનુષ્યોના ઉદ્ધાર વાસ્તે મહાત્મા પુરૂષોએ અત્યંત રમણીય અને સુલભ એવી [2]અચ્યુત પરમાત્માની અવતારકથા નિર્માણ કરી રાખી છે. એનું આલંબન થાય તો, જીવ નિઃસંશય ઉપર સ્વયંપ્રકાશ સ્થાનમાં આવીને સ્થિત થાય. ભગવાનની કથા શ્રવણ કરવાથી જ્ઞાનોત્પત્તિ થાય છે અને તેનાથી ત્રિગુણોત્પન્ન કામક્રોધાદિ વિકાર નાશ પામે છે. વિષય વિરક્તિ થઇને ચિત્ત પ્રસન્ન થાય છે અને અનંતર તેને, મોક્ષતુલ્ય પરાભક્તિમાં પ્રવેશ કરવા માટે માર્ગ મળે છે; એવું હરિકથાઓનું માહાત્મ્ય છે. એમનું એકવાર શ્રવણ થાય તો, રસિક (પ્રેમી અને શૃંગારાદિ રસ જાણવાવાળા) પુરૂષોને જે આનંદ થાય છે, તે બીજા કોઈપણ વિષયથી થતો નથી. ગ્રંથકાર કહે છેઃ—

> यथा यूनस्तद्वत्परमरमणीयापि रमणी ।
> कुमाराणामंतःकरणहरणं नैव कुरुते ।
> मदुक्तिश्चेदंतर्मदयति सुधीभूय सुधियः
> किमस्या नाम स्यादरसपुरुषानादरभरैः ॥

પરમ સુંદર રમણી (સ્ત્રી) તરુણ અને કામી પુરૂષોના અંતઃકરણને જેમ હરણ કરે છે, તેમ તે દુગ્ધપાનકરવાથી પરમપુરૂષાર્થ મળ્યો એમ માનવાવાળા અને કામસુખાનુભવરહિત કુમારના ચિત્તને આકર્ષણ કરી શકતી નથી. તદનુસાર આ કાવ્યરચનારૂપ પરમસુંદર મ્હારી વાણી શ્રવણ મનનદ્વારા અમૃતતુલ્ય થઇને, જો સર્વથાઅરહસ્ય જાણવાવાળા રસિક પંડિતના મનને આનંદ ઉપજાવે, તો, નીરસ, (સર્વ પ્રકારવડે રસ શબ્દના અર્થને પણ જેનું મન સ્પર્શ કરતું નથી એવા) ચલિતપાષાણતુલ્ય અને તૃણપુચ્છરહિત

પશુઓ સમાન પુરૂષોવડે, પંડિતોએ આદર કરેલ મારી વાણીનો યદ્યપિ અનાદર કરાય તોપણ શું થયું ? તેને જરાએ અપાય અથવા લઘુત્વ પ્રાપ્ત થશે નહિ. એ પ્રમાણે વ્યાસ, વાલ્મીકિ, નારદ, શુકદેવ તથા મહાત્મા તુલસીદાસ, રામદાસ, તુકારામ, જ્ઞાનેશ્વર, એકનાથ, નામદેવ, સુરદાસ, ઇત્યાદિ મહાત્માઓની પરમરમણીય ઈશકથાવર્ણિતવાણી તરુણ અને કામી (સંસાર તરીજવાને સમર્થ અને ઇચ્છા કરવાવાળા) પુરૂષના મનને પોતાના તરફ ખેંચી લાવે, પરંતુ જે કુ–માર **'कुत्सितो मारो मदनो यस्मिन्'** યાને જેના અંતરમાં દુષ્ટમદનનો નિવાસ છે અને વિષયરસપાનવડેજ પરમપુરૂષાર્થ પ્રાપ્ત થયો છે અથવા થશે એમ માનવાવાળા જનના મનને તે આનંદિત કરતી નથી અને તેથીજ તે એનો આદર કરશે નહિ. ભલે ! તેને લીધે તિરસ્કાર અને નિંદા થઇ તોપણ એ સુધી મહાત્માઓની પરમ રમણીય ઇશકથાવાણીને શું હાની થવાની ? કાંઈપણ નહિ. પરંતુ જ્યારે તેની **કુ–માર–અવસ્થા** બદલાશે અને તે તરૂણ કામી થશે ( સંસાર ક્ષણભંગુર અને દુઃખદ છે એવું સમજીને તેમાંથી તરી જવાની ઈચ્છા કરશે) ત્યારે તેજ કથાવડે એનું મન આકર્ષિત થશે અને તેમાં આદરપૂર્વક તે સતત રમમાણ થશે. તરી જવા માટે કુમાર અને વૃદ્ધ સમર્થ હોતા નથી; તરુણજ તરે છે તથા પ્રબળ કામ પણ તેનામાં ઉપજે છે. '**तरतीति तरुणः**' તદનુસાર સંસારાવર્ણમાંથી તરી જવામાટે ઉપયોગી તારુણ્ય, શાસ્ત્રજ્ઞાન સંપાદન અને વિવેક સંપન્નતા વડે થાય છે અને એને લીધે તીવ્ર કામના પણ થાય છે. એટલા માટે એવું તારૂણ્ય પ્રાપ્ત થવા માટે મહાત્માઓની સમીપ જઇને પરમાત્માનાં ગુણકથાનું તેમનાં મુખથી શ્રવણ કરવું. મહાત્મા કહે છે કેઃ—

## પદ–રાગ–છાયા–તાલ ત્રિતાલા.

**સુનો કથા હરિકી સુખદાઈ। તા બિન ભવ ન જાય તરાઈ ॥ ધ્રુ ॥**
**શૌર્યાશીલખયોનિ ફિરાઇ। જાતકર્મ સો સુનત નશાઈ ॥ ૧ ॥**
**ધ્યાન તપવ્રત યોગ સમાધિ। કલેશ હોત બહુ જાત ન આધિ ॥૨॥**
**મન તન કાનહિ નિશ્ચલ જાકે। હોત દેવ વશ નિશ્ચય તાકે ॥ ૩ ॥**

---

૧. જ્ઞાન ૨. અચ્યુત અવતાર કથા–નથી તૂટી પગથીઆનીવાર્તા. એટલે કે કુવામાંથી ઉપર આવવું હોય તો સારી શ્રેણીનો આધાર લેવો જોઇએ. (આ ટીપ પાછળના પૃષ્ઠ ઉપર વાંચવી.)

**સબસે પ્રિય કીર્તન હૈં પ્રભુકો । દેત સુગતિ જો નિજ દાસનકો ॥૪॥**
**દત્તાત્રય પ્રભુ અંતર્યામી । છાંડિ હોત રત સંસૃતિકામી ॥ ૫ ॥**

પરમાત્મકથા શ્રવણજ ઉત્તમ દૃઢ નૌકાતુલ્ય સંસાર સિંધુ ઉત્તીર્ણ થવાને માટે મુખ્ય સાધન છે. જેનાં શ્રવણથી નિખિલ કર્મનષ્ટ થઇજાય છે, જેને લઇને આપણે ચોરાશીલક્ષ યોનીમાં ફરીરહ્યા છીએ. જપ, તપ, ધ્યાન તથા વ્રતાદિના આચરણમાં ક્લેશ ઘણો હોવાથી, તેવડે આધિ (માનસિક દુ:ખ) દૂર થાય નહિ. પરંતુ મનુષ્યને કેટલું એ દુ:ખ થયું હોય અને પરમાત્માની સુંદર કથા સાંભળે તો તે દુ:ખ શીઘ્રજ વિસ્મૃત અને નષ્ટ થઇ જાય. પરમાત્માને અજિત (કોઇએ જીતેલ નથી) એમ કહે છે; પરંતુ એક સ્થાનમાં સ્થિત થઇને શરીરને નિશ્ચલ કરીને અને મનને એકાગ્ર રાખીને જે કથા સાંભળે છે તેના વશવર્તી પરમાત્મા થાય છે; અર્થાત્ એવા ભક્તોવડે પરમાત્મા વિજીત કરાય છે; કારણ કે જીત્યાવિના કોણ કોને વશીભૂત થાય ? પરમાત્માને કીર્તન અત્યંત પ્રિય હોય છે. એટલા માટે, આપણેપણ આ સાધન વડે તેમને વશ કરીલેવા. આવો સુલભ ઉપાય છોડી જે લોક સંસારવિષયક વાસનાને વશીભૂત થઇને પોતાનું આયુષ્ય ગુમાવે છે તે પોતેજ પોતાના શત્રુ બને છે એમ સમજવું. પરમાત્માને કથા કેટલી પ્રિય છે અને પોતાના દાસોનું રક્ષણ તે કેવું કરે છે, જેને માટે ઇતિહાસ શ્રવણ કરો.

એક સમય પૂનામાં મહાત્મા તુકારામ આવ્યા હતા અને તેમની કથા ચાલતી હતી. એ વખતે મહારાજા શિવાજી સિંહગઢ ઉપર હતા અને તેમને એ ખબર મળી કે તુકારામની કથા પુનામાં ચાલે છે. રાજા તેમના દર્શન વાસ્તે અને કથા શ્રવણ હેતુથી ત્યાંથી નીકળ્યા અને પુનામાં આવ્યાં. જ્યારે દર્શન સમયે તુકારામની પાસે શિવાજીએ ચાંદીની થાલી દ્રવ્યાદિ ભરીને ભેટમાં ધરી દીધી, ત્યારે તુકારામ બોલ્યા, રાજા ! તમારી કીર્તિ અને વિશાળ બુદ્ધિ, ઉદારતા વગેરે ગુણ વિષે હું સાંભળું છું પરંતુ અમારે વૈષ્ણવ જનને આ દ્રવ્ય ગોમાંસ તુલ્ય છે. અમારૂં સમાધાન થાય એમ તમારી ઇચ્છા હોય તો, પરમાત્માનું નામ સ્મરણ કરવું, એકાદશીનું વ્રત કરવું અને પરમાત્માનો દાસ છું એમ સમજવું; આ દ્રવ્યને લઇને મ્હને સંતોષ નથી એટલા માટે લઇ લેવું અને ગરીબ અપેક્ષિત લોકોને ઇચ્છા મુજબ વહેંચી દેવું. આવી નિઃસ્પૃહતા દેખીને રાજા ચકિત થયો અને શરમાઈ ગયો. તે દિવસ એકાદશી હતી અને તુકારામને નિયમ હતો કે આખી રાત કીર્તન કરવું. દશમીને દિવસ એક ભુક્ત રહેવું, એકાદશીને રોજ ઉપવાસ અને

રાત્રીએ કીર્તન કરવું તથા દ્વાદશીએ પારણું કરવું અને તે દિવસ દિવસે સુવું નહિ. એ પ્રકારે તુકારામ યથાવિધિ વ્રત કર્યા કરતા હતા. રાજા શિવાજી રાત્રીએ કીર્તન સાંભળવાને જન સમુદાયમાં જઈ બેઠા. એ વખતે યવનનું રાજ્ય હતું અને શિવાજીને પકડવા માટે ચારેતરફ બાદશાહના ગુપ્ત જાસુસ ફરતા હતા કે જેથી શિવાજી કયાં છે તે જાણવામાં આવે. પૂનામાં રાજા આવેલ તથા કથામાં બેઠેલ છે એ ખબર દુતો તરફથી જાણવામાં આવ્યા કે તરતજ એને પકડવાને માટે બે હજાર પઠાણ સિપાઈ બાદશાહના ચાણક ગામથી દોડયા. (પૂના પાસેજ ચાકણ નામ ગામ છે) પૂનામાં આવીને જે ઠેકાણે કથા ચાલી રહી હતી, તે સ્થાનને સિપાઇઓએ ઘેરી લીધું અને અંદરનો આદમી બહાર જવા પામે નહિ એવો બંદોબસ્ત કર્યો. શિવાજીને પીછાણીને બાંધી લેવો એવા વિચારમાં એ સર્વલોક હતા, એટલામાં આ સમાચાર રાજાના તેમજ શ્રોતાઓના જાણવામાં આવ્યા અને તેને લઇને કથાના રંગમાં ભંગ થયો. કોઇ આમ તેમ જોવા લાગ્યા, કોઈ રાજાને કહેવા લાગ્યા કે "ઉઠો! ભાગો!" જ્યારે આવી સભાની ચળવિચળ સ્થિતિ દીઠી ત્યારે તુકારામે પૂછયું, શું છે? સર્વ ભયભિત કેમ થયા છો? શું ચારે તરફ જોઈ રહ્યા છો? મ્હને કહો. ત્યારે લોકોએ તુકારામને કહ્યું કે રાજાને પકડવા માટે બાદશાહના ઘોડેસ્વાર આવેલ છે અને તેમણે આ મકાનને ઘેરી લીધું છે; કોઇને પણ અંદર બહાર જવા દેતા નથી. આ મ્હોટું સંકટ ઉપસ્થિત થયું છે વાસ્તે સૌ વિચારમાં પડયા છે કે, શું કરવું? હવે અહીંથી રાજાને અન્યત્ર ભગાડયા વિના એના પ્રાણ કેવી રીતે બચશે? તો આજ્ઞા આપો. તુકારામ બોલ્યા, પરમાત્માની કથામાંથી ઉઠવું ન જોઇએ એવી ધર્મ નીતિ શું ત્હમે જાણતા નથી? હરિકીર્તન શ્રવણ કરવા માટે, જ્યાં કીર્તન થતું હોય ત્યાં એવી રીતે ઘુસી જવું જોઇએ કે, જેમ ચોર લોક ધનાઢ્યના ઘરમાં પ્રવેશ કરે છે તેમ. અને ગયા પછી અને ત્યાં બેઠા પછી ચાહે તેટલું ગૃહકાર્ય ઉપસ્થિત થાય અથવા સંકટ આવી પડે તોપણ, જેમ એકાદ ઢોર પોતાની ઉપર ઘણો બોજો લાદવાને લીધે બેસી જાય છે અને મારપીટ કરે તોપણ ઉઠતું નથી તે પ્રમાણે ઉઠી જવું જોઇએ નહિ. પરમાત્મકથાનો ઉચ્છેદ થાય તો કેટલું પાપ છે? ભગવતી ભાગવતમાં લખ્યું છે કેઃ—

**निद्राभंगः कथाच्छेद । दंपत्योः प्रीतिभेदनम् ।**
**शिशुमातृविभेदश्च ब्रह्म त्यासम स्मृतम् ॥**

હે ભાઇઓ! નિદ્રાભંગ, પરમાત્મકથાનો ઉચ્છેદ, સ્ત્રી પુરૂષની પ્રીતિનો નાશ, માતા અને બાળકનો વિયોગ કરવો, આ સર્વ કાર્યો કરવાવાળા

પુરૂષને બ્રહ્મહત્યાતુલ્ય પાપ લાગે છે. એટલામાટે આવેલ સંકટ દૂર થવા માટે એકાગ્રતાવડે હરિનું ધ્યાન અને સ્મરણ કરો. તુકારામનું વચન સાંભળીને સર્વ નિશ્ચિંત થયા અને રાજાએ પણ વિચાર કર્યો કે, ચાલો! આજ એકાદશી પર્વકાળ છે તથા કીર્તન ચાલી રહ્યું છે એવામાં મહાત્માની પાસ યદ્યપિ મરણ થાય તોપણ હરકત નહિ. તારક અને મારક એક પરમાત્માજ સમર્થ છે. સર્વજન તથા તુકારામ પરમાત્માનું એકાગ્ર મનથી ધ્યાન અને સ્મરણ કરવા લાગ્યા.

અહિંઆ બહાર જે પઠાણ હતા તેમાંથી કેટલાક અંદર આવીને જનસમૂહમાં જોવા માંડયા પણ એમાં રાજા કોણ છે એ કોઈ જાણી શક્યો નહિ. ત્યારે કહેવા લાગ્યા કે અહિંઆ આવેલ સર્વેને મારો તો રાજા પણ મરાશે, તુકારામને અંતર્દૃષ્ટિવડે તેમનો આ વિચાર સમજવામાં આવ્યો ત્યારે તેણે ભગવાન્ શ્રીવિઠ્ઠલની પ્રાર્થના કરીને કહ્યું, હે પ્રભો! તમારી કથા શ્રવણ માટે ઘણા પ્રેમવડે તથા શ્રદ્ધાવડે આ સર્વજન આવેલ છે પણ એમનાપર મોટો સંકટ પ્રસંગ છે. હું મ્હારી પોતાની જાત માટે બીતો નથી અને પ્રાર્થના કરતો નથી; કરંતુ આમના જો પ્રાણ જાય તો તમારી અપકીર્તી થશે અને આજ પછીથી કોઇ પણ આપની કથાપર, વેદશાસ્ત્ર પુરાણ તથા મહાત્માઓના વચનપર વિશ્વાસ કરશે નહિ. "જ્યાં મ્હારી કથા થાય છે, ત્યાં હું ઉભો રહું છું અને ભક્તજનોપર સંકટ આવી પડે ત્યારે મ્હારૂં સ્મરણ કરે તો હું સુદર્શનવડે એને દૂર કરી દઉં છું." આવાં આપનાં મુખોદ્‌ગત વચનને આ સમયે સત્ય કરી બતાવો. 'न मे भक्तः प्रण[illegible]' એવું ગીતોક્ત વચન પણ પ્રસિદ્ધ છે. રાજા તમારા ભક્ત છે અને આ શ્રોતાલોક પણ અત્યંત પ્રેમથી તમારા ગુણ કીર્તનમાં નિરત થએલ છે. આ સર્વની લજ્જા તમારે હાથ છે. એ પ્રમાણે તુકારામે જે પ્રાર્થના કરી તે સાંભળીને પરમાત્માનું અંતર દયાર્દ્ર થયું. જે પ્રમાણે બાલક અસ્પષ્ટ (બોબડું) બોલે છે તથાપિ તેના પિતાનું મન મોહિત થઇ જાય છે તદનુસાર, પરમાત્મપિતા પોતાના ભાવિક ભક્તોનાં વચન સાંભળીને લુબ્ધ થઈ જાય છે. તુકારામ વિષે કવિએ વર્ણન કર્યું છે કે:—

असंख्यकीर्तिप्राप्तेन तुकारामेण साधुना ।
अजो [illegible] सरथा नित्यं परमानंद[illegible] ॥

જે પ્રમાણે, પરમાત્મા વિષ્ણુએ શ્રીરામચન્દ્ર ઉત્તમ અપત્ય (પુત્ર) રૂપ ધારણ કર્યું અને અનેક વિધ અલૌકિક ચરિત્ર કરીને અખંડ (અવિનાશી) કીર્તી સમૂહ સંપાદન કર્યો અને તેને લીધે [1]અજ રાજા અને દશરથ એ બંન્નેને

---

૧ દશરથનો પિતા.

સહિત પરમાનંદયુક્ત કર્યા તે પ્રમાણે તુકારામસાધુએ અભંગ (કવિતા) રૂપ કીર્તિગુણવડે અજ (જન્મરહિત) અને દુગ્ધ-રથ[1] (અવતાર) છે જેના એવા ભગવાન્ વિષ્ણુને નિત્ય પરમાનંદિત કર્યા. સારાંશ, જેના વચન વડે પરમાત્મા અતિસંતુષ્ટ થયા; કારણકે તે સર્વ અભંગ નિર્મલ ભાવવડે અને વેદશાસ્ત્રોના પ્રમેયવડે ભરિત છે. ખરદૂષણાદિ દુષ્ટ અસુરોનું જેમ શ્રીરામના તીક્ષ્ણ બાણ ભેદન કરતાં હતાં તે પ્રમાણે; જે તુકારામમાં અભંગરૂપ બાણ ખલજનના હૃદયનું ભેદન કરે છે. તથા જનક રાજાની સમાન જેનો સ્વાત્માનુભવ છે અને સનકાદિમુની, જેનો વૈરાગ્ય દેખીને આનંદથી મસ્તક હલાવે છે. એવા તુકારામની પ્રાર્થના સાંભળીને પરમાત્મા પ્રસન્ન થયા અને કીર્તનમાં તેની પાસ પ્રકટ થયા. પરમાત્માને, ભક્ત પ્રિય અને કથા પણ પ્રિય છે; એટલા માટેજ કથા પ્રસંગમાં ઉપસ્થિત થયેલ વિઘ્ન જો દૂર ન કરે તો, આજથી કોઇપણ મનુષ્ય કથા ઉપર શ્રદ્ધા રાખીને શ્રવણમાં પ્રવૃત્ત થશે નહિ તથા પોતાનું વચન પણ મિથ્યા થશે અને અતીવપ્રિય ભક્ત તુકારામને દુઃખ થાય એમ જાણીને, ભગવાન્ શ્રી વિઠ્ઠલે નિજરૂપ ત્યાં વ્યક્ત કર્યું. કવિ શ્લિષ્ટપદવડે ભક્તપ્રિયતા અને કથાનીપ્રિયતા વર્ણન કરે છે કેઃ—

यः पुष्पवद्दृक् तथा बालो व... नवीनाम्बुदश्रीः ।
हरिः ...राणोऽयमह श्रुतिषु ...कथिकाप्रियोऽपि ॥

જે પરમાત્મા પુષ્પવદ્દગ્ (સૂર્ય અને ચંદ્ર નેત્ર જેને છે એવા) છે. તથા પાંડુના બાળ જે પાંડવો તેમનું જેણે પાલન પોષણ કર્યું છે. અને બલિરાજાએ જેના અંગનું પૂજન કર્યું છે. વળી, નૂતન મેઘવત્ જેની કાંતિ છે અને શ્રુતિમાં જેને પુરાણ (અનાદિ) પુરૂષ કહેલ છે, તે હરિ (ભક્ત સંકટહર્તા) ભક્તપ્રિય અને કથિકા (કથા) પ્રિય એવા છે. અર્થાંતર વડે કહે છે કે એ પ્રમાણે પુરાણ (વૃદ્ધ) પુરૂષ પણ ભક્ત (ઓદન) પ્રિય હોય છે અને તેને કથિકા (કઢી) પ્રિય હોય છે. અતિ વૃદ્ધ મનુષ્યનો નિર્વાહ પ્રાયઃ કઢી અને ભાતવડે થાય છે. અને વળી તે વૃદ્ધ કેવો હોય છે? તો પુષ્પવદ્દગ્ (પુષ્પાખ્ય નેત્રરોગયુક્ત જેની દૃષ્ટિ) થાય છે. તથા જે માથાપર પાંડુ (સફેત) બાળને ધારણ કરે છે એ પ્રમાણે જેનું અંગ શિથિલ ચર્મના વલીવડે સંયુક્ત થાય છે; અને નૂતન દંતશોભા જેની નષ્ટ થઈ છે એવા ગુણયુક્ત થાય છે. સારાંશ, પરમાત્મા કીર્તનપ્રિય અને ભક્તપ્રિય હોવાથી આ સંકટ દૂર કરવા

૧ શરીરનું શ્રુત્યાદિવિષે રથરૂપવડે વર્ણન કરાવેલ છે; મત્સ્યાદિ દશ (રથ) શરીર, અવતાર.

માટે તુકારામને કહેવા લાગ્યા કે "તમારૂં કીર્તન ચાલુ રહ્યું છે તેવુંજ ચાલવા દ્યો. હું પરચક્રનું પરબાયું નિવારણ કરૂં છું. તમારે ફીકર કરવી નહિં."

આ પ્રમાણે કથનકરીને પરમાત્મા ન સમજે એમ પોતે શિવાજીનું સ્વરૂપ લઇને ઘોડાપર સવાર થયા અને પોતેજ મોટેથી પુકાર કરીને કહેવા લાગ્યાકે હે સિપાઇઓ! શું જોઇ રહ્યા છો? જુઓ આ શિવાજીરાજા ભાગી જાય છે, પકડો. સિપાહી સાંભળીને તરતજ તેની પછવાડે ભાગવા લાગ્યા. નગરના સૌ લોકો જોવા લાગ્યા તો, શિવાજીને પકડવા માટે તેની પાછળ ઘણા સવાર દોડે છે. ત્યારે અંદર અંદર બોલવા માંડયા કે હવે શિવાજી આમના હાથમાંથી બચશે નહિ. ત્યાં પરમાત્માએ તેમને પોતાની પાછળ ખૂબ દોડાવ્યા તથા જ્યાં ખૂબ કંટકવૃક્ષ છે, તથા મોટામોટા પત્થર છે એવા જંગલમાં એમને લાવીને છોડી દીધા અને પોતે ગુપ્ત થઈ ગયા. ત્યાં શરીરમાં કંટક લાગે છે, ઘોડાપણ અટકી પડે છે, પવન પણ બહુ થયો જેથી ઠંડી પણ બહુ લાગે છે, તેથી સર્વ સિપાહી અંધારામાં દુઃખી થયા; પણ રાજા હાથ આવ્યો નહિ. ત્યારે તે કહેવા લાગ્યા કે, રાજા કોણજાણે ક્યાં ભાગી ગયો? અથવા અમારી દૃષ્ટિમાં કાંઈ ભ્રમ તો થયો નથી? શું છે તે સમજાતું નથી. એ પ્રમાણે દુર્જનોને વનમાં શિક્ષા કરીને પરમાત્મા તુકારામની પાસે આવીને કાનમાં કહેવા લાગ્યા કે "તમારૂં વિઘ્ન નિર્દલન થયું. હવે આનંદથી કીર્તન કરો." લોકો દ્વારા રાજાને તથા સર્વ શ્રોતાજનોને ખબર થઈ કે, વિઘ્ન આવ્યું હતું પણ પોતાની મેળેજ દૂર થઇ ગયું. ત્યારે પરમાત્માની મોટી કૃપા થઈ એમ સૌ બોલવા લાગ્યા. અનંતર મંગલારતી થઇ અને રાજા ગામમાં થઇને જતા હતા, ત્યારે રાત્રીએ જેઓએ દીઠું હતું તે સર્વ રાજાને પૂછવા માંડયા કે પેલા પઠાણના હાથથી તમે કેવી રીતે બચ્યા? કેટલા સવાર તમારી પછવાડે દોડતા હતા? રાજાએ કહ્યું કે, હું તો કથામાંજ બેઠો હતો, અને ક્યાંઈ ભાગી ગયો ન હતો. લોકોએ કહ્યું અમે તમારૂંજ રૂપ દીઠું હતું કે ઘોડા ઉપર સવાર થઇને તમે ભાગી રહ્યા હતા અને સિપાહી પાછળ દોડતા હતા. ત્યારે રાજા ચકિત થયો અને સમજી ગયો કે, પરમાત્માની કૃતિ અઘટિત અને અતર્ક્ય છે; તેમણે મ્હારૂં રૂપલઇને આવેલ વિઘ્ન નાશ કરી દીધું. રાજાએ તુકારામને તથા શ્રોતાજનોને આ વાત વિદિત કરી. ત્યારે તુકારામ બોલ્યા કે, પરમાત્મા મોટા માયાવી છે, અને ભક્તોની કદીપણ ઉપેક્ષા કરે નહિ. જેમ પહેલાં કાલયવનને શ્રીકૃષ્ણે કપટ કરીને મારી નાંખ્યો હતો તદનુસાર આ વખત પણ આ યવનોને કપટ

ફરીને ફસાવ્યા અને અખિલ ભક્ત જનોના પ્રાણની રક્ષા કરી. સાંભળતાંજ સર્વને ખાતરી થઈ કે, આ સંકટ તુકારામને લઇનેજ પરમાત્માએ દૂર કર્યું. ત્યારથી તુકારામ ઉપર લોકોની અચલ શ્રદ્ધા બેઠી અને જયાં તુકારામનો કીર્તન પ્રસંગ ચાલતો ત્યાં સર્વલોક જવા લાગ્યા. તાત્પર્ય, પરમાત્માની કથા સકલ દુઃખનાશક છે એમ સમજીને શ્રદ્ધાયુક્ત અંતઃકરણવડે નિરંતર સાંભળતા રહેવું; કદી અનાદર કરવો નહિ.

શ્રવણનો અભાવ થાય તો શું ફળ થાય છે તે કવિ શ્લિષ્ટપદવડે કહે છે કેઃ—

**श्रवणानुसरणमेव श्रीरामं स्पृहयतां सतामेकं ।**
**श्रवणाभावं रचयन् रामाविरहमन्वभूद्दशरथोऽपि ॥**

પરબ્રહ્મસ્વરૂપ શ્રીરામચંદ્રની ઇચ્છા કરવાવાળા સજ્જનોએ મુખ્ય શ્રવણમાંજ પ્રવૃત્ત હોવું જોઇએ અને સંતમહાત્મા પ્રવૃત્ત થાય છે પણ ખરા. કારણ કે શ્રવણ (શ્રવણમુની)નો અભાવ (નાશ) કરવવાળા દશરથને રામના વિરહનો અનુભવ થયો. એટલામાટે શ્રવણ (ભક્તિ)નો અભાવ (લોપ, અનાદર) કરવો નહિ.કરીએ તો સદૈવ રામ (સગુણ નિર્ગુણ)નો વિરહ થાય. એટલે કે તેમની પ્રાપ્તિ થાય નહિ અને સંસારમાં અનેક દુઃખોનો અનુભવ લેતાં પડી રહેવું પડશે. હવે રાજા દશરથને રામનો વિરહ શ્રવણના અભાવથી કેવીરીતે થયો તે કિંચિત્ દેખાડીએ છીએ.

એક સમય કૈલાસ ઉપર મહાદેવની સભામાં દેવગંધર્વાદિ સર્વ આવ્યા હતા અને નારદતુંબર, અપ્સરા ગંધર્વાદિ નૃત્ય ગાયન કરી રહ્યા હતાં. એવામાં સમુદ્ર બ્રાહ્મણના વેષમાં ત્યાં આવીને શંકરને પ્રણામ કરીને પોતાની સાથે લાવેલ રત્નોની ભેટ ધરી અને ત્યાં ગાયન સાંભળતો બેસી રહ્યો. ત્યાં સ્ત્રીઓના સમુદાયમાં ગૌતમી (વૃદ્ધ ગંગા ગોદાવરી) બેઠી હતી જેને દેખીને સમુદ્ર મોહિત થયો અને તેણીને માટે તેના મનમાં પાપવાસના ઉત્પન્ન થઇ. આ બાબત મહાદેવને "અંતર્યામી હોવાથી" સમજવામાં આવી અને તેમણે સમુદ્રને શાપ દીધો કે તું ફલ્ગુ નદીના કિનારે વૃક્ષની યોનીમાં ઉત્પન્ન થઇશ. જેથી સમુદ્ર ગભરાઈ ગયો અને જ્યારે તેણે મહાદેવની પ્રાર્થના કરી ત્યારે મહાદેવે કહ્યું કે, કાશીયાત્રા માટે કેટલાક ઋષિ ત્યાંથી આવશે તે વખત તેમના ચરણ સ્પર્શવડે હારો ઉદ્ધાર થશે અને પછી તું મનુષ્ય જન્મમાં શ્રવણ એ નામથી ઉત્પન્ન થઇશ. એ જન્મમાં માતા પિતાની સેવા કરવાથી તું મુક્ત થઇશ. અનંતર તે સમુદ્ર મહાદેવના વચનાનુસાર વૃક્ષયો-

નીમાં ઉત્પન્ન થયો અને એક સમય ઝંઝાવાતને લીધે સમૂળ ઉખડીને ફલગુ નદીના ઉપર પડયો. પછી કેટલાક ૠષિઓ જે આવ્યા હતા તે ઝાડ ઉપર થઇને પૂલની સમાન નદીને ઉતરીને સામે કિનારે ગયા. વૃક્ષનો વિસ્તાર ઘણો હોવાથી, આ કિનારેથી સામા કિનારા સુધી તે નદીમાં પડેલ હતો. ૠષિના ચરણ સ્પર્શથી તે વૃક્ષનો ઉદ્ધાર થયો અને પછી ભવિષ્યમાં મનુષ્ય-જન્મ તેને મળ્યો. આ જન્મમાં, તેનું શ્રવણ એવું નામ રાખવામાં આવ્યું હતું.

શ્રાવણ બાળપણથીજ મોટો તપસ્વી હતો; તેનાં માતા પિતાં આંધળાં હતાં અને વૈસ્યકુળમાં ઉત્પન્ન થયેલ હતાં. માતા પિતાની વૃદ્ધાવસ્થા હોવાથી શ્રવણ તેમની સેવા રાત્રી દિવસ કર્યા કરતો. મનુસ્મૃતિમાં કહેલ છે કેઃ—

**इमं लोकं मातृभक्त्या पितृभक्त्या तु मध्यमम् ।**
**गुरुशुश्रूषया त्वेव ब्रह्मलोकं समश्नुते ॥**

મનુષ્યને માતાની ભક્તિવડે ભૂલોક મળે છે અને પિતાની ભક્તિ કરવાથી અંતરિક્ષ લોક તથા ગુરૂભક્તિદ્વારા બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે. જે આ ત્રણનો આદર કરે છે, તેણે સર્વધર્મનો આદર કર્યો છે અને અનાદર કરે છે તેનાં સર્વ ધર્મકર્મ નિષ્ફળ થાય છે. અસ્તુ !

એક સમય શ્રવણમુની પોતાનાં માતા પિતાને કાશીયાત્રા કરાવવા માટે કાવડમાં બેસાડીને ખાંધે લઇને જઇ રહ્યો હતો દિવસે સૂર્યાદિનો ઘણો તાપ હોવાથી, રાત્રિના ઠંડા વખતમાં માર્ગે ચાલ્યો જતો હતો. જ્યારે એક સમય અયોધ્યાની નજીકના અરણ્યમાં રાત્રીના સમયમાં આવી પહોંચ્યો, ત્યારે માતા પિતાને બહુ તૃષા લાગવાથી, તેમને એક ઝાડ તળે બેસાડીને પોતે પાણીની શોધ કરવા માટે હાથમાં કમંડળુ લઇને ફરતો હતો. થોડે દૂર એક તળાવ તેની નજરે પડયું ત્યારે ત્યાં જઇને તેણે કમંડળને પાણીમાં ડુબાડ્યું. તે કમંડળની અંદર પાણી ભરાતી વખતે જે "બુડ બુડ" અવાજ થયો તેને લીધે રાજા દશરથને (જે પહેલેથી તે અરણ્યમાં દિવસે શિકાર કરવાને આવેલ હતા પણ શિકાર ન મળેલ તેથી ત્યાંજ રાત્રીએ રહ્યા હતા તેને) એવો માનો ભાસ થયો કે કોઇ મૃગાદિશ્વાપદ પાણી પીવા માટે આવેલ છે અને આ એનો શબ્દ છે. રાજા શબ્દ ઉપરથી વેધ કરવામાં પ્રવીણ હતા એટલે તેમણે જે બાણ છોડયું, તે બરાબર શ્રવણના હૃદયમાં પેસી ગયું. એને લીધે 'હરે હરે' ઇત્યાદિ પ્રભુનું નામ લેતો શ્રવણ ત્યાં પડ્યો. મનુષ્યનો શબ્દ સાંભળતાંજ રાજા ગભરાઇ ગયા અને તેની પાસે આવ્યા. તેને પૂછ્યું કે તું કોણ છે? ત્યારે શ્રવણે પોતાની હકીકત કહી અને કહ્યું કે હું વૈશ્ય

જાતીય મુનિ હોવાથી તમને બ્રહ્મહત્યાનું પાપ નથી. જે થયું તે થયું પણ હવે એક કામ કરો કે, મ્હારાં માતપિતા ઘણાજ તૃષાર્ત છે તેમને જળપાન કરાવો અને પછી મ્હારૂં વૃતાન્ત સંભળાવજો. સાંભળતાંજ રાજા દુઃખી થઇને તેમની પાસે જળપાન લઇને ગયા અને તેમને આપ્યું, તોપણ તેમણે જલપાન કર્યું નહિ. કારણકે રાજા બોલતા હતા નહિ. ચૂપચાપ તેમના હાથમાં જલ દીધું ત્યારે શંકાઆવી અને તેમણે પૂછ્યું કે હે શ્રવણ ! આજ બોલતો કેમ નથી ? બોલ્યા વગર અમે જલ પીશું નહિ. ત્યારેતો લાચારી સાથે રાજાને બોલવું પડયું અને તેમને પોતાનું આદ્યોપાંત વૃત્તાંત તેમને કહી દીધું. ત્યારે તેઓ પુત્રશોકવડે વ્યાકુલ થયાં અને હા શ્રવણ ! હા શ્રવણ ! એ પ્રમાણે તેનું નામ લઇને જમીનપર પડયાં. પ્રાણોત્ક્રમણના સમયમાં:—

तत्र वृद्धः पिता प्राह त्वमप्येवं भविष्यसि ।
पुत्रशोकेन मरणं प्राप्स्यसे वचनान्मम ॥

વૃદ્ધ પિતાએ કહ્યું કે મ્હારો તને શાપ છે કે "ત્હારી પણ આવી સ્થિતિ થજો. તું પુત્રવિયોગશોકવડે મરીશ." સાંભળતાંજ રાજાને ઘણુ દુઃખ થયું પરંતુ "આ મોટો તપસ્વી છે એનું વચન જૂઠું થાય નહિ તેથી પહેલાં મને પુત્ર થશે અને પછી તેનું વિયોગદુઃખ થઇને મૃત્યું આવશે" આથી થોડો આનંદ પણ થયો.

પછી ત્રણેનો અગ્નિદાહ કરીને રાજા અયોધ્યામાં પાછા આવ્યા. ત્રણ હત્યાનું વૃત્તાંત ગુરૂને જણાવ્યું ત્યારે તેના દુરિતશમનમાટે રાજા પાસે અશ્વમેધયજ્ઞ વસિષ્ઠજીએ કરાવ્યો. તાત્પર્ય રાજાએ શ્રવણનો (શ્રવણ એજ આવણ) અભાવ કર્યો જેને લીધે તેને રામવિરહ થયો અને ઘણા દુઃખી થઇને મરવું પડયું. તે પ્રમાણે અમારા હાથથી શ્રવણ (ભક્તિ) નો અભાવ, એટલે પરમાત્મગુણકથાઓને ન સાંભળવું થાય છે તેથી અમારે રામના વિરહ (અપ્રાપ્તિ) દુઃખને મેળવીને, મરતાં રહેવું પડશે; એટલે કે જન્મમરણાત્મક સંસારમાં દુઃખાનુભવ કરવો પડશે. પરંતુઃ—

रामस्य नितरामस्य ये कथामृतवारिधौ ।
रमंते परमं ते च जनुः प्राप्ता न संशयः ॥

જે લોક, આ પરબ્રહ્મસ્વરૂપ પરમાત્મા શ્રીરામચંદ્રની કથારૂપ અમૃતસિંધુમાં અત્યંત રમમાણ થાય છે, તેમનો આ આખરનોજ જન્મ થયો છે એમ નિઃસંશય સમજવું. પછી તેમને જન્મમરણાત્મક સંસારની પ્રાપ્તિ થશે નહિ અને સદા આનંદરૂપ રામમાં સ્થિતિ પ્રાપ્ત થશે. એટલા માટે પરમમંગલ-

કારિણી પરમાત્મકથા શ્રવણ કરીને પોતાના જન્મનું સાર્થક કરવું. દેવના પ્રાર્થનીય નરજન્મ પ્રાપ્ત થયા પછી જેમની યશોદાસુત શ્રીકૃષ્ણ ચરણકમળમાં ભક્તિ (નિરતિશયપ્રીતિ) નથી, અને ગોપિઓના પ્રિય હરીના ગુણ વર્ણન કરવામાં જેમની જીવ્હા અનુરક્ત થતી નથી તથાઃ—

**येषां श्रीकृष्णलीलाललितरसकथासादरौ नैव कर्णौ ।**
**धिक्तान् धिक्तान् धिगेतान्कथयति सततं कीर्तनस्थो मृदंगः ॥**

જેમના કાન, સદાનંદસ્વરૂપ શ્રીકૃષ્ણના વિવિધ લીલાઓની સુંદર રસભરિત કથાપાન કરવાને માટે આદરયુક્ત થતા નથી, તેમને નિરંતર કીર્તનસ્થિત મૃદંગ (પખવાજ) પોતાના મુખથી, '**तान् धिक् तान् धिक् एतान् धिक्**' તેમને ધિક્કારછે, ધિક્કારછે એમ બોલે છે. '**धिक् तान्**' ઇત્યાદિ મૃદંગ બજાવવાના બોલ (શબ્દ, અક્ષર) હોય છે; આ પરથી કર્ણેંદ્રિયની શુદ્ધિ અને સફળતા શ્રવણ કરવાથી થાય છે એમ સમજીને મનુષ્યે તદર્થ પ્રવૃત્ત થવું. જેથી તેને બ્રહ્મભાવની પ્રાપ્તિ થશે. શાસ્ત્રમાં આ પ્રમાણે કહેલ છે કેઃ—

**'नामरूपक्रियारहितं स्वप्रकाशरूपं यद्द्वितीयं ब्रह्म तदहं' एवं निर्विकल्पकज्ञानवंतं ब्रह्मवित्पुरुषं प्रति ब्राह्मण इति कथ्यते. एतादृशं ब्राह्मणत्वं प्राप्तुं श्रवणमनननिदिध्यासं विनाऽन्योपायो न विद्यते. तस्मात् तत्प्राप्तये मुमुक्षुणा श्रवणादिकमवश्यं संपादनीयं.**

નામરૂપક્રિયાશૂન્ય અને સ્વપ્રકાશ, અદ્વિતીય બ્રહ્મ હું છું એ પ્રમાણે જેને નિર્વિકલ્પજ્ઞાન પ્રાપ્ત થયું છે તે બ્રહ્મવેત્તા પુરૂષને બ્રાહ્મણ કહે છે. આ પ્રકારનું બ્રાહ્મણપણું શ્રવણમનન નિદિધ્યાસન વિના અન્ય કોઇ સાધનવડે પ્રાપ્ત થતું નથી. વાસ્તે મુમુક્ષુએ તેની પ્રાપ્તિ માટે શ્રવણાદિસાધન સંપાદન કરવું આવશ્યક છે. સાધન બે પ્રકારનાં હોય છે; એક બહિરંગ અને બીજું અંતરંગ. જેનાથી ચિરકાળે અંતઃકરણની શુદ્ધિ થાય છે તેને બહિરંગ સાધન કહે છે અને જે કરવાથી અત્યંત શીઘ્ર શુદ્ધિ થાય છે તેને અંતરંગ સાધન કહે છે. હિરણ્યગર્ભની ઉપાસના અને અશ્વમેધ યજ્ઞાદિકર્મ આવડે ચિત્તશુદ્ધિ થયાબાદ વિવેક, વૈરાગ્ય, શમાદિસંપત્તિ, મુમુક્ષુતા ઇત્યાદિ સાધનોનો લાભ થાય છે, અને પછી ગુરૂમુખદ્વારા વેદાંતશ્રવણ કરીને મનન નિદિધ્યાસનદ્વારા પુરૂષને આત્મસાક્ષાત્કાર થાય છે. એટલા માટે ચિત્તશુદ્ધિ વાસ્તે કર્મોપાસનાનો ઉપયોગ છે; પણ સાક્ષાત્ એમનાથી, જ્ઞાન થતું નથી. નદીનાપર (સામે) કિનારે નૌકા અથવા ઉડુપ (નાની હોડી) બનાવીને લોક જતા હોય છે. પરંતુ જે નદીનો વિસ્તાર અને વેગ મોટાં છે તથા જેમાં પાણી ઘણું

ઉંડું છે તેને તરી જવાનું હોય તો નાની હોડી કામમાં આવે નહિ કારણ કે તે ડુબી જાય; મોટી નૌકાજ પરપાર ઉતારી દેશે. તદ્વત્ સંસારનદીને સામે તીરે જે બ્રહ્મ તેની પ્રાપ્તિ થઇને સત્ય બ્રાહ્મણત્વ આવવા માટે શ્રવણાદિ સાધનરૂપ મોટી નૌકાનો આશ્રય કરવો જોઇએ. અન્નભક્ષણ કરવું તે તૃપ્તિનું નિયત સાધન છે તદનુસાર બ્રહ્મજ્ઞાન પ્રાપ્તિનું શ્રવણાદિ નિશ્ચિત સાધન છે. એટલા માટે જે પુરૂષે સત્પુરૂષોના મુખથી સગુણ અથવા નિર્ગુણ વિષયક કાંઇ શ્રવણ કર્યું નહિ તથા ત્રિવિધ એષણાઓનો ત્યાગ કર્યો નહિ, તો કેવળ વિષયોમાંજ જે આસકત છે, તેને કોઇ કાળમાં અને સ્થાનમાં પરમાત્માનો લાભ થશે નહિ. સબબ શ્રદ્ધાયુક્ત શ્રવણમાં પ્રવૃત્તિ રાખવી તો, ધીરે ધીરે કઠણ વિષય પણ સમજાય છે અને અસંભાવના, વિપરીતભાવના જો મનમાં થતાં હોય તો તે દૂર થઇને આત્મવિષયક યથાર્થ જ્ઞાન થશે. ગીતોપનિષદમાં ભગવાન્ કહે છે કેઃ—

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।**
**सोऽपि मुक्तः शुभाल्लोकान्प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥**

હે અર્જુન ! વિચાર અને અધ્યયન કરવા માટે અસમર્થ એવો જો કોઇ મનુષ્ય, (મૂઢ, વૃદ્ધ, સ્ત્રીજન વગેરે) ગીતા, પરમેશ્વર અને વક્તાપુરૂષ, એમને માટે શ્રદ્ધાભકિત સંપન્ન થઇ તથા અસૂયાદિ દોષ શૂન્ય થઇને જે તમારા મ્હારા સંવાદરૂપ ગીતાશાસ્ત્રને નિત્ય સાંભળશે, તે શ્રવણકર્તા મનુષ્ય જ્ઞાન અજ્ઞાનકૃત નિખિલ પાપથી નિર્મુકત થઇને અશ્વમેધાદિ યાગ કરવાવાળાને અત્યંત સુખકર એવા સત્યાદિ પુણ્યલોકોને પ્રાપ્ત થાય. આ ઉપરથી ભગવદ્યશ શ્રવણ કરવાથી પાપનાશ અને પુણ્યલોક પ્રાપ્તિ થાય છે એવું સિદ્ધ થયું; પરંતુ અંતરમાં દૃઢ શ્રદ્ધા અને અસૂયારહિતપણું જોઇએ તો તેને નિઃસંશય ક્રમથી આત્મજ્ઞાન થશે. અન્યથા સંસારમાં નાના પ્રકારની યોનિમાં જઇને દુઃખાનુભાવ કરવો પડશે એવું ભગવદ્વચન પણ છે.

**अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥**

હે પરંતપ ! જે પુરૂષ, મેં તમને કહેલ શાસ્ત્રપ્રતિપાદિત ભકિત લક્ષણ સહિત જ્ઞાનાખ્ય ધર્મના સ્વરૂપ, સાધન અને ફળના વિષે અશ્રદ્દધાન થાય છે અર્થાત્ વેદવિરોધિ અસુરાદિના દુષ્ટ શાસ્ત્રાદિઓનો આશ્રય કરીને દેહાત્મદર્શી બની ઇંદ્રિયારામ થાય છે અને શાસ્ત્રોદિત ઉપાયોને અપ્રમાણ માને છે, તે પાપકારી નાસ્તિક મત્પ્રાપ્તિસાધનમાર્ગને કદીપણ પ્રાપ્ત થતો નથી અને સર્વદા

જનન મરણયુકત આ સંસારમાં નરક તિર્યગાદિ યોનિમાં ભ્રમણ કરતા રહે છે. આ ઉપરથી અશ્રદ્ધા કેટલી હાનિકારક છે તેનો ખ્યાલ આવે. એટલા માટે અંતરમાં દૃઢશ્રદ્ધા ધારણ કરીને શ્રવણમાં પ્રવૃત્ત થવું જોઇએ તોજ કરેલ શ્રવણ ફલાવહ થાય. કવિ કહે છે કેઃ—

यस्यां तु दृश्यते श्रद्धा बुद्धिः सा सत्त्वभाविता ।
अङ्कुरादेव बोधाख्यं तनयं जनयिष्यति ॥

જે બુદ્ધિમાં શ્રદ્ધા (વિશ્વાસ) દેખવામાં આવે છે તે સત્ત્વ યુક્ત થઇ એમ સમજવું. સત્ત્વગુણાધિકયથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. અન્યથા નહિ. અર્થાંતરવડે કહેછે કે, જે બુદ્ધિમાં શ્રદ્ધા (દોહદ) દેખવામાં આવે, તે બુદ્ધિ સત્ત્વ (ગર્ભ) યુક્ત છે એમ જાણવું. ગર્ભિણીઓને નાનાવિધ પદાર્થ ખાન-પાનની તથા વસ્ત્રાલંકાર પહેરવાની ઇચ્છા થાય છે. અને તે તેણીની ઇચ્છા પતિએ પૂરી કરવી જોઇએ તો દીર્ઘાયુ પુત્ર ઉત્પન્ન થાય છે એમ શાસ્ત્રમાં કહેલ છે. જો ઈચ્છા પૂરી ન કરે તો પતિને દોષ પણ લાગે છે એમ વર્ણન છે. એટલા માટે જે પુરૂષની બુદ્ધિ સત્ત્વયુક્ત હોવાથી શ્રદ્ધા કરે છે તેની તે દોહદ ઈચ્છા (પરમાત્મ ગુણવર્ણન, શ્રવણ કરવું ઈત્યાદિ અભિલાષા) પૂરણ કરવી જોઇએ. એ પ્રમાણે કરવાથી ત્વરાથી બોધરૂપી પુત્રને તે પ્રસવશે, (ઉત્પન્ન કરશે) એમ નિઃસંશય સમજવું. સ્ત્રી ગરોદર થઇ હોય તો તેણીએ અનુકૂલ આહાર વિહાર કરવો જોઇએ તોજ ગર્ભની રક્ષા થાય છે; અન્યથા ગર્ભપાત થાય છે. તદનુસાર પુરૂષે પોતાની બુદ્ધિસ્થ સત્ત્વગુણરૂપ ગર્ભનું તેની અનુકૂલ શ્રદ્ધાવડે (ઈચ્છાવડે) રક્ષણ કરવું. નહીંતો સત્ત્વચ્યુતિ થઇને જ્ઞાનાખ્ય પુત્રનું મુખાવલોકન પણ દુર્લભ થાય. તાત્પર્ય, જેનામાં શ્રદ્ધા છે તેમનામાં સત્ત્વગુણ વિશેષ છે એમ સમજવું અને એટલામાટે તે ગુણની વૃદ્ધિ માટે અને શ્રદ્ધાની રક્ષા માટે તેમણે ઉપાય કરવો. દુર્જનસંગ, નાસ્તિક પુરૂષોનાં દર્શન (શાસ્ત્ર)નું શ્રવણ પઠન અને પ્રમાદ ઈત્યાદિ વડે શ્રદ્ધા હાનિ થાય છે. માટે નિરંતર સત્સમાગમ કરીને સચ્છાસ્ત્ર, પુરાણ ઈત્યાદિઓના શ્રવણમાં પ્રવૃત્તિ રાખવી.

॥ इति शिवम् ॥

# તૃતીય પુષ્પ.

## કેવા પ્રકારનું શ્રવણ ફળદાયી થાય છે.

**बिले बतोरुक्रमविक्रमान्ये ।**
**न शृण्वतः कर्णपुटे नरस्य ॥ भाग. ॥**

જે પ્રમાણે નિખિલ કલાઓમાં ગાયન, ગગનમંડળમાં સૂર્ય, અથવા સભામાં પંડિત શ્રેષ્ઠ છે, તે પ્રમાણે શ્રોતવ્ય વિષયોમાં પરમાત્મકથા શ્રેષ્ઠ અને ઉત્તમ સમજાય છે. એનું જો શ્રવણ ન થાય તો મનુષ્યના કાનને દિવાલના છિદ્ર જેવાજ કહેલ છે. કાન યથાર્થ તેજ છે કે, જેણે કાનજીની કથા સાંભળી છે. એવું લખેલ છે કેઃ—

**यो नवीनोपनीतानां[1] विना श्रवणकर्मणा[2] ।**
**श्रुतिग्रहः[3] स विफलः शिष्टैश्चापि विगर्हितः ॥**

નૂતન ઉપનયન સંસ્કાર જેના થયેલ છે, તે જો શ્રવણનક્ષત્ર વિષે થવાવાળા ઉપાકરણ સંસ્કાર (શ્રાવણી) કર્યા વિના શ્રુતિ (વેદ) ગ્રહણ કરે તો ફળ શૂન્ય થાય છે અને જગતમાં શિષ્ટ પુરૂષાદિવડે તે નિંદિતપણ થઈ જાય છે. તે પ્રમાણે, ગરુડપતિ વિષ્ણુએ જેઓને સમીપવર્તી કર્યા નથી એવા સંસારી વિષયાસક્ત પુરૂષ, મહાત્માઓના મુખદ્વારા સચ્છાસ્ત્રયુક્ત હરિની કથાનું શ્રવણ કર્યા વગર શ્રુતિ (કાન) ને ધારણ કરે તો વ્યર્થજ જાણવું. તથા સજ્જન એની નિંદાપણ કરતા હોય છે કે, જુઓ ! પરમાત્માએ સુંદર કાન આપ્યા છે તથાપિ એકાદ વખતપણ તેમની કથા શ્રવણ કરતા નથી; કેવળ કુંડલ અને મોતીની વાળી (કડી) ઘાલીનેજ તેને સુશોભિત કરતા હોય છે; પરંતુ એને લીધે શું શોભા ? જ્યાંસુધી ઉત્તમ કથાઓનું શ્રવણ થાય નહિ. ત્યાંસુધી કર્ણનું કર્ણપણું યથાર્થ થશે નહિ. કોઈ કવિએ દુર્યોધનના મિત્ર તથા અંગદેશના રાજા જે કર્ણ (રાધેય), તેની અને કર્ણ (કાન) ની સામ્યતા

---

૧. **નવીન–ઉપનીત**–નૂતન મૌંજીબંધન (જનોઇ) સંસ્કાર જેના થયેલ છે. તથા બીજા અર્થમાં **ન–વીન–ઉપ–નીત**. એ પ્રમાણે પદચ્છેદ કરવાથી–**'વિ–ઇન'** પક્ષી જે ગરુડ તેના સ્વામી વિષ્ણુ તેમણે પોતાની સમીપ જેમને આણ્યા નથી, એવા પુરૂષો એમ સમજવું. ૨. નક્ષત્ર અને ભક્તિ. ૩. વેદ અને કાન.

દેખાડીને એક ન્યૂનતા બતાવી છે; અને જ્યાંસુધી તે પૂર્ણ થાય નહિ, ત્યાંસુધી 'કર્ણ'એ કાનનું નામ સર્વ પ્રકારવડે યથાર્થ થાય નહીં એમ શ્લિષ્ટાર્થમાં વર્ણન કર્યું છે.

**धत्से यत्किल कुंडलं वससि यच्चांगेषु नेत्रांकतो[1]।**
**यच्चैकांततया खलान्[2]समुदितान्[3]संसेवसे कौरवान्[4]॥**
**तत्कर्ण प्रतिभासि कर्ण इव मे नाम्ना गुणैः सर्वथा।**
**तद्राधाप्रियसाधको भव नरस्तोत्रप्रबंधांस्त्यज॥**

હે કર્ણ! તું આ દાતૃવર કર્ણની પેઠે કુંડળ ધારણ કરે છે. કર્ણની ઉત્પત્તિ કવચ કુંડલ સમેત થઈ હતી, અને જેમ તે અંગદેશમાં નાયક (પ્રભુ) ચિહ્ન વડે નિવાસ કરતો હતો તેમ તુંપણ અંગ (શરીર) પ્રદેશમાં નેત્ર સમીપ સ્થિતિ કરે છે. એ પ્રમાણે તે જેમ ઉદયને પ્રાપ્ત થયેલ એવા દુષ્ટ કૌરવાદિનું સેવન કરતો હતો તેમ તું પણ આકાશ ગુણ શબ્દોનું પૃથ્વીપર કોઈ ઉચ્ચારણ કરે તો તેમનું ગ્રહણ કરી લે છે. એટલા માટે હે કર્ણ! તું મ્હને નામ-ગુણાદિવડે તે કર્ણનીતુલ્ય જણાય છે. પરંતુ તે કર્ણના વિષે પણ જે એક મોટો ગુણ હતો કે, નર (અર્જુન)ના ગુણોની સ્તુતિ કદીપણ તે સાંભળતો ન હતો અને કોઇ સંભળાવે તો તિરસ્કાર કરતો હતો. તથા સર્વદા રાધાનો (તેની માતાનું નામ રાધા હતું, જેને તેનું પાલન કર્યું હતું તેનો) પ્રિય સાધક થયો હતો; એટલે કે જે જે તેણીને પ્રિય હોય, તે તે કરતો. તદનુસાર તું નર (મનુષ્ય)ના ગુણોની સ્તુતિ શ્રવણ કરવી છોડી દે અને રાધા (ગોપી)ના પ્રિય જે શ્રીકૃષ્ણ તેનો સાધક થા. અર્થાત્ તેમની કથા શ્રવણ કરીને, તેમની પ્રાપ્તિ કરી લે; તોજ તારાથી તે કર્ણની યથાર્થ બરાબરી થઈ શકે. સારાંશ, કાનની સુંદરતા હરિકથા સાંભળવાથીજ છે. મહાત્મા કહે છે કેઃ—

---

૧. નેત્ર (ચક્ષુ) અંક (સમીપ) અને નેતૃ (પ્રભુ) અંક (ચિન્હ) ૨. **ख-ल** એટલે આકાશને ગ્રહણ કરે છે એવો. અને **खल** (દુષ્ટ) ૩. **समुदित**-ઉચ્ચારિત અને ઉદયને પામેલ છે તેવો. ૪. **कौ-रव** (પૃથ્વીપરના શબ્દ) અને **कौरव** (દુર્યોધનાદિ) (આ પ્રમાણે શ્લિષ્ટપદોનો સાધારણ અર્થ બતાવ્યો છે તે ઉપરથી તથા ઉપર લખેલ વ્યાખ્યાનથી અર્થ ઝટ ખ્યાલમાં આવશે.)

## પદ-રાગ-કાલીંગડા, તાલ ચલતી.

**કરો તુમ મધુર કથારસ પાન ાાધ્રુ૦ાા આદિ સુધારસ**
**ષડ્રસ નવરસ સબહી કુરસ જાન ાા૧ાા સુગમ સુસેવ્ય**
**અમોલ કથામેં સાદર રાખો કાન ાા૨ાા દત્તગુરૂમુખાનિર્ગત**
**સેવત હોવે ચિદ્ઘનજ્ઞાન ાા૩ાા**

જેણે કદી જે રસને દીઠો નથી, પીધો નથી, તે તેની મધુરતા શું જાણે ? જીવોને જન્મ જન્માંતરથી વિષયરસપાન કરવાનો અભ્યાસ છે એથીજ તેઓ તેની મધુરતાની રૂચિને જાણે છે અને સદૈવ એ રસને માટે લોલુપ થઇને મેળવવા વાસ્તે પ્રયત્ન પણ કરી રહ્યા છે. એથી, જેને પૂર્વના પુણ્ય-વડે વિષયવિરક્તિ થયેલ છે અને જે પરમાત્માના ગુણાનુવાદ શ્રવણમાં તત્પર થયેલ છે, તેજ આ કથાના રસનું માધુર્ય જાણે છે; અને બીજાઓને કહે છે કે, ભાઇઓ તમે એકવાર હરિકથારસપાન કરો તો તેની શી લ્હેજત (મજા) છે તે તમારા ખ્યાલમાં આવશે. જેની આગળ સર્વમાં શ્રેષ્ઠ જે સુધા (અમૃત) રસ, તથા અન્ય જે ષડ્રસ (ખારા, તુરા, તિખા, મિષ્ટ, ખાટા, કડુ) અને નવરસ (શૃંગાર, વીર, કરુણા, અદ્ભુત, હાસ્ય, ભયાનક, બીભત્સ, રૌદ્ર અને શાંત) તે સર્વ કુત્સિતરસ લાગે છે. કવિ કહે છે કેઃ—

**कथासुरसमाधुर्याल्लज्जिता स्वर्गता सुधा ।**
**गोस्तनी शुष्कतां याता शल्यं शर्करया धृतम् ॥**

પરમાત્મકથારસનું અત્યંત અને ઉત્કૃષ્ટ માધુર્ય દેખીને અમૃત લજ્જીત થઇને દૂર સ્વર્ગમાં સ્થિત થયું, એથીજ તેનું મુખ આપણે દેખી શકતા નથી. એ પ્રમાણે દ્રાક્ષ પણ મધુર તોપણ કથારસની મિષ્ટતા દેખીને સુકાઇ ગઈ અને શર્કરાએ તો પોતાની અંદર એને લઇને શલ્ય ધારણ કર્યું અર્થાત્ કંટક તુલ્ય થઈ.

આ પ્રમાણે મધુર શ્રેષ્ઠ કથારસ સેવન કરવા માટે યોગ્ય અને અમોલ (જેનું મૂલ્ય કર્યું જાય નહિ એવો) છે. તથા સુલભતાથી, જેની જ્યાં ત્યાંપ્રાપ્તિ પણ થાય છે. ફક્ત ઘરથી ઉઠીને જ્યાં થતી હોય ત્યાં જવું જોઇએ અને આદરયુક્ત તથા નિરલસ થઇને કાનદ્વારા પાન કરવું જોઇએ, એટલુંજ તે. બીજારસની પેઠે આનેવાસ્તે કાંઈ પૈસા ખર્ચ, તથા દુર્લભતા, ક્લેશ વગેરે થતાં નથી. આવા પ્રકારનો કથારસ ગુરૂમુખદ્વારા પાન કરો તો, શીઘ્રજ તમને ચિદ્રસભાવ પ્રાપ્ત થાય એમાં સંદેહ નથી. પરમહંસ સ્થિતિને પહોંચી ગયેલ.

विधिनिषेधनी सत्ता जेनापर नथी, निर्गुण ब्रह्ममां आसक्त, एवा मुनियोने पण नारायणना गुणवर्णनमां अने कथनमां बहुज आनंद लागे छे. भागवतमां कहेल छे केः—

**निवृत्ततर्षैरुपगीयमानाद्भवौषधाच्छ्रोत्रमनोऽभिरामात् ।**
**क उत्तमश्लोकगुणानुवादात्पुमान्विरज्येत विना पशुघ्नात् ॥**

आ जगतमां मुक्त, मुमुक्षु अने विषयी एवा त्रिविधजन देखवामां आवे छे. आ त्रण प्रकारना लोकोने घणा काल सुधी नित्य ईश्वरनी लीला सांभळी तथापि तृप्ति थती नथी. जुओ ! मुक्त एटले जेनी विषय तृष्णा समूल नष्ट थई छे एवा नारद, शुकाचार्य, सनकादिमुनि. आ, सौ ईश्वरलीला गान करे छे एम पुराणादिद्वारा सांभळीए छीए. संसारदुःखथी छूटी जवुं एवी इच्छा करवावाळा मुमुक्षुने तो ईश्वरगुणवर्णन अने श्रवण करवां आवश्यकज छे. कारण के तेने जे संसाररोगथी छूटवानी इच्छा, ते रोग उपर तो ईश्वरकथाश्रवणज उत्तम औषध छे. हवे त्रीजा विषयी लोक. जो के, निरंतर गायन वादन अद्भुत वासन ईत्यादि विषयोमां रममाण थाय छे. तेमने पण ईश्वरनी लीला प्रिय थाय छे. कारण ए छे के, ते लीला अद्भुत एटलेज कानने तथा मनने आनंद प्रद थाय छे. आथी, सुकीर्तिमान् परमेश्वरनां गुणवर्णन अने श्रवण प्रायः सर्वजनोने आनंदकारक छे. तो पछी आवां कथानां वर्णन तथा श्रवण करवा माटे कोण मनुष्य पराङ्मुख थाय ? निरपराधी पशुओना नाश करवावाळा दुष्ट हृदयशून्य मनुष्य विना कोईपण विन्मुख थाय नहि. यद्वा [1]शोकरहित नित्य आनंदरूप आत्माना घातकरवावाळा मनुष्य विना बीजो कोइपण होय नहि. ईश्वरनी लीलाओनुं श्रवण अथवा वर्णन न थवाथी प्राणीने संसारदुःखमां पडी रहेवुं पडे छे तेज एना हाथथी आत्मघात थाय छे एम समजवुं. एटला माटेज अविद्या काम अने कर्म इत्यादिकोथी थवावाळा दुःखनी निवृत्ति अर्थ निरंतर भगवत्कथा श्रवण करवी.

आ बाबतमां संदेह थशे के जगतमां घणा लोक अहर्निश कथा सांभळे छे तथापि तेमनुं दुर्वृत्त छूटतुं नथी अने तेमना दुःखनी निवृत्ति थती नथी. तथा तेमने चित्तस्वास्थ्य पण प्राप्त थतुं नथी एम जोवामां आवे छे; तो अमने पण श्रवणवडे ज्ञान अने परमशांति केवी रीते थशे ? अने आ कथन सत्य छे एम केवी रीते मानवुं ?

---

१. आ अर्थ मूळ श्लोकमां '**अपशुघ्नात्**' एवुं पद काढीने करेल छे.

આના સમાધાનમાં કહેવાય છે કે, જે પુરૂષ નિરંતર મહાત્માઓનો સમાગમ કરીને તેમને પૂછે છે તથા તેમની પાસેથી શ્રવણ કરે છે અને શ્રવણ કરેલ હોય તેને મનમાં નિરંતર ધારણ કરે છે અર્થાત્ મનન કરે છે એની બુદ્ધિ, જેમ સૂર્યના કિરણવડે કમળિની, તદ્વત્ વિકસિત થાય છે. બુદ્ધિની પ્રસન્નતા (પ્રફુલ્લતા) ન થાય તો, સંકુચિત બુદ્ધિમાં કયાં અને કેવી રીતે જ્ઞાન ઉપજે ? વ્યવહારમાં પણ જેની બુદ્ધિનો વિકાસ થયેલ છે, તેનેજ શીઘ્ર અને યથાર્થ વસ્તુવિષયક જ્ઞાન થાય છે. પરંતુ જે મનન કરે નહિ તે યાવજ્જન્મ સાંભળ્યા કરે તથાપિ તેને વ્યાવહારિક અથવા પારમાર્થિક જ્ઞાન થાય નહિ; અને જ્ઞાનના અભાવમાં દુઃખ થઈ રહેશે. દુઃખને લીધે અશાંતિ પણ ઉપજે છે અને અશાંતચિત્તને હાથે પાપકર્મ વિગેરે થાય એમાં શું આશ્ચર્ય ? માટે, જે જે શ્રવણ કરવામાં આવે તે, તે, મનનમાં લાવવું જોઇએ તોજ નિદિધ્યાસનવડે આત્મસાક્ષાત્કાર અને અનંતર પરમશાંતિ મળશે. આ ઉપર એક દૃષ્ટાંત કહેવાય છેઃ—

એક વખત ચંદી ચંદાવરના રાજા તરફ બિલાસપુરના રાજાએ ત્રણ સુવર્ણની પુતલીઓ તોલમાં અને આકૃતિમાં એક સરખી બનાવરાવીને એની પરીક્ષા કરવા માટે મોકલી દીધી અને પૂછ્યું કે આ ત્રણમાં ઉત્તમ કઈ છે તે કહો. તેણે ઘણા ચતુર પુરૂષોને બોલાવરાવીને દેખાડી પણ કોઇના હાથથી નિર્ણય થયો નહિ. આખરમાં વિક્રમ રાજા ઘણો ચતુર છે તથા વિદ્વાન્ છે એમ જાણીને તેના તરફ એ પુતલીઓને પ્રધાનની સાથે મોકલી દીધી. વિક્રમ રાજાએ ઘણીજ સૂક્ષ્મતાથી જોઈ તથાપિ તેમાં કઈ ન્યૂન અધિક છે તે, તોલ તથા આકૃતિ એકસરખી હોવાથી, તેના ધ્યાનમાં આવ્યું નહિ. ઘણો વખત નિરીક્ષણ કર્યા પછી, તેણે એમ કર્યું કે, એક તૃણની [1]શલાકા લઇને એક પુતલીના કાનમાં ઘાલી તો, તે સળી તેના મોઢામાંથી બહાર આવી ગઈ. બીજીના કાનમાં નાંખવાથી તે સળી અન્ય કાનચ્છિદ્રથી નીકળી. પછી ત્રીજીના કાનમાં નાંખતાંજ તે પેટમાં ઉતરી ગઈ. આ પ્રમાણે ત્રણેની ભિન્ન ભિન્ન કૃતિ દેખી રાજાએ નિર્ણય કરી કહ્યું કે, હે પ્રધાન ! જેના મુખથી શલાકા નિકળી તે પુતળી કનિષ્ઠ સમજવી; કારણ કે તેને જે કાંઈ કહેશો, તેને તે બહાર ઝટ બોલી દેશે, ખૂબ બકવાદ કરશે એવો એની અંદર કારીગરે ભાવ દેખાડેલ છે. જેના કાનથી શલાકા નીકળી, તેને મધ્યમ કોટીની જાણવી; કારણકે તેની અંદર આ ભાવ પ્રદર્શિત કરેલ છે કે, આ પહેલીની પેઠે બકવાદ

૧. સળી.

કરશે નહિ તથાપિ એક કાનથી જે સાંભળશે, તે બીજેકાનેથી કાઢી નાંખશે, કાંઇપણ મનમાં રાખશે નહિ. પરંતુ જેના કાનમાંથી તૃણશલાકા પેટમાં ચાલી ગઈ, ન કાનથી અને મુખથી બહાર નીકળી, તેજ ઉત્તમ છે. કારણકે તેને કોઇ કાંઈ કહે તથાપિ તે બહાર પરિસ્ફોટ કરશે નહિ અથવા છોડી પણ દેશે નહિ પણ મનમાંજ ધારણ કરી રાખશે. આપ્રમાણે ત્રણેની પરીક્ષા કરીને રાજા વિક્રમે પ્રધાનને પોષાક દીધો અને વિદાય કર્યો.

આ સુવર્ણ પુતલીઓની સમાન પરમાત્મા કારીગરે સુ-વર્ણ (શોભન બ્રાહ્મણાદિ વર્ણ) ની પુતલીઓને બનાવી છે અને એમની ઉત્તમતા, મધ્યમતા, કનિષ્ઠતા, વિક્રમતુલ્ય પરાક્રમી ( કામક્રોધ શત્રુઓનો ઘાત કરવા વાળા) જે મહાત્મા પુરૂષો તેમણે કહી રાખેલી છે. કે જે પુતલી (પુરૂષ) શ્રવણ કરીને ત્યાંથી ઉઠયા પછી કેવળ બકવાદ કરે છે તે કનિષ્ઠ. જે બકવાદ તો કરે નહિ, પણ અહીંથી સાંભળીને ત્યાં છોડી દેછે તે મધ્યમ. અને જે સાંભળીને ન બકવાદ કરે અથવા છોડીદે, પણ મનમાં ધારણ કરે તે ઉત્તમ. મનન કરવા માટે જેનું શ્રવણ થયું હોય, તેનું અંતરમાં ધારણ થવું જોઇએ. એ વિના તેનો શો ઉપયોગ ? સારાંશ, પુરૂષે જે વિષય સંબંધી જે અને જેટલું સાંભળેલ હશે તેની અંતરમાં સ્થિતિ થવાથીજ તેને તે વિષયની સિદ્ધિ પ્રાપ્ત થશે. આ દૃષ્ટાંતાનુસાર ઉત્તમ કોટિની પુતલી કેટલી હશે ? ઘણીજ થોડી. બાકી કનિષ્ઠ અને મધ્યમ દરજ્જાની જ્યાં ત્યાં વિપુલ દેખવામાં આવે છે. કથા શ્રવણમાં જેટલા લોક આવેછે, તેઓમાં, ઘડીભર સમય કાઢવાને માટે કેટલાક આવે છે. ચાલો ભાઈ! વખત જતો નથી વાસ્તે કથા થાય છે ત્યાં ક્ષણભર બેસીશું. બીજા કેટલાક રસ્તે જતાં જતાં કાંઈક અવાજ કાનપર આવે તો ત્યાં શું છે તે જોવાને માટે આવે છે; અને ઠીક લાગે તો ઉભાઉભા પગમાં જોડા બુટ પહેરીને સાંભળે છે. કેટલાક ગાયનના શોખી ગાનતાન સાંભળવાના હેતુથી તથા કેટલાક દૃષ્ટાંત વિગેરે સાંભળવાને માટે અને કોઈ ઘરે તાળું છે એટલે ઘરનાં આદમી આવે ત્યાંસુધી બીજે ઠેકાણે બેસવું તેના કરતાં કથામાં બેસવું એવા હેતુથી; કેટલાક કાવ્ય ચંપૂ વગેરે ગ્રંથના ચમત્કારિક અર્થાલંકાર શબ્દાલંકાર-યુક્ત શ્લોકને સાંભળવાના હેતુથી આવતા હોય છે. જ્યાં આગમનમાં ઉપર બતાવેલ હેતુ હોય છે ત્યાં તેનું ફળપણ તેવુંજ હોય એ સ્વાભાવિક છે. સારાંશ, કથા સાંભળ્યા પછી બહાર જઇને બકવાદ કરવાવાળા અને છોડી દેવાવાળાજ ઘણા જન હોય છે. સંસારઆમયથી મુક્ત થવાની ઇચ્છાથી

શ્રદ્ધાવડે કથારૂપી ઔષધપાન કરવાવાળા દુર્મિળ સમજવા. પેટમાં ઔષધ જાય તોજ આરોગ્ય થાય, પણ ઉલટી થાય અથવા જમીનપર પડી જાય યદ્વા બીજાપણ કોઈ પ્રકારવડે લેવામાં આવે નહીંતો ઔષધનો શું દોષ ? અતએવ શ્રવણ કરીને મનન કરવું. આપ્રકારની કથાની રૂચી કોને થાય છે ? તે શુકાચાર્ય કહે છે કેઃ—

**शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः ।**
**स्यान्महत्सेवया विप्राः पुण्यतीर्थनिषेवणात् ॥**

હે વિપ્રો ! પ્રથમ પુણ્યકારક તીર્થસેવા કરવી જોઇએ, તેથી કરીને સાધુની સેવા થશે અને તેનાપછી ધર્મશ્રદ્ધા ઉત્પન્ન થશે. અનંતર ભગવત્કથા શ્રવણની ઈચ્છા અને ઇચ્છાથી રૂચિ થાય છે. જેનામાં આવી રૂચિ દેખવામાં આવે તેના હાથથી પૂર્વકથિત માર્ગનું અવલંબન થયેલ છે એમ સમજવું. જેને અજીર્ણ થયેલ છે તેને ભોજનની ઇચ્છા થતી નથી. ઇચ્છા વિના કદાચિત્ કોઇકોઇના આગ્રહથી અથવા પોતાની મેળેજ ભોજન માટે બેસે તોપણ, તેને અન્નની રૂચિ લાગશે નહિ તથા સમજશે પણ નહિ. તદનુસાર જીવને વિષયરસપાનનું અજીર્ણ થયેલ છે અતએવ કથાની ઇચ્છા થતી નથી અને બરાબર રૂચિ લાગતી નથી. જેને જે રસની બરાબર રૂચિ લાગી છે અને સમજ આવી છે, તેને તે રસ પીધા વગર ચાલે નહિ એમ દેખાઈ આવે છે. આ નિયમાનુસાર મહાત્મા પુરૂષોને બ્રહ્મરસની રૂચિ યથાર્થ સમજાએલી હોવાથી, તેઓ સર્વસંગપરિત્યાગી થઇને નિરંતર તેજ રસપાન કર્યા કરે છે અને કરાવે છે પણ. તથા કામીપુરૂષ વિષયરસપાન કરીને પ્રમત્ત થાય છે. તેના કાનપર જો કદાચિત્ પરમાત્મકથાનો ધ્વનિ જાય તો મસ્તક-શૂળવ્યાધિવડે પીડિત થઈ જાય છે.

**श्रुत्वा विष्णोर्भक्तिमाहात्म्यचर्चां कामांधानां मूर्ध्न्युदेतीव शूलं ।**
**मूर्धांदोलं ग्राम्यगीते वदंते वाः वाः खासी ठीक क्या बात हो हो ॥**

જન્મજન્માંતરના પાપકર્માધિક્યથી જેના અંતરમાં વૈષયિકવાસના વિપુલ છે અને તેને લીધે જે અંતર્ બાહ્ય અંધ (દુષ્ટ અને વિચારશૂન્ય) થયેલ છે એવો પુરૂષ જો ભગવાન વિષ્ણુની ભક્તિમાહાત્મ્યની ચર્ચા (વ્યાખ્યા) સાંભળે છે તો તેના મસ્તકમાં શૂળવત્ વેદના થાય છે. પરંતુ ગ્રામ્યગાયન (વેશ્યાઓના વિષયોત્તેજક ગાયન) સાંભળે તો તેજ કામાંધ મસ્તક હલાવે છે અને આનંદયુક્ત થઇને મુખથી વાહવા ! વાહવા ! ખાસી ! ઠીક ઠીક ! કેવી વાત ! હો હો ! એવા શબ્દોચ્ચાર કરીને તેને ધન્યવાદ દે છે. પરંતુ કદીપણ

નવરસાત્મક ગાયનયુક્ત ઇશકથા શ્રવણમાં મુખની પ્રસન્નતા તથા કર્ણેન્દ્રિયની રતિ દેખવામાં આવે નહિ. એવો પુરૂષ જાતે કથાશ્રવણમાં જતો નથી પરંતુ કદાચિત્ કોઈ મિત્ર દુરાગ્રહથી તેને એકાદવખત લાવે તો તિરસ્કારદૃષ્ટિથી શ્રોતા અને વક્તા તરફ જુએ છે અને અરૂચિ થવાથી પગ પહોળા કરીને નિદ્રાપણ લે છે. નિદ્રાનાં ત્રણ સ્થાન કવિએ કહેલ છે.

**त्रीणि स्थानानि निद्राया आत्मस्त्री पुस्तकं कथा ।**
**स्थानत्रयं विनिद्राया द्यूतं मद्यं परा त्रयः ॥**

અનુષ્યને સુખપૂર્વક નિદ્રા ત્રણ સ્થળમાં આવે છે. એક સ્વસ્ત્રીનીપાસે અને બીજે, પુસ્તકની પાસે અને ત્રીજે, કથાસ્થાનમાં. વિવાહિત સ્ત્રીને લઇને શાસ્ત્ર અને લોકોનો ભય હોતો નથી, તેથીજ સુલભતાથી નિરાંત નિદ્રા આવે છે. પુસ્તક વાંચવા માટે હાથમાં લઇએ કે નિદ્રા આંખપર જલદી છવરાઈ જાય છે. કથામાં પણ પરમાત્મગુણ કાનપર આવી જાય તો, નિદ્રા સ્થિત થાય છે. એમ દ્યૂત, મદ્ય, અને પરસ્ત્રી તેમની પાસે કદીપણ નિદ્રા સુલભ તથા નિરાંતે આવતી નથી. આ બન્ને વાતનો જગતમાં પ્રાયઃસર્વને અનુભવ છે. કોઈ કવિ નિદ્રા કથામાં કેમ આવે છે? એનું કારણ બતાવે છે કેઃ—

**निद्रा हते प्रेयसि कुंभकर्णे वैधव्यदीक्षां व्यधितेत्यतः किम् ।**
**श्रोतुं कथां याति तथा पुराणं न ग्राम्यगीतं विबुधैर्विगीतम् ॥**

નિદ્રા એ કુંભકર્ણની પત્ની. પરમાત્મા શ્રીરામચંદ્રે સંગ્રામમાં તેનો નાશ કર્યો તેથી આને વૈધવ્ય દીક્ષા સ્વાભાવિક પ્રાપ્ત થઈ. વિધવા થયા પછી પરમાર્થ વિના બીજું કયું સાધન કરવું? વાસ્તે માનો કે આ નિદ્રા કથા અને પુરાણ જ્યાં જ્યાં થતાં હોય ત્યાં ત્યાં સદૈવ સાંભળવાને માટે જાય છે. પરંતુ કદીપણ ગાયનપટુ ગંધર્વાદિકોએ તથા વેશ્યાઓએ ગાયેલ ગ્રામ્ય (વૈષયિક) ગીતશ્રવણ કરવા માટે જતી નથી. તાત્પર્યમાં સમજવું કે, કથા-પુરાણ વગેરે શ્રવણ કરવા માટે પ્રવૃત્તિ થાય છે તો ત્યાં નિદ્રા અવશ્ય આવીને વિઘ્ન કરતી હોય છે; માટે આલસ્યરહિત સાવધાન મનવડે શ્રવણપરાયણ થવું તો સંસારવિઘ્ન ભગ્ન થઇને આનંદ થશે. આને માટે એક પ્રસિદ્ધ દૃષ્ટાંત કહ્યા કરે છે.

એક ગ્રહસ્થ બહુ ધનાઢ્ય પરંતુ કૃપણ અને અભક્ત હતો. પ્રાયઃ ધન-વાનમાં ઇશભક્તિરહિત્ય તથા કૃપણભાવ પ્રાય છેજ. એક સમય બહારગામથી કોઈ કીર્તન કરવાવાળા હરિદાસ આવેલ હતા અને તેનું કીર્તન ગામના

લોકોને અતીવપ્રિય થવાથી જ્યાં ત્યાં નિત્ય ગામમાં રાતના સમયમાં લોક કીર્તન કરાવતા હતા. સ્ત્રી પુરૂષ વગેરે શ્રોતૃવર્ગ ઘણો કથાપ્રસંગમાં એકઠો થતો, તેની અંદર પેલા ધનાઢ્ય કૃપણુની સ્ત્રી પણ શ્રદ્ધાભક્તિથી, શ્રવણુ કરવા માટે આવતી હતી. તે સ્ત્રી કથા થઈ રહ્યા પછી ઘરે આવીને નિત્ય કથામાં જે જે વિષય પ્રતિપાદન થાય તે સર્વ પોતાના પતિની પાસે કહી દેખાડતી અને ઘણા લોક કથામાં આવે છે કથા અત્યંત વર્ણનીય છે, તમે કેમ આવતા નથી ? એમપણુ કહેતી. જેને ત્યાં કથા થતી, તેના તરફથી બોલાવવા પણુ આવતા, પરંતુ આ ગૃહસ્થનો પ્રેમ કથાપર ન હોવાથી અને કથામાં કદાચિત્ જાય તો ઘરમાં પાછળથી કોઈ ન હોય વાસ્તે ચોરનો પણુ ભય આ હેતુથી, તે કદીપણુ ત્યાં જતો નહતો. એકરોજ જ્યારે સ્ત્રીએ અને ગામના લોકોએ ઘણો આગ્રહ કર્યો ત્યારે તેણે વિચાર કર્યો કે, લોક કથાની ઘણી તારીફ કરે છે તો તેની અંદર શું એટલો રસ ભરેલ છે, કે જેને વાસ્તે નિત્ય ઘણા લોક (સ્ત્રીપુરૂષ) જાય છે તે આજ જોઈશ. સ્ત્રીને કહ્યું કે આજ મ્હારો વિચાર થયેલ છે તેથી કથામાં ખાસ આવીશ. નિત્ય નિયમાનુસાર રાતના સમયે ભોજન કરીને સ્ત્રી કથામાં જવા માટે નીકળી ત્યારે પોતાના પતિને સાથે ચાલો એમ કહેવા લાગી. તેણે કહ્યું, "તું આગળ જા હું પાછળથી આખા ઘરનો બરાબર બંદોબસ્ત કરીને આવું છું; આટલું સાંભળીને સ્ત્રી આગળ ચાલી ગઈ. અનંતર તેણે મકાનના કમાડ વગેરે અચ્છી રીતે લગાવી દીધાં અને બહાર તાળું લગાવીને કથામાં જવા માટે નીકળ્યો.

ત્યાં કીર્તન શરૂ થઈ ગયેલ હતું અને એના આવ્યા સુધીમાં પૂર્વરંગનો પ્રતિપાદ્ય વિષય ખલાસ થવાથી, હરિદાસના ગળામાં હાર અને અબીર લગાડીને પૂજનનું કામ થતું હતું. પછલાડેના લોક ગાયન ગાઈ રહ્યા હતા એટલામાં તેની સ્વારી આવી પહોંચી. તેને દેખીને લોકોને વિસ્મય થયો કે આ ગૃહસ્થ, આજ કથામાં કેવો ? કારણુકે અભક્ત તથા કૃપણુ હોવાથી કદીપણુ કોઈ સ્થાનમાં આ જવાવાળો નથી. એ ગૃહસ્થે ત્યાં જોયું તો સ્ત્રી પુરૂષની ઘણી ભીડ થઈ રહી હતી અને દેવની પૂજા ઉત્તમ બાંધી હતી અને રોશનાઈ વગેરે ખૂબ સારીરીતે કરી હતી એમ નજરમાં આવ્યું. સભામાં આવી પહોંચ્યા પછી લોકોએ આને ધનાઢ્ય જાણીને તેનો સત્કાર કર્યો અને આદીપર બેસાડ્યો. કોઈએ કહ્યું "કાં ભાઈ ! આવ્યા ? આવો." બીજાએ કહ્યું "બેઠા ? બેસો." આ ગૃહસ્થ બેઠા પછી "કથા સારી સારી કહે છે તે કેવી" ? તે દેખવા લાગ્યો. સુંદર ગાયન ચાલી રહ્યું હતું પરંતુ તેમાં તેને જરાએ રૂચિ ઉપજી નહિ. અનંતર લોકોપાસે હરિદાસે ભજન કરાવ્યું અને

ઉત્તરરંગ આખ્યાનને માટે શરૂઆત કરી. જેમાં શ્રીમદ્દ્ભાગવતના દશમસ્કંધની શ્રીકૃષ્ણલીલા ચાલી રહી હતી; પરંતુ આ ગૃહસ્થને તેમાં કાંઇપણ રસ લાગ્યો નહિ. સર્વદા દ્રવ્યલીલા જેને પ્રિય અને દ્રવ્યરસમાં જેની આસક્તતા તેને આવી પુણ્યાવહ હરિલીલામાં, શું રસ લાગે ? યદ્યપિ તે શરીરથી ત્યાં બેઠો હતો તોપણ તેનું મન તો ઘરમાં "જ્યાં ખજાનો હતો તેના ઉપરજ" સ્થિત હતું. જીવનમુક્ત પુરૂષ જે પ્રમાણે શરીરથી કયાંઈ પણ વિચરે તથાપિ તેનું મન સ્વરૂપથી ચલિત થતું નથી તદ્વત્ કૃપણ પણ કોઈ ગામમાં અથવા દેશાંતરમાં ભટકે તોપણ તેનું મન સ્વ (દ્રવ્ય) રૂપથી અન્યત્ર ગમન કરે નહિ. અસ્તુ !

જ્યારે કાંઇપણ કથા રસાવહ ન લાગી અને તે ગૃહસ્થ વચમાંથી ઘર જવામાટે ઉઠયો ત્યારે પાસેના લોક બોલ્યાકે કેમ ઉઠશો ? ઉઠો. તેણે કહ્યું "હા જાઉં છું. લોકોએ કહ્યું કે, જાઓછો ? ભલે જાઓ. જ્યારે ચાલ્યો ત્યારે મનમાં વિચાર કરેછે કે, કેવા આલોક મૂઢ છે ! તેમને આની અંદર જે રસ લાગતો હોય તે ખરો. મ્હને તો જરાએ સમજ ન પડી કે, કથાકાર શું બોલે છે ? ફક્ત આટલું સમજાયું કે જે લોકો બોલતા હતા. "આવ્યા ? આવો; બેઠા ? બેસો; ઉઠયા ? ઉઠો; જાઓ છો ? જાઓ." શ્રવણનું મનન કરવું જોઇએ તોજ નિદિધ્યાસનદ્વારા આત્મસાક્ષાત્કાર થાય છે એમ શ્રુત્યાદિકોમાં કહેલ છે. તદનુસાર આ ગૃહસ્થે કીર્તનના પવિત્ર સ્થળમાં જઇને, જે કાંઈ ભગવદ્ગુણનું શ્રવણ કર્યું તેનું મનન કરવાને બદલે, લૌકિક વાકયોનું શ્રવણ થયું હતું તેનુંજ મનન કર્યું તથાપિ, નિદિધ્યાસનવડે સાક્ષાત્કારનો અનુભવ એને આવ્યો. કેવો ? તે સાંભળો.

ચોર લોક ઘણા દિવસ થયાં તેના ઘરમાં ખાતર પાડવાને માટે સમય જોયા કરતા હતા પરંતુ તેની સાવધાનતાથી તે પ્રમાણે બની શકતું ન હતું. આજ રોજ તે કથામાં ગયેલ છે એમ જાણીને પાછલે રસ્તેથી તે સૌ આવીને ઘરમાં પેઠા. પરંતુ તેમના આવ્યાં પહેલાંજ આ ગૃહસ્થ કથામાંથી સીધો ઘેર આવીને મેડી ઉપર સૂઈ રહયો હતો, એની તેમને ખબર ન હતી. જ્યારે તે ચોર ઉપર ચઢયા ત્યારે તે ગૃહસ્થ બિછાના ઉપર પડયો પડયો વિસ્મયપૂર્વક કહેવા લાગ્યો કે "આવ્યા ? આવો." ચોરોના આગમન સમયેજ તેના મુખમાંથી કથામાં લોકોએ તેનો સત્કાર કર્યો એ વખતના શબ્દોચ્ચાર 'આવ્યા ? આવો !' થયો. તથાપિ, તેના સાંભળવાથી ચોર ગભરાઈ ગયા અને અંદર અંદર મંદ બોલવા લાગ્યા કે, ભાઇ ! આ તો ઘરમાંજ છે. આજ આપણે ફસાઈ ગયા. અંધારામાંથી અમે આવીએ છીએ તથાપિ એણે

દીઠા અને કહે છે કે "આવ્યા ? આવો;" હવે આજ આપણું કામ થવું કઠણ છે. બીજાએ કહ્યું, ચૂપચાપ બેસી રહો. એને નિદ્રા આવ્યા પછી ચોરી કરશું અને જશું પરંતુ ખાલી હાથથી જવું ઠીક નહિ. આટલું બોલીને સૌએ થોડે દૂર જઇને નીચે બેઠા. ત્યારે આણે કહ્યું, 'બેઠા ? બેસો;' આ પણ કથામાંના શબ્દો આશ્ચર્યપૂર્વક બોલતો ગયો પરંતુ ચોરોને લાગ્યું કે, અમે બેસી ગયા, એ પણ એની નજરમાં આવ્યું. એની દૃષ્ટી ઉલુક (ઘુવડ) ના જેવી છે, એ વગર અંધારમાં કેવી રીતે દેખી શકે ? અથવા એને ત્રિકાળજ્ઞાન હશે જેને લીધે આ સર્વ અમારી કૃતિ જાણે છે અને બોલે છે. ભાઇઓ ! હવે ત્વરા કરો અને ચાલો. ફરી એકાદ દિવસ આવશું. આજ કામ સિદ્ધ થશે નહિ, ઉઠો. આટલું બોલીને જવા માટે જેવા સૌ ઉઠયા તેવામાં આ ગૃહસ્થની પણ આવૃત્તિ ચાલી રહી. 'ઉઠયા ? ઉઠો,' આ શબ્દથી તો ચોરોની પૂરેપૂરી ખાતરી થઇ કે, અમારી નિખિલ ચેષ્ટા આના જેવામાં આવે છે. હવે જો અમે લાલચથી રહીશું તો નિઃસંશય ફસાઇ જશું, એવા વિચારથી તે સૌ જવા લાગ્યા. અનંતર આના મુખમાંથી નિકળ્યું કે, "જાઓ છો ? જાઓ." આટલું સાંભળતાંજ ચોર જે રસ્તે થઇને આવ્યા હતા તે માર્ગથીજ ચૂપચાપ ચાલ્યા ગયા.

સારાંશ, યદ્યપિ એણે શ્રદ્ધાભક્તિપૂર્વક કથા નહોતી સાંભળી અને તેને સમજ્યો પણ નહોતો તથાપિ કથાસ્થળમાં જઇને ભગવદ્દર્શન કરીને ભજન ધ્વનિ સાંભળ્યો હતો અને ભાગવતાખ્ય પુણ્યગ્રંથના શ્લોક શ્રીકૃષ્ણ ચરિત્રના કાનપર પડયા હતા તેટલાથી, "લોકોના ઉચ્ચરિત શબ્દનુંજ શ્રવણમનન નિદિધ્યાસન થયું તોપણ" તેના ઉપર આવેલ ચોરોનું સંકટ ટળી ગયું. તોપછી, સાત્વિકશ્રદ્ધા અને નિષ્કામ પ્રેમવડે ભગવદ્ગુણોનું શ્રવણ થાય તો, અમને લૂંટવાને માટે જે કામક્રોધાદિ ચોર તત્પર છે, તેઓ કેમ દૂર ન ભાગી જાય ? તથા આ સંસારરૂપ સંકટમાંથી, અમારો કેમ છૂટકો ન થાય ? એટલા માટે પ્રત્યેક મનુષ્યે પોતાના અંતર્ગૃહ (મન)માં સ્થિત કામાદિચારોને ભગાડી દેવાને નિત્યકીર્તન શ્રવણ કરતાં રહેવું; તેથી ઇશ્વર પ્રસન્નતા અને જ્ઞાન થતાં સતત આત્માનુસંધાન કરવા માટે યોગ્યતા પ્રાપ્ત થઇને સંસાર-નિવૃત્તિ અને પરમાનંદસ્થિતિ પ્રાપ્ત થશે, એમ વસિષ્ઠજીએ પણ કહેલ છે. કેઃ—

**तस्मात्पुरुषयत्नेन [illegible]ख्यमौषधमाहरेत् ।**
**सच्छा[illegible]सज्जनासंगौ सं[illegible]तिव्याधिना[illegible]नौ ॥**

હે રામ ! એટલા માટેજ મનુષ્યે પ્રયત્ન કરીને સંસારરોગનાશક મુખ્ય ઔષધ, જે સજ્જનસંગ અને સચ્છાસ્ત્રશ્રવણ તે સંપાદન કરીને ગ્રહણ કરવું.

કારણ કે મહાત્માઓની પાસે સદા જવાથી સદ્રૂપ પરમાત્માનું યથાર્થ સ્વરૂપ અને ગુણ સચ્છાસ્ત્રશ્રવણવડે ઝટ સમજાય છે. તેમની પાસે અસચ્છાસ્ત્રની અને ગ્રામ્ય વિષયની કથાવાર્તા હોતી નથી. એટલા માટે, આપણે પણ નિરંતર સજ્જન સમાગમ અને તેમની સેવા કરવી, એ કરવાથી, આપણા અંતરમાં વિષયવિરતિ ઉત્પન્ન થશે અને પરમાત્મા માટે તથા તેમની કથા માટે દૃઢ શ્રદ્ધા અને નિરતિશયપ્રીતિ તથા રૂચિ ઉત્પન્ન થશે.

इति शिवम्.



## ચતુર્થ પુષ્પ.



### ભગવદ્ અવતારનું મુખ્ય પ્રયોજન.

उपदेशगिरो वृक्षे रंजना निर्मले पटे ।
लगंत्युदारचित्ते ज्ञानकथा चाधिगतात्मनि ॥ यो० वा. ॥

સૂર્ય વિના સર્વત્ર તમ (અંધકાર) દેખાય છે, તેજ પ્રમાણે શ્રવણ વગર મનુષ્યમાં સર્વ વિષયને માટે તમ (અજ્ઞાન) હોય છે. નિખિલ વનસ્પતિઓની ઉત્પત્તિ અને વૃદ્ધિ એક જલવડે થાય છે; અથવા અખિલજનોનું નિવાસસ્થાન એક પૃથ્વી છે, કિંવા ચરાચરને જેમ રવિ તથા વાયુ એકજ છે, અને સર્વ પ્રાણીઓનો નિવાસ સર્વવ્યાપી પરબ્રહ્મમાંજ છે તેજ પ્રમાણે, બધાંનેજ સારભૂતસાધન એક શ્રવણ છે એમ સમજવું. ષટ્કર્માચરણ, નાના મંત્રાદિકોનું પુરશ્ચરણ, ઉપાસનાવિધિ. તથા યોગ, યાગ, વ્રત, તપ, દાન, પિંડજ્ઞાન અને બ્રહ્મજ્ઞાન ઇત્યાદિ શ્રવણ વિના ક્યાં, કોને અને કેવી રીતે થવાનાં હતાં? શ્રવણથીજ સર્વ સંદેહ તૂટી જાય છે, અને ઉપરતિ થઇને મુમુક્ષુતા ઉત્પન્ન થાય છે; મુમુક્ષુ સાધક બને છે અને સાધક સિદ્ધ બની જાય છે. તીર્થાદિકોના ફળ તો આગળ જન્માંતરમાં થતાં હશે, પરન્તુ શ્રવણનું ફળ તો તાત્કાળજ થાય છે. તે શ્રવણ અર્થાન્તરવગરનું કરનારો મનુષ્ય પાષાણતુલ્ય કહે છે; એટલુંજ નહિ પણ ત્હેને પાષાણના કરતાં પણ હીન સમજવો. કારણ એ છે કે, પાષાણ જો વાંકાચુંકો હશે તો તેને સલાટલોક ટાંકીથી ફોડી કરીને સીધો (સરલ) કરવાના. ફરી પાછા આવીને તેને જોશો તો સલાટે જેવો સરલ અને સદ્દવૃત્ત (વર્તુલ) કર્યો હશે, તેવાને તેવોજ રહેલો તે ત્હમારા જોવામાં આવશે. એનાં વાંકાચુંકા કકડા જે ફોડી નાંખવામાં આવેલા તે તેના

શરીરની સાથે ફરી જોડાવાના નહિ; પરંતુ મનુષ્યની કુબુદ્ધિને ઉપદેશવડે ઝટકો મારવામાં આવ્યો હશે, તોપણ ફરી તે પાછો પૂર્વવત્ જડાઈ જાય છે; તો હેને પાષાણથી હીન કેમ નહિ સમજવો ? તીર્થાદિકોમાં ઘાટ બાંધે છે, તેને તથા વાપીકૂપને પાષાણજ લગાડવામાં આવે છે અને હરિ, હર, દેવી, ગણપતિ ઇત્યાદિ દેવતાઓની મૂર્તિ પણ પાષાણનીજ બને છે, તથા સર્વલોકોવડે પૂજાય છે. તો હવે પાષાણની આગળ પામર મનુષ્યની શી યોગ્યતા ? એટલા માટેજ, મનુષ્યનું મનુષ્યત્વ સફળ થાય એ હેતુથી હેણે અર્થાનુસંધાનપૂર્વક શ્રવણ કરવું જોઇએ, તેમજ કુબુદ્ધિનો ત્યાગ કરવો જોઇએ. એકવાર શ્રવણ કર્યું છે, હવે કરવાની શી જરૂર છે ? એવું સમજીને આળસથી નિરાદર ન કરવો. મનુષ્ય પ્રતિદિન અને યાવજ્જન્મ એકજ પ્રકારનું, પોતે જે નિત્ય ખાતો આવેલો છે તેવુંજ, અન્ન ખાયાં કરે છે અને નિત્ય પીયાં કરે છે તેવુંજ પાણી પીએ છે; એને માટે જેમ આળસ અને નિરાદર કરતો નથી, તેજ પ્રમાણે શ્રવણ કરેલા વિષયનુંજ વારંવાર શ્રવણ કર્યાં કરવું જોઇએ. તેમ કર્યાથી પૂર્ણ તેમજ સંશયશૂન્ય જ્ઞાન થઇને નિદિધ્યાસવડે પરમાત્મસાક્ષાત્કાર, જીવન્મુક્તિનું સુખ તથા કૈવલ્યપ્રાપ્તિ થઇને મનુષ્ય જન્મનું સાર્થક થશે. વેદસ્તુતિમાં કહ્યું છે કે આત્માનું સ્વરૂપ અત્યંત દુર્બોધ છે; લોકોને તેનું જ્ઞાન કરાવવાને પરમાત્માએ અનેક અવતાર ધારણ કર્યા છે, તથા બહુ બહુ પ્રકારની લીલા કરી છે; અને એ લીલામૃતસમુદ્રમાં નિમગ્ન થઇને ઘણા પુરૂષો સંસારનિર્મુકત થયા છે. ગીતામાં પરમાત્માએ કહ્યું છે કે:—

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन्।**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया॥**

હું જો કે જન્મરહિત છું, મ્હારો સ્વભાવ શાશ્વત છે, અને સકલ પ્રાણીઓનો નિયંતા પણ હું છું, તોપણ હું ત્રિગુણાત્મક માયાનો આશ્રય કરીને જન્મ લઉં છું. નિર્વિકાર સુવર્ણજ આકારનો આશ્રય કરીને અલંકારરૂપે પ્રગટ થાય છે, તેજ પ્રમાણે નિરાકાર એવો હું પણ મ્હારી પ્રકૃતિનો આશ્રય કરીને સાકાર દેખાઉં છું. એનાપર અર્જુને પ્રશ્ન કર્યો કે, હે ભગવન્! માયાવડે આપનું એવું પ્રાકટ્ય કયારે અને કેવા કારણને લીધે થાય છે ? શ્રી કૃષ્ણે કહ્યું કે:—

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत।**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्॥**
**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे॥**

હે ભારત ! જે જે સમયે પ્રાણીઓના અભ્યુદય અને મોક્ષસિદ્ધિના સાધન વૈદિકધર્મનો હ્રાસ થાય છે, અને સર્વ અનર્થોના હેતુભૂત ધૂમકેતુની પેઠે સર્વ વર્ણાશ્રમને વિષે અધર્મનો ઉદ્ભવ થાય છે. તે તે કાળમાં આત્મ-માયાવડે હું દેહધારણ કરૂં છું. ધર્મક્ષીણ થઈ જવાથી સાધુઓને દુઃખચિન્તા ઉત્પન્ન થાય છે, અને અધર્મની વૃદ્ધિથી પાપી લોક પ્રબલ થાય છે. 'પ્રાણ નાશ થઇ જવા છતાં જેઓ પોતાના ધર્મનો ત્યાગ કરતા નથી, તેઓ 'સાધુ' કહેવાય છે.' ત્હેમની રક્ષા કરવા સારૂ, તથા પાપી પ્રાણીઓનો સંહાર કરવો એટલા માટે, (અંધકારનો નાશ થયા વગર નેત્રપ્રકાશ થશે નહિ, તથા દુર્જન પાપી પુરૂષોનો સંહાર કર્યા વગર સાધુઓનું રક્ષણ, તેમજ ત્હેમને સુખ થશે નહિ, તેથી એ પ્રમાણે કરવું પડે છે.) તેજ પ્રમાણે ધર્મની ઉત્તમ પ્રકારે સ્થાપના, (બધા લોકો શાસ્ત્રસંમત પોતપોતાના વર્ણાશ્રમધર્મનું આચરણ કરે) એ ત્રણે કારણોને લીધે દરેક યુગને વિષે હું દેહ ધારણ કરૂં છું. એ પ્રમાણે અવતારનાં ત્રણે પ્રયોજનો સાંભળીને અર્જુનને શંકા થઇ, અને તે મનમાં વિચાર કરવા લાગ્યો કે જેના સંકલ્પમાત્રથી અનંત બ્રહ્માંડોની ઉત્પત્તિ તથા નાશ થાય છે, અને જે નિખિલજનોને માયાસૂત્રવડે નચાવે છે, ત્હેને 'સાધુઓનું રક્ષણ, પાપીઓનો નાશ, ધર્મસ્થાપન' ઇત્યાદિ કરવા સારૂ શું પ્રયાસ કરવાની જરૂર પડે ? સંકલ્પમાત્રથીજ તેઓ તો એ ત્રણે કાર્યો સાધી શકે તેમ છે. ક્રોધ ધારણ કર્યા વગર, જે જગત્‌નો સંકલ્પથી સંહાર કરે છે, ત્હેને દેહધારણ કરી, હાથમાં ખડ્ગ લઇને લડવું પડે છે, એ આશ્ચર્ય નથી શું ? તેમજ પોતે જાતે અજ હોવા છતાં પોતાને વાસુદેવના પુત્ર કહેવડાવે છે, અને અસંગ હોવા છતાં સોળહજાર એકસોને આઠ સ્ત્રી-ઓના પતિ બનીને બેસે છે. ચરાચરમાં જેમની સ્થિતિ છે, એવા એ કૃષ્ણ હસ્તિનાપુર જાય, ત્યારે દ્વારકામાં 'અહીં નથી' એ પ્રમાણે લોકો કહે છે. સારાંશ કે, અવતારનું કારણ જે એમણે બતાવ્યું તે તો જેમ પવનને મુઠ્ઠીમાં પકડીને બાળકને આપીને સમજાવવું તેના જેવુંજ એમણે મ્હને સમજાવ્યું. ઇત્યાદિ અર્જુનની શંકા સર્વાન્તર્યામી હરિ સમજી ગયા અને ત્હેમણે કહ્યું કેઃ—

**जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।**
**त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥**

હે અર્જુન ! હવે અવતારના મુખ્ય પ્રયોજનનું કથન કરૂં છું. સાધુ-રક્ષણ, દુષ્ટ નાશ, ધર્મની સ્થાપના હું સંકલ્પમાત્રથી કરી શકું તેમ છું. તો

પણ અનાદિ કાળથી જીવોને સંસારમાં જે પરિભ્રમણ અને અનેક દુઃખો પ્રાપ્ત થાય છે, તેમનાં સંસારરોગ ઉપર મ્હારા ચરિત્રનું વર્ણન, ગાયન, શ્રવણવગર બીજું કાંઈ ઔષધ નથી. એવું સમજીનેજ હું અલૌકિક જન્મ ધારણ કરીને, તેને વિષે અલૌકિક કર્મ કરૂં છું. મ્હારાં જન્મ તેમજ કર્મ લોકોનાં સમાન નથી, પરંતુ અલૌકિક છે, એમ જે યથાર્થતાથી સમજે છે, તે દેહત્યાગ પછી ફરી જન્મ લેતો નથી; મ્હનેજ પ્રાપ્ત થાય છે. કથા બે પ્રકારે સાંભળવામાં આવે છે, એક સમજીને, અને બીજી મૂઢપણે. અજ્ઞતાથી મ્હારી કથા સાંભળી હોય તો પણ, જે પ્રમાણે મનુષ્યનો અજાણતાં અગ્નિની ઉપર પગ પડ્યો હોય છે, તો પણ તે અગ્નિવડે જેમ દગ્ધ થાય છેજ, અથવા અરણ્યના ઝાડનાં પાંદડાંને શાક સમજીને ખાધાં હશે, ઔષધિનાં પાંદડાં છે એમ નહિ સમજાયું હોય, તો પણ તે પાંદડાં કાંઇ પોતાનો ગુણ બતાવ્યા વગર રહેશે નહિ. અથવા, બાળકને ક્યાં ખબર હોય છે કે ઘી, દૂધ પુષ્ટિકારક છે? પરંતુ તે ખાય છે તો પુષ્ટ થાય છેજ; એ વસ્તુ માહાત્મ્ય છે! તેજ પ્રમાણે મ્હારી કથા સાંભળી હશે, અને તેનું મહાત્મ્ય નહિ સમજાયું હોય, તોપણ તે પાપ નાશ કરીને પવિત્રતા બક્ષવાનીજ. પરંતુ મ્હારાં જન્મ અને ચરિત્રલીલા અલૌકિક છે, એમ જે વાસ્તવિક રીતે જાણે છે, ત્હેને તો મોક્ષજ મળે છે. સારાંશ, પરમાત્માના અવતારનું મુખ્ય પ્રયોજન, નિખિલજીવોનો ઉદ્ધાર કરવો, તે છે. એમનાં જન્મ અને લીલાઓનું સન્તોના મુખથી નિરન્તર શ્રવણ કરીને તેમનું યથાર્થતત્ત્વ (રહસ્ય) જાણી લીધું હશે, તો પરમશાન્તિની પ્રાપ્તિ થશે, એમાં આસ્તિક પુરૂષોને તો સંદેહ નથી. નારદને જે બ્રહ્મદેવનું પુત્રત્વ પ્રાપ્ત થયું, અને મોટા મોટા સંતમુનીઓને પણ સ્તવન યોગ્ય થઈ પડયા, તથા જ્ઞાનકમલમાં જે મકરંદવત્ વિરાજીત થયા, અને પૂર્ણવિરાગી થઇને જીવન્મુક્ત સ્થિતિમાં ત્રૈલોકયને વિષે જ્યાં ત્યાં અપ્રતિહત ગમન કરવા લાગ્યા, તે બધો સંતસમાગમ તેમજ ત્હેમને મુખેથી હરિકથા શ્રવણનોજ પ્રભાવ છે. ભાગવતના સપ્તમ સ્કન્ધમાં એ કથા છે.

નારદ ધર્મરાજાને કહે છે કે, હે ધર્મ! પહેલા વ્યતીત થએલા મહાકલ્પમાં હું ઉપબર્હણ નામનો કોઈ ગન્ધર્વ હતો. ગન્ધર્વ જાતિને વિષે તે વખતે મ્હારૂં બહુ માન હતું. સુંદર રૂપ, નાજુકપણું મધુરતા, સુગંધ ઈત્યાદિ ગુણોને લીધે મ્હારૂં દર્શન સર્વને પ્રિય લાગતું. તેમાં ખાસ કરીને સ્ત્રીઓને તો હું બહુજ પ્રિય હતો. એથી હું નિરન્તર મત્ત અને અત્યંત વિષયલંપટ બનીને રહેતો હતો. એક વખત દેવતાઓની સભામાં પ્રજાપતિએ સઘળાજ

ગન્ધર્વજનોને તથા અપ્સરાઓને હરિકથાનું ગાયન કરવા સારૂ બોલાવ્યાં. મ્હને જ્યારે એ આમંત્રણ થયું ત્યારે સ્ત્રીઓનો સમુદાય સાથે લઇને, ગાતો ગાતો હું ત્યાં ગયો. મ્હારે હાથે એવું અપમાન થઇ જવાથી પ્રજાપતિએ મ્હને શાપ દીધો કે ત્હેં મ્હારી અવજ્ઞા કરી તેથી તું ઐશ્વર્યચ્યુત થઇને શૂદ્રયોનિમાં જઇશ. પછી મ્હેં શીઘ્રજ એક દાસીને પેટે જન્મ લીધો. પરંતુ ત્યાં મ્હને બ્રહ્મજ્ઞાની સંત મહાત્માનો સમાગમ પ્રાપ્ત થયો, અને ત્હેમની સેવા કરીને તથા ત્હેમને મુખેથી પરમાત્મકથા સાંભળતો રહ્યો, જેનું ફળ મ્હને એ મળ્યું કે, હાલ હું બ્રહ્મદેવનો પુત્ર બન્યો છું. પરમાત્માની લીલા નૌકાની પેઠે તારક છે ખરી, પરન્તુ નૌકાને ચલાવનારો નાવિક (ખલાસી) કર્ણધાર નહિ હશે તો, પેલેપાર ઉતારશે નહિ; કિંવા તરવારની ધાર ઉત્તમ તો ખરી, શત્રુનું માથું કાપી નાંખે છે, પરંતુ તેને પણ શૂરવીરની સહાયતા જોઇએ છે. તેજ પ્રમાણે, મહાત્માઓની સહાયતા લીધા વગર એકલી કથા ભવસિંધુની પાર ઉતારવાને સમર્થ થશે નહિ. રંગરેજ કપડાંને જેમ રંગી નાંખે છે, તેજ પ્રમાણે મહાત્માપુરૂષ, અજ્ઞજનોના હૃદયરૂપી પટને ભગવત્કથારૂપી રંગવડે સારી પેઠે રંગી નાંખે છે. એટલા માટેજ કવિ કહે છે કેઃ—

भो भक्तिमार्गनिरताः श्रवणं कुरुतानिशं ।
भजनस्य हि संपूर्तिः श्रवणेन विना कुतः ॥

હે ભક્તિમાર્ગમાં રમમાણ થનારા પુરૂષો ! નિરન્તર શ્રવણ કરો. કેમકે, શ્રવણનું આલંબન કર્યા વગર ભજનની (નવવિધભક્તિની) સંપૂર્ણતા શી રીતે થશે ? નવ પ્રકારની જે શ્રવણકીર્તનાદિ ભક્તિ કહી છે, તેમાંથી એક શ્રવણ જો કમી થયું હશે, તો આઠજ પ્રકારની ભક્તિ થશે, અને અપૂર્ણ રહેશે. એટલા માટે શ્રવણ કરવું જોઇએ. અર્થાન્તરથી સમજવાનું કે. ભ–જન (નક્ષત્રજન) અશ્વિનીઆદિ ૨૭ છે. તેમાંથી શ્રવણનક્ષત્ર જો બાદ કરવામાં આવે તો ૨૬ છવીસ રહે છે. તેમનામાં શ્રવણ મેળવ્યા વગર ૨૭ સત્તાવીશ શાસ્ત્રકથિત સંખ્યા પૂરી કેમ થશે ? માટે, તેમાં જો શ્રવણ મેળવશો તોજ ભજન સંખ્યા (ભક્તિની અને નક્ષત્રની) સંપૂર્ણ થશે. અપૂર્ણનું ફળ અપૂર્ણ તથા પૂર્ણનું પૂર્ણ હોય છે. એવો જગતમાં અનુભવ પણ છે, એટલા માટે પૂર્ણનાપૂર્ણ જે પરમાત્મા, ત્હેમના સ્વરૂપફળની પ્રાપ્તિને સારૂ ભજનની સંપૂર્ણતા હોવી જોઇએ, અને તેટલા ખાતર શ્રવણનો ત્યાગ કરવો જોઇતો નથી. વ્યાસ વાલ્મીકિ વગેરે મોટા મોટા કવિઓની કૃતિઓનું, 'ભારત, રામાયણ ભાગવતાદિ ગ્રંથોનું' અભિનંદન નહિ કરનારા, અને પ્રેમથી શ્રવણ નહિ કરનારા મનુષ્યોને નીચે લખેલી ઉક્તિ મુજબ ગણવા.

निश्चितं ससुर[1]: कोऽपि न कुलीनः समे मतिः ।
सर्वथा सुरसंबंद्धं काव्यं यो नाभिनन्दति ॥

શોભનરસવિશિષ્ટ રચિત રામાયણાદિ સુંદર કાવ્ય, જેમાં પરમાત્માની સકલ પાપનાશિની લીલા વર્ણવેલી છે, તેનું જે મનુષ્ય આનંદપુરઃસર પઠન અને શ્રવણ કરતો નથી, તે કોઈ અનિર્વનીય એવો 'સ–સુર,' 'મદ્યપાન કરનારો' છે, એમ નિશ્ચયપૂર્વક સમજવું. તથા કુલીન નથી અને સમ જે સાધુ ત્હેના પ્રત્યે શ્રદ્ધાશૂન્ય મતિ છે, એમ સમજવું. અર્થાન્તરથી સમજવું કે, સર્વદા સર્વ પ્રકારે અસુરાદિકોની સાથે સંયુક્ત થએલ જે કાવ્ય, યાને શુક્રાચાર્ય, ત્હેમનું જે અભિનંદન કરતો નથી, તે કોઈ દેવજ છે, એમ નક્કી સમજવું. કેમકે, દેવ કદી અસુરગુરૂ શુક્રાચાર્યનું અભિનંદન કરે નહિ; સુર અને અસુર શત્રુ હોવાનું પ્રસિદ્ધજ છે. તથા તે '**न कु–लीन**'[2] હોય છે. અર્થાત્ દેવ કદી પૃથ્વીપર કોઈના પ્રત્યે લીન (નમ્ર) થતા નથી. અને ત્હેમની [3]સમ (લક્ષ્મીપતિ વિષ્ણુ) ને વિષે મતિનિરત થએલી હોય છે. દેવ વળી વિષ્ણુના ઉપાસક પણ હોય છે. આ શ્લોકમાં ભક્ત અને અભક્તને સુર તથા અસુર કહીને શ્લિષ્ટપદોમાં બન્નેના ગુણ દર્શાવ્યા છે, અસુર મદ્યપાન કરનારા, અકુલીન, સાધુ ભક્તિરહિત હોય છે, અને ત્હેમના ગુરૂ શુક્ર ત્હેમની સાથે સદૈવ રહે છે. તેમજ દેવ પણ કુ (પૃથ્વીપર) લીન હોતા નથી, તથા પરમાત્માના ભક્ત હોય છે, અને અસુરગુરૂનું અભિનંદન કરતા નથી. એ પ્રમાણે બન્નેનું વર્ણન કર્યું છે, તે પરથી એમ સમજવું ઉચિત છે કે, વ્યાસાદિ મહાન્ કવિઓના કાવ્યનું અભિનંદન નહિ કરનારા મનુષ્યો અસુર કોટિના હોઈ, ઉપર કહેલા ગુણોથી યુક્ત હોય છે, અને નિરંતર પરિશીલન (શ્રવણપઠન) કરનારા સુરકોટિના હોવાથી, તે કોટિના ગુણો ત્હેમને વિષે હોય છે. (આ શ્લોકનો અર્થ સાધારણ સંસ્કૃત નહિ સમજનારા લોકોને સમજવો કઠણ થઇ પડશે. તોપણ સુલભતાથી સમજી શકાય તેટલો ખુલાસો કર્યો છે) તાત્પર્ય, એ છે કે જ્ઞાનવિજ્ઞાન થવા સારૂ પ્રથમ સીઢી જે શ્રવણ-ભક્તિ તેનાપર નિરંતર ચઢતા રહેવું. રામાયણ ભારતાદિ ગ્રંથોને માટે કવિએ નીચે પ્રમાણે વર્ણન કર્યું છેઃ—

---

१ सुरया सहितः ससुरः

२ कौ लीनः न. ३ 'सम'–सह मया लक्ष्म्या वर्तते समो विष्णुः ।

अन्यो विधाता वाल्मीकिरादिकाव्यं कमंडलुः ।
रघुनाथकथा गंगा तया पूता जगत्त्रयी ॥
द्वैपायनोऽपरो ब्रह्मा तत्सृष्टिर्भारतार्णवः ।
सूक्तयो दिव्यरत्नानि त्रैलोक्यं तैरलंकृतम् ॥

જે પ્રમાણે બ્રહ્મદેવના કમંડલુને વિષે સ્થિત એવી ગંગાથી ત્રૈલોક્ય પાવન થયાં છે અને થાય છે, તેજ પ્રમાણે બીજા બ્રહ્મદેવ જે વાલ્મીકિ, ત્હેમણે રચેલું એવું આદિ કાવ્ય જે રામાયણ તે કમંડલુ, અને તેમાં નિવાસ કરનારી રઘુનાથની કથા તેજ ગંગા; તેનાથી ત્રૈલોક્ય પવિત્ર થયા છે તથા થાય છે. તેજ પ્રમાણે શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસને પણ બીજા બ્રહ્મદેવ સમજવા. ત્હેમણે ભારતરૂપ સમુદ્રની સૃષ્ટિ (ઉત્પત્તિ) કરી છે, અને તેમાં ભરેલાં સદ્‌વચનોરૂપી દિવ્યરત્નોથી ત્રૈલોક્ય સુશોભિત થયું છે. સમુદ્રમાં અનેક પ્રકારનાં રત્નો હોય છે, તેજ પ્રમાણે ભારતમાં અનંતપ્રકારનાં સદ્‌વચનો નિવાસ કરે છે. એ બન્નેની કૃતિ કેવી છે ? તોઃ—

निःश्रेण्यौ ब्रह्मलोकस्य वाग्देव्याः कर्णकुंडले ।
धर्मद्रुममहामूले वाल्मीकिव्यासयोः कृती ॥
भारतादिपुराणानि श्रीरामचरितानि च ।
त्रिसंध्यसवनान्येष सर्वसाधारणो मखः ॥

વાલ્મીકિ અને વ્યાસ એમની કૃતિ (રામાયણ અને ભારત) બ્રહ્મલોકમાં આરોહણ કરવા સારૂ નિસરણી (સીઢી) સમાન સાધનભૂત છે. તથા સરસ્વતી દેવીના કર્ણના કુંડલના સ્થાનમાં તેમની સ્થિતિ છે. કુંડલ વડે કાનની શોભા છે, તેજ પ્રમાણે તે સરસ્વતી રામાયણ ભારતનું નિરન્તર શ્રવણ કરવાથી કાનોને સુશોભિત કરે છે. અર્થાત્ સરસ્વતી પણ આદરયુક્ત શ્રવણપરાયણ થાય છે, એવી તેમની યોગ્યતા છે. તેજ પ્રમાણે તેઓ ધર્મરૂપ વૃક્ષના મોટા મૂળરૂપ છે; તેમના શ્રવણથી ધર્મ વૃદ્ધિંગત થાય છે, એ ભાવ છે. સારાંશ કે, ભારત તેમજ બીજાં પુરાણ તથા શ્રીરામચરિત્ર, એ ત્રિકાલસ્નાનપૂર્વક ત્રિસંધીમાં કરવામાં આવનારા હોમ (યજ્ઞ) ના જેવાં સમજવાં. સર્વલોકોને કરવાને માટે એ સુલભ યજ્ઞ છે. તેમનું શ્રવણ સઘળાથી થઈ શકે તેમ છે, તથા (તેમ કર્યાથી) યજ્ઞના ફળ જેટલું ફળ મળે છે, એ પ્રમાણે તાત્પર્ય અર્થ સમજવો. એ પ્રમાણે ઉત્તમ સાધન નિર્માણ કર્યું છે તોપણ, નિર્મલ વસ્ત્રની ઉપર જે પ્રમાણે રંગ ઉત્તમ ચઢે છે, અને ખુલે છે, કિંવા જ્ઞાનવૃદ્ધ વિવેકી પુરૂષને વૈરાગ્યનો ઉપદેશ ઉત્કૃષ્ટ લાગુ પડે છે, તેવીજ રીતે નિઃશ્રેયસકારિણી પરમાત્મા શ્રીરામ અને કૃષ્ણની રામાયણ ભારતની જ્ઞાન-

વિજ્ઞાનપૂર્ણ સ્વરૂપગુણોની કથા, પૂર્વજન્મના પુણ્યકર્મપ્રભાવથી નિર્મલ બનેલાં અનુષ્યોના અંતઃકરણોની ઉપર રંજીત થાય છે; યાને ઉત્તમ પ્રકારે ચોંટી જાય છે, એ પ્રમાણે વશિષ્ઠજીએ કહ્યું છે, અને અનુભવથી તેની સત્યતાની પ્રતીતિ પણ થાય છે. જનમેજયને વ્યાસજીએ શું ઉપદેશ કર્યો ન હતો ? પરન્તુ તેનું પરિણામ શું આવ્યું ? કાંઇપણ નહિ.

શમીકમુનિના શ્રૃંગીનામના પુત્રના શાપથી પોતાના પિતા રાજા પરીક્ષિતિ સર્પદંશથી મરી ગયાના સમાચાર બ્રાહ્મણાદિકોના મુખેથી સાંભળીને જનમેજય રાજા દુઃખી અને ક્રોધાયમાન થયા. ત્હેમણે એ તક્ષકને મારવાને માટે, મોટા મોટા ઋષિઓને બોલાવીને સર્પસત્રની શરૂઆત કરી. હજારો સર્પો જ્યારે અગ્નિકુંડમાં હોમાઈ ગયા, ત્યારે તક્ષક પોતાનો પ્રાણ બચાવવાને ખાતર ઇન્દ્રને શરણે ગયો. ઈન્દ્રે પ્રથમ તો ત્હેને ધીક્કાર્યો, પરંતુ આખરે શરણાગત જાણીને અભય આપીને ત્હેનું રક્ષણ કીધું. ઋષિઓને જ્યારે ખબર પડી કે તક્ષકને ઈન્દ્રે આશ્રય આપ્યો છે, ત્યારે ઇન્દ્રસહિત તક્ષકને સ્વાહા કરવા માટે તેઓ મન્ત્ર ભણવા લાગ્યા. ઈન્દ્ર તક્ષકસહિત નીચે આવવા લાગ્યો એવે સમયે, વાસુકી આદિ અખિલ સર્પોની પ્રાર્થનાથી આસ્તિક નામના ઋષિએ જનમેજયના યજ્ઞમાં જઇને, પોતાની ઇચ્છા પૂરણ કરવાનું ત્હેની પાસેથી વચન લીધું. બ્રાહ્મણાદિકોએ પણ એ તપોનિધિની કામના પૂરી કરવાને સારૂ કહ્યું, તે પરથી રાજાએ 'શી ઇચ્છા છે ?' એ પ્રમાણે આસ્તિકને પૂછયું, ત્યારે ત્હેણે યજ્ઞસમાપ્ત કરવાનું કહ્યું. મ્હારી ઇચ્છા એવી છે કે, અત્યાર લગી જેટલો અનર્થ થયો તેટલો ઠીક હતો, પરંતુ હવે આ સર્પસત્ર બંધ કરવો જોઇએ. આણી તરફ આકાશમાં ઇન્દ્રે ભયભીત થઇને, તક્ષકને વસ્ત્રમાં લપેટીને ફેંકી દીધો, અને તક્ષક પણ ઉપર પુછડું અને નીચું માથું એ પ્રમાણે પડવા લાગ્યો; પરંતુ આસ્તિક ઋષિએ પોતાના સામર્થ્યથી, 'વિશ્વામિત્રે જેમ રાજા ત્રિશંકુને અંતરિક્ષમંડલમાં રોકયો હતો તે પ્રમાણે,' તે તક્ષકને મન્ત્ર ભણીને અદ્ધરનો અદ્ધર અટકાવી રાખ્યો, જેથી તે કુંડમાં પડયો નહિ. રાજા જનમેજયે, આપેલું વચન મ્હારે પુરૂં કરવું જોઇએ (પાળવું જોઇએ) એ પ્રમાણે મનમાં વિચાર કર્યો, તેમજ બ્રાહ્મણોને પણ પૂછયું, ત્યારે સઘળાઓએ સંમતિ આપી કે, એ ઋષિ મહાન્ તપોનિધિ છે, એમની કામના જો પૂર્ણ નહિ કરશો, તો ત્રૈલોકયમાં અપકીર્તિ અને મિથ્યા ભાષણનું પાપ લાગશે, અને આ યજ્ઞની સિદ્ધિ પણ થશે નહિ; માટે યજ્ઞ બંધ કરો તો ઉત્તમ. રાજા વચનવડે બંધાએલો હતો, તેથી

આસ્તિકની કામના પૂરી કરી, અને યજ્ઞ બંધ કરી દીધો. ત્યારે તક્ષકાદિ સર્પોને ઘણો આનંદ થયો, અને સઘળાજ બ્રાહ્મણો પોત પોતાને સ્થાને જતા રહ્યા.

જનમેજય રાજાને ત્યારથી બ્રાહ્મણોના પ્રત્યે તિરસ્કાર બુદ્ધિ ઉત્પન્ન થઈ. કેમકે યજ્ઞને સારૂ બોલાવવામાં આવેલા બ્રાહ્મણો પણ એ આસ્તિકના પક્ષનું બોલવા લાગ્યા, પરંતુ 'પેલા તક્ષકને યજ્ઞકુંડમાં ભસ્મ કરી દેવાની' મ્હારી ઇચ્છા પૂર્ણ નહિ કરી, બ્રાહ્મણો ઘણા કપટી હોય છે. એ આસ્તિકે મ્હારી પાસેથી અગાઉ વચન લઈ લીધું અને પાછળથી પોતાની ઇચ્છા મ્હને જણાવી અને ફસાવ્યો; એ જો બ્રાહ્મણ નહિ હત, અને યજ્ઞનો જો સમય નહિ હત તો હું કદી એ પ્રમાણે વચનબદ્ધ થઇ જાત નહિ, પરંતુ યજ્ઞસમયે બ્રાહ્મણની જે ઇચ્છા હોય તે પૂર્ણ કરવી જોઇએ એવી શાસ્ત્રની અને બ્રાહ્મણોની આજ્ઞા હોવાથી, મ્હેં એ પ્રમાણે કર્યું. અને એ બ્રાહ્મણ પણ જાણી જોઇને મ્હને ફસાવવાના હેતુથીજ યજ્ઞમાં આવ્યો, અને મ્હારી પાસેથી વચન લીધું. એવા કપટી બ્રાહ્મણોની જાતિ પોતાના રાજ્યને વિષે નહિ રહેવી જોઇએ એ હેતુથી, જનમેજય રાજાએ સઘળાજ બ્રાહ્મણોને પોતાના રાજ્યમાંથી નીકળી જવા સારૂ દાંડી પીટાવી, અને જાહેર કર્યું કે, 'જેટલા બ્રાહ્મણ હોય ત્હેમણે જનમેજયના રાજ્યમાંથી અન્ય દેશમાં જતા રહેવું; જે રહેશે ત્હેને ઘોર શિક્ષા કરવામાં આવશે.' બ્રાહ્મણો એવો હુકમ સાંભળીને ગભરાઈ ગયા, અને શું કરવું તેની ત્હેમને સુઝ પડી નહિ. કેટલાક વિદેશ ચાલ્યા ગયા, કેટલાકને મારપીટ કરીને હાંકી કાઢવામાં આવ્યા, તેમજ પ્રજા પણ બહુ ત્રાસી ગઈ. કેટલાક લોકોએ મહર્ષિ વેદવ્યાસની પાસે જઇને ત્હેમને આ વૃત્તાન્તથી વાકેફ કર્યા, ત્યારે ત્હેમને પણ સારૂં લાગ્યું નહિ; પરંતુ એકવાર રાજાને ઉપદેશ કરી જોવો, એ હેતુથી શાકલ અને અજેય નામના પોતાના જે બે શિષ્યો હતા, ત્હેમને જનમેજયની પાસે મોકલ્યા, અને કહ્યું કે, "રાજાને સારી પેઠે ઉપદેશ કરજો, અને આ ભારત ગ્રન્થ જેમાં એના પૂર્વજોની કીર્તિ વર્ણવી છે, તે વાંચી સંભળાવજો;" એથી એના અંતઃકરણમાં જ્ઞાનોત્પત્તિ થશે અને એ ધર્મન્યાયથી ચાલશે.

વ્યાસની આજ્ઞા લઇને જ્યારે તે બન્ને શિષ્યો નીકળ્યા અને હસ્તિનાપુર પાસે આવ્યા ત્યારે ત્હેમને દૂતોએ પકડયા અને રાજાની પાસે હાજર કરી દીધા. તે બ્રાહ્મણોને રાજાએ પૂછ્યું કે, તમે કોણ અને ક્યાંથી તથા કેવી રીતે મ્હારા રાજ્યમાં આવ્યા છો? ત્હેમણે પોતાના નામ તથા વ્યાસ મહર્ષિ તરફથી પોતે આવ્યા છે, એ પ્રમાણે કહ્યું. રાજાએ તે સાંભળતાંજ પ્રણામ કર્યાં, અને ત્હેમણે ત્હેને આશીર્વાદ દઇને કહ્યું કે, "હે રાજન્!

વિનાશકાળમાં વિપરીત બુદ્ધિ થાય છે, એ વચન પ્રમાણે ત્હારી સ્થિતિ થઈ ગઇ છે, એટલા માટે વ્યાસજીએ હમને મોકલ્યા છે. ત્હમારા પૂર્વજોની કીર્તિ જેમાં વર્ણવી છે, તે ભારત હમે લઇ આવ્યા છીએ, તેનું શ્રવણ કર. જેનાથી ત્હારા અંતરનો મલ અને સંદેહ દૂર થઇને, ત્હેમના સમાન તું વર્ત્તન રાખીશ. અને વિમલકીર્તિ બનીશ. એ પ્રમાણે ત્હેમનું ભાષણ સાંભળીને રાજા કોપાયમાન થઇને બોલી ઉઠયો કે, ત્હમે બ્રાહ્મણો ઘણાજ કપટી છો. ત્હમારા ઉપદેશથી હવે હું ફસાવાનો નથી, અને બ્રાહ્મણોને મ્હારા રાજ્યમાં રાખનાર પણ નથી. ભારતમાં મ્હારા પૂર્વજોની નિન્દાજ છે, એમ હું સમજું છું. એ ભારતનું શ્રવણ કરવાની મ્હારી ઇચ્છા નથી, ચાલ્યા જાઓ. એ પ્રમાણે રાજાનું ભાષણ સાંભળીને, બન્ને શિષ્યો કોપાયમાન થયા, અને વ્યાસની તથા ત્હેમની કૃતિ (ભારત) ની નિંદા કરી, તેથી શાપવચન પણ બોલી ઉઠયા. તેઓ બોલ્યા, " હે રાજા! ત્હેં ભારત તથા વ્યાસની નિંદા કરી છે, તેથી હમે ત્હને શાપ આપીએ છીએ કે, "તું કુષ્ટ વ્યાધિ ( કોઢ ) થી ગ્રસ્ત થઇને ઘણુંજ. દુઃખ ભોગવીશ." એ શાપ સાંભળવાવારનેજ રાજાએ ત્હેમને મારી નાંખવાને માટે સિપાઇઓને આજ્ઞા કરી, અને પોતે ખડ્ગ લઇને દોડયો, એટલામાંજ તે બન્ને જણા અન્તર્ધાન થઈ ગયા.

વ્યાસને તેઓએ જ્યારે એ હકીકત કહી, ત્યારે તે ક્રોધાયમાન થઇને રાજાના મંદિરમાં પોતે એકાએક પ્રગટ થયા. ત્હેમને જોઇને રાજાએ પૂજા અને પ્રણામ કર્યા. પછી વ્યાસજી બોલ્યા કે, "હે જનમેજય! ત્હારૂં અકલ્યાણ ન થાય તેટલા ખાતર મ્હેં ઉપદેશ કરાવ્યો, પરંતુ તે વ્યર્થ ગયો. બ્રાહ્મણોના હિતને માટે હું એમ કરૂં છું, એ પ્રકારની ત્હારી સમજ મિથ્યા છે. અસ્તુ! ત્હારૂં દુર્દૈવ! હવે હું ત્હને જે કહું છું તે બરાબર ધ્યાનમાં રાખજે. " ઘોડાક દિવસ પછી, અહીં એક સોદાગર ઘણા અશ્વોને લઇને આવે તો ત્હેના ઘોડાઓમાંથી એકપણ ત્હારે ખરીદ કરવો નહિ. કદાચ ખરીદ કરે તો તેનાપર બેસવું નહિ અને શિકાર કરવા જવું નહિ; શિકાર કરવા જાય તો હરણને મારવું નહિ, અને માર્યાબાદ તેનું પેટ ચીરવું નહિ; અને ચીરે તો તેના પેટમાંથી જે પેટી નીકળે તે ખોલવી નહિ; ખોલે તો તેમાંથી નીકળેલી સુંદર સ્ત્રીની સાથે વિવાહ કરવો નહિ, અને ત્હેની સાથે પરણે તો ત્હેની ઇચ્છા પ્રમાણે વર્તવું નહિ. " એ પ્રમાણે ભવિષ્યસૂચન કરીને વ્યાસ ગુપ્ત થયા. પરન્તુ ત્હેમનાં ભવિષ્યકથનનું આશ્ચર્ય તથા ભય અને ચિન્તા રાજાનાં મનમાં ઉત્પન્ન થયાં ખરાં.

થોડા દિવસ પછી ચિત્રકૂટના દેવદંડક રાજાએ હસ્તિનાપુર ઉપર ચઢાઇ કરી, અને રાજા જનમેજયની સાથે સંગ્રામ કરીને ત્હેના સૈન્યનો પરાભવ તથા નાશ કર્યો અને જનમેજયને પણ રણમાં મૂર્છિત કર્યો. સારથીએ રાજા જનમેજયને પિપીલિકા પહાડ ઉપર આણ્યો, અને દેવદંડકે હસ્તિનાપુરનું રાજ્ય લઇ લીધું અને પોતે સિંહાસન પર આરૂઢ થયો. રાજા જનમેજય પોતાનો કાળ પ્રતિકૂળ સમજીને, ત્યાં પહાડ ઉપરજ લોકોની સાથે રહેવા લાગ્યો. ત્યાં એક દિવસ કોઇ સોદાગર પોતાની સાથે સારા સારા ઘોડાઓ લઇને આવી પહોંચ્યો. અને રાજાને બતાવ્યા; ત્યારે રાજાએ તે માંહેથી એક શામકર્ણ ઘોડો ખરીદ કર્યો, અને તેનાપર સ્વાર થઇને તે આમતેમ ફરવા લાગ્યો. વ્યાસજીના વચનની વિસ્મૃતિ થઈ અને રાજાએ ઘોડો ખરીદ્યો. થોડાક દિવસ પછી રાજાએ સૈન્ય તૈયાર કર્યું અને દેવદંડક રાજાની ઉપર ચઢાઈ કરીને લઢવું, અને એ રીતે પોતાનું રાજ્ય પાછું લઈ લેવું, એવો વિચાર કર્યો અને માર્ગસ્થ થયો. અરણ્યમાં થઇને જતાં ત્હેને શિકાર કરવાની ઇચ્છા થઈ આવી, અને સૈન્યને છોડીને એક હરણની પાછળ તે પડયો, અને બાણવડે તેને મારી નાંખ્યું. શિકારના શ્રમથી રાજાને જ્યારે ક્ષુધા લાગી, ત્યારે ત્હેણે હરિણનું માંસ ખાવા સારૂ તેનું પેટ ચીર્યું તો તેમાંથી એક પેટી નીકળી. ત્યારે તે ચકિત થયો, અને ખોલીને જોયું તો તેમાંહેથી એક સુંદર સ્ત્રી નીકળી, અને ત્હેણે રાજાને પોતાની સાથે પરણવા કહ્યું. હે રાજા! મ્હારો એવો નિયમ હતો કે પ્રથમ જે પુરૂષ જોવામાં આવે, ત્હેને મ્હારે વરવું. એ નિયમ પ્રમાણે ત્હમારૂંજ પ્રથમ દર્શન થયું છે, માટે મ્હારો સ્વીકાર કરો. રાજાએ આનંદપૂર્વક ત્હેનો સ્વીકાર કર્યો. પછી સૈનિકો રાજાને શોધતા શોધતા ત્યાં આગળ આવી પહોંચ્યા, અને જુએ છે તો, પોતાનો રાજા એક સુંદર સ્ત્રીની સાથે વાતચીત કરતો બેઠો છે, એવો દેખાવ ત્હેમની નજરે પડયો. પાસે આવીને સેનાપતિએ કહ્યું કે, હવે જલદી હસ્તિનાપુર તરફ ચાલો. રાજાએ 'હા' કહી, અને સ્ત્રીને, રથમાં બેસીને પોતાની સાથે આવવાનું કહ્યું. ત્યારે તે બોલી કે, 'આપ જો મ્હારા કહ્યા પ્રમાણે ચાલશો, તો હું સાથે આવીશ.' રાજાએ જયારે 'ચાલીશ' એ પ્રમાણે વચન આપ્યું, ત્યારે ત્હેણે પૂછયું કે 'આપ કોણ છો? અને કયાં જવા માંગો છો, તે કહો.' રાજાએ કહ્યું:—સોમવંશીય રાજા પરીક્ષિતિનો પુત્ર હું છું; મ્હારૂં નામ જનમેજય. હસ્તિનાપુરનું મ્હારૂં રાજ્ય દેવદંડકે લઈ લીધું છે, તેથી ત્હેની સાથે યુદ્ધ કરવાને જવાનું છે. તે સાંભળીને સ્ત્રી બોલી:— “મ્હારી ઇચ્છા એવી છે કે યુદ્ધ કરવા જવું નહિ; આપણા નિવાસસ્થાન

પર ચાલો." રાજા ત્હેની સાથે વચનથી બંધાયલો હતો, તેથી સઘળા સૈન્યની સાથે પાછો પિપીલિકા પહાડ પર આવ્યો.

ત્યાર પછી, એક દિવસ તે સ્ત્રીએ રાજાને ચિંતાતુર જોઇને પૂછ્યું કે, "આપ સર્વદા ચિન્તાયુક્ત જણાઓ છો, તો શું દુઃખ છે, તે કહો. રાજાએ કહ્યું:—મ્હારૂં રાજ્ય દેવદંડકે લઇ લીધું છે, તેને માટે મ્હને ચિંતા થાય છે કે કયા ઉપાયથી મ્હારે મારૂં રાજ્ય પાછું મેળવવું ? સૈન્યના બળ ઉપર લઢાઈ કરવાથી જય મળે તેમ લાગતું નથી. ત્યારે તે સ્ત્રીએ કહ્યું:— હું આપને યજ્ઞ બતાવું છું, તે કરવાથી અખિલ વિપત્તિઓમાંથી છૂટકો થઇને રાજ્ય પણ પાછું મળીજશે. રાજાએ કહ્યું:—યજ્ઞ કરવાથી મારી આ દશા થઇ છે. સર્પ યજ્ઞમાં આસ્તિક બ્રાહ્મણે વચનવડે બાંધી લઇ મ્હને ફસાવ્યો, ત્યારથી મ્હારી ખાતરી થઈ છે કે, યજ્ઞ કર્યાથી કશો ફાયદો તો છેજ નહિ, પરંતુ ઉલટી હાનિ છે. બ્રાહ્મણો વિના યજ્ઞ થાય નહિ અને બ્રાહ્મણો તો મહા કપટી હોય છે; ત્હેમનાપર મ્હારો વિશ્વાસ નથી, માટે યજ્ઞનું નામ લઈશ નહિ. સ્ત્રીએ કહ્યું:—એકવાર યજ્ઞ અપૂર્ણ થયો, તેથી હતાશ નહિ થઈ જવું. મ્હારા કહ્યા પ્રમાણે જો યજ્ઞ કરશો તો નિઃસંશય યશ આવશે; આપ નરયજ્ઞ કરો. તેથી તક્ષકનો નાશ અને રાજ્યલાભ પણ થશે. સ્ત્રીના દુરાગ્રહથી રાજાએ યજ્ઞ કરવાનો વિચાર કર્યો, અને અઢાર વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા, તથા યજ્ઞસાહિત્ય પણ એકઠું કર્યું. પરંતુ બલિને માટે બત્રીશ લક્ષણસંપન્ન રાજપુત્ર જોઇએ, તેથી સેવકોને આજ્ઞા કીધી કે ગમે ત્યાંથી એકાદ એવો (બત્રીશ લક્ષણયુક્ત) રાજપુત્ર ઢુંઢી લાવો. ફરતાં ફરતાં તે લોકોને અરણ્યમાં શિકાર કરવા સારૂ આવેલો એક રાજપુત્ર નજરે પડ્યો; ત્યારે તેઓ ત્હેનેજ પકડી લઈ આવ્યા; તેનાથી બધાને આનંદ થયો, અને અમૃતસિદ્ધિયોગવા ઉપર, માઘ વદ ત્રયોદશીને દિવસે યજ્ઞને માટે શરૂઆત કરી. રાજા અને રાણી બન્નેયે મંગલસ્નાન કરીને યજ્ઞની દીક્ષા લીધી. યજ્ઞનો પ્રારંભ થયા પછી, બ્રાહ્મણોએ રાજાને કહ્યું કે, હમણાં ત્હમે જાઓ અને અરાઢમે દિવસે પ્રાતઃકાળમાં બન્ને જણાં સ્નાન કરીને પૂર્ણાહુતિને માટે આવજો. આ યજ્ઞમંડપમાં હવે કોઈ આવવા ન પામે તેવો બંદોબસ્ત કરીને, હમારી વ્યવસ્થા સારી પેઠે રાખવા સારૂ મન્ત્રીને કહી દેજો. રાજાએ બધો બંદોબસ્ત ઉત્તમ પ્રકારનો રાખવા માટે પોતાના મંત્રી અને સેવકજનોને કહ્યું, અને પોતે રાણી સહિત ત્યાંથી ચાલ્યો ગયો.

પછી જે રાજપુત્રને બળી આપવા સારૂ આણ્યો હતો ત્હેણે બ્રાહ્મણોને કહ્યું કે, "સ્વર્ગસ્થ દેવરાજા મ્હારો છૂટકો કરવાનાં છે, એવું મ્હને દૃષ્ટાન્ત

થયું છે, તેથી આ ત્હમારો પ્રયાસ વ્યર્થ છે." બ્રાહ્મણોએ કહ્યું:—'જુઓ, હમારૂં મન્ત્રસામર્થ્ય કેવું છે તે.' એમ કહીને મન્ત્રશક્તિથી દેવેન્દ્રસહિત સર્પને આકર્ષણ કરવાનો પ્રયત્ન શરૂ કર્યો. દેવેન્દ્ર મૂર્છિત થઇને સર્પસમેત આકર્ષિત થાય છે, એવું જોઇને બૃહસ્પતએ નારદને બ્રહ્મદેવની પાસે મોકલ્યા અને રક્ષાર્થ કાંઇક ઉપાય જલદી કરો એમ કહ્યું. જ્યારે બ્રહ્મદેવને ખબર પડી ત્યારે તે વિષ્ણુશંકરસહિત અમરાવતીમાં આવીને શો ઉપાય કરવો તેનો વિચાર કરવા લાગ્યા. ત્રણેએ આદિ પુરૂષની પ્રાર્થના કીધી ત્યારે આદિપુરૂષે કહ્યું કે, ફીકર કરશો નહિ, હું યજ્ઞ કરનારા બ્રાહ્મણોને મોહિત કરીને યજ્ઞનો ધ્વંસ કરૂં છું.' પછી આદિનારાયણે મોહિનીઅસ્ત્રવડે યજ્ઞમંડપમાં બેઠેલા અઢારે બ્રાહ્મણોને મોહિત કર્યા, ત્યારે યજ્ઞકાર્ય બંધ પડતાં અગ્નિકુંડ પણ હોલવાઈ ગયો. લોકો તરફથી આ સમાચાર રાજાને કાને પડતાંવારને, રાણી સહિત જલદી ત્યાં આવીને તે જુએ છે તો બ્રાહ્મણો નિદ્રા પામ્યા છે, અને અગ્નિકુંડ બધો હોલવાઈ ગયો છે, એવું ત્હેના જોવામાં આવ્યું. રાણીએ કહ્યું, એ બ્રાહ્મણોએ આપને ઘેર જવાનું કહ્યું અને આપના ગયાબાદ એમણેજ યજ્ઞ બંધ કર્યો. હવે એમને જગાડીને યજ્ઞ બંધ કરવાનું કારણ આપ પૂછો. એમના શરીર ઉપર જલ સિંચન કરશો તો પોતાની મેળેજ ઉઠશે. રાજાએ તે બ્રાહ્મણોની ઉપર જલસિંચન કર્યું તો કોઇ ઐશ્વરી અદૃશ્ય શક્તિથી તે બ્રાહ્મણો મરણ પામ્યા. એવું જોઇને રાજા ભયભીત થઇ ગયો, અને સંતાપ કરવા લાગ્યો, ત્યારે પેલી સ્ત્રી એને કાંઈપણ પૂછ્યા કહ્યાવગર પેલા શામકર્ણ ઘોડાપર બેસીને કહીં ચાલી ગઇ. એ વૃત્તાન્તના શ્રવણથી રાજા અધિક શોકાકુલ થઇ ગયો. આ રીતે યજ્ઞનો ધ્વંસ થયો, દેવ તથા બ્રાહ્મણના આકર્ષણપાશ નષ્ટ થયા, અને બલિને માટે આણેલો રાજપુત્ર પણ બંધમુક્ત થઇને ચાલ્યો ગયો.

વ્યાસ શિષ્યોના શાપ મુજબ રાજાના શરીર ઉપર શ્વેત કુષ્ઠ પણ ઉત્પન્ન થઇને, ત્હેનું સકલઅંગ તેનાથી વ્યાપ્ત થઈ ગયું. રાજા બ્રહ્મહત્યા અને શ્વેતકુષ્ટ એ બંનેથી જ્યારે બહુજ વ્યાકુલ થઇ ગયો ત્યારે ત્હેણે એકાગ્રચિત્તથી ભગવાન્ વ્યાસનું સ્મરણ કીધું. ત્યારે વ્યાસ પ્રગટ થયા, અને રાજાએ પૂજા અને સ્તુતિ કરીને પ્રાર્થના કીધી કે, હે ભગવન્! આપના ઉપદેશનો મ્હેં અનાદર કર્યો, તેથી બ્રહ્મહત્યાના પાપથી યુક્ત થઇને કુષ્ઠરોગથી હું ગ્રસ્ત થયો છું. હવે શરણે આવ્યો છું તો પૂર્વ અપરાધની ક્ષમા કરીને એ બન્ને દુઃખ અને પાપમાંથી મ્હારો છુટકો કરો. મ્હને કાંઈપણ સૂઝતું નથી અને અભિષ મનુષ્યના જેવી મ્હારી અવસ્થા થઈ ગઈ છે. વ્યાસજીએ કહ્યું:— બ્રાહ્મણો સજીવન થાય તો બ્રહ્મહત્યાનું પાપ નાશપામે, પરંતુ કુષ્ઠરોગ

અપરિહાર્ય છે, એવું મ્હને લાગે છે. જન્મજયે કહ્યું:—'હે ભગવન્! આપ એક મુખ છો, છતાં બ્રહ્મદેવ છો, બે હાથવાળા હોવાછતા વિષ્ણુ છો, બે નેત્ર આપને છે, છતાં ત્રિનયન ( મહાદેવ ) છો, એમ હું માનું છું. '**कर्तुमकर्तुमन्यथाकर्तुम्**' આપ સમર્થ છો, એવી આપની કીર્તિ હોવાથી, આ શરણાગતના ઉપર આપ કૃપાદૃષ્ટિ કરો, અને કુષ્ઠરોગ તથા બ્રહ્મહત્યાના પાપમાંથી મ્હારો છૂટકારો કરો. રાજાની વિનીતતાથી તેમજ ઉપરતિથી વ્યાસજીએ દયાળુ થઇને કહ્યું કે, આ પહાડઉપર જ્યાં શિવમંદિર છે, ત્યાં આગળ મંડપ વગેરે સુશોભિત તૈયાર કરો, અને સર્વ સાહિત્ય હું જે કહું છું તે ભેગું કરો, હું પ્રયત્ન કરી જોઉં છું. કાર્યની સિદ્ધિ પરમાત્માની કૃપા ઉપર અવલંબી રહી છે. આ વ્યાસઆજ્ઞા મુજબ રાજાએ મંડપ તૈયાર કરાવ્યો, બાદ પોતે વ્યાસજી સહિત ત્યાં આવ્યા. પછી વ્યાસજી આસન ઉપર સ્થિત થયા, અને પરમાત્મા શ્રીકૃષ્ણનું ધ્યાન કરવા મંડ્યા. ત્યારબાદ ચતુર્ભુજરૂપે શ્રીકૃષ્ણ પ્રગટ થયા, અને વ્યાસને ત્હેમણે કહ્યું કે:—" ત્હમારો હેતુ હું સમજ્યો છું; જનમેજયને ભારત વાંચી સંભળાવો, તેનાથી એ બન્ને દુઃખોમાંથી મુક્ત થશે; એમ કહીને પોતે ગુપ્ત થયા.

વ્યાસજીએ રાજાને કહ્યું કે, "ત્હેં પુર્વજોની નિન્દા કરી અને ભારત સાંભળવાની ના પાડી, તેથીજ તું કુષ્ઠ રોગી થયો અને ત્હારે હાથે એ બ્રાહ્મણોની હત્યા થઇ. હવે ઉપાય એકજ છે, જો તું ભારત સાંભળીશ તો એ સંકટમાંથી મુકત થઇશ. પરંતુ વિપ્રહત્યાથી તું અત્યંત પાતકી થયો છે, એથી ત્હને સામે બેસાડીને સંભળાવાશે નહિ. એટલા માટે કાળું વસ્ત્ર વચમાં બાંધવું પડશે, અને તેની પાછળ બેસીને ત્હારે સાંભળવું. પછી વ્યાસજીએ રાજાને અઢારે બ્રાહ્મણોનાં પ્રેત મંડપમાં લાવીને રાખવાનું તથા ત્હેમને સુગંધિ દ્રવ્યથી ચર્ચિત કરવાનું કહ્યું. રાજાએ બીજાને હાથે તે વિપ્રપ્રેત મંગાવી રાખ્યાં, અને સુગંધિત દ્રવ્યો વડે ત્હેમને લિપ્ત કર્યાં. પછી અઢાર હાથ કાળા વસ્ત્રનો પડદો ત્યાં આગળ બાંધી દીધો, અને પોતે મંગલસ્નાન વગેરે કરીને સાંભળવાને માટે બેઠો. પછી વ્યાસજીએ ત્હેના હાથમાં શ્રીફળ (નારીએળ) આપ્યું, અને પોતાના શિષ્ય વૈશંપાયનને ભારત વાંચી સંભળાવવાની આજ્ઞા કીધી.

ભારતનું એક એક પર્વ પૂરૂં થતાં અકકેકો બ્રાહ્મણ જીવતો થયો, અને એક એક હાથ વસ્ત્ર પણ સફેદ થયું. એ પ્રમાણે અઢારે પર્વ વાંચી સંભળાવ્યાં ત્યારે અઢારે બ્રાહ્મણો ઉભા થયા તથા અઢાર હાથનું કાળું વસ્ત્ર બધું સફેદ થઈ ગયું, અને રાજાનો સકલ શ્વેત કુષ્ઠરોગ નિર્મૂલ થઇને પહેલાં

કરતાંયે સુંદર ત્હેના શરીરની કાન્તિ બની. રાજાએ વ્યાસનો અનંત ઉપકાર માન્યો, અને સઘળાનું પૂજન અર્ચન કરીને વસ્ત્રાલંકારાદિથી સન્માન કીધું. પછી રાજા જનમેજયે સંગ્રામમાં દેવદંડકનો પરાભવ કર્યો, અને હસ્તિનાપુરનું રાજ્યસંપાદન કીધું; અને બ્રાહ્મણોના પ્રત્યે મનમાં જે તિરસ્કાર, દ્વેષ વગેરે હતાં, તે બધું કાઢી નાંખીને ત્હેમના પ્રત્યે ભક્તિ તથા આદર રાખીને રાજ્ય કરવા લાગ્યો.

તાત્પર્ય એ છે કે, રાજાને બ્રહ્મહત્યાનું પાપ તથા કુષ્ઠરોગમાંથી જે ભારતના શ્રવણથી છૂટકારો થયો, તે ભારતને માટે આપણે પણ અંતરમાં શ્રદ્ધા ધારણ કરીશું અને તેનું શ્રવણ કરીશું, તો આપણા પાપનાશને માટે શો સંદેહ છે? ભારતની નિન્દા અને તિરસ્કાર કરવાથીજ રાજાની જેવી દુર્દશા થઇ હતી, તેજ પ્રમાણે મહાનુભાવ પુરૂષોનો તિરસ્કાર અને ભારત રામાયણાદિ પુણ્ય ગ્રંથોની જો આપણે નિન્દા કરતા હોઈશું, અને તેનાથી આપણને અંતર્બાહ્ય દુઃખ થતું હોય, તો તેમાં આશ્ચર્ય પામવા સરખું શું છે? એમ થવું સ્વાભાવિકજ છે. એ ગ્રન્થોની નિન્દા તે પરંપરાથી એમનીજ નિન્દા થાય છે, અને તેમના કર્તા જ્ઞાની વ્યાસ વાલ્મીકિ વગેરે મુનીઓ ભગવત્‌રૂપજ છે. કેમકે **'ज्ञानी त्वात्मैव मे मतम्'** એ વચનાનુસાર, જ્ઞાની ભક્ત પરમાત્માનો આત્માજ છે. પોતાના ભક્તોની નિન્દા તથા દ્વેષ કોઇ કરે તે પરમાત્માથી સહન થઈ શકતું નથી. એથી નિન્દા કરનારા પુરુષના ઉપર પરમાત્માની અવકૃપા અને તેનાથી દુઃખ થતું હોય તો તે અસંભવિત નથી. એથી કરીને, પરમાત્માએ સગુણરૂપ ધારણ કરીને તે સમયે જે જે લીલા ચરિત્ર કર્યાં હોય, તે તે શ્રદ્ધાળુ બનીને, તેમજ અલૌકિક સમજીને શ્રવણ કરવા સારૂ સદા ઉત્સુકતા ધારણ કરવી. તેમ કર્યાથી, જ્ઞાનપ્રતિબંધક પાપનો નાશ થઇને દિવ્યજ્ઞાનની પ્રાપ્તિ થશે.

**॥ इति शिवम् ॥**



# પંચમ પુષ્પ.

## દ્વિતીય કીર્તન ભક્તિ.

### ( ભગવત્કીર્તનથી જીવ્હાની શુદ્ધિ. )

**मृषा गिरस्ता ह्यसतीरसत्कथा ।**
**न कथ्यते [illegible]नधोक्षजः ॥ भाग. ॥**

પરમાત્માનાં અલૌકિક મધુર ચરિત્રોનું કીર્તન કરવું એ દ્વિતીયભક્તિ છે. શ્રી ભગવાનના ગુણ સમૂહનું કીર્તન કરવાથી અંતઃકરણને વિષે ત્હેમની મૂર્તિ પ્રગટ થઇને, પુરૂષોનાં નિખિલ દુઃખોનો, સૂર્ય જેમ અંધકારનો નાશ કરે છે, અગર મેઘ પંક્તિને પ્રચંડ વાયુ જેમ દૂર કરી દે છે, તેજ પ્રમાણે નાશ કરીદે છે. એટલા માટે હરેક મનુષ્યે પરમાત્માનું ગુણગાન કરીને વાણીની શુદ્ધિ સંપાદન કરવી. ભગવાન્ શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસ કહે છે કેઃ—

**असत्कीर्तनकांतारपरिवर्तनपांसुलाम् ।**
**वाचं शौरिकथालापैर्गंगयेव पुनीमहे ॥**

અસત્ 'મિથ્યાભૂત વિષય તેમજ દુર્જન પુરૂષ, એમના' ગુણકીર્તનરૂપ કાંતારમાં સંચાર કરનારી હમારી વાણી પાંસુલા (ધૂળવાળી એટલા માટે મલિન) થઇ છે. તેને હમે શૌરિ જે શ્રીકૃષ્ણ પરમાત્મા, ત્હેમનાં કથાવર્ણન-વડે પવિત્ર કરીએ છીએ. ભગવત્કથા ગંગાની માફક ત્રણે લોકને પાવન કરનારી છે; ગંગા સ્વર્ગ મૃત્યુ પાતાળને, અને કથા શ્રોતા વક્તા અને પ્રશ્નકર્તા પુરૂષને પવિત્ર (નિષ્પાપ) બનાવી દે છે. સદ્રૂપ પરમાત્મપતિનું વર્ણન નહિ કર્યાથી અને અસદ્રૂપ પરપુરૂષનું અનુસરણ કર્યાથી જીહવા પાંસુલા (સ્વૈરિણી) બની છે. સાધ્વી સ્ત્રી પોતાના પતિને છોડીને બીજા પુરૂષનું વર્ણન કરતી નથી અને ત્હેને અનુસરતી નથી; સર્વભાવથી પતિપરાયણા થાય છે. પરંતુ સ્વૈરિણી સ્ત્રી, ક્ષણિક સુખને ખાતર, સર્વ ભાવથી પરપુરૂષને ભજે છે અને અધોગતિને પામે છે. તેજ પ્રમાણે સર્વ ભયમાંથી નિર્મુક્ત કરીને રક્ષણ કરનારા યથાર્થ પતિ જે પરમાત્મા, ત્હેમના ગુણાનુવાદ નહિ ગાતાં, વિષય-પ્રાપ્તિને અર્થે દુર્જનોનો સંગ અને ગુણ વર્ણન કરીને સ્વૈરિણી સ્ત્રીની પેઠે જીહવા મલિન (પાપી) થઇ છે, અને તેથી તેને અધોગતિ પ્રાપ્ત થશે. એ પ્રમાણે પ્રાપ્ત થએલું જે પાંશુલત્વ 'મલિનતા, સ્વૈરિણીત્વ' તે નષ્ટ થઇને સદ્ગતિ પ્રાપ્ત થવા માટે, જીહવાને પરમાત્મગુણકથાવર્ણનરૂપ ગંગામાં તેને સદૈવ નિમગ્ન કરવી જોઇએ. સારાંશ, કે પરમાત્મનામ સંકીર્તનથી જીહવાની શુદ્ધિ અને તેનાથી ઝટ મનઃશુદ્ધિ થઇને, જ્ઞાનદ્વારા મોક્ષ પ્રાપ્ત થાય છે. પુષ્પદંતગંધર્વે પણ મહિમ્નસ્તોત્રમાં વર્ણન કર્યું છે કેઃ—

**मधुस्फीता वाचः परम[illegible]त निर्मित[illegible]त-।**
**स्तव ब्रह्मन्किं वागपि सुरगुरोर्विस्मयप[illegible]म् ।**
**मम त्वेतां वाणीं गुणकथन[illegible]ण्येन भवतः ।**
**पुनामीत्यर्थेऽस्मि[illegible] रमथन बुद्धिर्व्यवसिता ॥**

હે વિભો ! શબ્દાલંકાર અને અર્થાલંકારવડે અત્યંત મધુર અને આનંદદાયી અમૃતતુલ્ય વેદવાણીને નિર્માણ કરનારો જે તું, તે ત્હને બ્રહ્મદેવની વાણી શું આશ્ચર્ય જનક તેમજ આનંદપ્રદ લાગશે કે ? નહિજ. પ્રત્યક્ષ હિરણ્ય ગર્ભની સ્તુતિનો જ્યારે આ પ્રકાર છે, ત્યારે મ્હારા સ્તુતિ વચનથી આપને શીચમત્કૃતિ લાગવાની હતી ? એનાપર એવી શંકા થશે કે, એમજો હોય તો પછી ત્હમે સ્તુતિ શામાટે કરોછો ? તો સાંભળો. હે ત્રિપુરાંતક ! ત્હમારા ગુણકીર્તનપુણ્યથી આ મ્હારી અપવિત્ર વાણીને પવિત્ર કરવી, એ હેતુથી મ્હારી બુદ્ધિ ત્હમારી સ્તુતિ કરવાને પ્રવૃત્ત થઇ છે. નહિકે સ્તુતિ કૌશલ્યથી ત્હમારૂં ચિત્તરંજન કરવું, એ અભિપ્રાયથી. એજ આશયથી વિદ્યારણ્યસ્વામીએ પણ શાંકરદિગ્વિજયમાં કહ્યું છે કેઃ—

**धन्[illegible]ेकशून्यसुजनंमन्याब्धिकन्यानटी ।**
**नृत्योन्मत्तनराधमाधमकथासंमर्द्दुष्कर्दमैः ।**
**दिग्धां मे गिरमद्य शंकरगुरुक्रीडासमुद्यद्यशः ।**
**पारावारसमुच्चलज्जलझरैः संक्षालयामि स्फुटम् ॥**

અકૃતાર્થ, છતાં પોતાની જાતને કૃતાર્થ માનનારા, અને વિવેકરહિત તથા દુર્જન હોવા છતાં પોતાને સુજન સમજનારા અને સમુદ્રકન્યા લક્ષ્મીનટીના નાચથી ઉન્મત્ત થયેલા જે નરાધમ પુરૂષો, ત્હેમની અધમ કથારૂપી દુષ્ટપંકથી લિપ્ત થયેલી મ્હારી વાણીને, હું આજે શંકરાચાર્યગુરૂની લીલાઓથી ભરેલા યશોરૂપ સમુદ્રમાંથી નીકળનારા ઉદકપ્રવાહવડે ઉત્તમ પ્રકારે ધોઈ નાંખું છું. તેમજ વંધ્યાપુત્ર તથા ગર્દભીના શૃંગવત્ મિથ્યા એવા ક્ષુદ્ર રાજાઓની ક્ષમા, શૂરતા, ઉદારતા, દયા ઇત્યાદિ ગુણવર્ણન કલારૂપી દુર્વાસનાથી દુર્ગન્ધિત થએલી મ્હારી વાણીને, શંકરાચાર્ય યતિની ત્રિલોકરૂપ રંગભૂમિ ઉપર નૃત્યકરનારી કીર્તિ નટીના અંગથી પ્રસરેલા ચન્દનચૂર્ણવડે હું સુગંધિત કરૂં છું. સારાંશ કે, મિથ્યા પ્રશંસા કર્યાથી દૂષણયુક્ત બનેલી મ્હારી વાણીને શંકરગુરૂની કીર્તનના વર્ણનવડે ભૂષણવાળી બનાવું છું. આ સર્વ વચનોપરથી વાણીની શુદ્ધિ પ્રથમ કરવી જોઇએ, અને તે શુદ્ધિ પરમાત્મા તથા ત્હેમની વિભૂતિઓના ગુણાનુવાદવડે થાય છે, એ નિશ્ચિત થયું. તે વિના મનની નિર્મલતા થવાની નથી, અને જ્ઞાન તથા મુક્તિ પણ દુર્લભ રહેશે.

દક્ષિણમાં ગોદાવરીને કિનારે પ્રતિષ્ઠાન (પૈઠણ) નામના ક્ષેત્રમાં એકનાથ મહાત્મા થઈ ગયા. તેઓ કેવળ શાન્તિની પ્રતિમા તેમજ જ્ઞાન કમલના મકરંદ છે, એમ લોકો કહેતા હતા. તેઓ નિરન્તર વર્ણાશ્રમ ધર્માનુસાર

કર્મો કરીને પરમાત્માના અનન્ય ભજનમાં નિમગ્ન રહેતા. ત્હેમના મકાનની પાસે એક વેપારી ગૃહસ્થ રહેતો હતો, પરંતુ તે કદી કથાકીર્તન સાંભળવા ત્હેમને ઘેર જતો નહિ. તેમજ ગંગાજીનાં સ્નાનાર્થે પણ કદી જતો નહિ, અને ઘેર ઉન્હાં પાણીથીજ ન્હાતો; સારાંશ કે, તે અભક્ત તથા અનાચારી હતો. ત્હેની સ્થિતિ જોઇને એકનાથ મહારાજને દયા ઉપજી, અને ત્હેનું મન પરમાત્મા તરફ લગાડવાની ત્હેમને ઇચ્છા થઇ. કારણ કે, દૂરદેશાવરથી લોકો કથા શ્રવણ કરવા આવે છે, અને આ મ્હારો પાડોશી થઇને એક દિવસ પણ આવતો નથી, અને પ્રપંચાસક્તિમાં ખૂબ તલ્લિન થઈ ગયો છે, તેથી ધીરે ધીરે યુક્તિથી એને સન્માર્ગ ઉપર આણવાથી એનું કલ્યાણ થશે એ પ્રમાણે તેઓ વિચાર કર્યા કરતા. એક દિવસ ગંગા સ્નાન કરીને એકનાથ મહારાજ પાછા ઘેર આવતા હતા, તેવામાં રસ્તાપર ત્હેની મુલાકાત થઈ; ત્યારે ત્હેમણે જાણી જોઇને એને પૂછ્યુંઃ-"તમે કોણ છો ? કયાં રહો છો ? શો ધંધો કરો છો" ? ત્હેણે જવાબ દીધોઃ—"હું આપની પડોશમાંજ રહું છું. મ્હારે બાળબચ્ચાં સ્ત્રી વગેરે સર્વ કુટુંબ છે; હું વેપાર કરૂં છું." ત્યારે એકનાથ બોલ્યાઃ—"હું તમારી પાસે એક વસ્તુ માંગુ છું' તે આપો." એવું સાંભળીને તે કાંઇપણ જવાબ દીધા વગર ચુપચાપ ઉભો થઈ રહ્યો; ત્હેના મનમાં કે આ મ્હારી પાસે કાંઇક દ્રવ્યની માંગણી કરતા હશે, ત્હેનો અભિપ્રાય ઝટ સમજી જઇને એકનાથ બોલી ઉઠયાઃ—"ભાઈ! મ્હને દ્રવ્યની આકાંક્ષા નથી, પરન્તુ તમે કદી પરમાત્મકથા શ્રવણમાં આવતા નથી અને પાછા કહોછો કે તમારો પાડોશીછું, માટે આટલું કરોકે, થોડો વખત કાઢીને કીર્તનમાં આવતા રહો." તે બોલ્યોઃ—"મ્હને આમતેમ ભટકવાનો વખતજ મળતો નથી. પ્રાતઃકાળનો એકવાર બ્હાર નીકળી પડું છું તે ભોજનને માટે બપોરે ઘેર આવું છું અને ભોજન કરીને પાછો જાઉં છું તે એક પ્રહરરાત્રિ વીત્યાબાદ ઘેર આવું છું અને ભોજન કરીને હિસાબ વગેરે લખું છું; બીલકુલ ફુરસદ મળતી નથી." એકનાથે કહ્યુંઃ—જો એમ હોય તો, હું તમને એક શ્લોક કહું છું, તેનો નિત્ય પાઠ કરતા રહેજો; તેમ કર્યાથી તમે કૃતાર્થ થઈ જશો." 'ઠીક' એ પ્રમાણે ત્હેણે કહ્યા બાદ મહારાજે ત્હેને વિષ્ણુસહસ્રનામમાંથી એક શ્લોક લખી આપ્યો અને તેનું સાર્વકાળ પઠન કરવા કહ્યું. એ શ્લોકનો ઘણા દિવસ પાઠ કર્યા બાદ ત્હેની બુદ્ધિમાં ફેર પડયો, અને ત્હેણે બીજો શ્લોક પૂછયો અને તેનો પણ પાઠ કરવા માંડયો. એ પ્રમાણે ત્હેણે આખું વિષ્ણુસહસ્રનામ મ્હોંડે કર્યું, અને ત્હેની વૃત્તિમાં ઘણો ફરક પડી ગયો. એકનાથ મહારાજનાં નિત્ય દર્શન કર્યા વગર ત્હેને

મ્હેન પડતું નહિ, એવી એની સ્થિતિ થઈ ગઈ. સામાન્ય વ્યહવારમાં પણ આપણને એવો અનુભવ જણાય છે કે કોઈ મનુષ્ય બીજા કોઇનું રાતદિવસ નામ લેતો હોય છે, અને ત્હેને જો એવાતની ખબર હોય છે તો, તેપણ ત્હેની પાસે દોડતો આવે છે, તથા પ્રસન્ન થાય છે. તો પછી પરમાત્માનો નિરન્તર જપ કરનારો ત્હેમની કૃપાથી પૂર્ણકામ અને કૃતાર્થ કેમ નહિ થાય ? તે ગૃહસ્થ, એ પ્રમાણે નિત્ય વિષ્ણુસહસ્રનામના પાઠથી નિર્મલાંન્તઃકરણ થઇને, દેવદર્શન તથા પુરાણ કીર્તન શ્રવણમાં જવા લાગ્યો અને ઘેરપણ દેવપૂજન વગેરે કરવા લાગ્યો. થોડા દિવસ બાદ ત્હેને નવજ્વરની ભાવના થઈ, અને મરણ પથારીએ પડયો, પરંતુ પહેલાંનો દૃઢ અભ્યાસ થઇ ગયો હતો, તેથી આખર વખતે પણ વિષ્ણુસહસ્રનામનો પાઠ કરતાં કરતાં ત્હેણે દેહ છોડયો, અને ત્હેને સદ્‌ગતિ મળી. કેમકે, **'अन्ते मतिः सा गतिः'** અંતકાળમાં પુરૂષની બુદ્ધિની જેવી ભાવના થશે, તેજ પ્રમાણે ત્હેને સદ્ અસદ્ ગતિ મળવાની. એથી કરીને પ્રથમ અભ્યાસ થયો હશે તોજ અંતમાં તે સંસ્કારથી સ્મૃતિ રહેશે. તાત્પર્ય કે, ભગવન્નામ સંકીર્તનથી વાણીની શુદ્ધિ થઇને મનોવૃત્તિ નિર્મલ થઇને, તે ગૃહસ્થને જેવી ઉતમ ગતિ મળી, તેજ પ્રમાણે આપણી જીહવા જો ભગવદ્‌ગુણ તથા નામકીર્તન પરાયણ બનશે તો, આપણને પણ સદ્‌ગતિની પ્રાપ્તિ થઈ શકશે. પરન્તુ જીહવા ભગવન્નામગ્રહણમાં પરાઙ્મુખ થઈ જાય છે, અને વિષયરસ સેવનમાં લંપટ બની જાય છે, અને તેની પ્રાપ્તિને અર્થે અન્ય દુરાચારી પુરૂષોને ભજે છે, એ કેટલુ બધું આશ્ચર્ય છે ? મહાત્મા કહે છે કેઃ—

## પદ–રાગ, હમીર–તાલ, ત્રિતાલા.

**રસના ક્યોં ભૂલી હરિનામ ॥ધ્રુ॥ ષડ્રસ ભોજનસ્વાદ બતાયો ક્રૂર કપટકી ખાન ॥૧॥ યા નરદેહકો ગર્વ ન કીજે જૈં બાદલકો ધામ ॥૨॥ રંગાશ્વરકે અંતર્યામી ખોજો આત્મારામ ॥૩॥**

હે રસના ! તું સર્વાન્તર્યામી પરમાત્મા હરિનું નામ કેમ ભૂલી ગઇ ? જે પરમાત્માએ ત્હને રસજ્ઞતા બક્ષી છે, તેના નામરસનું આસ્વાદન નહિ કરતાં, કેવળ તુચ્છ જે ષડ્રસ તેના પાનમાં સદા તત્પર રહે છે, એવી તું બારે કૃતધ્ની અને ક્રૂરકપટની ખાણ બની ગઇ છે. આકાશમાં જે પ્રમાણે વાદળું આવે છે અને પાછું ઝટ વીખેરાઇ જાય છે, તે પ્રમાણે આ નરદેહ ક્ષણભંગુર છે, એમ સમજીને એને માટે કદી ગર્વ ધારણ નહિ કરવો, અને

ગંગાધર મહાદેવ પણ અન્તર્યામી આત્મારામનું નિરન્તર સ્મરણકીર્તન કરે છે તે જોઇને, ત્હારે પણ રામનામામૃતનું પાન કરીને ભવસિન્ધુને તરી જવું.

આનાપર એવી શંકા કરવામાં આવે છે કે વાણીની શુદ્ધિ વૈય્યાકરણ (શબ્દશાસ્ત્રવેત્તા, અર્થાત્ વ્યાકરણશાસ્ત્રી)ની ઉપાસના કર્યા વગર થતી નથી. તોપછી હરિની ઉપાસના ( નામ ગુણોનું કીર્તન ) કર્યાનો શો ઉપયોગ ? ગ્રંથકાર કહે છે કેઃ—

**सूत्रं पाणिनिबद्धं कंठे कलयन् समुद्वहति सुदृशम् ।**
**वर्णादीनां धर्मान्बुध्वा विधिवद्बुधः प्रयुंक्तेऽसौ ॥**

પુરૂષ, પાણિ (હસ્ત) નિર્મિતસૂત્ર (યજ્ઞોપવિત) ઉપનયન વિધિવડે કંઠમાં ધારણ કરીને પછી વિવાહવિધિદ્વારા સ્ત્રીનો સ્વીકાર કરે છે. ત્યારપછી તે જ્ઞાની બ્રાહ્મણાદિ વર્ણ અને બ્રહ્મચર્યાદિ આશ્રમોના ધર્મોને (અધ્યયન અધ્યાપનાદિકોને) સમજીને યથાવિધિ આચરણ કરે છે. તેજ પ્રમાણે પાણિનિ મહર્ષિ વિરચિત અષ્ટાધ્યાય પરિમિત સૂત્રોને કંઠમાં (મુખમાં) ઉચ્ચારણરૂપવડે ધારણ કરીને મનુષ્ય ઉત્તમજ્ઞાન પ્રાપ્ત કરે છે. ત્યારપછી તે પંડિત વર્ણોના ( અક્ષરોના તેમજ શબ્દોના હ્રસ્વ દીર્ઘ, પુલિંગ સ્ત્રીલિંગ ઇત્યાદિ ) ધર્મોને જાણીને યથાવિધિ ઉચ્ચારણ કરે છે. એટલા માટે, પ્રથમ વૈય્યાકરણની ઉપાસના કરવી યોગ્ય છે; વાણીની શુદ્ધિ તે વિના થતી નથી. વળી કવિ કહે છે કેઃ—

**यद्यपि बहुनाधीषे तथापि पठ पुत्र व्याकरणम् ।**
**स्वजनः श्वजनो मा भूत्सकलं शकलं सकृच्छकृत ॥**

હે પુત્ર ! હે શિષ્ય ! તું બહુ અધ્યયન ન કરે તો હરકત નહિ, પરંતુ એક વ્યાકરણશાસ્ત્રનું તો અધ્યયન કરજે. કેમકે તે વગર અક્ષર અને શબ્દનો ભેદ સમજાશે નહિ, એટલુંજ નહિ પણ અર્થનો અનર્થ પણ થઇ જશે. જે પ્રમાણે સ્વજન એટલે સ્વકીયજન અને શ્વજન એટલે કૂતરો. તેમજ સકલ (સર્વ) અને શકલ (ટુકડો); સકૃત્ એકવાર અને શકૃત્ ( વિષ્ઠા, મળ ) એ પ્રમાણે એ શબ્દોના અર્થ થાય છે. એમાં જો 'સ'ને બદલે 'શ'નો ઉચ્ચાર કરવામાં આવે તો કેટલો અનર્થ થઇ જાય છે, તે ઉપર લખેલા અર્થોવડે ધ્યાનમાં આવી શકે તેમ છે. એટલા માટે પ્રત્યેક મનુષ્યે વ્યાકરણ ભણવુંજ જોઇએ. સમાધાનમાં સમજવું જોઇએ કે, પુરૂષે જો કે વ્યાકરણશાસ્ત્રના પરિશીલનથી શબ્દાર્થજ્ઞાન સંપાદન કર્યું હશે, પરન્તુ તેનાથી પરમાત્માનો સાક્ષાત્કાર કાંઈ થોડોજ થવાનો હતો ? ભગવાન પોતેજ શ્રીમુખે કહે છે કેઃ—

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥

હે કુરૂશ્રેષ્ઠ અર્જુન ! મ્હેં પ્રસન્ન થઇને ત્હને જે દિવ્ય વિશ્વરૂપ દેખાડયું છે, તે પ્રમાણે આજસુધીમાં કોઈ બીજાએ જોયું નથી. મ્હારા અનુગ્રહ વગર આવું રૂપ જોવાને કોઈ સમર્થ નથી. ઋગાદિ ચતુર્વેદોના અક્ષરગ્રહણરૂપ અધ્યયનવડે, તેમજ મીમાંસા, કલ્પસૂત્રાદિ દ્વારા વેદબોધિત યજ્ઞાદિકર્મોના અર્થ વિચારરૂપ અધ્યયનવડે, તથા તુલાપુરૂષ દાન વગેરેથી, શ્રૌતસ્માર્ત કર્માદિકોવડે, તેમજ કૃચ્છ્રચાંદ્રાયણાદિ શરીરશોષણરૂપ ઉગ્રતપાદિથી આ મનુષ્યલોકમાં મ્હારો પ્રસાદ જેણે પ્રાપ્ત કર્યો છે, એવા ત્હારા શિવાય આવા વિશ્વરૂપમાં મ્હને જોવાને માટે કોઇ સમર્થ નથી. સારાંશ, નિરતિશય ભક્તિવગર કેવળ વેદશાસ્ત્રાદિનું અધ્યયન, ઇશિસાક્ષાત્કાર કરાવવાને અસમર્થ છે. વિદ્યારણ્ય સ્વામીજી પણ લખે છે કેઃ—

अथ व्याकरणाद्बुद्ध साक्षात्कारोऽवशिष्यते ।
स्यात्कृतार्थत्वधीर्यावत्तावद्गुरुमुपास्व भोः ॥

વ્યાકરણાદિશાસ્ત્રોના અધ્યયનથી, પરમાત્મવિષયક જ્ઞાન થયું હોય, તોપણ સંશય વિપર્યય ઇત્યાદિકોનું નિરસન કરવા સારૂ અપરોક્ષજ્ઞાનની આવશ્યકતા રહે છેજ. હે શિષ્ય ! જ્યાં લગી 'હું કૃતાર્થ થયો છું' એમ લાગે નહિ ત્યાંસુધી સદ્ગુરૂની ઉપાસના કરવી ઉચિત છે. કૃતાર્થબુદ્ધિ થયા પછીજ સંપૂર્ણ બ્રહ્મજ્ઞાન થયું છે, એમ સમજવું. કૃતકૃત્યતા પ્રાપ્તિને સારૂ બ્રહ્મનું કેવળ શાબ્દિકજ્ઞાન વ્યાકરણના અભ્યાસથી થયું હશે, તોપણ તેનાથી આનંદ થોડોજ થવાનો હતો ? અને જો કોઈ એમ સમજતા હોય કે, શબ્દાર્થજ્ઞાનથીજ આનંદ થઇને કૃતાર્થતા પ્રાપ્ત થાય છે, તો ત્હેમને નીચેની વાતમાંહેના ચતુર્વેદી જેવાજ જાણવા.

કોઈ એક ધનાઢયને પોતાના સર્વસ્વનું દાન કરવું હતું; ત્હેણે પોતાની પાસેના મનુષ્યને બોલાવીને કહ્યુંઃ—"ભાઈ ! " આ મ્હારૂં ધન ચારે વેદ જાણનારા મનુષ્યને આપવાનું છે," તો જલદી એવા કોઇ વિદ્વાનને બોલાવી લાવો." જેને બોલાવી લાવવાનું કહ્યું હતું તે મનુષ્ય અક્ષરનો શત્રુ હતો પરન્તુ લોભવડે ગ્રસ્ત થએલો હોવાથી, તે બોલ્યોઃ—"ભાઈ ! હું ચારે વેદ જાણું છું; એક ઋગ્વેદ, બીજો યજુર્વેદ, ત્રીજો સામવેદ, અને ચોથો અથર્વવેદ. માટે આ બધા ધનનું મ્હનેજ દાન કરીદો." એ મૂઢનું વચન સાંભળીને પેલો શ્રીમંત હસી બોલ્યોઃ—ભાઇ ! ફક્ત વેદોનાં નામ અને સંખ્યા

જાણ્યાથીજ જો ચતુર્વેદી બની જવાતું હત, તો અત્યારે જગત્‌માં બધાજ ચતુર્વેદી બની ગયા હત; કોઈ દ્વિવેદી અને ત્રિવેદી રહેત નહિ. સારાંશ કે, જેઓ એમ કહેતા હોય કે "કેવળ શબ્દાર્થજ્ઞાનજ કૃતકૃત્યતાનું કારણ છે," તેઓને આ દૃષ્ટાન્તમાંના મનુષ્યના જેવાજ સમજવા. એનાપર શિષ્યે શંકા કરી કે, તે મનુષ્ય તો ફક્ત વેદોની સંખ્યાજ જાણતો હતો, પરન્તુ ત્હેને વેદોનું પૂર્ણજ્ઞાન નહિ હતું. અર્થાત્ મ્હારી સ્થિતિ એના કરતાં ભિન્ન સમજવી; કેમકે હું વેદશાસ્ત્રોના અર્થ સમજું છું. વિદ્યારણ્ય સ્વામીએ કહ્યું:— ત્હારી સ્થિતિ પણ એનાથી જૂદી શી રીતે કહી શકાય? ત્હને પણ 'બ્રહ્માનંદ' શબ્દની આગળ શું છે, તે થોડુંજ માલુમ છે? બ્રહ્મ સાક્ષાત્કાર ક્યાં થયો છે, અને ત્હેના આનંદનો અનુભવ તું ક્યાં કરે છે? સારાંશ કે, એ ચતુર્વેદી મનુષ્યની માફક, બ્રહ્મજ્ઞાનનું ત્હને પણ વૃથાજ અભિમાન છે. 'બ્રહ્મ અખંડૈકરસ, અદ્વિતીય, સચ્ચિદાનંદરૂપ છે' ઇત્યાદિ શબ્દ માત્રજ તું જાણે છે. એના અર્થની તરફ ત્હારૂં ધ્યાન થોડુંજ છે? કેવળ શબ્દોનોજ પટપટારો (પાઠ) કરી જાણે છે. પરન્તુ તેના યથાર્થ અર્થજ્ઞાનની આવશ્યકતા હોવાથી, પરમાત્મઉપાસના અને તદ્રૂપ સદ્‌ગુરૂની ઉપાસના વડે, તે સંપાદન કરવું જોઇએ. શ્રુતિમાં કહ્યું છે કે:—

**तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।**
**नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ॥**

ધીર યાને બ્રહ્મચર્યાદિ સાધનસંપન્ન અને બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છા કરનારા મોક્ષેચ્છુ બ્રાહ્મણે એ અખંડાનંદૈકરસ પરમાત્માને જાણીને, અર્થાત્ સંશયશૂન્ય બ્રહ્મસાક્ષાત્કાર સંપાદન કરીને બ્રહ્મ તથા આત્માનો ઐક્યભાવ છે એ પ્રકારના જ્ઞાનપ્રવાહથી પરિપૂરિત ચિત્તૈકાગ્ય સંપાદન કરવું. કેવળ અનેક શબ્દોને ગોખતાંજ રહેવું નહિ, કેમકે, અસંખ્ય શબ્દોના ઉચ્ચારણથી અને ગોખવાથી વાણી થાકી જાય છે, અને અસંખ્ય શબ્દોનું સ્મરણ કર્યાથી મન પણ શ્રાન્ત થઇ જાય છે. એથી કરીને એકજ પરમાત્મતત્ત્વનું સતત્ અનુસંધાન કરતા રહેવું. આ ઉપરથી પરમાત્માનો સગુણ અથવા નિર્ગુણ સાક્ષાત્કાર સંપાદન કરાવવાને વેદશાસ્ત્રાદિકોનું અધ્યયન તેમજ અર્થજ્ઞાન હેતુરૂપ છે એમ સમજવું મિથ્યા છે.

એક વખત શંકરાચાર્યની સ્વારી ભિક્ષાને માટે જઈ રહી હતી, તે વખતે એક જગ્યાએ કોઇ શિષ્ય પોતાના ગુરૂએ આપેલો પાઠ 'ડુકૃઞ્ કરણે ડુકૃઞ્ કરણે' એ પ્રમાણે બેઠો બેઠો ગોખતો હતો. એકાગ્રતાથી તે ગોખી રહ્યો

છે એવું જોઇને શંકરાચાર્યે કહ્યું:—" હે બાલ ! આ તું શું કરી રહ્યો છે !" શિષ્યે કહ્યું:—'ગુરૂએ આપેલો પાઠ ગોખું છું.' શંકરાચાર્ય બોલ્યા:—હે પુત્ર ! હું ક્યારનો જોઇ રહ્યો છું કે તું આ પાઠ કરી રહ્યો છે, અને ઉચ્ચારણ કરતાં ત્હારી જીભને પરિશ્રમ પણ ઘણો થાય છે. તે શિવાય, એ પ્રમાણે પાઠ કર્યાથી કશો પરમાર્થ પણ સિદ્ધ થતો નથી. માટે હું કહું છું તેનો એકાગ્રતાથી પાઠ કર અને વિચાર કરી જોશે તો ત્હને જ્ઞાન થશે.

ભજગોવિન્દં ભજગોવિન્દં ભજગોપાલં મૂઢમતે ।
પ્રાપ્તે સન્નિહિતે મરણે નહિ નહિ રક્ષતિ ડુકૃઞ્ કરણે ॥
કા તવ કાન્તા કસ્તે પુત્રઃ સંસારોયમતીવ વિચિત્રઃ ।
કસ્ય ત્વં વા કુત આયાતસ્તત્ત્વં ચિન્તય તદિદં ભ્રાતઃ ॥
મા કુરૂ ધનજનયૌવનગર્વં હરતિ નિમેષાત્કાલઃ સર્વમ્ ।
માયામયમિદમખિલં હિત્વા બ્રહ્મપદં પ્રવિશાશુ વિદિત્વા ॥
નલિનીદલગતજલવત્તરલં તદ્વજ્જીવનમતિશયચપલમ્ ।
ક્ષણમપિ સજ્જનસંગતિરેકા ભવતિ ભવાર્ણવતરણે નૌકા ॥

હે મૂઢબુધ્ધે ! 'ડુકૃઞ્ કરણે ડુકૃઞ્ કરણે' એ પ્રમાણે પાઠ કર્યો કરવાથી, મરણકાળ પાસે આવતાં, તે ત્હારી રક્ષા કરવાને સમર્થ થશે નહિ. પરન્તુ હે ગોવિન્દ ! હે ગોપાળ ! ઇત્યાદિ પરમાત્માનાં નામનું એકાગ્રતાથી ભજન કરાય તો, તે પરમાત્મા અંતકાળે અગર સંકટ સમયે ભક્તોની રક્ષા કરે છે. માટે તું ત્હેમના નામનો જપ કર. 'ડુકૃઞ્' ધાતુ કરણાર્થક છે, તેનો એ ઘોષ કરી કહ્યો હતો. તો હવે વિચાર કરો કે, 'ડુકૃઞ્'નું અર્થજ્ઞાન થયું તો શું, તેનાથી પારમાર્થિકજ્ઞાન તેમજ રક્ષા થઇ શકવાનાં હતાં ? પરન્તુ ગોવિન્દ ! ગોપાળ ! હરિ ! એ શબ્દોના ઉચ્ચારણથી તદર્થ જે પરમાત્મા તે, પ્રત્યક્ષ આવીને સંસારમાંથી રક્ષા કરે છે. સંસાર અત્યંત વિચિત્ર છે, પરંતુ મનુષ્ય તેમાં વિષયસુખને સારૂ રાત દિવસ વલખાં માર્યા કરે છે, અને સ્ત્રી મ્હારી, પુત્ર મ્હારો ઇત્યાદિ કહે છે. હે શિષ્ય ! આ સંસારમાં કોણ ત્હારી સ્ત્રી અને કોણ ત્હારો પુત્ર છે ? તથા તું કોનો છે ? ક્યાંથી આવ્યો છે ? ઇત્યાદિ તત્ત્વનો વિચાર કરીશ તો ત્હને યથાર્થ વિદિત થશે. ધન, જન, યૌવનને માટે કદી ગર્વ નહિ કરવો. કેમકે કાલ, એ ક્ષણમાં સર્વસ્વનો નાશ કરી દેછે. આ સમસ્ત વિશ્વ માયામય છે એવું સમજીને તેની આસક્તિનો

ત્યાગ કરીને પરમાત્મપદને જાણવું અને તેમાં સ્થિત થઇને રહેવું. કમળપત્ર ઉપરનું જળ જેવું ચંચલ જણાય છે, તેવુંજ આવરદા પણ અત્યંત ચંચલ છે. એટલા માટેજ, સંસારસમુદ્ર તરવાને નૌકાતુલ્ય સજ્જન મહાત્માઓનો સમાગમ કરવો, અને પરમાત્મ ભજન કરવું. તાત્પર્ય, એ છે કે પરમાત્માના કીર્તન વિના જીહવાની શુદ્ધિ, મનની નિર્મલતા, ઈશનો અનુગ્રહ, સ્વરૂપનું યથાર્થજ્ઞાન અને મુકિત દુર્લભ સમજવાં. પહેલાં જે શંકા કરવામાં આવી હતી કે, વૈય્યાકરણની ઉપાસના કરવાથી યથાર્થ શબ્દોચ્ચાર અને અર્થજ્ઞાન થઇને જીહવાની શુદ્ધિ થશે, પરન્તુ સત્ય વૈય્યાકરણ પૂછો, તો પરમાત્માજ છે. ભારતમાં સનતસુજાતીય સંહિતામાં કહ્યું છે કે:—

सर्वार्थानां व्याकरणाद्वैय्याकरण उच्यते ।

લૌકિક વ્યાકરણશાસ્ત્રી સર્વ શબ્દોના અર્થને સ્પષ્ટ કરે છે એટલા માટે ત્હેને વૈય્યાકરણ કહે છે. તેજ પ્રમાણે ઘટપટાદિ નિખિલપદાર્થોને પરમાત્માએ સ્પષ્ટ કરેલા હોવાથી, ત્હેમને વૈય્યાકરણ કહી શકાય. પરમાત્માએ જો એ પ્રમાણે નામરૂપાત્મક અખિલ વિશ્વને સ્પષ્ટ પ્રકાશિત કર્યું નહત, તો આપણે આ ઘટ છે, આ પટ છે, આ ગાય છે, આ મનુષ્ય છે, તે કેવી રીતે જાણી શકત ? એથી કરીને પરમાત્મરૂપી વૈય્યાકરણની જો ઉપાસના કરવામાં આવે, તો વાક્શુદ્ધિ થઇને વેદશાસ્ત્રોના પરમ અર્થની પ્રાપ્તિ થાય. એટલુંજ નહિ પણ પરમાત્મા લૌકિક વૈય્યાકરણના કરતાં વિલક્ષણ પ્રકારના વૈય્યાકરણ છે, એટલા માટે ત્હેમને અધિક જાણુંવા, એ પ્રમાણે કવિએ શ્લિષ્ટાર્થમાં વર્ણવ્યું છે.

नो जातः प्रकृतेः परः कश्चिदपि प्राप्नोति यत्प्रत्ययो ।
लोपं नैव विकल्पते किल यदादेशाः प्रवृत्तः क्वचित् ।
वृध्द्या यस्य गुणो न बाधित इति श्रीरामचंद्रप्रभुः ।
सद्वैय्याकरणाद्विशिष्यत इति त्वं वाक् तमेवाश्रय ॥

પ્રકૃતિથીપર (બુદ્ધિ આદિના કરતાં શ્રેષ્ઠ) પરમાત્માનો પ્રત્યય (પ્રતીતિ) થયા બાદ કદી તેનો લોપ (નાશ) થતો નથી. વાસિષ્ઠમાં કહ્યું છે કે:—

यथा ज्ञानकला स्वंतः स जाता दिने दिने ।
क्षिमति बलादेव सुखेन [illegible] लवत् ॥
सर्वैव हि कला जन्तोरनभ्यासान्न नश्यति ।

મનુષ્યની અખિલ કલાઓ, જો સાર્વકાલ અભ્યાસ ન હોય તો, નાશ પામે છે. પરન્તુ એ જ્ઞાનકલા અંતરમાં એકવાર પ્રગટ થઇ એટલે ઉત્તમક્ષેત્રમાં

વાવેલી શાલિ (ડાંગર) વગેરેની માફક પ્રતિદિન વૃદ્ધિને પામે છે; લૌકિક વૈય્યાકરણનો પ્રકૃતિથીપર જે પ્રત્યય છે, તેનો લોપ થાય છે. જેમ **'राजन्'** એ પ્રકૃતિ અને '**सु**' એ પ્રત્યય છે, તેમાં '**सु**' પ્રત્યયનો લોપ થાય છે. (પ્રકૃતિ એટલે મૂળરૂપ, અને પ્રત્યય એટલે વિભકિત પ્રત્યય.) તે પ્રમાણે એ હરિનાં આદેશ (આજ્ઞા)નો કોઇ સ્થાનમાં અને કાલમાં વિકલ્પ થતો નથી. શ્રુતિમાં કહ્યું છે કેઃ—

**भीषास्माद्वातः पवते भीषोदेति सूर्यः ।**
**भीषास्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पंचमः ॥**

આ પરમાત્માના ધાકથી વાયુ નિયમિત વહે છે, હેમના ભયથી સૂર્ય ઉગે છે, અને અગ્નિ, ઇન્દ્ર તેમજ પાંચમો મૃત્યુ દોડે છે. પરન્તુ લૌકિક વૈય્યાકરણનો આદેશ વિકલ્પિત થાય છે. જેમકે **'हर एहि,'** અગર **'हरयेहि'** એ પ્રમાણે લોપરૂપ આદેશનો વિકલ્પ થાય છે તેમજ તે પરમાત્મરૂપ વૈય્યાકરણની વૃદ્ધિ પરકીય ગુણોને બાધા કરતી નથી, અથવા જેની વૃદ્ધિથી અર્થાત્ પરિસ્ફૂર્તિથી મૈત્ર્યાદિ ગુણોની પણ વૃદ્ધિ થાય છે, બાધા (હ્રાસ) નહિ; પરન્તુ એ લૌકિક વૈય્યાકરણની જે વૃદ્ધિ છે, તે ગુણને બાધિત કરે છે. જેમકે, **गंगा+ओघः=गंगौघः.** એ પ્રમાણે, પરમાત્મા શ્રીરામચન્દ્ર, ઉત્તમ વૈય્યાકરણના કરતાં પણ શ્રેષ્ઠ છે, એટલા માટે હે વાણી! તું એમનો આશ્રય કર. તેમ કર્યાથી ત્હારી સંસ્કૃતતા (સંસ્કૃતિ) થશે અને હેમની કૃપાથી તું સંસારસાગરને તરી જઇશ. વિવેકચૂડામણિમાં શ્રી શંકરાચાર્યજી લખે છે કેઃ—

**वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।**
**वैदुष्यं विदुषां मध्ये भुक्तये न तु मुक्तये ॥**
**अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।**
**विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ॥**
**शब्दजालं महारण्यं चित्तभ्रमणकारणम् ।**
**अतः प्रयत्नाज्ज्ञातव्यं तत्त्वज्ञात्तत्त्वमात्मनः ॥**

વર્ણાત્મક સ્ફુટવાણીને વિષે શબ્દોનો પ્રવાહ, તેમજ ન્યાયાદિ ષડ્શાસ્ત્રોના વ્યાખ્યાનમાં કૌશલ્ય (પદચ્છેદ, પદાર્થોકિત, વિગ્રહ, વાક્યયોજના, આક્ષેપનું સમાધાન ઇત્યાદિ પંચવિધ વ્યાખ્યાનનું નૈપુણ્ય) અને વિદ્વજ્જનોમાં વિદ્વત્તા ઇત્યાદિ સંપૂર્ણ જીવના ભોગાર્થ છે. એમનાથી જીવન્મુક્તિ અગર વિદેહ મુકિતનું સુખ પ્રાપ્ત થતું નથી. પરંતુ બ્રહ્મરૂપ પરમતત્ત્વ ન જાણ્યું હોય તો

ષટ્શાસ્ત્રોનું અધ્યયન અધ્યાપન નિષ્ફલ છે. તથા પરબ્રહ્મનું જ્ઞાન થયાપછી પણ શાસ્ત્રોનું પઠનપાઠન શ્રમકારક તેમજ વ્યર્થ છે. વ્યાકરણાદિ શબ્દરૂપ સમૂહ મહા ભારે જંગલ છે અને ચિત્તભ્રમનો હેતુ છે; અર્થાત્ ભિન્ન ભિન્ન મતોના દર્શનથી બુદ્ધિભ્રમિત થઇને, યથાર્થઅનુભવને પ્રાપ્ત થતી નથી. એ કારણને લીધે પ્રયત્નપૂર્વક બ્રહ્મવેત્તાગુરૂપાસેથી આત્માનું તત્ત્વ જાણવાયોગ્ય છે. એ સર્વ વાક્યોપરથી શાસ્ત્રાભ્યાસ સંસારનિર્મુક્તિનો હેતુ છે એમ સિદ્ધ થતું નથી. પરમાત્માની ઉપાસનાવડે જ્યારે ત્હેમની પ્રસન્નતા થશે, ત્યારેજ તત્ત્વજ્ઞગુરૂનો લાભ, અને આત્માનું યથાર્થજ્ઞાન થાય છે. એટલા માટે રસનાને ભગવદ્ગુણ અને નામકીર્તનમાં પ્રવૃત્ત કરવી; જેમ કર્યાથી ત્હેમની કૃપા સંપાદિત થઇને જીવકૃતાર્થ થશે.

આ પ્રકારના કથનથી કોઇએ એમ નહિ સમજવું કે, વ્યાકરણાદિનો અભ્યાસ નહિ કરવો. પરંતુ મનુષ્યનો કેવળ વ્યાકરણાદિ શાસ્ત્રમાં જે અભિનિવેશ (દુરાગ્રહ) થઈ જાય છે કે, 'આથી હું કૃતાર્થ થયો છું, જ્ઞાની થયો છું,' તેમ ન થવું જોઇએ એટલુંજ. તત્ત્વમસ્યાદિ મહાવાક્યોના તાત્પર્યજ્ઞાનને માટે, 'तत् त्वम्' ઇત્યાદિ પદબોધના ઉપયોગમાં આવે, એટલા માટે વ્યાકરણની વ્યુત્પત્તિ શીખવાનીજ છે. તે સંપાદન કરીને જો મહાવાક્યાર્થને કદાપિત્ ન જાણે તો, વ્યાકરણશાસ્ત્રના અધ્યયનનો શ્રમવ્યર્થજ છે, એ પ્રમાણે કહેવાની મતલબ છે. 'વ્યાકરણ' એ પદની નિરૂક્તિથી પણ એજ અર્થ દૃઢ થાય છે.

येनेदं व्याकृतं विश्वं तदेव व्याकृतं न चेत् ।
बृहज्जो वेत्ति यस्तर्हि तस्य व्याकरणेन किम् ॥

જે બ્રહ્મે પ્રત્યક્ષ દૃશ્યમાન્ આ જગત્‌ને વ્યાકૃત (વિવિધ નામરૂપથી વિકસિત) કર્યું છે, તે બ્રહ્મજ જેણે વ્યાકૃત કર્યું નથી, યાને બૃહત્ બ્રહ્મજ જગત્‌ના આકારથી વ્યક્ત થયું છે, એમ જેણે સાક્ષાત્ જાણ્યું નથી ત્હેને વ્યાકરણશાસ્ત્રના અભ્યાસનું શું ફળ મળવાનું હતું? કશુંયે નહિ. માટે, પદવ્યુત્પત્તિ પર્યન્તજ વ્યાકરણનો અભ્યાસ વિહિત છે. ત્યારબાદ, મુમુક્ષુઓએ વેદાન્ત શ્રવણાદિકોને વિષે પ્રયાસ કરવો જોઇએ. 'व्याक्रियन्ते प्रकृतिप्रत्यया विभागेन व्युत्पाद्यन्ते शब्दा अनेनेति व्याकरणम्.' એ પ્રમાણે 'વ્યાકરણ'નો અર્થ છે. આનાપર એ શંકા થશે કે, મહાવાક્યાર્થના ઉપયોગમાં પદવ્યુત્પત્તિ તેમજ તદર્થ વ્યાકરણની ઉપયોગિતા છે, તો તે વ્યાકરણમાં બીજા શબ્દોને પણ કેમ સાધી દીધા છે? એના સમાધાનમાં

સમજવાનું એમ છે કે, પ્રકૃતિ અર્થ તેમજ પ્રત્યય અર્થના જ્ઞાનદ્વારા તે પદાર્થોનું હેય (ત્યાજ્ય) સ્વરૂપ સમજાય છે, અને ત્યારબાદ તેનો ત્યાગ કરીને મનુષ્ય શ્રવણાદિકોને વિષે પ્રવૃત્ત થાય છે, એ આશયથીજ બીજા શબ્દોને સાધી દેવામાં આવ્યા છે.

**यतस्तु परिनिष्पन्नैः शब्दैः शास्त्रान्मुहुर्मुहुः ।**
**हेयादेयौ न विज्ञातौ तर्हि व्याकरणेन किम् ॥**

જે વ્યાકરણશાસ્ત્ર ભણીને તેમાંહેથી ઉત્પન્ન થએલા શબ્દોવડે, હેયોપાદેય (માયા અને તેનું કાર્યપ્રપંચ અનાત્મા એથી ત્યાજ્ય, તથા કૂટસ્થ અસંગ આત્મા ગ્રાહ્ય ઈત્યાદિ) શબ્દની અર્થભૂત વસ્તુને જાણી નહિ તો વારંવાર વ્યાકરણ શબ્દને ગોખ ગોખ કર્યાથી શું ફળ થવાનું હતું? કેવળ શ્રમજ. એથી કરીને વ્યાકરણમાં અનંત શબ્દો સાધેલા હશે, તોપણ તેમની મહાવાક્યપદ સાધનપરતાજ છે એમ સમજીને મુમુક્ષુજનોએ તેમનું અધ્યયન કરવું, અને મહાવાકયના અર્થમાં નિષ્ઠા રાખવી. વ્યાકરણશાસ્ત્રના અધ્યયનમાં નિષ્ઠા, અભિનિવેશ રાખવો નહિ, એજ તાત્પર્ય સમજવું. પરમાત્માના આ કલિકાળમાં એવા ભક્તો થઈ ગયા છે કે જેમણે શાસ્ત્રાધ્યયન કર્યા વગરજ ઉત્તમ પ્રકારનાં કાવ્યાદિકોની રચના કરી છે; જેમાં વેદશાસ્ત્રપુરાણાદિકોનાં પ્રમેય ભરેલા છે. એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી. કેમકે, મધુમતિ નામની વિદ્યાસિદ્ધિથી યોગીપુરૂષને શું શું લાભ થાય છે, તે મહાત્મા કૃષ્ણમિશ્ર યતિએ પ્રબોધચન્દ્રોદયમાં વર્ણવ્યા છે, તે પ્રથમ જુઓઃ—

**शब्दानेष शृणोति योजनशतादाविर्भवन्त्यश्रुताः ।**
**तास्ता वेदपुराणभारतकथास्तर्कादयो वाङ्मयाः ॥**
**प्रथ्नाति स्वयमिच्छया शुचिपदैः शास्त्राणि काव्यानि वा ।**
**लोकान्भ्राम्यति पश्यति स्फुटरुचा रत्नस्थलीर्मेरवीः ॥**

યોગસિદ્ધિને વિઘ્નકારી, મધુમતીવિદ્યામોહિત યોગીપુરૂષ, શતાવધિ યોજન દૂરથી શબ્દોને સાંભળે છે. તેજ પ્રમાણે અતિ પ્રસિદ્ધ, પરંતુ અશ્રુત, વેદપુરાણ ભારતાદિ કથા તેમજ તર્કાદિવાક્યપ્રપંચ ત્હેને આપોઆપજ સ્ફુરિત થાય છે. તથા સ્વેચ્છાથી વ્યાકરણ શુદ્ધ સરસ પદોવડે શાસ્ત્ર અને કાવ્ય રચના પણ તે કરે છે. અને ચતુર્દશ ઉર્ધ્વ અધોલોકોને વિષે તે અપ્રતિબંધ ભ્રમણ કરે છે, તથા દેદીપ્યમાન રત્નખચિત મેરૂના ઉપરનો ભૂભાગ અવલોકે છે. હવે વિચાર કરો કે, જો સિદ્ધિવડે આવું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, તો એજ સઘળી અખિલ સિદ્ધિઓ જેની દાસી છે, તે પરમાત્માના કૃપાપાત્રીભૂત ભક્તોને હાથે શાસ્ત્રોનો અભ્યાસ કર્યા વગર, ઉત્તમ રસાલંકૃત કાવ્યરચના થઈ

શકે, તેમાં આસ્તિક પુરૂષોને શો સંદેહ કે આશ્ચર્ય ઉપજવાનું હતું ? સારાંશ કે, શાસ્ત્રાદિકોનો અભ્યાસ કર્યાથીજ પરમાત્માની કૃપા સંપાદન કરાય છે, એમ નથી. તેને માટે તો ત્હેમનાં અહોનિશ ગુણગાન, નામસંકીર્તન કરતા રહેવું જોઇએ. એ ગુણ વર્ણન કરવાનું કામ રસનાનું છે, માટે તેને વારંવાર સંતમહાત્મા ઉપદેશ આપીને નામામૃત પીવડાવે છે.

॥ इति शिवम् ॥

—⋙⚘⋘—

# ષષ્ઠ પુષ્પ



## ભગવન્નામરહિત વાણી અમંગલ છે.

**जिव्हा सती दार्दुरिकेव सूत न चोपगायत्युरुगायगाथा॥ भाग० ॥**

જીહ્વાનો લાભ હોવા છતાં જે કીર્તનીય પરમાત્માનું ગુણકીર્તન કરતો નથી, તે જાણે મોક્ષની નીસરણી પ્રાપ્ત થવા છતાં તેનાપર ચઢતો નથી, એમજ જાણવું. કૃતાર્થ થવું હોય તો, આનંદરસપરિપૂર્ણ શ્રીગોવિન્દનું માહાત્મ્ય નિરન્તર કાનોવડે સાંભળવું અને જીહ્વાદ્વારા તેનું વર્ણન કરવું; એમ નહિ કરનારી જીહ્વાને દેડકાના જેવી સમજવી.

**सा गंगा सा गया सेतुः सा काशी तथा पुष्करम् ।**
**जिव्हाग्रे वर्तते यस्य हरिरित्य .रद्वयम् ॥**

જેની જીહવાગ્રને વિષે સદૈવ હરિ એ બે અક્ષર રહે છે, ત્યાંજ ગંગા, ગયા, સેતુબંધ રામેશ્વર, કાશી, પુષ્કર, પ્રયાગ ઇત્યાદિ પુણ્યકારક તીર્થોનો તેમજ ક્ષેત્રોનો નિવાસ રહે છે. ત્હેને દૂરદેશાવરનાં તીર્થાદિકોમાં જવાનું પ્રયોજન નથી. કેમકે, જે તીર્થોવડે મનુષ્યોને પવિત્રતા (પાપનાશ થઇને) પ્રાપ્ત થાય છે, એ તીર્થોનું પણ તીર્થરૂપ (તીર્થોને વિષે જેનાથી તીર્થત્વ પ્રાપ્ત થયું છે, એવા પરમાત્મા) નું નામ તેની પાસે નિવાસ કરે છે. કવિ કહે છે કે, 'રામ—કૃષ્ણ—હરિ' એ ગંગા, સરસ્વતિ, યમુના ત્રિવેણીસંગમયુક્ત પ્રયાગ ક્ષેત્રજ એમ સમજવું. એમાં કાયિક, વાચિક, માનસિક એવાં ત્રિવિધ પાપ નષ્ટ થઈ જાય છે. કીર્તનમાં શરીરાદિકની 'હાવભાવાદિ' ચેષ્ટાથી કાયિક, નામોચ્ચારથી વાચિક અને ધ્યાનથી માનસિક દોષ દૂર થઈ જાય છે. રામ-કૃષ્ણહરિરૂપ પ્રયાગ ક્ષેત્ર, આંધળા પાંગળાં મનુષ્યોને પણ સુપ્રાપ્ય છે, તથા

કાલ અને વિધિરહિત છે. આંધળાં પાંગળાં પ્રયાગ જઇ શકતાં નથી, તેમજ મકરાદિ કાળની અને બીજા શાસ્ત્રવિધિની યાત્રાને સારૂ ત્યાં આવશ્યકતા રહે છે. ત્યાં જેવો અક્ષય્ય વડ છે, તેવાજ આ પ્રયાગ ક્ષેત્રને વિષે અક્ષય્ય (અવિનાશી) પરમાત્મપરાયણ થએલા સાધુજનો, મુનિગણ વગેરે વટસ્થાનમાં સમજવા. તેઓ પોતાના સમાગમવડે જીવને સંસારનિર્મુક્ત કરી દે છે. જે પ્રમાણે પ્રલય કાલીનજલમાં ડુબનારા માર્કંડેયનું વટવૃક્ષે સંરક્ષણ કરીને બાલ-મુકુન્દનાં દર્શન કરાવ્યાં; વડનો આશ્રય નહિ મળ્યો હત તો માર્કંડેય ડુબી જાત અને ઇશદર્શન થાત નહિ. તેજ પ્રમાણે, રામકૃષ્ણ પ્રયાગક્ષેત્રના મુનિગણરૂપ અક્ષય્ય વડનો આશ્રય જીવને મળે નહિ, તો સંસારાર્ણવમાં ડુબી જતાં ઇશિદર્શનનો લાભ કદી થાય નહિ. અને એવા પુણ્યક્ષેત્રમાં રહીને જેઓ બીજા જીવોને તારી શકતા નથી, તેઓ અક્ષય્યવડની માફક આશ્રયણીય પણ નથી, એમ સમજવું. કવિ કહે છે કેઃ—

જે સાધુ મુનીની પેઠે અરણ્યમાં અગર તીર્થમાં નિવાસ કરીને પરમાત્માનાં સ્વરૂપનો યથાર્થ જ્ઞાનોપદેશ કરીને, ત્હેમનું દર્શન કરાવે નહિ તો તે સાધુ શાનો ? ગોપીઓની સાથે રાસલીલા કરતી વખતે, એમનામાં ગર્વ ભરાયો છે એવું ભગવાન્ શ્રીકુષ્ણના સમજવામાં આવતાં તેઓ ગુપ્ત થઇ ગયા. પછી નિખિલ ગોપીઓ ત્હેમની શોધ કરવા વનમાં નીકળી પડી અને અશ્વાત્થાદિ વૃક્ષોને પૂછવા લાગી. તે બધામાં એક વડના ઝાડને વધારે વિસ્તાર પામેલું જોતાં એણે કૃષ્ણને જોયા હશે, એમ સમજીને તેઓએ તેને પૂછયું કેઃ—

नित्यारण्यनिवासिनोऽपि जटिनः शीतोष्णतुल्यस्थितेः ।
शाखोल्लासिसदागतेरतितरां न्यग्रोध सद्वर्तिनः ॥
अज्ञानं भवतोऽपि चेद्भगवतस्तत् कं प्रति ब्रूमहे ।
को वाऽस्माकमिहेशदर्शनकृते साहाय्यदाने क्षमः ॥

હે વટવૃક્ષ ! ત્હારૂં વર્તન નિત્ય મુનીના જેવું નિર્મલ રહે છે; કેમકે મુની (મનનશીલ, તેમજ સાધુ) અરણ્યમાં રહે છે તે પ્રમાણે તું પણ અરણ્યમાં રહે છે; તેઓ જટાભાર ધારણ કરે છે અને તું પણ જટા ધારણ કરે છે. (વડના ઝાડની નીચે લટકનારી અને પત્ર રહિત નાની નાની ડાળીઓ જેવી જણાતી વડની વડવાઇઓને તેની જટા જાણવી ) સાધુઓની શરીરસ્થિતિ શીતોષ્ણકાલમાં જે પ્રમાણે સમ રહે છે, તેવીજ ત્હારી પણ રહે છે; અર્થાત્ શીતોષ્ણપણાથી ત્હારામાં કશી વિકૃતિ ઉત્પન્ન થતી નથી. તેઓ જેમ 'શાખોલ્લાસિત ગતિ' (વેદની શાખામાં કહ્યા મુજબ શોભે છે વર્તન

જેમનું એવા) હોય છે, તેવોજ તું પણ ( શાખા ઉપર બેસે છે સદાગતિ યાને વાયુ જેની, એવો) છે. આ ઉપરથી હમને એવું લાગે છે કે, તું મુની (સાધુ)ના જેવો જ્ઞાની હઇશ. એમ હોવા છતાં પણ ત્હને જો ભગવાનનું જ્ઞાન ન હોય, (ત્હેં ત્હેમને દીઠા ન હોય), તો હમે કોને જઇને પુછીએ ? અને કૃષ્ણનું દર્શન કરાવવાને હમને સહાય કોણ કરશે ? ત્હને સમર્થ સમજીને હમે ત્હારી પાસે આવ્યા છીએ, તો કૃષ્ણ ક્યાં છે તે બતાવ. ગોપીઓએ એ પ્રમાણે પૂછ્યું પરન્તુ કેવળ અરણ્યવાસી અને જટાધારી મૂઢ વડ શો જવાબ દેવાનો હતો ? તેજ પ્રમાણે કેવળ તીર્થનિવાસ, જટાભાર ધારણ કરનારા, પરન્તુ પરમાત્મજ્ઞાનરહિત અને ત્હેમના સાક્ષાત્કારથી શૂન્ય સાધુ પણ વડના જેવો જડજ જાણવો. ત્હેની પાસે જઇને, જો કોઈ 'ભગવદ્દર્શન કરાવો, તે ક્યાં છે તે બતાવો' એમ પૂછે તો ત્હેને પણ વડની માફક મૌન ધારણ કરવુંજ પડવાનું. સારાંશ કે, રામકૃષ્ણહરિરૂપ પ્રયાગક્ષેત્રમાં રહેનારો સાધુસમાજ અક્ષય્ય વડના જેવોજ હોય છે, અને જીવને ઇશની પ્રાપ્તિ કરાવી દેછે. પરન્તુ, જેનામાં એવું સામર્થ્ય નથી, ત્હેને કેવળ નામનોજ સાધુ તથા વડના જેવો જડજ જાણવો.

તેજ પ્રમાણે વળી, જેમ રામકૃષ્ણહરિ પ્રયાગક્ષેત્રને વિષે પાપરૂપ તલનો ત્યાગ થાય છે, ખલ પુરૂષોનું મુંડન થાય છે અને ભકતોનું સંતર્પણ કરવામાં આવે છે તથા દેહ રૂપપિંડનો સુખપૂર્વક ત્યાગ થાય છે. કાશી, પ્રયાગ, ગયા ઇત્યાદિ તીથમાં ગયા બાદ મનુષ્ય કાંઇને કાંઈ ફળ તજી દેછે. કોઈ કેળાં, તો કોઈ જાંબુ, કોઇ કારેલાં, કોઈ કોળું વગેરે ફળ અને શાકભાજી છોડી દેછે. પરંતુ તેમાં મનુષ્ય એવો વિચાર કરે છે કે કઇ ચીજ મ્હારા વધારે ખાવામાં આવતી નથી ? તે છોડી દઈશું. અથવા કેટલાક તો પોતાની પ્રકૃતિને જે શાકભાજી રૂચતાં ન હોય તેનો ત્યાગ કરે છે. એવાં ફળ છોડયાથી શું ફળ થવાનું હતું ? વસ્તુતઃ ત્યાં ગયા બાદ પિતરોને માટે મનુષ્યે જે કાંઇ પુણ્યકર્મ કર્યું હોય તેનું ફળ છોડવાનું છે. પરંતુ તત્ત્વ સમજાતું નથી તેથી, તથા કેટલાકને સમજાયું હોય છે, તોપણ જન્મભરમાં પોતાને હાથે કાંઇ પણ સત્ક્રિયા થએલી નહિ હોવાથી, પુણ્યકર્મફળ છોડવામાં આવતું નથી. પરન્તુ, ભક્ત તો રામકૃષ્ણહરિ પ્રયાગક્ષેત્રમાં દેહપિંડના સુખરૂપ ફલનો ત્યાગ કરે છે. દેહસુખના ત્યાગમાં અખિલ કર્મફલ ત્યાગ સ્વાભાવિક રીતેજ થાય છે, એમ સમજવું. સારાંશ, પરમાત્મનામરૂપ ત્રિવેણી સંગમમાં જે પુરૂષ નિવાસ કરે છે તેનું અહોભાગ્ય સમજવું. પાંડવગીતામાં કહ્યું છે કેઃ—

**गोकोटिदानं ग्रहणेषु काशी प्रयागगंगाऽयुतकल्पवासः ।**
**यज्ञायुतं मेरुसुवर्णदानं गोविन्दनाम्ना न कदापि तुल्यम् ॥**

કાશીક્ષેત્રમાં ગ્રહણપર્વણિમાં કોટયાવધિ ગાયોનું દાન કરે તથા દશ સહસ્ત્ર કલ્પપર્યન્ત પ્રયાગક્ષેત્રને વિષે ગંગાને કીનારે નિવાસ કરે અને મેરૂ પર્વત સમાન સુવર્ણનું દાન જેમાં થાય છે, એવા દશહજાર યજ્ઞો પણ કરે, તોપણ તેમની ગોવિન્દનામની સાથે બરાબરી થઇ શકશે નહિ. ગોવિન્દ એ ત્રણે અક્ષર સાક્ષાત્ અક્ષર ( અવિનાશી ) પરંબ્રહ્મજ છે એમ સમજો. એથી કરીને જે પુરૂષ ત્હેનો જપ કરે, કીર્તન કરે, તો તે બ્રહ્મભાવ પ્રાપ્તિને માટે યોગ્ય થાય છે. એટલા માટે પુરૂષે સદૈવ જીહ્વાવડે પ્રભુનામનું કીર્તન કરવું. પરંતુ એ જીહવાની જેવી નરસ્તુતિ કરવામાં, જૂઠું બોલવામાં, વિષયરસપાનકરવામાં લુબ્ધતા છે, તેવી પરમાત્મકીર્તનમાં નથી, તેથી સત્પુરૂષ તેને વારંવાર ઉપદેશે છે.

## પદ—રાગ—બિહાગ—તાલ—દીપચંદી.

રસના કહો નામ તૂ સાર ॥ધ્રુ॥ ગોરસ મધુદ્રાક્ષાદિ સુધારસ સબહી જાન અસાર ॥૧॥ લુબ્ધ વિષયરસમેં હોકર નિત કર વિપરીત આચાર ॥ ૨ ॥ દત્તપદામૃત સેવત તિનકો ખુલા મુક્તિકા દ્વાર ॥ ૩ ॥

હે રસના ! નિખિલ ઇન્દ્રિયોમાં તું શ્રેષ્ઠ છે. કેમકે જ્ઞાનેન્દ્રિયનું તેમજ કર્મેન્દ્રિયનું કામ તારાથી થાય છે. વિવિધરસોનું જ્ઞાન અને શબ્દોચ્ચાર એવા દ્વિવિધગુણ ત્હારામાં હોવાથી તું શ્રેષ્ઠ છે. એટલા માટે તું વિષયરસની લોલુપતા છોડ અને વિપરીત આચારને તજીને પરમાત્મનામોચ્ચાર તથા ગુણોનું કીર્તન કરીને આનંદરસનું પાન કર. જેની આગળ ગોરસ યાને દહી, દૂધ, ઘી, માખણ વગેરે તેમજ દ્રાક્ષ, સાકેર, સુધા ઇત્યાદિ રસ અસાર (તુચ્છ) જણાશે; અને જેના સેવનથી સત્ય અમૃતનું યાને મોક્ષનું દ્વાર ખુલી જશે. દેવ જોકે સુધાપાન કરીને પોતાને અમર કહેવડાવે છે, તોપણ કલ્પાન્તમાં ત્હેમનો પણ ક્ષય થાય છેજ; પરન્તુ નામામૃતનું પાન કરનારાઓ તો સત્ય અજરામર હોય છે. અર્થાત્ પરમાત્મકૃપાથી જન્મજરામરણ શૂન્ય એવા આત્માનું બ્રહ્મરૂપથી અભિન્નજ્ઞાન થઇને, તેઓ તદ્રૂપ થઇ જાય છે. કવિ કહે છે કેઃ—

**जिह्वे मुख्यरसज्ञतां त्वयि गतां ज्ञात्वा समन्तात्स्थिता ।**
**आसन् श्रीरघुनाथसद्गुणकथालाभार्थमेते द्विजाः ॥**
**तद्वार्ताऽपि च न त्वयीति शिथिला दृष्टा किमेकैकशः ।**
**निष्कान्ता इव संभ्रमात्तदधुना रामेत्यपि त्वं वद ॥**

હે જીહ્વા ! પરમાત્મકૃપાથી ત્હારામાં મુખ્ય રસજ્ઞપણું આવ્યું છે એવું જાણીને, આ સઘળા દ્વિજ (બ્રાહ્મણ અને દાંત) ત્હારી ચારે તરફ આવીને બેઠા છે; તે એટલા માટે કે ત્હારા સમાગમથી શ્રીરઘુકુલતિલક રામચન્દ્રની સદ્‌ગુણ કથાઓનો લાભ થાય. મધુરરસ ત્હને અત્યંત પ્રિય છે, તેમજ પરમાત્માના ગુણોને વિષે પણ અત્યંત મધુરતા છે, એથી ત્હારો સંગ કર્યાથી હમને નિરન્તર નામામૃતપાન કરવાનું સહજ મળી શકશે.

"દ્વિજોને (બ્રાહ્મણોને) મધુરરસ પ્રિય હોય છે, પરન્તુ જેમનાં અન્તઃકરણ નિર્મલ છે, ત્હેમને તો ભગવત્‌કથારસજ પ્રિય લાગે છે, નહિ કે વૈષયિકરસ. જીહ્વાના આશ્રિત દ્વિજ (દાંત) નિર્મલ હોવાથી, તેમને પરમાત્મગુણરસના શિવાય બીજો રસ પ્રિય નથી. રસજ્ઞ મુખેથી હરિગુણોનું કીર્તન પરમરમણીય અને મધુર થાય છે. કારણ કે, એ સઘળા દ્વિજ રસજ્ઞા (રસને જાણનારી જીહ્વા) ની પાસે આવીને સ્થિત થઇ રહ્યા છે. પરંતુ જ્યાંસુધી જીહ્વાની બાલ્યવસ્થા છે, ત્યાંસુધી હરિનામામૃતપાન કરવાની આપણી ઇચ્છા તેનાથી પૂર્ણ થશે નહિ, એથી હાલ આપણે જતા રહીએ અને એ જીહ્વા પ્રૌઢ થયાબાદ પાછા આવીશું. એજ વિચારથીજ જાણે દાંત એકવાર પડી જાય છે, અને જીહ્વા પ્રૌઢ થયાબાદ પાછા આવે છે. દંતોનું [1]"**द्विज**" એ નામ તેમનો બે વાર જન્મ થતો હોવાથીજ પડયું છે, તથા તેનો અનુભવ પણ સર્વને છે. અસ્તુ !"

હે જીહ્વા ! એટલુંજ નહિ પરન્તુ ત્હારા સંતોષને ખાતર ઇક્ષુ (શેરડી) ખારેક વગેરે કઠણ પદાર્થોને ચાવીને તેમનો રસ તને અર્પણ કરે છે, તો પણ એકાદવખત પણ પરમાત્માના ગુણકીર્તનની વાત ત્હારામાં ઉત્પન્ન થતી નથી એવું જોઇને, બધા દ્વિજ રૂષ્ટ થયા, અને શિથિલ થઇને એકપછી એક ઉઠી ઉઠીને ચાલ્યા જતા હોય એવું લાગે છે. એથી કરીને હજીયે શુદ્ધિમાં આવીને હર્ષયુક્ત થઇને પરમાત્માનું 'રામ, કૃષ્ણ, હરિ' ઇત્યાદિ નામકીર્તન કરશે, તો ત્હને કૃતાર્થતા પ્રાપ્ત થશે. સારાંશ, દંતભગ્ન થયા હોય, ઘડપણ આવ્યું હોય છતાં વિષયરસલોલુપ જીહ્વા ભગવન્નામકીર્તન કરતી નથી. દાંત જે પડે છે તેનું કારણ કોઇ બતાવે છે કેઃ—

---

[1] **द्विर्जायते—द्विजः**

**मलिनैरलकैरेतैः शुक्लत्वं प्रकटीकृतम् ।**
**तद्रोषादिव निर्याता वदनाद्रदनावलिः ॥**

મલિન (કલંકી) અને કુટિલ એવા નીમાળાઓએ પોતાનો કૃષ્ણ વર્ણ છોડીને શુભ્રપણું પ્રગટ કર્યું, અર્થાત્ વાળ સફેદ થયા. કેમકે હેમણે વિચાર કર્યો કે અમારૂં નામ 'શિરોરૂહ' (શિર ઉપર વધનારા) છે. પરંતુ દ્વિજો (દાંતો) નો મુખમાં નિવાસ છે અને પ્રથમ સઘળો રસ તેમનેજ સમર્પણ થાય છે, કારણ કે તેમનામાં શુભ્રતા છે. એથી કરીને હમે પણ જો હમારૂં કાળાપણું છોડી દઇને દ્વિજની માફક શુભ્ર બનીએ તો હમને પણ એવા રસનો લાભ થાય. પરંતુ જ્યારે કેશ સફેદ થયા ત્યારે દ્વિજોએ (દાંતોએ) વિચાર કર્યો કે, જુઓ ! આ નીચ કાળા કુટિલવાળા પોતાનો વર્ણ છોડીને હમારી બરાબરી કરવા સારૂ શુભ્રતા ધારણ કરે છે. એવા નીચને આપણી પંકિતમાં બેસવા દેવા, તેના કરતાં બ્હેતર છે કે આપણું અહીંથી નિર્યાણ થઇ જાય. એવો રોષ કરીને મુખમાંથી દંતપંકિત જાણે નીકળી ગઈ નહોય એમ લાગે છે. સારાંશ કે, કેશ સફેદ થાય છે તો દાંત પડી જાય છે, બન્નેની ભેટ થતી નથી. અથવાઃ—

**इयत्यामपि सामग्र्यां सुकृतं न कृतं त्वया ।**
**इतीव कुपितो दंतानंतकः पातयत्यलम् ॥**

હે જીવ ! સંસારસિન્ધુ તરવાને નૌકાવત્ મનુષ્યદેહ, સદ્ગુરૂ ખલાસી, પરમાત્મા અનુકૂલવાયુ એવી સામગ્રી મળી છે, છતાં ત્હેં કાંઈ પુણ્યકર્મ કર્યું નથી. એથી કૃતાન્તકાળ કોપાયમાન થઇને ત્હારા દાંત પાડી નાંખે છે એમ સમજજે અને પરમાત્મનામકીર્તનપરાયણ બનજે. ભાગવતમાં કહ્યું છે કે, એકાદ વાકય અગર પદ્ય સુંદર શબ્દાદિકોથી રચિત હોય, પરંતુ જો તેમાં જગતને પવિત્ર કરનારા પરમાત્માનું ચરિત્રવર્ણન કર્યું ન હોય તો, તેને કાક સમાન જે વિષયી પુરૂષો ત્હેમનું ક્રીડાસ્થાન સમજવામાં આવે છે. કેમકે તે સ્થાનને વિષે બ્રહ્મસ્વરૂપનિરત તેમજ સત્ત્વપ્રધાન માનસમાં વિચરનારા પરમહંસો રમમાણ થતા નથી. અર્થાત્ ભગવદ્યશ શૂન્યવાણી તેમને અરૂચિકર હોય છે. માનસસરોવર જેવા ઉત્તમ સ્થાનમાં વિહાર કરનારા હંસપક્ષી પણ જ્યાં ચિત્રવિચિત્ર ઉચ્છિષ્ટ અન્ન ફેંકી દેવામાં આવ્યું હોય છે, એવા કાકના ક્રીડાસ્થાનમાં કયાં રમમાણ થાય છે ? વાણી અથવા એકાદ ગ્રન્થ અસંબદ્ધ કયાં ન હોય ? યાને, તેમાં પદયોજના ઉત્તમપ્રકારની ન હોય તો કાંઈ ચિંતા નહિ. પરંતુ જો ત્હેના પ્રત્યેક વાકયમાં અને શ્લોકમાં પરમેશ્વરના યશનું વર્ણન તથા નામગ્રહણ હોય, તો તે ગ્રન્થ લોકોનાં પાપનાશનું સાધન નીવડે

છે. સાધુ, પરમહંસ પુરૂષ વકતાના મુખેથી તેનું નિરન્તર શ્રવણ કરે છે, શ્રોતાઓને ઉપદેશ કરે છે, તથા શ્રોતાવકતાના અભાવમાં પોતે જાતે તેનું કીર્તન કરે છે; એ પ્રકારનું પરમાત્માના યશનું માહાત્મ્ય છે. એટલા માટે મોક્ષેચ્છુપુરૂષે જીહ્વાવડે ત્હેમના ચરિત્રનું કીર્તન, નામસ્મરણ અવશ્ય કરવું જોઇએ તોજ કાર્યસિદ્ધિ થશે; અન્યથા નહિ થાય. કવિ કહે છે કેઃ—

**अपि ललितसुगुणवेणिः सालंकाराऽपि या सुवर्णाऽपि ।**
**रघुतिलकविहीना चेद्वाणी रमणीव नैव कल्याणी ॥**

જે પ્રમાણે સુંદર મોતીયોના ઉત્તમ દોરામાં ગુંથેલા વેણીને ધારણ કરનારી સ્ત્રી, અંગપર વિવિધ અલંકાર ધારણ કરતી હોય, અને તેની શરીરકાંતિ પણ ઉત્તમ સુવર્ણતુલ્ય હોય તોપણ કપાળ ઉપર લઘુ (નાનું, અલ્પ) કુંકુમતિલક (જે સૌભાગ્યસૂચક છે તે) ન હોય, અને કોઈ પરગામ જવા નીકળેલા પુરૂષની આગળ તે આવી હોય, તો ત્હેને જેવી અશુભદાયી (અમંગલ) સમજવામાં આવે છે, અને એવી વિધવા સ્ત્રીના શકુનથી કાર્યસિદ્ધિ થતી પણ નથી; તેજ પ્રમાણે ઉત્તમ કાવ્યાદિગુણોનો પ્રવાહ જેમાં છે, અને જે ઉપમાદિઅલંકારયુક્ત છે, તથા અકાર, કકાર, મકાર વગેરે વર્ણોની રચના યથાયોગ્ય સ્થળમાં કરે છે એવી વાણી, રઘુતિલક (રઘુકુલશ્રેષ્ઠ શ્રીરામચન્દ્ર)નાં યશ અને નામરહિત હોય તો, મોક્ષમાર્ગને વિષે સ્થિત પુરૂષોને તે કલ્યાણકારક થતી નથી, પરન્તુ અનર્થાવહ સંસાર પ્રાપ્તિનોજ હેતુ છે, એમ જાણવું. એટલા માટે પરમાત્માના નામવડે તેને સૌભાગ્યયુક્ત બનાવવી, કે જેનાથી આપણું તથા બીજાનું પણ કલ્યાણ થાય. એનાપર એક દૃષ્ટાન્ત આપવામાં આવે છે.

વિષ્ણુદત્ત નામનો કોઈ એક બ્રાહ્મણ વિદ્યાભ્યાસને ખાતર પોતાના ગામના કેટલાક સોબતીઓને લઇને, કાશીક્ષેત્રમાં જવાને માટે નીકળ્યો. પરસ્પરે પરસ્પરને છોડીને ક્યાંઈ પણ ચાલ્યાં નહિ જવાની સોગનપૂર્વક પ્રતિજ્ઞા માંહોમાંહ્ય લીધી. પ્રાતઃકાળમાં તેઓને અકસ્માત્ એવું અશુભસૂચક શકુન થયું, કે જેનું વર્ણન ઉપર કરેલુંજ છે. સુંદર ગૌરાંગી, વસ્ત્રાલંકારયુક્ત, પરંતુ કુંકુમતિલકરહિત સ્ત્રી (વિધવા) સામે આવી. વિષ્ણુદત્ત જ્ઞાની હતો. તેણે પોતાની સાથેના સોબતીઓને કહ્યું:—ભાઇઓ! જુઓ, આ મોટું અપશકુન થયું છે, માટે પાછા ચાલો, વળી પાછા બીજું કોઈ મુહૂર્ત જોઇને નીકળીશું. હમણાં જઈશું તો આપણી મતલબ પાર પડશે નહિ, અને

૧ સંસ્કૃતમાં 'લ' અને 'ળ'નો ભેદ નથી; તેથી લઘુ અને લઘુ એકજ સમજવાં. આ શ્લોકમાં શ્લિષ્ટપદ છે, તે અર્થ ઉપરથી ધ્યાનમાં આવશે.

કાંઇક સંકટ આવી પડશે, એમ મ્હને લાગે છે. એનું એવું વચન સાંભળીને સઘળાજ બોલી ઉઠયાઃ—હમે કદી પાછા જવાના નથી; જે થવાનું હોય તે થાય. ત્હમને ભય લાગતો હોય તો પાછા જતા રહો. હમે તો કાંઇ એવા સુકનને માનતા નથી. એ પ્રકારનું મિત્રોનું ભાષણ સાંભળીને નિરૂપાયથી ( કેમકે, કોઇએ કોઇને છોડીને જતા રહેવું નહિ, એવા સોગન લેવાયા હતા, એટલા માટે) પાપનાશક ભગવત્સ્મરણ કરીને વિષ્ણુદત્ત ગયો. થોડાક વખત પછી ફરી પાછાં તેઓને બિલાડી, સર્પ વગેરેનું આડું જવું એવાં અપસુકન થયાં. વિષ્ણુદત્તે બધાને કહ્યું:—"જુઓ ! આ પણ અરિષ્ટસૂચક શકુન છે, માટે પાછા ફરો. પરંતુ બધાજ ત્હેની નિન્દા કરવા લાગ્યા, અને અમારી સાથે ત્હને હમે લીધો, એજ મોટા અપશુકન છે, એ પ્રમાણે કહેવા લાગ્યાઃ કાગડાની માફક આમ વારંવાર શંકિત કેમ થયાં કરે છે ? વિષ્ણુદત્તે વિચાર કર્યો કે સ્વેચ્છાચારી મૂઢ મનુષ્યોને ઉપદેશ કરવો, એ મલ ( વિષ્ઠા ) ને સુગંધિત સંસ્કારયુક્ત કરવા જેવુંજ છે. અનેક તરંગોમાં કમલની માફક ઘણા મૂઢ પુરૂષોની અંદર એકાદ જ્ઞાનીની સ્થિતિ કષ્ટમય થઈ પડે છે. હવે એ લોકોને કાંઈપણ કહ્યા વગર, મુંગે મ્હોંડે એમની પાછળ પાછળ જવું, દૈવ-યોગાનુસાર જે કાંઇ શુભ અશુભ થાય તે સહન કરવું. સાયંકાળે તેઓ સઘળાએ એક ભીલના ગામમાં જઇને, રાતભર ઉતારાને માટે એક સ્ત્રીની પાસે જગ્યાની યાચના કરી. પોતાનું એક ઘર ખાલી હતું, તે ત્હેણે આપ્યું અને તેઓ બધાં ત્યાં ઉતર્યાં. માર્ગના શ્રમથી થાકેલા હોવાથી બધાને નિદ્રા આવી ગઇ, પરંતુ વિષ્ણુદત્ત વિવેકી હોવાથી. એ મુરખાઓની માફક સૂઈ ન રહેતાં જાગતોજ રહ્યા.

ત્યારપછી પાસેના ઘરમાં તે સ્ત્રી રહેતી હતી, ત્યાં એક પુરૂષ આવીને ત્હેની સાથે પ્યાર કરવા લાગ્યો, અને બન્ને થોડીવારમાં નિંદ્રાવશ થઇ ગયાં. વિષ્ણુદત્તે આ સઘળી લીલા બારણામાંથી જોઈ, અને મનમાં કહ્યું, 'શિવ શિવ ! આ દુરાચારી સ્ત્રીના ઘરમાં હમે કયાંથી આવી ચઢયા ! એ પુરૂષ એનો વિવાહિત પતિ નથી; જો હત તો આવો ભયભીત, સાશંકિત મુદ્રાયુક્ત, અને છાનોમાનો કેમ આવે ? પણ હવે શું કરીએ ? એમ વિચાર કરે છે એટલામાં, તે સ્ત્રીનો પતિ પોતાની સાથે કેટલાક માણસોને લઇને પેલા જારપુરૂષને શોધતો શોધતો ત્યાં આવી પહોંચ્યો. ઘરમાં દાખલ થતાંવારનેજ, પેલા સઘળા પ્રવાસીઓને જોઇને, વિષ્ણુદત્ત જાગતો હતો, ત્હેને એણે પૂછ્યું કે, 'ત્હમે કોણ છો ?' વિષ્ણુદત્તે કહ્યું:—"ભાઈ ! હમે સઘળા પ્રવાસી છીએ,

હમને રાતભર અહીંયાં ઉતરવા માટે આ જગ્યા આપેલી છે, માટે પડાવ નાંખ્યો છે. એટલું સાંભળીને તે પુરૂષ અંદર ગયો, અને પોતાની સ્ત્રીની સાથે સુતેલા જારને જોઇને તરવારવડે ત્હેણે એનું માથું ઉડાવી નાંખ્યું, અને તે સ્ત્રીને કાંઇપણ શાસન કર્યાવગર, નીચે જમીન ઉપર તરવાર રાખીને, ત્હેની પાસે સુઇ રહ્યો. અંદર દીવો હોવાથી, આ સઘળો પ્રકાર વિષ્ણુદત્તના જોવામા આવ્યો. ત્હેણે કહ્યું કે, આ પુરૂષે જારને માર્યો એ તો સારૂં કર્યું, પરંતુ આ સ્ત્રીને કાંઈપણ સજા કરવાને બદલે નીરાંત જીવે એ સુઈ રહ્યો છે, એટલું એણે કાચું કાપ્યું છે. થોડોક વખત વીત્યાબાદ તે સ્ત્રી જાગૃત થઇ અને જુએ છે તો જાર મૃત થઇને પડેલો છે, અને પોતાનો પતિ પાસે સુતેલો છે, એ પ્રમાણે ત્હેના જોવામાં આવ્યું. ત્યારે ત્હેણે ઉભા થઇને જારનું શરીર અને શિર ખાંધ ઉપર લીધાં અને થોડેક દૂર જઇને રાખોડીના ઢગલામાં ત્હેને નાંખી દીધાં. વિષ્ણુદત્તે 'એ સ્ત્રી શું કરે છે, તે જોવું જોઇએ,' એ વિચારથી છાનાછુપા ત્હેની પાછળ ધીરેધીરે જઇને જારનું પ્રેત જ્યાં આગળ નાંખી દીધું હતું તે સ્થાન જોઈ લીધું, અને ઝટ પોતાના સ્થાનપર પાછો આવીને બેસી ગયો. એટલામાં તે સ્ત્રી પાછી આવી, અને પાસે રાખેલી પતિની તરવાર લઇને તેનાથી ત્હેનું શિર કાપી નાંખ્યું અને મોટેથી પોકારવા માંડયું:—" અરે ! નાસો ! નાસો ! આ સઘળા પ્રવાસીઓએ મ્હારા પતિનો વધ કર્યો."

તે સ્ત્રીનો આવો આક્રોશ સાંભળીને બહાર જે તે ભીલના અનુચર હતા, તેઓ સઘળા દોડી આવ્યા, અને ઘરમાં પોતાના શેઠનો ઘાત થએલો ત્હેમના જોવામાં આવ્યો. તેઓએ જ્યારે તે સ્ત્રીને પૂછયું કે, "એ પ્રવાસીઓ ક્યાં છે ?" ત્યારે ત્હેણે ત્હેમને દેખાડી દીધા. ત્યારે તેઓએ વિષ્ણુદત્ત જ્યાં બેઠો હતો ત્યાં જઇને સુતેલા સઘળા પ્રવાસીઓને લત્તાપ્રહાર કરીને ઉઠાડયા. ત્યારે બધાજ ગભરાઇ ગયા. એમના હાથમાં તરવાર છે, તે હવે હમને માર્યા વગર રહેશે નહિ, એવા વિચારથી વિષ્ણુદત્તે કહ્યું:—" ભાઇઓ ! શું છે ?" ત્યારે તે લોકો બોલ્યાઃ—" અરે ! હમારા શેઠને મારી નાંખીને અહીં સુઇ રહ્યા છો, પરંતુ તમે કેવું અધમકામ કર્યું છે ! હવે તમને બધાને માર્યા વગર હમે જવાના નથી." વિષ્ણુદત્ત બોલ્યો:—" ભાઈ ! હમને મારી નાંખીને બ્રાહ્મહત્યાનું પાપજ માત્ર સંઘરશો, બીજું શું ! નજરેનજર મ્હેં જે વાત જોઇ છે, તે તમને હું જણાવું છું. આ સ્ત્રી જારિણી છે, એણેજ પોતાના પતિને મારી નાંખ્યો છે, અને એ કૃત્ય પ્રત્યક્ષ મ્હેં મ્હારી નજરેનજર દીઠું.

છે. મ્હને ક્ષમા કરો તો હું સઘળું કહું." ત્યારે તે લોકો બોલ્યાઃ—" શું છે તે ખરેખરૂં કહેશો તો ત્હમને કાંઇપણ ભય રહેશે નહિ." પછી વિષ્ણુદત્તે પ્રથમથી માંડીને સઘળી હકીકત કહી તથા ખાતરી કરાવવાને ખાતર જે ઠેકાણે તે જારને નાંખ્યો હતો તે સ્થાન બતાવ્યું. તેઓએ જ્યારે ત્યાં રાખોડીમાં પેલા જારપુરૂષનું શિર તથા શરીર જોયું, ત્યારે ત્હેમની ખાતરી થઇ ગઇ કે આ પ્રવાસી લોકો નિરપરાધી છે. પછી જ્યારે ગુસ્સે થઇને તે સ્ત્રીને તેઓ પૂછવા લાગ્યા, ત્યારે ત્હેણે પણ કરેલું પાપકર્મ કબૂલ કીધું. કામમોહિત સ્ત્રી શંકારહિત થઇને સાહસ કરે છે, અને તરવારની માફક ચાહે તેને ઉડાવી દે છે. એટલા માટેજ કવિઓએ વર્ણન કર્યું છે કેઃ—

**अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ।**
**अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः ॥**

અસત્ય, સાહસ, કપટ, મૂઢતા, અતિલુબ્ધતા, અપવિત્રતા, નિર્દયતા ઇત્યાદિ સ્ત્રીઓના દોષો સ્વાભાવિકજ હોય છે. તે લોકોએ તે સ્ત્રને ધીકકારી કાઢી અને વિષ્ણુદત્ત વગેરે સર્વ લોકોને ત્યાંથી છોડી મૂકયા. ત્યારે સઘળાજ આનંદિત થઇને વિષ્ણુદત્તને કહેવા લાગ્યાઃ—"ભાઇ ! મૃત્યુના મુખમાંથી ત્હેંજ હમને છોડાવ્યા. હમે સઘળા ઉંઘતા હતા અને તું જાગતો હતો, તેથીજ એ બધું કૃત્ય ત્હારી નજરે પડયું; નહિતર આજ પ્રાણપર આવી પડી હતી. હમારા દુષ્ટ વચનોની ક્ષમા કરજે. એવું કહીને સઘળાઓએ ત્હેને પ્રણામ કર્યા અને કહેવા લાગ્યા કે, અપશુકને પોતાનો પ્રભાવ દેખાડયો ખરો, પરન્તુ ત્હારા સમાગમથીજ સંકટ ટળ્યું એમાં શક નથી. ત્યારબાદ વિષ્ણુદત્તે ત્હેમને કહ્યું કેઃ—"ભાઇઓ ! એકાદ કાર્ય કરતી વખતે જો કદાચ અશુભનિમિત્ત (શકુન) જોવામાં આવે તો, વિલંબ કરીને તેં કાર્યનું અશુભ ટાળવું. નહિતો સંકટમાં ફસાયા વગર રહેવાશે નહિ અને પશ્ચાત્તાપ થશે. મ્હેં તો પહેલેથીજ ત્હમને કહ્યું હતું કે અપશુકન અરિષ્ટાવહ છે, પરન્તુ તેના પર ત્હમારો વિશ્વાસ ન બેઠો. ત્હમારી સાથે મ્હેં જો સોગન'લીધા નહિ હત, તો હું પાછોજ જાત; પરંતુ લાચારીથી ત્હમારી સાથે આવવું પડયું. તોપણ પાપ અને અરિષ્ટનાશક પરમાત્માનું 'શિવશિવ, હરહર' ઇત્યાદિ નામસ્મરણ કર્યું જેનાથી આ સંકટનું નિરસન થયું. કેમકે, કવિએ કહ્યું છે કેઃ—

**अकुबेरपुरीविलोकनं न धरासूनुकरं कदाचन ।**
**अथ तत्प्रतिकारके तवे भवन्तीपतिलोचनं भज ॥**

હે મનુષ્યો ! જે કુબેરપુરી નથી (કુબેરની નગરી અલકા, અને જે નથી તે અનઅલકા અર્થાત્ અલક 'કેશ' રહિતા વિધવા) ત્હેનું દર્શન આમા-

ન્તર જતી વખતે થાય, તો તે કદીપણ ધરાસનુ[1] (મંગલ) કારક થતું નથી. પરંતુ દુર્દૈવથી દર્શન થયું હોય તો ? તો ત્હેના પ્રતિકારને માટે એક ઉપાય બતાવવામાં આવે છે, તે કરો જેથી મંગલ થશે. તે ઉપાય એ છે કે, દમયંતીપતિ[2] જે નથી અર્થાત્ અનલ (અગ્નિ) તે છે નેત્રમાં જેના એવા શિવનું નામસ્મરણ કરવું. **'शिवेति मंगलं नाम'** એ વચન પ્રસિદ્ધજ છે. મંગલપ્રદ શંકરના નામથી અશુભહાનિ થઇને, મંગલ (કલ્યાણ) થાય છે. (આ શ્લોક પણ કઠણ છે, તોપણ ચમત્કારિક હોવાથી આપ્યો છે અને અર્થ પણ શકય તેટલો સુલભ કર્યો છે) સારાંશ કે, માર્ગસ્થને કુંકુમરહિત (વિધવા) સ્ત્રીનું દર્શન જેમ અમંગલપ્રદ છે, તેજ પ્રમાણે મોક્ષગ્રામને માટે નીકળેલા લોકોને રઘુતિલકરહિત વાણી, અભદ્રકારિણી સમજવી. એવી વાણી હોય તો મોક્ષગ્રામ પહોંચવાનું તો દૂર રહ્યું, પરંતુ માર્ગમાંજ અનેક સંકટ ઉપસ્થિત થશે અને અનર્થાવહ સંસારખાડાને વિષે ગબડાવી પાડશે. માટે પરમાત્માના મંગલનામનો વાણીવડે ઉચ્ચાર કરીને ત્હેને અલંકૃત કરવી અને માર્ગે ચાલવું તો, એમ કર્યાથી સકલ સંકટ દૂર થઇને મોક્ષગ્રામ પહોંચી જવાશે. તુલસીદાસ કહે છે કેઃ—

॥ દોહા ॥ તબલગ રસના સાચી ભલી નિકસત મુખસે નામ ।
નહિ તો કાટ ડારિયે મુખમેં ભલે નહિ ચામ ॥

જ્યાંલગી મુખમાંથી પરમાત્માનું નામ લેવાય છે, ત્યાં લગીજ મુખની સુંદરતા છે, અને રસનાનું સત્ય રસનાપણું છે. નહિ તો નિર્જીવ ચામડું છે એમ સમજીને તેને કાપી નાંખવી; મુખમાં ચામડું રાખવું ઉચિત નથી. કવિ કહે છે કેઃ—

**रामनामबिना तुंड । जैसो चर्मकारकुंड ॥**

જે પ્રમાણે ચમાર કુંડામાં પાણી ભરીને, તેમાં ચામડાંને પલાળવાને માટે રાખે છે, તેજ પ્રમાણે રામનામરહિત મુખ ચમારના કુંડાંના જેવું છે, અને તેમાં જીહ્વા ચામડાંની પેઠે સ્થિત થઇ રહી છે, એમ સમજવું. એકાદશ સ્કન્ધમાં ભગવાન ઉદ્ધવને કહે છે કેઃ—

**गां दुग्धदोहामसतीं च भार्यां देहं पराधीनमसत्प्रजां च ।**
**वित्तं त्वतीर्थीकृतमंग वाचं हीनां मया रक्षति दुःखदुःखी ॥**
**यस्यां न मे पावनमंग कर्म स्थित्युद्भवप्राणनिरोधमस्य ।**
**लीलावतारेप्सितजन्म वा स्याद्वन्ध्यां गिरं तां बिभृयान्न धीरः ॥**

---

૧ પૃથ્વીનો પુત્ર 'મંગલ.' ૨ દમયંતીપતિ 'નલ' તે જે નથી તે અ-નલ-અગ્નિ.

હે ઉદ્ધવ ! કદીપણુ દૂધ નહિ દેનારી, તેમજ ગર્ભધારણુ નહિ કરનારી તથા શીંગડાં અને પગવડે મારનારી અને બહુ ભક્ષણુ કરનારી ગાયને જે પુરૂષ ઘરમાં રાખે છે, તેનાથી ત્હેને એક પછી એક દુઃખજ પ્રાપ્ત થાય છે. તેજ પ્રમાણે પ્રેમશૂન્ય, દુરાચારી, કલહકારિણી, દારૂણુ જરાસમાન સ્ત્રીને જે પુરૂષ પાસે રાખે છે, તેને સ દૈવકષ્ટ વિના બીજું શું ફળ મળી શકે ? તેમજ જે સાર્વકાલ પરાધીન છે, ત્હેને પણુ સુખ નથી હોતું. સ્વાતન્ત્યમાંજ સુખ હોવાથી, તે પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. પર, યાને માયાવડે જે અધીન થયો તેને સ્વપ્નમાં પણુ સુખ હોતું નથી. અસત્ પ્રજા (દુષ્ટ પુત્રાદિ સંતતિ)થી સુખ શી રીતે થાય ? કુપુત્રાદિ દુષ્ટ કર્મો કરીને પોતે જાતે નારકીય યોનિમાં જાય છે, તેમજ પૂર્વજાદિકોની પણુ અધોગતિનું કારણુ થઇ પડે છે. જીવંત અવસ્થામાં દુઃખ અને મરણુ બાદ નરક એ પ્રકારની સ્થિતિ, અસત્પ્રજા રક્ષણુ કરનારાઓની થાય છે. પેટમાં ગુમડું થયું હોય તો ફાડવા ચીરવાની મુશ્કેલી હોવાથી ચુપચાપ દુઃખની વેદના સહન કરવીજ પડે છે. તેજ પ્રમાણે અસત્પ્રજા રક્ષકને આ લોકમાં અને પરલોકમાં દુઃખ ભોગવ્યા શિવાય છૂટકો નથી.

તેમજ ધન પાસે હોવા છતાં લોભવડે જે સત્પાત્રમાં દાન કરતો નથી ત્હેને તે દ્રવ્ય સર્વ દુઃખનોજ હેતુ થઈ પડે છે. જે યક્ષ, સર્પ વૃશ્ચિકાદિ, દાનભોગને માટે અનુપયોગી એવા દ્રવ્યપૂર્ણ પાત્રને પ્રયત્નપૂર્વક આક્રમણુ કરીને સ્થિત થઇ રહે છે, તેમનો પણુ તે પુરૂષ ગુરૂ (ઉપદેશક) જાણુવો, કે જે ખાનપાનાદિ ઉપાયોથી તેનો વ્યય કરતો નથી. એ સર્પ પિશાચાદિને એ પ્રમાણે દાનભોગ રહિત ધનનું રક્ષણુ કરવાનું એ લોભી પુરૂષેજ શીખવાડેલું હોવાથી, ત્હેને તેમનો ગુરૂ કેમ નહિ કહી શકાય ? પિશાચાદિકોને જ્ઞાન નથી, એટલા માટેજ તેઓએ જો કે તે અનુપયોગી ધનનું રક્ષણુ કર્યું હોય તો પણુ તે શોભશે; પરંતુ જ્ઞાનસંપન્ન મનુષ્યે પિશાચની પેઠે જો તેનું રક્ષણુ કર્યું હશે, તો તેને માટે તો એ કૃત્ય નિન્દ્યજ ગણાશે. કેમકે, તેનાથી પિશાચાદિકોના કરતાં પણુ નિકૃષ્ટત્વ પ્રાપ્ત થાય છે. એથી કરીને દાનભોગ વિરહિત ધન રક્ષણુ વ્યર્થજ સમજવું.

दानभोगविहीनं च यदेव धनिनो धनम् ।
न तु तस्य सुखे भूतिर्दीयते भूमिगोपनैः ॥

દાન અને ભોગ રહિત ધનવાનનું જે ધન હોય તે નહિ જેવુંજ છે. દાન નહિ કરવાથી પરલોકમાં તે હિતાવહ થતું નથી અને ભોગરાહિત્યથી

ઐહિક સુખનું પણ સાધક થતું નથી. એટલા માટે તેનું કેવળ રક્ષણ તો વ્યર્થજ છે એમ સમજવું. આનાપર કોઈ એમ કહે કે, મરણ સમયે મુખમાં સુવર્ણ નાંખવામાં આવે છે, તથા મરણ પછી પુત્રાદિક પ્રેતક્રિયા કરે છે, માટે તેટલા ખાતર પણ ધનરક્ષણ કરવું ઉચિત છે; તો એ પણ સમજી લેવું કે તે યક્ષવિત્ત[1] પુરૂષના મુખમાં સુવર્ણ તો શું પણ દ્રવ્ય સમીપવર્તિ ધૂળ પણ રખેને તેમાંથી દ્રવ્યનો કણ જતો રહેશે, એ શંકાથી રાજાલોકો રહેને માટે રહેવા દેતા નથી. યાને, કોઈ મનુષ્યે પુષ્કળ દ્રવ્ય સંગ્રહી રાખ્યું છે, એવી ખબર રાજાને પડતાંવારને તે યુક્તિ પ્રયુક્તિથી તેનું હરણ કરે છે.

આનાપર શંકા થશે કે **'आपदर्थे धनं रक्षेत्'** આપત્તિને સારૂ દ્રવ્યનું રક્ષણ કરવું, એ પ્રમાણે નીતિવાક્ય છે. તથા **'सत्पात्रे स्थापितं द्रव्यं परलोकहितं भवेत्'** સત્પાત્રમાં રાખેલું દ્રવ્ય પરલોકમાં કલ્યાણકારી થઇ પડે છે; અને **'दृढपात्रे तु निहितं धनं भद्रं भवेदिति.'** દૃઢપાત્રને વિષે રાખવામાં આવેલું દ્રવ્ય કલ્યાણકારક થઈ પડે છે; ઇત્યાદિ વાક્યોને પંડિત તથા મહાત્માલોકોના મુખેથી શ્રવણ કરીને, દૃઢતામ્રાદિ પાત્રોમાં દ્રવ્ય નાંખીને પરલોકને ખાતર તેને ભૂમીમાં સંતાડી રાખે છે. અને તમે તો નિન્દા કરો છો. એ શાથી? તો એનુ સમાધાન આ પ્રમાણે છેઃ—

એ વાક્યો સત્ય છે, પરન્તુ એ વાક્યોનો અર્થ લોકો જેવો સમજે છે, તેવો નથી. દાનોપભોગરહિત ધનની રક્ષા કરવામાં આવે, તો તે ધન **'तद्धनं आपदर्थे स्यात्'** પોતાના નાશને માટેજ કારણભૂત થાય છે, એ પ્રમાણે એનો અર્થ સમજવો. તેજ પ્રમાણે, સત્પાત્ર યાને શ્રોત્રિયત્વાદિગુણ વિશિષ્ટ પુરૂષ જાણવો. તેવા પાત્રમાં રાખેલું દ્રવ્ય દૃઢભૂમિમાં રાખ્યા બરોબર છે. કેમકે, સકલજગતૂની ઉત્પત્તિકારણ ભૂમી બ્રહ્મજ છે. તેના જેવી બીજી કઈ ભૂમી દૃઢ છે? કે જેમાંથી દ્રવ્ય કોઇપણ કાઢી શકે નહિ! બ્રહ્મભૂમિમાં સ્થાપિત કરેલું (બ્રહ્માર્પણ કરેલું) દ્રવ્ય ક્યો ચતુર અગર બળવાન્ પુરૂષ કાઢી લઈ શકવાનો હતો! સારાંશ કે, સત્પાત્રમાં દાનાદિવડે સ્થાપિત કરેલું ધન બ્રહ્માર્પણજ થાય છે, અને એનું નામજ દૃઢ ભૂમિમાં રાખવું કહી શકાય, કે જેનાથી કલ્યાણ થાય છે. એ વાક્યોનો આ પ્રકારનો અર્થ જાણ્યા વગર, કેવળ દૃઢ (મજબૂત) તામ્રાદિ પાત્રમાં (વાસણમાં) દ્રવ્યને રાખીને તેને સારી પેઠે જમીનમાં દાટી દેવું, એ તો મૌર્ખ્ય વિલસિત છે. કહ્યું છે કેઃ—

૧ કૃપણ; યક્ષની માફક કેવળ ધનનું રક્ષણ કરનારા.

**मूढस्ताम्रमये पात्रे संस्थापयति किं धनम् ।**
**पात्रे स्थितं धनं भद्रं किंतु पात्रं परीक्षय ॥**

મૂઢમનુષ્ય તામ્રમય પાત્રમાં (લોઢાને કાટ ચઢીને તેની માટી થઈ જાય છે, એટલા માટે તાંબાના વાસણમાં) દ્રવ્યસ્થાપન કરી રાખે છે, પરંતુ તેનાથી શું ફળ થવાનું હતું ? કશુંયે નહિ. સત્પાત્રમાં રાખેલું ધન સુખાવહ થઈ પડે છે, એ વાત સાચી છે, પરન્તુ સત્પાત્ર કેવા પ્રકારનો હોય, તે પરીક્ષા કરીને પારખી કાઢવું જોઇએ. તાત્પર્ય, ભગવાન કહે છે કે લોભીનું દ્રવ્ય સત્પાત્રદાનરહિત હોય છે, એથી ત્હેને એનાથી સદા દુ:ખજ પ્રાપ્ત થવાનું. એ પ્રમાણે, હે ઉદ્ધવ ! મ્હારા નામનો ઉચ્ચાર નહિ કરનારી જીહ્વાનું જે પુરૂષ રક્ષણ કરે છે, ત્હેને પણ નિરન્તર દુ:ખપરંપરાનીજ પ્રાપ્તિ થાય છે. મ્હારૂં ચરિત્ર જગતનાં પાલન, ઉત્પત્તિ, જીવન અને નિરોધનું કારણ છે, અને શ્રવણકીર્તન કરનારાઓને પવિત્રતા પ્રાપ્ત કરાવી દેછે. તેજ પ્રમાણે મ્હેં લીલાને ખાતર રામકૃષ્ણ વગેરે અવતાર ધારણ કર્યા છે, તે અખિલ લોકોને પ્રિય હોય છે. હે ઉદ્ધવ ! મ્હારૂં એ ચરિત્ર અને મ્હારાં એ રામકૃષ્ણાદિ નામ, જેમની વાણીને વિષે વાસ કરતાં નથી, તેવી નિષ્ફલ વાણી બુદ્ધિમાન પુરૂષે ધારણ કરવી નહિ. સારાંશ, પરમાત્માનાં નામ અને યશના કીર્તનથી વાણીની (જીહ્વાની) સફલતા છે એટલા માટે, મનુષ્યે નિરન્તર ભગવત્કીર્તનમાં પ્રવૃત્ત થવું; તેનાથી ઈશપ્રસન્નતા થઇને જન્મ સાર્થક થશે.

**॥ इति शिवम्. ॥**



# સપ્તમ પુષ્પ.

---

## જીહ્વાનો સ્વભાવ અને પરમાત્માની કીર્તનપ્રિયતા.

**सा वाग्यया तस्य गुणान्गृणीते ॥ भा० ॥**

મનુષ્યે બાહુભૂષણ, અંગુઠી, પોંચી તથા મોતીના હાર ઈત્યાદિ અલંકાર શરીરપર ધારણ કર્યાં હશે, શરીરે સુગંધી તેલ માલીસ કરીને મંગલસ્નાન કર્યું હોય, તથા કેશર કસ્તૂરી આદિ સુગંધી દ્રવ્યનો શરીરે લેપ કર્યો હોય, સુગંધીદાર પુષ્પોથી કેશને શણગાર્યાં હોય તોપણ એ બધા સાધનોથી શરીરની શોભામાં જેટલો વધારો થતો નથી, તેટલો સંસ્કારયુક્તવાણી ધારણ કર્યાથી થાય છે. કેમકે એ સઘળા અલંકાર નશ્વર છે, અને વાણીનું ભૂષણ નિત્ય છે. એટલા માટે

એવી સુસંસ્કૃત વાણી ધારણ કરવી. વ્યાકરણાદિ શાસ્ત્રોથી જોકે વાણીની શુદ્ધિ થાય છે, તોપણ પાપનો નાશ થઇને નિર્મલતા પ્રાપ્ત થવા માટે પરમાત્માનાં ગુણોનું અને નામોનું કીર્તન કરવું આવશ્યક છે. એ શાસ્ત્રાદિકોમાં પાપનાશક સામર્થ્ય નથી. એવું સામર્થ્ય જો એમનામાં હત તો, મોટા મોટા શાસ્ત્રવેત્તાઓ પણ પરમાત્મગુણ કીર્તનને વિષે પ્રવૃત્ત થાય છે એવું કેમ બની શકે ? શાસ્ત્રાધ્યયનથી વાણીને સંસ્કારયુક્ત કરીને, તે વાણીનો ઉપયોગ જો પરમાત્મસ્તવનમાં, કીર્તનમાં કરવામાં આવે તો, પછી તે વાણીની મધુરતા અને પવિત્રતાનું કયા શબ્દોમાં વર્ણન કરવું ? પરન્તુ વિચાર કરી જોતાં જણાશે કે એવા શાસ્ત્રજ્ઞો (કેવળ શાસ્ત્રજ્ઞાનવડે અહંકાર ધારણ કરીને પોતાને કૃતકૃત્ય માનનારા)માંથી કેટલા પરમાત્માનાં ભજન, કીર્તનને વિષે પ્રવૃત્ત થાય છે, તથા ત્હેમનામાં પરમાત્મ વિષયક પ્રેમ પણ કેટલો હોય છે ? તેઓ પોતાની વાણીને ધનાઢ્ય તેમજ રાજા લોકોને સ્વાધીન કરે છે, અર્થાત્ ત્હેમનાજ ગુણાનુવાદ ગાવામાં પ્રવૃત્ત થાય છે, પરન્તુ પરમાત્માના સ્તવનમાં તો કદિપણ નહિ. ભોક્તાપુરૂષની આગળ વિવિધ પકવાન્નનું ભરેલું પાત્ર રાખ્યું હોય તો, તે તેનો ભોગ કરી શકશે, અને ત્હેને એની રૂચિપણ થશે; પરન્તુ જેનો જઠરાગ્નિ મન્દ હોવાથી, અન્નની સુગંધ લેવાને પણ જે અશક્ત છે, એવા પુરૂષની આગળ મિષ્ટાન્નનું પાત્ર ખૂબ પીસ્સી કરીને મૂક્યું હોય, તો તે તેનો શો ઉપયોગ કરશે ? આપણો શ્રમ અને દ્રવ્ય ખર્ચ વ્યર્થજ નીવડશે. તેજ પ્રમાણે શાસ્ત્રોના અધ્યયનથી ઉત્તમ કવિત્વ વગેરે કરવાનું વાણીમાં સામર્થ્ય ઉત્પન્ન થયું હશે, પરન્તુ તેનાવડે સ્તવનીય પરમાત્માનાં ગુણોનું કીર્તન નહિ કરતાં, મનુષ્યનાજ સ્તવનમાં જો ત્હેની પ્રવૃત્તિ થતી હોય, તો જે પ્રમાણે એકાદ મૂઢ મનુષ્ય શતાવધિયોજન દૂર જઇને, ત્યાંથી ગંગાદિક લાવી તેનાવડે રામેશ્વરાદિકોને અભિષેક નહિ કરતાં શાકભાજી વગેરેનું સિંચન કરે છે એમ સમજવું.

પરમપુરૂષ પરમાત્માના જેવો ભોક્તા બીજો કોણ છે ? ત્હેમની આગળ વાણીવડે નિર્માણ કરેલાં વિવિધ કીર્તનરૂપ પક્વાન્ન પીસ્સશો તો તેઓ એ ભોગ ગ્રહણ કરશે, અને પ્રસન્ન થઇને તમને પૂર્ણકામ બનાવશે. સારાંશ કે, મનુષ્ય સ્તવન કરવા યોગ્ય નથી. કોઇ કવિ કહે છે કે:—

[illegible] ।
[illegible] ॥

હે જીહ્વા ! તું કર્ણતુલ્ય છે, એથી કરીને કર્ણે જેમ કદી નર ( અર્જુન )નું સ્તવન કર્યું નહતું, તેજ પ્રમાણે ત્હારે પણ નર ( પ્રાકૃત મનુષ્ય )નું વર્ણન

ન કરવું જોઇએ. હવે કર્ણનું સામ્ય જુઓ ! કર્ણ જે પ્રમાણે અંગદેશમાં મુખ્ય (અધિપતિ) હતો, તેજ પ્રમાણે તું પણ અંગ (શરીર)માં શ્રેષ્ઠ જે મુખ તેમાં ઉત્પન્ન થએલી હોવાથી શ્રેષ્ઠજ છે. જેમ કર્ણરાજા દ્વિજાદિકોને વિષે (બ્રાહ્મણાદિકોમાં દાન આપવાને સારૂ) સ્થિત થઇ રહેતો હતો, તેવી તું પણ દ્વિજો (દન્તો)ને વિષે સ્થિત છે. તેમજ કર્ણ જેમ બાણાનુસંધાન કરવામાં તત્પર હતો અર્થાત્ મહાધનુર્ધારી હતો, તેજ પ્રમાણે તું પણ વાણ ( શબ્દ )ની ઉચ્ચારપરાયણ નિત્ય રહે છે. ( 'ब અને व'નો સંસ્કૃતમાં અભેદ માનેલો હોવાથી 'બાણ અને વાણ'ને એકજ સમજવો ) તથા અંધ જે ધૃતરાષ્ટ્ર, ત્હેના ઉપર અને ત્હેના પુત્ર દુર્યોધનાદિ કૌરવોના ઉપર કર્ણનો દૃઢ પ્રેમ હતો, તેજ પ્રમાણે ત્હારો પણ અંધ (અન્ન) ઉપર અચલ પ્રેમ છે. પરન્તુ, હે રસજ્ઞે ! તું નર (મનુષ્ય)નું સ્તવન કરે છે અને કર્ણ નર ( અર્જુન )નું સ્તવન કરતો નહતો, એટલો ફરક છે. એથી કરીને, જ્યાંસુધી તું એનો ત્યાગ કરીશ નહિ. ત્યાંસુધી ત્હારાથી બધી વાતમાં એની સાથે બરાબરી થઈ શકશે નહિ. એટલા માટે, યથાર્થ નર જે પરમાત્મા, ત્હેમના કીર્તનમાં પરાયણ થા !

**नरतीति नरः प्रोक्तः परमात्मा सनातनः ॥**

સનાતન પરમાત્માજ યથાર્થ નર છે, એમ કહેલું છે. **'न्यायेन वर्तते इति नरः'** પરમાત્માના રાજ્યમાં કોઈ કાળ અને દેશને વિષે અન્યાય નથી. જીવ પણ ત્હેમનોજ અંશ હોવાથી, તે પણ નર કહેવાય છે, પરન્તુ જીવ સર્વત્ર અન્યાય કરે છે, એથી તે યથાર્થ નર થઈ શકતો નથી. પ્રાકૃત નરની સ્તુતિ કરવાથી અધોગતિની પ્રાપ્તિ થાય છે, પરન્તુ પરમાત્મા નરનાં કીર્તિ વર્ણન કર્યાથી ઉત્તમગતિ થશે. એવું હોવા છતાં પણઃ—કબિતઃ—

ઐસી જીહ્વા પાપિની ન જાને ગત આપની રામનામ લેવેકો ભૂંડી આલસાત હૈ। ચુગલીકો ચૌકસ ઔર લઢાકબડી લડવે ખાવેકો પડ્રસ સવાદમેં સુખાવત હૈ। ઘાતનકી બાતે મતલબ બનાયકે ઝૂટીઝૂટી બાતનકો તો આગે ચલી જાત હૈ। કહે અતીત યારો કહાંલગ સમઝાઉં યહાં સુધારસ દિયો ચાહું જાય બિખ ખાત હૈ ॥

રામનામ ગ્રહણ કરવામાં જીહ્વાને ભારે આળસ છે, એવી એ પાપિણી છે. પરંતુ ચાડી ખાવામાં, લડાઇ કરવામાં, ષડ્રસ અન્નનું ભોજન કરવામાં તેને બીલકુલ આળસ નથી. પોતાની મતલબ સાધવી અને બીજાનો ઘાતપાત કરવો, પછી તેમાં ગમે તેટલી જૂઠી વાત હોય તોપણ તે તે કરે છે.

અસત્ય બોલવું એ તો એનો જન્મસિદ્ધ હક અને વ્રત છે. પરન્તુ 'હું જો પ્રભુનામ નહિ લઉં તો મ્હારી શી ગતિ થશે ?' એવો વિચાર કદી સ્વપ્નમાં પણ એને થતો નથી. કવિ કહે છે કે, હે ભાઇઓ ! હું એને ક્યાંલગી સમજાઉં ? નિરન્તર નામામૃતનું પાન એને કરાવવા માંગુ છું, પરંતુ એ રાંડ નાશી જઇને વિષતુલ્યમારક વિષયનું રસપાન કરે છે. તાત્પર્ય કે નિરંતર જીહ્વાને પ્રભુકીર્તનપરાયણ કરશો તો પાપનાશ અને નિર્મલતા થઇને સદ્દગતિની પ્રાપ્તિ થશે. એ પ્રકારની ભક્તિ શ્રી શુકાચાર્યે કરી હતી.

**नित्यं स्वपंजरचरो हरितत्वसेवी लोके न च क्वचन गच्छति पक्षपातम् ।**
**व्यक्ताक्षरं सुमधुरं [illegible]न्द्रो राजेन्द्रमन्यरमयत्सुतरां शुकाख्यः ॥**

જે પ્રમાણે શુક દ્વિજ (પોપટ પક્ષી) નિત્ય પોતાના પાંજરાને વિષે વિચરે છે, અને હરિત (લીલા) વર્ણનું સેવન કરે છે, તથા પાંખવડે ક્યાંઇ પણ ગમન કરતો નથી, અને અત્યન્ત મધુર તેમજ સ્પષ્ટ અક્ષર (વર્ણ) નો ઉચ્ચાર કરીને રાજાના મનને આનંદ પમાડે છે, તેજ પ્રમાણે શુકદ્વિજેન્દ્ર (બ્રાહ્મણ શ્રેષ્ઠ શ્રી શુકાચાર્ય) નિત્ય સ્વ (આત્મરૂપ) પાંજરાને વિષે વિચરીને, હરિના તત્વનું સેવન કરતા હતા. તેમજ જગતમાં કોઇપણ જગોએ ત્હેમનો પક્ષપાત (દુરાગ્રહ) જોવામાં આવતો નથી. દુરાગ્રહ, અને કુટિલતા અપૂર્ણ દ્વિજેન્દ્રમાં હોય છે, પૂર્ણમાં નથી હોતાં. કવિ કહે છે:—

**यस्तु द्विजेन्द्रः कुटिलो [illegible]न्तव्योऽपूर्ण एव सः ।**
**यस्तु [illegible]र्णत्वमापन्नः स सद्वृत्तो हि दृश्यते ॥**

જે દ્વિજેન્દ્ર (ચન્દ્રમા) કુટિલ, યાને વક્ર હોય છે, ત્હેને અપૂર્ણ માનવામાં આવે છે. જુઓ, બીજનો ચંદ્રમા ! તે અપૂર્ણ હોવાથીજ વક્ર દેખાય છે. તેજ પ્રમાણે જે દ્વિજેન્દ્ર (બ્રાહ્મણ શ્રેષ્ઠ) કુટિલ, દુરાગ્રહી વગેરે હોય, તો ત્હેને અપૂર્ણ જ્ઞાનીજ માનવો. પરન્તુ જે દ્વિજેન્દ્ર પૂર્ણભાવને પ્રાપ્ત થાય છે, તે તો સદ્વૃત્ત (ઉત્તમ વર્તુલાકાર) જણાય છે; જોઈ લ્યો જાણે પૂર્ણિમાંનો ચન્દ્ર ! તેજ પ્રમાણે જે દ્વિજેન્દ્ર (વિપ્ર શ્રેષ્ઠ) પૂર્ણજ્ઞાની હશે, તે સદ્વૃત્ત (સુશીલ) જણાય છે, એમ સમજવું. શુકાચાર્ય દ્વિજેન્દ્ર તો પૂર્ણજ્ઞાની હોવાથી, ત્હેમનામાં કોઇપણ પ્રકારની કુટિલતા, પક્ષપાત, અસદ્વૃત્ત નહિ હતાં. પૂર્ણચન્દ્રની પેઠે તથા હંસની માફક, પોતાના ઉદય પ્રભાવથી, તેઓ લોકોનાં ચિત્તરંજન કરતા હતા. વાસિષ્ઠમાં કહ્યું છે કે:—

**[illegible]पक्षास्यतो व्योम्नि कुमुदाकरभासकः ।**
**[illegible] चेतांसि हंस[illegible] इवोत्थितः ॥**

કુમુદ સમૂહને (શ્વેતકમળોને) વિકસાવનારો ચન્દ્રમા, શુક્લપક્ષમાં આકાશ સ્થિત થઇને, પોતાના ઉદયવડે લોકોના મનને આનંદ આપે છે; તેજ પ્રમાણે, કુમુદસમૂહને શોભાવનારો હંસપક્ષી પણ પોતાના બન્ને શુકલ (ઉજ્જવલ) પક્ષોવડે આકાશમાં સ્થિત થઇને જનમનનું રંજન કરે છે. સાધારણ હંસોદયથી જો આનંદ થાય છે, તો પછી ચૈતન્યાકાશમાં ઉડનારા, અને સ્થિત થઇને રહેનારા પરમહંસથી લોકોના મનને કેટલા બધા આનંદની પ્રાપ્તિ થશે ? શુકાચાર્ય પરમહંસ હતા અને શુકલ યાને શુદ્ધ જે કૂટસ્થ બ્રહ્મરૂપ આત્મા, ત્હેનેજ પોતાનો પક્ષ (મિત્ર) કરીને ત્હેની સાથે અભેદપૂર્વક રહેતા હતા. તેમજ હૃદયાકાશમાં ઉડયાં કરતા હતા; અને કુ યાને પૃથ્વીઉપર અધિકારી પુરૂષને મુદાકાર (આનંદની ખાણુ) તથા આત્માના ભાસક (પ્રકાશક) હતા. અર્થાત્ સ્વાનુગ્રહથી આત્માનંદનો લાભ કરી દેતા હતા. એવા પરમહંસનો ઉદય કોને સુખાવહ નહિ થઈ પડે ? સર્વનેજ થઈ પડે છે. એવા શુકદ્વિજેન્દ્ર રાજા પરિક્ષિતની પાસે રહ્યા અને પોતાની મધુરવાણીવડે અવ્યક્ત અક્ષર (બ્રહ્મ) નો વ્યક્ત અક્ષર ( સગુણ બ્રહ્મ ) જે શ્રીકૃષ્ણ ત્હેમના રૂપ તથા ગુણાદિનું યથાર્થ કીર્તન કરીને ત્હેમના મનને રીઝવવા લાગ્યા. જેનાથી રાજાનું મન તલ્લીન થઇને તે પરમપદને પ્રાપ્ત થયો. વ્યવહારમાં પણ પોપટના શબ્દથી આનંદ થાય છે, એ પ્રમાણે અનુભવમાં પણ છે. ચંપૂકાર કહે છે કેઃ—

**अलक्षितार्था अपि लोभनीया द्विजस्य वाचः शुकनामभाजः ।**
**ता एव वेदर्थयुता मुकुन्दलीलाकुलास्ता अपि किं पुनः स्यात ॥**

અર્થરહિત અને લક્ષ્યાર્થશૂન્ય એ પ્રકારના શબ્દ (વાણી) કેવળ શુક એ નામ ધારણ કરનારા દ્વિજ ( પક્ષી ) ના મુખેથી સાંભળીને મનુષ્યના અંતઃકરણની લુબ્ધતા (આસક્તિ) થાય છે, તો પછી અર્થયુક્ત તથા લક્ષ્યાર્થ જે પરમાત્મા મુકુન્દ ત્હેમની લીલાઓથી ભરેલી, અને શુક એવી જેમની યથાર્થ સંજ્ઞા છે, એવા દ્વિજ (બ્રાહ્મણ) ની વાણી લોભિત અને આનંદિત કરે, તેમાં શી નવાઇ ? તાત્પર્ય, નિર્ગુણબ્રહ્મનિરત શુક, નારદ, વ્યાસ અને સનકાદિ મુનિજન, પરમાત્મગુણકીર્તન કરીને કૃતાર્થ થયા હતા, અને પોતાની મધુર વાણીવડે ત્હેમણે બીજાને આનંદિત કર્યા હતા. કવિ કહે છે કે, પરમાત્મકથામાં જેવું મોહકત્વ છે, તેવું એ મોહિનીમાં પણ નથી.

સમુદ્રમન્થનથી જ્યારે અમૃત નીકળ્યું ત્યારે દેવદૈત્યોમાં ઝગડો થયો, અને દૈત્યોએ અમૃતકુંભ પોતાની પાસે લઇ લીધો. ત્યારપછી દેવોએ ભગવાનનું સ્તવન કર્યું, ત્યારે તેઓ મોહિનીનું રૂપ લઇને પ્રગટ થયા, અને

દૈત્યોને મોહિત કરીને ત્હેમની કનેથી અમૃતનો કલશ બધાને ભાગ પાડીને વ્હેંચી આપવાને સારૂ માંગી લીધો. ત્યારબાદ મોહિનીએ સર્વને પોતપોતાની પંક્તિ પ્રમાણે બેસી જવાનું કહ્યું, અને દેવ તથા દૈત્ય પોતાની સજાતીય પંક્તિમાં બેસી ગયા. મોહિનીએ જ્યારે દેવોને અમૃત પ્રથમ આપવા માંડયું, ત્યારે રાહુએ ત્હેનું કપટ જાણી જઇને દેવનું રૂપ ધારણ કર્યું અને દેવ-પંક્તિમાં જઇને તે બેઠો. દેવોને અમૃત પીરસ્યાબાદ મોહિનીએ એ કપટી દૈત્યને પણ તે પીરસ્યું, અને ત્હેણે તે પીધું પણ ખરૂં. એટલામાં સૂર્યચન્દ્રની ઇશારતથી, 'એ દૈત્યજ છે એમ સમજીને ભગવાન્‌મોહિનીએ ઝટ ત્હેનો શિરચ્છેદ કર્યો. પછી, મોહિનીએ હમને ફસાવ્યા અને એમાં દેવોનું કપટ છે, એવું જાણીને દૈત્યો ત્હેમની સાથે લઢવા લાગતાં, મોહિનીએ તે દૈત્યોનો સંહાર કીધો. એ પ્રમાણે ભગવાન્ વિષ્ણુજ મોહિની બન્યા હતા અને ત્હેમણે દૈત્યાદિકોને મોહિત કર્યા હતા, એ પ્રમાણે ભારત રામાયણાદિમાં વૃતાન્ત છે.

એ મોહિનીએ તો દૈત્યોનેજ મોહિત કર્યા હતા, પરન્તુ ભગવત્કથા એવી મોહિની છે કે, જે સાધુસન્ત, પરમહંસાદિ સર્વસંગ પરિત્યાગીને પણ ભૂલાવે છે. ત્યાગીનું મન કયાંઇ લુબ્ધ થતું નથી, પરન્તુ કથા શિવાય તો ત્હેને ચ્હેનજ પડતું નથી. કથામાં એવું મોહકત્વ રહેલું છે. વળી તે મોહિનીના મનમાં ભેદ હતો, એટલા માટે ત્હેણે દેવોને અમૃત અને દૈત્યોને મદ્ય પીવડાવ્યું, અને જો કે મોહિત કીધા તોપણ કાર્યસિદ્ધ થયાબાદ ત્હેમનો ત્યાગ પણ કર્યો હતો. પરન્તુ કથામોહિની એવી છે કે જેની પાસે ભેદભાવજ નથી; દેવ હોય, દૈત્ય હોય અગર મનુષ્યાદિ કોઈપણ કયાં ન હોય, એ તો સઘળાને સત્યઅમૃત (મોક્ષ) આપે છે, અને જેમને મોહિત કરે છે ત્હેમનો ત્યાગ અથવા ઘાતપાત 'એ મોહિનીએ જેમ રાહુનો કર્યો હતો તે પ્રમાણે' કદી કરતી નથી. મોહિનીએ જો કે દેવોને અમૃત આપ્યું હતું, તોપણ તે હતું નામમાત્રનુંજ અમૃત! કેમકે, મહાપ્રલયમાં તેનો પણ નાશ થાય છે; એથી તે અમૃતમાં કૈવલ્ય બક્ષવાનું સામર્થ્ય નથી. કથા પણ, 'તે મોહિનીએ પોતાના ઉપર વિશ્વાસ રાખનારા દૈત્યોને ફસાવ્યા હતા, તે પ્રમાણે' ફસાવે છે, તોપણ તે બન્નેના ફસાવવામાં ફરક છે. જે લોકો કથા ઉપર વિશ્વાસ રાખે છે કે 'હું જો ભગવત્‌કથા સાંભળીશ તો મ્હારો સંસારમાંથી ઉદ્ધાર થઈ જશે,' ત્હેમને ફસાવે છે અર્થાત્ ત્હેમનાં અનન્ત જન્માન્તરીય સંચિતાદિ કર્મ, જે સંસારદુઃખનાં હેતુ છે, ત્હેમનું હરણ (નાશ) કરે છે, છતાં અમૃત (મોક્ષ) પ્રદાન કરે છે ખરી. એથી કરીને તે નિર્દય અમર ઠગારી

છે, એમ કોઇપણ કહી શકશે નહિ. જે પ્રમાણે પોતાનું બાળક હાથમાં સોમલાદિ વિષારી પદાર્થ લઇને તેને મીઠો પેંડો માનીને ખાવા જાય છે તો, ત્હેની માતા ત્હેને ફસાવીને સાચો મીઠો પદાર્થ આપે છે, અને વિષારીને કાઢી લે છે, તોપણ ત્હેનું કલ્યાણજ કરે છે; એથી ત્હેને ઠગારી અગર નિર્દય કોઈ કહેતું નથી; કથાની ફસાવવાની મતલબ પણ તેવીજ સમજવી. જે ફસાવવામાં કલ્યાણ સમાએલું છે તેને ફસાવટ કેમ કહેવાય? લોકોને જો એ વાતની ખબર પડી જાય કે કથા હમારૂં અખિલ સંચિત (કર્મ) લઈ જાય છે, તો તેની પાસે કોઈ આવે પણ નહિ. એટલા માટે, તે શ્રોતાઓને મોહિત કરીને, ત્હેમને ખબર ન પડી શકે એવી યુક્તિથી, અખિલ દુઃખ-હેતુ તથા સંસારની પ્રાપ્તિ કરાવનારાં કર્મોને હરી લે છે, અને આખરે આનંદ પૂર્ણ સ્થિતિ પ્રાપ્ત કરાવે છે.

હવે એનાપર એવી શંકા થશે કે, મોહિની એ ભગવાનનુંજ રૂપ હતું. અને કથા પણ ભગવાનનીજ છે. એથી બન્ને સમાનજ છે. જે પ્રમાણે મનુષ્યે ગંગા અગર યમુનામાં, જોકે એકનું શ્વેત અને બીજીનું કૃષ્ણવર્ણ જલ છે છતાં, સ્નાન કર્યું હોય તોપણ તે તરે છેજ, અને જ્ઞાની બન્નેને ભગવદ્રૂપજ સમજે છે; તે પ્રમાણે એ બન્ને ( મોહિની તેમજ ભગવત્કથા ) ભગવદ્રૂપ હોવાથી, તેમનામાં કાંઈ ફરક જણાતો નથી. એના સમાધાનમાં સમજવું જોઇએ કે, જ્ઞાનીની દૃષ્ટિએ ચરાચર વાસુદેવમય જણાય છે, એથી ગંગા યમુનાના ભેદને તેમાં અવકાશજ નથી; પરન્તુ સામાન્યજન તો યમુનાના કરતાં ગંગાને અધિક પુણ્યાવહ સમજે છે, અને કહે છે પણ ખરા કે, " જે ગંગા શિવના મસ્તકપર વિરાજે છે, અને જેના જલના મલ (ફીણ) ની બરાબરી શરદૃતુની ચંદ્રિકા પણ કરી શકતી નથી, તથા જેના ઉદરમાં શિવ અને વિષ્ણુના સમાન અનેક પ્રજા છે ( યાને, જે શિવસારૂપ્ય વિષ્ણુસારૂપ્ય પ્રાપ્ત કરાવે છે ) તેને યમુનાની ઉપમા શી રીતે શોભી શકે ?" અમૃતની બરોબર કાંજી કેમ થાય ? કદી નહિ. અગર જોકે મોહિની અને કથા જેમ ભગવદ્રૂપજ છે, તેજ પ્રમાણે યમુના અને ગંગા પણ ભગવદ્રૂપજ છે, તોપણ તેમાં થોડોક તફાવત છે. યમુના કૃષ્ણવર્ણની અને મોહિની પણ કૃષ્ણ (શ્યામ) વર્ણ હોવાથી બન્નેની સમતા થશે, અને જેની અમૃતસમુદ્ભોદ્ભવ શુભ્ર કમલના સમાન નિર્મલ કીર્તિ છે, એવી કથા, તથા વિશુદ્ધ જ્ઞાનીપુરૂષ જેમાં વિશ્રાન્તિ લે છે, એવી શુભ્રજલ ગંગા, એ બન્નેની બરાબરી થઈ શકશે.

એનાથી બીજી વિશેષતા જોશો તો મોહિની અને કથા ભગવદ્રૂપ હોવા છતાં, મોહિનીએ દૈત્યાદિકોને ભૂલાવ્યા હતા પરંતુ ભગવાનને મોહિત

કર્યા ન હતા; જ્યારે કથા મોહિની તો સાક્ષાત્ ભગવાનનેજ મોહિત કરે છે. પારો બહુજ ચંચલ છે, છતાં તેને જે પ્રમાણે મહા વનસ્પતિ (નાગદમની, રૂદ્રવતી, પ્રફુલ્લિકા ઇત્યાદિ રસાયનપ્રક્રિયામાં કહેલી ઔષધિઓ) સ્થિર કરી દે છે, તે પ્રમાણે, મનના કરતાં પણ જેમનો વેગ અધિક છે, એવા ભગવાનને કથામોહિની સ્થિર કરી દેછે. યાને, જ્યાં આગળ કથા ચાલતી હોય છે, ત્યાં આગળ પરમાત્મા રૂદ્ધ થાય છે. નારદને ભગવાને પોતાના શ્રીમુખે એજ વાત કહી છે.

**नाहं वसामि वैकुंठे योगिनां हृदये रवौ ।**
**मद्भक्ता यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥**

હે નારદ! વૈકુંઠ મ્હારૂં નિવાસસ્થાન હોવા છતાં, હું ત્યાં રહેતો નથી; તથા યોગિજન મ્હને હ્રદયમાં ધારણ કરે છે, પરન્તુ ત્યાં પણ મ્હારો નિવાસ નથી. શ્રુતિમાં એવું કહ્યું છે કે, **'सवितृमंडलमध्यवर्ती नारायणः'** સૂર્યમંડલમાં નારાયણરૂપે જે હું સ્થિત છું, ત્હેનું સદાધ્યાન ધરવું. પરંતુ ત્યાં પણ હું રહેતો નથી. તોપછી આપની નિશ્ચયાત્મક સ્થિતિ કયાં છે, એમ જો પૂછવામાં આવે તો, જાણવું કે જ્યાં આગળ મ્હારા ભક્તો મ્હારા ગુણાનુવાદનું ગાન કરે છે, ત્યાં આગળજ મ્હારો વાસ છે. અથવા કાક્વર્થ કરવો. હું વૈકુંઠમાં રહેતો નથી, એમ નથી. યોગિહૃદય, અગર રવિમંડલમાં નથી, એમ નથી. તો એમ સમજવું કે ત્યાં હું **(वसामि)** રહું છું (બેસું છુ) પરન્તુ જ્યાં મ્હારા ભકતો કીર્તન કરે છે, ત્યાં આગળ તો હું **(तिष्ठामि)** ઉભો રહું છું. આટલો તફાવત **'वसामि'** અને **'तिष्ठामि'** એ બન્ને પદોપરથી જાણવો. તાત્પર્ય કે, નાગ જેમ મદારીની મોરલી (મહુઅર)ના મધુરધ્વનિથી આનંદિત થઇને તેમાં તલ્લિન થઈ જાય છે, તેજ પ્રમાણે પરમાત્મા ભક્તમુખમાંથી નીકળતા પોતાના ગુણકીર્તનના મધુર ધ્વનિવડે મોહિત થઇને, ત્યાં આગળ આનંદપૂર્વક હાલતા ડોલતા રહે છે. એટલા માટે હરહંમેશ હરિગુણગાન કરતા રહેવું. કીર્તનમાં પરમાત્માની સ્થિતિ હોય છે, એ પ્રમાણે પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ પ્રત્યય (પરચો) ઘણા સ્થાનમાં ભક્તોને તેમજ બીજા પુરૂષોને પણ થએલો છે. અને કીર્તનમાં ભક્તની પાછળ પરમાત્મા ઉભા રહે છે, એટલા માટે કીર્તનકાર કીર્તન સમાપ્ત થયા બાદ, જે પ્રમાણે સન્મુખ દેવને સાષ્ટાંગ નમસ્કાર કરે છે તે પ્રમાણે, કેટલાક સંપ્રદાયમાં પોતાની પાછળ પણ (જ્યાં વીણા અને તાળ લઇને ગાયન કરનારા લોક ઉભા હોય છે ત્યાં) નમન કરવાનો રીવાજ છે. એનાપર એક દૃષ્ટાન્ત આપીશું.

દક્ષિણમાં રામદાસસ્વામી, રંગનાથસ્વામી, જયરામસ્વામી, કેશવસ્વામી તેમજ આનંદમૂર્તિ એવા પાંચ મહાત્મા પુરૂષો (જેમને સ્વામીપંચાયતન કહેવામાં આવે છે) એકજ સમયમાં વિરાજતા હતા. એમાંના કેશવસ્વામીનું એક વખત વિજાપુર નામના ગામમાં આગમન થયું, ત્યારે લોકોએ કીર્તન માટે બહુ આગ્રહ કરવાથી કેશવસ્વામીએ રાત્રિના વિષે કીર્તન કર્યું. શ્રોતૃ-સમુદાય પણ પુષ્કળ એકત્રિત થયો હતો, અને કીર્તનમાં અધ્યાત્મનિરૂપણ (પૂર્વરંગ) ચાલી રહ્યું હતું. શ્રોતાઓની કીર્તનમાં તલ્લિનતા થઈ રહી હતી. ઉત્તરરંગ, યાને ચરિત્રભાગનો પ્રારંભ થતાં પહેલાં, કેશવસ્વામીના ગળામાં હાર અને કપાળને વિષે બુક્કા (અબીર) લગાડીને તેમનું પૂજન કરવામાં આવ્યું. તથા શ્રોતા લોકોને સર્વત્ર અબીર લગાડવામાં આવતું હતું અને તે સમયે ગાયન પણ ચાલી રહ્યું હતું. ત્યારબાદ કેશવસ્વામીએ સર્વને તાળી પાડવાને તથા નામસ્મરણ કરવાને માટે કહ્યું. તે પ્રમાણે બધી મંડળી આનંદપૂર્વક જોરશોરથી ટાળીયુક્ત ભગવન્નામનો ઘોષ કરવા લાગી.

કીર્તનમાં અબીર લગાડે છે, તેનો હેતુ કવિ કહે છે કે, સંત મહાત્મા, ભગવદ્ગુણ કીર્તનની વચ્ચે સર્વ લોકોના કપાળમાં બુક્કા (અબીર) લગાડે છે, તે સમજો કે બ્રહ્મદેવે કપાળપર લખેલી જન્મમરણપંક્તિની જાગરૂક દુર્લિપિ છેકી નાંખવાનું જાણે રૂપકજ કરે છે; અર્થાત્ કીર્તન સાંભળવાથી જન્મમરણ સંસાર નષ્ટ થયો, એ પ્રમાણે એ રૂપકવડે સૂચવાય છે. તથા કીર્તનમાં ભગવન્નામ પુરઃસર, જે હાથવડે તાળી વગાડવામાં આવે છે, તેનાથી જન્મમરણ દુઃખ ટળી જાય છે, એમ સમજવું. સત્પુરૂષ કહે છે કેઃ—

तालिका हस्तगा चेत्स्यान्नामादेशपुरःसरम ।
सखे भवसि रे ब्रह्मकपाटोद्घाटनक्षमः ॥

કોઇ મનુષ્યને બંધ કરેલા કમાટને ખોલીને તેમાંહેની વસ્તુ બતાવવાની હોય છે તો રાજાલોક તથા શ્રીમાન્ લોકનું બે પ્રકારનું આચરણ હોય છે. અરે! "આ મનુષ્ય આવ્યો છે તો એને કમાટ ખોલીને અંદરની વસ્તુ બતાવો;" એ પ્રમાણે નોકર મારફત અથવા લેખનદ્વારા સંદેશો મોકલીને કૂંચી આપે છે તે વગર બંધ કમાટ ઉઘાડવું સંભવે તેમ નથી. તેજ પ્રમાણે હાથમાં તાલિકા (તાળી) જોઇએ, અને નામોચ્ચાર પણ અગ્રભાગમાં હોવો જોઇએ. ત્યારેજ, હે સખે! બ્રહ્મકમાટ ખોલવાને તું સમર્થ થઈશ. તાત્પર્ય કે, કીર્તનમાં નામોચ્ચારપૂર્વક તાળી પાળવામાં આળસ અગર લજ્જા મનમાં નહિ રાખવાં. અસ્તુ!

કેશવસ્વામી સમેત સઘળા શ્રોતાજનો જ્યારે આનંદભેર તાળી પાડવા લાગ્યા ત્યારે ભારે ગર્જના થવા લાગી, જેથી બાદશાહ મહેલમાં સૂઈ રહ્યો હતો તે એકાએક ચોંકી ઉઠયો. ત્હેણે પોતાના નોકરને બોલાવીને પૂછ્યું કે આવો ભારે આક્રોશ કોણ કરે છે અને કયાં કરે છે? ત્યારે નોકર જ્યાં આગળ કીર્તન ચાલી રહ્યું હતું ત્યાં આગળ આવીને બધું જોઈ ગયો, અને બાદશાહને રોશન કર્યું કે, કેશવસ્વામી કરીને મોટા મહાત્મા નગરમાં આવ્યા છે, અને ત્હેમનું કીર્તન ચાલી રહ્યું છે. મોટી મંડળી ત્યાં એકઠી થઈ છે અને હાથવડે તાળી પાડીને નામસ્મરણ કરી રહી છે, તેનો આ સઘળો પોકાર છે, જે આપ ગર્જનારૂપે સાંભળી રહ્યા છો. સાંભળતાંજ બાદશાહ જાતે ઉઠયો અને બેચાર નોકર સાથે લઇને કીર્તનનું કાર્ય તથા તાળી પાડીને નામસ્મરણ કરવાનું કેવુંક ચાલી રહ્યું છે તે જોવાને સારૂ નીકળી પડયો. જ્યાં કીર્તન ચાલતું હતું ત્યાં આગળ બાદશાહ આવીને ઉભો રહ્યો અને શું ચાલી રહ્યું છે તે જોવા લાગ્યો. મંડળી કથારંગમાં તદાકાર થઇ ગએલ હોવાથી, બાદશાહની તરફ કોઈનું લક્ષ દોરાયું નહિ અને તેનું સન્માન ન થયું.

આણી તરફ ઉત્તરરંગમાં રાધાકૃષ્ણની લીલા શરૂ થઈ હતી, જેમાં કેશવસ્વામી બોલી રહ્યા હતા કે, "અખિલ ગોપીઓમાં પરમાત્મા શ્રીકૃષ્ણની રાધાના ઉપર અત્યન્ત પ્રીતિ હતી. જન્માન્તરમાં ત્હેણે પરમાત્મપ્રાપ્ત્યર્થ ઘણી ભક્તિ કરીને તપશ્ચર્યા કરી હતી, જેથી ભગવાન્ ત્હેને એટલા બધા વશ થઈ ગયા હતા કે, ક્ષણમાત્ર જો કદાચિત્ તે નજરે ન પડે તો ત્હેમને પણ ચ્હેન પડતું નહિ. '**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम्**' જે લોકો જે પ્રમાણે મ્હારૂં ભજનપૂજન કરે છે અને મ્હારે શરણે આવે છે, તેજ પ્રમાણે હું પણ ત્હેમને ભજું છું; અર્થાત્ ત્હેમને પ્રસન્ન થઇને ફળ આપું છું, એ પ્રમાણે ગીતામાં કહ્યું છે. રાધાનો પરમાત્માના ઉપર નિરૂપાધિક તેમજ નિરતિશય પ્રેમ હતો, તેજ પ્રમાણે શ્રીકૃષ્ણનો પણ ત્હેના ઉપર પ્રેમ હતો."

એ પ્રમાણે રાધાકૃષ્ણના પ્રેમનું ચાલી રહેલું વર્ણન સાંભળીને બાદશાહે ત્હેમની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. ત્યાં એક ભીંત ઉપર ચિત્રકારે રાધા-કૃષ્ણનું એક સુંદર ચિત્ર કાઢ્યું હતું, અને તેમાં એવો ભાવ દર્શાવવામાં આવ્યો હતો કે, રાધા પોતાના હાથમાં પાનની બીડી લઇને શ્રીકૃષ્ણને આપી રહી છે, પરંતુ શ્રીકૃષ્ણ ત્હેના તરફ જોતા સુદ્ધાં નથી; બીજી તરફ પોતાની ગરદન ફેરવીને ઉભા રહ્યા છે. રાધાકૃષ્ણનું તે ચિત્ર જોઇને બાદશાહ બોલ્યો:—

હે ગોંસાઈ! રાધાકૃષ્ણના પ્રેમનું જે હમણાં ત્હેં વર્ણન કર્યું, તે હું સત્ય ત્યારેજ માનું કે જ્યારે આ ચિત્રસ્થ કૃષ્ણનું મુખ રાધા તરફનું થઇને તે ત્હેના હાથની પાનની બીડી ખાય. એમ જો ન થાય તો તું ખોટું બોલનારો છે. અને ઢોંગ મચાવીને લોકોને ફસાવે છે તથા ત્હેમને લૂંટે છે એમ સમજીને હું ત્હારો શિરચ્છેદ કરીશ. એ પ્રમાણે કેશવસ્વામીને ભયભીત કરીને, આવેલા લોકોને પણ સો સો રૂપીઆ દંડ કરવાનો હુકમ કર્યો, અને ત્હેમનાં નામ પણ લખી લેવા સારૂ કારકુનને બોલાવ્યો. આવો અનર્થ થવાથી લોકો ગભરાઈ ગયા, અને કહેવા લાગ્યા, 'આજે હમને કીર્તનમાં આવવાની દુર્બુદ્ધિ ક્યાંથી થઇ? હવે સો રૂપીયા દંડ આપવો પડશે.' કેટલાક બાદશાહની માફી માંગવા લાગ્યા, કે એકવાર ક્ષમા કરો; ફરી પાછા હવે કદી કથા કીર્તનમાં જઇશું નહિ. સ્ત્રીસમુદાય તો બાદશાહને મનમાં ગાળ દેવા લાગ્યો કે, આ દુષ્ટ યવન કીર્તન પ્રસંગમાં ક્યાંથી અને કેમ આવી પહોંચ્યો! તેમાં વળી કેટલીક સ્ત્રીઓ જે ઘરમાં કહ્યા વગર આવી હતી ત્હેમને ફાળ પડી કે, અંહીયાં સો રૂપીયા દંડ આપવો પડે એમ છે, અને ઘેર જઇશું તો ત્યાં આગળ કાઇનો દંડ મળ્યા વગર રહેવાનો નથી; અર્થાત્ પુષ્પાંજલિ થઇ જરૂર હાડકાં રંગાશે. તથા જેઓ ભિક્ષુક બ્રાહ્મણ અને શ્રીમાન્ હોવા છતાં કૃપણ હતા, ત્હેમનું તો સો રૂપીયા એ નામ સાંભળતાંવારને દેહભાનજ નષ્ટ થઇ ગયું. કેટલાક ભાવિક ભક્તો હતા તે બોલવા લાગ્યા કે, હે પરમાત્મન! સંસારદુઃખથી ત્રસ્ત થયા હતા તેથી હમે વિશ્રાન્તિ લેવા ત્હમારા કીર્તનમાં આવીને બેઠા, પરંતુ તેમાંયે ફસાઈ પડ્યા; સો રૂપીયા કદી આંખોવડે દીઠા નથી, તો આપવાના હતા ક્યાંથી? હવે શું કરવું? હે પ્રભો! હમે દીન દરિદ્ર છીએ, હમારા તરફ દયાની દૃષ્ટિ કરો.

આવો જ્યારે સર્વત્ર આક્રોશ થવા લાગ્યો, ત્યારે કેશવસ્વામીએ મુકુન્દ (મુક્તિ આપનારા) તથા હરિ (અખિલ દુઃખોને હરનારા) જે શ્રીકૃષ્ણ (સદાનંદરૂપ), ત્હેમનું ધ્યાન ધરીને સર્વને આશ્વાસન આપ્યું કે પરમાત્મા ભક્તોની ઉપેક્ષા કરે એમ નથી. હવે પ્રસંગના પ્રત્યે દૃષ્ટિ રાખીને ત્હમે એકાગ્રચિત્ત કરો અને ધ્યાનપૂર્વક મુખેથી નામસ્મરણ તથા હાથવડે તાળી પાડીને ઈશ પ્રાર્થના કરો. નાનું બાળક જ્યાંલગી ધીમું ધીમું રડે છે ત્યાંસુધી ત્હેની માતા ઘરમાં કામકાજ કર્યાં કરે છે; પરન્તુ કેદારો રાગ છોડી દઇને જ્યારે તે પંચમસ્વરપર આક્રોશ કરે છે, ત્યારે તો ત્હેની મા હાથમાંનું કામ પડતું મૂકીને ઝટ કરતી કે ત્હેની પાસે દોડી આવે છે. તેજ પ્રમાણે ત્હમે પણ બાળક છો અને પરમાત્મા માતા છે. 'पिता मस्य जगतो माता धाता पिता-

મહ.' આ જગત્‌નો જનક અને માતા તથા કર્મફલદાતા, પિતામહ વગેરે હુંજ છું, એ પ્રમાણે ગીતોપનિષદ્‌માં શ્રીકૃષ્ણે કહ્યું છે. તો હવે હે ભક્તજનો ! ત્હમારો જે પ્રકારનો આર્તધ્વનિ પરમાત્માના કાનપર જશે, તેજ પ્રકારે તેઓ શીઘ્ર કે વિલંબ કરીને આવશે. કીર્તનમાં હું સદા સ્થિત થઇ રહું છું, એવી ત્હેમની પોતાની ઉક્તિ, અને વેદ, પુરાણ, સન્ત મહાત્માઓનાં વચન તથા અનુભવ શું મિથ્યા થશે ? નહિજ. એમ કહીને પોતે જાતે એકાગ્રચિત્તથી શ્રીકૃષ્ણનું ધ્યાન અને ભજન કરવા મંડ્યા. લોકો પણ ત્હેમની સાથે ગર્જના કરવામાં સામેલ થયા. 'રાધેગોવિન્દ જય રાધેગોવિન્દ' એ પ્રમાણે અખંડ ભજન ચાલી રહ્યું. કેશવસ્વામી પ્રાર્થના કરતાં કહેવા લાગ્યાઃ—'હે રૂક્મિણીવર ! રાધારમણ ! ગોવિન્દ ! આવે સમયે જો આપ દોડી આવશો નહિ, અને ભક્તોની રક્ષા કરશો નહિ તો સર્વના મનમાં આપને માટે તેમજ વેદપુરાણના પ્રત્યે અવિશ્વાસ ઉત્પન્ન થશે. આજથી ભજનકીર્તન કોઇ કરશે નહિ, અને ત્હમારી કીર્તિને કલંક લાગશે. હું કાંઇ મ્હારા મરણને માટે ડરતો નથી, તેમજ તેટલા ખાતર પ્રાર્થના કરતો નથી; જલદી આવીને બાદશાહની ઇચ્છા પૂર્ણ કરો.

એ પ્રકારના ભજનસ્તવનથી પ્રસન્ન થએલા પરમાત્મા ભગવાન્ પોતાના ભક્તની રક્ષા કરવાને સારૂ તૈયાર થયા. એકાએક ચિત્રસ્થ શ્રીકૃષ્ણનું મુખ રાધા તરફ ફેરવાઈ ગયું, અને હાથ આવીને પડયા રાધાના ગળામાં. પછી રાધાએ પોતાને હાથે શ્રીકૃષ્ણનાં મુખારવિન્દમાં તાંબુલ આપ્યું, અને કૃષ્ણે તે ખાધું પણ ખરૂં. એટલુંજ નહિ પણ તાંબુલ ચર્વણ કરતાં કરતાં મુખમાંહેથી તેનો રસ વહી રહ્યો છે, એ પ્રમાણે આબેહુબભાવ ત્હેમણે સર્વને દેખડાવ્યો. બાદશાહ તથા લોકોએ જ્યારે આ પ્રમાણે જોયું, ત્યારે ત્હેમણે ઝટ ઉઠીને કેશવસ્વામીને પ્રણામ કર્યા. જ્યાં ત્યાં, ધન્ય ! ધન્ય ! વાહવા ! વાહવા ! ઇત્યાદિ ધ્વનિ થઇ રહ્યો. બાદશાહ તો છકજ થઇ ગયો, કેશવસ્વામીને ધન્યવાદ આપવા લાગ્યો, તથા પોતાની જાતને ધીક્કારવા લાગ્યો કે, ધીક્કાર છે મ્હને ! રાજ્યશ્રીના કરતાં વૈરાગ્યશ્રી અધિક છે, એમ બાદશાહને સમજાયું, અને કેશવસ્વામીની પાસે આવીને ત્હેમને નમન કરીને અપરાધની ક્ષમા માંગી. પછી બાદશાહે પ્રસન્ન થઇને લોકોને પહેલાં જે સો રૂપિયાનો દંડ કર્યો હતો, તેનાથી બમણા, એટલે દરેકને બસો રૂપિયા ઈનામ આપવાનો હુકમ કર્યો. ત્યારે તો શ્રોતાઓને જે આનંદ થયો હશે તેને શબ્દોમાં કોણ વર્ણી શકે તેમ છે ? આજ સર્વના માથા ઉપર ઘેરાઇ રહેલું સંકટવાદળ

શ્રીહરિની કૃપાથી વીખેરાઇ ગયું, એ પ્રમાણે તેઓ બોલવા લાગ્યા. જે લોકો કથામાં આવ્યા નહતા, તેઓ પસ્તાવા લાગ્યા કે, 'આજે કથામાં ગયા હત, તો બસો રૂપિયા ઇનામના મળત.' કીર્તન સમાપ્ત થયા બાદ કેટલાક લોક ઘેર આવીને સ્ત્રી, પુત્ર, ભાઇ વગેરેને કહેવા લાગ્યા કે, "ઘરમાં સુઈ રહીને ત્હમે શું ધાડ મારી ? અરે, કીર્તનમાં આવ્યા હત, તો બસો રૂપિયા કમાયા હત." સારાંશ, પરમાત્મકથામાં બધાજ માણસો કાંઇ થોડાજ ભક્તિને ખાતર આવે છે ? તોપણ જો કીર્તન પ્રસંગમાં આ પ્રમાણે ઇનામ વગેરે મળતાં હોય, અથવા મિષ્ટાન્નભોજન અગર દક્ષિણાનો લાભ થતો હોય તો, કદી કોઇ આળસ કરે નહિ. અસ્તુ ! ઇશિકૃપાથી કીર્તનમાં આવેલું વિઘ્ન ભગ્ન થયું અને લોકોને આનંદ આનંદ થઇ રહ્યો. કીર્તન સમયમાં આવાં અનેક દૃષ્ટાન્તો પરમાત્માએ દેખાડયાં છે. એટલા માટે શ્રદ્ધાયુકત થઇને નિરન્તર નહિ તો, યથાશકિત થોડોક નિયમિત વખત પણ રસનાવડે પ્રભુકીર્તન કર્યું હશે તોજ તેનું સાર્થક થશે. કવિએ શ્લષ્ટાર્થમાં ચમત્કૃતિજનક કહ્યું છે કેઃ—

**ब्रह्मनान्तमपि क्लीबं मनः सान्तं न पश्यति ।**
**किं चित्रं लोकजनकं वाक्कान्ता नैत्यकान्तकम् ॥**

બ્રહ્મ નાન્ત છે, યાને અન્ત રહિત (અવિનાશી) છે, તેમજ નાન્ત નકારાન્ત પણ છે. સંસ્કૃતમાં બ્રહ્મશબ્દ નકારાંત (જેના અંતમાં નકાર) છે. તથા મન સાન્ત છે, યાને અન્તસહિત (વિનાશી) છે, અને સાન્ત સકારાન્ત પણ છે. વ્યાકરણમાં મનશબ્દના અન્તમાં સકાર છે. ( બ્રહ્મન, મનસ્ ઇત્યાદિ ) વાક્ (વાણી) કાન્તા યાને રમણી સ્ત્રી છે, અને (વ્યાકરણમાં) જેના અન્તમાં કકાર છે એવી છે. બ્રહ્મ અકાન્તક છે, યાને અક (દુઃખ) નાશક છે, તથા કકારાન્તનથી એવું છે, તેમજ લોકોનો જનક પણ છે. સાન્ત મન નાન્ત બ્રહ્મને દેખતું નથી તે યુકતજ છે; એમાં કાંઇ વિચિત્રતા નથી. પરન્તુ એ વાતનું આશ્ચર્ય ભારે ઉપજે છે કે, વાક્કાન્તા (સ્ત્રી) હોવા છતાં તેમજ બ્રહ્મ લોકજનક હોવાથી કાન્ત (પતિ) તથા દુઃખનાશક છે, તોપણ તે ત્હેની પાસે જતી નથી અને ત્હેનું નામ સુદ્ધાં લેતી નથી. કાન્તા કાન્તની પાસે જાય નહિ એ આશ્ચર્યનીજ વાત છે. સારાંશ કે, પરમાત્મપતિના સમાગમથી તેની કાન્તિ વૃદ્ધિંગત થઇને અખંડસુખમાં રમમાણ થશે, એટલા માટે, એ જીહ્વા (વાણી)ને ઇશકીર્તનમાં પ્રવૃત્ત કરવી. ( આ શ્લોકનો અર્થ ઘણો કઠીણ છે, તોપણ ચમત્કારિક હોવાથી આપવામાં આવ્યો છે, જે ઘણું કરીને સંસ્કૃતજ્ઞ મનુષ્યોના સમજી શકશે ખરા. ) વિનાશી મન અવિનાશી બ્રહ્મની પાસે ન

જાય તો તેમાં આશ્ચર્ય પામવા સરખું કાંઇ નથી; પરન્તુ વાક્કાન્તા હોવા છતાં કાન્ત બ્રહ્મની પાસે જતી નથી, એ મોટું આશ્ચર્ય છે! સુન્દરપતિને વિષે સુન્દરી રમમાણ નહિ થતાં, અસુન્દર પરપુરૂષમાં રત થાય તો કેટલું બધું આશ્ચર્ય લાગે? તેજ પ્રમાણે આ પ્રકાર સમજવો; એવો ભાવાર્થ છે.

॥ इति शिवम्. ॥

# અષ્ટમ પુષ્પ.

## પાપને લીધે ભજનમાં પ્રવૃત્તિ થતી નથી.

जन्मान्तरसहस्रेषु यज्ञदानतपोध्वरैः ।
नराणां क्षीणपापानां कृष्णभक्तिः प्रजायते ॥स्मृ०॥

અનાદિ અવિદ્યાથી અનાત્માને વિષે આત્મત્વભ્રમવડે મોહિત અને એટલા માટે સંસાર દુઃખાગ્નિથી સંતપ્ત જે મનુષ્યો છે, ત્હેમને પરમાત્માની કીર્તનાદિ ભક્તિજ તારક છે, એમ સિદ્ધ થયું તો પછી તે પ્રકારની પરમાત્માની ઉપાસના કરીને સર્વ અનર્થોને ઉપજાવનારી માયાને લોકો કેમ નથી તરી જતા? એવી શંકા સ્વાભાવિકજ થવાની. તો તેના સમાધાનમાં એમ સમજવાનું છે કે અત્યંત શ્રદ્ધાથી ઇશ્વરપ્રીત્યર્થ ઘણા જન્મમાં યજ્ઞ, દાન, તપ ઇત્યાદિ સત્કર્મોનું અનુષ્ઠાન જે પુરૂષોએ કર્યું છે, અને એથી કરીને '**धर्मेण पापमपनुदति**' એ શ્રુતિ વચનાનુસાર જેમનાં પૂર્વજન્મને વિષે કરેલાં પાપકર્મો, યજ્ઞાદિ પુણ્યકર્મોવડે નષ્ટ થઈ ગયાં છે, તેઓજ અચલનિષ્ઠાથી પરમેશ્વરને ભજે છે. ભકતજન કહે છે કે:—

### પદ—રાગ—છાયા—તાલ ત્રિતાલા.

**પૂર્વજન્મકે પુણ્ય સહાયા। તબ યહ જનમ દૂરિ હો માયા ॥ધ્રુ॥**
**સુખદુખદ્વંદ્વમુક્ત વહ પ્રાની। તે દૃઢ હરિચરનન રતિ માની ॥૧॥**
**સ્વારથરત જે મૂઢ મલીના। માયાવશ હો જ્ઞાનવિહીના ॥૨॥**
**અસુર સ્વભાવ અધમ જે પ્રાની[1]। તે કિમિ ભજ દત્તાત્રય માની ॥૩॥**

૧ અભિમાની.

**न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥**

હે અર્જુન ! સૂર્યના ઉદયથી સર્વના નેત્રોને પ્રકાશ મળીને ઘટપટાદિ વસ્તુઓનું યથાર્થજ્ઞાન થાય છે, પરંતુ ઘુવડની દૃષ્ટિ અંધ બને છે. તેમજ શર્કરા અત્યંત મીઠી હોવા છતાં પિત્તાતુરને તે કડવી લાગે છે. તેજ પ્રમાણે જેઓ પાપી હોય છે, તેઓ શુદ્ધચિત્ત નહિ હોવાથી, આત્મનાત્મવિવેકશૂન્ય હોય છે. એ કારણને લીધે, તે નરાધમો આ લોકને વિષે સાધુઓવડે નિન્દિત, તથા પરલોકને વિષે સેંકડો અનર્થોના ભોક્તા થવાના હોવાથી મ્હારે શરણે આવતા નથી અને ભજન કરતા નથી. પાપશીલ તેઓ કેમ થાય છે ? તો માયાવડે હેમનું શાસ્ત્ર તેમજ આચાર્યદ્વારા પ્રાપ્ત થએલું જ્ઞાન નષ્ટ થયું છે. એથીજ તેઓ અસુરોના ભાવ (અભિપ્રાય)નો આશ્રય કરીને, યાને દેહેન્દ્રિય સંઘાતનેજ સર્વ પ્રકારે સંતૃપ્ત કરવો. એવા વિરોચનપ્રભૃતિ અસુરોના સિદ્ધાન્તનો સ્વીકાર કરીને, મ્હારૂં ભજન કરતા નથી. **'असुषु रमन्ते असुराः'** પ્રાણેન્દ્રિયાદિકોને સંતુષ્ટ કરવામાં જેઓ રમમાણ થાય છે, તેઓનેજ અસુર સમજવા; પછી ભલે તેઓ શરીરવડે અસુર જેવા ન હોય. આઉપરથી એ નિશ્ચિત થયું કે, જેમનાં જન્માન્તરનાં પાપ ક્ષીણ થયાં નથી. હેમની પરમાત્માના ભજનને વિષે પ્રીતિ થતી નથી. જન્માન્તરનાં કાંઈક પુણ્યકર્મોને લઇને, જેઓને મનુષ્યના સ્થૂલશરીર માત્રનીજ પ્રાપ્તિ થએલી છે, પરન્તુ 'જેમાં અનંતજન્મોના સંસ્કાર રહે છે તે' સૂક્ષ્મશરીર તો વિશેષ પાપસંયુક્ત છે એવા પુરૂષોની, નર જન્મને વિષે આવ્યા છતાંય, દુષ્કર્મ કરવામાં અભિરૂચિ થાય છે. સત્કર્માનુષ્ઠાન, ભગવદ્ભક્તિ, વૈરાગ્ય, જ્ઞાનાર્જન વગેરે દ્વારા સદ્ગતિની પ્રાપ્તિ કરવી, એવી વૃત્તિ તો હેમને સ્વપ્નમાં પણ ઉત્પન્ન થાય એમ નથી. એનાપર એક સુન્દર દૃષ્ટાન્ત નીચે પ્રમાણે છેઃ—

એક વખત લોમેશ મહર્ષિ ગંગાજીને કિનારે સંધ્યાનુષ્ઠાન કરતા બેઠા હતા. એવામાં એક ઉંદરને હેમની પાસે ઘૂમતો જોઇને, એક સમડી આવીને તેને ઉઠાવીને લઈ ગઇ. માર્ગમાં બીજી સમડી મળતાં તેણે એ આમિષ છીનવી લઇને દોડી જવા માંડયું એથી બંન્ને જણાં વચ્ચે તાણાતાણ થવા લાગી, જેને લીધે પેલીના મ્હોંમાંહેનો ઉંદર નીચે પડી ગયો; અને તે આવીને પડ્યો ઋષિના ખોળામાં. આંખ્યો ઉઘાડીને હેમણે જોયું તો તે ઉંદર હેમના જોવામાં આવ્યો. પેલી બંન્ને સમડીઓ તે ઉંદરની પાછળ દોડી,

પરન્તુ મનુષ્યને જોઇને નિરૂપાયથી પાસેના એક ઝાડપર બેસી રહી. તે ઉંદરને દૂરકરીને પોતાને તેનો સ્પર્શ થવાથી, નેત્ર અને શ્રોત્રને પાણી અડકાડીને ઋષિ ફરી પાછા જપ કરવા મંડયા. મધ્યાન્હકાળ સુધીમાં જપાનુષ્ઠાન સમાપ્ત કરીને, આસન લઇને જ્યારે તેઓ પોતાને આશ્રમે જવા નીકળ્યા, ત્યારે તે ઉંદરને ઋષિના પ્રભાવથી મનુષ્યના જેવી વાચા ઉત્પન્ન થઇને તે કહેવા લાગ્યો:—"મહારાજ! આપે મ્હારી રક્ષા કરી, પરંતુ મ્હારો શત્રુ પેલા ઝાડઉપર બેઠો છે, તે જુઓ. આપ ગયા પછી એ મ્હને મારી નાંખશે. આપ જેવા મહાત્મા પુરૂષો જેને આશ્રય આપે છે, ત્હેનું પૂરેપૂરૂં રક્ષણ કર્યા વિના રહેતા નથી, માટે મ્હારો ત્યાગ કરશો નહિ; આપની સાથે મ્હને પણ આશ્રમમાં લઇ જાઓ. ઋષિને પણ તેની દયા ઉપજી, પરન્તુ ઉંદરને આશ્રમમાં લઇ જવો કેવી રીતે ? તેના વિચારમાં તે પડયા. આખરે લોમેશે ત્હેને મનુષ્યનું રૂપ આપ્યું. તે ઉંદર સ્ત્રીજાતિનો હોવાથી, ત્હેને સુન્દર કન્યા બનાવીને પોતાની સાથે આશ્રમમાં લઇ આવ્યા. પત્નીએ તે જોઇને કૌતુકથી પૂછયું:—'એ કોણ છે ?' ઋષિએ ત્હેને આદ્યોપાન્ત વૃત્તાન્ત કહી સંભળાવ્યો; બાદ ત્હેમને સ્ત્રીએ કહ્યું કે આપણને પણ કાંઇ પેટે પ્રજા નથી, માટે આ કન્યાને આવાજ રૂપમાં રહેવા દેવી ઉચિત છે; કન્યાની પેઠે આપણે એનું રક્ષણ કરીશું. ઋષિએ પત્નીનું વચન માન્ય કર્યું, જેથી દુર્લભ એવો જે મનુષ્યદેહ તેની પ્રાપ્તિ એ ઉંદરડીને થઇ.

એ કન્યા ઋષિના આશ્રમમાં રહીને પરણવા યોગ્ય પુખ્ત ઉમ્મરની થઇ એટલે એને માટે યોગ્ય વરની શોધ કરવાનું ઋષિને ત્હેમની પત્ની નિત્ય કહ્યાં કરતી. એક દિવસ નારદ મુનિનું ત્હેના આશ્રમમાં આગમન થતાં; સત્કાર તેમજ કુશળ પ્રશ્ન થયા બાદ એ કન્યાને દેખાડવામાં આવી અને એના લાયકનો યોગ્ય પતિ કોઈ જગ્યાએ આપના જોવામાં આવ્યો છે કે ? એમ ત્હેમણે નારદજીને પૂછયું. કેમકે ત્હેમનું ત્રણ લોકમાં ગમન થતું. તે કન્યાનું સૌન્દર્ય જોઇને નારદે કહ્યું," હે લોમેશ ! એનેમાટે એક સૂર્યજ યોગ્ય પતિ છે; જો આપની ઇચ્છા હોય તો હું એમને કહું. ઋષિએ એ વાત માન્ય કરી, અને નારદે જઇને સૂર્યને વૃતાન્ત નિવેદિત કર્યો અને ત્હેમને ઋષિના આશ્રમમાં મોકલી આપ્યા. ત્યારેતો ઋષિ તથા ત્હેમની સ્ત્રીને આનંદ થયો, તેમજ સૂર્ય પણ કન્યાને જોઇને પ્રસન્ન થયા. પરંતુ કન્યાને સંતોષ ઉપજ્યો નહિ. તે બોલી:—હે પિતા ! એમની ઉષ્ણતા મ્હારાથી શી રીતે સહન કરી શકાય ? એમની પાસે જવું પણ મુશ્કેલ છે. એવો પતિ મ્હારે

શા કામનો ? એ કલ્પના અગાઉ કોઇના મનમાં આવી ન હતી. બાદ ઋષિએ કહ્યું:—હે આદિત્ય દેવ ! આપને નાહક આગમનનો પરિશ્રમ આપ્યો. આપના કરતાં કોઇ શ્રેષ્ઠ છે ? કે જે આપનું તેજ કમી કરી શકે ? મ્હારી કન્યાથી આપનું તેજ સહન કરી શકાતું નથી. સૂર્યે કહ્યું:—હાં ! મેઘ મ્હારા કરતાં શ્રેષ્ઠ છે; કેમકે, એની આગળ મ્હારૂં તેજ ફીકું પડે છે, મહર્ષિ બોલ્યાઃ—ત્યારેતો એમનેજ અહીં મોકલી આપો.

પછી સૂર્યે જઇને મેઘને મોકલી આપ્યો. ત્હેને જોઇને કન્યાએ કહ્યું:—હે તાત ! એનું શરીર કેટલું બધું ઠંડું છે ? સ્પર્શ થતાંજ ચામડી ફાટી જાય અને રૂધિર વહેવા લાગે. વળી, એ કાળો પણ કેટલો છે ? મ્હારે માટે એ શું રૂપગુણાદિકથી યુક્ત છે, એમ આપ સમજો છો ? એક અતિ ઉષ્ણ તો બીજો અત્યન્ત ઠંડો. તે શું ઉપયોગમાં આવી શકે ? એનાં કરતાંયે અધિક ગુણસંપન્ન બીજો કોઇ શોધી કાઢો. તે સાંભળીને ઋષિએ ત્હેમને પૂછ્યું, 'હે મેઘ ત્હમારાથી કોઇ શ્રેષ્ઠ છે ? ત્હેણે કહ્યું:—મ્હારાથી વાયુ શ્રેષ્ઠ છે; કેમકે હમે ગમે એટલા ભેગા થયા હોઇએ છીએ, તોપણ વાયુ હમને સઘળાને જલદીથી ઉડાડી દેછે. ત્હેની આગળ હમારૂં કાંઈ ચાલતું નથી. ત્યારે ઋષિ આનંદિત થઇને બોલ્યાઃ—"હે મેઘ ત્યારે તો એમને મ્હારો સંદેશો પ્હોંચાડીને અહીંજ મોકલી આપો." ઋષિની આજ્ઞાનુસાર મેઘે જઇને વાયુને મોકલી આપ્યો. આશ્રમમાં આવતાં વારને જેમ એકાદ સાપ પાણીમાં ફરતો હોય છે તે પ્રમાણે, તે વાયુ આમતેમ ચંચલતાથી ભટકવા લાગ્યો. તે જોઇને કન્યા બોલીઃ—હે તાત ! વાહવા ! આતો સહુથી શ્રેષ્ઠ પતિ મ્હારે સારૂ શોધી લઈ આવ્યા. એતો ક્ષણ માત્રપણ એક સ્થાનમાં ટકતો નથી; એની સાથે હું શી રીતે સંસાર માંડી શકું ? એતો ક્ષણમાં આકાશમાં ફરે છે, તો પાછો ક્ષણમાં પાતાળ ને વિષે ઘૂમવા લાગે છે. એનાથી મ્હને શું સુખ થવાનું હતું ? એના કરતાંયે કોઇ સ્થિર સ્વભાવનો પતિ ખોળી કાઢો તો સારૂં થાય. ઋષિએ વાયુને પૂછ્યું કે, 'ત્હમારા કરતાં કોણ શ્રેષ્ઠ છે' ? વાયુએ કહ્યું:—મ્હારાથી પહાડ શ્રેષ્ઠ છે, તે મ્હારી ગતિ બંધ કરી નાંખે છે. ત્હેનો સ્વભાવ સ્થિર હોવાથી, ત્હેને મ્હારૂં ચંચલપણું બીલકુલ પસંદ નથી. એ સાંભળીને કન્યાના મનને આનંદ થયો, અને તે બોલીઃ—"હે પિતા ! એમનેજ બોલાવો; એ સારો જણાય છે." લોમેશે ત્હેને મોકલી આપવા સારૂ વાયુને કહ્યું.

ત્યારપછી વાયુએ જઇને પર્વતને મોકલી આપ્યો. આશ્રમને વિષે ત્હેની અગડબંધ સ્વારી આવતાં વારને, સર્વને જે આનંદ થયો હતો કે હવે

ને યોગ્ય પતિ મળશે, તે આનંદ નષ્ટ થઈ ગયો. ત્હેનુંરૂપ જોઇને કન્યા મીત થઇને બોલીઃ—"હે તાત ! હે માતા ! આવો કુરૂપ અને સ્થૂલ ળો પતિ મારે શા ખપનો ? એના શરીરથી મ્હારૂં શરીર ચૂર્ણ થઈ જશે. હાથનોજ ભાર પણ મ્હારાથી શી રીતે સહન કરી શકાવાનો હતો ? રા નશીબમાં પતિજ નથી, એમ મ્હને જણાય છે. ત્યારે તો પાછું એ પૂછ્યુંઃ—અરે ! ત્હમારા કરતાં કોઈ શ્રેષ્ઠ પતિ છે કે ? પર્વત યોઃ— "મહારાજ ! એક ઉંદરનો રાજા મ્હારાથી શ્રેષ્ઠ છે. મ્હારો આવો ડ દેહ હોવા છતાં, એ મ્હને અંદરથી એવો પોલો બનાવી દે છે કે બસ મા. ઋષિએ કહ્યું કે, એને મ્હારા તરફ મોકલી આપો. પર્વતે જઇને પેલા ના રાજાને મોકલી આપ્યો. ત્હેને જોઇને કન્યાને અતિશય આનંદ થયો. લીઃ—હે પિતા ! મ્હારે સંસારસુખનો સારી પેઠે અનુભવ લેવો જો આપની ઇચ્છા હોય તો મ્હને ઉંદરડી બનાવો, અને ત્હેની સાથે લગ્ન કરી આપો. ઋષિએ પોતાના મનસંગાથે વિચાર કર્યો કે વાત છે ! એ જાતની ઉંદરડી હતી, મ્હેં એને સ્વપ્રભાવથી સુંદર સ્ત્રી આપ્યું, પરંતુ એ એને પસંદ ન પડયું. અને એટલા માટેજ એ પાછી ની જાતિમાં જવા સારૂ 'મ્હને ઉંદરડી બનાવો એ પતિ મ્હને પ્રિય છે,' કહે છે. લોમેશે ત્હેની ઇચ્છા પ્રમાણે પૂર્વરૂપ પાછું આપીને, તે ઉંદરને ન એને કરી. વિચાર કરો ! દુર્લભ મનુષ્ય દેહની પ્રાપ્તિ સાથે જેને સ્વ-દેવો પતિ તરીકે મળી શકે એમ હતુ, તે છતાં એ વાત ત્હેને રૂચી અને પહેલાંની પેઠે પોતાની જાતિમાંજ આનંદ માનીને, એવા મહત્વનો એણે અનાદર કર્યો. અર્થાત્ જન્માન્તરનાં સંસ્કારજ એમાં કારણભૂત બીજું કારણ શું હોવાનું હતું ?

**सूर्यं भर्तारमुत्सृज्य पर्जन्यं मारुतं गिरिम् ।**
**स्वजातिं मूषिका प्राप्ता स्वजातिर्दुरतिक्रमा ॥**

કરો ! તેજોનિધિ સૂર્ય, દાનશૂરમેઘ, પ્રબલવાયુ, તથા રત્ન તેમજ તેઓની ખાણ એવો અચળ પહાડ, જે ઉંદરડીને પતિ તરીકે પ્રાપ્ત તા, તે છતાં તે પાછી પોતાની જાતપર ગઇ; અર્થાત્ ઉંદરડી બની. પરથી સ્વજાતિનું અતિક્રમણ (ઉલ્લંઘન) કરવું ઘણું કઠણ છે, એમ ાય સમજવું જોઇએ.

આ દૃષ્ટાંતમાં સમજાવવામાં આવ્યું છે કે જેઓ પહેલાં નિકૃષ્ટ હતા અને જેમને સત્સંગાદિ આગંતુક પુણ્યોને લીધે નરદેહ મળ્યો જે પ્રમાણે પેલી ઉંદરડીને સત્સંગવડે મનુષ્યમાં સુંદર સ્ત્રીરૂપ મળ્યું

હતું, તોપણ પૂર્વ જન્મના પાપના પ્રબળ સંસ્કાર કાયમ રહેવાથી, પાપકર્માચરણને વિષે પ્રવૃત્તિ તથા ઇશઆરાધના વગેરે સત્કર્મોમાંથી નિવૃત્તિજ તેમને પ્રિય થઇ પડે છે. પરંતુ પૂર્વયોનિમાંહેના પાપના સંસ્કારના બળને લીધે, વિશેષ અભિરૂચી થવાથી એમને હાથે એવાંજ કર્મ થાય છે કે દેહપાત થયા પછી ફરી પાછો તેજ પૂર્વયોનિમાં જન્મ પ્રાપ્ત થઇને, આનંદ પૂર્વક ત્યાંજ સ્થિતિ થાય. સારાંશ. પુણ્યસંગ્રહ વગર ઇશિભજનને વિષે રતિ, તૃપ્તિ, સંતુષ્ટિ સંપાદન થતાં નથી, અને એજ પ્રમાણે પાપ પ્રભાવથી તુચ્છ વિષયાદિકોમાં રતિ, તૃપ્તિ સંતોષ થાય છે. સહસ્ત્રાવધિ જન્મોને વિષે, યજ્ઞદાન, તપાદિ સત્ક્રિયા કરવાથી, જે પુરૂષોનાં પાપક્ષીણ-નષ્ટ-થયાં છે, તેઓનેજ સદાનન્દસ્વરૂપ શ્રીકૃષ્ણના પ્રત્યે ભક્તિ ઉપજે છે, એવું સ્મૃતિમાં પણ કહ્યું છે. ભગવાન્ કહે છે કે જે મનુષ્યો પૂર્વોક્ત આસુરભાવ શૂન્ય હોય છે તથા વિવેકી હોય છે, તેઓજ પુણ્યશીલ પરમાત્માના ભજનમાં પ્રવૃત્ત થાય છે. તેમાં પણ પુણ્યકર્મની તરતમતા હોવાથી, તેઓના ચાર પ્રકાર છે,

**चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥**

હે અર્જુન ! પૂર્વજન્મનો જેમનો પુણ્ય સંચય છે, તેઓજ સફલજન્મ હોવાથી જન છે, અને તેઓજ મ્હારે શરણે આવીને ભજન કરે છે. તે માંહેના ત્રણ તો સકામ છે, અને એક નિષ્કામ છે. પહેલો આર્ત યાને, શત્રુ વ્યાધિ વગેરેથી પીડાગ્રસ્ત પુરૂષ; તે પીડાના પ્રશમનને ખાતર મ્હને ભજે છે. જે પ્રમાણે પ્રતિવાર્ષિક ઇંદ્રના ઉદ્દેશથી થનારા યજ્ઞનો ભંગ થવાથી, ઇન્દ્રે કોપાયમાન થઇને ગોકુળપર જ્યારે વૃષ્ટિ કરી હતી, તે સમયે વ્રજવાસીજનો મ્હારે ભગવાનને શરણે આવીને ભજન કરવા લાગ્યા. ગોવર્ધનોદ્ધારની કથા હરિવંશ તથા ભાગવતાદિ પુરાણોમાં વિસ્તૃત છે, પરંતુ અંહી કાંઇક તેનું દિગ્દર્શન કરવામાં આવે છે.

નંદપ્રભૃતિ ગોપાળ ઇન્દ્રના સંતોષને સારૂ દરેક વરસે હોમહવન કરતા. તેજ નિયમ પ્રમાણે એક વરસ જ્યારે સઘળા યજ્ઞની તૈયારી કરી રહ્યા હતા, ત્યારે શ્રીકૃષ્ણે પૂછ્યું:—હે તાત ! આ સાહિત્ય જે ભેગું કરો છો તેનાથી ત્હમે શું કરવા માંગો છો? નંદે જવાબ દીધો:-ઇન્દ્રને પ્રસન્ન કરવા સારૂ યજ્ઞ કરવાનું વિચાર છે. કેમકે તે દેવોનો રાજા છે, તથા પર્જન્ય વૃષ્ટિવડે ધનધાન્યની વિપુલ સમૃદ્ધિ કરે છે, તેથી પ્રતિવાર્ષિક નિયમાનુસાર ત્હેમની આરાધના કરવા મ્હારી ઇચ્છા છે. પિતાનું એવું ભાષણ સાંભળીને કૃષ્ણે કહ્યું:—હે તાત ! જે પ્રમાણે વ્યભિચારિણી સ્ત્રી પતિના અન્નનું સેવન

કરીને જારની સેવા કરે છે, જેથી ત્હેનું કદી કલ્યાણ થતું નથી. તેજ પ્રમાણે જે પુરૂષ એક દેવતાના આશ્રયવડે પોતાની ઉપજીવિકા ચલાવતો હોવા છતાં આરાધના કરે છે અન્ય દેવતાની, ત્હેનું કલ્યાણ થશે નહિ. ઇંદ્રની સાથે આપને કશો સંબંધ નથી. આપણે તો નિરંતર અરણ્યમાં અથવા પર્વતના ઉપર રહીને નિર્વાહ કરી રહ્યા છીએ; એટલા માટે આપણું યોગક્ષેમ અરણ્ય તેમજ પર્વતને સ્વાધિન હોવાથી, તેઓનેજ આપણા દેવ ગણવા જોઇએ. પૃથ્વીને પર્વતનો આધાર છે અને ત્હેની શકિતથી પર્જન્યવૃષ્ટિ થાય છે. સઘળા પહાડોમાં મેરુપર્વત શ્રેષ્ઠ છે, અને ગોવર્ધન પર્વત ત્હેનોજ વંશજ હોવાથી આપે તેનીજ આરાધના કરવી ઉચિત છે.

**अत्युच्चं सकलागमप्रणयिनं विश्राममूमिं गवाम् ।**
**नित्याशेषफलास्पदं सुमनसां संसेव्यमामोदतः ॥**
**स्थावेनं समुपास्य नूनमचलं श्रेयोवनीवासिनाम् ।**
**मोहो वः सुरराजपूजनधिया कस्मादकस्मात्त्वयम् ॥**

હે તાત ! જે ગોવર્ધન પર્વત અત્યંત ઉંચો છે તથા સકલ આગમ (વૃક્ષ) જેનો આશ્રય કરીને સેવા કરી રહ્યા છે. ગાય વગેરેની વિશ્રાંતભૂમિ અને નિરંતર અખિલફલોની ઉત્પત્તિનું જે સ્થાન છે. તેમજ પુષ્પાદિકોની સુગંધવડે જે સેવન કરવાને યોગ્ય છે, એવા અરણ્યવાસીઓનું કલ્યાણધામ જે અચલ (પર્વત) ત્હેનો પરિત્યાગ કરીને દેવરાજ ઇન્દ્રનું પૂજન કરવાની બુદ્ધિથી આપ સર્વને આ મોહ અકસ્માત્ શી રીતે થયો ? તેનું મ્હને આશ્ચર્ય થાય છે. આ શ્લોકમાં શ્લિષ્ટાર્થથી બીજો ભાવ બતાવેલો છે. ગોવર્ધન ( **गवां इन्द्रियाणां वृद्धिः वर्धनं येन**) જેનાવડે ઇન્દ્રિયાદિકોની વૃદ્ધિ થાય છે. પરમાત્માજ સત્તાસ્ફૂર્તિપ્રદાન કરીને ઇન્દ્રિયાદિકોનું વર્ધન કરે છે. તથા જે અચલ (**न चलति**) ચલનરહિત અર્થાત્ સ્થિર સ્વભાવનો છે. આ 'ગોવર્ધન તેમજ અચલ પદોવડે' ચલનરહિત પરમાત્માનું ગ્રહણ કરવું. તો હવે તે કેવો હોય છે ? તે કહે છે. સર્વથી અત્યન્ત ઉચ્ચ (શ્રેષ્ઠ) છે. તથા સકલ આગમ (શાસ્ત્ર) જેને માટે પ્રીતિયુક્ત છે. અને જે ઇન્દ્રિયાદિકોની વિશ્રાન્તભૂમિ છે. અખિલ ઇન્દ્રિયો નિત્ય અનેક વ્યવસાયવડે વિશ્રાન્તિને ખાતર ત્યાં ગમન કરે છે. તેમજ સદા સકલ કર્મોના ફલનું તે સ્થાન છે, અર્થાત્ તેનાથી કર્મફલ મળે છે. તથા દેવોને પણ તે આનંદપૂર્વક સેવન કરવાને યોગ્ય છે. એવા ગોવર્ધન અચલ (પરમાત્મા)ની આરાધના છોડીને, પૃથ્વીપર સ્થિત પુરુષ અન્યની સેવાપૂજા કરે છે, એ ત્હેનામાં કેટલો બધો મોહ ઉત્પન્ન થયો છે ? જેના આશ્રયથી રહે છે, ત્હેને ભૂલી જઇને બીજા દેવો અગર મનુ-

બ્યોની આરાધના અનેકવિધ દ્રવ્યોવડે કરવાને તૈયાર થાય છે. સારાંશ, શ્રી કૃષ્ણે નંદાદિગોપાળને ગોવર્ધનપર્વતની પૂજા કરવા જે કહ્યું હતું, તેમાં સર્વ લોકોને ગોવર્ધન અચલ (અંતર્યામી પરમાત્મા)ની આરાધના કરવાનું ધ્વનિત કર્યું છે. એ પ્રમાણે શ્રીકૃષ્ણનું ભાષણ સાંભળીને ઇન્દ્રના યજ્ઞને ખાતર જે સાહિત્ય એકઠું કર્યું હતું, તેનાવડે નંદાદિગોપાળ ગોવર્ધનની પૂજા કરવા લાગ્યા. ગોપાળોના વિશ્વાસને માટે શ્રીકૃષ્ણે પ્રચંડ શરીર ધારણ કર્યું અને હું પહાડ છું. એમ લોકોને કહીને પોતે બલિભક્ષણ કર્યું.

આણી તરફ પોતાની પૂજાનો ભંગ કીધો, તેથી ઇન્દ્રને ક્રોધ ચઢયો અને ત્હેણે પ્રલય કરનારા મેઘોને ગોકુળપર વૃષ્ટિ કરીને ગોકુલવાસિઓનો નાશ કરવાનું કહ્યું. જ્યારે અત્યન્ત વૃષ્ટિ થવા લાગી, વીજળી ચમકવા લાગી, કરાઓની વૃષ્ટિ સાથે પ્રચંડ ગર્જના થવા લાગી, ત્યારે ગોપ ગોપી વગેરે સઘળા મનુષ્યો કૃષ્ણને શરણે આવીને રક્ષાને સારૂ પ્રાર્થના કરવા લાગ્યા. શરણાગતનું રક્ષણ કરવું એ તો પરમાત્માનું અખંડવ્રત! અચલ સંકલ્પ! વિશ્રુતજ છે. ત્હેમણે લીલાથી ઝટ ગોવર્ધન અચલને ઉખેડીને અંગુલીપર ધારણ કર્યો, અને ત્હેની નીચે આવવાને માટે બધાનેજ કહ્યું. આ પ્રમાણે સાત દિવસ સુધી સપ્ત વર્ષાત્મકમૂર્તિ અચલ ઉભી રહીને પોતાના ભક્તોનું રક્ષણ કર્યું. કવિ કહે છે કેઃ—

**स्यां तेष्वचलकरोऽहं ये मय्यचलान्तराःसुधियः।**
**इति बोधयन्स तादृशगोपान्पातुं तथाविधः किमभूत्॥**

જે જ્ઞાની પુરૂષો મ્હારા સ્વરુપમાં પોતાનું મન અચલ રાખે છે, ત્હેમના ઉપર હું આ પ્રમાણે અચલકર (કૃપાહસ્ત અચલ) કરીશ. એવો સર્વ લોકોને બોધ કરનારા શ્રીકૃષ્ણ, તેજ પ્રકારે પોતાને વિષે અચલચિત્ત રાખનારા ગોપાળોનું રક્ષણ કરવાને ખાતર, અચલકર ( પર્વત હાથમાં ) કરતા હતા શું ? એમ લાગે છે. કૃષ્ણનું આવું સામર્થ્ય જોઇને, ઇન્દ્રને અત્યન્ત આશ્ચર્ય થયું અને ત્હેનો ગર્વ દૂર થયો; ત્યારપછી ત્હેણે વૃષ્ટિ બંધ કરી. પછી આકાશ વાદળરહિત બન્યું અને સૂર્યોદય જણાવા લાગ્યો તથા પવન પણ બંધ થઇ ગયો, જેથી પરમાત્માએ તે ગોવર્ધનને પૂર્વસ્થાનમાં સ્થિત કર્યો. સ્વર્ગમાંથી દેવગણ, સાધ્ય, સિદ્ધ, ગંધર્વ, ચારણ ઇત્યાદિ સંતુષ્ટ થઇને શ્રીકૃષ્ણના ઉપર સ્તુતિપૂર્વક પુષ્પોની વૃષ્ટિ કરવા લાગ્યા. ઇન્દ્રને લજ્જા ઉત્પન્ન થઇ, તેથી ત્હેણે એકાન્તસ્થાનમાં આવીને પરમાત્માની સ્તુતિ કરીને અપરાધની ક્ષમા માંગી લીધી, અને સાષ્ટાંગ પ્રણિપાત કર્યા.

તાત્પર્ય કે, જે મનુષ્યો સંપત્તિ અને અધિકારથી ઇન્દ્રતુલ્ય પ્રમત્ત બનીને, ભગવદ્‌ભકતોને તુચ્છ ગણે છે, અને ત્હેમનો નાશ કરવાને પ્રવૃત્ત થાય છે, તેઓને ગર્વરહિત કરીને પરમાત્મા નીચે પટકે છે, અને અચલ-શક્તિવડે પોતાના ભકતોનું રક્ષણ કરે છે. જે ઇન્દ્ર કૃષ્ણને તુચ્છ માનતો હતો, અને અખિલ ગોકુલના નાશ વાસ્તે જેણે અમર્યાદ જલવૃષ્ટિ કરી હતી, પરંતુ તે વ્યર્થ નીવડવાથી. આખરે ત્હેને પશ્ચાત્તાપ થયો, અને નમ્ર મુખ કરીને, ઇન્દ્રિપદ ઉપરથી નીચે આવીને, તેજ કૃષ્ણને પ્રણિપાત કરવા લાગ્યો અને સ્તુતિપૂર્વક ત્હેમને શરણે થયો. ગોપાળ જાતિ અજ્ઞ અને ગોકુળમાં રહેનારી હોવા છતાં નિરન્તર શ્રી કૃષ્ણની સાથે ત્હેની ક્રીડા થતી હોવાથી તેઓના ઉપર એમની કૃપા થઇ. તેજ પ્રમાણે આપણે પણ ગો—કુલ—માં ( દેહેન્દ્રિયાદિ સંઘાતમાં તેનાપર અહંમમભાવ રાખીને ) રહીએ છીએ, અને અજ્ઞ હોવાથી ગોપાળ ( દેહેન્દ્રિયાદિકોનું અનેક વિધ ખાનપાનાદિથી રક્ષણ કરીએ) પણ છીએ, પરંતુ શ્રીકૃષ્ણની સાથે આપણી ક્રીડા નહિ થતી હોવાથી, ગોપાળોની પેઠે આપણા ઉપર ત્હેમની કૃપા થતી નથી, એટલો ફરક છે. જો ગોપાળોની પેઠે પરમાત્માના લીલા ચરિત્રને વિષે આપણું ચિત્ત સદૈવ ચોંટેલું રહેશે, તો તેઓ આપણા પ્રત્યે અચલકર થશે, અને સંસારમાંથી આપણી મુક્તતા કરશે. સર્વ પ્રકારની આર્તિ (પીડા) નો ઉદય સંસારવડે થાય છે, એથી કરીને તેનું નિમૂલન થયા પછી કોઇપણ પ્રકારની પીડા થવાની નથી, એ સિદ્ધ થયું.

એજ પ્રમાણે જરાસંધે બાવીસ હજાર રાજાઓને કોટડીમાં પૂરી રાખ્યા હતા, અને પશુપતિના યજ્ઞમાં ત્હેમની પશુતુલ્ય આહુતિ આપી દેવાનો એનો વિચાર હતો. આવી આપત્તિથી અકળાએલા રાજા લોકોએ પરમાત્માનું એકાગ્ર મનથી ભજન કરવા માંડયું અને પોતાને બંધનમાંથી મુક્ત કરાવવા સારૂ દૂતની સાથે શ્રીકૃષ્ણને પત્ર પણ મોકલી આપ્યો. તેઓની રક્ષા કરવાને ખાતર પરમાત્માએ ભીમસેન અને અર્જુનની સાથે જરાસંધની નગરીમાં જઇને યુક્તિથી ત્હેનો નાશ કર્યો, અને રાજાઓને કારાગૃહમાંથી છોડવ્યા. એવીજ રીતે, કૌરવોએ પાંચાલીને સભામાં આણીને વસ્ત્રાકર્ષણ કરીને ત્હેને નગ્ન કરવાનો વિચાર કર્યો, ત્યારે દ્રૌપદીએ પણ એકાગ્રચિત્તથી પરમાત્માને શરણે જઇને ત્હેમની પ્રાર્થના કીધી હતી.

**आकृष्यमाणे वसने द्रौपद्या चिन्तितो हरिः।**
**गोविन्द द्वारकावासिन् कृष्ण गोपीजनप्रिय ॥**

હે ગોવિન્દ ! દ્વારકાવાસી, હે કૃષ્ણ, ગોપિજન પ્રિય ! ત્હમારી દાસીને સુદ્ધાં કાલ વક્રદૃષ્ટિથી જોઈ શકે તેમ નથી, એમ હોવા છતાં હું જે ત્હમારી બ્હેન ત્હેના વસ્ત્રનું આકર્ષણ કરવાને માટે આ દુષ્ટ દુઃશાસન પ્રવૃત્ત થયો છે, અને મ્હને નગ્ન કરવાનો એનો ઇરાદો છે; મોટા આશ્ચર્યની વાત છે ! હવે જલદી આવીને મ્હારી લજ્જાનું રક્ષણ કરો તો સારૂં થાય ! નહિ તો ત્રણે લોકમાં ત્હમારી અપકીર્તિ થશે. પરમાત્માએ પોતાની પ્રિય બ્હેનનો આર્તધ્વની સાંભળ્યો, અને તેજ ક્ષણે સભામાં ગુપ્તરૂપે પ્રગટ થઇને નામાનુસાર અનંત વસ્ત્ર નિર્માણ કરીને ત્હેની લજ્જાનું રક્ષણ કર્યું. તેજ પ્રમાણે નક્રે ( મગરે ) જ્યારે ગજેન્દ્રનો ગ્રાસ કર્યો તે વખતે ત્હેણે એકાગ્રચિત્તથી પરમાત્માનું ધ્યાન અને સ્તવન કાધું, અને પોતાની શુંડમાં એક કમળ લઇને પરમાત્માને તે સમર્પણ કર્યું. પરમાત્મા પ્રેમના ભૂખ્યા હોવાથી ઝટ ત્યાં આગળ આવીને સુદર્શનવડે ત્હેમણે નક્રને મારી નાંખ્યો, અને ગજેન્દ્રનો ઉદ્ધાર કર્યો. એવાં બીજાં અનેક દૃષ્ટાન્તો છે કે જેમાં આર્તિનાશને માટે ભજન કરનારાઓ સુખી થઇ ગયા છે.

હવે બીજો જીજ્ઞાસુ ભક્ત છે, જે આત્મજ્ઞાનની ઇચ્છાથી ભગવદ્દભજન કરે છે. સૂર્યવંશીય માન્ધાતાના પુત્ર મુચુકુંદે એ પ્રમાણે પરમાત્માનું ભજન કર્યું હતું; તથા રાજા જનકે તેમજ શ્રુતદેવે પણ આત્મજ્ઞાનને સારૂ પરમાત્માનું ભજન કયું હતું. ત્રીજો ભક્ત અર્થાર્થી હોય છે; જે આ લોક તથા પરલોકના ભોગોની ઇચ્છા કરે છે. સુગ્રીવે અને વિભીષણે આ લોકના ભોગોની ઇચ્છા કરી હતી અને પરમાત્મા શ્રી રામચન્દ્રનું ભજન કર્યું હતું; જે પ્રસિદ્ધજ છે. પરમાત્માએ સુગ્રીવને કિષ્કિંધા નગરીનું રાજ્ય અને વિભીષણને લંકા નગરીનું રાજ્ય આપીને કૃતાર્થ કર્યો હતો. પારલૌકિક ભોગોની ઇચ્છા કરનારા ધ્રુવ તથા ઉપમન્યુ થઇ ગયા. ધ્રુવને પરમાત્માએ અચલપદ નિર્માણ કરી આપ્યું, અને ઉપમન્યુને ક્ષીરસમુદ્રનું આધિપત્ય સોંપ્યું. એ પ્રમાણે એ ત્રણે ( આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી ) સકામ કોટિના થયા. પરંતુ ચતુર્થ જે જ્ઞાની ( ભગવતત્ત્વ સાક્ષાત્કાર સંપન્ન ) છે, તે તો નિષ્કામ ભજન કરે છે. અને એમના શિવાય જે નિષ્કામ પ્રેમભક્ત હોય છે, તેઓને જ્ઞાનીમાંજ અંતર્ભૂત સમજવા. નિષ્કામ જ્ઞાનીભક્તના ઉદાહરણમાં સનક, નારદ, પ્રહલાદ, પૃથુરાજા, શુકાચાર્ય ઇત્યાદિ જન છે. અને નિષ્કામ પ્રેમભક્તોમાં યુધિષ્ઠિર, અક્રૂર, વ્રજવાસી ગોપીઓ વગેરેને સમજવાં. હવે પ્રથમ ગોપીઓનો પ્રેમ જુઓ. એકાદશ સ્કન્ધમાં ઉદ્ધવને પરમાત્માએ સ્વમુખે આ પ્રમાણે કહ્યું છે:—

**रामेण सार्धं मथुरां प्रणीते श्वाफल्किना मय्यनुरक्तचित्ताः ।**
**विगाढभावेन न मे वियोगतीव्राधयोऽन्यं ददृशुः सुखाय ॥**
**ता नाविदन्मय्यनुषंगबद्धधियः स्वमात्मानमदस्तथेदम् ।**
**यथा समाधौ मुनयोऽब्धितोये नद्यः प्रविष्टा इव नामरूपे ॥**

હે ઉદ્ધવ ! ગોપીઓનો પ્રેમ મ્હારા ઉપર કેવો હતો, એમ પૂછે છે તો, જે વખતે અક્રુર આવીને બલરામ સહિત મ્હને ગોકુળમાંથી મથુરા લઇ ગયા હતા, તે વખતે ગોપીઓનું મન મ્હારા સ્વરૂપને વિષે અત્યન્ત દૃઢ પ્રેમવડે આસકત થઇ ગએલું હોવાથી, મ્હારો વિયોગ દુઃસહ લાગ્યો, અને માનસિક તાપને લીધે ત્હેમને આ જગતમાં બીજો કોઈ પદાર્થ સુખકારક જણાયો નહિ. એક એક પળ તેઓને કલ્પ જેવી ભાસવા લાગી. મ્હારા વિયોગ જન્યમોહને લઇને ત્હેમને જાણે દીર્ઘકાલિક સમાધિજ પ્રાપ્ત કયા ન થઈ હોય, એવું જણાવા લાગ્યું. મ્હારામાં ત્હેમના ચિત્તની આસક્તતા હોવાથી, તેઓને સ્વદેહ, પતિપુત્રાદિ, પરલોક તથા આલોક વગેરેનું બીલકુલ ભાન રહ્યું નહિ. જે પ્રમાણે સમાધિમાં નિમગ્ન થએલા મુનિઓને આ નામ-રૂપાત્મક જગતનું ભાન હોતું નથી, અને સમુદ્રને મળી ગએલી નદીઓ પોતાના નામરૂપનો પરિત્યાગ કરી દે છે, તેવીજ એ ગોપીઓની સ્થિતિ થઈ ગઇ હતી. ગોપીઓનો કૃષ્ણના પ્રત્યે એવો નિરતિશય પ્રેમ હતો. તથા અક્રુરની પ્રેમભકિતને લીધે શ્રીકૃષ્ણે ત્હેને પોતાના દિવ્ય સ્વરૂપનું દર્શન કરાવ્યું હતું.

કંસની આજ્ઞાથી રામકૃષ્ણને ગોકુળમાં લઈ જવા સારૂ અક્રુર આવ્યા હતા. જ્યારે બન્નેને રથમાં બેસાડીને તે યમુનાને કિનારે આવ્યા અને તેના જલમાં સ્નાન કર્યું, ત્યારે પરમાત્માએ ત્યાં ત્હેને પોતાના રથસ્થ રૂપનું દર્શન કરાવ્યુ. જે પ્રમાણે શરીરમાં હું છું, તેજ પ્રમાણે ભુવન (લોક) માં પણ હું છું, એવું સર્વને જ્ઞાન કરાવવા સારૂ તે અક્રુરને શ્રીકૃષ્ણે પોતે રથમાં બેઠેલા તે રૂપ તે ભુવન (જલ) માં દેખાડયું. શ્રુતિ સ્મૃતિમાં શરીરનું રથરૂપે વર્ણન કરેલું છે, અને ભુવન શબ્દના બે અર્થ (જલ અને જગત્) થાય છે. એથી કરીને શરીરરૂપ રથમાં જે સ્થિત તેજ ભુવનમાં છે, એમ સમજવું.

**योऽहं शरीरे भुवने च सोऽहं शेषे च सोऽहं भुवने च योऽहम् ।**
**यस्तत्र सोऽहं भुवि सर्वशक्तिरित्यच्युतस्तत् क्रमशो व्यतानीत् ॥**

જ્યારે અક્રૂરે પાણીમાં શ્રીકૃષ્ણનું રૂપ જોયું, ત્યારે તો એ અંહી શી રીતે આવ્યા હશે, એ વિચારથી એમણે ઉંચે જોયું તો રથમાં બેઠેલા

શ્રીકૃષ્ણ ત્હેમની નજરે પડયા. પછી પાણીમાં ડુબકી મારી એટલે શેષની ઉપર પરમાત્મા પડી રહ્યા છે તથા ગરૂડ, નારદાદિ સ્તુતિ કરે છે, એવું ત્યાં ત્હેમના જોવામાં આવ્યું. એ દિવ્ય સ્વરૂપ જોઇને, ત્હેમની ખાતરી થઇ કે કૃષ્ણ એ સાક્ષાત્ પરબ્રહ્મ સ્વરૂપ છે. પરમાત્માએ ત્હેમને ક્રમશઃ એવું બતાવીને આ પ્રકારના જ્ઞાનનો બોધ કરી દીધો કે હું જે આ શરીરમાં છું, તેજ હું ભુવન (જગત અને જલ)માં છું. જે હું ભુવનમાં છું, તેજ હું શેષ ઉપર વિરાજું છું. જે હું શેષ ઉપર છું. તેજ હું આ પૃથ્વીના ઉપર સર્વ શક્તિઓ વડે સ્થિત છું. એનાથી અતિરિક્ત, વેદવાણીને અગોચર એવું જે નિર્વિશેષરૂપ છે, ત્હેને સર્વ ભાવરહિત (જેમની બુદ્ધિમાં કોઈ પ્રકારની વિશેષ બુદ્ધિનો ભાવ નથી, એવા) જે જ્ઞાની પુરૂષો છે, તેઓજ જાણે (સાક્ષાત્કાર કરે) છે. પરંતુ અક્રૂરના મનમાં ભુવનસ્થ તેમજ રથસ્થ સ્વરૂપ જોવાની વિશેષ ભાવના હોવાથી, ત્હેમણે ગરૂડ,શેષ, નારદાદિ ઋષિઓએ સ્તવન કરેલું એવું જે ઉત્તમ સવિશેષ સ્વરૂપ તે જોયું. તાત્પર્ય કે પરમાત્મા પોતાના ભક્તના ઉપર એવો અનુગ્રહ કરે છે કે જે વેદશાસ્ત્રસંપન્ન પુરૂષને પણ દુર્લભ હોય છે.

તેજ પ્રમાણે રાજા ધર્મનો પણ નિર્મમ તથા નિષ્કામ પ્રેમ હતો. કંસ, શિશુપાલાદિ જો કે ભય અને દ્વેષને લીધે ભગવાનનું સતત્ ચિન્તન કર્યા કરતા હતા, તોપણ અનુરક્તિરૂપ ભક્તિનો ત્હેમને વિષે અભાવ હોવાથી તેઓને ભક્ત કહી શકાય તેમ નથી. આ પ્રમાણે એ ચારેય જો કે સુકૃતિ (પુણ્યવાન્) છે, તોપણ પુણ્યની અધિકતાથી નિષ્કામતા, અને ત્હેનાવડે પણ પ્રેમની અધિકતા થતી હોવાથી, જ્ઞાનીભક્ત સર્વોત્કૃષ્ટ છે, એમ કહ્યું છે.

**तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥**

હે અર્જુન! એ ચારેમાં નિષ્કામ તત્ત્વજ્ઞાની ભક્ત સહુથી શ્રેષ્ઠ છે. કેમકે, તે સદા એકાગ્રચિત્તથી મ્હારે વિષે જોડાએલો રહે છે, અને ત્હેની એક મ્હારા પરમાત્મા વિષેજ અનુરક્તિરૂપ ભક્તિ હોય છે. આર્તાદિક ત્રણે સકામ હોઈ, કામના પરિપૂર્ણ થતાં સુધીજ ભજન કરેછે, અને ત્હેમનો કાંઈ એકલા મ્હારા સ્વરૂપને વિષેજ પ્રેમ હોતો નથી; કામનાના વિષયો પણ તેઓને પ્રિય હોય છે. પરન્તુ જ્ઞાનીભક્તોને તો હું નિરૂપાધિક પ્રીતિનો વિષય હોઉં છું. અર્થાત્ જે કારણને લીધે હું ત્હેમને અતિશય પ્રિય છું, તેજ કારણને લઇને તેઓ પણ મ્હને પરમેશ્વરને પ્રિય થઇ પડે છે. આ ઉપરથી આર્તાદિક મ્હને પ્રિય નથી, એમ નહિ સમજવું. તોઃ—

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः सहि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥

આર્તાદિક સકામ ત્રણે ભક્તો પણ ઉત્કૃષ્ટ છે. કેમકે, ત્હેમની પાસે પૂર્વજન્મમાં ભેગાં કરેલાં પુણ્યનો સંગ્રહ નહિ હત, તો તેઓ કદી મ્હારૂં ભજન કરત નહિ. કારણ વિના કાર્યની ઉત્પત્તિ થતી નથી. સ્મૃતિમાં કહ્યું છે કેઃ—

यान्यतोऽन्यानि जन्मानि तेषु नूनं कृतं भवेत् ।
सत्कृत्यं पुरुषेणेह नान्यथा ब्रह्मणि स्थितिः ॥

આ જન્મમાં જો કોઇ પુરૂષ સગુણ અગર નિર્ગુણ બ્રહ્મમાં સ્થિત છે, એવું જોવામાં આવે તો, નક્કી સમજવું કે પૂર્વ જન્મને વિષે ત્હેના હાથે સત્કર્માચરણનું ઉત્તમ પ્રકારે અનુષ્ઠાન થયું હોવું જોઇએ. એથી કરીને, એ ત્રણે આર્તાદિક મ્હારૂં ભજન કરે છે, એ પરથી એમના પુણ્યનું અનુમાન થાય છે, અને એટલામાટે મ્હને તેઓ પ્રિય પણ છે. પરન્તુ જ્ઞાનીને તો મ્હારા શિવાય પ્રીતિનો બીજો કોઇ વિષયજ નથી. હુંજ " ભગવાન વાસુદેવ છું" એવા અભેદ પૂર્વક ત્હેણે મ્હારે વિષે એકાગ્ર ચિત્તવાળા થઇને, મ્હને ભગવાન્ આનંદઘન આત્માનેજ, સર્વોત્કૃષ્ટ પરમફળ સમજીને મ્હારો અંગીકાર કર્યો છે; મ્હારાથી ભિન્ન બીજા કોઇ ફલને તે માનતો નથી, તેથી હું પણ ત્હેને નિશ્ચય પૂર્વક મ્હારો આત્મા સમજું છું. જે મ્હને જેવીરીતે માને છે, ત્હેનેપણ હું તેવીજ રીતે માનું છું. એના પરથી એ સિદ્ધ થયું કે ત્રણે સકામ ભક્ત મ્હને પ્રિય તો છે, પરન્તુ જ્ઞાની અતિશય પ્રિય હોય છે. પોતાનો આત્મા સર્વને પ્રિય હોય છેજ એ વાત સર્વના અનુભવમાં પણ છે. જ્ઞાની મ્હને પોતાનો આત્મા માને છે, તો હુંપણ ત્હેને આત્મરૂપ સમજું છું; નહિ તો હું કૃતજ્ઞને બદલે કૃતઘ્ની બની જાઉં. પરન્તુ એવો નિષ્કામ જ્ઞાની ભક્ત અતિ દુર્લભ છે, એમ સમજવું.

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

ઘણા જન્મને વિષે જ્ઞાનાર્થ પુણ્યસંસ્કાર વૃદ્ધિંગત કરતાં કરતાં ચરમ (અન્તિમ) જન્મમાં, 'આ સર્વ ચરાચર વાસુદેવરૂપજછે' એ પ્રમાણે સમજનારો જ્ઞાની સર્વાધિષ્ઠાન એવા મ્હને નિરતિશય અને નિરૂપાધિક પ્રેમથી શરણ થઇને ભજે છે. એ જીવનમુક્ત સર્વોત્કૃષ્ટ જ્ઞાતીના તુલ્ય બીજો કોઇ નથી, તો ત્હેનાથી શ્રેષ્ઠ કોણ હોઈ શકે ? એટલા માટે, સહસ્રાવધિ મનુષ્યોમાં એવો મહાત્મા મહામહેનતે પણ ભાગ્યેજ મળીશકે તેમ છે, અને એજ કારણને લીધે પરમાત્મા ત્હેને સર્વના કરતાં ઉત્કૃષ્ટ કહે છે, તે યોગ્યજ છે. આઉપરથી એ સિદ્ધ થયું કે સકામ અથવા નિષ્કામ પરમાત્માની ભક્તિ જન્માન્તરના પુણ્યકર્મ વિના સંભવતી નથી. સ્મૃતિમાં પણ કહ્યું છે કેઃ—

**नित्यनैमित्तिकैनैव नियमेनेश्वरार्पितैः।**
**बहुजन्मकृतैर्विप्रः सत्त्वशुद्धिं समश्नुते ॥**

સહસ્રાવધિ જન્માન્તરોને વિષે યજ્ઞ, દાન, તપશ્ચર્યા ઈત્યાદિ કર્માનુષ્ઠાનથી જ્યારે મનુષ્યોનાં પાપનો નાશ થાય છે, ત્યારેજ તેમનામાં શ્રીકૃષ્ણની ભક્તિ ઉત્પન્ન થાય છે. બ્રાહ્મણે અનંત જન્મોમાં કરેલાં નિત્ય નૈમિત્તિક કર્મ નિયમ પૂર્વક ઈશ્વરને અર્પણ કરવાનો ક્રમ રાખ્યો હશે, તો ત્હેનું ચિત્ત શુદ્ધ થઇને આત્મારામને સારૂ પ્રેમ (ભક્તિ) ઉત્પન્ન થયા વગર રહેશે નહિ. એજ આશયથી પરમાત્માએ શ્રીમુખેજ ગીતોપનિષદમાં કહ્યું છે કેઃ—

**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः।**

અધિકારી પુરૂષ શ્રૌત સ્માર્ત્ત સાત્વિક કર્માદિથી એ સર્વાન્તર્યામી પરમાત્માનું આરાધન કરે છે, અને ત્હેમના અનુગ્રહવડે સત્વશુદ્ધિ તથા તેનાથી ઉત્પન્ન થનારી જ્ઞાનશુદ્ધિ ક્રમશઃ સંપાદન કરે છે. આ વચન પ્રમાણે આપણે પણ જો આરાધનાપરાયણ થઇશું, તો મોક્ષાખ્ય સિદ્ધિના લાભની સાથે નરજન્મની સફલતા થશે.

આ પ્રમાણે આ દ્વિતીય ગુચ્છમાં શ્રવણકીર્તનાદિ ભકિતનું ઉદાહરણ સહિત વર્ણન કરી બતાવેલું છે. હવે અગ્રિમ તૃતીય સ્કંધમાં નામબ્રહ્મનું માહાત્મ્ય, ત્હેના સ્મરણનો વિધિ, તથા જપતપયજ્ઞાદિનું સ્વરૂપ, તેમજ રામકૃષ્ણ, હરિહર, જગદંબા વગેરે સર્વનો અભેદ, સ્મરણપાદસેવનાદિ ભકિત વિસ્તારપૂર્વક ઉદાહરણસહિત, સરહસ્ય વર્ણવામાં આવશે. પ્રસિદ્ધ થતાં સુધી રસિક વાંચકવર્ગને વિશ્રાન્તિ લેવી પડશે. પરન્તુ કલ્પદ્રુમની છાયામાંજ વિશ્રમણ કરવું જોઇએ, બીજે કાંઇ બાવળ વગેરે કંટકયુકત વૃક્ષની છાયામાં જવું નહિ. તોજ નિઃસંશય શારીરિક તાપ દૂર થઇને, અન્તઃકરણ પણ પ્રશાન્ત થશે.

આખરે જે શ્રીગુરૂદત્તાત્રયની કૃપાથી આ ગ્રન્થ લખવાની શકિત પ્રાપ્ત થઈ, તથા નિર્વિઘ્ન સમાપ્તિ થઇને રસિક ભકતજનોના હાથમાં આ કૃતિ પડી શકી, તેઓશ્રીની અનન્યતાથી પ્રાર્થના કરૂં છું કે, 'દ્વાદશ સ્કન્ધ પણ એજ પ્રકારે પ્રકાશન કરવાની શક્તિ તથા સ્ફૂર્તિ પ્રદાન કરીને નિર્વિઘ્નતાથી એ હેતુ સફલ કરે.'

**इतिश्रीमत्परमहंस परिव्राजकाचार्य सहजानंद सरस्वतीशिष्य श्रीदत्तात्रयविरचित श्री दत्तप्रबोधकल्प० मे द्वितीय स्कंधस्य द्वितीयो गुच्छः ॥ १ ॥ ॥ श्रीगुरुदत्तात्रयार्पणमस्तु ॥**

**॥ इति शिवम् ॥**

## મહારાજ શ્રીદત્તબુવા વિરચિત નીચે લખેલાં પુસ્તકો છાપવાની તૈયારીમાં છે.

## " હરિહરભક્તિરહસ્ય. "

(અર્થાત્--પુષ્પદંત વિરચિત મહિમ્નનો શિવ અને વિષ્ણુ સંબંધી વિસ્તૃત અર્થ.)

આ સ્તોત્રમાં પુષ્પદંત ગંધર્વે પોતાને અભિમત જે હરિહરની અભેદતા તે ઘણીજ કુશળતાથી વર્ણન કરેલી છે. તે શ્રી. પ. પ. મધુસૂદન સરસ્વતી સ્વામીજીએ ગીર્વાણ વાણીમાં વિસ્તૃત રીતે બતાવેલા છે. તે ટીકાને અનુસરીનેજ આ પુસ્તક ગુજરાતીમાં તૈયાર કર્યું છે. એમાં પ્રથમ શિવપક્ષીય અને પાછળથી વિષ્ણુપક્ષીય અન્વય, અર્થ, વિવરણ લખ્યું છે. તેમજ શ્લોકોમાંના સંક્ષિપ્ત વૃત્તાંત વિસ્તૃતરીતે બીજા ઉપયુક્ત શ્લોકો અને દૃષ્ટાન્ત સાથે આપેલાં છે. જે વાંચવાથી ચિત્તને આનંદ અને હરિહર વિષેની ભેદબુદ્ધિ નષ્ટ થશે.

## " નવનાથ ચરિત્ર. "

ભાગવતના એકાદશ સ્કંધમાં વિદેહ રાજાને જે નવ યોગિઓએ અપૂર્વ ઉપદેશ કરેલો છે તેમણેજ આ કલિયુગમાં ગોરક્ષ, જાલંદર, કાનીફ, મછિંદર ભર્તૃહરિ ઇત્યાદિ નવનાથરૂપે પ્રગટ થઈ વિવિધ ચમત્કાર કર્યા છે તેમનોજ વિસ્તૃત વૃત્તાંત આમાં લખેલ છે.

## 'શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ—તૃતીય અને ચતુર્થ સ્કંધ'

આ ઉપરોક્ત પુસ્તકો અગાઉ ગ્રાહક થનારને ત્રણ ચતુર્થાંશ ¾ કિંમત લઇને આપવામાં આવશે. ટપાલ વ્હી. પી. ખર્ચ જુદો પડશે. માટે નામ ઠામ નોંધાવવું.

## છપાયલી ચોપડીઓ.

**૧. હરિદાસકથાપદ્ધતિ**—જેમાં સુંદર પાંચ પૂર્વરંગ સાથે પાંચ આખ્યાનો અર્થ સહિત છે. ગ્લેઝ કાગળ, છપાઇ સુંદર, પૃષ્ઠ સંખ્યા ૨૦૦ ડેમી સાઇઝની. પ્રતો થોડી બાકી રહી છે. હાલ ઘટાડેલી કિંમત આના આઠ.

**૨. વિષ્ણુરૂપ નવગ્રહસ્તોત્ર**—જેના પાઠથી ગ્રહપીડા દૂર થાય છે. આના એકએક શ્લોકમાં વિષ્ણુ અને સૂર્યાદિ નવગ્રહના અર્થ છે તે ગુજરાતીમાં લખેલ છે. કિંમત બે આના.

**૩. દત્તબોધામૃતશતપદી**—જેમાં રાગ તાલ સહિત વિવિધ વિષયોના સુંદર પદો છે. કિંમત ચાર આના. આ બધાનો ટપાલ વ્હી. પી. ખર્ચ જુદો પડશે.

**ઠેકાણું:—મેનેજર, શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય.**

**બાલાજી ચકલા—સુરત.**

